સરસ્વતી ઓરીએન્ટલ સીરીઝ-ન-ર

॥ ॐ अर्हं नमः ॥

॥ શ્રી શંખેશ્વર પાર્શ્વનાથાય નમઃ ॥

॥ અનંતલબ્ધિનિધાન શ્રી ગૌતમસ્વામિગણધરેભ્યો નમોનમઃ ॥

॥ શ્રી વૃદ્ધિ-ધર્મ-ભક્તિ-પ્રેમ-સુબોધ-સદ્ગુરુભ્યો નમઃ ॥



મહાન્ જ્યોતિર્ધર

પૂજ્યપાદ શ્રી ઉદયપ્રભસૂરિવિરચિત

# શ્રી આરંભસિદ્ધિ

તથા

શ્રી હરિભદ્રસૂરિ વિરચિત — શ્રી રત્નશેખરસૂરિ વિરચિત

## લગ્નશુદ્ધિ અને દિનશુદ્ધિ





ટીકાકાર : પૂજ્યપાદ શ્રી હેમહંસગણિ

સંપાદક : પૂ. શ્રી આચાર્ય વિજયલબ્ધિસૂરિશ્વરજી મહારાજ

વીર સંવત : ૨૫૧૫ — ધર્મ સંવત : ૬૭ — વિક્રમ સંવત : ૨૦૪૫

સરસ્વતી પુસ્તક ભંડાર, અમદાવાદ-૧

*Saraswati Oriental Series No-2.*

Arambhasiddhi of Udaiprabhasuri, Lagnasuddhi of Haribhadrasuri and Dinsuddhi of Ratnasekharsuri with Gujarati translation.
ed by Acharya Vijay Labdhisuriji.

☐ પ્રકાશક :
અશ્વિનકુમાર બી. શાહ
સરસ્વતી પુસ્તક ભંડાર
રતનપોળ, હાથીખાના, અમદાવાદ-૩૮૦ ૦૦૧
ફોન : ૩૩૬૬૨૯

☐ સુધારાવધારા સાથેની દ્વિતીય આવૃત્તિ ૧૯૮૯



☐ નકલ : ૧૦૦૦

☐ કિંમત : રૂા. ૧૨૫-૦૦

: અન્ય પ્રાપ્તિસ્થાન :

સોમચંદ ડી. શાહ. જીવનનિવાસ સામે, પાલીતાણા.

જૈન પ્રકાશન મંદિર. દોશીવાડાની પોળ, અમદાવાદ

જૈન પુસ્તક ભંડાર. ૨૧૯/A કીકા સ્ટ્રીટ, મુંબઈ-૨.

૦ સેવંતીલાલ વી. જૈન. ૨૦ મહાજનગલી, ઝવેરીબજાર, મુંબઈ-૨.

☐ મુદ્રક :
જયેશ એ. પટેલ
યશ પ્રિન્ટર્સ
નારણપુરા, અમદાવાદ-૩૮૦ ૦૧૩

# સમર્પણ

કલિકાલ કલ્પતરુ

અચિન્ત્ય મહિમાવંત

સર્વ વિઘ્ન વિનાશક

મહાતીર્થ સ્વરૂપ

શ્રી ૧૦૮ પાર્શ્વનાથ—

ભક્તિ વિહારના પ્રણેતા

પ.પૂ શાસન પ્રભાવક આચાર્ય ભગવાન શ્રીમદ્ વિજય પ્રેમસૂરીશ્વરજી મહારાજ

પ.પૂ. આચાર્ય ભગવાન શ્રીમદ્ વિજય સુબોધ સૂરીશ્વરજી મહારાજના કરકમલમાં સાદર સમર્પણ.

કૃપાકાંક્ષી લબ્ધિવિ.

ॐ ह्रीँ अर्हं नमः

# પ્રાસ્તાવિકમ્

## ( પ્રથમાવૃત્તિ )

જ્ઞાનના જુદા જુદા પ્રકારોમાં જ્યોતિષ એક એવું વિશિષ્ટ જ્ઞાન સાધન છે કે તેનો યોગ્ય સવળો ઉપયોગ કરવાથી ઇષ્ટ સિદ્ધિ સાથે કલ્યાણ પ્રાપ્તિ પણ સુલભ બને છે. જ્યોતિષ અંગે અનેક વિચારણાઓ શિક્ષિત વર્ગમાં ચાલ્યા જ કરે છે. ભાગ્યે જ એવો કોઈ શિક્ષિત હશે ? કે જેણે જ્યોતિષ અંગે વિચાર કર્યો નહીં હોય. કેટલાક એવું કહેતા હોય છે કે અમે જ્યોતિષમાં માનતા નથી તેઓના મન ઉપર એક યા બીજી રીતે જ્યોતિષનો પ્રભાવ તો છે જ, કેમકે એવું છડે ચોક બોલનારાઓ પણ ખાનગીમાં તો ભવિષ્ય વાચન કરતા હોય છે. આ જ્યોતિષનું મૂળભૂત સ્થાન આકાશ છે. તેને ખગોળ કહેવામા આવે છે. એ ખગોળની વિચારણામાં પૂર્વ અને પશ્ચિમ ઘણી હકીકતોમાં એક મત છે. તો ઘણી વિચારણામાં જુદા જુદા મત ધરાવે છે. જૈન દર્શનની તો તે અંગે આગવી સ્વતંત્ર વિચારણા છે

સૂર્ય–ચન્દ્ર–ગ્રહ–નક્ષત્ર અને તારા એ પાંચ જ્યોતિષ છે. તેમાં સર્વ શ્રેષ્ઠ ચન્દ્ર છે સૂર્ય તેથી અલ્પ છે. સૂર્ય અને ચન્દ્ર એ બંને ઇન્દ્ર છે. બાકી સર્વ પરિવાર છે. ગ્રહો ૮૮ છે, નક્ષત્રો ૨૮ છે અને તારાઓ ૬૬૯૭૫ કોડા કોડી છે આ સર્વ એક ચન્દ્રનો પરિવાર છે જંબૂદ્વીપમા બે ચન્દ્ર અને બે સૂર્ય છે. લવણસમુદ્રમાં ચાર ચન્દ્ર અને ચાર સૂર્ય છે. ધાતકીખંડમાં બાર–બાર છે કાલોદધિમાં ૪૨–૪૨ છે અને પુષ્કરવરદ્વીપાર્ધમા ૭૨–૭૨ છે આમ સર્વ મળી અઢીદ્વીપમાં ૧૩૨ ચન્દ્ર અને ૧૩૨ સૂર્ય છે. આ સર્વ ચર જ્યોતિષ છે અર્થાત્ આ સર્વ જ્યોતિષચક્ર મેરુ પર્વતને ફરતું પ્રદક્ષિણાવર્ત ફર્યા કરે છે જ્યારે અઢીદ્વીપની બહાર જ્યોતિષચક્ર સ્થિર છે કાળની ગણના અને જ્યોતિષના વિષયનો મુખ્ય આધાર આ ચર જ્યોતિષચક્ર ઉપર છે. આ કારણે જ કાળ અઢીદ્વીપમાં–મનુષ્યક્ષેત્રમા જ છે એમ કહેવાય છે.

આર્યગ્રન્થો તથા વર્તમાનકાળના વિજ્ઞાનના અનેક આનુમાનિક સંશોધનો પણ એક યા બીજી રીતે જ્યોતિષચક્રની વિપુલ સંખ્યામાં તો એક મત જ છે. -

અહીથી જે જ્યોતિષ દેખાય છે તે તો જ્યોતિષનાં વિમાન માત્ર દેખાય છે તેમા રહેનારા દેવો તો જુદા જ હોય છે. આ વિમાનના રત્નો ઉદ્યોત કરે છે તેમાં સૂર્ય વિમાનના રત્નો પ્રકાશ સાથે આતપ પણ આપે છે. જૈન શાસ્ત્રના અનુસાર આ આતપ દૂર દૂર વધારે પડે છે વિમાનમાં રહેલા દેવો તો સ્વતંત્ર છે આ જ્યોતિષચક્ર પ્રકાશ આદિ આપવાનું અને કાળને નિયમિત કરવાનુ કાર્ય તો કરે છે. સાથે વિશ્વમાં તે તે બનાવો જે કાંઈ બને છે તેમાં તે કાંઈ કરે કે નહિ ? નથી કરતું તો એ અંગે કોઈ વિચારણા કરવા જેવી રહેતી નથી અને કરે છે તો તે કઈ રીતે કરે છે ? એ અંગે ઘણી વિચારણા કરવાની ઉપસ્થિત થાય છે.

જ્યોતિષચક્ર કાંઈપણ કરતું નથી એવી માન્યતા તો મિથ્યા છે. એ કાંઈ પણ કરે છે પણ કેવી રીતે કરે છે એ સમ્બન્ધમાં ઘણા મતો છે, એ સર્વમતોમા મુખ્ય બે મતો છે. એક મન્તવ્ય એવુ છે કે જ્યોતિષ એ શુભ–અશુભ કાર્યોનું કર્તૃત્વ ધારણ કરે છે. અને બીજુ મન્તવ્ય એ છે કે જ્યોતિષમાં કર્તૃત્વ નથી પણ સૂચકત્વ છે.

જ્યોતિષને તે તે કાર્ય કરનાર માનનારા કહે છે કે-વિશ્વમા બનતા કાર્યોમાં જ્યોતિષચક્ર જો કાંઈ પણ ન કરતુ હોય તો અમુક ગ્રહ અમુક નક્ષત્ર આદિમાં પ્રવેશ કરે એ સાથે એકદમ પરિવર્તન શાથી થાય છે. જો એવું પરિવર્તન એમને એમ થતુ હોય તો વિશ્વમાં કોઈપણ કાર્ય કારણ બની શકે નહિ. આ મન્તવ્ય અનુસાર જ્યોતિષચક્રમાથી એવા કિરણો પ્રસરે છે અને તેથી વિશ્વમાં તે તે પ્રકારની અસરો થાય છે જેમ હવા ફરે છે ને અસર થાય છે તેમ. કેટલાક જ્યોતિષને દૈવી તત્ત્વ માને છે અને તે કાર્ય કરે છે

બીજી બાજુ એવુ મંતવ્ય છે કે જ્યોતિષ એ વિશિષ્ટ નિસર્ગ તત્ત્વ છે તેમાં કર્તૃત્વ જેવું કાંઈ નથી પણ તે અષ્ટાગ નિમિત્તમાંનું એક અંગ છે અર્થાત્ તે એક નિમિત્ત છે. નિમિત્ત સૂચન કરે છે. જેમ સ્વપ્ન યોગ્ય આવ્યું હોય તો સારા-માઠા ફળનુ સૂચન કરે છે તેમ.

જ્યોતિષ ફળને કઈ રીતે સૂચન કરે છે ? એ અગે મુખ્ય આધાર ગણિત છે ગણિતની જુદી જુદી અનેક પદ્ધતિઓ છે. તે પદ્ધતિથી ગણિત કરવામા આવે પણ પરિણામ-ફળ સચુ આવતુ હોય તો તે પદ્ધતિ માન્ય છે આર્ય જ્યોતિષમા તારાઓમાથી કોઈ કોઈ વિશિષ્ટ તારાઓને મહત્ત્વ આપવામા આવ્યું છે બાકી તારાઓ અગે ખાસ ઉલ્લેખનીય કોઈ હકીકત નથી એ પછી નક્ષત્રો છે. ૨૭-૨૮ નક્ષત્રો આકાશમા નિયત ચાર ચરે છે તેનું ક્ષેત્ર મુકરર થયેલુ છે તે ક્ષેત્રમા તે તે ગ્રહો આવે છે. ને તે અસર જન્માવે છે આ નક્ષત્રોના ક્ષેત્રને બાર વિભાગમાં વહેંચી નાખવામાં આવ્યુ છે તે દરેક ભાગમાં ૨॥ નક્ષત્રનું ક્ષેત્ર આવ્યુ એ વિભાગને રાશિ કહેવામા આવે છે. નક્ષત્રની જેમ રાશિમાં પણ ગ્રહો ફરે છે અને ફળ આપે છે રાહુ અને કેતુને છોડીને બાકીના સાત ગ્રહોની ગતિ એકધારી રહેતી નથી, રાહુ અને કેતુ સદા વક્ર ગતિ કરે છે જ્યારે સૂર્ય અને ચન્દ્ર સદા સર્વદા માર્ગી જ રહે છે સૂર્ય અને ચન્દ્ર જ્યારે બન્ને સાથે હોય છે ત્યારે અમાવાસ્યા કહેવાય છે પછીથી બાર બાર અંશ સૂર્યથી ચન્દ્ર આગળ વધતો જાય છે તેમ તેમ એક એક તિથિ ગણાતી જાય છે. એક રાશિના ત્રીશ ભાગ કરવામા આવ્યા છે તે ત્રીશમા ભાગને અંશ કહેવામા આવે છે અંશના ભાગ, તેના ભાગ એમ સૂક્ષ્મ તિસૂક્ષ્મ ગણિત પ્રક્રિયા ચાલે છે અંશ પછી દરેક ભાગ ૬૦મો કરવામાં આવે છે. ને તેને કળા વિકળા પ્રતિવિકળા નામે ઓળખવામા આવે છે

આમ જ્યોતિષમા ગ્રહ અને નક્ષત્રો પ્રધાન છે. બાકી બધું તેમાથી જન્મેલુ છે. જેમ જુદા જુદા અન્નાદિમાથી જુદી જુદી વાનગીઓ બને છે. તેમ—પછી તો વાર, કરણ, યોગ આદિ મુકરર થયા. અને પંચાગનો જન્મ થયો તિથિ, વાર, નક્ષત્ર, કરણ અને યોગ એ પાચ અગો જેમા હોય તેને પંચાગ કહેવામાં આવે છે. જ્યોતિષમા આગળ ગતિ કરનારને આ પંચાગની પ્રથમ જરૂર રહે છે. પંચાગ એ જ્યોતિષ પ્રાસાદમાં પ્રવેશ કરવાનુ પ્રધાન દ્વાર છે, એ પ્રાસાદમા પ્રવેશ કર્યા પછી તો તેમા જોયા જ કરીએ એવું છે એ પ્રાસાદ એટલો વિશાળ છે અને તેમા એટલુ એટલું ભર્યું છે કે વ્યવસ્થા-પૂર્વક જો તેનુ દર્શન કરવામા ન આવે તો ભારે થઈ પડે, ગૂંચવાઈ જવાય, એવા ઘણા એમાં પ્રવેશ કરીને ગૂચવાઈ ગયા. એટલે એમા પ્રવેશ કર્યા પછી શક્તિ અનુસાર આગળ વધવુ અને સ્થિર કરતા જવું જરૂરી છે

પંચાગ જ્યોતિષથી આગળ જ્યોતિષના મોટા બે પ્રવાહો વહે છે એક જાતક જ્યોતિષ અને બીજો મુહૂર્ત જ્યોતિષ. જાતક જ્યોતિષના મુખ્ય બે ભાગ છે, એક ગણિત જ્યોતિષ અને બીજું ફળ જ્યોતિષ જાતકગણિત એ એટલુ વિશાળ છે કે જો તે સાંગોપાંગ કરવામા આવે તો એક જાતકનુ ગણિત કરતા બાર માસ લાગે, પ્રારભમાં પંચાગ, પછીથી ક્રમશ દશવર્ગની કુંડલીઓ, ગ્રહોનુ બળાબળ ભાવોની વ્યવસ્થા દશાઓ, અાન્તર્દશાઓ વગેરે સર્વ જાતક ગણિતમાં આવે છે એ ગણિત જો વ્યવસ્થિત હોય તો ફળ જ્યોતિષ બરાબર બની શકે, નહિ તો તેમાં ઘણું અંતર રહે ફળ જ્યોતિષમાં ગણિતની મેળ-

વણી કરતાં વિશેષ અનુભવ ઉપયોગી બને છે. અનુભવ વગરના એમ ને એમ ફળકથન કરનારા પાછા પડે છે યોગ્ય સમયનું ગણિત સો જ્યોતિષીઓ એક સરખુ કરશે, જ્યારે ફળાદેશમાં એવું નહિ બને. એકની એક કુંડલીનો ફળાદેશ દરેક જ્યોતિષીઓ જુદી જુદી રીતે કહેશે જુદા જુદા જ્યોતિષીઓની વાત બાજુએ રહી. એક જ જ્યોતિષી એક જ કુંડલીના ફળને આજે કાંઈક કહેશે અને કાલે કાઈક કહેશે. એટલે ફળ કથન એ અતિ અટપટો વિષય છે. જગતને જ્યોતિષ પ્રત્યે શ્રદ્ધા પણ મોટે ભાગે ફળ જ્યોતિષ જન્માવે છે અને અશ્રદ્ધા પણ એથી જ જન્મે છે.

બીજો ભાગ જે મુહૂર્તનો છે તે પણ ખૂબ વિશાળ છે જાતક કરતા એક રીતે મુહૂર્તનો વિષય ઘણો જ અટપટો છે. જાતકમાં જે થયું છે તે કેવું છે? એ જોવાનું છે. જ્યારે મુહૂર્તમાં ભાવિ કાળને તપાસવાનો છે. આ મુહૂર્તના વિષયમાં ઉત્સર્ગ, અપવાદ, તેના પણ અપવાદ, એવું ઘણું ઘણું આવે છે શાસ્ત્રીય વિચારણાની સાથે લૌકિક માન્યતાઓ પણ મુહૂર્તમાં ભળી ગઈ હોય છે. વખત જતાં એ લૌકિક માન્યતાઓ પણ એવી રૂઢ થઈ ગઈ હોય છે કે તેની નોંધ ગ્રન્થકારોને લેવી અનિવાર્ય ગણાય છે. મુહૂર્તની નાની મોટી હકીકતો લક્ષ્યમાં લેતા ક્ષણભર એમ લાગે કે રોગ વગરનું શરીર મળે તો દોષ વગરનું મુહૂર્ત મળે.

આ અંગે સંભળાતી બે વાતો લક્ષ્યમા રાખવા જેવી છે. એક જ્યોતિષી હતા. મુહૂર્તના સારા જાણકાર, પણ હતા વેદીયા ચીકણા તેમને એક પુત્રી. તે યોગ્ય વયની થઈ. એટલે તેના લગ્ન કોઈ યોગ્ય સુપાત્ર સાથે શુભ મુહૂર્તે કરવાનો જોશી મહારાજે વિચાર કર્યો એક એક પછી એક એક વર્ષના પ્રત્યેક દિવસો અને દરેક ઘડીઓ મુહૂર્તની દૃષ્ટિએ જોશી મહારાજે ચકાસી જોયા કોઈમાં તિથિ-વાર બરાબર ન હોય તો કોઈમા નક્ષત્રની ખામી હોય ત્રણે મેળ મળતા આવતા હોય તો કરણ અને યોગ ઊંધા હોય. લગ્નદોષ, હોરાદોષ, ચન્દ્ર બળનો ન આવવો. માસ અગ્રાહ્ય હોય. વર્ષ આખુ ત્યાજ્ય હોય. આમ ને આમ મુહૂર્ત જોવામાં વરસો ઉપર વરસો વીતતા ગયા. એમ ને એમ કન્યા ૬૦ વર્ષની થઈ છતાં ચોકખું મુહૂર્ત ન આવ્યું તે ન જ આવ્યું.

બીજી વાત એવી છે કે જ્યોતિષના પરમ વિદ્વાન પ્રણેતાને એકની એક પુત્રી હતી. તેના શુભ મુહૂર્તે લગ્ન કરવામાં આવ્યાં. કન્યા ચોરીમાં જ રાંડી પછી તો તેનું વૈધવ્ય અખંડિત જળવાઈ રહે તે માટે તેના પિતાએ તેને ગણિત ભણાવ્યું. ગણિતમાં જીવન આખું ક્યાં ગયું તેની પણ તે કન્યાને ખબર ન પડી પિતાનું નામ ભાસ્કરાચાર્ય કહેવાય છે ને પુત્રીનું નામ લીલાવતી. આજે પણ લીલાવતી એ ગણિતનો ગ્રન્થ વિશ્વ વિખ્યાત ભાસ્કરાચાર્યનો બનાવેલ સજીવ છે

ઉપરની બે વાતોથી મુહૂર્ત અંગે એવી વિચારણા થાય એ સ્વાભાવિક છે કે નિર્દોષ મુહૂર્ત મળવું શક્ય નથી અને કાર્ય કરવું અનિવાર્ય છે. તો શુ કરવું? મુહૂર્ત જોઈને કાર્ય કરવું કે મુહૂર્ત જોયા વગર કાર્ય કરવું? આ ગૂંચવણનો ઉકેલ મુહૂર્ત ગ્રન્થો કરે છે વિશિષ્ટ મુહૂર્ત ગ્રન્થો એવું સુન્દર માર્ગદર્શન કરાવે છે કે તે તે ઉચિત કાર્યો તે તે વિહિત મુહૂર્તે કરવાથી કાર્ય સિદ્ધિ નિર્વિઘ્ને નિરાબાધપણે થાય છે. મુહૂર્ત ગ્રન્થોને અનુસાર સારા અભ્યાસીને અવિલંબે મુહૂર્ત મળી રહે છે વિશિષ્ટ કાર્ય માટે મુહૂર્ત દુર્લભ બને પણ અસંભવિત તો ન જ બને, મુહૂર્તના સમયને ચોક્કસ કરીને તે સમયે કાર્ય કરવાની ચીવટ રાખવાથી કાર્ય સિદ્ધ થાય છે. એ રીતે મુહૂર્ત સાધવાથી જીવન ઉત્તમ અને વિશિષ્ટ બને છે. શ્રી સિદ્ધરાજ જયસિંહે સરસ્વતી નદીને તીરે સિદ્ધપુર પાટણના પાદરમા રુદ્રમાળ આરંભ્યો ત્યારે મુહૂર્ત સાધવા માટે માળવાથી ખાસ અનુભવી વૃદ્ધ વિદ્વાન જ્યોતિષીને બોલાવ્યા હતા ક્યાંય પણ બહાર નહીં જનારા એ અતિવૃદ્ધ આવા મહાન્ કાર્યને લીધે આવ્યા. ખૂબ જ કાળજીથી તેમણે મુહૂર્ત નક્કી કર્યું. દિવસ-ઘડી-પળ-વિપળ-લગ્ન-નવમાંશ વગેરે ચોક્કસ કરીને જલઘરી

યંત્ર દ્વારા એ નિયત સમયે મુકરર કરેલી ભૂમિ પર-પૂજનવિધિપૂર્વક ખીલો ખોદ્યો. સમય બરાબર સચવાયો છે. ને ખીલો શેષને માથે સ્થિર થયો છે-જાણી જ્યોતિષી હર્ષાવેશમાં આવી ગયા, નાચી ઊઠ્યા. સિદ્ધરાજે હર્ષનું કારણ પૂછ્યું ત્યારે પંડિતજીએ વાત કરી. રાજાના મનમાં કુતૂહલ થયું. રાજહઠે ભાગ ભજવ્યો. ખીલો કાઢીને જોવાનુ મન આગળ વધ્યું. કઢાવ્યો તો તેનો અગ્રભાગ લાલ રક્તવર્ણો હતો. પછીથી ત્યાંને ત્યા ખીલો ફરીથી ઠોકાવ્યો ઘડી કરી ગઈ સમય ચાલ્યો ગયો. જોષીને ખૂબ જ ખેદ થયો તેમણે રાજાને કહ્યું કે મારી સર્વ મહેનત નકામી ગઈ. પ્રથમ જે સમય હતો તે પ્રમાણે કાર્ય સિદ્ધિ એવી થાત કે યાવચ્ચન્દ્ર દિવાકરૌ-યુગના યુગ સુધી આ પ્રાસાદને ઊની આચ આવત નહીં હવે અહીં પ્રાસાદ તો ભવ્ય બનશે પણ સો વર્ષમાં તે ખંડિત થશે પછી તો જોશીજી એમને એમ ભાળવા તરફ વિદાય થઈ ગયા બન્યું પણ એમજ. સો વર્ષથી વધુ રુદ્રમાળ ટકી શકયો નહીં

આમ મુહૂર્ત અંગેની વિધવિધ હકીકતોથી મુહૂર્ત જોનારે પરિણતમતિ થવું જરૂરી છે. પરિણત મતિવાળો જરૂર જે કાંઈ હોય તે જોવે છે તે બિનજરૂરી હોય તેને મહત્ત્વ આપતો નથી. અતિપરિણત જોવાનું અને ન જોવાનુ જોઈને મુહૂર્તને ચૂંથી નાખે છે. તેને કોઈપણ મુહૂર્ત શુદ્ધ જણાતું નથી દૂધમાંથી પોરા કાઢવાનું કામ તે કરતો હોય છે અપરિણત જોશી ગમે તેમ જોઈ નાંખે છે. ને મુહૂર્ત અંગે લાંબો વિચાર ન કરતાં હાંકે રાખે છે

કેટલાક મુહૂર્ત જોનારા મુહૂર્ત અંગેનુ યોગ્ય જ્ઞાન મેળવ્યા સિવાય મુહૂર્ત ગ્રન્થોના કેટલાક એવા ઉલ્લેખોને આગળ કરીને અમુક સમય સર્વ કોઈ કાર્ય અંગે આપે છે એ પણ એક રીતે અપરિણતની કક્ષામાં આવે છે. જેમકે-વર્ષમા બેસતું વર્ષ, વસંતપંચમી, ધૂળેટી, અક્ષયતૃતીયા (અખાત્રીજ) ધનતેરસ વગેરે દિવસો કાંઇપણ જોયા વગર સારા ગણાય છે. દિવસમાં બ્રહ્મમુહૂર્ત છાયાલગ્ન, વિજયમુહૂર્ત ગોરજ સમય વગેરે ઉત્તમ ગણાય છે હકીકતમાં ઉપરોક્ત સર્વ શ્રેષ્ઠ હોવા છતાં બીજું કાંઈ જોયા વગર તે તે સમય એમને એમ લીધા કરવો કે આપ્યા કરવો એ જડતા છે. એવી જડતાથી મુહૂર્તનું તત્ત્વ મારું જાય છે. વૈદકશાસ્ત્રમાં અમુક ઔષધો વિશિષ્ટ અને સર્વવ્યાધિહર જણાવ્યાં હોય તેટલા માત્રથી બીજા ઔષધો નકામા નથી જતા કે એ જણાવેલા ઔષધો જ ઉપયોગમા લેવાતા નથી. એજ પ્રમાણે ઉપરોક્ત મુહૂર્તોનું છે.

આમ મુહૂર્ત અંગે જ્યારે વિચારણા કરવાની હોય છે. ત્યારે તેમાં પ્રધાન સાધન શાસ્ત્ર છે. જૈન-દર્શનમા આગમો એ આપ્તવાક્ય મુખ્યત્વે છે આગમોમા જ્યોતિષ અંગે તે તે સ્થળે વ્યવસ્થિત નિરૂપણ આવે છે, ખગોળ જ્યોતિષચક્રના તો સ્વતંત્ર આગમો પણ છે સૂર્યપ્રજ્ઞપ્તિ, જ્યોતિષ કરંડક વગેરે ગુરુગમ-પરમ્પરા અને યોગ્ય શ્રમ વગેરે ઓછા થતા આજે આગમ જ્યોતિષ કેટલુંક દુર્બોધ-દુર્ગમ થયુ છે વેદાંગજ્યોતિષ નામે એક ગ્રન્થ નાનો છતા અતિ મહત્ત્વનો અન્યોનો છે. તેના અર્થોનો ઉકેલ કરવા માટે ભલભલા વિદ્વાનોએ સારી એવી મહેનત કરી હતી પણ વર્ષો સુધી એનો ઉકેલ થયો ન હતો છેવટે થોડા વર્ષો પૂર્વે જ્યોતિષકરંડકને આધારે એનો ઉકેલ થયો આમ ગ્રન્થસ્ય ગ્રન્થાન્તરમ્ ટીકા વાક્ય ચરિતાર્થ બન્યું. મ્હૈસુરથી પ્રગટ થયેલ તે ગ્રન્થમાં આ સર્વ હકીકતોની ગૌરવાસ્પદ નોધ છે. આગમો પછી વિશિષ્ટ આચાર્યોના રચેલા ગ્રન્થોનું સ્થાન છે એ ગ્રન્થો ઘણા છે, જૈનદર્શન જ્યોતિષના વિષયમાં પછાત તો નથી જ વર્તમાનમા પણ અગ્રસ્થાને છે એમ કહીએ તો એમાં કોઈ પક્ષપાત કે અતિશયોક્તિ છે એવું નથી. પ્રકાશિત થયેલા સંખ્યાબંધ ગ્રન્થો છે ને તે કરતાં હસ્તલિખિત ગ્રન્થો તો ઘણા છે. જૈનાચાર્યો જ્યોતિષનું સારૂ જાણતા હોય છે એવી લોકવાયકા આ સર્વને આભારી છે.

વિશ્વની પ્રવૃત્તિના બે પ્રકાર છે એક આત્મલક્ષી અને બીજી સંસારલક્ષી સામાન્ય રીતે જીવોનો વળાંક સંસારલક્ષી પ્રવૃત્તિ તરફ વિશેષે હોય છે. જૈનદર્શનનુ પ્રધાન ધ્યેય સંસાર ઓછો થાય એ છે, એટલે જ્યોતિષનો ઉપયોગ સંસાર અંગે કરવાનું જૈનદર્શનનું વિધાન ન હોય એ સહજ છે. એથીજ

ત્યાગમાર્ગને વફાદાર રહેનારા જૈનાચાર્યો મુખ્યત્વે જ્યોતિષનો એવો ભૌતિક ઉપયોગ કરતા નથી. છતા પણ લાભાલાભનો વિશેષ વિચાર કરીને એવા પણ પ્રસંગો આવે છે કે જેમા એવા દિવ્ય જ્ઞાનનો ઉપયોગ કરવાનું શ્રેયસ્કર છે.

જગત્‌માં અમુક સ્થિતિએ નથી પહોંચ્યા એવા આત્માઓ સાવદ્ય પ્રવૃત્તિ કરવાના. એ સાવદ્ય પ્રવૃત્તિ હેય હોવા છતાં એ સ્થિતિમાં રહેલા જીવો તેને કરવી અનિવાર્ય સમજતા હોય છે. હવે એ અનિવાર્ય ગણાતી પ્રવૃત્તિ તેઓ ગમે તેમ કરે ને નીચે પડે એ સારું કે તે યોગ્ય રીતે કરીને આગળ વધે એ સારૂં ? એ એક પ્રશ્ન છે, એ પ્રશ્નનો ઉત્તર ગમે તે સમજુ એ જ આપે કે યોગ્ય રીતે કરીને આગળ વધે-ઉંચે આવે એ સારૂં. હવે પ્રશ્ન એ થાય છે કે યોગ્ય કોને કહેવું, યોગ્ય રીત કોને કહેવી ? આ યોગ્યતા સમર્થ જીવો જ જાણી શકે છે સામાન્ય કોટિના જીવો તો મોટે ભાગે અયોગ્યને યોગ્ય લેખાવીને પોતાનું હાંકે રાખતા હોય છે. પ્રથમ તીર્થંકરનો ગૃહસ્થાશ્રમમાં હોય ત્યારે લૌકિક નીતિનું જ્ઞાન કરાવવું એ પણ આચાર ગણાય છે. જો પ્રથમ પ્રભુએ આ જ્ઞાન ન આપ્યું હોત તો માનવો વ્યવહારમાં આવ્યા પછી ઘણી વિષમ સ્થિતિમાં મુકાઈ જાત અને દુઃખની પરમ્પરામાં તેનો પાર ન આવે એવા બની જાત. વ્યવહારનું યોગ્ય શિક્ષણ એ ધર્મનું પ્રથમ સોપાન છે.

સંસારમાં જાણવા જેવું બધું છે, ગ્રહણ કરવા જેવું કેટલુંક છે-બધું નથી. એમ છોડવા જેવું પણ કેટલુક છે-બધું નથી, આ ઉપાદેય અને હેય અવસ્થા ભેદે બદલાતા રહે છે. આ સર્વ હકીકતો અત્રે એટલા માટે જરૂરી છે કે-મુહૂર્તમાં કેટલાક સાવદ્ય કાર્યોનાં પણ મુહૂર્તો આવે છે પ્રશ્ન એ થાય કે એ મુહૂર્તો કેવળ જાણવા માટે જ છે કે ઉપયોગમા લેવા માટે પણ છે ? ઉત્તર લક્ષ્યમા લેવા જેવો છે; ને તેના ઉપર જણાવેલી હકીકતો ધ્યાનમા રાખવાની છે. એ હકીકતો ધ્યાનમા રહે એટલે ઉત્તર સમજાય-ને એ ઉત્તર વ્યાજબી લાગે. આ સાવદ્ય પ્રવૃત્તિઓ યોગ્ય આત્મા યોગ્ય રીતે કરી શકે તો ઓછો પાપથી લેપાય. સારા મુહૂર્તે કરાએલા એવા કાર્યો સંક્લિષ્ટ સ્થિતિથી જીવને બચાવે છે. દેશવિરતિમાં પણ પરિણામે તો લાભ જ છે.

મુહૂર્ત અંગેના અનેક ગ્રન્થો છે. તેમાં મુહૂર્તમાર્તંડ, મુહૂર્ત ચિન્તામણિ, તેની પીયૂષધારા ટીકા વગેરે ગ્રન્થો સારા ઉપયોગી અને પ્રામાણિક ગણાય છે. આ આરંભસિદ્ધિ ગ્રન્થ પણ એક વિશિષ્ટ ગ્રન્થ છે મુહૂર્ત અંગેની સૂક્ષ્મ પ્રામાણિક વિચારણા આ ગ્રન્થમાં કરવામાં આવી છે આ ગ્રન્થમાં એવી કેટલીક મુહૂર્ત અંગેની આવશ્યક ઉપયોગી હકીકતો છે કે જે બીજે ઉપલબ્ધ થતી નથી આ ગ્રન્થનું બીજું નામ વ્યવહાર ચર્યા છે. આ ગ્રન્થના રચયિતા આ જ્યોતિષ વિષયના તો પરમ નિષ્ણાત છે તે તો આ ગ્રન્થ જ પૂરાવા રૂપે છે. પણ સારા વિદ્વાન અને ચારિત્રસમ્પન્ન સમર્થ આચાર્ય છે ચૌદમી શતાબ્દિ એ તેઓશ્રીનો સત્તા સમય છે વસ્તુપાલ-તેજપાલ એ બન્ને મહામંત્રીઓને તેઓશ્રી તરફ સારો પૂજ્ય ભાવ હતો. આચાર્યપદમાં તે મંત્રીઓએ સારો લાભ લીધો હતો. સ્યાદ્વાદમંજરી જેવા સતર્ક-પૂર્ણ-સૌભાગ્યવંત ગ્રન્થના પ્રણેતા આચાર્યશ્રી મલ્લિષેણ સૂરિજીના તેઓશ્રી ગુરુમહારાજ હતા. 'ઉદયપ્રભ' એવું નામ પણ મંત્રાક્ષરમય છે એટલો વિશ્વાસ તેઓશ્રીએ શિષ્યોના હૃદયમાં જન્માવ્યો હતો. તે આચાર્ય પ્રવરશ્રી એ ઉદયપ્રભદેવસૂરિજીમહારાજ એવા લબ્ધપ્રતિષ્ઠ શુભનામે જૈન શાસનમા વિખ્યાત હતા.

તેઓશ્રીએ ૪૧૩ શ્લોક પ્રમાણ આ ગ્રન્થ રચ્યો છે. તેમાં જુદા જુદા વૃત્તો છે. શ્લોકરચના પ્રાસાદિક છે. એમાંના કેટલાક વચનો તો મુખે રહી જાય એવા છે, પાંચ વિભાગમાં આ ગ્રન્થ વહેંચી દેવામાં આવ્યો છે. તે વિભાગને વિમર્શ એવું નામ આપવામાં આવ્યું છે એ વિમર્શમાં જુદા જુદા પ્રકરણો પાડયા છે. પ્રકરણને દ્વાર નામે ઓળખાવવામાં આવ્યા છે તેમાં પ્રથમ વિમર્શમાં ચાર દ્વાર છે. તે અનુક્રમે ૧. તિથિ, ૨. વાર, ૩. નક્ષત્ર ૪ યોગ એ ચાર વિષયને સમજાવે છે. ૮૪ શ્લોક પ્રમાણ

આ વિમર્શ છે બીજા વિમર્શમાં ૫ રાશિ અને ૬ ગોચર એમ બે દ્વાર છે ને ૭૩ શ્લોક પ્રમાણુ છે. ત્રીજા વિમર્શમાં એક કાર્ય દ્વારોજ ૭ છે તેના ૮૨ શ્લોકો છે, ચોથા વિમર્શમાં ૮ ગમ અને ૯ વાસ્તુ એમ બે દ્વારો ૮૮ શ્લોક પ્રમાણુ છે ને પાંચમા વિમર્શમાં ૧૦ વિલગ્ન અને ૧૧ મિશ્ર એમ બે દ્વારો છે શ્લોક પ્રમાણુ ૮૬ છે આમ ઉપયોગી વિષયોથી સભર આ ગ્રન્થનુ પ્રમાણુ વિશાળ ન ગણાય અભ્યાસીને અનુકૂળ રહે એવું છે. આ ગ્રન્થ ઉપર સવત ૧૫૧૪ આષાઢ શુક્લા દ્વિતીયા દિવસે પૂર્ણ થયેલ સુધીશૃંગાર નામનુ વિવરણુ છે. તે વાચનાચાર્ય શ્રી હેમહંસગણિએ રચેલુ છે. વાર્તિક નામે તેની પ્રસિદ્ધિ છે આ વાર્તિકમાં જ્યોતિષનો વિશાળ અનુભવ ગ્રન્થકારે ગ્રન્થને અને આચારને વફાદાર રહીને ઠાલવ્યો છે, ગ્રન્થને અતે ગૂ થેલી પ્રશસ્તિ તેઓશ્રીની પરમ્પરાનો સ્પષ્ટ પરિચય કરાવે છે. જેમ નન્દનવનમાં કલ્પપાદપો થાય તેમ કેટલીક પરમ્પરા એવી વિશિષ્ટ હોય છે કે તેમાં એક એક આત્મા આગવી વિશિષ્ટતા ધરાવતા હોય છે. યુગ પ્રધાન આચાર્ય શ્રી સોમસુન્દર સૂરિજી મહારાજની પરમ્પરાનું પણુ સૌભાગ્ય એવું છે ઇતિહાસની કડીઓ પણુ આ પ્રશસ્તિને પુષ્ટ કરે છે

મૂળગ્રન્થ અને વાર્તિક એ બન્ને સંસ્કૃત ભાષામાં રચાએલા છે. પ્રસ્તુત પ્રકાશનમાં મૂળ ગ્રન્થ સંસ્કૃતમાં આપ્યો છે તેનું ગૂર્જરભાષામાં ભાષાન્તર આપ્યું છે. વાર્તિકનું પણ એજ પ્રમાણે ભાષાન્તર માત્ર આપ્યું છે. આ ગ્રન્થ પ્રથમ ભીમસિંહ માણેક તરફથી પ્રકાશિત થયો હતો જે પ્રકાશન હવે સુલભ નથી પુનર્મુદ્રણુ આવશ્યક હતું. જે આ પ્રકાશનથી સાધવામાં આવ્યું છે. મુનિવર્યથી લબ્ધિ વિજયજી (વર્તમાનમાં આ શ્રી લબ્ધિ સૂરીશ્વરજી મ ) એ આ અંગે સારી એવી જહેમત લીધી છે. જ્ઞાનભક્તિના અપૂર્વ લાભ સાથે આવા ઉપયોગી પ્રકાશનોથી ઉપકાર પણુ રહે છે શુદ્ધમુદ્રણ થાય એ અંગે વિશેષ ચીવટ રાખવાની જરૂર હતી એમ તો લાગે એવુ છે જ છતાં ૪૭૬ પૃષ્ઠ પ્રમાણુ આ ગ્રન્થ ઉપયોગમાં અલ્પ પણુ ઓછાશ આપે એવો નથી લગ્નશુદ્ધિ અને દિનશુદ્ધિ એ બન્ને ગ્રન્થો પણુ આમા પણુ પાછળ આપેલા છે ને તે પણુ અતિ ઉપયુક્ત છે

સંસ્કૃત ભાષાના અનભિજ્ઞોને તો ભાષાંતર ઉપયોગી બને છે પણુ જાણુકારોને પણુ સરલતા પડે માટે ભાષાંતરોને ઉપયોગમાં લે છે ભાષાંતરનો ઉપયોગ કરનારે જો સસ્કૃત ભાષાનું જ્ઞાન હોય તો મૂળ ગ્રન્થ સસ્કૃત ભાષામાં લખાયેલ છે તે ગમથી વાંચી જવા-ભણુવા જરૂર શ્રમ કરવો એથી જ્ઞાનમા સારી એવી વૃદ્ધિ થશે. અને કોઈ ત્રુટિઓ હશે તે દૂર થશે કેટલાક ગ્રન્થોના ભાષાતરો અધિકૃતને હાથે થયેલા હોય છે જેનો ઉપયોગ કરવામા કોઈ દહેશત રાખવાનુ કારણુ નથી. બીજી બાજુ અનિર્બન્ધ સ્થિતિમાં કેટલાક અનધિકૃત આત્માઓ પણુ વિશિષ્ટ ગ્રંથના ભાષાતરો મનસ્વીપણે કાગળ અને કલમનો સબંધ કરાવીને ચીતરી મારતા હોય છે એવા ભાષાંતરોનાં ઉપયોગ કરનારને તો હાનિ કરે છે પણુ મૂળગ્રન્થકારને પણુ વિરૂપ રજુ કરે છે પ્રસ્તુતમા એવું નથી થયુ એ પ્રશસ્ય છે

કોઈ એવો વિશિષ્ટ ગણાતો દેશ નથી કે જ્યાં જ્યોતિષની પ્રતિષ્ઠા ન હોય. યુરોપમાં રાફેલની એફેમેરીની સારી પ્રતિષ્ઠા છે. ત્યા પણુ આ વિદ્યાને અનુસાર ફળ કથન કરવામાં આવે છે માનવ સ્વભાવ એવો છે કે તેને પોતાનું ભૂત-ભવિષ્ય જાણુવાની ઇચ્છા અદમ્યપણે રહેતી હોય છે ભૂતકાળની સદ્ભૂત વાતો કોઈ કહેશે ત્યારે એ કહેનાર ઉપર વિશ્વાસ જન્મે છે વિશ્વાસના અનુસંધાનમાં તેનાથી તે ભવિષ્ય જાણુવા માટે આતુર બને છે આ વૃત્તિનો ગેરલાભ કેટલાક લેભાગુઓ સૂંઢને ગાગડે ગાશ્રી કહેવરાવનારા ઊઠાવતા હોય છે પણુ તેથી વિશ્વમાં સારા જાણુકાર નથી હોતા એવુ નથી એવા વિશિષ્ટ જાણુકારો વિશેષ લાભ દેખાય ત્યારે જ આવા દિવ્ય જ્ઞાનનો ઉપયોગ કરે છે. રાજા વગેરે વિશિષ્ટ સ્થાન ધરાવતા જીવેનું કાળજીપૂર્વક ભવિષ્ય કથન કરવાથી બને પક્ષે લાભ થતો, દેશ ઉપર કોઈ એવા સારા નરસા પ્રસંગો બનવાના હોય તો તે અંગે પણુ આ જ્ઞાનનો ઉપયોગ કરવામાં આવતો ગમે તેમ આ વિદ્યાને વેડફી નાંખવામાં આવતી નહી. દૈવજ્ઞોની એવી પ્રતિષ્ઠા હતી કે એમનું કથન એટલે જાણે સર્વજ્ઞનું કથન, વૃષ્ટિ

થશે કે નહિ ? થશે તો કેવી થશે ? કોઈ ઉપદ્રવ આવશે ? એ કેવો હશે ? લડાઈ થશે ? જીવન સુકર રહેશે કે દુષ્કર ? આયુષ્યની પરિસ્થિતિ કેવી છે ? વગેરે વાતો જ્યોતિષ નજર- સામે ન હોય એ પ્રમાણે કહે છે. ફળ-કથનમાં સંહિતા ગ્રંથો સારી નામના ધરાવે છે

આવા ફળ કથનનો એક પ્રસંગ છે. એક રાજાને જ્યોતિષ વિદ્યાની પરીક્ષા કરવાનુ મન થયુ રાજ્યમાં અમોઘ વચન જ્યોતિષી હતા. તેમને બોલાવ્યા. વાતચીત ચાલી અને રાજાએ પૂછ્યું કે, કહો આવતી કાલે મને શું ખાવા મળશે ? આવા પ્રશ્નોનો ઉત્તર એમ ને એમ સહસા આપી દેવાથી વિદ્યાનું ગૌરવ હણાય છે. એટલે જ્યોતિષીએ એક ચબરખી ઉપર લખીને તે ગુપ્ત કરીને મંત્રીને આપી. બીજે દિવસે રાજાસાહેબ ભોજન કરી લે પછી આ વાચજો. બીજે દિવસે રોજની માફક રાજા સમય થયો એટલે રસોડે જમવા માટે બેઠો. ત્યા તો અંતઃપુરમાં કલહ જાગ્યો જે શમાવવા માટે રાજાને ગયા વગર છૂટકો જ ન હતો. રાજા ભૂખ્યો ને ભૂખ્યો ઊઠયો અંતઃપુરને થાળે પાડતાં ચાર-પાંચ વાગી ગયા ભૂખ કકડીને લાગી હતી. રસોડે આવ્યો ત્યારે ખીચડી સિવાય કાંઈ તૈયાર ન હતું ભૂખને તો ખાવા જ જોઈએ. રાજાએ એમને એમ ખીચડી ખાઈને પેટ ભર્યું પછી રાજાને યાદ આવ્યું. મંત્રી પાસે પેલી ચિઠ્ઠી ખોલાવી તો તેમા લખ્યું હતુ "રાજા સાંજે ખીચડી ખાશે." રાજા હેરત પામી ગયો આ શક્તિ જ્યોતિષમાં છે.

આવો જ એક બીજો પ્રસંગ છે. રાજા, મંત્રી. અધિકારીઓ વગેરે એક સુંદર મકાનમાં ભેગા મળ્યા છે. તેમાં રાજજોશી પણ છે. રાજ્યની-દેશની અનેક વાતો ચર્ચાય છે. રમુજ પણ ઘણી ચાલે છે. રાજાનું મન એટલે પુછવું જ શું ? ઘણી વાતો થઈ તેમાં રાજાએ એકાએક જ્યોતિષીને પૂછ્યુ. કહો- આ મકાનમાંથી કયે દરવાજેથી હું બહાર નીકળીશ ? એ મકાનને બે જ દ્વાર હતાં, જોશીએ તરત જ ટીપણું ઉકેલ્યું, ગ્રહો માંડયા, લખીને કવર બંધ કરીને મંત્રીને સોંપી દીધું. રાજા સાહેબને કહ્યું કે આપ જે દ્વારથી નીકળવાના છો તે આમાં લખ્યું છે. હવે આપને જે યોગ્ય કરવું હોય તે કરી શકો છો. રાજાને જોષીને ખોટા પાડવાનું મન હતું એટલે તેણે તુરત જ કડીયા-કારીગરોને બોલાવ્યા અને તે મકાનની એક ભીંત તોડાવી નાંખીને રાજા બહાર નીકળ્યો રાજાના મનમા હતું કે જોશીએ બેમાંથી ગમે તે એક બારણું લખ્યું હશે ? પણ બહાર નીકળ્યા પછી કવર ખોલીને ચિઠ્ઠી વાંચી તો રાજા આશ્ચર્ય પામી ગયો. ચિઠ્ઠીમાં સ્પષ્ટ લખ્યું હતું કે રાજા બેમાંથી એકે દરવાજેથી નહીં પણ ભીંત તોડાવીને બહાર નીકળશે. આ સર્વ હકીકતો રમુજી હોવા છતાંય જ્યોતિષ-શાસ્ત્ર પ્રત્યે બહુમાન ઉત્પન્ન કરનારી છે

તીડા જોષી જેવી વાતો પણ આ અંગે બનતી હોય છે. એ તો વાગ્યું તો તીર, નહિ તો થોથું. એના જેવી છે. 'पुत्रो न पुत्री' જેવું તો ચાલુ જ્યોતિષીઓ ઘણા કરતા હોય છે.

જ્યોતિષ એ નયન છે અને મુહૂર્ત એ દીવો છે. નયન અને દીવો મેળવીને એના ઉજ્જવળ પ્રકાશમાં માર્ગ પર આગળ વધવું એ બુદ્ધિનું લક્ષણ છે. વિશ્વમાં પુણ્યકાર્યો સુમુહૂર્તે કરાય તો વિશ્વમાં પુણ્ય પાંગરે, પાપ પાછું પડે પુણ્ય પુણ્યને વધારતું જાય તો પરિણામે પરમ સ્થિતિ પ્રાપ્ત કરતાં વિશ્વને વાર ન લાગે. આવા પવિત્ર ગ્રન્થોનું એ જ ઉદ્દિષ્ટ હોય છે. એ સાર્થક કરવા સહૃદયો સજ્જ રહે એજ ભાવના.

શ્રી અમૃત પુણ્યોદય જ્ઞાનશાળા
સં. ૨૦૨૭-મહા, શુદિ-૫-રવિવાર
વસંતપંચમી.
તા. ૩૧-૧-૧૯૭૧

વિજયધર્મધુરન્ધરસૂરિજી
શ્રી કેસરિયાજી નગર
પાલિતાણા
(સૌરાષ્ટ્ર)

# દ્વિતીય આવૃત્તિના અનુસંધાનમાં બે બોલ

વીતરાગ પરમાત્માના શાસનમાં આઠ પ્રભાવક મહાપુરુષોનું સ્થાન મહત્ત્વનું છે. એક એકથી ચડીયાતા મહાપુરુષો થઈ ગયા. તેમા વળી પૂ ચતુર્દશ પૂર્વધર ભદ્રબાહુ સ્વામિજી મહારાજ મહાન નૈમિત્તિક તરીકે પંકાઈ ગયા એમનું નૈમિત્તિક (જ્યોતિષ) જ્ઞાન અપૂર્વ હતું જેની પ્રતીતિ ભદ્રબાહુ સંહિતા કરાવે છે.

આરંભસિદ્ધિના કર્તા પૂ ઉદયપ્રભસૂરિજી મહારાજ પણ સમર્થ જ્યોતિર્વિદ હતા આ ગ્રંથમા તેમણે એક એક વિષયની બહુ જ સૂક્ષ્મ છણાવટ કરી છે અને અનેક ગ્રંથકારોના અભિપ્રાય ટાંક્યા છે

આવા મહાન ગ્રંથનું સંપાદન પહેલી આવૃત્તિ રૂપે આજથી અઢાર વર્ષ પહેલાં કરેલ. જેના જેના હાથમાં આ પુસ્તક ગયું તે દરેકને બહુ જ ગમી ગયુ કારણ કે આપણા મહાન દીક્ષાપ્રતિષ્ઠાદિના મુહૂર્તો જોવાં હોય તો આ ગ્રંથનો આધાર લેવામા આવે છે

એટલે દરેકને આ ગ્રંથ બહુ જ ઉપયોગી હોવાથી અને પ્રથમ આવૃત્તિની નકલો ખલાસ થઈ ગયેલ હોવાથી બીજી આવૃત્તિ બહાર પાડવાનો વિચાર કર્યો તે દરમ્યાન યોગાનુયોગ **શ્રી સરસ્વતી પુસ્તક ભંડારવાળા શ્રી હીરાભાઈની** સાથે આ સંબંધી ચર્ચા વિચારણા કરી અને પ્રકાશનની જવાબદારી સંપૂર્ણ તેમણે સ્વીકારી લીધી. અને આખો ગ્રંથ ટૂંક સમયમાં સરસ રીતે તૈયાર થયો. બીજી આવૃત્તિમા વિશેષ સ્પષ્ટતા માટે ટિપ્પણ મૂકેલ છે. એ સિવાય શુદ્ધિ ઉપર પણ ભાર વધુ આપેલ છે. જેથી જોવામા સુગમતા રહે એજ આ ગ્રંથના માધ્યમથી પૂ આચાર્ય ભગવાનાદિ, સાધુ-સાધ્વીજી શુભ માંગલિક મુહૂર્તોનો ઉપયોગ કરી શાસન પ્રભાવના કરે એજ અભ્યર્થના.

**વિજય લબ્ધિસૂરિ**
અક્ષય તૃતીયા
તા. ૭-૫-૮૯
**મોરબી**

# અનુક્રમણિકા

## પ્રથમ વિમર્શ

### તિથિદ્વાર ૧



### વારદ્વાર ૨



### નક્ષત્રદ્વાર ૩

## વિમર્શ ૨

## રાશિદ્વાર ૫

## વિમર્શ ૪

### ગમદ્વાર ૮

## વાસ્તુદ્વાર ૯



## વિમર્શ ૫

## વિલગ્નદ્વાર ૧૦

## મિશ્રદ્વાર. ૧૧

# લગ્નશુદ્ધિની અનુક્રમણિકા

## ગોચર શુદ્ધિ–૧



## દિનશુદ્ધિ–૨.

# દિનશુદ્ધિની અનુક્રમણિકા

ॐ नमः सिद्धम्

# સંપાદકીય

चन्द्रार्क-ग्रह-नक्षत्र-तारका गगनस्थिताः ।
ते चरगतयो नित्यं राजन्ते स्व-स्व-तेजसा ॥ १ ॥

शुभानामशुभानाञ्च, कर्मणां फलसूचकम् ।
ज्योतिश्चक्रमिदं नृणा-मित्युक्तं पूर्वसूरिभिः ॥ २ ॥

અર્થ:—નિત્ય ચર ગતિવાળા એવા ચંદ્ર, સૂર્ય, ગ્રહ, નક્ષત્ર અને તારાઓ આકાશ મંડલમાં પોતપોતાના તેજથી શોભી રહ્યા છે (૧) આ પાચનું બનેલું જ્યોતિષ ચક્ર, મનુષ્યોના શુભ અને અશુભ કર્મોના ફલોનું સૂચક બને છે એ પ્રમાણે પૂર્વાચાર્યો વડે કહેવાયું છે.

અનંત પરમોપકારી શ્રી અરિહંત પરમાત્માના શાસનમાં મુખ્ય રૂપે ચાર અનુયોગ કહ્યા છે. દ્રવ્યાનુયોગ, ગણિતાનુયોગ, ચરણકરણાનુયોગ અને ધર્મકથાનુયોગ. આપણે અહીં ગણિતાનુયોગ વિષે ખાસ વિચાર કરવાનો છે.

ગણિતાનુયોગ બે વિભાગમાં વહેંચાયેલો છે. ભૂગોળ અને ખગોળ. ભૂગોળ એટલે પૃથ્વી સંબંધી અને ખગોળ એટલે આકાશ સંબંધી. ભૂગોળમાં જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ, દ્વીપસાગર પ્રજ્ઞપ્તિ વિગેરે ખગોળમા ચંદ્ર પ્રજ્ઞપ્તિ, સૂર્યપ્રજ્ઞપ્તિ વિગેરે.

જૈન દર્શનમાં દેવો ચાર વિભાગમાં વહેંચાયેલા છે ભવનપતિ, વ્યંતર, જ્યોતિષી અને વૈમાનિક. તેમાં જ્યોતિષી દેવોની પાંચ જાતિ છે ચંદ્ર, સૂર્ય, ગ્રહ, નક્ષત્ર અને તારા, એ પાચે જાતિના દેવોના વિમાનો છે. તેમાં તેઓ રહે છે

વિશ્વ અનાદિ અને સ્થિર છે ત્યારે ચંદ્ર-સૂર્યાદિ અનાદિ કાળથી ભ્રમણશીલ છે જિનાગમમા આંગલના ત્રણ પ્રકારો જણાવેલ છે. આત્માંગુલ, ઉત્સેધાગુલ અને પ્રમાણાગુલ. વર્તમાન કાળના મનુષ્યોના આગળાથી જે માપ લેવાય છે તેને ઉત્સેધાગુલ કહેવાય છે. તે તે કાળના સપ્રમાણ મનુષ્યોના આંગલા દ્વારા જે માપ લેવાય છે તેને આત્માંગુલ કહેવાય, તથા પાચસો ધનુષની ઊંચી કાયાવાળા માણસોના આંગલાથી જે માપ લેવાય છે તેને પ્રમાણાગુલ કહેવાય છે દા. ત. આપણી ઉત્તર દિશાએ પ્રમાણાંગુલે લાખ યોજન લાંબા અને પહોળા જંબૂદ્વીપમાં જે મેરૂ નામે લાખ યોજન ઊંચો પર્વત છે તે પ્રમાણાંગુલે છે. તે પર્વતની સમભૂતલા પૃથ્વીથી અમુક યોજનની ઊંચાઈએ ચંદ્ર, સૂર્ય, ગ્રહ નક્ષત્ર અને તારાઓ મેરૂ પર્વતની આસપાસ પોતપોતાની કક્ષામા રહીને પ્રદક્ષિણાવર્ત ફરી રહ્યા છે. તેનું વર્ણન નીચે મુજબ છે

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ચંદ્ર | યોજન | ૮૮૦ | | શુક્ર | યોજન | ૮૯૧ |
| સૂર્ય | ,, | ૮૦૦ | | શનિ | ,, | ૯૦૦ |
| મંગળ | ,, | ૮૯૭ | | નક્ષત્ર | ,, | ૮૮૪ |
| બુધ | ,, | ૮૮૮ | | તારા | ,, | ૭૯૦ |
| ગુરૂ | ,, | ૮૯૪ | ઊંચે રહીને પ્રદક્ષિણા વર્તે ફરી રહ્યા છે. | | | |

જૈન દર્શનમાં જ્યોતિષ ચક્રના બે પ્રકાર છે ચર અને સ્થિર. અઢી દ્વીપ (જંબૂદ્વીપ, ધાતકી ખંડ અને અર્ધપુષ્કરાવર્ત દ્વીપ) માં જે જ્યોતિષ ચક્ર છે તે ચર છે. એમાં ચંદ્ર ૧૩૨, અને સૂર્ય ૧૩૨ મળી ૨૬૪ની સંખ્યામાં ચંદ્ર-સૂર્ય છે. તેઓ સદા અઢીદ્વીપમાં ભ્રમણશીલ હોવાથી ચર કહેવાય છે અને અઢીદ્વીપની બહાર જે જ્યોતિષ ચક્ર છે, તે સ્થિર છે. અહીં આપણે ચર જ્યોતિષ ચક્રનો વિચાર કરીએ છીએ આ પાંચે જ્યોતિષ ચક્રમાં ચંદ્ર શ્રેષ્ઠ છે. એનાથી ઉતરતો સૂર્ય છે, ચંદ્ર અને સૂર્ય બન્ને ઇન્દ્ર છે, સદા માર્ગી હોય છે, અહિંથી જે સૂર્ય-ચંદ્ર દેખાય છે. તે ઇન્દ્રો દેખાતા નથી પરંતુ એમના વિમાનો દેખાય છે. ગ્રહો ૮૮ છે એમનાં નામોની કલ્પસૂત્રની ટીકામાં નોંધ છે; નક્ષત્રો ૨૮ છે અને તારાઓની ૬૬૯૭૫ કોડા કોડીની સંખ્યા છે. આ બધો પરિવાર એક જ ચંદ્રનો છે. ૧૩૨ ચંદ્ર અને ૧૩૨ સૂર્યની વિગત-જંબૂદ્વીપમા બે ચંદ્ર અને બે સૂર્ય છે, લવણ સમુદ્રમાં ચાર ચંદ્ર અને ચાર સૂર્ય છે. ધાતકી ખંડમાં બાર ચંદ્ર અને બાર સૂર્ય છે. કાલોદધિમાં બેતાલીશ ચંદ્ર અને બેતાલીશ સૂર્ય છે. તથા પુષ્કરાર્ધદ્વીપમાં બહોતેર ચંદ્ર અને બહોંતેર સૂર્ય છે. અઢીદ્વીપની અંદર જે જ્યોતિષ ચક્ર ચર અને એની બહારનું સ્થિર હોવાનુ કારણ એ છે કે અઢીદ્વીપની અંદર જ મનુષ્યોનુ જન્મ અને મરણ હોય છે, એની બહાર જન્મ કે મરણ નથી. તેથી શુભાશુભ મુહૂર્તો દેવ, નારકી કે તિર્યંચ ગતિના જીવો માટે જોવાતા નથી માત્ર મનુષ્યો માટે જ મુહૂર્તો જોવાય છે. ઊર્ધ્વ લોકમા દેવોનો વાસ છે. અધો લોકમાં નારકીના જીવો રહે છે. અને મનુષ્ય લોકમાં તિર્યંચોને દ કરી અઢીદ્વીપમા જ મનુષ્ય ક્ષેત્ર છે, જ્યાં મનુષ્યોના જન્મ કે મરણની ક્રિયા થતી હોય ત્યાં કાલની ણનાનો મુખ્ય આધાર ચર જ્યોતિષ ચક્ર ઉપર રહેલો છે. જ્યોતિષ ચક્રની મુખ્ય ગણના ગ્રહો અને નક્ષત્રોની હોય છે.

ગ્રહો નવ :—ચંદ્ર સૂર્ય મંગલ બુધ ગુરુ શુક્ર શનિ રાહુ અને કેતુ. વારો અને ગ્રહોમા કોઈ ભિન્નતા ગણાતી નથી ચંદ્ર સૂર્ય સદા માર્ગી છે. રાહુ કેતુ સદા વક્રી છે. ત્યારે મંગલ બુધ ગુરુ શુક્ર અને શનિ એ પાચે ગ્રહો માર્ગી અને વક્રી હોય છે નિરયન પદ્ધતિએ સર્વ ગ્રહો ચંદ્રના સભ્યો છે અને સાયન પદ્ધતિએ ગણતાં સર્વ ગ્રહો સૂર્યના સભ્યો કહેવાય છે. આજે વૈજ્ઞાનિકો એપોલો અને લ્યુના દ્વારા ચંદ્રલોકમાં પહોચી ગયા છે. એવો એનો વિચાર અને પ્રસાર કર્યો કે જેથી ભલભલા ભણેલાઓની બુદ્ધિમા ભ્રમ થયો. પરંતુ જ્ઞાનીઓ તો આ વાતને સ્પષ્ટ અસત્ય સાથે કપોલ કલ્પિત માને છે. સર્વ ધર્મ નેતાઓ પણ આ વાતનો સ્વીકાર કરતા નથી. કદાચ આ એપોલો અને લ્યુના જરૂર કોઈ પર્વતની મેખલા ઉપર ચોક્કસ ઉતર્યા હશે તેમ લાગે છે. ચંદ્ર સૂર્યના વિમાનો તો સ્ફટિક રત્નના છે. ત્યાં માટી કે પથરા નથી. એની પાછળ અબજો રૂપિયાનો ધૂમાડો કરીને અંતે લાવ્યા તો માટી અને ઢેફા જ ને! અહિં પણ માટી અને પથરા તો ઘણા છે. માટે જ્યોતિષ ચક્ર એ પૂર્વોપાર્જિત કર્મનું સૂચક છે. શ્રદ્ધા અને વિશ્વાસથી જરાય ચલિત થવા જેવું નથી. આ શાસ્ત્રો તો "મેન મેઈડ" નથી "ગોડ મેઈડ" છે માટે શંકાને સ્થાન હોય જ નહિ! જ્યોતિષ ચક્રના પાંચે અંગોમાંથી તારાના વિમાનો શીઘ્રગતિવાળા છે, દર ચોવીસ કલાકે પોતાના સ્થાનમાં પહોચી જાય છે. કહ્યું છે કે— "णक्खत्तेहिंतो तारा सिग्घगाति" એટલે નક્ષત્રનાં વિમાનો કરતાં તારાના વિમાનોની શીઘ્ર ગતિ છે.

ગ્રહો તે જ વારો છે. અને વારો તે જ ગ્રહો છે. તો પછી રાહુ કેતુ વાર માટે શું? શાસ્ત્રકારે રાહુને બુધના ઘરનો, અને કેતુને ગુરુના ઘરનો ગણેલો છે!

જંબૂદ્વીપમાં જ્યોતિષચક્ર ડબલ છે. એટલે ચંદ્ર-સૂર્ય બબ્બે છે. એક સૂર્ય જ્યાં ઉદય પામે છે તે જ સ્થાને બીજા સૂર્યને ફરી મૂલ સ્થાને ઉદય પામતાં ૪૮ કલાક લાગે છે. સૂર્યના ભ્રમણ માટે

જંબૂદ્વીપમાં ચાર સ્થાનો છે (૧) ભરતક્ષેત્ર, (૨) પશ્ચિમ મહાવિદેહ (૩) ઐરવતક્ષેત્ર (૪) પૂર્વમહાવિદેહ, આ ચારે સ્થાનોમાં સૂર્ય લગભગ બાર–બાર કલાક પ્રકાશ આપે છે, તે બન્ને સૂર્યોમાંથી જ્યારે એક સૂર્ય ભરતક્ષેત્રમા હોય ત્યારે બીજો સૂર્ય તેની સામે ઐરવત ક્ષેત્રમા હોય છે એટલે આ બન્ને ક્ષેત્રમાં દિવસ હોય ત્યારે તે સમયે પૂર્વ પશ્ચિમ મહાવિદેહ ક્ષેત્રમા રાત્રિ હોય છે આ ક્રમે ભરત અને ઐરવતક્ષેત્રમાથી બન્ને સૂર્ય ચાલ્યા જતા ત્યા રાત્રિ પડે છે પૂર્વ અને પશ્ચિમ મહાવિદેહ ક્ષેત્રમા દિવસોદય થાય છે. સૂર્યને ભ્રમણ કરવા માટે ૧૮૪ માડલા છે, મત્સ્ય પુરાણમા કહ્યું છે કે—"अशीति मण्डल शत" સૂર્યના ભ્રમણ માટે ૧૮૦ માંડલા છે. જ્યારે સૂર્ય પહેલાં માંડલે હોય ત્યારે દિવસ મોટો થાય છે એમ ઉત્તરોત્તર મોટાં મોટા માડલે સૂર્ય જતા છેલ્લે માંડલે જ્યારે સૂર્ય જઈ પહોંચે છે. ત્યારે તે વખતે દિવસ નાનો થાય છે વળી નાના નાના માડલા વટી સૂર્ય પુનઃ પહેલા માંડલે આવી પહોંચે છે. આ ક્રમ સૂર્યના ગમનનો જાણવો.

ચદ્ર પણ સૂર્યની જેમ જબૂદ્વીપમા બે છે ચદ્ર પંદર (૧૫) માડલામા ભ્રમણથી ઉદય અને અસ્ત પામે છે સૂર્ય જેમ ૪૮ કલાકમાં પુન. પોતાના સ્થાને આવે છે તેમ ચંદ્રની ગતિ ધીમી હોવાથી એક માસમાં બન્ને ચદ્ર ૨૯ વાર ઉદયાસ્તપણાને પામે છે. એટલે એક દિવસમા ૫૦ મિનિટનું આતરૂ પડે છે જેમકે શુદી ૨ ના દિવસે જ્યાં સાત વાગ્યે ચંદ્ર હોય છે તો ત્રીજના દિવસે ત્યાં ચદ્રને આવતા ૭ ક. ૫૦ મિ૦નો ટાઈમ થશે ચોથના દિવસે તેજ સ્થાને ચંદ્રની ગતિ સૂર્ય કરતાં ઘણી ધીમી છે. "चंदेहिंतो सूरे सिग्घ गति" જેથી પૂનમના દિવસે સાજે ઉદય અને સવારે અસ્ત જોવાય છે. આ રીતે પંદર દિવસે માડલાના અર્ધા ભાગની ગતિનો ફેર પડવાથી અમાસના દિવસે ચદ્રને સવારે ઉદય અને સાજે અસ્તની ક્રિયા થાય છે, આ વસ્તુ દિવસ–રાત્રિ સંબંધિ ઉદયાસ્તપણાની જાણવી !

વર્તમાન વૈજ્ઞાનિકોએ ત્રણ નવા ગ્રહો શોધી કાઢ્યા છે જે લાબા સમયે શુભાશુભ ફલને આપનારા છે. હર્પલ, નેપચ્યુન અને પ્લુટો આ ત્રણે ગ્રહો આપણને કાંઈ આશ્ચર્ય પમાડે તેમ નથી, કારણ કે જૈન દર્શનમાં કુલ ૮૮ ગ્રહો છે નક્ષત્રો ૨૮ ની સખ્યામા છે સવા બે નક્ષત્રોની એક રાશિ થાય છે. એમ ૨૭ કે ૨૮ નક્ષત્રોની બાર રાશિ થઈ એને આપણે રાશિચક્રના નામથી અર્થાત્ કુંડલીના નામથી ઓળખીએ છીએ. જેમ રાશિચક્રની કુંડલીમા બાર સ્થાનો હોય છે તેમ બાર ગ્રહો કુડલીમા હોય તો આપણને મુઝાવા જેવું છે જેના શાસ્ત્રમા નવ જ ગ્રહો બતાવેલા હોય એમના માટે નવીનતા હોય નૂતન ત્રણે ગ્રહો માટે હજુ સશોધન ચાલુ છે કારણ કે આ ત્રણે ગ્રહો કઈ રાશિના અધિપતિ, અને કઈ રાશિના અધિપતિઓ સાથે મિત્ર–શત્રુ કે સમ તથા કઈ રાશિમા પોતે ઉચ્ચ કે નીચ્ય અંશાત્મક બની શકે, તેનો નિર્ણય હજુ સુધી કર્યો નથી. છતા આપણે માનવું પડશે કે આ ત્રણે ગ્રહો ભવિષ્યમાં જરૂર સ્થાન પ્રાપ્ત કરશે. એમાં બે મત નથી

આપણે જાણીએ છીએ કે પૃથ્વીની ચારે બાજુ અવકાશ રહેનુ છે યથા નિયમ રીતે સતત પરિભ્રમણ કરે છે. આ અવકાશના બાર ભાગ પાડીને દરેકને રાશિ તરીકે ઓળખાવી છે. દરેક રાશિના ૩૦ અશ ગણીને આખાય આકાશીય વર્તુળના ૩૬૦ અશો થાય છે પછી અંશની કલા વિકલા અને પ્રતિ વિકલા ગણીને ભારતીય ખગોળવેત્તાઓએ જ્યોતિષ દર્શનનું દાન દીધું છે, અવકાશના વર્તુળના મેષ–વૃષભાદિ જે બાર વિભાગો પાડવામાં આવ્યા છે તે પર અલગ અલગ ગ્રહોનો પ્રભાવ હોય છે આકાશીય વર્તુળમા અમુક સ્થાન ઉપર અમુક ગ્રહ ખૂબ બલવાન હોય છે જેમકે દુનિયાના જુદા જુદા દેશો પર જુદી જુદી સત્તાઓનું આધિપત્ય હોય છે. રાજકીય વ્યક્તિઓ પણ પોતપોતાના વર્તુળમા જ મહાન ગણાતા હોય છે બીજે તે સામાન્ય ગણાય છે તેવીજ બાબત ગ્રહોની છે ગ્રહોની

અસર કેવી રીતે ક્યારે શી ઉપજે છે તે જાણવાનો પ્રયાસ જ્યોતિષ શાસ્ત્રે કરેલો છે. સંસારમા માનવીને પ્રારબ્ધ કર્મોને ભોગવ્યા સિવાય છુટકો નથી, વર્તમાનનો પુરુષાર્થ ભવિષ્યનું પ્રારબ્ધ બને છે વરાળનું પાણી, પાણીનો બરફ, બરફનું પાણી અને પાણીનુ પાછું વરાળ રૂપ થયું, જેમ ક્રમ છે તેમ અન્યોન્ય પ્રારબ્ધ અને પુરૂષાર્થ નો પણ ક્રમ છે।

અવકાશમા રહેલા ગ્રહો સુખ કે દુઃખ આપી શકતા નથી. સુખ કે દુઃખ એ આપણી વૃત્તિઓ ઉપજાવે છે. આપણી ચિત્ત વૃત્તિઓના નકશા (મેપ) નેજ જન્મકુંડલી કહેવાય છે આપણી ચિત્તવૃત્તિઓના રૂપે કુંડલીના જે તે સ્થાનમા ગ્રહો પડેલા હોય છે. જ્યારે વૃત્તિઓ ઉપર અંકુશ આપતા ગ્રહો આપો-આપ વશ થઈ જાય છે. સંસારમા સુખ શાન્તિ અને સફલતા મેળવવા માટે વૃત્તિઓ ઉપર કંટ્રોલ કરતાં શીખો.

સંસારમા લૌકિક અને લોકોત્તર કોઈ પણ શુભકાર્ય કરતી વખતે કુતૂહલી ક્ષુદ્રદેવોના અનેક ઉપદ્રવનો સંભવ હોય છે. કહ્યું છે કે :—

श्रेयांसि बहु विघ्नानि, भवन्ति महतामपि ।
अश्रेयसि प्रवृत्तानां क्वापि यान्ति विनायकाः ॥१॥

અર્થ :—મહાપુરૂષોને પણ કલ્યાણકારી કાર્યો ઘણા વિઘ્નવાળા થાય છે. અને અશુભ કાર્યમાં પ્રવર્તેલા પુરૂષોના વિઘ્નો કોઈ પણ ઠેકાણે ચાલ્યા જાય છે. કુસમયે કરેલાં મંગળ કાર્યોમા અનેક ડંગલો ઉભા થતાં જોયા છે. જેમકે પ્રયાણ- પ્રવ્રજ્યા, પ્રવેશ-પ્રતિષ્ઠા-વેપાર વિવાહાદિક ધાર્મિક કે વ્યવહારિક મંગલ કાર્યોમા અશુભ કે વિપરીત પરિણામો આવેલા પ્રત્યક્ષ કે પરોક્ષ રૂપે જોવામાં આવ્યા છે આવા અનેક હેતુને લક્ષમાં લઈને દરેક મંગલ કાર્યમાં શુભ મુહૂર્તની ખાસ જરૂર છે અને તેને પ્રતિ-પાદન કરનાર જ્યોતિષ શાસ્ત્ર છે જ્યોતિષ એ જ્યોત રૂપ છે. એનું નામ જ્યોતિષ કહેવાય જ્યોતિષ વિદ્યા એટલી વિશાલ સાથે વિસ્તાર પામેલી છે કે એને સમજવા માટે સદ્ગુરૂની ઉપાસના સાથે ગુરૂગમની પરમ આવશ્યકતા રહે છે. નહિંતો એ જ જ્યોતિષ જ્યોતના બદલે જ્વાલા બનીને પોતાનું જ અનિષ્ટ નોતરે છે માટે જ ૧૪૪૪ ગ્રંથોના રચયિતા આગમિક સૈદ્ધાન્તિક પ્રામાણિક અને તાર્કિક પૂજ્ય આચાર્ય શ્રી વિજય હરિભદ્રસૂરિજી મ. નું કથન છે કે :—

"कज्जं कुणतयाणं, सुहावहो जोइसम्मि भणिओ, जो भणिओ काल विसेसो लग्ग"

અર્થાત્ સુખ અને સફળતાને ઇચ્છનારાઓએ કોઈપણ પ્રવૃત્તિ કરતા પહેલાં જ્યોતિષ શાસ્ત્રમા કહેલ સુખકારક કાલ વિશેષને જ પસંદ કરીને શુભ સમયે પ્રવૃત્તિનો પ્રારંભ કરવો જોઈએ. સારા મુહૂર્તે શુભ કાર્યોમાં જરૂર સુખ સંપત્તિ-શાન્તિ સાથે સફળતા પ્રાપ્ત થાય છે. અશુભ મુહૂર્તે શુભ કાર્યો કરવાથી જરૂર નિષ્ફલતા સાથે આપત્તિ અને અપયશ વિગેરે નડે છે. માટે શુભ સમયનો નિર્ણય કરીને જ શુભ કાર્યો કરવા જોઈએ. જેનાથી આનંદ, ઉત્સાહ અને ઉમંગની વૃદ્ધિ થાય છે જ્યોતિષ શાસ્ત્રની વાતો અવગણીને તમો કદી પણ સ્વેચ્છા (મનસ્વી) પ્રવૃતિ ન કરશો, નહિંતો કાગડાના દાંત ગણવા જેવી નિષ્ફલ પ્રવૃતિથી તમો પરેશાન થઈ જશો. મંગલ કાર્યોના મુહૂર્તમા મુખ્ય રૂપે ગોચર શુદ્ધિ દિનશુદ્ધિ અને લગ્નશુદ્ધિ ઉપર આધાર હોય છે મુહૂર્તના મૂલ સમયને સાચવી લેવામા આવે તો ચોક્કસ તમને કાર્યની સફળતા મળશે જ. જેમકે રસાયણમાં સ્વતઃ શક્તિ હોવા છતાં પથ્ય ભોજનની અનિવાર્યતા છે જ, તેની રીતે ગોચરશુદ્ધિ દિનશુદ્ધિ અને લગ્નશુદ્ધિ પણ અવશ્ય જોવી જોઈએ, વર્તમાન પરિસ્થિતિએ ગોચર શુદ્ધિને મુહૂર્તમાં ગૌણ બનાવી છે તે ઉચિત નથી.

નિર્દોષ દિવસ—

શુભ યોગોના પ્રતાપે સગુણ લગ્ન બને છે. છતાં દિવસની નિર્દોષતા પણ ધ્યાનમાં રાખવી જેમકે "માવો" જો ખરાબ હોય દુર્ગન્ધી હોય તો તેના બનેલા પેંડા, બરફી. વિગેરે ઉપર ગમે તેટલા ચાંદીના વરખ લગાડો તેથી "માવા"ની સરસતા નથી આવતી. તેજ પ્રમાણે દિવસ જ જો દુષ્ટ હોય તો યોગોનું પ્રાબલ્ય ગમે તેટલું હશે તો એ શા કામનું ? માટે જ કહ્યું છે કે જ્યોતિષનું જ્ઞાન એ ત્રિકાલ દર્શન (ભાવ) બતાવે છે. ભૂત-ભવિષ્ય અને વર્તમાનના ભાવોનું સત્ય દર્શન કરાવનાર હોય તો તે જ્યોતિષ શાસ્ત્ર છે અન્ય શાસ્ત્રોની જેમ આ જ્યોતિષ શાસ્ત્રનો વિષય પણ અત્યંત સૂક્ષ્મ અને ઉત્સર્ગ-અપવાદાદિક વડે અતિ ગહન તથા સુવિસ્તૃત છે. એનું રહસ્ય પણ અતિ ગહન સાથે સૂક્ષ્મ છે.

તેરમી શતાબ્દીના અંતમાં નાગેન્દ્રગચ્છના ગુરૂ સદ્જ્ઞાન, સત્ક્રિયા અને સદ્‌ગુણોથી વિભૂષિત એવા જ્યોતિર્વિદ પૂજ્યપાદાચાર્ય શ્રીમદ્ ઉદયપ્રભસૂરિજીએ મુહૂર્તનો જ નિર્ણય કરવા માટે "આરમ્ભસિદ્ધિ" નામના ગ્રંથની રચના કરી. જેમાં પાચ વિમર્શોમાં ૪૬૦ અનુષ્ટુપ શ્લોકોનું પ્રમાણ લગભગ ગણાય છે. આ શ્લોકોની રચના ઘણી રસિક હોવાથી વિદ્વાનોના મનોરંજન સાથે આત્મમજનના કારણભૂત બને છે. તે ખરેખર પ્રશંસનીય છે. આ પાચે વિમર્શોમાં કુલ અગિયાર દ્વારો છે.

(૧) પહેલા વિમર્શમાં ચાર દ્વાર—તિથિદ્વાર, વારદ્વાર નક્ષત્રદ્વાર અને યોગદ્વાર.

(૨) બીજા વિમર્શમાં બે દ્વાર—રાશિદ્વાર અને ગોચરદ્વાર

(૩) ત્રીજા વિમર્શમા એક જ દ્વાર કાર્યદ્વાર છે

(૪) ચોથા વિમર્શમાં બે દ્વાર—ગમનદ્વાર અને વાસ્તુદ્વાર

(૫) પાંચમાં વિમર્શમાં બે દ્વાર—વિલગ્નદ્વાર અને મિશ્રદ્વાર

એમ પાંચે વિમર્શોમાં ૧૧ દ્વાર પૂરા થાય છે આ આરંભસિદ્ધિ ગ્રંથ ઉપર વિસ્તૃત સાથે પ્રમાણિક ટીકા સોલમી શતાબ્દીના પ્રારંભમાં રાજનગર (અમદાવાદ)મા રહી પૂજ્ય વાચનાચાર્ય શ્રીમદ્ હેમહંસ ગણિએ લગભગ અનુષ્ટુપ ૫૮૫૩ શ્લોક પ્રમાણની "સુધીશૃંગાર" નામની ટીકા (વૃત્તિ) સીત્તેર જેટલા જ્યોતિષશાસ્ત્રના પાઠોની સાક્ષીએ લઈને રચી છે. આ વાર્તિકકારને માત્ર જ્યોતિષ શાસ્ત્રનું જ જ્ઞાન હતું એમ નથી. એમનું જ્ઞાન કેટલું અગાધ અને અપૂર્વ હતું; એમના ષડાવશ્યકનો બાલાવબોધ જોતાં આગમ જ્ઞાન, ન્યાય સંગ્રહ જોતાં તેમનુ વ્યાકરણનું જ્ઞાન, અને તેની ન્યાયાર્થ મંજુષા નામની ટીકા જોતા ન્યાય શાસ્ત્રનું જ્ઞાન કેટલું હશે તે સુજ્ઞ સમજી શકે.

આ આરંભસિદ્ધિ વાર્તિક ટીકાકારનાં સીત્તેર જેટલા જ્યોતિપ શાસ્ત્રના વચનોની નોધની નામાવલી—

(૧) શ્રીપતિ, (૨) લલ્લ, (૩) રત્નમાળા, (૪) યતિવલ્લભ, (૫) નારચન્દ્ર (૬) પૂર્ણભદ્ર, (૭) દૈવજ્ઞવલ્લભ (૮) દિનશુદ્ધિ (૯) વ્યવહાર પ્રકાશ (૧૦) નરપતિજયચર્યા (૧૧) હર્ષ પ્રકાશ, (૧૨) પાકશ્રીગ્રંથ (૧૩) વ્યવહાર સાર, (૧૪) સારંગ (૧૫) કેશવાર્ક, (૧૬) વિવાહવૃંદાવન (૧૭) ત્રિવિક્રમ, (૧૮) લઘુજાતક (૧૯) બૃહજ્જાતક, ૨૦) તાજિક, (૨૧) પ્રશ્નશતકવૃત્તિ (૨૨) યવનેશ્વર, (૨૩) લગ્નશુદ્ધિ (૨૪) હોરામકરંદ, (૨૫) ભુવન દીપક (૨૬) ત્રૈલોક્યપ્રકાશ, (૨૭) મુહૂર્તસાર, (૨૮) વારાહસંહિતા, (૩૦) જ્યોતિપસાર, (૩૧) રત્નમાલા ભાષ્ય, (૩૨) નક્ષત્ર સમુચ્ચય, (૩૩) રૂદ્રયામલ (૩૪) પ્રશ્ન પ્રકાશ (૩૫) શૌનક, (૩૬) ગદાધર, (૩૭) મહાદેવ, (૩૮) ભોજ, (૩૯) હરિ, (૪૦) દુર્ગસિંહ, (૪૧) કલ્પાધ્યછેદ ગ્રંથ વૃત્તિ, (૪૨) ગૌતમ (૪૩) યવન (૪૪) સ્થાનાગવૃત્તિ (૪૫) ચન્દ્રપ્રજ્ઞપ્તિવૃત્તિ, (૪૬) વાસ્તુ વિદ્યા, (૪૭) સ્વરૌદયવિત્ (૪૮) ભાસ્કર વ્યવહાર, (૪૯) યોગયાત્રા ગ્રંથ, (૫૦) વાસ્તુ શાસ્ત્ર, (૫૧) બ્રહ્મશત્રુટીકા,

(૫૨) વિદ્યાધરીવિલાસ (૫૩) કાલનિર્ણય, (૫૪) બ્રહ્મસિદ્ધાન્ત, (૫૫) કાછગૃહ્ય, (૫૬) ખંડખાદ્યભાષ્ય, (૫૭) ગર્ગ (૫૮) વિવાહ પટલ (૫૯) ભીમ પરાક્રમગ્રંથ, (૬૦) કરણકુતુહલ, (૬૧) ભાસ્કર સિદ્ધાન્ત (૬૨) સત્યસૂરિ (૬૩) બૃહસ્પતિ, (૬૪) લક્ષ્મીધર (૬૫) દેવલમુનિ, (૬૬) અધ્યાત્મશાસ્ત્ર વિગેરે લગભગ સીત્તેર, ગ્રંથોના વચનોની નોંધ લીધી છે. વર્તમાનમાં જૈનાચાર્યોના લગભગ પંદર ગ્રંથો મલે છે અને અન્ય દર્શનીઓના જ્યોતિષ શાસ્ત્રોના નાના-મોટા લગભગ પાંચસો પુસ્તકો છપાઈને બહાર પ્રકાશિત થયા છે. હજુ જૈનાચાર્યોના પ્રાચીન હસ્ત લિખિત જ્યોતિપ સંબંધિ ગ્રંથો જે અપ્રકાશિત છે તે ગ્રંથો ભંડારોમા એકસોના નામો લીસ્ટમા જોવા મલે છે

આ ગ્રંથનું ચિંતન મનન અને પરિશીલન કરી વિવેક બુદ્ધિથી કાર્ય કરવું. જેમ મણિના ગુણ જાણવાને કાંકણીની સહાય લેવી પડે છે. તેમ આ ગ્રંથ ગ્રંથકારે અનેક ગ્રંથોના રહસ્ય રૂપે સાંગોપાંગ રીતે બનાવ્યો છે. માટે દરેક વિદ્વાનોએ એનો આદર સાથે સત્કાર કરીને વધાવી લેવો જોઈએ એજ શુભેચ્છા !

૨૦૪૫ વૈ. સુ. ૩ — લિ. મુનિ વિજય લબ્ધિસૂરિજી



॥ श्रीउदयप्रभदेवसूरिविरचित ॥

# ॥आरंभसिद्धिः॥

## ॥ भाषान्तर ॥

---

## ॥ अथ प्रथमो विमर्शः ॥

॥ ॐ नमः श्रीसर्वज्ञाय ॥

ગ્રંથકારનું મંગલાચરણ :—

ॐ नमः सकलारंभसिद्धिर्निर्विघ्नवेधसे ।
अर्हणामर्हते साक्षादुपलंभाय शंभवे ॥१॥

અર્થ— સમગ્ર શુભકર્મના આરંભની સિદ્ધિમાં નિર્વિઘ્નતા કરનાર, પૂજા કરવા યોગ્ય, પ્રત્યક્ષજ્ઞાનવાળા તથા સુખને ઉત્પન્ન કરનારા જિનેશ્વરને મારો નમસ્કાર થાઓ.

ટીકાકારનું મંગલ -

श्रीधर्मन्यायसम्यग्व्यवहृतियुवतेर्जीवलोकेन भर्त्रा,
श्रेष्ठे तादृङ्मुहूर्त्ते परिणयनमिहाचीकरद्यो युगादौ ।
लीलायेते यथैतौ सततमवियुतौ सत्फलाढयो स दत्तां,
वस्तुं नः सिद्धिसौधे सुसमयमृषभस्वामिदैवज्ञराजः ॥

અર્થ— જે ઋષભદેવ સ્વામીએ યુગના પ્રારંભમાં તેવા કોઈ શ્રેષ્ઠ મુહૂર્તે શ્રીધર્મ અને ન્યાયપૂર્વક સમ્યક્ પ્રકારની વ્યવહૃતિ (વ્યવહાર)રૂપ યુવતિ (સ્ત્રી)નો જીવલોકરૂપી ભર્તા સાથે વિવાહ કરાવ્યો છે, તે શ્રીઋષભસ્વામીરૂપી શ્રેષ્ઠ દૈવજ્ઞ (નૈમિત્તિક) જે પ્રકારે આ બંને દંપતી સત્ ફળે કરીને વ્યાપ્ત એવા થઈને નિરંતર વિયોગ રહિત ક્રીડા કરે તે પ્રકારે સિદ્ધિરૂપી સૌધમાં નિવાસ કરવા માટે અમને સારૂં મુહૂર્ત આપો.

ગ્રંથરચનાનો હેતુ :

आदर्शेषु पुरापि सन्ति कतिचिद्व्याख्यालवाः केऽपि च,
प्राप्ताः श्रीवरसोमसुन्दरगुरोः पादप्रसादान्नवाः ।
उक्तानुक्तदुरुक्तमर्थमथ तैरारंभसिद्धेरहं,
व्याकर्तुं स्वपरोपकारविधये तद्वार्तिकं प्रस्तुवे ॥

અર્થ— આ આરંભસિદ્ધિ નામના ગ્રંથની વ્યાખ્યાના કેટલાક લવો (નાની વ્યાખ્યાઓ) પહેલાં પણ કેટલાંક પુસ્તકોમાં છે, અને કેટલીક નવી વ્યાખ્યાઓ મને ઉત્તમ એવા શ્રીસોમસુંદર ગુરૂના ચરણકમળના પ્રસાદથી પ્રાપ્ત થયી છે, માટે તે સર્વ વ્યાખ્યાઓએ

કરીને પોતાના અને પરના ઉપકારને માટે ઉક્ત, અનુક્ત અને દુરુક્ત અર્થને સ્પષ્ટ કરવા માટે હું આ આરંભસિદ્ધિની વ્યાખ્યા કરૂં છું.

આ ભરતક્ષેત્રમાં સમગ્ર ત્રિવર્ગ (ધર્મ, અર્થ અને કામ)નું ઇચ્છા પ્રમાણે ઉપાર્જન કરવાથી ગર્જના કરતો ગુર્જર (ગુજરાત) નામે દેશ છે. તેના સ્વામી શ્રી વીરધવલ નામના રાજાએ સંઘપતિ (સંઘવી) શ્રીવસ્તુપાળને સર્વ રાજ્યના વ્યાપારનો અધિકાર આપ્યો હતો. તે મંત્રીશ્વરે શ્રી શત્રુંજય, ઉજ્જયંત (ગિરનાર) અને અર્બુદ (આબુ) વગેરે મોટાં તીર્થોમાં પોતાના અર્બુદ, અંબુજ અને ખર્વ વિગેરે સંખ્યાવાળા દ્રવ્યનો વ્યય કરીને કલિયુગનો અહંકાર નાશ પમાડયો હતો. ભિન્ન ભિન્ન દેશમાં નિવાસ કરનારા કવિજનોએ કરેલી સ્તુતિઓના સમૂહને સહન કરનાર અને તેવા પ્રકારના ધીર, ઉદાત્ત અને મનોહર ગુણની શ્રેણિએ કરીને ઉપાર્જન કરેલા તથા જગતને વ્યાપીને રહેલા યશરૂપી શરીરની સંપત્તિએ કરીને કદાપિ નાશ નહીં પામનાર તે મંત્રીશ્વરે શ્રીનાગેંદ્ર ગચ્છના ગુરૂ સત્ જ્ઞાન, સત્ ક્રિયા અને સદ્ગુણોએ કરીને શોભતા એવા શ્રીમાન્ ઉદયપ્રભદેવસૂરિને ાચાર્યપદ પર સ્થાપન કર્યા હતા. તેમણે ભિન્ન ભિન્ન ગ્રંથોમાં છુટક છુટક રહેલાં લૌકિક અને લોકોત્તર કર્મના વિષયવાળા જ્યોતિષનાં મુહૂર્ત્તાદિક હોવાથી જોશી લોકોને અત્યંત પ્રયાસ થતો જોઈને તેમના ઉપકારને માટે નિરંતર ઉપયોગી, સત્ અર્થની પ્રાપ્તિ માટે દેવહટ્ટી સમાન આ ગ્રંથ રચ્યો છે. "આ ગ્રંથને ભણનારાઓનું ખંડ પાંડિત્ય (અપૂર્ણજ્ઞાન) ન થાઓ" એવા હેતુથી પોતાની કૃતિનું સર્વ જ્યોતિષના વિષયમાં સમર્થપણું જણાવવા માટે આ પૂજ્ય આચાર્ય મહારાજે કેટલાંએક સાવદ્ય કર્મો પણ સંપૂર્ણ રીતે કહ્યાં છે. તથા કેવળ ધર્મનાં કાર્યોમાં જ એકાંતપણે અભ્યુદયને ઇચ્છતા અમોએ પણ તે (ધર્મક્રિયા)નાં મુહૂર્તો અને લગ્નોના વિષયમાં ઘણા જોશીઓના વિવાદને પામેલા ગુણદોષના નિર્ણયને સ્પષ્ટ કરવા માટે ઘણા ઘણા જ્યોતિષના અભિપ્રાયો દેખાડવાપૂર્વક આ ટીકા કરેલી છે. તોપણ પૂર્વે કહેલા હેતુથી જ તે સાવદ્ય કર્મોના વિષયમાં પણ વ્યાખ્યા કરી છે; પરંતુ સત્ અને અસત્‌ના વિવેકમાં (વિવેચન કરવામાં) ચતુર એવા ડાહ્યા પુરુષોએ તે સાવદ્ય ક્રિયાઓનાં મુહૂર્ત્તાદિક માત્ર જાણવા યોગ્ય જ છે. પણ સાવદ્ય કર્મમાં પ્રવર્તેલા જનોને કહેવા લાયક નથી. તે વિષે કહ્યું છે કે—

"यदेव साधकं धर्मे तद्वक्तव्यं वचस्विना ।
न त्वीषदपि बाधाकृदेषैव हि वचस्विता ॥"

"ધર્મનું જ જે સાધક હોય, તે જ ડાહ્યા પુરુષે બોલવું જોઈએ, પરંતુ ધર્મને બાધા કરનારૂં લેશ પણ બોલવું નહીં. એ જ ડાહ્યા પુરુષનું ડહાપણ છે."

અહીં કોઈ શંકા કરે કે—"જ્યારે સાવદ્ય કર્મોનાં મુહૂર્ત્તાદિક જાણવા યોગ્ય જ માત્ર છે, પણ કહેવા યોગ્ય નથી; ત્યારે તેવાં કર્મોને આ ગ્રંથમાં લખવાનું શું પ્રયોજન છે? અર્થાત્ તેવાં કર્મો ગ્રંથમાં જ લખવાં જ નહોતાં." આનો જવાબ એ છે કે—"તેવાં કર્મોનું જ્ઞાન જ અહીં લખવાનું પ્રયોજન છે." ફરીથી શંકા કરે છે કે—"જ્ઞાન ક્રિયાએ કરીને જ ફળવાળું છે. (એટલે જ્ઞાનનું ફળ ક્રિયા જ છે." ક્રિયા રહિત જ્ઞાન તો વંધ્યા

ગાયની જેમ પ્રાપ્ત કરવા લાયક નથી." આનો જવાબ એ છે કે—"માત્ર ક્રિયા કરવાથી જ જ્ઞાન ફળવાળું થાય છે." એવો કાંઈ નિયમ નથી, પરંતુ અકૃત્યોમાં (ન કરવા યોગ્ય ક્રિયાઓમાં) જે ન પ્રવર્તમાન થવું તે પણ જ્ઞાનનું ફળ છે. નહીં તો ચોરી અને પરસ્ત્રીસેવનાદિક પાપને જાણનાર (જ્ઞાનવાળા) વિવેકીને પોતાનું જ્ઞાન સફળ કરવા માટે તે ચૌર્યાદિક કર્મમાં પ્રવૃત્તિ કરવાનું પ્રાપ્ત થશે. તેથી કરીને અહીં પણ સાવદ્ય કર્મમાં પ્રવર્તનના નિવર્તન વડે જ સાવદ્ય કર્મના જ્ઞાનનું સફળપણું કલ્પવું યોગ્ય છે. આ જ કારણને લઈને કહ્યું છે કે—

"ये सुविहिताः पदस्थाः प्रौढा सावद्यवचनतो विरताः ।
तेषामेव ग्रन्थः सदायमुपयोगितां लभताम् ॥"

"જેઓ સત્કાર્યને કરનારા, પ્રૌઢતાવાળા અને સાવદ્ય વચનથી નિવૃત્તિ પામેલા પદસ્થો (આચાર્યાદિક પદને ધારણ કરનારા) છે, તેઓને જ આ ગ્રંથ સદા ઉપયોગી થાઓ."

વળી શ્રીજિનશાસનની પ્રભાવનાદિક વિશેષ ફળના લાભને જોઈને કોઈવાર અપવાદ માર્ગને આશ્રીને સાવદ્ય કર્મની પ્રરૂપણા કરવાનું પણ આગમમાં કહેલું હોવાથી અમુક વખતે સાવદ્ય કર્મનાં મુહૂર્તાદિકનું જ્ઞાન પણ ઉપયોગી છે. અત્યંત વિસ્તારથી સર્યું. પ્રસ્તુતને જ કહીએ છીએ—

"तत्त्वार्थमेव वक्ष्ये क्वचन विशेषं च सोपयोगमिह ।
तत्तदनुसारतोऽक्षरघटनात्रे स्वयं कार्या ॥"

"હું આ ગ્રંથની ટીકામાં તાત્ત્વિક અર્થને જ કહીશ. અને કોઈ સ્થળે ઉપયોગી એવા વિશેષને પણ કહીશ, માટે તે તે તાત્ત્વિક અને વિશેષ અર્થને અનુસારે સૂત્રમાં (મૂળ ગ્રંથના શ્લોકમાં) અક્ષરઘટના (અક્ષરાર્થ) પોતાની મેળે કરી લેવી."

પ્રથમ શાસ્ત્રના આરંભમાં મંગલ, અભિધેય, સંબંધ અને પ્રયોજન કહેવાં જોઈએ એવું વચન હોવાથી પ્રથમ મંગળને માટે ઉચિત એવા દેવતાના નમસ્કારને ગ્રંથકાર કહે છે.—

ગ્રંથકારનું મંગળાચરણ—

ॐ नमः सकलारंभसिद्धिर्निर्विघ्नवेधसे ।
अर्हणामर्हते साक्षादुपलंभाय शंभवे ॥१॥

અર્થ—સમગ્ર શુભ કર્મના આરંભની સિદ્ધિમાં નિર્વિઘ્નતા કરનાર, પૂજા કરવા યોગ્ય, પ્રત્યક્ષ જ્ઞાનવાળા તથા સુખને ઉત્પન્ન કરનારા જિનેશ્વરને મારો નમસ્કાર થાઓ.

આ શ્લોકમાં "શં" એટલે સુખનેમાટે "ભવતિ" એટલે થવાના સ્વભાવવાળા એ અર્થને લઈને "सं शं स्वयं विप्राद्भुवो डुः" આ વ્યાકરણના સૂત્રવડે ડુ પ્રત્યય લાગવાથી શંભુ શબ્દ થઈ શંભવે એ ચતુર્થી વિભક્તિના એકવચનનું રૂપ થયું છે. આવા શંભુને એટલે જિનેશ્વરને નમસ્કાર થાઓ. આ ગ્રંથ સર્વ દર્શનીઓને ઉપયોગી હોવાથી શંભુ એવો શ્લેષવાળો * શબ્દ લખ્યો છે. તે શંભુ કેવા છે? તો તેનું વિશેષણ "ॐ" છે, તે "અવ"

* એક જ શબ્દને જુદા જુદા અર્થમાં લઈ શકાય તે શ્લેષ કહેવાય છે, તેથી શંભુ એટલે મહાદેવ તથા જિનેશ્વર એમ બન્ને અર્થ લઈ શકાય છે, માટે એ શ્લેષ કહેવાયો.

એટલે રક્ષણ કરવું એ ધાતુ ઉપરથી ઉણાદિનું સૂત્ર લાગી "મ" પ્રત્યય તથા "ઊટ્" આગમ આવી ગુણ થવાથી ૐ શબ્દ સિદ્ધ થયો છે. તે અવ્યયના પ્રકરણમાં ગણાવેલો હોવાથી અવ્યય છે, અને તેનો અર્થ "પરબ્રહ્મરૂપ" થાય છે. આ શ્લોકમાં માતૃકાવર્ણની જેમ "ૐ નમઃ" એ સિદ્ધમંત્ર લખ્યો છે. તેનું પ્રયોજન વિઘ્ન રહિત ઇષ્ટ અર્થની સિદ્ધિ થાય તે છે. તથા સમગ્ર શુભ આરંભો (કાર્યો)ની સિદ્ધિમાં વિઘ્નરહિતપણાને ઉત્પન્ન કરનાર આ વિશેષણ વડે યુક્તિએ કરીને આરંભસિદ્ધિ એવું આ ગ્રંથનું નામ પણ સૂચવ્યું છે. તથા પૂજા કરવાને યોગ્ય એ પણ શંભુનું વિશેષણ છે.. ત્યાં કોઈ ઠેકાણે **अर्हाणामर्हते** એવો પાઠ હોય તો "પૂજ્યના પણ પૂજ્ય" એવો અર્થ કરવો. તથા પ્રત્યક્ષ જ્ઞાનવાળા એટલે જેને પ્રત્યક્ષ જ્ઞાન છે અને જેનાથી અન્યને પ્રત્યક્ષ જ્ઞાન થાય છે એવા શંભુને નમસ્કાર હો.

હવે બીજા સૂત્ર (શ્લોક)માં અભિધેય, સંબંધ અને પ્રયોજન કહે છે —

**दैवज्ञदीपकलिका व्यवहारचर्या-मारम्भसिद्धिमुदयप्रभदेव एताम् ।**
**शास्ति क्रमेण तिथि १ वार २ भ ३ योग ४ राशि ५**
**गोचर्य ६ कार्य ७ गम ८ वास्तु ९ विलग्न १० मिश्रैः ॥२॥**

અર્થ—શ્રીઉદયપ્રભ આચાર્ય જોશીઓને દીપકની જ્યોત જેવી અને શુભ વ્યવહારનાં કાર્યોને આચરણ કરનારી આ આરંભસિદ્ધિને અનુક્રમે તિથિ ૧, વાર ૨, નક્ષત્ર ૩, યોગ ૪, રાશિ ૫, ગોચર ૬, વિદ્યારંભાદિક કાર્ય ૭, ગમ (પ્રયાણ) ૮, વાસ્તુ ૯, લગ્ન ૧૦ અને મિશ્ર ૧૧ આ અગિયાર દ્વારવડે કહે છે.

સ્પષ્ટ અર્થને પ્રકાશ કરવાથી આ આરંભસિદ્ધિ જોશીઓને દીપકની જ્યોતિ સમાન છે. વ્યવહાર એટલે શિષ્ટ (સારા) જનનો શુભ તિથિ, શુભ વાર અને શુભ નક્ષત્રાદિકમાં શુભ કાર્ય કરવારૂપ સદાચાર. આવા સદાચારની ચર્યા એટલે અમુક રીતે કરવાપણું, તે ચર્યા અભિધેયપણાએ કરીને જેમાં રહેલી છે. આ પ્રમાણે "વ્યવહારચર્યા" એમ કહેવાથી આ ગ્રંથનું અભિધેય જણાવ્યું છે, અને આમ કહેવાથી આ ગ્રંથ વાચક થયો અને વ્યવહારચર્યા વાચ્ય થઈ, તેથી વાચ્ય વાચક ભાવ નામનો સંબંધ પણ સૂચવ્યો છે એમ જાણવું. તેમજ "વ્યવહારચર્યા" એવું આ ગ્રંથનું નામ પણ છે એમ જાણવું. અહીં પ્રયોજન બે પ્રકારનું છે — એક અનંતર અને બીજું પરંપર. તેમાં શ્રોતાઓને વ્યવહારની કુશળતાની સિદ્ધિ થાય એ આ આરંભસિદ્ધિનું અનંતર પ્રયોજન છે, તથા યથાર્થ રીતે વ્યવહારની પ્રવૃત્તિએ કરીને ધર્મ, અર્થ અને કામ એ ત્રણ પુરુષાર્થની સિદ્ધિ થાય, તથા અનુક્રમે મોક્ષરૂપ પુરુષાર્થની પણ સિદ્ધિ થાય એ પરંપર પ્રયોજન છે. હવે પૂર્વોક્ત વ્યવહારચર્યા નામના અભિધેયને અગિયાર દ્વારવડે વિભાગ પાડીને બતાવે છે.—પ્રતિપદ્ વગેરે તિથિઓ ૧, રવિ આદિક વારો ૨, અશ્વિની આદિ નક્ષત્રો ૩, સિદ્ધિયોગાદિક યોગો ૪, મેષ વગેરે રાશિઓ ૫, ગાયની જેમ ચરવું તે ગોચર કહેવાય છે. [illegible] એ સૂત્રથી [illegible] કરીને ગોચર્ય શબ્દ સિદ્ધ થયો છે. એનો અર્થ "પૂર્વ પૂર્વની રાશિથી ઉત્તર ઉત્તર રાશિમાં ગ્રહોનું જવું" એવો થાય છે ૬, વિદ્યારંભાદિક કાર્યો ૭, ગમ એટલે યાત્રા ૮, વાસ્તુ

એટલે ઘર, હાટ, પ્રાસાદ વગેરે તેના સંબંધથી તેમાં પ્રવેશ કરવો તે પણ જાણવું ૯, આ ગમ અને વાસ્તુ નામનાં બન્ને દ્વારોનો કાર્યદ્વારમાં સમાવેશ થઈ શકે છે, પરંતુ આ બે દ્વારોમાં વધારે કહેવાનું હોવાથી જુદાં જુદાં દ્વાર કર્યાં છે. વિલગ્ન એટલે લગ્ન નામનું દ્વાર ૧૦, તથા મિશ્ર એટલે કહેલાં અને નહીં કહેલાં એવાં ઘણાં દ્વારોએ કરીને કહેવા લાયકનો એક દ્વારમાં સંગ્રહ કરવો તે ૧૧, આ અગિયાર દ્વારો વડે વ્યવહારચર્યાને કહે છે.

પ્રથમ તિથિદ્વારને કહે છે.

**नन्दा भद्रा जया रिक्ता पूर्णा चेति त्रिरन्विता ।**
**हीना मध्योत्तमा शुक्ला कृष्णा तु व्यत्यया तिथिः ॥३॥**

અર્થ— પ્રતિપદ્થી આરંભીને નંદા, ભદ્રા, જયા, રિક્તા અને પૂર્ણા એ પ્રમાણે અનુક્રમે પાંચ તિથિ જાણવી, એ રીતે ત્રણ વાર ગણવાથી પંદર તિથિ પુરી થાય છે. એટલે કે ૧–૬–૧૧ એ તિથિઓને નંદા જાણવી. ૨–૭–૧૨ એ તિથિઓ ભદ્રા જાણવી; ૩–૮–૧૩ જયા, ૪–૯–૧૪ રિક્તા અને ૫–૧૦–૧૫ તિથિઓને પૂર્ણા જાણવી આ નંદા વિગેરે નામ સાર્થક છે, એટલે કે પોતાનાં નામ પ્રમાણે ફળ આપનારી છે. તે વિષે શ્રીપતિએ કહ્યું છે કે — ચિત્ર, ઉત્સવ, વાસ્તુ, ક્ષેત્ર અને નૃત્યાદિક આનંદવાળાં કાર્યો નંદા તિથિએ કરવામાં આવે છે. વિવાહ, અલંકાર, વાહન, પ્રયાણ તથા શાંતિપૌષ્ટિકાદિક ભદ્ર કર્મોને ભદ્રા તિથિએ કરવામાં આવે છે. યુદ્ધ તથા સૈન્ય ઉપર હુમલો કરવો વિગેરે વિજયવાળા કાર્યો જયા તિથિએ કરવામાં આવે છે. તથા વિવાહ, દીક્ષા, યાત્રા વિગેરે માંગલિક કાર્યો પૂર્ણા તિથિએ કરવામાં આવે છે. સામાન્ય રીતે તો અમાવાસ્યા અને રિક્તા તિથિને વર્જીને પ્રાયે સર્વ તિથિએ શુભ કાર્ય કરવામાં આવે છે. તથા અમાવાસ્યાને દિવસે તે જ તિથિએ અવશ્ય કરવા યોગ્ય કાર્ય સિવાય બીજાં કાર્ય કરવાનો નિષેધ છે.

લલ્લ કહે છે કે—

**स्युर्यन्त्रमंत्ररक्षादीक्षाक्षुद्रेषु कर्मसु स्नाने । रिक्तादर्शाष्टम्यः शस्ताः ॥"**

"જંત્ર, મંત્ર, રક્ષા, દીક્ષા, ક્ષુદ્ર અને સ્નાન એટલાં કાર્યમાં રિક્તા તિથિ તથા અમાવાસ્યા અને અષ્ટમી એ પાંચ તિથિઓ શુભ છે."

શુકલ પક્ષની પહેલી પાંચ તિથિઓ હીન કહેવાય છે. છઠથી દશમ સુધીની બીજી પાંચ તિથિઓ મધ્યમ છે, અને અગિયારસથી પૂર્ણિમા સુધીની ત્રીજી પાંચ તિથિઓ ઉત્તમ છે; પરંતુ કૃષ્ણ પક્ષમાં એથી ઉલટું જાણવું. એટલે કે કૃષ્ણ પક્ષમાં પહેલી પાંચ તિથિઓ ઉત્તમ, બીજી પાંચ મધ્યમ અને ત્રીજી પાંચ તિથિઓ હીન જાણવી.

રત્નમાળામાં તિથિના સ્વામી આ પ્રમાણે કહ્યા છે —

**तिथिपाश्चतुर्मुखविधातृ विष्णवो**
**यमशीतदीधितिविशाख वज्रिणः**
**वसुनागधर्मशिवतिग्मरश्म-**
**मदनः कलिस्तदनु विश्व इत्यपि ॥१॥**

"ચતુર્મુખ (બ્રહ્મા) ૧, વિધાતા ૨, વિષ્ણુ ૩, યમરાજ ૪, ચંદ્ર ૫, વિશાખ (કાર્તિકસ્વામી) ૬, ઈંદ્ર ૭, વસુ ૮, નાગ ૯, ધર્મ ૧૦, શિવ ૧૧, સૂર્ય ૧૨, કામદેવ ૧૩, કલિ ૧૪ અને વિશ્વ ૧૫ આ પંદર સ્વામીઓ પ્રતિપદ્‌થી પંદર તિથિના અનુક્રમે જાણવા."

"तिथौ हि दर्शसंज्ञके पितॄनुशन्त्यधीश्वरान् ।
त्रयोदशीतृतीययोः स्मृतस्तु चित्तपोऽपरैः ॥"

અમાવાસ્યાની તિથિને વિષે પિતૃદેવને સ્વામી કહેલા છે. અને બીજા આચાર્યોએ ત્રીજ અને ત્રયોદશીનો ચિત્તપ એટલે કામદેવ સ્વામી છે એમ કહ્યું છે,"

"वह्नि१ विरञ्ची २ गिरिजा ३ गणेशः ४,
फणी ५ विशाखो ६ दिनकृ ७ न्महेशः ८ ।
दुर्गा ९ न्तको १० विश्व ११ हरि १२ स्मराश्च १३,
शर्वः १४ शशी १५ चेति पुराणदृष्टाः ॥"

"અગ્નિ ૧, બ્રહ્મા ૨, પાર્વતી ૩, ગણપતિ ૪, શેષનાગ ૫, કાર્તિકસ્વામી ૬, સૂર્ય ૭, મહેશ ૮, દુર્ગા ૯, યમરાજ ૧૦, વિશ્વ ૧૧, હરિ ૧૨, કામદેવ ૧૩, શર્વ ૧૪, અને ચંદ્ર ૧૫, આ પ્રમાણે પણ અનુક્રમે તિથિના સ્વામીઓ પુરાણને વિષે બતાવ્યા છે." આ દેવોની પ્રતિષ્ઠા વિગેરે કાર્યમાં તે તે તિથિનો ઉપયોગ છે. એટલે કે જે દેવની જે તિથિ હોય તે તિથિએ તે દેવની પ્રતિષ્ઠા વિગેરે કરવામાં આવે છે. એ જ પ્રમાણે આગળ નક્ષત્ર, કરણ અને મુહૂર્તના સ્વામીઓ કહેવામાં આવશે ત્યાં પણ તે તે દેવની પ્રતિષ્ઠાદિકમાં પોતપોતાનાં નક્ષત્રાદિકનો ઉપયોગ કરવામાં આવે છે આમ રત્નમાળાના ભાષ્યમાં કહ્યું છે. જીનેશ્વરની પ્રતિષ્ઠા વિગેરેમાં તો સર્વ શુદ્ધ તિથિ નક્ષત્ર, કરણ અને મુહૂર્ત ઉપયોગી છે. કારણ કે જિનેશ્વર સર્વ દેવોના પણ અધિદેવ છે.

હવે વર્જ્ય તિથિઓ કહે છે—

रिक्ताः षट्यष्टमीद्वादश्यमावास्या शुभे त्यजेत् ।
स्वीकुर्यान्नवमीं क्वापि न प्रवेशप्रवासयोः ॥४॥

અર્થ— શુભ કાર્યમાં રિક્તા (૪-૯-૧૪), છઠ, આઠમ, બારસ અને અમાવાસ્યા આ તિથિઓ ત્યાગ કરવા લાયક છે. કોઈક શુભ કાર્યમાં નવમીને પણ લેવામાં આવે છે, પરંતુ તે તિથિ પ્રયાણમાં અથવા પ્રવેશમાં બિલકુલ લેવી નહીં. આ વ્યવસ્થા શુભ એટલે સૌમ્ય કાર્યમાં જાણવી, અશુભ કાર્યમાં તો અશુભ તિથિ જ વિશેષ સિદ્ધિકારક ગણાય છે. આ ઉપરની સર્વ તિથિઓ પક્ષછિદ્ર નામે હોવાથી અશુભ છે. કહ્યું છે કે—

षष्ठ्यष्टमीचतुर्थीचतुर्दशीद्वादशीकुहूनवमी ।
पक्षच्छिद्राण्याहुर्लभते नैतेषु संसिद्धिम् ॥"

"છઠ, આઠમ, ચોથ, ચૌદશ, બારશ, અમાસ અને નોમ આટલી તિથિઓ પક્ષ-છિદ્ર નામે કહેવાય છે. આ તિથિએ કરેલા કાર્યની સિદ્ધિ થતી નથી. તેમાં પણ છઠ અને બારશ એ બે તિથિઓ યાત્રામાં વિશેષ અશુભ છે; પરંતુ ધ્રુવ કાર્યમાં તે બે તિથિઓ શુભ છે; એમ લલ્લ કહે છે. "ચૌદશ પણ યાત્રામાં વિશેષ અશુભ છે" એમ શ્રીપતિ કહે છે. હવે વૃદ્ધિ અને ક્ષય તિથિ કહે છે.–

त्रीन् वारान् स्पृशती त्याज्या त्रिदिनस्पर्शिनी तिथिः ।
वारे तिथित्रयस्पर्शिन्यवमं मध्यमा च या ॥५॥

અર્થ—જે તિથિ વૃદ્ધિ હોવાને લીધે ત્રણ વારને સ્પર્શ કરતી હોય તે ત્રિદિન-સ્પર્શિની તિથિ કહેવાય છે. હર્ષપ્રકાશ ગ્રંથમાં આને ફલ્ગુ નામે તિથિ કહી છે, તથા તિથિના ક્ષયને લીધે એકવારમાં ત્રણ તિથિમાંની વચલી તિથિ અવમ નામે (ક્ષય) કહેવાય છે. આ ત્રિદિનસ્પર્શિની (વૃદ્ધિ) તથા અવમ (ક્ષય) બંને તિથિ શુભ કાર્યમાં વર્જવી. કહ્યું છે કે–

"दिनक्षये भवेत्कार्यक्षयस्तेन शुभं न तत् ।
प्रकृत्यन्यत्वमुत्पातस्त्र्यहस्पृक् तदतोऽशुभम् ॥"

"દિવસ (તિથિ)નો ક્ષય હોય તો કાર્યનો ક્ષય થાય છે; માટે ક્ષય તિથિ શુભ નથી; તથા પ્રકૃતિનું અન્યપણું (વૃદ્ધિ) એટલે વિકાર હોય તો તે ઉત્પાત કહેવાય છે, તેથી ત્રણ દિવસને સ્પર્શ કરનારી વૃદ્ધિ તિથિ પણ અશુભ છે.

હવે દગ્ધા તિથિ કહે છે.

दग्धामर्केण संक्रान्तौ राश्योरोजयुजोस्त्यजेत् ।
भूत दृग् युक्तयोः शेषां शोधिते भगणे तिथिम् ॥६॥

અર્થ—સૂર્યની સંક્રાંતિમાં જે રાશિ ચાલતી હોય તે જો વિષમ (એકી) હોય તો તેમાં પાંચ ઉમેરવા; અને જો સમ (બેકી) હોય તો તેમાં બે ઉમેરવા. પછી તેનો બારે ભાગ લેતાં જે અંક શેષ રહે તે તિથિને દગ્ધા તિથિ જાણવી. બારે ભાગ લેતાં જો શૂન્ય શેષ રહે તો બારશને દગ્ધા જાણવી. અને બારે ભાગ લઈ ન શકાય તો તે જ તિથિ દગ્ધા જાણવી. આ દગ્ધા તિથિ શુભ કાર્યમાં વર્જવાની છે.

એટલે કે—મેષ ૧, મિથુન ૩, સિંહ ૫, તુલા ૭, ધન ૯ અને કુંભ ૧૧ એ વિષમ રાશિ છે. આમાંની કોઈ પણ રાશિમાં સૂર્યસંક્રાતિ હોય તો તે રાશિના અંકમાં પાંચ ઉમેરી બારે ભાગ લેતાં જે શેષ રહે તે અંકવાળી તિથિ તે સંક્રાંતિમાં સૂર્યદગ્ધા જાણવી; તથા વૃષ ૨, કર્ક ૪, કન્યા ૬, વૃશ્ચિક ૮, મકર ૧૦ અને મીન ૧૨ એ સમરાશિ છે. આમાંની કોઈપણ રાશિમાં સૂર્યસંક્રાંતિ હોય તો તે રાશિના અંકમાં બે ઉમેરી બારે ભાગ લેતાં જે શેષ રહે તે તિથિ તે સંક્રાંતિમાં સૂર્યદગ્ધા જાણવી.

ઉદાહરણ–મેષ રાશિ પહેલી છે; તેથી એકમાં પાંચ ઉમેરતાં છ થાય. તેનો બારે ભાગ નહીં ચાલવાથી છ જ બાકી રહ્યા; તેથી મેષ રાશિનો સૂર્ય હોય ત્યારે છઠને દગ્ધા જાણવી. તુલા રાશિ સાતમી છે; તેથી સાતમાં પાંચ નાખવાથી ૧૨ થાય. તેનો બારે ભાગ

લેતાં શૂન્ય વધે છે; તેથી તુલા રાશિનો સૂર્ય હોય ત્યારે બારસને દગ્ધા જાણવી. ધન રાશિ નવમી છે. તેથી નવમાં પાંચ નાખવાથી ચૌદ થાય. તેનો બારે ભાગ લેતાં બે શેષ રહે છે; માટે ધન રાશિનો સૂર્ય હોય ત્યારે બીજને દગ્ધા જાણવી. એ રીતે બીજી પણ વિષમ રાશિમાં જાણવું. વૃષ રાશિ બીજી છે; તેથી તેમાં બે ઉમેરી બારે ભાગ લેતાં ભાગ ચાલતો નથી. તેથી ચારના ચાર બાકી રહ્યા; માટે વૃષ રાશિનો સૂર્ય હોય ત્યારે ચોથને દગ્ધા જાણવી. મકર રાશિ દશમી છે, તેમાં બે ઉમેરવાથી બાર થાય. તેનો બારે ભાગ લેતાં શૂન્ય રહે છે. તેથી મકર રાશિનો સૂર્ય હોય ત્યારે બારસ દગ્ધા જાણવી. મીન રાશિ બારમી છે; તેમાં બે ઉમેરતાં ચૌદ થાય તેનો બારે ભાગ લેતાં બાકી બે રહે છે,-માટે મીન રશિનો સૂર્ય હોય ત્યારે બીજને દગ્ધા જાણવી. એ જ રીતે બીજી સમ-રાશિઓમાં પણ જાણવું. તે દગ્ધા તિથિને તે સંક્રાંતિના આખા માસમાં તજવી યોગ્ય છે.

દગ્ધા તિથિને જ સ્પષ્ટતાથી કહે છે,

दग्धाऽर्केण धनुर्मीने २ वृषकुंभे ४ ऽजकर्किणि ६ ।
द्वन्द्वकन्ये ८ मृगेन्द्रालौ १० १० तुलैणे १२ द्वयादियुक्तिथिः ॥७॥

અર્થ — ધનુષ અને મીનની સંક્રાંતિમા બીજને દગ્ધાતિથિ જાણવી. વૃષ અને કુંભની સંક્રાંતિમાં ચોથને; મેષ અને કર્કની સંક્રાંતિમાં છઠ; મિથુન અને કન્યાની સંક્રાંતિમાં આઠમ; સિંહ અને વૃશ્ચિકની સંક્રાંતિમાં દશમ તથા તુલા અને મકર રાશિની સંક્રાંતિમાં બારશ દગ્ધા તિથિ કહેવાય છે. આ રીતે સૂર્યદગ્ધા તિથિ જાણવી.

પ્રસંગોપાત ચંદ્રદગ્ધા તિથિને કહે છે (હર્ષપ્રકાશ)

कुंभधणे २ अजमिहुणे ४ तुलसीहे ६ मयरमीण ८ विरसकक्के ।
विच्छियकन्नासु १२ कमा बीआइसमतिही उ ससिदड्ढा ॥"

"કુંભ અને ધનનો ચંદ્ર હોય ત્યારે બીજને દગ્ધા તિથિ જાણવી; મેષ અને મિથુનનો ચંદ્ર હોય ત્યારે ચોથ દગ્ધા તિથિ જાણવી; તુલા અને સિંહનો ચંદ્ર હોય ત્યારે છઠ, મકર અને મીનનો ચંદ્ર હોય ત્યારે આઠમ, વૃષભ અને કર્કનો ચંદ્ર હોય ત્યારે દશમ તથા વૃશ્ચિક અને કન્યાનો ચંદ્ર હોય ત્યારે બારશને દગ્ધા તિથિ જાણવી." દગ્ધા તિથિમાં જન્મેલું બાળક પ્રાયે અલ્પ આયુષ્યવાળું હોય છે.

દગ્ધા તિથિનું ફળ યતિવલ્લભ નામના ગ્રંથમાં આ પ્રમાણે કહ્યું છે.

कुष्टं क्षौरेऽम्बरे दौःस्थ्यं गृहवेशे तु शून्यता ।
आयुधे मरणं यात्राकृष्युद्वाहा निरर्थकाः ॥"

દગ્ધા તિથિને દિવસે ક્ષૌર કરાવવાથી કુષ્ઠ રોગ થાય છે, નવું વસ્ત્ર પહેરવાથી દુઃસ્થિતિ થાય છે, નવા ઘરમાં પ્રવેશ કરવાથી શૂન્યતા થાય છે, નવું શસ્ત્ર ધારણ કરવાથી મરણ થાય છે, અને યાત્રા, ખેતી તથા વિવાહ કરવાથી તે નિષ્ફળ થાય છે.

હવે ક્રૂર તિથિ કહે છે—

ઓને પહેલા ચતુષ્કમાં ક્રૂર તિથિ જાણુવી, એ રીતે બીજા ચતુષ્કમાં છઠથી આરંભી નોમ સુધી તથા બીજી પૂર્ણા એટલે દશમ ક્રૂર તિથિ જાણુવી. તથા ત્રીજા ચતુષ્કમાં અગિયારસથી આરંભીને ચૌદશ સુધી તથા ત્રીજી પૂર્ણા એટલે પૂર્ણિમા એ તિથિઓને ક્રૂર તિથિ જાણુવી. (આ ક્રૂર તિથિ સર્વ શુભ કાર્યમાં તજવાની છે.) એટલે કે મેષ રાશિમાં (રવિ મંગળ, શનિ કે રાહુ એમાંથી) કોઈ પણ ક્રૂર ગ્રહ હોય તો એકમ અને પાંચમ, વૃષ રાશિમાં કોઈ પણ ક્રૂર ગ્રહ હોય તો બીજ અને પાંચમ, મિથુનમાં ક્રૂર ગ્રહ હોય તો ત્રીજ અને પાંચમ, તથા કર્કમાં ક્રૂર ગ્રહ હોય તો ચોથ અને પાંચમ આ તિથિઓ ક્રૂર જાણુવી. એવી રીતે સિંહ રાશિમાં છઠ અને દશમ, કન્યામાં સાતમ અને દશમ, તુલા રાશિમાં આઠમ અને દશમ તથા વૃશ્ચિકમાં નોમ અને દશમ એ તિથિઓ ક્રૂર જાણુવી. એ રીતે ધનમાં અગિયારસ અને પૂર્ણિમા, મકરમાં બારસ અને પૂર્ણિમા, કુંભમાં તેરસ અને પૂર્ણિમા તથા મીનમાં ચૌદશ અને પૂર્ણિમા એ તિથિઓ ક્રૂર જાણુવી. આ રાશિઓ કેવળ ક્રૂર ગ્રહ સહિત હોય તો જ તે તિથિઓ ક્રૂર થાય છે. પણ સૌમ્ય ગ્રહની સાથે હોય તો તે તિથિઓ શુભ જ જાણુવી. "જે માણુસની નામરાશિ ક્રૂર ગ્રહ આક્રાંત હોય તે માણુસે શુભ કાર્યમાં તે રાશિ સંબંધી તિથિ વર્જવી" એમ કેટલાક કહે છે. વળી બીજા કોઈ આચાર્ય કહે છે કે – મેષ રાશિ ક્રૂર ગ્રહસહિત હોય ત્યારે એકમ અને પાંચમની પહેલી પંદર ઘડીનો ત્યાગ કરવો, વૃષ રાશિ ક્રૂર ગ્રહસહિત હોય ત્યારે બીજ અને પાંચમની બીજી પંદર ઘડીનો ત્યાગ કરવો, મિથુન રાશિ ક્રૂર ગ્રહસહિત હોય તો ત્રીજ તથા પાંચમની ત્રીજી પંદર ઘડીનો ત્યાગ કરવો તથા કર્ક રાશિ ક્રૂર ગ્રહ સહિત હોય તો ચોથ અને પાંચમની ચોથી એટલે છેલ્લી પંદર ઘડીનો ત્યાગ કરવો. એ રીતે સિંહાદિક ચતુષ્કમાં તથા ધનાદિક ચતુષ્કમાં પણ તે જ પ્રમાણે જાણુવું.

હવે તિથિને આશ્રીને કરણો કહે છે.

**करणान्यथ शकुनि १ चतुष्पद २ नागानि ३ क्रमाच्च किंस्तुघ्नम् ४ ।**
**असितचतुर्दश्यर्धातिथ्यर्धेषु ध्रुवाणि चत्वारि ॥९॥**

અર્થ — જ્યારે જેટલા પ્રમાણુવાળી તિથિ હોય ત્યારે તેના અર્ધ પ્રમાણુવાળાં સર્વ કરણો હોય છે, કેમકે "તિથિનો અર્ધભાગ કરણ કહેવાય છે" એવું વચન છે. તે આ પ્રમાણે—કૃષ્ણુપક્ષની ચતુર્દશીના અર્ધા ભાગથી એટલે રાત્રિથી આરંભીને અર્ધી અર્ધી તિથિમાં અનુક્રમે શકુનિ ૧, ચતુષ્પદ ૨, નાગ ૩ અને કિંસ્તુઘ્ન ૪, એ ચાર કરણો ધ્રુવ જાણુવાં. (કારણુ કે તે કરણો નિયમિત સ્થાને રહેલાં હોવાથી ધ્રુવ કહેવાય છે.) અર્થાત્ કૃષ્ણુપક્ષની ચતુર્દશીની રાત્રિએ શકુનિ કરણ હોય છે. અમાવાસ્યાને દિવસે ચતુષ્પદ અને રાત્રિએ નાગ, તથા શુક્લ પ્રતિપદ્‌ના દિવસે કિંસ્તુઘ્ન કરણ હોય છે.

બાકીનાં કરણો કહે છે.

**अथ बव १ बालव २ कौलव ३ तैतिल ४ गर ५ वणिज ६ विष्टयः ७ सप्त ।**
**मासेऽष्टशश्चराणि स्युरुज्ज्वलप्रतिपदन्त्यार्धात् ॥१०॥**

અર્થ — બવ ૧, બાલવ ૨, કૌલવ ૩, તૈતિલ ૪, ગર ૫, વણિજ ૬ અને વિષ્ટિ ૭, આ સાત કરણો છે; અને તે શુકલ પ્રતિપદ્‌ની રાત્રિથી આરંભીને એક માસમાં આઠ વાર આવૃત્તિ કરવાથી ચર કહેવાય છે, અર્થાત્ શુકલ પ્રતિપદ્‌ની રાત્રિએ બવ કરણ હોય છે, બીજને દિવસે બાલવ અને રાત્રિએ કૌલવ હોય છે, ત્રીજને દિવસે તૈતિલ અને રાત્રિએ ગર હોય છે (તૈતિલનું બીજું નામ સ્ત્રીવિલોચન પણ છે). ચોથને દિવસે વણિજ અને રાત્રિએ વિષ્ટિ (ભદ્રા) હોય છે. આ એક આવૃત્તિ થઈ. એ પ્રમાણે પાંચમને દિવસે બવ, રાત્રિએ બાલવ, છઠને દિવસે કૌલવ અને રાત્રિએ તૈતિલ, સાતમને દિવસે ગર અને રાત્રિએ વણિજ તથા આઠમને દિવસે વિષ્ટિ, આ બીજી આવૃત્તિ થઈ. એ પ્રમાણે આઠમની રાત્રિએ બવ, તે છેવટ શુકલ એકાદશીની રાત્રિએ વિષ્ટિ આવે, આ ત્રીજી આવૃત્તિ થઈ. પછી બારશને દિવસે બવ તે યાવત્ પુનમને દિવસે વિષ્ટિ આ ચોથી આવૃત્તિ થઈ. પછી પુનમની રાત્રે બવ, કૃષ્ણપક્ષની પ્રતિપદ્‌ને દિવસે બાલવ, યાવત્ કૃષ્ણપક્ષની ત્રીજની રાત્રે વિષ્ટિ એ પાંચમી આવૃત્તિ થઈ. પછી ચોથને દિવસે બવ યાવત્ સાતમને દિવસે વિષ્ટિ એ છઠ્ઠી આવૃત્તિ થઈ. પછી સાતમની રાત્રિએ બવ યાવત્ દશમીની રાત્રિએ વિષ્ટિ આવે તે સાતમી આવૃત્તિ થઈ. પછી અગિયારશને દિવસે બવ યાવત્ કૃષ્ણ ચતુર્દશીને દિવસે વિષ્ટિ આવે તે આઠમી આવૃત્તિ થઈ. આ આઠ આવૃત્તિ તથા પછીનાં ચાર ધ્રુવ કરણોએ કરીને આખો માસ પૂર્ણ થાય છે. અહીં જે દિવસ તથા રાત્રિના વિભાગ કહ્યા છે, તેમાં તિથિ જ્યારથી શરૂ થાય ત્યારથી ત્રીશ ઘડી સુધી દિવસ (પૂર્વદળ) જાણવો. અને બીજી ત્રીશ ઘડી રાત (પશ્ચિમદળ) જાણવી. એટલે કે તિથિની જેટલી ઘડી હોય તેના બે ભાગ કરી પહેલા ભાગને દિવસ અને બીજા ભાગને રાત્રિ સમજવી.

: કરણ કોષ્ટક :

| શુદિના કરણો | | | વદિના કરણો | | |
|---|---|---|---|---|---|
| તિથિ | પૂર્વાર્દ્ધ | ઉત્તરાર્દ્ધ | તિથિ | પૂર્વાર્દ્ધ | ઉત્તરાર્દ્ધ |
| ૧ | કિંસ્તુઘ્ન | બવ | ૧ | બાલવ | કૌલવ |
| ૨ | બાલવ | કૌલવ | ૨ | તૈતિલ | ગર |
| ૩ | તૈતિલ | ગર | ૩ | વણિજ | વિષ્ટિ |
| ૪ | વણિજ | વિષ્ટિ | ૪ | બવ | બાલવ |
| ૫ | બવ | બાલવ | ૫ | કૌલવ | તૈતિલ |
| ૬ | કૌલવ | તૈતિલ | ૬ | ગર | વણિજ |
| ૭ | ગર | વણિજ | ૭ | વિષ્ટિ | બવ |
| ૮ | વિષ્ટિ | બવ | ૮ | બાલવ | કૌલવ |
| ૯ | બાલવ | કૌલવ | ૯ | તૈતિલ | ગર |
| ૧૦ | તૈતિલ | ગર | ૧૦ | વણિજ | વિષ્ટિ |
| ૧૧ | વણિજ | વિષ્ટિ | ૧૧ | બવ | બાલવ |
| ૧૨ | બવ | બાલવ | ૧૨ | કૌલવ | તૈતિલ |
| ૧૩ | કૌલવ | તૈતિલ | ૧૩ | ગર | વણિજ |
| ૧૪ | ગર | વણિજ | ૧૪ | વિષ્ટિ | શકુનિ |
| ૧૫ | વિષ્ટિ | બવ | ૩૦ | ચતુષ્પાદ | નાગ |

પ્રસંગને લીધે આ કરણોના સ્વામી કહે છે.

**इन्द्रो १ विधि २ मित्रा ३ र्यम ४ भू ५ श्री ६ शमना ९ श्लेषु करणेषु ।**
**कलि १ वृष २ फणि ३ मरुतः ४ पुनरीशाः क्रमशः स्थिरेषु स्युः ॥"**

અર્થ—ઇંદ્ર ૧, બ્રહ્મા ૨, મિત્ર ૩, સૂર્ય ૪, પૃથ્વી ૫, લક્ષ્મી ૬ અને યમ ૭ આ અનુક્રમે બવ વગેરે ચર કરણોના સ્વામી છે. તથા કાલ ૧, વૃષભ ૨, સર્પ ૩ અને વાયુ ૪ આ શકુનિ વિગેરે ચાર ધ્રુવ કરણોના અનુક્રમે સ્વામી જાણવા.

કરણોનું ફળ કહે છે.

**दशामूनि विविष्टीनि दिष्टान्यखिलकर्मसु ।**
**रात्र्यहर्व्यत्ययाद्भद्राऽप्यदुष्टेवेति तद्विदः ॥११॥**

અર્થ— વિષ્ટિ વિનાનાં બાકીનાં દશે કરણો સર્વ કાર્યમાં શુભ છે. અર્થાત્ એક વિષ્ટિ (ભદ્રા) કરણ જ અશુભ છે. તથા ભદ્રા પણ રાત્રિ અને દિવસના વિપર્યાસથી અદૂષિત છે એટલે શુભ છે એમ તેના વિદ્વાનો કહે છે. અર્થાત્ રાતની (તિથિના પશ્ચિમદળની) ભદ્રા જો દિવસે આવે અથવા દિવસની (તિથિના પૂર્વદળની) ભદ્રા જો રાત્રિએ આવે તો તે અશુભ નથી.

ભદ્રાના અશુભપણા માટે ગ્રંથાંતરમાં કહ્યું છે કે—

**"यदि भद्राकृतं कार्यं प्रमादेनापि सिध्यति ।**
**प्राप्ते तु षोडशे मासे समूलं तद्विनश्यति ॥"**

"જો કદાચ ભદ્રામાં કરેલું કાર્ય ભૂલથી પણ સિદ્ધ થઈ ગયું હોય તોપણ સોળમો માસ પ્રાપ્ત થયે તે કાર્ય મૂળ સહિત નાશ પામે છે.

કોઈ વખત ભદ્રાને પ્રશસ્ય પણ કહી છે. તે વિષે નારચંદ્રના ટિપ્પનકમાં કહ્યું છે કે

**"दाने चानशने चैव घातपातादिकर्मणि ।**
**खराश्वप्रसवे श्रेष्ठा भद्रान्यत्र न शस्यते ॥"**

"દાનમાં, અનશનમાં, ઘાત અને પાત વિગેરે કર્મમાં, તથા ગધેડા અને ઘોડાની પ્રસૂતિમાં ભદ્રા શ્રેષ્ઠ છે બીજે શ્રેષ્ઠ નથી.

ભદ્રા રાત્રિ અને દિવસના વિપર્યાસથી અદૂષિત છે તે વિષે કહ્યું છે કે

**"रात्रिभद्रा यदाऽह्नि स्यादहर्भद्रा यदा निशि ।**
**न तत्र भद्रादोषः स्यात् सर्वकार्याणि साधयेत् ॥"**

"રાત્રિની ભદ્રા જો દિવસે હોય અને દિવસની ભદ્રા જો રાત્રે હોય તો તે વખતે ભદ્રાનો દોષ નથી. તે સર્વ કાર્યોને સાધે છે.

વળી "**या विष्टिरक्रमप्राप्ता स्यात्**" "અન્ય દિવસની ભદ્રા અન્ય દિવસે એટલે તેથી બીજે દિવસે આવી હોય અથવા અન્ય રાત્રિની ભદ્રા અન્ય રાત્રિએ આવી હોય તો તે

અદૂષિત છે ( શુભ છે ).” આમ પણ કોઈક કહે છે. આ બન્ને વચનોનો અભિપ્રાય એ છે જે પોતાના સ્થાનથી ભ્રષ્ટ થવાને લીધે તે ભદ્રા નિર્બળ છે, પરંતુ આ બન્ને વચનો બહુ સંમત નથી; કેમ કે અન્ય સ્થાને ગયેલા (રહેલા) વિષાદિકનું પણ મારણસ્વરૂપ નાશ પામતું નથી. એમ ત્રિવિક્રમા કહે છે. અહીં આ પ્રમાણે વિશેષ જાણવું.

“सुरभे वत्स या भद्रा सोमे सौम्ये सिते गुरौ ।
कल्याणी नाम सा प्रोक्ता सर्वकार्याणि साधयेत् ॥”

“હે વત્સ (શિષ્ય)! દેવગણના નક્ષત્રમાં સોમ, બુધ શુક્ર કે ગુરૂવારે ભદ્રા આવે તો તે કલ્યાણી નામની ભદ્રા કહેલી છે. તે સર્વ કાર્યોને સાધનારી છે.” વળી—

“स्वर्गेऽजोक्षैणकर्केष्वधः स्त्रीयुग्मधनुस्तुले ।
कुंभमीनालिसिंहेषु विष्टिर्मर्त्येषु खेलति ॥

“મેષ, વૃષ, મકર અને કર્કના ચંદ્ર હોય ત્યારે વિષ્ટિ ( ભદ્રા ) સ્વર્ગમાં ક્રીડા કરે છે, કન્યા, મિથુન, ધન અને તુલાના ચંદ્ર હોય ત્યારે વિષ્ટિ પાતાલમાં ક્રીડા કરે છે. તથા કુંભ, મીન, વૃશ્ચિક અને સિંહના ચંદ્ર હોય ત્યારે વિષ્ટિ મનુષ્યલોકમાં ક્રીડા કરે છે.”

શીઘ્રબોધમાં ભદ્રાનો પરિહાર આ પ્રમાણે કરેલ છે :

स्वर्गे भद्रा शुभं कुर्यात् पाताले च धनागमः ।
मर्त्यलोके यदा विष्टिः सर्वकार्यविनाशिनी ॥१॥

અર્થ— ભદ્રા સ્વર્ગમાં હોય તો શુભ ફળ આપે છે, પાતાલલોકમાં હોય તો ધન લાભ આપે છે અને મૃત્યુલોકમાં હોય તો સઘળા કાર્યનો વિનાશ કરે છે.

ભદ્રાનો કાળ ( સમય ) સ્પષ્ટ બતાવે છે—

रात्रौ चतुर्थ्येकादश्योरष्टमीराकयोर्दिवा ।
भद्रा शुक्ले तिथौ कृष्णे त्वेकैकोने यथाक्रमात् ॥१२॥

અર્થ— શુક્લપક્ષમાં ચતુર્થી તથા એકાદશીની રાત્રિએ ( પશ્ચિમદળમાં ) અને અષ્ટમી તથા પૂર્ણિમાના દિવસે ( પૂર્વદળમાં ) ભદ્રા હોય છે અને કૃષ્ણપક્ષમાં અનુક્રમે એક એક ઓછી તિથિએ હોય છે. એટલે કે કૃષ્ણપક્ષમાં તૃતીયા અને દશમીની રાત્રિએ ( પશ્ચિમદળમાં ) અને સપ્તમી તથા ચતુર્દશીના દિવસે ( પૂર્વદળમાં ) ભદ્રા હોય છે.

અહીં કોઈને શંકા થાય કે—“વિષ્ટિ અશુભ હોવાથી તેને વર્જવા માટે વિષ્ટિ નામનું એક જ કરણ કહેવું યોગ્ય છે, પરંતુ બીજાં બવ વિગેરે કરણોનું વર્ણન કર્યું તેનો ક્યાં ઉપયોગ થશે? આનો જવાબ એ છે જે—“સંક્રાંતિ વિગેરેમાં આ સર્વ કરણોનો ઉપયોગ છે.” કહ્યું છે કે—

“शकुनिचतुष्पदनागे किंस्तुघ्ने कौलवे वाणिज्ये च ।
ऊर्ध्वं संक्रमणं गरतैतिलविष्टिषु पुनः सुसम् ॥

वववालवे निविष्टं सुभिक्षं चोर्ध्वसङ्क्रमे ।
उपविष्टो रोगकरः सुप्तो दुर्भिक्षकारकः ॥"

"શકુનિ, ચતુષ્પદ, નાગ કિંસ્તુઘ્ન, કૌલવ અને વાણિજ્ય એટલાં કરણમાં જો સંક્રાંતિ બેઠી હોય તો તે ઊર્ધ્વ (ઉભેલું) સંક્રમણ કહેવાય છે. ગર, તૈતિલ અને વિષ્ટિમાં સંક્રાંતિ બેઠી હોય તો તે સુપ્ત (સુતેલી) કહેવાય છે. અને બવ તથા બાલવમાં સંક્રાંતિ બેઠી હોય તો તે બેઠેલી સંક્રાંતિ કહેવાય છે. તેમાં જો ઊર્ધ્વ (ઉભેલી) સંક્રાંતિ હોય તો સુકાળ થાય, બેઠેલી હોય તો રોગને ઉત્પન્ન કરે અને સુતેલી હોય તો દુકાળ થાય." તથા–

"शीतोष्णवर्षर्तुषु सूर्यसंक्रमाः क्रमेण सुप्तोर्ध्वनिवेशिनः शुभाः ।"

શીત ઋતુમાં, ઉષ્ણ ઋતુમાં અને વર્ષા ઋતુમાં અનુક્રમે કરી સુતેલી, ઊર્ધ્વ અને બેઠેલી-સંક્રાંતિ હોય તો તે શુભ છે, એટલે શીત ઋતુમાં સૂર્યસંક્રાંતિ સુપ્ત હોય તો તે શુભ છે; ઉષ્ણ ઋતુમાં સૂર્યસંક્રાંતિ ઊર્ધ્વ હોય તો તે શુભ છે અને વર્ષા ઋતુમાં સૂર્યસંક્રાંતિ બેઠેલી હોય તો તે શુભ છે." તથા "પૂર્વ અને ઉત્તર એવાં બે કરણની સંધિમાં (એક કરણની સમાપ્તિમાં અને બીજા કરણના આરંભમાં) રહેલી સંક્રાંતિ સુપ્તોત્થિતા (સુઈને ઉઠેલી) નામે કહેવાય છે; તે સર્વદા અશુભ જ છે." એમ પૂર્ણભદ્ર કહે છે.

વિષ્ટિનાં મુખાદિક અંગો અને તેના ફળને કહે છે.

वाण ५ द्वि २ दिग् १० जलधि ४ षट् ६ त्रिक ३ नाडिकासु,
वक्त्रं १ गलो २ हृदय ३ नाभि ४ कटाश्च ५ पुच्छम् ६ ।
विष्टेर्विदध्युरिह कार्य १ वपुः २ स्व ३ बुद्धि ४-
प्रेम ५ द्विषां क्षय ६ मिमेऽवयवाः क्रमेण ॥१३॥

અર્થ— વિષ્ટિની પહેલી પાંચ નાડિકા (ઘડી)ને વિષ્ટિનું મુખ જાણવું; ત્યારપછીની બે ઘડીને કંઠ જાણવો ત્યારપછીની દશ ઘડીને હૃદય જાણવું; ત્યાર પછીની ચાર ઘડીને નાભિ જાણવી; ત્યારપછીની છ ઘડીને કટિ જાણવી અને ત્યારપછીની ત્રણ ઘડીને પુચ્છ જાણવું. તેમાં જો વિષ્ટિને મુખે કાર્ય કર્યું હોય તો તે કાર્યનો નાશ થાય છે; કંઠે કર્યું હોય તો શરીરનો નાશ (મરણ) થાય છે; હૃદયે કર્યું હોય તો દ્રવ્યનો નાશ થાય છે; નાભિએ બુદ્ધિનો નાશ થાય છે, કટિએ પ્રીતિનો નાશ થાય છે, અને પુંછડે અવશ્ય જયની પ્રાપ્તિ થાય છે. આ વિષે લલ્લ કહે છે કે —

"शुभाशुभानि कार्याणि यान्यसाध्यानि भूतले ।
नाडीत्रयमिते पुच्छे भद्रायास्तानि साधयेत् ॥"

"આ પૃથ્વી પર શુભ અથવા અશુભ જે કોઈ કાર્ય અસાધ્ય હોય તે ત્રણ ઘડીના પ્રમાણવાળા વિષ્ટિના પુચ્છે કરવાથી સિદ્ધ થાય છે." તેનું પુચ્છ આ પ્રમાણે કહ્યું છે.

"दशम्यामष्टम्यां प्रथमघटिकापञ्चकपरं,
हरिद्यौ ११ सप्तम्यां त्रिदश १३ घटिकान्ते त्रिघटिकम् ।

तृतीयायां राकासु च गतसविंशैक २१ घटिके,
ध्रुवं विष्टेः पुच्छं शिवतिथि १४ चतुर्थ्योश्च विगलत् ॥"

"દશમ અને આઠમે પ્રથમની પાંચ ઘડી પછી વિષ્ટિનું પુચ્છ આવે છે, એટલે કે તે તિથિએ વિષ્ટિનો કટિની બીજી ઘડીથી પ્રારંભ થાય છે; તેથી પાંચ ઘડી પછી પુચ્છ આવે અને ત્યાર પછી મુખ વિગેરે કટિ પર્યંત અંગો આવે છે. અગિયારશ અને સપ્તમીને દિવસે હૃદયની છેલ્લી ત્રણ ઘડીથી વિષ્ટિનો પ્રારંભ થાય છે, તેથી વિષ્ટિની તેર ઘડી ગયા પછી તેનું ત્રણ ઘડી પ્રમાણ પુચ્છ આવે છે. ત્રીજ અને પુનમને દિવસે વિષ્ટિનો કંઠની બીજી ઘડીથી પ્રારંભ થાય છે; તેથી વિષ્ટિની એકવીશ ઘડી ગયા પછી તેનું પુચ્છ આવે છે, તથા ચોથ અને ચૌદશને રોજ વિષ્ટિનો મુખથી પ્રારંભ થાય છે; તેથી વિષ્ટિ ઉતરતાં છેલ્લી ત્રણ ઘડી પુચ્છ આવે છે." ભદ્રા (વિષ્ટિ)નો આકાર આ પ્રમાણે કહ્યો છે.

"सर्पिणी वृश्चिकी भद्रा दिवारात्र्योः स्मृता क्रमात् ।
सर्पिण्या वदनं त्याज्यं वृश्चिक्याः पुच्छमेव च ॥"

"દિવસની ભદ્રા સર્પિણી કહી છે, અને રાત્રિની ભદ્રા વૃશ્ચિકી (વીંછણ) કહી છે. તેમાં સર્પિણીનું મુખ અને વૃશ્ચિકીનું પુચ્છ તજવા યોગ્ય છે." આ પ્રમાણે કેટલાક કહે છે. વળી બીજા કોઈ એમ કહે છે કે—"શુક્લપક્ષની ભદ્રા સર્પિણી છે અને કૃષ્ણપક્ષની ભદ્રા વૃશ્ચિકી છે."

અહીં વિષ્ટિનાં મુખ વિગેરે અંગો પાંચ વિગેરે ઘડીવાળાં કહ્યાં છે. તે માત્ર વ્યવહારથી એટલે સામાન્ય રીતે સાઠ ઘડીની તિથિ હોય તો ત્રીસ ઘડીની અર્ધી તિથિ થાય અને તે વખતે જ આ કહેલી ઘડીની વ્યવસ્થા ઘટી શકે છે, પરંતુ તિથિ સાઠ ઘડીથી ન્યૂન કે અધિક હોય ત્યારે અર્ધી તિથિ પણ ન્યૂનાધિક હોય. તે વખતે મુખાદિકની પાંચ વિગેરે ઘડીઓ પણ ન્યૂનાધિક થાય છે.

દાખલા તરીકે કોઈ તિથિ જઘન્યથી ૫૪ ઘડી હોય ત્યારે અર્ધી તિથિ ૨૭ ઘડીની હોય માટે વિષ્ટિ પણ ૨૭ ઘડીની હોય; તથા કોઈ તિથિ ઉત્કૃષ્ટ ૬૬ ઘડીની હોય ત્યારે ૩૩ ઘડીની અર્ધી તિથિ હોય, માટે વિષ્ટિ પણ ૩૩ ઘડીની હોય, એ રીતે તિથિનું માન મધ્યમ હોય ત્યારે વિષ્ટિ પણ મધ્યમ પ્રમાણવાળી હોય છે. તેથી કરીને એક ઘડીના સાઠ પળ હોવાથી તેને વિષ્ટિની ઘડી ૩૦ હોવાથી ત્રીશે ભાગ લેતાં બે પળ આવે છે, માટે વિષ્ટિ ત્રીસ ઘડીથી જેટલી ઘડી ન્યૂન કે અધિક હોય તેટલી ઘડીથી બમણા પળ દરેક અંગની ઘડીઓમાંથી ન્યૂન કે અધિક કરવા. જેમકે કોઈ તિથિએ વિષ્ટિ ૨૯ ઘડીની હોય ત્યારે ભદ્રાના મુખની પાંચ ઘડીમાંથી દશ પળ ન્યૂન કરવા. તેટલું વિષ્ટિનું મુખ સમજવું. એ જ રીતે વિષ્ટિનું ગળું બે ઘડીનું છે તેથી બે ઘડીમાંથી ચાર પળ ન્યૂન કરવા. તેટલું વિષ્ટિનું ગળું જાણવું. એજ પ્રમાણે વિષ્ટિનું હૃદય દશ ઘડીનું છે તેથી તેમાંથી વીશ પળ ન્યૂન કરવા તથા નાભિ ચાર ઘડીની છે માટે ચાર ઘડીમાંથી આઠ પળ ન્યૂન કરવા. તથા કટિ છ ઘડીની છે માટે તેમાંથી બાર પળ ન્યૂન કરવા. અને પુચ્છ ત્રણ ઘડીનું છે તેથી તેમાંથી છ પળ ન્યૂન કરવા. આ માન ત્રીશ ઘડીમાંથી એક ઘડી ન્યૂન એટલે ૨૯ ઘડીની વિષ્ટિ હોય ત્યારે સમજવું, પણ જ્યારે વિષ્ટિ ત્રીશ ઘડીમાંથી બે ઘડી ન્યૂન હોય

એટલે કે ૨૮ ઘડીની હોય, ત્યારે ઉપર કહેલું હાનિનું પ્રમાણ બમણું કરીને ન્યૂન કરવું. જેમ કે વિષ્ટિ એક ઘડી ઓછી હતી ત્યારે પાંચ ઘડીના પ્રમાણવાળા મુખમાંથી દશ પળ ન્યૂન કર્યા હતા, તેથી જ્યારે વિષ્ટિ બે ઘડી ઓછી છે ત્યારે તેથી બમણા એટલે વીશ પળ ન્યૂન કરવા. અને જ્યારે વિષ્ટિ ત્રીશ ઘડીમાંથી ત્રણ ઘડી ન્યૂન હોય એટલે કે સત્યાવીશ ઘડી હોય ત્યારે તે જ હાનિનું પ્રમાણ ત્રણ ગણું ઓછું કરવું. જેમ એક ઘડી ન્યૂન હતી ત્યારે વિષ્ટિના મુખમાં દશ પળ ન્યૂન કર્યા હતા તેમ ત્રણ ઘડી ન્યૂન હોવાથી ત્રીશ પળ ન્યૂન કરવા જોઈએ. એ જ પ્રમાણે વિષ્ટિ ત્રીસ ઘડી ઉપર એક, બે કે ત્રણ ઘડી વિગેરેની વૃદ્ધિ હોય ત્યારે પણ તે જ પ્રમાણે વિષ્ટિના તે તે અંગની ઘડીથી બમણા કરેલા પળો તે તે અંગની ઘડીમાં વધારવા. જેમ કે વિષ્ટિ એકત્રીશ ઘડી હોય તો તેના મુખની પાંચ ઘડી છે, તેથી તેમાં દશ પળ વધારે સમજવા વિગેરે.

વિષ્ટિનું મુખ એકાંતપણે તજવા યોગ્ય છે, માટે યાત્રાદિક સમયમાં તે વિષ્ટિ જે પ્રકારે સન્મુખ થાય છે તે કહે છે —

भद्रेन्द्रा १४ ष्टा ८ श्व ७ तिथ्य १५ ब्धि ४
दशे १० शा ११ ग्नि ३ मिते तिथौ ।
दिग् ८ यामा ८ ष्टकयोर्नेष्टा संमुखी पृष्ठतः शुभा ॥१४॥

અર્થ— ચતુર્દશીને દિવસે પહેલે પહોરે વિષ્ટિ પૂર્વ દિશામાં હોય છે, અષ્ટમીના બીજા પ્રહરે અગ્નિ ખૂણામાં હોય છે. સપ્તમીના ત્રીજે પ્રહરે દક્ષિણમાં હોય છે, પૂર્ણિમાના ચોથા પ્રહરે નૈઋત્ય ખૂણામાં હોય છે, ચતુર્થીના પાંચમે પ્રહરે પશ્ચિમમાં હોય છે, દશમીને છઠ્ઠે પ્રહરે વાયવ્યમાં હોય છે, એકાદશીને સાતમે પ્રહરે ઉત્તર દિશામાં હોય છે અને તૃતીયાના આઠમા પ્રહરે ઈશાન ખૂણામાં હોય છે. આ વિષ્ટિ પ્રયાણાદિક કાર્યમાં સન્મુખ હોય તો તે અશુભ જાણવી, અને પાછળ હોય તો તે શુભ જાણવી.

આ વિષ્ટિની દિશા વિગેરે જોવાની બીજી રીત —

" घुजाट्टणीसिते पक्षे गृछिझूढ सितेतरे ।
व्यञ्जनै स्तिथयो ज्ञेयाः स्वरैश्च प्रहरा दिशः ॥ "

શુકલપક્ષમાં ઘુ, જા, ટ્ટ અને ણી તથા કૃષ્ણપક્ષમાં ગૃ, છિ, ઝૂ અને ઢ એ અક્ષરોમાં વ્યંજને કરીને તિથિ જાણવી અને સ્વરે કરીને પ્રહર તથા દિશા જાણવી. એટલે કે 'ઘુ' એ ચોથો વ્યંજન અને પાંચમો સ્વર છે તેથી ચોથને દિવસે પાંચમી દિશા (પશ્ચિમ)માં પાંચમા પ્રહરે પ્રયાણ કરનારને વિષ્ટિ સન્મુખ આવે છે; એ જ પ્રમાણે 'જા'એ આઠમો વ્યંજન અને બીજો સ્વર હોવાથી આઠમને દિવસે બીજી દિશામાં એટલે અગ્નિ ખૂણામાં બીજે પ્રહરે પ્રયાણ કરનારને ભદ્રા સન્મુખ થાય છે. 'ટ્ટ' એમાં 'ટ'એ અગિ-યારમો વ્યંજન અને 'ઋ' એ સાતમો સ્વર હોવાથી અગિયારશને દિવસે સાતમે પ્રહરે સાતમી દિશા (ઉત્તર)માં પ્રયાણ કરનારને વિષ્ટિ સન્મુખ આવે છે. 'ણી'એમાં 'ણ'એ પંદરમો વ્યંજન અને 'ઈ'એ ચોથો સ્વર હોવાથી પૂર્ણિમાને દિવસે ચોથા પ્રહરે ચોથી દિશા (નૈઋત્ય)માં પ્રયાણ કરનારને વિષ્ટિ સન્મુખ હોય છે. એ જ પ્રમાણે ગૃ, છિ ઝૂ અને ઢ એ અક્ષરોમાં પણ જાણી લેવું.

॥ ઈતિ તિથિ પ્રકરણમ્ ॥

# વાર પ્રકરણ પ્રારંભ

હવે બીજું વારદ્વાર કહે છે, તેમાં વારનો આરંભ ક્યારે થાય છે? તે કહે છે-

वारादिरुदयादूर्ध्वं पलैर्मेषादिगे रवौ ।
तुलादिगे त्वधस्त्रिंशत्तद्द्युमानान्तरार्धजैः ॥१५॥

અર્થ— મેષાદિક છ રાશિમાં સૂર્ય રહ્યો હોય ત્યારે સૂર્યોદયની પછી તે દિવસના દિનમાન અને ત્રીશની વચ્ચેના આંતરાના અર્ધ પળ વડે વારનો આરંભ થાય છે, અને તુલાદિક છ રાશિમાં સૂર્ય રહ્યો ત્યારે સૂર્યોદયની પહેલાં તેટલા પળે વારની પ્રવૃત્તિ થાય છે.

જેમ કે ગૂર્જર દેશમાં કર્ક સંક્રાંતિએ ઉત્કૃષ્ટ દિનમાન ઘડી ૩૩ પળ ૪૮નું હોય છે, તેમાંથી ત્રીશ બાદ કરતાં બાકી ઘડી ૩ પળ ૪૮ રહ્યા. તેનો અર્ધ ભાગ કરતાં ઘડી ૧ પળ ૫૪ રહ્યા. એટલે કે કુલ ૧૧૪ પળ રહ્યા, માટે તે દિવસે સૂર્યોદય પછી ૧૧૪ પળે વારનો આરંભ જાણવો, તે જ પ્રમાણે મકર સંક્રાંતિમાં જઘન્ય દિનમાન ઘડી ૨૬ પળ ૧૨નું હોય છે. તેને ત્રીશમાંથી બાદ કરતાં બાકી ઘડી ૩ પળ ૪૮ રહ્યા. તેને પ્રથમની જેમ અર્ધું કરતાં ૧૧૪ પળ રહ્યા; માટે તે દિવસે સૂર્યોદય પહેલાં ૧૧૪ પળે વારની પ્રવૃત્તિ જાણવી. એ જ પ્રમાણે મધ્યમ દિનમાન હોય ત્યારે પણ આ રીતે જ જાણવું. આ વારના આરંભનો સમય કહેવાનું પ્રયોજન એ છે જે આગળ જે કાળહોરા તથા અર્ધ પ્રહર વિગેરે કહેવામાં આવશે તેની ગણતરી વારના આરંભથી કરવાની છે. દિનમાન લાવવાનો સ્થૂળ ઉપાય–સામાન્ય ઉપાય આ પ્રમાણે કહ્યો છે—

"रसद्वि २६ नाड्योऽर्कपला १२ मृगे स्युः ।
सचापकुंभेऽष्टकृतैः पलैस्ताः २६–४८ ॥
अलौ च मीनेऽष्टयमाः सशक्रा २८–१४
मेषे तुलायामपि त्रिंशदेव ।
कन्यावृषे भूशिखिनो ३१ ऽङ्गवेदैः ४६,
सार्कास्त्रिरामा मिथुने च सिंहे ३३–१२ ।
कर्के त्रिरामा वसुवेदयुक्ता ३३–४८,
एषामितिः संक्रमवासराणाम् ॥

"મકર સંક્રાંતિને પહેલે દિવસે ઘડી ૨૬ પળ ૧૨નું દિનમાન હોય છે; ધન અને કુંભ સંક્રાંતિએ ઘડી ૨૬ પળ ૪૮નું દિનમાન હોય છે; વૃશ્ચિક અને મીન સંક્રાંતિએ ઘડી ૨૮ પળ ૧૪નું દિનમાન હોય છે; મેષ અને તુલા સંક્રાંતિએ ૩૦ ઘડીનું દિનમાન

હોય છે, કન્યા અને વૃષ સંક્રાંતિએ ઘડી ૩૧ પળ ૪૬નું દિનમાન હોય છે; મિથુન અને સિંહ સંક્રાંતિએ ઘડી ૩૩ પળ ૧૨નું દિનમાન હોય છે, તથા કર્ક સંક્રાંતિના પહેલે દિવસે ઘડી ૩૩ પળ ૪૮નું દિનમાન હોય છે, આ પ્રમાણે તે તે સંક્રાંતિને પહેલે દિવસે દિનમાન હોય છે, અને ત્યારપછી—

"एकाक १-१२ पक्षद्विशरा २-५२ त्रिदन्ता ३-३२
त्रिदन्त ३-३२ पक्षद्विशराः २-५२ कुसूर्याः १-१२
मृगादिषट्केऽहनि वृद्धिरेवं, कर्कादिषट्केऽपचितिः पलाद्या ॥"

"મકર સંક્રાંતિમાં દરેક દિવસે ૧ પળ ૧૨ વિપળ એટલું દિનમાન વૃદ્ધિ પામે છે; કુંભ સંક્રાંતિમાં ૨ પળ ૫૨ વિપળ દરેક દિવસે વૃદ્ધિ પામે છે; મીન સંક્રાતિમાં ૩ પળ ૩૨ વિપળ વૃદ્ધિ પામે છે; મેષ સંક્રાંતિમાં ૩ પળ ૩૨ વિપળ, વૃષ સંક્રાંતિમાં ૨ પળ ૫૨ વિપળ તથા મિથુન સંક્રાંતિમાં ૧ પળ ૧૨ વિપળ એટલું દિનમાન દરેક દિવસે વૃદ્ધિ પામે છે. એ જ રીતે કર્ક, સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક અને ધન સંક્રાંતિમાં અનુક્રમે ઉપર પ્રમાણે તેટલું તેટલું દિનમાન હાનિને પામે છે. દિનમાન જેટલું વૃદ્ધિ પામતું હોય તેટલી રાત્રિના માનની હાનિ જાણવી અને દિનમાનની જેટલી હાનિ હોય તેટલી રાત્રિના માનની વૃદ્ધિ જાણી લેવી. એ પ્રમાણે વૃદ્ધિ હાનિ કરવાથી કુલ પળની સંખ્યા આ પ્રમાણે આવે છે—

"वड्ढइ छसु मयराइसु पलाण छत्तीस ३६ छलसि ८६ छहिअसयं १०६ ।
कमउक्कमउं हायइ तहेव कक्काइरासीसु ॥

"મકર વિગેરે છ સંક્રાતિમાં ૩૬, ૮૬ અને ૧૦૬ પળ ક્રમે તથા ઉત્ક્રમે વૃદ્ધિ પામે છે. એટલે કે મકર સંક્રાંતિમાં ૩૬, કુંભમાં ૮૬; મીનમાં ૧૦૬, મેષમાં ૧૦૬, વૃષમાં ૮૬ અને મિથુન સંક્રાંતિમાં ૩૬ પળની દિનમાનમાં વૃદ્ધિ થાય છે. તે જ પ્રમાણે કર્ક વિગેરે સંક્રાંતિમાં ૩૬, ૮૬ અને ૧૦૬ પળ ક્રમે તથા ઉત્ક્રમે હાનિ પામે છે.

: દિનમાનનું યંત્ર :

| સંક્રાંતિના પ્રથમ દિવસનું માન | ઘડી | પળ | માસાવધિ પ્રતિદિન માન | પળ | વિપળ | આખા માસમાં વૃદ્ધિ હાનિના કુલ પળ |
|---|---|---|---|---|---|---|
| મકર | ૨૬ | ૧૨ | વૃદ્ધિ | ૧ | ૧૨ | ૩૬ |
| કુંભ | ૨૬ | ૪૮ | વૃદ્ધિ | ૨ | ૫૨ | ૮૬ |
| મીન | ૨૮ | ૧૪ | વૃદ્ધિ | ૩ | ૩૨ | ૧૦૬ |
| મેષ | ૩૦ | ૦ | વૃદ્ધિ | ૩ | ૩૨ | ૧૦૬ |
| વૃષભ | ૩૧ | ૪૬ | વૃદ્ધિ | ૨ | ૫૨ | ૮૬ |
| મિથુન | ૩૩ | ૧૨ | વૃદ્ધિ | ૧ | ૧૨ | ૩૬ |
| કર્ક | ૩૩ | ૪૮ | હાનિ | ૧ | ૧૨ | ૩૬ |
| સિંહ | ૩૩ | ૧૨ | હાનિ | ૨ | ૫૨ | ૮૬ |
| કન્યા | ૩૧ | ૪૬ | હાનિ | ૩ | ૩૨ | ૧૦૬ |
| તુલા | ૩૦ | ૦ | હાનિ | ૩ | ૩૨ | ૧૦૬ |
| વૃશ્ચિક | ૨૮ | ૧૪ | હાનિ | ૨ | ૫૨ | ૮૬ |
| ધન | ૨૬ | ૪૮ | હાનિ | ૧ | ૧૨ | ૩૬ |

દિનશુદ્ધિ ગ્રંથમાં આ પ્રમાણે વિશેષ કહ્યો છે—

"विच्छिअकुंभाइतिए निसि मुहि विस धणुहककतुलिमज्झे ।
मिगमिहुणकन्नसीहे निसि अंते संकमइ वारो ॥"

"વૃશ્ચિક, કુંભ, મીન અને મેષ આ ચાર સંક્રાંતિમાં રાત્રિના આરંભ વખતે વારનો આરંભ થાય છે, વૃષભ, ધન, કર્ક અને તુલા સંક્રાંતિમાં અર્ધ રાત્રિએ વારનો પ્રારંભ થાય છે; મકર, મિથુન, કન્યા અને સિંહ સંક્રાંતિમાં રાત્રિના અંતમાં વારનો પ્રારંભ થાય છે."

"राम ३० रस ६० नन्द ९० बाणा ५० वेदा ४० ष्टौ ८० सप्त ७०
दशहताः कार्याः । मन्दादीनां दिनतः क्रमेण भोगस्य नाडयः स्युः ॥"

"શનિવારની ભોગઘડી દિવસના પ્રારંભથી ૩૦ ઘડી સુધી છે; ત્યારપછીની ૬૦ ઘડી રવિની ભોગનાડી (ઘડી) છે; ત્યારપછીની ૯૦ ઘડી સોમની, પછી ૫૦ ઘડી મંગળની, પછીની ૪૦ ઘડી બુધની, પછીની ૮૦ ઘડી ગુરુની અને ત્યારપછીની ૭૦ ઘડી શુક્રવારની ભોગનાડી છે. (શનિવારની સવારથી આરંભીને આવતા શનિવારની સવારે આ સર્વ ઘડીઓનું પૂર્ણ થાય છે.) માટે જ શનિવાર સુતો હોય તો તેને શુભ કહ્યો છે, કેમકે શનિવારે દિવસની ત્રીશ ઘડી પૂરી થયે રાત્રે રવિની ભોગઘડી હોવાથી શનિ સુતેલો કહેવાય છે; માટે તે શુભ છે.

હવે વારનાં નામો તથા તેમનું ફલ કહે છે—

रविचन्द्रमंगलबुधा गुरुशुक्रशनैश्चराश्च दिनवाराः ।
रविकुजशनयः क्रूराः सौम्याश्चान्ये पदोनफलाः ॥१६॥

અર્થ—રવિ, સોમ, મંગળ, બુધ, ગુરુ, શુક્ર અને શનિ એ સાત વાર છે. તેમાં રવિ, મંગલ અને શનિ એ ત્રણ વાર ક્રૂર છે અને બાકીના ચાર વાર સૌમ્ય છે. આ સર્વે વારો 3/4 શુભાશુભ ફળ આપનારા છે. એટલે કે વીશ વસાની અપેક્ષાએ પંદર વસા જેટલું ફળ આપે છે. ક્રૂર વારમાં કરેલું કાર્ય પંદર વસા અશુભ ફળ આપે છે, અને સૌમ્ય વારમાં કરેલું કાર્ય પંદર વસા શુભ ફળ આપે છે. કહ્યું છે કે—

"रविमन्दारवारेषु यस्मिन् संक्रमते रविः ।
तस्मिन्मासि भयं विद्याद्दुर्भिक्षावृष्टितस्करैः ॥"

"રવિ, શનિ કે મંગળવારે જો સૂર્યની સંક્રાંતિ થઈ હોય તો તે માસમાં દુકાળ, અનાવૃષ્ટિ તથા ચોરાદિકનો ભય થાય છે એમ જાણવું." પરંતુ આ ત્રણ વારોની ક્રૂરતા જેટલી દિવસે ગણાય છે તેટલી રાત્રિએ ગણાતી નથી. કહ્યું છે કે—

न वारदोषाः प्रभवन्ति रात्रौ ।

હવે વારો ને વિષે કરવાના કાર્યો :

"રાત્રિએ વારના દોષ સમર્થ થતા નથી." વારોને વિષે આ પ્રમાણે કાર્યો કરવાનાં કહ્યાં છે—રાજ્યાભિષેક, નોકરી, વિચાર, શસ્ત્ર, ઔષધ, વિદ્યા, સંગ્રામ, પ્રયાણ, સુવર્ણ,

તાંબુ, ઊન, અલંકાર, શિલ્પ (કારીગરી), પુણ્યકર્મ તથા ઉત્સવાદિક કાર્યો રવિવારે કરવાથી સિદ્ધ થાય છે. રૂપું, ગાયન, ભોજન, ખેતી તથા વેપાર વિગેરે કાર્યો સોમવારે કરવાથી સિદ્ધ થાય છે. સર્વ ક્રૂર કર્મ, રક્તસ્રાવ, સુવર્ણ, પરવાળા, ખાણુ, ધાતુ, સેનાનિવેશાદિક કાર્યો મંગળવારે કરવાથી સિદ્ધ થાય છે. અક્ષર શીખવા, કાન વિંધવા, કવિતા કરવી, કસરત કરવી, તર્ક કરવો, વાદવિવાદ કરવો તથા કળાભ્યાસ એ વિગેરે કાર્યો બુધવારે સિદ્ધ થાય છે, સર્વે શુભ માંગલિક કાર્ય, દીક્ષા, વિદ્યા, યાત્રા, ઔષધ વિગેરે ગુરૂવારે સિદ્ધ થાય છે. દીક્ષાને વર્જીને બુધ અને ગુરૂમાં કહેલાં સર્વ કાર્યો શુક્રવારે સિદ્ધ થાય છે. અને દીક્ષા, ઘરપ્રવેશ, ઘરનો આરંભ વિગેરે સ્થિર કાર્ય તથા ક્રૂર કાર્ય શનિવારે કરવાથી સિદ્ધ થાય છે, એમ કહ્યું છે; સામાન્ય રીતે કહીએ તો—

"सर्वार्थसाधका वारा गुरुशुक्रबुधेन्दवः ।
प्रोक्तमेव कृतं कर्म भौमार्कार्किषु सिध्यति ॥"

"ગુરુ, શુક્ર, બુધ, અને સોમ એ વારો સર્વ કાર્યના સાધક છે. અને મંગળ, રવિ તથા શનિવારે જે કાર્ય કરવાનું કહ્યું હોય તે જ કરવાથી સિદ્ધ થાય છે." આ દૈવજ્ઞવલ્લભમાં કહ્યું છે. તથા—

"लाक्षाकुसुंभमंजिष्ठारागे काञ्चनभूषणे ।
शस्तौ भौमरवी लोहोपलत्रपुविधौ शनिः ॥"

લાખ, કસુંબો અને મજીઠ એ રંગને વિષે તથા સુવર્ણના ભૂષણને વિષે મંગળ તથા રવિ સારા છે અને લોઢું, પથ્થર તથા સીસાને વિષે શનિવાર સારો છે." તથા—

"द्रव्यादिदानग्रहणे निधाने वाणिज्यसेवागुरुराजयोगे ।
कलाकृषिस्त्रीशुभकर्मवित्तन्यासौषधेष्वारशनी न शस्तौ ॥"

દ્રવ્યાદિક લેવા દેવામાં, નિધાનમાં, વેપારમાં, નોકરીમાં, ગુરુ અને રાજના દર્શનમાં, કળા શીખવવામાં, ખેતી કરવામાં, સ્ત્રીના સમાગમમાં, શુભ કાર્યમાં, દ્રવ્યની થાપણ મૂકવામાં અને ઔષધ ખાવામાં, આટલા કાર્યમાં મંગલ તથા શનિ સારા નથી." એમ યતિવલ્લભમાં કહ્યું છે.

આ વિશે વિશેષમાં લલ્લ આ પ્રમાણે કહે છે.

"उपचयकरस्य कुर्याद्ग्रहस्य वारे स्ववारविहितं यत् ।
अपचयकरग्रहदिने कृतमपि सिद्धिं न याति पुनः ॥"

પોતપોતાના વારમાં કરવાનાં જે કાર્ય કહ્યાં છે તે ઉપચય (વૃદ્ધિ) કરનારા ગ્રહના વારને વિષે કરવામાં આવે છે, પણ અપચય (હાનિ) કરનારા ગ્રહના વારને વિષે કરવામાં આવતાં નથી, કારણ કે તે વારમાં કરેલું કાર્ય કોઈ પણ પ્રકારે સિદ્ધ થતું નથી. આગળ કહેવામાં આવતા ગોચરાદિક વિધિએ કરીને જ્યારે જે ગ્રહ જેને અનુકૂળ હોય તે ગ્રહ

તેનો તે વખતે ઉપચય કરનાર કહેવાય છે અને પ્રતિકૂળ હોય તો તે અપચય કરનાર કહેવાય છે.

હવે વારોને આશ્રીને કાળહોરા કહે છે:

होराः पुनरर्कसितज्ञचन्द्रशनिजीवभूमिपुत्राणाम् ।
सार्धघटीद्वयमानाः स्ववारतस्तास्तु पूर्णफलाः ॥१७॥

અર્થ–અઢી ઘડીની એક હોરા હોય છે. તેમાં જે દિવસે જે વાર હોય તેની પહેલી હોરા જાણવી. પછી પોતાના વારથી જે છઠ્ઠો વાર હોય તે વારની બીજી હોરા, તેનાથી જે છઠ્ઠો વાર હોય તેની ત્રીજી હોરા જાણવી. કહ્યું છે કે—

"अर्कसितज्ञचन्द्रशनिजीवभूमिपुत्राणाम्"

"રવિથી છઠ્ઠો શુક્ર છે, તેથી છઠ્ઠો બુધ છે, તેથી છઠ્ઠો સોમ છે, તેથી છઠ્ઠો શનિ, તેથી છઠ્ઠો ગુરુ અને તેથી છઠ્ઠો મંગળવાર છે." એ પ્રમાણે એક અહોરાત્રિમાં ચોવીસ હોરા આવે છે. જેમકે રવિવારથી છઠ્ઠો શુક્ર છે, તેનાથી છઠ્ઠો બુધ છે અને તેનાથી છઠ્ઠો સોમ છે, એ પ્રમાણે ગણવું. એટલે કે રવિવારે પહેલી હોરા રવિની, બીજી શુક્રની, ત્રીજી બુધની, ચોથી ચંદ્રની, પાંચમી શનિની, છઠ્ઠી ગુરુની, સાતમી મંગળની અને આઠમી રવિની એ પ્રમાણે અનુક્રમે વારંવાર ગણવું તે છેવટે અહોરાત્રિને અંતે સાઠ ઘડીમાં થઈને ચોવીસ હોરા થાય. તે જ પ્રમાણે સોમવારે પહેલી ચંદ્ર હોરા આવે છે. તેને પણ છઠ્ઠા છઠ્ઠા વારની હોરા એ પ્રમાણે ચોવીસ સુધી ગણવું. મંગળવારે પહેલી હોરા મંગળની આવે છે. એ પ્રમાણે સાતે વારની હોરા જાણવી. આગળ અર્ધી રાશિને હોરા નામથી કહેવામાં આવશે. માટે આનું નામ કાળહોરા કહેવાય છે. આ કાળહોરાનાં નામ ચોઘડીયાં પ્રમાણે જાણવાં એમ-નારચંદ્રમાં લખ્યું છે. અહીં ઘંટાલાલા ન્યાયે કરીને વાર શબ્દનો બન્નેમાં સંબંધ હોવાથી પોતાના વારને દિવસે તે જ વારની હોરાને સમયે જો કાર્ય કરવામાં આવે તો કાર્ય કરનારને પૂર્ણ ફળ એટલે કે વારનું પોતાનું પંદર વસા ફળ અને પાંચ વસા હોરાનું મળી વીશ વસા શુભ કે અશુભ ફળ મળે છે. તે વિષે લલ્લ કહે છે. કે "वारफलं होरायां" "વારોનું ફળ હોરામાં પૂર્ણ મળે છે." આ હોરા કહેવાનું કારણ એ છે કે—

"यस्य ग्रहस्य वारे यत्किञ्चित्कर्म प्रकीर्तितम् ।
तत्तस्य कालहोरायां पूर्णं स्यात्तूर्णमेव हि ॥"

"જે ગ્રહના વારને વિષે જે કાર્ય કરવાનું કહ્યું હોય તે કાર્ય તે વારની કાળહોરાને વખતે કરવાથી તેની શીઘ્ર સિદ્ધિ થાય છે." એમ યતિવલ્લભમાં કહ્યું છે. વળી

"होराफलवारफले निन्द्ये द्वे अपि न जातु गृह्णीत ।
एकस्मिन् शुभफलदे तयोश्च कार्यं शुभं कुर्यात् ॥

"હોરાનું ફળ તથા વારનું ફળ એ બન્ને જો નિંદ્ય (અશુભ) હોય તો તે કદાપિ

ગ્રહણ કરવાં નહીં એટલે તે સમયે કાંઈ પણ કાર્ય કરવું નહીં, અને તે બન્નેમાંથી જો એક શુભ ફળ આપનાર હોય તો તે સમયે શુભ કાર્ય કરવા લાયક છે." એમ વ્યવહાર પ્રકાશમાં કહ્યું છે.

હવે વારને વિશે ચોઘડીયું કહે છે :

त्याज्योऽर्धयामो वेदा ४ द्रि ७ द्वि २ पञ्चा ५ ष्ट ८ त्रि ३ षण्मितः ६ ।
सूर्यादौ कालवेलार्धयामाङ्कात्सैकपञ्चमी ॥१८॥

અર્થ---રવિવારથી આરંભીને અનુક્રમે ચોથો, સાતમો, બીજો, પાંચમો આઠમો, ત્રીજો અને છઠ્ઠો અર્ધ પ્રહર (ચોઘડીયું) શુભ કાર્યમાં તજવા લાયક છે. એટલે કે રવિવારે ચોથું ચોઘડીયું, સોમવારે સાતમું ચોઘડીયું, મંગળવારે બીજું, બુધવારે પાંચમું, ગુરુવારે આઠમું, શુક્રવારે ત્રીજું અને શનિવારે છઠ્ઠું ચોઘડીયું શુભ કાર્યમાં વર્જવા લાયક છે. આ વિષે દિનશુદ્ધિમાં આ પ્રમાણે કહ્યું છે કે :—

"सोल १६ ड ८ दसण ३२ दुग २ इग १६ चउ ४ चउसट्ठी ६४
अद्धपहरमज्झपला जत्ताइसु अइअहमा पुव्वाई छट्ट छट्ठ दिसिं ॥१॥

જે અર્ધ પ્રહર વારને આશ્રીને ત્યાગ કરવાના કહ્યા છે. તેમાં તે અર્ધ પ્રહરની અનુક્રમે સોળ, આઠ, બત્રીશ, બે, એક, ચાર અને ચોસઠ મધ્યમ પળો પૂર્વાદિક છઠ્ઠી છઠ્ઠી દિશાએ યાત્રાદિક કાર્યમાં અત્યંત તજવા લાયક છે. અર્થાત્ રવિવારે ચોથા અર્ધ પ્રહરની મધ્યની સોળ પળ પૂર્વ દિશામાં અત્યંત ત્યાગ કરવા લાયક છે. એટલે તે વખતે પૂર્વ દિશામાં યાત્રાદિક કરવાનો નિષેધ છે એ રીતે સોમવારે સાતમા અર્ધ પ્રહરની મધ્યની આઠ પળ પૂર્વથી છઠ્ઠી દિશાએ એટલે વાયવ્ય ખૂણામાં તજવા લાયક છે. મંગળવારે બીજા અર્ધ પ્રહરની બત્રીશ પળ વાયવ્યથી છઠ્ઠી દિશાએ એટલે દક્ષિણ દિશામાં તજવા લાયક છે. બુધવારે પાંચમા અર્ધ પ્રહરની બે મધ્ય પળ તેથી છઠ્ઠી દિશાએ એટલે ઈશાન ખૂણામાં તજવા લાયક છે. ગુરૂવારે આઠમા અર્ધ પ્રહરની એક પળ પશ્ચિમ દિશામાં તજવા લાયક છે, શુક્રવારે ત્રીજા અર્ધ પ્રહરની ચાર મધ્ય પળ અગ્નિ ખૂણામાં તથા શનિવારે છઠ્ઠા અર્ધ પ્રહરની ચોસઠ મધ્ય પળ ઉત્તર દિશામાં તજવા લાયક છે. (હવે શ્લોકના ઉત્તરાર્ધ વડે કાળવેળા કહે છે.) ઉપર જે વર્જવા લાયક અર્ધ પ્રહરો કહ્યા છે, તેમને અનુક્રમે માંડીને છેડે એક લખવો, તે આ પ્રમાણે ૪-૭-૨-૫-૮-૩-૬-૧. પછી અર્ધ પ્રહરના આંકડાથી જે પાંચમો અંક આવે તે અર્ધ પ્રહરને કાળવેળા કહે છે. જેમકે રવીવારે ચોથો અર્ધ પ્રહર છે તેનાથી પાંચમો અંક આઠ છે તેથી રવીવારે આઠમા અર્ધ પ્રહરને કાળ વેળા જાણવી. સોમવારે સાતમો અર્ધ પ્રહર છે, તેનાથી પાંચમો અંક ત્રણ છે, તેથી સોમવારે ત્રીજો અર્ધ પ્રહર કાળવેળા જાણવી. એ રીતે અનુક્રમે પોતપોતાના વારના અંકથી પાંચમો અંક ગણતાં મંગળવારે છઠ્ઠો, બુધવારે પહેલો, ગુરુવારે ચોથો, શુક્રવારે સાતમો અને શનિવારે બીજો અર્ધ પ્રહર કાળવેળા કહેવાય છે.

કાળવેળાને જ પાઠાંતર વડે સ્પષ્ટ કહે છે.

"सूर्यादौ कालवेलाष्ट ८ त्रि ३ षट् ६
क्ष्मा १ ब्ध्य ४ श्व ७ द्विमिता ॥२॥

"રવિવારથી આરંભીને અનુક્રમે આઠમો, ત્રીજો, છઠ્ઠો, પહેલો, ચોથો, સાતમો અને બીજો અર્ધ પ્રહર કાળવેળા જાણવી" આ કાળવેળા ઉપરથી અર્ધ પ્રહર કાઢવાની એવી રીત છે કે–કાળવેળાના અંકમાં ચાર નાખી આઠે ભાગ લેવો, જે અંક શેષ રહે તે અર્ધ પ્રહર જાણવો. જેમકે રવિવારનો આઠમો અર્ધ પ્રહર કાળવેળા છે. માટે આઠમાં ચાર ઉમેરી આઠે ભાગ લેતાં શેષ ચાર રહે છે. તેથી રવિવારે ચોથો અર્ધ પ્રહર વર્જ્ય થયો. એ રીતે સોમવારે ત્રીજો અર્ધ પ્રહર કાળવેળા છે. તેમાં ચાર ઉમેરવાથી સાત થાય તેથી આઠે ભાગ ચાલતો નથી. તેથી બાકી સાત જ રહ્યા માટે સોમવારે સાતમો અર્ધ પ્રહર થયો. એ રીતે સર્વ વારમાં જાણવું. ૧૮.

(૧) દિવસના અર્ધપ્રહરા :

रवौ वर्ज्याश्चतुः पंच सोमे सप्तद्वयं तथा ।
कुजे षष्ठ द्वयं चैव बुधे बाणतृतीयकम् ॥१॥
गुरौ सप्ताष्टकं ज्ञेयं त्रि-चत्वारि च भार्गवे ।
शनावाद्यन्तषष्ठं च वर्ज्यार्द्धप्रहरा बुधैः ॥२॥

(૨) રાત્રિના અર્ધપ્રહરા :

रवौ रसाब्धी हिमगौ हयाब्धी
द्वयं महीजे विधुजे शरागौ ।
गुरौ रसाष्टौ भृगुजे तृतीयं
शनौ रसाद्यन्तमिति क्षपायाम् ॥१॥

(૧) વ્યવહાર જ્યોતિષમાં દિવસનાં તજવા લાયક ચોઘડીયા.

રવિવારે ચોથું પાંચમું, સોમવારે બીજું સાતમું, મંગળવારે બીજું છઠ્ઠું, બુધવારે ત્રીજું પાંચમું, ગુરુવારે સાતમું આઠમું, શુક્રવારે ત્રીજું ચોથું અને શનિવારે પહેલું છઠ્ઠું આઠમું તજવું.

(૨) રવિવારે ચોથું છઠ્ઠું, સોમવારે ચોથું સાતમું, મંગળવારે બીજું, બુધવારે પાંચમું સાતમું, ગુરુવારે છઠ્ઠું આઠમું, શુક્રવારે ત્રીજું અને શનિવારે પહેલું છઠ્ઠું અને આઠમું તજવું.

હવે કંટક તથા ઉપકુલિક કહે છે.

कंटकोऽपि दिनाष्टांशे स्ववारान्मंगलावधौ ।
बृहस्पत्यवधौ चोपकुलिकस्त्यज्यते परः ॥१९॥

અર્થ—જે દિવસે જે વાર હોય તે વારથી મંગળવાર જેટલામો હોય તેટલામો દિનાષ્ટાંશ × કંટક કહેવાય છે. અને પોતાના વારથી ગુરુવાર જેટલામો હોય તેટલામો દિનાષ્ટાંશ ઉપકુલિક કહેવાય છે. આ બન્ને દિનાષ્ટાંશ શુભ કાર્યમાં અન્ય વિદ્વાનોએ વર્જિત કહ્યા છે. ઉદાહરણ-રવિવારથી મંગળવાર ત્રીજો છે, માટે રવિવારે ત્રીજો દિનાષ્ટાંશ કંટક કહેવાય છે, સોમવારથી મંગળવાર બીજો છે, માટે સોમવારે બીજો દિનાષ્ટાંશ કંટક કહેવાય છે. મંગળવારથી મંગળવાર પહેલો જ છે માટે મંગળવારે પહેલો દિનાષ્ટાંશ કંટક જાણવો. બુધવારથી મંગળવાર સાતમો હોવાથી બુધવારે સાતમો દિનાષ્ટાંશ કંટક નામા છે. એ રીતે ગણવાથી ગુરુ, શુક્ર અને શનિવારે અનુક્રમે છઠ્ઠો, પાંચમો અને ચોથો દિનાષ્ટાંશ કંટક નામા કહેવાય છે. ઉપકુલિક આ પ્રમાણે છે. રવિવારથી ગુરુવાર પાંચમો છે, માટે રવિવારે પાંચમો દિનાષ્ટાંશ ઉપકુલિક કહેવાય છે. એ રીતે ગણવાથી સોમવાર, મંગળવાર, બુધવાર, ગુરુવાર, શુક્રવાર અને શનિવારે અનુક્રમે ચોથો, ત્રીજો. બીજો, પહેલો અને સાતમો અને છઠો દિનાષ્ટાંશ ઉપકુલિક નામા કહેવાય છે. અન્ય વિદ્વાનોએ આ બન્ને દિનાષ્ટાંશ શુભ કાર્યમાં વર્જ્યા છે એમ કહેવાથી ગ્રંથકારે પણ તેનો (વર્જવાનો) નિષેધ કર્યો નથી, તેથી ગ્રંથકારના મતમાં પણ આ યોગ વર્જિત સમજવા. એ પ્રમાણે બીજે ઠેકાણે પણ અન્યનો મત બતાવવાથી ગ્રંથકારની પણ સંમતિ જાણવી. દિનાષ્ટાંશ એટલે દિવસનો આઠમો ભાગ એવું કહ્યું છે, માટે તે અષ્ટમાંશ દિનમાનને આશ્રીને ચાર ઘડીથી ઓછો અથવા અધિક થઈ શકે છે. એટલે કે જઘન્ય દિનમાન હોય ત્યારે ઘડી ૩ પળ ૧૬ વિપળ ૩૦, આટલો અષ્ટમાંશ થાય છે, અને ઉત્કૃષ્ટ દિનમાનહોય ત્યારે ઘડી ૪ પળ ૧૩ વિપળ ૩૦ આટલો અષ્ટમાંશ થાય છે. આ રીતે મધ્યમ દિનમાનમાં પણ અષ્ટમાંશ કાઢવા. ૧૯.

હવે કુલિક કહે છે.—

कुलिको द्विघ्नशन्यन्तमिते त्याज्यः स्ववारतः ।
मुहूर्तेऽह्नि निशि त्वेके भागः पञ्चदशस्तु सः ॥२०॥

અર્થ—પોતાના વારથી શનિવાર જેટલામો હોય તેને બમણા કરવાથી જે સંખ્યા આવે તેટલામું મુહૂર્ત તે દિવસે કુલિક કહેવાય છે અને રાત્રિએ તે જ સંખ્યામાંથી એક ઓછો કરવો એટલે તેટલામું મુહૂર્ત રાત્રિએ કુલિક કહેવાય છે. જેમકે રવિવારથી શનિવાર સાતમો છે. તેને બમણા કરવાથી ચૌદમું મુહૂર્ત દિવસે કુલિક થયું, અને રાત્રિએ તેરમું મુહૂર્ત કુલિક થયું. તથા સોમવારથી શનિવાર છઠો છે, માટે છ ને બમણા કરવાથી બાર થયા, તેથી સોમવારે દિવસે બારમું મુહૂર્ત કુલિક અને રાત્રિએ અગિયારમું મુહૂર્ત કુલિક કહેવાય છે. એ રીતે બીજા વારોમાં પણ જાણવું. અહીં મુહૂર્ત શબ્દ આપ્યો છે, અને તે મુહૂર્ત સામાન્ય રીતે બે ઘડીનું કહેવાય છે, તો પણ આ ઠેકાણે (કુલિકમાં) દિનમાન

× દિનાષ્ટાંશ એટલે દિવસનો આઠમો ભાગ અર્થાત્ ચોઘડીયું

અને રાત્રિમાનને આશ્રીને પંદરમો ભાગ જાણવો, એટલે કે જઘન્ય દિનમાન હોય ત્યારે ૧ ઘડી ૪૪ પળ ૪૮ વિપળ અને ઉત્કૃષ્ટ દિનમાન હોય ત્યારે ૨ ઘડી ૧૫ પળ ૧૨ વિપળ એટલો કાળ પંદરમો અંશ એટલે મુહૂર્ત્ત કહેવાય છે. એવી જ રીતે રાત્રિમાનને આશ્રીને પણ જઘન્ય અને ઉત્કૃષ્ટ માનમાં પંદરમો અંશ કાઢવો. તથા મધ્યમમાન હોય ત્યારે પણ એ જ રીતે પંદરમો અંશ કાઢવો. કુલિકમાં કાંઈ પણ શુભ કાર્ય કરવામાં આવતું નથી, તે વિષે વ્યવહાર પ્રકાશમાં કહ્યું છે કે —

"छिन्नं भिन्नं नष्टं ग्रहजुष्टं पन्नगादिभिर्दष्टम् ।
नाशमुपयाति नियतं जातं कर्मान्यदपि तत्र ॥१॥"

કુલિકમાં છેદાયેલી, ભેદાયેલી, નાસી ગયેલી, ગ્રહે (ભૂતપ્રેતાદિકે) સેવેલી અને સર્પાદિકે ડસેલી ચીજો ( મનુષ્યાદિક પ્રાણી તથા વસ્તુ) અવશ્ય નાશ પામે છે. તથા તેમાં કરેલું કાર્ય નાશ પામે છે.

सोमे ब्राह्मः कुजे पैत्रः सुराचार्ये च राक्षसः ।
शुक्रे ब्राह्मः शनौ रौद्रो मुहूर्ताः कुलिकोपमाः ॥१॥

"સોમવારે બ્રાહ્મ મુહૂર્ત્ત, મંગળવારે પૈત્ર મુહૂર્ત, ગુરુવારે રાક્ષસ મુહૂર્ત્ત, શુક્રવારે બ્રાહ્મ મુહૂર્ત્ત અને શનિવારે રૌદ્ર મુહૂર્ત્ત, આટલાં મુહૂર્તો કુલિક જેવા છે" અહીં બ્રહ્મા એટલે બ્રાહ્મ સંબંધી, પૈત્ર એટલે પિતૃ સંબંધી વિગેરે અર્થ જાણવો. બ્રાહ્મ વિગેરે મુહૂર્ત્તોનો વિભાગ આગળ ક્ષૌરના અધિકારમાં કહેવાશે. આ એક મુહૂર્ત્તનો કુલિક દિવસે એક તથા રાત્રિએ એક મળી બે વાર આવે છે પણ અર્ધ પ્રહરાદિક વેળા તો સૂર્યને આશ્રીને થાય છે, માટે દિવસે જ આવે છે રાત્રિએ આવતા નથી. આ કુલિક વિષે નારચંદ્રમાં એમ કહ્યું છે કે–પોતાના વારથી શનિવાર જેટલામો દિનાષ્ટાંશ કુલિક કહેવાય છે, તેથી રવિવારાદિકમાં અનુક્રમે સાતમો, છઠો, પાંચમો, ચોથો, ત્રીજો, બીજો અને પહેલો દિનાંષ્ટાંશ કુલિકકહેવાય છે. એમ કહ્યું છે. ૨૦.

દિવસે દિનાષ્ટાંશ જ કુલિક છે એવું નારચંદ્રનું વચનપ્રમાણ કરવા પૂર્વક વારોને વિષે સુવેળા બતાવે છે.

भानोर्भू १ नयन २ र्त्तवः ६ सितरुचेः शीतांशु १ पञ्चा ५ ष्टमा ८
भौमस्याब्धि ४ नगा ७ ष्टमाः ८ शशितनूजस्य त्रि ३ तर्का ६ ष्टमाः ८
जीवस्य द्वि २ शरा ५ द्रयो ७ भृगुसुतश्चन्द्रा १ ब्धि ४ षष्ठा ६ ष्टमाः
शौरेस्त्री ३ षु ५ नगा ७ ष्टमा ८ श्च दिवसेष्वेते ष्टमांशाः शुभाः ॥२१॥

અર્થ—રવિવારે દિવસે પહેલો, બીજો અને છઠો અષ્ટમાંશ (ચોઘડીયું) શુભ છે, અર્થાત્ ત્રીજો, ચોથો, પાંચમો, સાતમો અને આઠમો અષ્ટમાંશ અર્ધ પ્રહરાદિકે કરીને દૂષિત છે. સોમવારે દિવસે પહેલો, પાંચમો અને આઠમો અષ્ટમાંશ શુભ છે,

મંગળવારે ચોથો, સાતમો અને આઠમો, બુધવારે ત્રીજો, છઠ્ઠો અને આઠમો, ગુરુવારે બીજો પાંચમો અને સાતમો, શુક્રવારે પહેલો, ચોથો, છઠ્ઠો અને આઠમો તથા શનિવારે ત્રીજો, પાંચમો, સાતમો અને આઠમો અષ્ટમાંશ શુભ છે આ અષ્ટમાંશો દિવસે જ શુભ છે. રાત્રિએ તેમની ગણતરી કરી નથી. અહીં પણ પૂર્વની જેમ અષ્ટમાંશનો સમય ચાર ઘડીથી ન્યૂનાધિક વાળો જાણવો. ૨૧.

હવે વારને વિષે છાયાલગ્ન કહે છે.—

सिद्धच्छाया क्रमादर्कादिषु सिद्धिप्रदा पदैः ।
रुद्र ११ सार्धाष्ट ८॥ नन्दा ९ ष्ट ८ सप्तभि ७ श्चन्द्रवद्वयोः ॥२॥

અર્થ—રવિવારથી આરંભીને અનુક્રમે અગિયાર, સાડા આઠ, નવ, આઠ, સાત તથા છેલ્લા બે વારે ચંદ્રની જેમ એટલે સાડા આઠ, સાડા આઠ પગલાંએ કરીને સિદ્ધિ આપનારી સિદ્ધ છાયા કહેવાય છે. અર્થાત્ રવિવારે અગિયાર પગલાં, સોમવારે સાડા આઠ પગલાં, મંગળવારે નવ, બુધવારે આઠ, ગુરુવારે સાત, શુક્રવારે સાડા આઠ તથા શનિવારે સાડા આઠ પગલાંએ કરીને સિદ્ધ છાયા થાય છે. જેમકે રવિવારે સૂર્ય સન્મુખ ઉભા રહી પોતાના શરીરની છાયા અગિયાર પગલાં જેટલી હોય તે વખતે સિદ્ધ છાયા કહેવાય છે. સોમવારે સાડા આઠ પગલાં જેટલી છાયા હોય તે વખતે સિદ્ધ છાયા કહેવાય છે. એ રીત સર્વ વારોમાં જાણવું. કાર્યની અવશ્યસિદ્ધિ આપનાર હોવાથી આનું નામ સિદ્ધ છાયા કહેવાય છે. નરપતિ જયચર્યામાં કહ્યું છે કે—

"नक्षत्राणि तिथिर्वारास्ताराश्चन्द्रबलं ग्रहाः ।
दुष्टान्यपि शुभं भावं भजन्ते सिद्धच्छायया ॥१॥"

નક્ષત્ર, તિથિ, વાર, તારાબળ, ચંદ્રબળ અને ગ્રહો જો કદાચ દૂષણવાળાં હોય તોપણ સિદ્ધ છાયાએ કરીને તેઓ શુભ ભાવને ભજે છે. (શુભ ફળ આપે છે.) આ સિદ્ધછાયાનો સમય ત્રીસ અક્ષર બોલીએ તેટલો છે. એમ વૃદ્ધ પરંપરા છે. એટલે કે જ્યારે ઇષ્ટ છાયાનાં પગલાંનો સમય પંદર વર્ણના ઉચ્ચાર કાળ જેટલો ન્યૂન હોય ત્યારે કાર્ય કરવાનો આરંભ કરવો અને ઇષ્ટ છાયાના સમય ઉપરાંત પંદર વર્ણના ઉચ્ચાર જેટલો સમય જાય ત્યાં સુધીમાં તે કાર્ય પૂરું કરવું. આ પ્રમાણે કરવાથી સિદ્ધ છાયા સાધેલી કહેવાય છે. પરંતુ ઘણા કાળે સમાપ્ત થઈ શકે એવા કાર્યમાં તો સિદ્ધ છાયાની આગળ પાછળના ત્રીશ વર્ણોચ્ચાર જેટલા સમયમાં તેનો આરંભ કરી દેવો. પછી કાર્યની સમાપ્તિ વખતે કાંઈ પણ મુહૂર્તની જરૂર નથી. આ સિદ્ધ છાયા સાધવા માટે પુરુષનાં પગલાંનું પ્રમાણ જાણવું, અથવા સાત આંગળનો શંકુ કરીને જો સિદ્ધ છાયા કાઢવી હોય, તો ઉપર કહેલા પગલા બદલ તેટલાં આંગળ વડે સિદ્ધ છાયા કાઢવી અને જો બાર આંગળના શંકુ વડે સિદ્ધ છાયા કાઢવી હોય તો તેનું પ્રમાણ આ પ્રમાણે જાણવું—

"वीसं सोलस पनरस चउदस तेरस य बार बारेव ।
रविमाइसु बारंगुलसंकुच्छायंगुला सिद्धा ॥१॥"

બાર આંગળના શંકુ વડે સિદ્ધ છાયા કાઢવી હોય તો રવિવારે વીશ આંગળે કરીને, સોમવારે સોળ આંગળે કરીને, મંગળવારે પંદર, બુધવારે ચૌદ, ગુરુવારે તેર, શુક્રવારે બાર અને શનિવારે પણ બાર આંગળ વડે સિદ્ધ છાયા થાય છે, એટલે કે તે તે વારે તે તે આંગળના પ્રમાણ જેટલી છાયા હોય તે વખતે સિદ્ધ છાયા કહેવાય છે. ૨૨.

વારદ્વારમ્ સમાપ્ત

## નક્ષત્ર પ્રકરણ પ્રારંભ

### નક્ષત્રોના નામ

૧. અશ્વિની ૨. ભરણી ૩. કૃત્તિકા ૪. રોહિણી ૫. મૃગશીર્ષ ૬. આર્દ્રા ૭. પુનર્વસુ ૮. પુષ્ય ૯. આશ્લેષા ૧૦. મઘા ૧૧. પૂર્વાફાલ્ગુની ૧૨. ઉત્તરાફાલ્ગુની ૧૩. હસ્ત ૧૪. ચિત્રા ૧૫. સ્વાતિ ૧૬. વિશાખા ૧૭. અનુરાધા ૧૮. જ્યેષ્ઠા ૧૯. મૂળ ૨૦. પૂર્વાષાઢા ૨૧. ઉત્તરાષાઢા ૨૨. અભિજિત્ ૨૩. શ્રવણ ૨૪. ધનિષ્ઠા ૨૫. શતતારા ૨૬. પૂર્વાભાદ્રપદા ૨૭. ઉત્તરાભાદ્રપદા ૨૮. રેવતી

હવે ત્રીજું નક્ષત્રદ્વાર કહે છે, તેમાં પ્રથમ અઠ્ઠાવીશ નક્ષત્રોને આશ્રીને દરેકના ચાર ચાર પાદ આશ્રયી અક્ષરો કહે છે—

चुचेचोलाश्विनी १ ज्ञेया लीलूलेलो भरण्यथ २ ।
आईऊए कृत्तिका ३ तु ओवावीवू च रोहिणी ४ ॥२३॥
वेवोकाकी मृगशिर ५ आर्द्रा ६ कुघङछा पुनः ।
केकोहाहि पुनर्वसो ७ हूहेहोडा तु पुष्यभे ८ ॥२४॥
डीडूडेडोभिरश्लेषा ९ ममिमूमे मघा १० मता ।
मोटाटीटू फल्गुनी प्राक् ११ टेटोपापीभिरुत्तरा १२ ॥२५॥
हस्तः १३ पुषणठैर्वर्णैश्चित्रा १४ पेपोरारिः पुनः ।
रुरेरोताः स्मृताः स्वातौ १५ तीतूतेतो विशाखिका १६ ॥२६॥

अनुराधा १७ ननीनूने स्याज्ज्येष्ठा १८ नोययीयुभिः ।
स्याद् येयोभाभिमिर्मूलं १९ पूर्वाषाढा २० भुधाफढैः ॥२७॥
भेभोजाज्युत्तराषाढा २१ जुजेजोखाऽभिजिं २२ न्मता ।
श्रवणे २३ स्युः खिखूखेखो धनिष्ठायां २४ गगीगुगे ॥२८॥
गोससीसूः शतभिषक् २५ प्राक् सेसोददि भद्रपात् २६ ।
दुशझथोत्तराभद्रा २७ देदोचची तु रेवती २८ ॥२९॥

અર્થ— અહીં અનુક્રમે અઠયાવીશ નક્ષત્રોનાં નામ ગણાવ્યાં છે. તેમાં સામાન્યે કરીને સાઠ ઘડી સુધી એક નક્ષત્ર હોય છે, તેથી પંદર પંદર ઘડીનું એક એક પાદ (ચરણ) કહેવાય છે. તેમાં જેના નામનો પ્રથમ અક્ષર 'ચુ' હોય, તેનો જન્મ અશ્વિની નક્ષત્રના પહેલા પાદમાં થયેલો છે એમ જાણવું. એટલે કે અશ્વિનીના પહેલા પાદમાં જન્મેલા મનુષ્યનું નામ જેમાં પહેલો અક્ષર 'ચુ' આવે એવું પાડવું જોઈએ. તે જ નક્ષત્રના બીજા પાદમાં 'ચે' ત્રીજામાં 'ચો' અને ચોથા પાદમાં 'લા' અક્ષર પહેલો આવે એવું નામ કરવું જોઈએ.

અહીં ચુ અક્ષરે કરીને તેના સજાતીય સ્વરવાળો ચૂ પણ જાણવો. એ જ પ્રમાણે ચે અક્ષરે કરીને ચૈ અને ચો અક્ષરે કરીને ચૌ પણ જાણવો. વળી લા અક્ષરે કરીને લ પણ જાણવો. એ પ્રમાણે સર્વ નક્ષત્રોના અક્ષરોમાં પણ પોતપોતાના સજાતીય સ્વરવાળા તે તે અક્ષરો પણ જાણવા. એટલે કે ભરણી નક્ષત્રના પહેલા પાદમાં લિ લી, બીજામાં લુ લૂ, ત્રીજામાં લે લૈ, અને ચોથા પાદમાં લો લૌ વિગેરે, એ પ્રમાણે સર્વ નક્ષત્રોમાં જાણવું.

નક્ષત્રોના પાદને આશ્રી અક્ષરો નીચે પ્રમાણે જાણવા.

| | |
|---|---|
| ૧ ચુ ચે ચો લા–અશ્વિની | ૨ લી લૂ લે લો–ભરણી |
| ૩ અ ઈ ઊ એ–કૃત્તિકા | ૪ ઓ વા વી વૂ–રોહિણી |
| ૫ વે વો કા કી–મૃગશિર | ૬ કુ ઘ ઙ છ–આર્દ્રા |
| ૭ કે કો હા હિ–પુનર્વસુ | ૮ હુ હે હો ડા–પુષ્ય |
| ૯ ડી ડૂ ડે ડો–અશ્લેષા | ૧૦ મ મિ મૂ મે–મઘા |
| ૧૧ મો ટા ટી ટૂ–પૂર્વાફાલ્ગુની | ૧૨ ટે ટો પા પી–ઉત્તરાફાલ્ગુની |
| ૧૩ પુ ષ ણ ઠ–હસ્ત | ૧૪ પે પો ર રિ–ચિત્રા |
| ૧૫ રુ રે રો તા–સ્વાતિ | ૧૬ તી તૂ તે તો–વિશાખા |
| ૧૭ ન ની નૂ ને–અનુરાધા | ૧૮ નો ય યી યુ–જ્યેષ્ઠા |
| ૧૯ યે યો ભા ભી–મૂલ | ૨૦ ભુ ધા ફ ઢ–પૂર્વાષાઢા |
| ૨૧ ભે ભો જા જી–ઉત્તરાષાઢા | ૨૨ જુ જે જો ખા–અભિજિત્ |
| ૨૩ ખિ ખૂ ખે ખો–શ્રવણ | ૨૪ ગ ગી ગુ ગે–ધનિષ્ઠા |
| ૨૫ ગો સ સી સૂ–શતભિષક્ | ૨૬ સે સો દ દિ–પૂર્વાભાદ્રપદ |
| ૨૭ દુ શ ઝ થ–ઉત્તરાભાદ્રપદ | ૨૮ દે દો ચ ચી–રેવતી |

અહીં ઉપરના કોષ્ઠકમાં આર્દ્રામાં ઘ ઙ છ અને છ, હસ્તમાં ષ ણ ઠ પૂર્વાષાઢામાં ધ ફ ઢ તથા ઉત્તરાભાદ્રપદમાં શ ઝ થ આ અક્ષરો કહેલા છે, તે દરેક અક્ષર દશે સ્વરવાળા જાણવા. એટલે કે ઘ અક્ષરે કરીને ઘ ઘા ઘિ ઘી ઘુ ઘૂ ઘે ઘૈ ઘો ઘૌ આ દશે જાણવા. એ પ્રમાણે ઙ છ વિગેરે અક્ષરોમાં જાણવું. ષ ણ ઠ આ ઠેકાણે ષ અક્ષરે કરીને મૂર્ધન્ય ષ દશ સ્વરવાળો લેવો. પણ ક વર્ગનો ખ જાણવો નહીં. કેમકે તે ક વર્ગનો ખ તો અભિજિત્ અને શ્રવણમાં કહ્યો છે, ઋ ૠ ૡ આ અક્ષરો પ્રાયે કરીને નામના આરંભમાં આવતા નથી, તોપણ ઋષિદત્ત ઋષભ વિગેરે નામોમાં આવે છે તો તેમાં સ્વરચક્ર ગ્રંથના અભિપ્રાયથી ઋ ને બદલે રિ, ૠ ને બદલે રી, અને ૡ ને બદલે લિ હોય એવા ધારવા. બ્રહ્મદત્ત, શ્રીધર, ધ્રુવ વિગેરે નામોમાં બ, શી અને ધુ, એ અક્ષરોને પહેલા છે એમ જાણવા. કહ્યું છે કે-

यदि नाम्नि भवेद्वर्णः संयोगाक्षरलक्षणः ।
ग्राह्यस्तस्यादिमो वर्णः इत्युक्तं ब्रह्मयामले ॥१॥

"જો નામનો પહેલો વર્ણ સંયોગ અક્ષરવાળો હોય તો તેનો પહેલો અક્ષર સ્વરસહિત ગ્રહણ કરવો. એમ બ્રહ્મયામલમાં કહ્યું છે. વળી અનુસ્વાર તથા વિસર્ગ અક્ષરોમાં કાંઈ પણ વિકાર કર્તા નથી, તેથી તે દરેક અક્ષર સાથે લઈ શકાય છે. (બાળચંદ્ર, બિહારીલાલ વિગેરે નામોમાં બ વ જેવો જાણવો. કેમકે બ અને વ એ બે અક્ષરોની ઐક્યતા કહેલી છે. ચ વર્ગના પાંચમા અક્ષર ઞકારને ક વર્ગના પાંચમા અક્ષર ઙકાર જેવો ગણવો. અહીં કોઈને શંકા થાય કે કોઈ પણ નામના પ્રારંભમાં ઞ ઙ. કે ણ આવતા નથી. તેથી તે અક્ષરો શા માટે અહીં લીધા ? તેનો જવાબ એ છે જે પૂર્વના આચાર્યોએ અક્ષરો લીધા છે, માટે અહીં પણ તેને ગણાવ્યા છે. વળી આ અક્ષરો ગણાવ્યાનું કાંઈ પણ ફળ નથી એમ ધારવું નહીં, કેમકે એકાશી પદોવાળા સર્વતોભદ્ર નામના ચક્રમાં આ અક્ષરોવડે ગ્રહનો વેધ થાય છે ત્યારે તે તે ગ્રહના પાદવાળાને શરીર પીડા થાય છે એવું તેનું ફળ કહેલું છે સર્વતોભદ્ર ચક્રના વિવરણમાં કહ્યું છે કે-

"विध्यन्ते घङछा रौद्रे षणठा हस्तगे व्यधेः ।
फढधाः प्रागषाढायामाहिर्बुध्नेतु शझथाः ॥१॥

"આર્દ્રા નક્ષત્રમાં ઘ ઙ અને છ એ ત્રણ અક્ષરોનો વેધ થાય છે. હસ્તમાં ષ અને ઠ નો વેધ થાય છે. પૂર્વાષાઢામાં ફ, ઢ અને ધનો વેધ થાય છે. તથા ઉત્તરાભાદ્રપદમાં શ, ઝ અને થ એ ત્રણ અક્ષરોનો વેધ કહેવાય છે." ૨૩-૨૪-૨૫-૨૬-૨૭-૨૮-૨૯.

હવે અભિજિત્ નક્ષત્રનું સ્વરૂપ બતાવે છે.—

उत्तराषाढमन्त्यांह्रि चतस्रश्च श्रुतेर्घटीः ।
वदन्त्यभिजितो भोगं वेधलत्ताद्यवेक्षणे ॥३०॥

અર્થ— ઉત્તરાષાઢાનો છેલ્લો એટલે ચોથો પાદ અને શ્રવણ નક્ષત્રની પહેલી ચાર ઘડી, આટલા કાળને અભિજિત્ નક્ષત્ર કહે છે. આ નક્ષત્ર વેધ, લત્તા, ઉત્પાત વગેરે જોવામાં ઉપયોગી છે. અહીં ઉત્તરાષાઢાનો છેલ્લો પાદ કહ્યો છે તે સામાન્ય રીતે પંદર ઘડીનો હોય છે. પરંતુ જો ઉત્તરાષાઢા નક્ષત્રનો ભોગકાળ સાઠ ઘડીથી ન્યૂનાધિક હોય તો તે કુલ ઘડીઓના ચોથા ભાગને ચોથો પાદ ગણવો. 'વેધ' લત્તા વિગેરે જોવામાં આ અભિજિત્નો ઉપયોગ છે. એમ કહેવાથી અન્ય સ્થળે તેનો ઉપયોગ કરવાનો નથી એમ અર્થાત્થી જાણી લેવું તથા વેધ, લત્તા વિગેરે જોતી વખતે અભિજિતની પંદર ઘડી (અથવા તેથી ન્યૂનાધિક ઘડી) કાઢી લઈને બાકી જેટલી ઘડી રહે તેટલી ઘડીનું ઉત્તરાષાઢા ગણી તેના પાદ કલ્પવા. એ જ રીતે શ્રવણમાંથી પણ અભિજિતની ચાર ઘડી કાઢી બાકી રહેલી ઘડીઓનું શ્રવણ ગણી તેના પાદ કલ્પવા. ૩૦.

હવે અઠયાવીશ નક્ષત્રોના સ્વામી કહે છે.

**મેશાસ્ત્વશ્વિ ૧ યમા ૨ ग्नयः ૩ कमलभू ૪ श्चन्द्रो ૫ ऽथ रुद्रो ૬ ऽदितिः ૭, जीवो ૮**
**ऽहिः ૯ पितरो ૧૦ भगो ૧૧ ऽर्यम ૧૨ रवी ૮૩ त्वष्टा ૧૪ समीर ૧૫ स्तथा ।**
**शक्राग्नी ૧૬ अथ मित्र ૧૭ इन्द्र ૧૮ निर्ऋती ૧૯ वारीणि ૨૦ विश्वे ૨૧ विधि ૨૨**
**वैकुंठो ૨૩ वसवो ૨૪ ऽम्बुपो ૨૫ जचरणो ૨૬ ऽहिर्बुध्न ૨૭ पूषाभिधौ ૨૮ ॥૩૧॥**

અર્થ-નીચેના કોષ્ટક પ્રમાણે નક્ષત્રોના સ્વામી જાણવા.

| નક્ષત્ર સ્વામી | નક્ષત્ર સ્વામી |
|---|---|
| ૧ અશ્વિની–અશ્વિનૌદસ્ત્ર (અશ્વિનીકુમાર). | ૨ ભરણી–યમ. |
| ૩ કૃત્તિકા–અગ્નિ. | ૪ રોહિણી–કમલભૂ (બ્રહ્મા). |
| ૫ મૃગશિર–ચંદ્ર. | ૬ આર્દ્રા–રુદ્ર (શંકર). |
| ૭ પુનર્વસુ–અદિતિ (દેવોની માતા). | ૮ પુષ્ય–જીવ (ગુરુ–બૃહસ્પતિ). |
| ૯ અશ્લેષા–અહિ (સર્પ). | ૧૦ મઘા–પિતૃ. |
| ૧૧ પૂર્વાફાલ્ગુની–ભગ (સૂર્ય વિશેષ). | ૧૨ ઉત્તરાફાલ્ગુની-અર્યમા (સૂર્યનો ભેદ). |
| ૧૩ હસ્ત–રવિ (સૂર્ય). | ૧૪ ચિત્રા–ત્વષ્ટા (વિશ્વકર્મા). |
| ૧૫ સ્વાતિ–સમીર (વાયુ). | ૧૬ વિશાખા–શક્ર (ઇન્દ્ર) તથા અગ્નિ. |
| ૧૭ અનુરાધા–મિત્ર (સૂર્યનો ભેદ). | ૧૮ જયેષ્ઠા–ઇન્દ્ર. |
| ૧૯ મૂળ–નિર્ઋતી (રાક્ષસોની માતા). | ૨૦ પૂર્વાષાઢા–વારિ (જળ). |
| ૨૧ ઉત્તરાષાઢા–વિશ્વ નામના તેર દેવો. | ૨૨ અભિજિત્–વિધિ (બ્રહ્મા). |
| ૨૩ શ્રવણ–વૈકુંઠ (વિષ્ણુ). | ૨૪ ધનિષ્ઠા-વસુ (વસુ નામના આઠ દેવો). |
| ૨૫ શતભિષક્–અંબુપ (વરુણ). | ૨૬ પૂર્વાભાદ્રપદ-અજચરણ (રુદ્રનો ભેદ). |
| ૨૭ ઉત્તરાભાદ્રપદ–અહિર્બુધ્ન(સૂર્ય વિશેષ). | ૨૮ રેવતી–પૂષા (સૂર્યનો ભેદ). |

સમજુતી–અશ્વિન તથા ઉદસ્ર એ બે દેવ છે. વિશાખા નક્ષત્રના પ્રથમ અર્ધા ભાગમાં શક તથા બીજા અર્ધા ભાગમાં અગ્નિ દેવતા છે, તેથી આ નક્ષત્ર દ્વિદૈવત (બે દેવતાવાળું) એવા નામથી તથા મિશ્ર નામથી ઓળખાય છે, મૂળ નક્ષત્રનો સ્વામી નૈઋ઼ઁતી કહ્યો છે. તે નૈઋ઼ઁતી રાક્ષસોની માતા છે તેથી રાક્ષસોને પણ તે નક્ષત્રના સ્વામી જાણવા, અને તેથી કરીને જ મૂળ એ રક્ષોનક્ષત્ર એટલે રાક્ષસનું નક્ષત્ર એવા નામથી ઓળખાય છે. નક્ષત્રોના સ્વામી કહેવાનું ફળ એ છે જે તે તે દેવના નામથી તે તે નક્ષત્રોનો વ્યવહાર કરવામાં આવે છે, તેથી તેમના સ્વામી કહ્યા છે. ૩૧

હવે અઠયાવીશ નક્ષત્રોના તારાઓની સંખ્યા કહે છે.—

त्रित्र्यंगभूतजगदिन्दुकृतत्रितर्केष्वक्षिद्विपञ्चकुकुवेदयुगाग्निरुद्रैः ।
वेदाब्धिरामगुणवेदशतद्विकद्विदन्तैश्च तत्समतिथिर्न शुभा भतारैः ॥३२॥

અર્થ— અશ્વિની નક્ષત્રના ત્રણ તારા છે ૧. ભરણીના ત્રણ તારા છે, ૨, એ પ્રમાણે અનુક્રમે અંગ એટલે છ ૩, ભૂત–પાંચ ૪, જગત્–ત્રણ ૫, ઈંદ્ર એક ૬, કૃત–ત્રણ ૭, ત્રણ ૮, તર્ક–છ ૯, ઈષુ–પાંચ ૧૦, અક્ષિ–બે ૧૧, બે ૧૨, પાંચ ૧૩, કુ–એક ૧૪. કુ–એક ૧૫, વેદ–ચાર ૧૬, યુગ–ચાર ૧૭, અગ્નિ–ત્રણ ૧૮, રુદ્ર–અગિયાર ૧૯, વેદ–ચાર ૨૦, અબ્ધિ–ચાર ૨૧, રામ–ત્રણ ૨૨, ગુણ–ત્રણ ૨૩, વેદ–ચાર ૨૪, શત–સો ૨૫, બે ૨૬, બે ૨૭, તથા રેવતી (૨૮) ના દંત–બત્રીશ તારાઓ છે આ પ્રમાણે અનુક્રમે ૨૮ નક્ષત્રોના તારાની સંખ્યા જાણવી. અહીં તારાની સંખ્યા કહેવાનું પ્રયોજન એ છે જે આ તારાઓની સંખ્યાની સમાન તિથિ અશુભ છે. એટલે કે અશ્વિની નક્ષત્રના ત્રણ તારા છે તેથી ત્રીજને દિવસે અશ્વિની નક્ષત્ર હોય તો તે દિવસે શુભ કાર્ય કરાતું નથી. એ રીતે ભરણી વિગેરેમાં પણ તારાઓની સંખ્યા પ્રમાણેની તિથિ શુભ કાર્યમાં વર્જવાની કહી છે. શતભિષક્ નક્ષત્રના સો તારાઓ કહ્યા છે, તેમાં સો ની સાથે [1] પંદરે ભાગ લેતાં બાકી દશ રહે છે, માટે દશમને દિવસે શતભિષક્ નક્ષત્ર હોય તો તે દિવસ શુભ કાર્યમાં તજવા યોગ્ય છે. એજ રીતે રેવતીના બત્રીશ તારા હોવાથી પંદરે ભાગ લેતાં બે વધે છે, માટે દ્વિતીયા યુક્ત રેવતી તજવા યોગ્ય છે.

લલ્લ કહે છે કે—

"दग्धा तद्दिननक्षत्रतारातुल्या तिथिर्भवेत्"

તે દિવસના નક્ષત્રના તારાને તુલ્ય–સમાન એવી તિથિ દગ્ધા તિથિ કહેવાય છે." આ પ્રમાણે સામાન્ય વચન કહીને તે જ લલ્લ આ પ્રમાણે વિશેષ કહે છે કે—

"तारासमैरहोभिर्मासैरब्दैश्च धिष्ण्यफलपाकः"

"તારાને તુલ્ય એવા દિવસ, માસ અને વર્ષે કરીને નક્ષત્રનું ફળ પરિપકવ થાય." ૩૨.

નક્ષત્રોની જે ચર, ધ્રુવ વિગેરે બીજી સંજ્ઞા કહે છે.

૧. તિથિ ૫દરે મટે છે.

चरमाहुश्चलं स्वातिरादित्यं श्रवणत्रयम् ।
लघु क्षिप्रं च हस्तोऽश्विन्यभिजित्पुष्य एव च ॥३३॥

मृदु मैत्रं मृगश्चित्रानुराधा चैव रेवती।
ध्रुवं स्थिरं च वैरंचमुत्तरात्रितयान्वितम् ॥३४॥

दारुणं तीक्ष्णमश्लेषा मूलमार्द्रा महेन्द्रभम् ।
क्रूरमुग्रं च भरणी तिस्रः पूर्वा मघान्विताः ॥३५॥

मिश्रं साधारणं च द्वे विशाखाकृत्तिकाभिधे ।
ईदृङ्नाम्नोचिते धिष्ण्ये निर्मितं कर्म शर्मणे ॥३६॥

અર્થ— સ્વાતિ, પુનર્વસુ અને શ્રવણાદિ ત્રણ એટલે શ્રવણ, ધનિષ્ઠા અને શતભિષક્ એ પાંચ નક્ષત્રો ચર તથા ચલ કહેવાય છે. હસ્ત, અશ્વિની, અભિજિત્ અને પુષ્ય એ ચાર નક્ષત્રો લઘુ તથા ક્ષિપ્ર કહેવાય છે. મૃગશિર, ચિત્રા અનુરાધા અને રેવતી એ ચાર નક્ષત્રો મૃદુ તથા મૈત્ર કહેવાય છે. રોહિણી, ત્રણ ઉત્તરા એટલે ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાષાઢા અને ઉત્તરાભાદ્રપદ એ ચાર નક્ષત્રો ધ્રુવ અને સ્થિર કહેવાય છે. અશ્લેષા, મૂળ, આર્દ્રા અને જ્યેષ્ઠા એ ચાર દારૂણ તથા તીક્ષ્ણ કહેવાય છે ભરણી, મઘા, ત્રણ પૂર્વા એટલે પૂર્વાફાલ્ગુની, પૂર્વાષાઢા અને પૂર્વભાદ્રપદ એ પાંચ નક્ષત્રો ક્રૂર તથા ઉગ્ર કહેવાય છે. તથા વિશાખા અને કૃત્તિકા એ બે નક્ષત્રો મિશ્ર તથા સાધારણ કહેવાય છે. અર્થાત્ આ બે નક્ષત્રો સ્થિર, ચળ, તીક્ષ્ણ તથા મૃદુ વિગેરે કાંઈ પણ કહેવાતાં નથી. આ ચર વિગેરે નામે કરીને ઉચિત એવા નક્ષત્રમાં કરેલું કાર્ય સુખને માટે થાય છે. એટલે કે જેવું નક્ષત્રનું નામ હોય તેવું કાર્ય તેવાં નક્ષત્રોમાં કરવાથી કાર્યની સિદ્ધિ થાય છે. ૩૩-૩૪-૩૫-૩૬,

આ ચરાદિક નક્ષત્રમાં કેવાં કાર્ય કરવા યોગ્ય છે. તે જ કહે છે.

कुर्यात्प्रयाणं लघुभिश्चरैश्च मृदुध्रुवैः शान्तिकमाजिमुग्रैः ।
व्याधिप्रतीकारमुशन्ति तीक्ष्णैर्मिश्रैश्च मिश्रं विधिमामनन्ति ॥३७॥

અર્થ—લઘુ તથા ચર નક્ષત્રમાં પ્રયાણ, કરીયાણા, અલંકાર, કળા, મૈથુન, ઔષધ, જ્ઞાન-વિજ્ઞાન, વાહન, ઉદ્યાન વિગેરે સંબંધી કાર્ય કરવામાં આવે છે. મૃદુ તથા ધ્રુવ નક્ષત્રમાં શાંતિ, બીજ, ઘર, નગર, અભિષેક, બાગ બગીચા, ભૂષણ ( અલંકાર ) વસ્ત્ર, ગીત, મંગળ તથા મિત્ર વિગેરે સંબંધી કાર્ય તથા સ્થિર કાર્ય કરવામાં આવે છે. ઉગ્ર નક્ષત્રમાં લડાઈ વંચના ( છેતરવું તે ), વિષ, ઘાત, બંધન, ઉચ્છેદન, શસ્ત્ર અને અગ્નિ વિગેરે સંબંધી કાર્ય કરવામાં આવે છે. તીક્ષ્ણ નક્ષત્રમાં વ્યાધિનો પ્રતિકાર (દવા વિગેરે ઉપાય), ભૂત, યક્ષ મંત્ર અને નિધિની સાધના તથા ભેદ કર્મ વિગેરે સંબંધી કાર્ય કરવામાં આવે છે.

તથા મિશ્ર નક્ષત્રમાં મિશ્ર કાર્ય એટલે સુવર્ણ, રૂપું, તાંબું, લોઢું વિગેરે સર્વ અગ્નિ-કર્મ તથા વૃષોત્સર્ગ અને અગ્નિનો પરિગ્રહ વિગેરે કાર્ય કરવામાં આવે છે. દિનશુદ્ધિ ગ્રંથમાં કહ્યું છે કે—

"लहूचरे सुहारंभो उग्गरिक्खे तवं चरे ।
धुवे पुरपवेसाई मिस्से संधिकिरियं करे ॥१॥"

"લઘુ અને ચર નક્ષત્રમાં શુભ કાર્યનો આરંભ કરવો, ઉગ્ર નક્ષત્રમાં તપ આચરવો, ધ્રુવ નક્ષત્રમાં પુરપ્રવેશાદિક કરવા તથા મિશ્ર નક્ષત્રમાં સંધિ વિગેરે કાર્યો કરવાં." વળી કહ્યું છે કે—

"तीक्ष्णोग्रप्रोक्तं विदधीत मिश्रे क्रूरोदितं दारुणभेषु कुर्यात् ।
तीक्ष्णोग्रमिश्रैर्यदिहोदितं तन्मृदुध्रुवैः क्षिप्रचरैर्न कुर्यात् ॥१॥"

તીક્ષ્ણ તથા ઉગ્ર નક્ષત્રમાં કરવા લાયક કાર્ય મિશ્રમાં પણ કરી શકાય છે, ક્રૂર નક્ષત્રમાં કરવા લાયક કાર્ય દારુણ નક્ષત્રમાં કરી શકાય છે. પરંતુ તીક્ષ્ણ, ઉગ્ર અને મિશ્રમાં કરવા લાયક કાર્ય જે અહીં કહ્યાં છે, તે કાર્ય મૃદુ, ધ્રુવ, ક્ષિપ્ર અને ચર નક્ષત્રમાં કરવા લાયક નથી.' વળી કહ્યું છે કે—

"प्रायः शान्ते कार्ये न योजयेत् कृत्तिकास्त्रिपूर्वाश्च ।
वारूणरौद्रे च तथा द्विदैवतं याम्यमश्लेषाम् ॥२॥"

પ્રાયે કરીને શાંત કાર્યમાં કૃત્તિકા તથા ત્રણ પૂર્વા એટલે પૂર્વાફાલ્ગુની, પૂર્વાષાઢા અને પૂર્વાભાદ્રપદ એ ચાર નક્ષત્ર લેવા લાયક નથી તથા વારૂણ એટલે શતભિષક્, રૌદ્ર એટલે આર્દ્રા, દ્વિદૈવત એટલે વિશાખા, યામ્ય એટલે ભરણી અને અશ્લેષા આટલાં નક્ષત્રો પણ લેવા લાયક નથી." આ ચરાદિક સંજ્ઞાઓ વારને આશ્રીને પણ ગ્રંથાંતરમાં આ પ્રમાણે કહી છે—

"चरः १ स्थिर २ स्तथोग्र ३ श्चमिश्रो ४ लघु ५ रथोमृदुः ६ ।
तीक्ष्णश्च ७ कथिता वाराः प्राच्यैः सूर्योदयः क्रमात् ॥१॥"

"પૂર્વાચાર્યોએ રવિવારથી આરંભીને અનુક્રમે ચર, સ્થિર, ઉગ્ર, મિશ્ર, લઘુ, મૃદુ અને તીક્ષ્ણ એવી સંજ્ઞાઓ કહેલી છે. અર્થાત્ રવિવારે ચર, સોમવારે સ્થિર, મંગળવારે ઉગ્ર વિગેરે." આ વારની સંજ્ઞા આપવાનું પ્રયોજન એ છે જે ચર નક્ષત્રમાં કરવાનું કાર્ય ચર વારમાં આવે તો તે વિશેષ સિદ્ધિકારક છે. એ રીતે એક જ સંજ્ઞાવાળા નક્ષત્ર તથા વારમાં તે તે કરવા લાયક કાર્યો વિશેષ ફળદાયક થાય છે. ૩૭

હવે ચંદ્ર સંક્રાંતિને આશ્રી સત્યાવીશ નક્ષત્રોની મુહૂર્ત સંખ્યા કહે છે.

भेषु क्षणान् पञ्चदशैन्द्ररौद्रवायव्यसार्पान्तकवारुणेषु ।
त्रिघ्नान् विशाखादितिभध्रुवेषु शेषेषु तु त्रिंशतमामनन्ति ॥३८॥

અર્થ — ઐન્દ્ર (જ્યેષ્ઠા), રૌદ્ર (આર્દ્રા), વાયવ્ય (સ્વાતિ) સાર્પ (અશ્લેષા), અંતક (ભરણી) તથા વારૂણ (શતભિષક્) આ છ નક્ષત્ર પંદર મુહૂર્ત એટલે અર્ધા દિવસના ભોગવાળાં છે. અર્થાત્ પંદર મુહૂર્ત્તીયાં કહેવાય છે. વિશાખા, અદિતિ (પુનર્વસુ), ધ્રુવ એટલે રોહિણી, ઉત્તરાષાઢા, ઉત્તરાફાલ્ગુની અને ઉત્તરાભાદ્રપદ આ છ નક્ષત્રો પીસ્તાલીશ મુહૂર્ત્ત એટલે દોઢ દિવસના ભોગવાળાં છે. એટલે પીસ્તાલીશ મુહુર્તીયાં છે. બાકીનાં એટલે અશ્વિની, કૃત્તિકા, મૃગશિર, પુષ્ય, મઘા, પૂર્વાફાલ્ગુની, હસ્ત, ચિત્રા, અનુરાધા, મૂળ, પૂર્વાષાઢા, શ્રવણ, ધનિષ્ઠા, પૂર્વાભાદ્રપદ અને રેવતી આ પંદર નક્ષત્રો ત્રીશ મુહૂર્ત્તીયાં છે એટલે એક દિવસના ભોગવાળાં છે. આ પ્રમાણે પ્રાચીન જ્યોતિષ શાસ્ત્રમાં નક્ષત્રોની ભુક્તિરાશિ કહેલી છે. પરંતુ હાલમાં તો સર્વે નક્ષત્રો એક એક દિવસના જ ભોગવાળાં છે. એટલે દરેક નક્ષત્ર સામાન્ય રીતે સાઠ ઘડી ભોગ છે. એમ શ્રીમત્ આવશ્યક બૃહદ્‌વૃત્તિ ટિપ્પનકમાં કહ્યું છે. આ મુહૂર્ત્તીયાં નક્ષત્રોની સંજ્ઞાનો ઉપયોગ નવા ઉદય પામેલા ચંદ્રદર્શનમાં છે. તે વિષે રત્નમાળામાં કહ્યું છે કે –

बृहत्सु धान्यं कुरुते समर्घं जघन्यधिष्ण्येऽभ्युदिते महार्घ्यम् ।
समेषु धिष्ण्येषु समं हिमांशुः शुक्लद्वितीयाभ्युदयी विलोक्यः ॥१॥

"સુદિ બીજને દિવસે ઉદય પામતા ચંદ્રને જોવો, જો તે વખતે બૃહત્ નક્ષત્ર એટલે પીસ્તાલીશ મુહૂર્તીયું નક્ષત્ર હોય તો ધાન્ય સસ્તું થાય એમ જાણવું, જઘન્ય એટલે પંદર મુહૂર્તીયું નક્ષત્ર હોય તો ધાન્ય મોંઘું થશે એમ જાણવું અને જો સમ એટલે ત્રીશ મુહૂર્તીયું નક્ષત્ર હોય તો ધાન્યના ભાવ સમાન રહેશે એમ જાણવું. એ પ્રમાણે દરેક માસના ભાવ જાણવા. કયાં કયાં નક્ષત્રો ચંદ્રની આગળ, પાછળ, અને સાથે હોય છે. તે માટે આ પ્રમાણે કહ્યું છે કે –

"युज्यन्ते षड् द्वादश नव चेति निशाकरेण धिष्ण्यानि ।
प्रागमध्य पश्चिमार्धैः पौष्णैशाखंडलादीनि ॥

"પૌષ્ણ એટલે રેવતીથી આરંભીને છ નક્ષત્રો ચંદ્રની આગળ ચાલનારાં છે તેથી તેઓ પૂર્વયોગી કહેવાય છે તથા ઐશ એટલે આર્દ્રાથી આરંભીને બાર નક્ષત્રો મધ્યભાગ યોગી કહેવાય છે. અર્થાત્ તે નક્ષત્રો ચંદ્રની સાથે રહેનારાં છે તથા આખંડલ એટલે જ્યેષ્ઠાથી આરભીને નવ નક્ષત્રો ચંદ્રના પશ્ચિમાર્ધ યોગવાળાં છે એટલે કે તે નક્ષત્રો ચંદ્રની પાછળ ચાલનારાં છે." આ પૂર્વયોગી વિગેરે નક્ષત્રોની સંજ્ઞાનું ફળ આ પ્રમાણે છે. –

"पूर्वार्धयोगिषूढस्त्रीणामतिवल्लभो भवेद्भर्ता ।
पश्चार्धयोगिषु स्त्रीप्रेममिथो मध्ययोगिषु ॥२॥

પૂર્વાર્ધયોગી નક્ષત્રમાં વિવાહ થયા હોય તો સ્ત્રીને ભર્તા ઉપર ઘણી પ્રીતિ હોય, પશ્ચાર્ધયોગીમાં વિવાહ થયા હોય તો પુરુષને સ્ત્રી ઉપર ઘણો પ્રેમ હોય. અને મધ્યયોગીમાં વિવાહ થયા હોય તો બન્નેને પરસ્પર સમાન પ્રીતિ રહે છે." આ જ

પ્રમાણે સેવા, મિત્રાઈ વિગેરેમાં પણ ફળ જાણવું. એટલે કે પૂર્વયોગી નક્ષત્રમાં સેવા (નોકરી વગેરે)ને તથા મિત્રાઈનો આરંભ થયો તો તે મુખ્ય (શેઠ વિગેરે) હોય તે ગૌણ (નોકર વિગેરે)ને અત્યંત પ્રેમવાળો રહે છે. પશ્ચાર્ધયોગીમાં આરંભ થયો હોય તો જે ગૌણ હોય તે મુખ્યને ઘણી પ્રીતિ-ભક્તિવાળો થાય છે. તથા મધ્યયોગીમાં આરંભ કર્યો હોય તો પરસ્પર પ્રીતિ રહે છે.

નક્ષત્રોની આકૃતિ નીચે પ્રમાણે હોય છે—

**हयवदन १ भग २ क्षुर ३ शकट ४ मृगशिरो ५ मणि ६ गृहे ७ षु ८ चक्राणाम् ९ प्राकार १० शयन ११ पर्यंक १२ हस्त १३ मुक्ता १४ प्रवालानाम् १५ ॥१॥ तोरण १६ मणि १७ कुंडल १८ सिंहविक्रम १९ स्वपन २० गजविलासानाम् २१ श्रृंगाटक २२ त्रिविक्रम २३ मृदंग २४ वृत्त २५ द्वियमलानाम् २६ ॥२॥ पर्यंक २७ मुरज २८ सदृशानि भानि कथितानि चाश्विनादिनि ।**

અશ્વિની નક્ષત્રથી આરંભીને અનુક્રમે હયવદનાદિક આકારવાળાં નક્ષત્રો કહેલાં છે એટલે કે અશ્વિની નક્ષત્ર અશ્વના મુખના આકારવાળું છે ૧, ભરણી ભગ (યોનિ)ના આકારવાળું છે ૨, કૃત્તિકા ક્ષુર (અસ્ત્ર)ના આકારવાળું છે ૩, એ પ્રમાણે અનુક્રમે શકટ (ગાડું) ૪, મૃગનું મસ્તક ૫, મણિ ૬, ઘર ૭, બાણ ૮, ચક્ર ૯, કિલ્લો ૧૦, શયન ૧૧, પર્યંક ૧૨, હાથ ૧૩, મોતી ૧૪, પરવાળા ૧૫, તોરણ ૧૬, મણિ ૧૭, કુંડળ ૧૮, સિંહનાં પગલાં ૧૯, સ્વપ્ન (શય્યા) ૨૦, હસ્તિની ચાલ ૨૧, શૃંગાટક ૨૨, ત્રિવિક્રમ ૨૩, મૃદંગ ૨૪, વૃત્ત (ગોળ) ૨૫, દ્વિયામલ ૨૬, પર્યંક ૨૭ અને મુરજ (વાજિંત્ર વિશેષ) ૨૯, આવા આકારવાળાં કહેલાં છે.

દિશાઓનો ક્રમ આ પ્રમાણે છે - ચિત્રા અને સ્વાતિ નક્ષત્રના ઉદયના મધ્ય ભાગમાં પૂર્વદિશા છે, તે બન્નેના અસ્તના મધ્યમાં પશ્ચિમદિશા છે, ધ્રુવનો તારો જ્યાં હોય તે ઉત્તર દિશા છે અને તેની સન્મુખની દિશા દક્ષિણ છે.

જે જે નક્ષત્રો જે જે દિશામાં ચાલનારાં છે તે કહે છે

**दक्षिणमार्गेऽश्लेषा १ ब्राह्मत्रय ४ करयुगे ६ द्विपतिष्टकम् ।**
**उत्तरतः पुनरभिजित्त्रय ३ मश्वित्रय ६ यौनयुगलानि ८ ॥१॥**

**आजपादद्वयं १० स्वात्या ११ दित्ये १२ चेति भ्रमन्ति खे ।**
**मध्यमार्गे शतभिषक् १ पुष्य २ पौष्ण ३ मघा ४ इति ॥२॥**

અશ્લેષા, રોહિણી, મૃગશિર, આર્દ્રા, હસ્ત, ચિત્રા, વિશાખા, અનુરાધા જ્યેષ્ઠા, મૂળ, પૂર્વાષાઢા, ઉત્તરાષાઢા આ બાર નક્ષત્રો દક્ષિણ માર્ગમાં ચાલે છે. અભિજિત્, શ્રવણ, ધનિષ્ઠા, અશ્વિની, ભરણી, કૃત્તિકા, પૂર્વાફાલ્ગુની, ઉત્તરાફાલ્ગુની, પૂર્વાભાદ્રપદ, ઉત્તરાભાદ્રપદ,

સ્વાતિ, પુનર્વસુ આ બાર નક્ષત્રો ઉત્તર માર્ગમાં ચાલે છે, તથા શતભિષક્, પુષ્ય, રેવતી, મઘા એ ચાર નક્ષત્રો મધ્ય ભાગે ચાલનારાં છે (આ સર્વ હકીકત વ્યવહાર પ્રકાશમાં) છે.

ચંદ્રથી કઈ કઈ દિશામાં નક્ષત્રો રહેલાં છે તે કહે છે.

बे फग्गुणि १ भद्दवया ४ सवण ५ धणिट्ठा ६ य रेवइ ७ भरणी ८
असिणि ९ सयभिस १० साई ११ अभिज्ञु १२ त्तरजोइणो चंदे ॥१॥
पुणवसु १ रोहिणि २ चित्ता ३ मह ४
जिट्ठ ५ णुराह ६ कत्तिअ ७ विसाहा ८ ।
चंदस्स उभयजोगा अह दक्खिण जोइणो चंदे ॥२॥

પૂર્વાફાલ્ગુની, ઉત્તરાફાલ્ગુની, પૂર્વાભાદ્રપદ, ઉત્તરાભાદ્રપદ શ્રવણ, ધનિષ્ઠા, રેવતી, ભરણી, અશ્વિની, શતભિષક, સ્વાતિ અને અભિજિત્ આ બાર નક્ષત્રો ચંદ્રથી ઉત્તર તરફ રહે છે, એટલે આ નક્ષત્રોથી દક્ષિણ તરફ રહીને ચંદ્ર ગતિ કરે છે. પુનર્વસુ, રોહિણી, ચિત્રા, મઘા, જ્યેષ્ઠા, અનુરાધા, કૃત્તિકા અને વિશાખા એ આઠ નક્ષત્રો ચંદ્રની બંને એટલે ઉત્તર તથા દક્ષિણ બાજુએ રહે છે, એટલે કે કોઈ વખત દક્ષિણ તરફ અને કોઈ વખત ઉત્તર તરફ રહે છે. તથા બાકીનાં એટલે પૂર્વાષાઢા, ઉત્તરાષાઢા, હસ્ત, મૂળ, અશ્લેષા, મૃગશિર આર્દ્રા અને પુષ્પ એ આઠ નક્ષત્રો ચંદ્રથી દક્ષિણમાં રહે છે.

તિથિ તથા નક્ષત્રનું સંપૂર્ણ બળ કઈ વખતે હોય છે તે કહે છે.

तिथिर्धिष्ण्यं च पूर्वार्द्धे बलबहुर्बलं ततः ।
नक्षत्रं बलवद्रात्रौ दिने बलवती तिथिः ॥१॥ (व्यवहारसार)

દિવસના પૂર્વાર્ધ ભાગમાં તિથિ તથા નક્ષત્ર સંપૂર્ણ બલવાન હોય છે અને ત્યાર પછી દુર્બળ થાય છે. રાત્રિએ કેવલ નક્ષત્રનું જ બળ હોય છે અને દિવસે કેવલ તિથિ જ બલવાન હોય છે.

નક્ષત્ર પ્રકરણ સમાપ્ત

# યોગ પ્રકરણ પ્રારંભ

રવિ વિગેરે વારને વિષે તિથિ તથા નક્ષત્રને આશ્રીને શુભ તથા અશુભ યોગ કહે છે. તેમાં પ્રથમ રવિવારે શુભ યોગ કહે છે.

भानौ भूत्यै करादित्य–पौष्णब्राह्ममृगोत्तराः ।
पुष्यमूलाश्विवासव्य–श्चैकाष्टनवमी तिथिः ॥३९॥

અર્થ— રવિવારે હસ્ત, પુનર્વસુ, રેવતી, રોહિણી, મૃગશિર, ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાષાઢા, ઉત્તરાભાદ્રપદ, પુષ્ય, મૂળ, અશ્વિની અને ધનિષ્ઠા નક્ષત્ર હોય તથા પડવો, આઠમ અને નોમ તિથિ હોય તો તે શુભ યોગને માટે છે. અહીં વાર અને તિથિ તથા વાર અને નક્ષત્ર એમ બબ્બેનો યોગ હોય તો દ્વિક શુભયોગ જાણવો અને વાર, નક્ષત્ર તથા તિથિ એ ત્રણે મળતાં હોય ત્યારે ત્રિક શુભ યોગ જાણવો. એ પ્રમાણે અશુભ યોગમાં પણ જાણવું. ૩૯

રવિવારે અશુભ યોગ કહે છે.

न चार्के वारुणं याम्यं, विशाखात्रितयं मघा ।
तिथिः षट्सप्तरुद्रा ११ र्क, १२ मनु १४ संख्या तथेष्यते ॥४०॥

અર્થ— રવિવારે વારુણ (શતભિષક્), યામ્ય (ભરણી) વિશાખા, અનુરાધા, જ્યેષ્ઠા અને મઘા નક્ષત્ર હોય તથા છઠ, સાતમ, અગિયારશ, બારશ, અને ચૌદશ, એ તિથિઓમાંથી કોઈ પણ તિથિ હોય તો તે ઇચ્છાતી નથી. અર્થાત્ તે દિવસે અશુભ યોગ જાણવો. અહીં વિશાખા ત્રિતય લખ્યું છે તેથી અનુક્રમે ઉત્પાત, મૃત્યુ અને કાણ યોગ થાય છે. એટલે કે રવિવારે વિશાખા નક્ષત્ર હોય તો ઉત્પાતયોગ, અનુરાધા હોય તો મૃત્યુયોગ અને જ્યેષ્ઠા હોય તો કાણયોગ જાણવો. એ પ્રમાણે આગળ પણ કુયોગના શ્લોકમાં જ્યાં ત્રિક શબ્દ આવે ત્યાં પણ ઉત્પાત વિગેરે ત્રણ યોગ અનુક્રમે જાણવા. ૪૦

સોમવારે શુભ યોગ કહે છે.

सोमे सिद्धयै मृगब्राह्ममैत्राण्यार्यमणं करः ।
श्रुतिः शतभिषक् पुष्यस्तिथिस्तु द्विनवामिधा ॥४१॥

અર્થ—સોમવારે મૃગશિર, બ્રાહ્મ (રોહિણી), મૈત્ર (અનુરાધા), આર્યમણ (ઉત્તરા ફાલ્ગુની), કર (હસ્ત), શ્રુતિ (શ્રવણ), શતભિષક્ અને પુષ્ય નક્ષત્ર હોય તથા બીજ કે નોમ તિથિ હોય તો તે દિવસે શુભ યોગ જાણવો. ૪૧.

સોમવારે અશુભ યોગ કહે છે.

न चन्द्रे वासवाषाढा–त्रयार्द्राश्विद्विदैवतम् ।
सिद्ध्यै चित्रा च सप्तम्येका–दश्यादित्रयं तथा ॥४२॥

અર્થ—સોમવારે વાસવ (ધનિષ્ઠા), પૂર્વાષાઢા, ઉત્તરાષાઢા, અભિજિત્ આર્દ્રા, અશ્વિની અને દ્વિદૈવત (વિશાખા) અને ચિત્રા નક્ષત્ર હોય, તથા સાતમ, અગિયારશ, બારશ અને તેરશ તિથિ હોય તો તે દિવસે અશુભ યોગ જાણવો. અહીં ષાઢાત્રય એટલે પૂર્વાષાઢા, ઉત્તરાષાઢા અને અભિજિત્ નક્ષત્ર હોય તો અનુક્રમે ઉત્પાત, મૃત્યુ અને કાણયોગ પણ જાણવા. ૪૧.

મંગળવારે શુભ યોગ કહે છે.

भौमेऽश्विपौष्णाहिर्बुध्न–मूलराधार्यमाग्निभम् ।
मृगः पुष्यस्तथाश्लेषा, जया षष्ठी च सिद्धये ॥४३॥

અર્થ—મંગળવારે અશ્વિની, પૌષ્ણ (રેવતી), આહિર્બુધ્ન (ઉત્તરાભાદ્રપદ), મૂલ, રાધા (વિશાખા), અર્યમ (ઉત્તરાફાલ્ગુની), અગ્નિભ (કૃત્તિકા), મૃગશિર, પુષ્ય અને અશ્લેષા નક્ષત્ર હોય તથા જયા એટલે ત્રીજ. આઠમ અને તેરશ તથા છઠ તિથિ હોય તો તે સિદ્ધિને માટે છે, એટલે તે દિવસે શુભ યોગ જાણવો. ૪૩.

મંગળવારે અશુભ યોગ કહે છે.

न भौमे चोत्तराषाढा–मघार्द्रावासवत्रयम् ।
प्रतिपद्दशमी रुद्र–प्रमिता च मता तिथिः ॥४४॥

અર્થ—મંગળવારે ઉત્તરાષાઢા, મઘા, આર્દ્રા, વાસવત્રય એટલે ધનિષ્ઠા, શતભિષક્ અને પૂર્વાભાદ્રપદ નક્ષત્ર હોય તથા પડવો, દશમ અને અગિયારશ તિથિ હોય તે દિવસે અશુભ યોગ જાણવો. અહીં પણ વાસવત્રય એટલે ધનિષ્ઠા, શતભિષક્ અને પૂર્વાભાદ્રપદ હોય તો અનુક્રમે ઉત્પાત, મૃત્યુ અને કાણયોગ પણ જાણવા. ૪૪

બુધવારે શુભ યોગ કહે છે.

बुधे मैत्रं श्रुतिज्येष्ठा–पुष्यहस्ताग्निभत्रयम् ।
पूर्वाषाढार्यमर्क्षे च, तिथिर्भद्रा च भूतये ॥४५॥

અર્થ—બુધવારે–મૈત્ર (અનુરાધા) શ્રવણ, જ્યેષ્ઠા, પુષ્ય, હસ્ત અગ્નિભ, (કૃત્તિકા) વિગેરે ત્રણ એટલે કૃત્તિકા, રોહિણી અને મૃગશિર, પૂર્વાષાઢા તથા અર્યમ એટલે ઉત્તરા-

ફાલ્ગુની આમાંનું કોઈ નક્ષત્ર હોય તથા ભદ્રા એટલે બીજ, સાતમ અને બારશ એમાંની કોઈ તિથિ હોય તો તે દિવસે શુભ યોગ જાણવો. ૪૫

બુધવારે અશુભ યોગ કહે છે.

न बुधे वासवाश्लेषा–रेवतीत्रयवारुणम् ।
चित्रामूलं तिथिर्नेष्टा, जयैकेन्द्रनवांकिता ॥४६॥

અર્થ–બુધવારે ધનિષ્ઠા, અશ્લેષા, રેવતી, અશ્વિની, ભરણી, વારુણ, (શતભિષક્), ચિત્રા અને મૂળ નક્ષત્ર હોય, તથા જયા એટલે ત્રીજ, આઠમ અને તેરશ તથા પડવો, ચૌદશ અને નોમ એમાંની કોઈ પણ તિથિ હોય તો તે અશુભ યોગ જાણવો. અહીં પણ રેવતી, અશ્વિની અને ભરણી હોય તો અનુક્રમે ઉત્પાત, મૃત્યુ અને કાણયોગ જાણવા. ૪૬.

ગુરુવારે શુભ યોગ કહે છે.

गुरौ पुष्याश्विनादित्य–पूर्वा ३ श्लेषाश्च वासवम् ।
पौष्णं स्वातित्रयं सिद्ध्यै, पूर्णाश्चैकादशी तथा ॥४७॥

અર્થ–ગુરુવારે પુષ્ય, અશ્વિની, પુનર્વસુ, પૂર્વાફાલ્ગુની, પૂર્વાષાઢા પૂર્વાભાદ્રપદ, અશ્લેષા, વાસવ (ધનિષ્ઠા), પૌષ્ણ (રેવતી), સ્વાતિત્રય એટલે સ્વાતિ, વિશાખા અને અનુરાધા નક્ષત્ર હોય તથા પૂર્ણા એટલે પાંચમ, દશમ અને પુનમ તથા અગિયારશ હોય તો શુભ યોગ જાણવો. ૪૭.

ગુરુવારે અશુભ યોગ કહે છે.

न गुरौ वारुणा–ग्नेयचतुष्कार्यमणद्वयम् ।
ज्येष्ठा भूत्यै तथा भद्रा, तुर्या षष्ठ्यष्टमी तिथिः ॥४८॥

અર્થ––ગુરુવારે વારુણ (શતભિષક્), આગ્નેય ચતુષ્ક એટલે કૃત્તિકા, રોહિણી, મૃગશિર અને આર્દ્રા, અર્યમદ્વય એટલે ઉત્તરાફાલ્ગુની અને હસ્ત, જયેષ્ઠા આ નક્ષત્રોમાંથી કોઈ એક હોય તથા ભદ્રા એટલે બીજ, સાતમ અને બારશ, તથા ચોથ, છઠ્ઠ અને આઠમ આમાંની કોઈ તિથિ હોય તો તે દિવસે અશુભ યોગ જાણવો. અહીં પણ રોહિણી, મૃગશિર અને આર્દ્રા હોય તો અનુક્રમે ઉત્પાત, મૃત્યુ અને કાણયોગ જાણવા અને કૃત્તિકા નક્ષત્ર હોય તો યમઘંટ નામનો યોગ થાય છે. ૪૮.

શુક્રવારે શુભ યોગ છે.

शुक्रे पौष्णाश्विनाषाढा, मैत्रं मार्गं श्रुतिद्वयम् ।
यौनादित्ये करो नन्दा–त्रयोदश्यौ च सिद्धये ॥४९॥

અર્થ––શુક્રવારે પૌષ્ણ, (રેવતી), અશ્વિની, પૂર્વાષાઢા, ઉત્તરાષાઢા, મૈત્ર (અનુરાધા) માર્ગ (મૃગશિર), શ્રવણ, ધનિષ્ઠા, યૌન (પૂર્વાફાલ્ગુની), આદિત્ય, (પુનર્વસુ) અને કર, હસ્ત

નક્ષત્ર હોય તથા નંદા એટલે પડવો, છઠ અને અગિયારશ, તથા તેરશ તિથિ હોય તો તે દિવસે શુભ યોગ થાય છે. ૪૯.

શુક્રવારે અશુભ યોગ કહે છે.

न शुक्रे भूतये ब्राह्मं, पुष्यं सार्पं मघाभिजित् ।
ज्येष्ठा च द्वित्रिसप्तम्यो, रिक्ताख्यास्तिथयस्तथा ॥५०॥

અર્થ--શુક્રવારે બ્રાહ્મ (રોહિણી), પુષ્ય, સાર્પ (અશ્લેષા), મઘા, અભિજિત્ અને જ્યેષ્ઠા નક્ષત્ર હોય, તથા બીજ, ત્રીજ, સાતમ તથા રિક્તા એટલે ચોથ, નોમ અને ચૌદશ હોય તો તે દિવસે અશુભ યોગ જાણવો. અહીં પણ પુષ્ય, અશ્લેષા અને મઘા હોય તો તે દિવસે અનુક્રમે ઉત્પાત, મૃત્યુ અને કાણ યોગ થાય છે. ૫૦.

હવે શનિવારે શુભ યોગ કહે છે.

शनौब्राह्म श्रुतिद्वन्द्वा–श्विमरुद्गुरुमित्रभम् ।
मघा शतभिषक् सिद्ध्यै, रिक्ताष्टम्यौ तिथी तथा ॥५१॥

અર્થ--શનિવારે બ્રાહ્મ (રોહિણી), શ્રુતિદ્વંદ્વ એટલે શ્રવણ અને ધનિષ્ઠા, અશ્વિની મરુત્ (સ્વાતિ), ગુરુભ (પુષ્ય), મિત્રભ (અનુરાધા) મઘા અને શતભિષક્ નક્ષત્ર હોય તથા રિક્તા એટલે ચોથ, નોમ અને ચૌદશ તથા અષ્ટમી તિથિ હોય તો તે દિવસે શુભ યોગ થાય છે. ૫૧.

હવે છેવટે શનિવારે અશુભ યોગ કહે છે.

न शनौ रेवती सिद्ध्यै वैश्वमार्यमणत्रयम् ।
पूर्वा ३ मृगश्च पूर्णाख्या तिथिः षष्ठी च सप्तमी ॥५२॥

અર્થ--શનિવારે રેવતી, વૈશ્વ (ઉત્તરાષાઢા), આર્યમણત્રય એટલે ઉત્તરાફાલ્ગુની, હસ્ત અને ચિત્રા, પૂર્વાફાલ્ગુની, પૂર્વાષાઢા, પૂર્વાભાદ્રપદ અને મૃગશિર નક્ષત્ર હોય તથા પૂર્ણા એટલે પાંચમ, દશમ અને પૂનમ તથા છઠ્ઠ અને સાતમ હોય તો તે દિવસે અશુભ યોગ થાય છે. અહીં પણ ઉત્તરાફાલ્ગુની, હસ્ત અને ચિત્રા હોય તો ઉત્પાત, મૃત્યુ અને કાણ યોગ અનુક્રમે થાય છે. ૫૨

અહીં વિશેષ એટલો છે કે સુયોગના સાત શ્લોકોમાં જે પહેલાં પહેલાં નક્ષત્ર આપ્યાં છે તે નક્ષત્ર જો તે જ વારે હોય તો અમૃતસિદ્ધિ યોગ થાય છે. તે વિષે કહ્યું છે કે-

"हस्त १ सौम्या २ श्विनी ३ मैत्र ४ पुष्य ५ पौष्ण ६ विरंचितैः ७
भवत्यमृतसिद्ध्याख्यो, योगः सूर्यादिवारगैः ॥१॥"

"રવિ આદિ વારને વિષે અનુક્રમે હસ્ત, સૌમ્ય (મૃગશિર), અશ્વિની મૈત્ર (અનુરાધા), પુષ્ય, રેવતી અને વિરંચિત (રોહિણી) હોય તો તે દિવસે અમૃતસિદ્ધિ યોગ થાય છે.

એટલે કે રવિવારે હસ્ત નક્ષત્ર હોય, સોમવારે મૃગશિર હોય, મંગળવારે અશ્વિની, બુધવારે અનુરાધા, ગુરુવારે પુષ્ય, શુક્રવારે રેવતી અને શનિવારે રોહિણી નક્ષત્ર હોય તો તે દિવસે અમૃતસિદ્ધિ યોગ થાય છે." આ યોગને વિષે કાર્ય કરવાથી અવશ્ય તે કાર્યની સિદ્ધિ થાય છે એમ રત્નમાળાના ભાષ્યમાં કહ્યું છે.

શ્રીહર્ષ પ્રકાશમાં પણ કહ્યું છે કે--

भद्रा संवर्तकाद्यैश्चेत्सर्वदुष्टेऽपि वासरे ।
योगोऽस्त्यमृतसिद्धयाख्यः, सर्वदोषक्षयस्तदा ॥१॥

"ભદ્રા અને સંવર્ત્તક વિગેરે અશુભ યોગો વડે દૂષણ પામ્યા છતાં પણ તે દિવસે જો અમૃતસિદ્ધિ યોગ હોય તો સર્વ દોષનો ક્ષય થાય છે.

શુક્રવારે જો રેવતી નક્ષત્ર હોય તો તે દિવસે શત્રુ યોગ થાય છે અને ઉત્તરાભાદ્રપદ હોય તો અમૃતસિદ્ધિ યોગ થાય છે." એમ લોકશ્રી ગ્રંથમાં કહ્યું છે.

કોઈ આચાર્ય કહે છે કે--

"शरतिथितः सप्ततिथिष्वेते सप्तापि मृत्युदाः क्रमशः"

"પાંચમથી સાત તિથિ સુધી અનુક્રમે આ સાતે અમૃતસિદ્ધિ યોગોવાળા વારો મૃત્યુ દેનારા છે. એટલે કે રવિવારે અમૃતસિદ્ધિ યોગ હોય, પણ તે દિવસે પાંચમ હોય, સોમવારે અમૃતસિદ્ધિ યોગ હોય, પણ છઠ હોય, મંગળવારે સાતમ, બુધવારે આઠમ, ગુરૂવારે નોમ, શુક્રવારે દશમ અને શનિવારે અમૃતસિદ્ધિ યોગ સહિત અગિયારશ હોય તો પણ તે મૃત્યુદાયી જાણવા."

વળી કહ્યું છે કે --

विशाखादिचतुष्केषु, रविवारादिसप्तके ।
उत्पातमृत्यु काणाश्च, सिद्धियोगाश्च कीर्तिताः ॥१॥

વિશાખાદિક ચાર ચાર નક્ષત્રો વડે રવિવારાદિક સાત વારને વિષે ઉત્પાત, મૃત્યુ, કાણ અને સિદ્ધિ યોગ કહ્યા છે. નીચેનું કોષ્ટક જુઓ :

| | રવિ | સોમ | મંગળ | બુધ | ગુરુ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|---|
| ઉત્પાત | વિશાખા | પૂર્વાષાઢા | ધનિષ્ઠા | રેવતી | રોહિણી | પુષ્ય | ઉત્તરાફાલ્ગુની |
| મૃત્યુ | અનુરાધા | ઉત્તરાષાઢા | શતભિષક્ | અશ્વિની | મૃગશિર | અશ્લેષા | હસ્ત |
| કાણ | જ્યેષ્ઠા | અભિજિત્ | પૂર્વાભાદ્રપદ | ભરણી | આર્દ્રા | મઘા | ચિત્રા |
| સિદ્ધિ | મૂળ | શ્રવણ | ઉત્તરાભાદ્રપદ | કૃત્તિકા | પુનર્વસુ | પૂર્વાફાલ્ગુની | સ્વાતિ |

અહીં ઉત્પાત, મૃત્યુ અને કાણને ઠેકાણે અનુક્રમે પ્રવાસ, મરણ અને વ્યાધિ એવાં નામ પણ પૂર્ણભદ્રે કહેલાં છે.

યમઘંટ યોગ આ પ્રમાણે થાય છે.

"मघा विशाखाऽऽर्द्रामूल, कृत्तिकारोहिणीकरैः ।
रव्यादिवारसंयुक्तैर्यमघंटो भृशोऽशुभः ॥१॥

"રવિવારે મઘા, સોમવારે વિશાખા, મંગળવારે આર્દ્રા, બુધવારે મૂળ, ગુરુવારે કૃત્તિકા, શુક્રવારે રોહિણી અને શનિવારે હસ્ત નક્ષત્ર હોય તો તે દિવસે યમઘંટ નામે યોગ થાય છે. તે ઘણો જ અશુભ ફળદાયક છે." અહીં પાકશ્રી ગ્રંથકાર હસ્ત નક્ષત્રને ઠેકાણે પૂર્વાષાઢા તથા ઉત્તરાષાઢા કહે છે.

વજ્રમુશળ યોગ આ પ્રમાણે થાય છે.

"भर चित्तुत्तरसाढा धणि उत्तरफग्गु जिट्ठ रेवइआ ।
सुराइजम्मरिक्खा एएहिं वज्जमुसल पुणो ॥१॥"

રવિવારે ભરણી, સોમવારે ચિત્રા, મંગળવારે ઉત્તરાષાઢા, બુધવારે ધનિષ્ઠા, ગુરુવારે ઉત્તરાફાલ્ગુની, શુક્રવારે, જ્યેષ્ઠા અને શનિવારે રેવતી નક્ષત્ર હોય તો વજ્રમુશલ નામે અશુભ યોગ થાય છે, આ રવિ વિગેરે ગ્રહોના જન્મ નક્ષત્ર છે. અહીં ભરણીને ઠેકાણે લોક ગ્રંથમાં અશ્વિની કહેલ છે.

અરિ (શત્રુ) યોગ આ પ્રમાણે થાય છે.--

भर पुस्सुत्तरसाढा अद्द विसाहा रेवई ए सभिसा ।
अक्काइआणएहिं अरिजोगा गुरुविणिदिट्ठा ॥१॥"

"રવિવારે ભરણી, સોમવારે પુષ્ય, મંગળવારે ઉત્તરાષાઢા, બુધવારે આર્દ્રા, ગુરુવારે વિશાખા, શુક્રવારે રેવતી અને શનિવારે શતભિષક્ નક્ષત્ર હોય તો તે અરિ યોગ કહેવાય છે, એમ ગુરુજને બતાવ્યું છે." પ્રીતિના કાર્યમાં આ યોગ વર્જવામાં આવે છે.

અસ્થિર (ચર) યોગ આ પ્રમાણે થાય છે.

"मह मूलुत्तरसाढा अद्द विसाहा य रोहिणि ।
सभिसा, सुक्काइआण कमसो जहाकमं अत्थिरो जोगो ॥१॥"

શુક્રવારે મઘા, શનિવારે મૂળ, રવિવારે ઉત્તરાષાઢા, સોમવારે આર્દ્રા, મંગળવારે વિશાખા, બુધવારે રોહિણી, ગુરુવારે શતભિષક્ હોય તો તે અસ્થિર (ચર) યોગ કહેવાય છે." સ્થિર કાર્યોમાં આ યોગ વર્જવા યોગ્ય છે.

કકચ યોગ આ પ્રમાણે થાય છે.—

"अक्काइसु कक्को बारसी उ पच्छक्कमेण जा छठ्ठी कक्कय नामा जोगो"

રવિવારાદિકમાં બારશથી પશ્ચાનુપૂર્વીએ છઠ્ઠ સુધી આવવું એટલે કકચ યોગ થાય છે. અર્થાત્ રવિવારે બારશ, સોમવારે અગિયારસ, મંગળવારે દશમ, બુધવારે નોમ, ગુરુવારે આઠમ, શુક્રવારે સાતમ, શનિવારે છઠ્ઠ હોય તો કકચ યોગ થાય છે.

બીજી રીતે આ પ્રમાણે પણ છે.

"यत्र संख्यायुतौ वारतिथ्योर्जातास्त्रयोदश ज्ञेयः
क्रकचयोगोऽयं हेयश्च शुभकर्मणि ॥१॥"

"રવિવારાદિક વારની અને તિથિની સંખ્યા ભેગી કરવાથી જ્યારે તેરની સંખ્યા થાય ત્યારે તેને કકચ યોગ જાણવો. આ યોગ શુભ કાર્યમાં વર્જ્ય છે. જેમકે રવિવારની એક સંખ્યા તેમાં બાર ઉમેરવાથી તેરની સંખ્યા થાય છે, માટે રવિવારે બારશ હોય ત્યારે કકચ યોગ થાય. એ પ્રમાણે ગણવાથી પણ ઉપરની ગાથા પ્રમાણે મળતું આવે છે."

સંવર્તક યોગ આ પ્રમાણે—

"पडिवय तिजु बुहेणं छठी जीवेण बिजु सुक्केण
सत्तमि सणिसूरेसुं एए संवट्टया जोगा ॥१॥"

"બુધવારે પડવો અથવા ત્રીજ હોય, ગુરુવારે છઠ્ઠ હોય, શુક્રવારે બીજ હોય તથા શનિ અને રવિએ સાતમ હોય તો તે સંવર્તક યોગ કહેવાય છે." હર્ષપ્રકાશ વિગેરે ગ્રંથમાં "બુધવારે માત્ર પડવો જ હોય અને સાતમને દિવસે રવિવાર જ હોય તો સંવર્તક યોગ થાય." એમ કહ્યું છે. બાકી સર્વ ઉપર પ્રમાણે.

પ્રથમથી આરંભીને અહીં સુધીના જે જે યોગો કહ્યા તેના પાંચ વર્ગ થઈ શકે છે, તે આ પ્રમાણે–વિરુદ્ધ યોગ ૧, સામાન્ય યોગ ૨, સુયોગ ૩, સિદ્ધિ યોગ ૪ અને અમૃતસિદ્ધિ યોગ ૫. આ યોગોમાં કાર્ય કરવાથી તેનું ફળ અનુક્રમે આ પ્રમાણે જાણવું- અત્યંત અસિદ્ધિ ૧, દૈવયોગ સિદ્ધિ ૨, વિલંબે સિદ્ધિ ૩, ઇચ્છિત સિદ્ધિ ૪ તથા ઇચ્છિતથી અધિક સિદ્ધિ ૫. આ પ્રમાણે ત્રિવિક્રમે કહ્યું છે. ફરીથી ગ્રંથકાર બીજા યોગો કહે છે. તેમાં પ્રથમ કુમારયોગ કહે છે.

योगः कुमारनामा शुभः कुजज्ञेन्दुशुक्रवारेषु ।
अश्वाद्यैर्द्व्यन्तरितैर्नन्दादशपञ्चमीतिथिषु ॥५३॥

અર્થ–મંગળ, બુધ, સોમ અને શુક્ર. એમાંના કોઈ વારે અશ્વિનીથી આરંભીને બે આંતરાવાળા નક્ષત્ર એટલે અશ્વિની, રોહિણી, પુનર્વસુ, મઘા, હસ્ત, વિશાખા, મૂળ, શ્રવણ અને પૂર્વાભાદ્રપદ એમાંનું કોઈ એક નક્ષત્ર હોય તથા નંદા એટલે પડવો, છઠ્ઠ અને અગિયારશ, તથા પાંચમ અને દશમ. એમાંની કોઈ પણ તિથિ હોય તો કુમાર

નામનો શુભ યોગ થાય છે. આ યોગ સ્થિર કાર્યમાં એટલે મૈત્રી, દીક્ષા, અલંકાર, વિદ્યા અને શિલ્પનું ગ્રહણ કરવું વિગેરે કાર્યમાં તથા ગૃહપ્રવેશાદિકમાં વિશેષે કરીને શુભ છે, પરંતુ તે વખતે વિરુદ્ધ યોગ હોવો ન જોઈએ. અર્થાત્ મંગળવારે દશમ અને પૂર્વાભાદ્રપદ, સોમવારે અગિયારશ અને વિશાખા, બુધવારે પડવો અને મૂળ અથવા અશ્વિની તથા શુક્રવારે રોહિણી હોય તો તે દિવસે કુમાર યોગ પણ શુભકારક નથી કારણ જે તે તે દિવસોમાં ક્રકચ સંવર્તક, કાણ અને યમઘંટ યોગની ઉત્પત્તિ હોય છે. આ પ્રમાણે શ્રી હરિભદ્રસૂરિકૃત લગ્નશુદ્ધિ પ્રકરણમાં કહેલું છે. ૫૩.

હવે રાજયોગ કહે છે.--

राजयोगो भरण्याद्यैर्द्व्यन्तरैर्भैः शुभावहः ।
भद्रातृतीयाराकासु कुजज्ञभृगुभानुषु ॥५४॥

અર્થ--મંગળ, બુધ, શુક્ર, અને રવિ, આમાંના કોઈ વારે તથા ભદ્રા એટલે બીજ, સાતમ અને બારશ તથા ત્રીજ અને પૂનમ, એમાંની કોઈ પણ તિથિએ ભરણી વગેરે બે આંતરાવાળાં નક્ષત્ર એટલે ભરણી, મૃગશિર, પુષ્ય, પૂર્વાફાલ્ગુની, ચિત્રા, અનુરાધા, પૂર્વાષાઢા, ધનિષ્ઠા અને ઉત્તરાભાદ્રપદ એમાંનું કોઈ પણ નક્ષત્ર હોય તો શુભકારક રાજયોગ થાય છે. આ યોગ માંગલિક કાર્યમાં, ધર્મકાર્યમાં, પૌષ્ટિકમાં, અલંકાર પહેરવામાં, તથા ક્ષેત્રના આરંભાદિક કાર્યમાં વિશેષે કરીને શ્રેષ્ઠ છે. "આ યોગ તરુણ યોગ નામે પણ કહેવાય છે. એમ પૂર્ણભદ્રે કહ્યું છે. આ યોગ પણ વિરુદ્ધયોગ ન હોય ત્યારે લેવો એમ સંભવે છે; તેથી રવિવારે સાતમ અથવા બારશ અથવા ભરણી હોય, મંગળવારે ધનિષ્ઠા હોય, બુધવારે ભરણી કે ધનિષ્ઠા હોય અને શુક્રવારે બીજ કે સાતમ તથા પુષ્ય હોય, તે દિવસે રાજયોગ હોય તોપણ ઇષ્ટ ( શુભકારક ) નથી. કેમકે તે તે દિવસોમાં સંવર્તક, ક્રકચ, વજ્રમુશળ, ઉત્પાત તથા કાણ વિગેરે કુયોગની ઉત્પત્તિ થાય છે. ૫૪

હવે સ્થિર યોગ કહે છે—

स्थिरयोगः शुभो रोगोच्छेदादौ शनिजीवयोः ।
त्रयोदश्यष्टरिक्तासु द्व्यन्तरैः कृत्तिकादिभिः ॥५५॥

અર્થ--ગુરુવારે અથવા શનિવારે તેરશ, આઠમ કે રિક્તા એટલે ચોથ, નોમ અને ચૌદશ હોય તથા કૃત્તિકાદિક દ્વયંતર નક્ષત્ર એટલે કૃત્તિકા, આર્દ્રા, અશ્લેષા, ઉત્તરાફાલ્ગુની, સ્વાતિ, જયેષ્ઠા, ઉત્તરાષાઢા, શતતારકા કે રેવતી હોય તો તે રોગાદિકના નાશમાં શુભકારક એવો સ્થિર યોગ થાય છે આ યોગનું ફળ પાકશ્રી ગ્રંથમાં આ પ્રમાણે કહ્યું છે.-

" णसअण खिल वाहि रिणं रिउ रण दिव्वं जलासए बंधो ।
कायव्वो थिरजोगे जस्स य करणं पुणो नत्थि ॥१॥ "

"જે કાર્યનું ફરીથી કરવાપણું નથી એવાં કાર્ય જેવાં કે અનશન, ક્ષેમશુદ્ધિ, વ્યાધિહરણ, ઋણ (દેણુ) દેવું, શત્રુનો વધ, લડાઈ, દિવ્ય કરવું, જળાશય બંધાવવું એ વિગેરે ( મંત્રછેદ, સ્નેહછેદ વિગેરે ) કાર્યો સ્થિર યોગમાં કરાય છે.'

હવે યમલ તથા ત્રિપુષ્કર યોગ કહે છે—

यमलाख्यो द्विपादर्क्षे त्रिपादर्क्षे त्रिपुष्करः ।
जीवारशनिवारेषु योगो भद्रातिथौ स्मृतः ॥५६॥

અર્થ– [1]ગુરુ, મંગળ અને શનિવારે બીજ, સાતમ કે બારશ હોય અને જો દ્વિપાદ નક્ષત્ર એટલે મૃગશિર, ચિત્રા અને ધનિષ્ઠા હોય તો તે દિવસે યમલ (દ્વિપુષ્કર) નામે યોગ કહેવાય છે. તથા તે જ તિથિ વારને વિષે ત્રિપાદ નક્ષત્ર એટલે કૃત્તિકા, પુનર્વસુ, ઉત્તરાફાલ્ગુની, વિશાખા, ઉત્તરાષાઢા અને પૂર્વાભાદ્રપદ હોય તો ત્રિપુષ્કર નામનો યોગ કહેવાય છે. ૫૬

હવે પંચક કહે છે—

पञ्चके वासवान्त्याघ्रीतृणकाष्ठगृहोद्यमान् ।
याम्यदिग्गमनं शय्यां मृतकार्यं च वर्जयेत् ॥५७॥

અર્થ–ધનિષ્ઠાના પશ્ચાર્ધથી એટલે બે ચરણ ગયા પછી રેવતીના અંત સુધી પંચક કહેવાય છે. તેમાં તૃણ, કાષ્ઠ, ગૃહારંભ, દક્ષિણ દિશામાં ગમન, નવી શય્યા (પલંગ વિગેરે) તથા પ્રેત કાર્ય વર્જ્ય કહેલાં છે. તે વિષે વ્યવહારસારમાં કહ્યું છે કે–

"धनिष्ठा धननाशाय प्राणघ्नी शततारका ।
पूर्वायां दंडयेद्राजा उत्तरा मरणं ध्रुवम् ॥१॥
अग्निदाहश्च रेवत्यामित्येतत्पंचके फलम् ।"

ધનિષ્ઠામાં કાર્ય કરવાથી ધનનો નાશ થાય, શતતારકામાં કરવાથી પ્રાણનો નાશ થાય, પૂર્વાભાદ્રપદમાં કરવાથી રાજદંડ થાય, ઉત્તરાભાદ્રપદમાં કરવાથી નિશ્ચે મરણ થાય અને રેવતીમાં કરવાથી અગ્નિદાહ થાય. એ પ્રમાણે પંચકનું ફળ જાણવું, ઉપર મૃતકાર્ય કરવાનો નિષેધ કર્યો છે; પરંતુ કોઈ અકસ્માત્ પંચકમાં જ મરણ પામે તો તે મૃતકના હાથ પગ છેદીને બાંધવા એમ લલ્લે કહ્યું છે. પણ ગરૂડ પુરાણમાં તેને દહન કરવાનો વિધિ આ પ્રમાણે કહ્યો છે.– દર્ભના ચાર પૂતળાં કરીને શબની સાથે રાખવાં; પછી તે શબની સાથેજ પૂતળાં પણ બાળવાં. એમ ન કરે તો પુત્ર અથવા બીજા સગોત્રીનું મરણ થાય.

પંચક વિષે મતાંતર કહે છે–

पञ्चकं श्रवणादीनि पञ्च ऋक्षाणि निर्दिशेत् ।
केचित्पुनर्धनिष्ठादिपञ्चकं पञ्चकं विदुः ॥५८॥

અર્થ–શ્રવણથી આરંભીને પાંચ નક્ષત્ર સુધી પંચક કહેવું તથા કોઈક આચાર્ય ધનિષ્ઠાથી આરંભીને પાંચ નક્ષત્રને પંચક કહે છે. (સર્વેના મતમાં રેવતીને અંતે પંચક સમાપ્ત થાય છે.) નારચંદ્ર ગ્રંથમાં શ્રવણ અને રેવતીમાં સર્વ દિશાંએ ગમન કરવાની અનુમતિ આપીને દક્ષિણ દિશામાં પણ ગમન કરવાનું સ્વીકાર્યું છે.–તે આ પ્રમાણે.—

[1] નારચંદ્રમાં ગુરુવારને સ્થાને રવિવાર કહેલ છે.

" सर्वेदिग्गमने हस्तः श्रवणं रेवतीद्वयम् ।
मृगः पुष्यश्च सिद्धयै स्युः कालेषु निखिलेष्वपि ॥१॥ "

" હસ્ત, શ્રવણ, રેવતીદ્વય એટલે રેવતી અને અશ્વિની, મૃગશિર તથા પુષ્ય આટલાં નક્ષત્રો સર્વ કાળે સર્વ દિશામાં ગમન કરવાને લાયક છે અર્થાત્ સિદ્ધિ આપનારાં છે." ૫૮

યમલ, ત્રિપુષ્કર અને પંચક એવાં નામો સાર્થક છે એટલે કે નામ પ્રમાણે ફળ-દાયક છે. તે કહે છે-

हानिवृद्धयादिकं सर्वं योगे स्याद्यमले द्विशः ।
त्रिशस्त्रिपुष्कराख्ये तु पञ्चशः पञ्चकेऽपि च ॥५९॥

અર્થ—યમલ યોગમાં કરેલું હાનિ વૃદ્ધિવાળું સર્વ કાર્ય બમણું થાય છે; ત્રિપુષ્કર યોગમાં કરવાથી ત્રણગણું થાય છે અને પંચકમાં કરવાથી પાંચ ગણું થાય છે, તેથી આ યોગોમાં ઈષ્ટ કાર્ય જ કરવા લાયક છે. અનિષ્ટ કાર્ય કરવા લાયક નથી એ આનો અભિપ્રાય છે. ૫૯

હવે ગંડાંત યોગ કહે છે.-

गंडान्तं च त्यजेत्त्रेधा लग्नतिथ्युडुषु त्रिषु ।
प्रत्येकं त्रित्रिभागांतरर्द्धैकद्विघटीमितम् ॥६०॥

અર્થ-લગ્ન ગંડાંત, તિથિ ગંડાંત અને નક્ષત્ર ગંડાંત એ ત્રણ પ્રકારના ગંડાંત યોગ સર્વ શુભ કાર્યમા તજવા યોગ્ય છે. તે ત્રણે પ્રકારનો ગંડાત પોતપોતાને ત્રીજે ત્રીજે ભાગે અનુક્રમે અર્ધ ઘડી, એક ઘડી, અને બે ઘડીના પ્રમાણવાળો છે એટલે કે લગ્ન (રાશિ) બાર છે તેને ત્રીજે ત્રીજે ભાગે ચોથું કર્ક, આઠમું વૃશ્ચિક અને બારમું લગ્ન મીન આવે. તેમાં કર્કની છેલ્લી પંદર પળ તથા સિંહ લગ્નની પ્રથમની પંદર પળે એ બન્ને મળી ત્રીશ પળ એટલે અર્ધ ઘડી ગંડાંત યોગ થાય છે. એ રીતે વૃશ્ચિકની છેલ્લી પંદર પળ અને ધનની પહેલી પંદર પળ તથા મીનની છેલ્લી પંદર અને મેષની પહેલી પળ ગંડાંત યોગ જાણવો. આ લગ્ન ગંડાંત કહેવાય છે. તિથિ પંદર છે, તેનો ત્રીજો ત્રીજો ભાગ ગણતાં પાંચમ, દશમ અને પૂનમ આવે છે. તેમાં પાંચમની છેલ્લી અર્ધ ઘડી અને છઠની પહેલી અર્ધ ઘડી મળીને એક ઘડીનો ગંડાંત યોગ જાણવો. એ રીતે દશમની છેલ્લી અર્ધ ઘડી અને અગિયારશની પહેલી અર્ધ ઘડી તથા પૂનમની છેલ્લી અર્ધ ઘડી અને પડવાની પહેલી અર્ધ ઘડી ગંડાત યોગ જાણવો. આ તિથિ ગંડાંત કહેવાય છે. નક્ષત્ર સત્યાવીશ છે, તેનો ત્રીજો ત્રીજો ભાગ ગણતાં નવમું અશ્લેષા, અઢારમું જ્યેષ્ઠા અને સત્યાવીશમું રેવતી છે, તેથી અશ્લેષાની છેલ્લી એક ઘડી અને મઘાની પહેલી એક ઘડીને ગંડાત યોગ જાણવો એ જ રીતે જ્યેષ્ઠાની છેલ્લી ઘડી અને મૂળની પહેલી ઘડી તથા રેવતીની છેલ્લી ઘડી અને અશ્વિનીની પહેલી ઘડી એમ બબ્બે ઘડીનો ગંડાંત યોગ જાણવો. આ નક્ષત્ર ગંડાંત યોગ કહેવાય છે. જન્મ, ગર્ભાધાન, યાત્રા, વિવાહ, વ્રત, ગૃહનો આરંભ તથા પ્રવેશ અને ક્ષૌર વિગેરે સર્વકાર્યમાં આ યોગ અશુભ કહેલો છે. ૬૦.

"આ ત્રણે ગંડાંત ઉપર કહ્યાથી બમણા પ્રમાણવાળા છે." એમ શ્રીપતિ કહે છે. સારંગ કહે છે કે–"નક્ષત્ર ગંડાંત આઠ ઘડીનો છે" કેશવાર્ક કહે છે કે–"નક્ષત્ર ગંડાંતની જ રીતે વિષ્કંભાદિક સત્યાવીશ યોગને મધ્યે રહેલો ગંડાંત પણ પાંચ પાંચ ઘડીનો છે.

ગંડાંત યોગનું ફળ નીચે પ્રમાણે કહ્યું છે.–

"नक्षत्रो मातरं हन्ति तिथिजः पितरं तथा ।
लग्नस्थो बालकं हन्ति गंडान्तो बालदूषकः ॥१॥"

"બાળકનો જન્મ નક્ષત્ર ગંડાંતમાં થયો હોય તો તે માતાને હણે છે, તિથિ ગંડાંતમાં થયો હોય તો પિતાને હણે છે, અને લગ્ન ગંડાંતમાં થયો હોય તો તે બાળકનો જ હણનાર થાય છે."

"जातो न जीवति नरो मातुरपथ्यो भवेत्स्वकुलहन्ता ।
यदि जीवति गंडान्ते बहुगजतुरगो भवेद् भूपः ॥१॥"

"ગંડાંતમાં જન્મેલો મનુષ્ય જીવતો નથી અને માતાને અહિતકારક તથા પોતાના કુળનો નાશ કરનાર થાય છે, પરંતુ જો કદાચ તે બાળક જીવે તો ઘણા હાથી ઘોડાવાળો રાજા થાય છે."

"नट्ठं न लब्भइ इत्थ अहिदट्ठो न जीवई ।
जाओ वि मरई पायं पत्थिओ न निअत्तई ॥१॥"

"ગંડાંતમાં ખોવાયેલી વસ્તુ પાછી આવતી નથી, સર્પદંશ થયો હોય તો તે મનુષ્ય જીવે નહીં, જન્મેલું બાળક પણ પ્રાયે મરણ પામે છે તથા તેમાં પ્રયાણ કર્યું હોય તો તે પણ પ્રાયે પાછો આવતો નથી."

વિવાહ વૃંદાવનમાં સંધિ નામનો પણ દોષ કહ્યો છે. તે આ પ્રમાણે :

"नक्षत्रयोगतिथिसंधिषु नाडिकैका तिथ्यष्टविंशतिपलैः सहितोभयत्र ।"

"સર્વે નક્ષત્ર યોગ અને તિથિની સંધિને વિષે બન્ને બાજુ અનુક્રમે એક ઘડી ઉપર પંદર, આઠ અને વીશ પળ સહિત એક એક ઘડી સંધિદોષ કહેવાય છે એટલે કે નક્ષત્રોની સંધિમાં પહેલાં નક્ષત્રના અંતની એક ઘડી અને પંદર પળ તથા પછીના નક્ષત્રની આરંભની એક ઘડી અને પંદર પળ મળી કુલ અઢી ઘડીનો સંધિદોષ કહેવાય છે. એ રીતે બે યોગની સંધિમાં પૂર્વ યોગના અંતની એક ઘડી અને આઠ પળ તથા પછીના યોગની પણ આરંભની એક ઘડી અને આઠ પળ મળી બે ઘડી અને સોળ પળ સંધિદોષ કહેવાય છે. એ રીતે બે તિથિની સંધિમાં પૂર્વ તિથિની અંતને એક ઘડી અને વીશ પળ તથા પછીની તિથિની આરંભની એક ઘડી અને વીશ પળ મળી બે ઘડી અને ચાળીશ પળનો સંધિદોષ કહેવાય છે. આ સંધિદોષ માંગલિક કાર્યમાં તજવા યોગ્ય છે."

 

સંધિદોષ વિષે વિક્રમનો મતાંતર આ પ્રમાણે છે.—

" नक्षत्रराश्यो रविसंक्रमे, स्यु, रर्वाक् परत्रापि रसेन्दु नाड्यः ।
एका घटी षट्पलसंयुतेन्दोर्नाड्यश्चतस्रः सपलाः कुजस्य ॥१॥
बुधस्य तिस्रो मनवः पलानि, सार्धाश्चतस्रः पलसप्त जीवे ।
द्व्यशीतिनाड्यः पलसप्त शौरेः शुक्रस्य हेयाः सपलाश्चतस्रः ॥२॥

નક્ષત્ર અથવા રાશિને આશ્રીને સૂર્યનું સંક્રમણ હોય એટલે એક નક્ષત્રથી બીજા નક્ષત્રમાં અથવા એક રાશિથી બીજી રાશિમાં સૂર્યનું સંક્રમણ હોય તો પૂર્વ નક્ષત્ર અથવા રાશિની અંતની સોળ ઘડી તથા પછીના નક્ષત્ર અથવા રાશિની પ્રારંભની સોળ ઘડીને સંધિ નામનો દોષ કહે છે. એ રીતે ચંદ્રના સંક્રમણમાં એક એક ઘડી અને છ છ પળ, મંગળના સંક્રમણમાં ચાર ચાર ઘડી અને એક એક પળ, બુધના ક્રાંતિમાં ત્રણ ત્રણ ઘડી અને ચૌદ ચૌદ પળ ગુરુના સંક્રમણમાં સાડી ચાર ચાર ઘડી અને સાત સાત પળ, શનિના સંક્રમણમાં બ્યાશી બ્યાશી ઘડી અને સાત સાત પળ અને શુક્રની સંક્રમણમાં ચાર ચાર ઘડી અને એક એક પળ સુધી સંધિદોષ કહેવાય છે. આ દોષ પણ સર્વ શુભ કાર્યમાં વર્જ્ય છે.

હવે વજ્રપાત યોગ વિષે કહે છે--

वज्रपातं त्यजेद्द्वित्रिपञ्चषट्सप्तमे तिथौ ।
मैत्रेऽथ त्र्युत्तरे पैत्र्ये ब्राह्मे मूलकरे क्रमात् ॥६१॥

અર્થ-બીજને દિવસે મૈત્ર (અનુરાધા) હોય, ત્રીજને દિવસે ત્રણ ઉત્તરા એટલે ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાષાઢા કે ઉત્તરાભાદ્રપદ હોય અને પાંચમને દિવસે પૈત્ર્ય (મઘા) હોય, છઠ્ઠને દિવસે બ્રાહ્મ (રોહિણી) હોય, અને સાતમને દિવસે મૂળ કે હસ્ત હોય, તો વજ્રપાત નામનો યોગ થાય છે, તે શુભ કાર્યમાં તજવા લાયક છે. ૬૧.

"વજ્રપાત યોગમાં કાર્ય કર્યું હોય તો છ માસમાં કાર્યકર્તાનું મરણ થાય છે" એમ હર્ષપ્રકાશમાં કહ્યું છે. વળી "તેરશને દિવસે ચિત્રા કે સ્વાતિ નક્ષત્ર હોય તોપણ વજ્રપાત યોગ થાય છે" એમ નારચંદ્રની ટિપ્પણીમાં કહ્યું છે. વળી "સાતમ ને ભરણી, નોમ ને પુષ્ય તથા દશમ ને અશ્લેષા હોય તો પણ તજવા યોગ્ય છે." એમ કહ્યું છે.

વળી નારચંદ્રની ટિપ્પણીમાં કાળમુખી નામનો યોગ આ પ્રમાણે કહ્યો છે.

" चउ रुत्तर पंच मघा कत्तिअ नवमीइ तइअ अणुराहा ।
अट्ठमि रोहिणिसहिआ कालमुही जोगि मास छग्गि मच्चू ॥२॥ "

"ચોથને દિવસે ત્રણ ઉત્તરા હોય, પાંચમને મઘા હોય, નોમ ને કૃત્તિકા, ત્રીજને અનુરાધા તથા આઠમને રોહિણી હોય તો તે કાળમુખી નામનો યોગ કહેવાય છે. આ યોગમાં કાર્ય કરે તો છ માસે કર્તાનું મરણ થાય."

દિનશુદ્ધિ ગ્રંથમાં નક્ષત્ર મૃત્યુયોગ આ પ્રમાણે કહેલ છે.–

" मूलद्दसाइचित्तांअसेससयभिसयकत्तिरेवइआ ।
नंदाए भद्दाए भद्दवया फग्गुणीं दो दो ॥१॥
विजयाए मिगसवणापुस्सऽसिणिभरणिजिट्ठ रित्ताए ।
आसाढदुग विसाहा अणुराह पुणव्वसु महा य ॥२॥
पुन्नाइ कर धणिट्ठा रोहिणि इअमयगऽवत्थनक्खत्ता ।
नंदिपइट्ठापमुहे सुहकज्जे वज्जए मइमं ॥३॥ "

"નંદા તિથિએ એટલે પડવો છઠ્ઠ, અને અગિયારશે મૂળ, આર્દ્રા, સ્વાતિ, ચિત્રા, અશ્લેષા, શતભિષક્, કૃત્તિકા અને રેવતી હોય ભદ્રા એટલે બીજ, સાતમ અને બારસે પૂર્વાભાદ્રપદ, ઉત્તરાભાદ્રપદ પૂર્વાફાલ્ગુની અને ઉત્તરાફાલ્ગુની હોય વિજયા એટલે ત્રીજ, આઠમ અને તેરશે મૃગશિર, શ્રવણ, પુષ્ય, અશ્વિની, ભરણી, અને જ્યેષ્ઠા હોય, રિક્તા એટલે ચોથ, નોમ અને ચૌદશે પૂર્વાષાઢા અને ઉત્તરાષાઢા, વિશાખા, અનુરાધા, પુનર્વસુ અને મઘા હોય તથા પૂર્ણા એટલે પાંચમ, દશમ અને પૂર્ણિમાએ હસ્ત ધનિષ્ઠા અને રોહિણી નક્ષત્ર હોય તો એ મૃતક અવસ્થા નક્ષત્ર કહેવાય છે. માટે નંદિ પ્રતિષ્ઠા આદિ શુભ કાર્યમાં બુદ્ધિવાન્ પુરુષોએ તજવા યોગ્ય છે."

તથા અબલા નામે યોગ આ પ્રમાણે થાય છે.—

" कत्तियपभिई चउरो सणि बुहि ससि सूर वारजुत्तकमा ।
पंचमि बिइ एगारसि बारसि अबला सुहे कज्जे ॥१॥ "

"કૃત્તિકા આદિ ચાર એટલે કૃત્તિકા, રોહિણી, મૃગશિર અને આર્દ્રા નક્ષત્ર શનિ, બુધ, સોમ-અને રવિવારે અનુક્રમે હોય તથા તે દિવસે અનુક્રમે પાંચમ, બીજ, અગિયારશ અને બારશ હોય તો અબલા નામનો યોગ થાય છે. આ યોગ સર્વકાર્યમાં અશુભ છે."

પાકશ્રી ગ્રંથમાં ઋતુને આશ્રીને શુભ તથા અશુભ યોગ આ પ્રમાણે છે.—

" कत्ति उ मग्गसिरे वि अ पंचमि गुरुवार पुणवसू चेव ।
सुहया उ हुंति सरए अद्दा दसमी कुजे असुहा ॥१॥ "

[1]"કાર્તિક-અને માર્ગશીર્ષ માસમાં પાંચમ, ગુરુવાર અને પુનર્વસુ એ ત્રણે એક દિવસે હોય તો તે દિવસે શુભ યોગ કહેવાય છે તથા શરદ્ ઋતુમાં (કાર્તિક તથા માર્ગશીર્ષ માસમાં) આર્દ્રા, દશમ અને મંગળવાર એ ત્રણે એક જ દિવસે હોય તો તે અશુભ યોગ જાણવો."

पोसे माहे छट्ठी भिगुत्तराफग्गु अ कज्जकरा ।
असुह इगारसि गुरुणा फग्गुणि पुव्वायं हेमंते ॥२॥

"પોષ તથા માઘ માસની છઠ, શુક્રવાર અને ઉત્તરફાલ્ગુની એક જ દિવસે હોય તો તે દિવસે કાર્યની સિદ્ધિ થાય છે અર્થાત્ શુભ છે. તથા હેમંત ઋતુમાં (પોષ અને

1. અહીં માસની ગણતરી પૂનમીયા મહીના પ્રમાણે કરવી એટલે કે કાર્તિક માસ ગુજરાતી લેવો હોય તો આશ્વિન વદ તથા કાર્તિક શુદ જાણવો.

માઘમાં) અગ્યારશ, ગુરુવાર અને પૂર્વાફાલ્ગુની એક જ દિવસે હોય તો તે અશુભ છે."

"फग्गुण चित्ते मासे तेरसि सफला विसाह बुहवारो ।
बारसि सुक्के साइ वसंतकाले वि वज्जिज्जा ॥३॥"

"ફાલ્ગુન તથા ચૈત્ર માસમાં તેરશ, વિશાખા અને બુધવાર એક જ દિવસે હોય તો તે સફલ (શુભ) છે. તથા વસંતકાળે (ફાગણ અને ચૈત્રમાં) બારશ, શુક્ર અને સ્વાતિ એક જ દિવસે હોય તો તે વર્જ્ય છે. ૩.

"वइसाह जिट्ठ सूरो पडिवय मूलो अ उत्तराफग्गू ।
सुह गिम्ह असुह तेरसि सणिवारे सवणनक्खत्तं ॥४॥"

"વૈશાખ તથા જ્યેષ્ઠ માસમાં રવિવાર, પડવો અને મૂળ કે ઉત્તરાફાલ્ગુની એક જ દિવસે હોય તો તે શુભ છે તથા ગ્રીષ્મ ઋતુમાં (વૈશાખ તથા જ્યેષ્ઠમાં) તેરશ, શનિવાર અને શ્રવણ નક્ષત્ર એક જ દિવસે હોય તો તે અશુભ છે." ૪.

"आषाढ सावण बिआ उत्तरभद्दवय चंददिण सुह उ ।
पाउसि असुहो उ बुहो चउदसि पुव्वा य भद्दवया ॥५॥"

"આષાઢ તથા શ્રાવણ માસમાં બીજ, ઉત્તરાભાદ્રપદ અને સોમવાર એક જ દિવસે હોય તો તે શુભ છે. તથા પ્રાવૃટ્ ઋતુમાં (અષાઢ તથા શ્રાવણમાં) બુધવાર, ચૌદશ અને પૂર્વાભાદ્રપદ એક જ દિવસે હોય તો તે અશુભ જાણવો. ૫."

"भद्दव आसो मासे सत्तमि सणिवार रोहिणी सफला ।
वासारत्ते असुहा रवि कत्तिअ पुन्नमासी अ ॥६॥"

"ભાદરવા તથા આસો માસમાં સાતમ શનિવાર અને રોહિણી એક જ દિવસે હોય તો તે સફળ (શુભ) છે. તથા વર્ષા ઋતુમાં (આષાઢ, શ્રાવણ) રવિવાર, કૃતિકા અને પૂર્ણિમા એકજ દિવસે હોય તો તે અશુભ છે.૬"

આ છએ ગાથામાં ઋતુ અને માસના નામમાં વિપર્યય છે, કારણ કે નામમાળા વિગેરે ગ્રંથોમાં આશ્વિન અને કાર્તિક વિગેરે બબ્બે માસની શરદ્ વિગેરે ઋતુ કહી છે અને અહીં તો કાર્તિક અને માર્ગશીર્ષ વિગેરે બબ્બે માસની ઋતુઓ કહી છે. તથા આ ગાથાઓમાં શિશિર ઋતુ બિલકુલ લીધી જ નથી અને વર્ષા ઋતુ તથા પ્રાવૃટ્ ઋતુ એક જ છતાં બે જુદી જુદી લઈને છ ઋતુનાં નામ પૂરાં કર્યાં છે. આ સર્વ વિપર્યાસ તે ગ્રંથકર્તાએ જ કરેલો છે. માટે તેમનો એવો જ મત હશે એમ જણાય છે.

હવે મૂળ ગ્રંથકાર રવિયોગ કહે છે—

योगो रवेर्भात्कृत ४ तर्क ६ नन्द ९ ।
दिग् १० विश्व १३ विंशो २० ष्वपि सर्व सिद्धयै ॥

आद्ये १ न्द्रिया ५ श्व ७ द्विप ८ रुद्र ११ सारी १५
राजो १६ इषु प्राणहरस्तु हेयः ॥६२॥

અર્થ—સૂર્યનું જે નક્ષત્ર ચાલતું હોય તે નક્ષત્રથી ગણતાં તે દિવસનું નક્ષત્ર જો ચોથું હોય તો રવિ યોગ જાણવો. છઠ્ઠો હોય તો છઠ્ઠો રવિ યોગ, નવમું હોય તો નવમો, દશમું હોય તો દસમો, તેરમું હોય તો તેરમો અને વીસમું હોય તો વીશમો રવિ યોગ જાણવો, આટલા રવિ યોગ સર્વ સિદ્ધિકારક છે, એટલે કે આ યોગને દિવસે કરેલું કાર્ય સિદ્ધ થાય છે. પરંતુ સૂર્યના નક્ષત્રથી તે દિવસનું નક્ષત્ર પહેલું, પાંચમું, સાતમું, આઠમું, અગ્યારમું, પંદરમું કે સોળમું હોય તો તે યોગ પ્રાણને હરણ કરનારો છે તેથી તે સર્વે કાર્યમાં તજવા યોગ્ય છે. ૬૨.

આ રવિયોગ વિષે હર્ષપ્રકાશમાં કહ્યું છે કે—

"एआण फलं कमसो विउलं सुक्खं जयं च सत्तूणं ।
लाभं च कज्जसिद्धी पुत्तुप्पत्ती अ रज्जं च ॥१॥

"આ રવિ યોગનું ફળ અનુક્રમે આ પ્રમાણે છે. ચોથા રવિયોગે કાર્ય કરવાથી ઘણું સુખ થાય છે. છઠો હોય તો શત્રુને જીતાય છે, નવમે લાભ થાય છે, દસમે કાર્યસિદ્ધિ થાય છે, તેરમે પુત્રની ઉત્પત્તિ થાય છે અને વીસમે રાજ્ય મળે છે."

શુદ્ધ લગ્નનું જેવું બળ હોય છે, તેવું બળ આ રવિયોગનું હોય છે. એમ યતિવલ્લભમાં કહ્યું છે. વળી કહ્યું છે કે—

"इक्कस्स भए पंचाणणस्स भज्जंति गयघडसहस्सा ।
तह रविजोग पणट्ठा गयणम्मि गहा न दीसंति ॥१॥"

"એક સિંહના ભયથી સહસ્ર હાથીઓનો સમૂહ નાસી જાય છે. તેમ રવિયોગથી નાશ પામેલ ગ્રહો આકાશમાં દેખાતા નથી અર્થાત્ જો રવિયોગ સારો બળવાન હોય તો બીજા કુયોગો નાસી જાય છે."

"रवियोग राजयोगे कुमारयोगे असुद्ध दिअहे वि ।
जं सुहकज्जं कीरइ तं सव्वं बहुफलं होइ ॥१॥"

"અશુભ દિવસે પણ જો રવિયોગ કે કુમારયોગ હોય અને તે દિવસે જે શુભ કાર્ય કર્યું હોય તે સર્વ કાર્ય બહુ ફળદાયક થાય છે."

આ રવિયોગમાં અભિજિત્ નક્ષત્ર ગણેલું નથી, કારણ કે ગ્રંથાંતરોમાં સત્યાવીશ રવિયોગોનું જ ફળ કહેલું છે. આ યોગમાં બીજો, ત્રીજો, બારમો, સત્તરમો, છવીશમો અને સત્યાવીસમો આટલા રવિયોગ વિષે કાંઈ કહ્યું નથી તથા તેનો નિષેધ પણ કર્યો નથી, તેથી તેટલા યોગો મધ્યમ જાણવા. બાકીના રવિયોગોનું શુભાશુભ પણ અહીં પણ કેટલાકનું સાક્ષાત્ કહે છે અને કેટલાકનું ફળ ઉપગ્રહપણાએ કરીને હમણાં જ કહેશે.

હવે સત્યાવીશ રવિ યોગોની મધ્યે જેમની ઉપગ્રહ સંજ્ઞા છે, તે કહે છે—

**नोपग्रहास्तु भूस्थे भूता ५ द्रि ७ फणी ८ न्द्र १४ तिथि १५ धृति १८ युगले १९ । रविभात्तथैकविंशादिषु पंचसु २१–२२–२३–२४–२५ चरति भेष्विन्दौ ॥६३॥**

અર્થ — સૂર્યના નક્ષત્રથી ચંદ્રનું (તે દિવસનું) નક્ષત્ર પાંચમું, સાતમું, આઠમું, ચૌદમું, પંદરમું, અઢારમું, ઓગણીસમું, એકવીસમું, બાવીશમું, ત્રેવીશમું, ચોવીશમું, કે પચ્ચીશમું હોય તો તે નક્ષત્ર ઉપગ્રહ કહેવાય છે. આ બાર ઉપગ્રહો આબાદીને માટે નથી અર્થાત્ અશુભ છે.

આ બાર ઉપગ્રહોમાંના આઠની સંજ્ઞા તથા તેમનું વિવાહાદિક કાર્યમાં જે ફળ થાય છે તે નારચંદ્રમાં આ પ્રમાણે કહ્યું છે —

"विद्युन्मुख १ शूला २ शनि केतू ४ ल्का ५ वज्र ६ कंप ७ निर्घाताः ।
ङ ५ ज ८ ढ १४ द १८ घ १९ फ २२ ब २३ भ २४
संख्ये रविपुरत उपग्रहा धिष्ण्ये ॥१॥

फलमंगज १ पतिमरणे २ दशमहिनान्तस्तथाऽशनि निपातः ३ ।
सानुजपति ४ धननाशौ ५ दौः शील्यं ६ स्थान ७ कुलघातौ ॥२॥"

"પાંચમા ઉપગ્રહનું નામ વિદ્યુન્મુખ છે, આઠમાનું શૂલ નામ છે, ચૌદમાનું અશનિ, અઢારમાનું કેતુ, ઓગણીશમાનું ઉલ્કા, બાવીશમાનું વજ્ર, તેવીશમાનું કંપ અને ચોવીશમા ઉપગ્રહનું નામ નિર્ઘાત છે. વિદ્યુન્મુખમાં વિવાહાદિક કાર્ય કરવાથી પુત્રનું મરણ થાય, શૂલમાં કરવાથી પતિનું મરણ થાય, અશનિમાં કરવાથી દશ દિવસની અંદર વજ્રપાત થાય, કેતુમાં કરવાથી નાના ભાઈ સહિત પતિનો નાશ થાય, ઉલ્કામાં કરવાથી ધનનો નાશ થાય, વજ્રમાં કરવાથી દુઃશીલપણું થાય, કંપમાં કરવાથી સ્થાનનો નાશ થાય અને નિર્ઘાતમાં કરવાથી કુળનો નાશ થાય."

બાકીના ચાર ઉપગ્રહો સામાન્ય રીતે અનિષ્ટ ફળને આપનારા છે. એકાશીપદ નામના વેધચક્રાદિકમાં પણ આ રીતે જ ઉપગ્રહોનું ફળ જાણવું.

હવે પ્રસંગોપાત્ આડલ નામનો યોગ કહે છે. તેમાં અભિજિત્ નક્ષત્ર ગણવાનું છે. એટલે કે અઠયાવીશ નક્ષત્રોની ગણતરીએ જાણવો:—

**द्वि २ हया ७ ङ्के ९ न्द्र १४ भूपे १६ क, २१ त्र्य २३ ष्टयुग्विंशति २८ भमे । सूर्यभाच्चन्द्रमे स्यादाडलस्त्याज्यः सदा बुधैः ॥१॥**

"સૂર્યના નક્ષત્રથી ચંદ્રનું નક્ષત્ર જો બીજે, સાતમે, નવમે, ચૌદમે, સોળમે, એકવીશમે, ત્રેવીશમે, કે અઠયાવીશમે હોય તો તે આડલ યોગ કહેવાય છે. આ યોગ શુભ કાર્યમાં ડાહ્યા માણસે ત્યાગ કરવા લાયક છે. "डलो यात्रासु रोघकृत्" આવું ચોથું

પાદ પાઠાંતરમાં છે. તેનો અર્થ એ છે કે —"આ આડલયોગ યાત્રાને વિષે રોધ કરનાર છે." આડલ યોગ જાણવાનો સહેલો ઉપાય નરપતિજયચર્યામાં આ પ્રમાણે કહ્યો છે.

"सूर्यभाद्गणयेन्दोर्भं सप्तभिर्भागमाहर ।
शून्यं द्वौ वा न शेषौ चेदाडलो नास्ति निश्चितम् ॥१॥"

"સૂર્યના નક્ષત્રથી ચંદ્રનું નક્ષત્ર ગણવું. પછી તેને સાતે ભાગ લેવો. તેમાં જો શૂન્ય અથવા બે શેષ ન રહે તો આડલયોગ નથી એમ નિશ્ચયે જાણવું. અર્થાત્ જો શૂન્ય કે બે શેષ રહે તો અવશ્ય આડલયોગ હોય છે."

(આ આડલયોગ પ્રાયે ઉત્તર દિશામાં વિશેષ ઉપયોગી છે.) આ ઉપરથી એ સિદ્ધ થયું કે નવમો રવિયોગ (શુભ છે તોપણ) યાત્રાદિકમાં સારો નથી.

હવે દરરોજ થનારા આનંદાદિક ઉપયોગો કહે છે—

उपयोगास्त्वश्वि १ मृगा २ श्लेषा ३ कर ४ मैत्र ५ वैश्व ६ वारुणतः ७ ।
रव्यादिषु तद्दिनभप्रमिताः क्रमतोऽभिधान फलाः ॥६४॥

અર્થ—રવિવારે અશ્વિની નક્ષત્રથી ગણાતાં તે દિવસે (રવિવારે) જેટલામું નક્ષત્ર હોય તેટલામો ઉપયોગ તે દિવસે છે એમ જાણવું. સોમવારે મૃગશિરથી ગણવું, મંગળવારે શ્લેષાથી, બુધવારે હસ્તથી, ગુરુવારે અનુરાધાથી, શુક્રવારે ઉત્તરાષાઢાથી અને શનિવારે શતભિષક્‌થી ગણવું. તે રીતે ગણતાં તે દિવસનું જેટલામું નક્ષત્ર હોય તેટલામો ઉપયોગ તે દિવસે જાણવો. અહીં અભિજિત્ નક્ષત્ર ગણવાનું છે. તે ઉપયોગોનાં નામ પ્રમાણે તેમનું ફળ જાણવું.

તે ઉપયોગોનાં નામો આ પ્રમાણે છે.

आनन्दः कालदंडश्च प्राजापत्यः सुरोत्तमः ।
सौम्यो ध्वांक्षो ध्वजश्चैव श्रीवत्सो वज्र मुद्गरः ॥६५॥
छत्रं मित्रं मनोज्ञश्च कंपो लुंपक एव च ।
प्रवासो मरणं व्याधिः सिद्धिः शूला मृतौ तथा ॥६६॥
मुसलो गज मातंगौ राक्षसोऽथ चरः स्थिरः ।
वर्धमानश्चेति नाम्ना स्युरष्टाविंशतिः क्रमात् ॥६७॥

અર્થ—આનંદ, કાલદંડ, પ્રાજાપત્ય, સુરોત્તમ, સૌમ્ય, ધ્વાંક્ષ, ધ્વજ, શ્રીવત્સ, વજ્ર, મુદ્ગર, છત્ર, મિત્ર, મનોજ્ઞ, કંપ, લુંપક, પ્રવાસ, મરણ, વ્યાધિ, સિદ્ધિ, શૂલ, અમૃત, મુસળ, ગજ, માતંગ, રાક્ષસ, ચર, સ્થિર તથા વર્ધમાન આ અઠ્ઠાવીશ ઉપયોગોનાં અનુક્રમે નામ જાણવાં.

| યોગનામ | રવિ | સોમ | મંગળ | બુધ | ગુરુ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|---|
| ૧ આનંદ | અશ્વિની | મૃગશીર્ષ | અશ્લેષા | હસ્ત | અનુરાધા | ઉત્તરાષાઢા | શતભિષા |
| ૨ કાળદંડ | ભરણી | આર્દ્રા | મઘા | ચિત્રા | જ્યેષ્ઠા | અભિજિત | પૂર્વાભાદ્ર. |
| ૩ પ્રજાપત્ય | કૃત્તિકા | પુનર્વસુ | પૂર્વાફા. | સ્વાતિ | મૂળ | શ્રવણ | ઉત્તરાભાદ્ર |
| ૪ સુરોત્તમ | રોહિણી | પુષ્ય | ઉત્તરાફા. | વિશાખા | પૂર્વાષાઢા | ધનિષ્ઠા | રેવતી |
| ૫ સૌમ્ય | મૃગશીર્ષ | અશ્લેષા | હસ્ત | અનુરાધા | ઉત્તરાષાઢા | શતભિષા | અશ્વિની |
| ૬ ધ્વાંક્ષ | આર્દ્રા | મઘા | ચિત્રા | જ્યેષ્ઠા | અભિજિત | પૂર્વાભા. | ભરણી |
| ૭ ધ્વજ | પુનર્વસુ | પૂર્વાફા. | સ્વાતિ | મૂળ | શ્રવણ | ઉત્તરાભા. | કૃત્તિકા |
| ૮ શ્રીવત્સ | પુષ્ય | ઉત્તરાફા. | વિશાખા | પૂર્વાષાઢા | ધનિષ્ઠા | રેવતી | રોહિણી |
| ૯ વજ્ર | અશ્લેષા | હસ્ત | અનુરાધા | ઉત્તરાષા | શતભિષા | અશ્વિની | મૃગશીર્ષ |
| ૧૦ મુદ્‌ગર | મઘા | ચિત્રા | જ્યેષ્ઠા | અભિજિત | પૂર્વાભા. | ભરણી | આર્દ્રા |
| ૧૧ છત્ર | પૂર્વાફા. | સ્વાતિ | મૂળ | શ્રવણ | ઉત્તરાભા | કૃત્તિકા | પુનર્વસુ |
| ૧૨ મિત્ર | ઉત્તરાફા. | વિશાખા | પૂર્વાષાઢા | ધનિષ્ઠા | રેવતી | રોહિણી | પુષ્ય |
| ૧૩ મનોજ્ઞ | હસ્ત | અનુરાધા | ઉત્તરાષાઢા | શતભિષા | અશ્વિની | મૃગશીર્ષ | અશ્લેષા |
| ૧૪ કંપ | ચિત્રા | જ્યેષ્ઠા | અભિજિત્ | પૂર્વાભા. | ભરણી | આર્દ્રા | મઘા |
| ૧૫ લુંપક | સ્વાતિ | મૂળ | શ્રવણ | ઉત્તરાભા | કૃત્તિકા | પુનર્વસુ | પૂર્વાફા. |
| ૧૬ પ્રવાસ | વિશાખા | પૂર્વાષાઢા | ધનિષ્ઠા | રેવતી | રોહિણી | પુષ્ય | ઉત્તરાફા. |
| ૧૭ મરણ | અનુરાધા | ઉત્તરાષાઢા | શતભિષા | અશ્વિની | મૃગશીર્ષ | અશ્લેષા | હસ્ત |
| ૧૮ વ્યાધિ | જ્યેષ્ઠા | અભિજિત | પૂર્વાભાદ્ર. | ભરણી | આર્દ્રા | મઘા | ચિત્રા |
| ૧૯ સિદ્ધિ | મૂળ | શ્રવણ | ઉત્તરાભા. | કૃત્તિકા | પુનર્વસુ | પૂર્વાફા. | સ્વાતિ |
| ૨૦ શૂળ | પૂર્વાષાઢા | ધનિષ્ઠા | રેવતી | રોહિણી | પુષ્ય | ઉત્તરાફા. | વિશાખા |
| ૨૧ અમૃત | ઉત્તરાષાઢા | શતભિષા | અશ્વિની | મૃગશીર્ષ | અશ્લેષા | હસ્ત | અનુરાધા |
| ૨૨ મુસળ | અભિજિત્ | પૂર્વાભા. | ભરણી | આર્દ્રા | મઘા. | ચિત્રા | જ્યેષ્ઠા |
| ૨૩ ગજ | શ્રવણ | ઉત્તરાભા. | કૃત્તિકા | પુનર્વસુ | પૂર્વાફા. | સ્વાતિ | મૂળ |
| ૨૪ માતંગ | ધનિષ્ઠા | રેવતી | રોહિણી | પુષ્ય | ઉત્તરાફા. | વિશાખા | પૂર્વાષાઢા |
| ૨૫ રાક્ષસ | શતભિષા | અશ્વિની | મૃગશીર્ષ | અશ્લેષા | હસ્ત | અનુરાધા | ઉત્તરાષા |
| ૨૬ ચર | પૂર્વાભાદ્ર. | ભરણી | આર્દ્રા | મઘા | ચિત્રા | જ્યેષ્ઠા | અભિજિત |
| ૨૭ સ્થિર | ઉત્તરાભા. | કૃત્તિકા | પુનર્વસુ | પૂર્વાફા. | સ્વાતિ | મૂળ | શ્રવણ |
| ૨૮ વર્ધમાન | રેવતી | રોહિણી | પુષ્ય | ઉત્તરાફા. | વિશાખા | પૂર્વાષાઢા | ધનિષ્ઠા |

આ યોગોનું ફળ તેમનાં નામ વડે જ જણાય તેવું છે. તેથી જુદું કહેતા નથી. કેટલાક આચાર્ય પ્રાજાપત્ય, સુરોત્તમ, મનોજ્ઞ, કંપ, લુંપક, પ્રવાસ, મરણ, વ્યાધિ, શૂળ, અને ગજ એ દશ યોગને સ્થાને અનુક્રમે ધૂમ્ર, પ્રજાપતિ, માનસ, પદ્મ, લંબક, ઉત્પાત, મૃત્યુ, કાણ, શુભ અને ગદ એવાં નામો પણ કહે છે. આ ઉપયોગો વિષ્કંભાદિક દરરોજના યોગોની સાથે જ સર્વદા રહેલા હોવાથી સાર્થક નામવાળા છે.

હવે કુયોગોને વિષે અપવાદ કહે છે—

यत्प्रातिकुल्यं वाराणां तिथिनक्षत्रसंभवम् ।
हूणवंगखसेष्वेव तत्त्यजेदिति केचन ॥६८॥

અર્થ — સંવર્તક અને કકચ વિગેરે યોગો તિથિથી ઉત્પન્ન થયેલ યોગો, તથા ઉત્પાત, મૃત્યુ, કાણ અને ઉપયોગાદિકને વિષે નક્ષત્રથી ઉત્પન્ન થયેલ વારોનું પ્રતિકૂળપણું હૂણ[1] દેશ, વંગ[2] દેશ અને ખસ[3] દેશમાં જ ત્યાજ્ય છે એમ કેટલાક કહે છે. તાત્પર્ય એ છે કે ખાસ જરૂરિયાત કાર્ય ન હોય તો બીજા દેશોમાં પણ આ યોગો વર્જવા યોગ્ય છે.

હવે શુભ અને અશુભ યોગના સંકરમાં શુભ યોગનું પ્રબળ પણું કહે છે.

सिद्धियोगः कुयोगश्च जायेतां युगपद्यदि ।
कुयोगं तत्र निर्जित्य सिद्धियोगो विजृंभते ॥६९॥

અર્થ—જો કદાચ એકી વખતે સિદ્ધ યોગ અને કુયોગ ભેગા થયા હોય, તો તેમાં કુયોગને જીતીને સિદ્ધિયોગ ઉલ્લાસ પામે છે. (પ્રબળ થાય છે) અહીં સિદ્ધિયોગ યૌગિક અર્થ હોવાથી સર્વે શુભ યોગો જાણવા.

હવે દિવસના (દરરોજના) વિષ્કંભાદિક યોગો કહે છે—

विष्कंभः प्रीतिरायुष्मान् सौभाग्यः शोभनस्तथा ।
अतिगंडः सुकर्मा च धृतिः शूलस्तथैव च ॥७०॥
गंडो वृद्धिर्ध्रुवश्चैव व्याघातो हर्षणस्तथा ।
वज्रः सिद्धिर्व्यतीपातो वरीयान् परिघः शिवः ॥७१॥
सिद्धः साध्यः शुभः शुक्लो ब्रह्म चैन्द्रो ऽथवैधृतिः ।
इति सान्वयनामानो योगाः स्युः सप्तविंशतिः ॥७२॥

અર્થ — વિષ્કંભ ૧, પ્રીતિ ૨, આયુષ્યમાન ૩, સૌભાગ્ય ૪, શોભન ૫, અતિગંડ ૬, સુકર્મા ૭, ધૃતિ ૮, શૂલ ૯, ગંડ ૧૦, વૃદ્ધિ ૧૧, ધ્રુવ ૧૨, વ્યાઘાત ૧૩, હર્ષણ ૧૪, વજ્ર ૧૫, સિદ્ધિ ૧૬, વ્યતિપાત ૧૭, વરીયાન્ ૧૮, પરિઘ ૧૯, શિવ ૨૦, સિદ્ધ ૨૧, સાધ્ય ૨૨, શુભ ૨૩, શુક્લ ૨૪, બ્રહ્મ ૨૫, ઐંદ્ર ૨૬, અને વૈધૃતિ ૨૭. આ સત્યાવીશ યોગો અન્વર્થ સંજ્ઞાવાળા એટલે પોતપોતાનાં નામ પ્રમાણે ફળ આપનારા છે.

૧. દક્ષિણ, ૨ બંગાળ, ૩. નેપાળ

આ યોગોનાં ફળ માટે નારચંદ્રની ટિપ્પણીમાં આ પ્રમાણે વિશેષ કહ્યો છે —

"विष्कंभं १ शूलं गंडे ३ अइगंडे ४ वज्ज ५ तहय वाग्घाए ६ ।
वइधिइ ७ सूराइमा अइदुट्ठी मूलजोगाओ ॥१॥

"રવિવારે વિષ્કંભ હોય, સોમવારે શૂળ હોય, મંગળવારે ગંડ હોય, બુધવારે અતિગંડ હોય, ગુરુવારે વજ્ર હોય, શુક્રવારે વ્યાઘાત હોય અને શનિવારે વૈધૃતિ હોય તો તે મૂળ યોગો અત્યંત દુષ્ટ છે."

આ સત્યાવીશ યોગોની મધ્યે જેટલા દુષ્ટ યોગો છે, તેમાં પણ જેટલી દુષ્ટ ઘડીઓ છે તે કહે છે —

व्यतिपातवैधृताख्यौ सकलौ परिघस्य पूर्वमर्द्धं च ।
प्रथमः पादोऽन्येष्वपि विरुद्धसंज्ञेषु हातव्यः ॥७३॥

અર્થ —વ્યતિપાત અને વૈધૃતિ નામના યોગો સમગ્ર (આખા) તજવા લાયક છે. પરિઘનો પહેલો અર્ધભાગ ત્યાજ્ય છે અને બાકીના વિરુદ્ધ (અશુભ) નામવાળા યોગોમાં પ્રથમ પાદ વર્જવા યોગ્ય છે. આ યોગોનો અર્ધભાગ તથા એકપાદ પંચાંગમાં લખેલી ઘડીઓને અનુસારે સમજવા. વિરુદ્ધ નામવાળા યોગો વિષ્કંભ, ગંડ, અતિગંડ, શૂળ, વ્યાઘાત તથા વજ્રપાત જાણવા.

ઉપર જે પ્રથમપાદ વર્જવાનું કહ્યું છે; તેમાં બીજો પ્રકાર કહે છે —

त्यजेद्वा पंच विष्कंभे षट् तु गंडातिगंडयोः ।
घटिकाः सप्त शूले तु नव व्याघातवज्रयोः ॥७४॥

અર્થ — અથવા તો વિષ્કંભ યોગમાં પહેલી પાંચ ઘડી તજવી, ગંડ અને અતિગંડમાં પહેલી છ છ ઘડી, શૂળમાં પ્રથમની સાત ઘડી અને વ્યાઘાત તથા વજ્રયોગમાં પ્રથમની નવ નવ ઘડી વર્જવા યોગ્ય છે.

વિષ્કંભાદિક દુષ્ટ યોગોમાં એકાર્ગલવેધ નામના યોગની ઉત્પત્તિ થાય છે તે કહે છે:—

एकार्गलः कुयोगेषु चन्द्रेऽर्के च परस्परात् ।
गते साभिजिदोजर्क्षे त्याज्यः पादान्तरो न चेत् ॥७५॥

અર્થ :—દુષ્ટ યોગને દિવસે અભિજિત્ સહિત અઠયાવીશે નક્ષત્રોમાંના વિષમ[1] નક્ષત્રમાં પરસ્પર (સામસામા) ચંદ્ર અને સૂર્ય રહ્યા હોય તો તે એકાર્ગલ કહેવાય છે. તે તજવા યોગ્ય છે; પરંતુ જો એકાર્ગલ યોગ પાદના આંતરાવાળો ન હોય તો જ તજવા લાયક છે.

આ એકાર્ગલ યોગ દુષ્ટ યોગોમાં થાય છે. એમ કહ્યું છે. માટે પ્રીતિ, આયુષ્માન્ વિગેરે શુભ યોગમાં તે થતો જ નથી એમ સૂચન કર્યું છે. કુયોગ છતાં પણ આ

---

૧. ત્રણ પાંચ સાત નવ ઇત્યાદિ એકી નક્ષત્ર વિષમ કહેવાય છે.

યોગનો સંભવ ક્યારે થાય છે? તે ઉપર ચંદ્ર અને સૂર્યની સ્થિતિ દર્શાવી છે. અહીં અભિજિત્ લખેલું હોવાથી અઠ્યાવીશ નક્ષત્રો જાણવાં. આ પ્રમાણે લત્તા યોગમાં પણ સમજવું. આ શ્લોકનો સમગ્ર ભાવાર્થ આ રીતે છે, આગળ કહેવામાં આવે એ રીતે એકાર્ગલ ચક્ર કરી તેમાં અનુક્રમે અઠયાવીશ નક્ષત્રો લખવાં. પછી જો ચંદ્રથી સૂર્ય અને સૂર્યથી ચંદ્ર એક બીજાથી વિષમ નક્ષત્રે એકજ લીટીમાં રહેલા હોય તો એકાર્ગલ થાય છે અને તે સર્વ કાર્યમાં તજવા યોગ્ય છે, એટલે કે જે નક્ષત્રમાં એકાર્ગલ પડેલો હોય તે નક્ષત્ર શુભ કાર્યમાં તજવા યોગ્ય છે, પરંતુ સૂર્યે તથા ચંદ્રે આક્રમણ કરેલાં નક્ષત્રોનાં પાદોનો આંતરો એટલે પરસ્પર સન્મુખ નહીં રહેવારૂપે વિશેષ ન હોય અર્થાત્ તેમનાં પાદો પાસે પાસે જ હોય તો તે એકાર્ગલ અવશ્ય વર્જવા યોગ્ય છે અને પાદના આંતરાવાળો હોય તો ત્યાગ કરવો યા ન કરવો.

આ એકાર્ગલ યોગને જ સ્થાનાદિકના વિધિએ કરીને વિશેષ પ્રકારે કહે છે.

तिर्यक्त्रयोदशोर्ध्वैकरेखे खर्जूरके त्यजेत् ।
कुयोगे शीर्षभादर्कचन्द्रावेकार्गलर्क्षगौ ॥७६॥

અર્થ—તેર રેખા આડી અને મધ્યે એક રેખા ઊભી એ રીતે ખજુરીનું વૃક્ષ કરવું. તેના મસ્તક (શિખર) આગળ કહેવામાં આવશે એ રીતે નક્ષત્ર મૂકવું (લખવું). પછી દક્ષિણ બાજુથી અનુક્રમે પછીનાં સત્યાવીશ નક્ષત્રો દરેક રેખાએ મૂકવાં. પછી એક રેખારૂપ અર્ગલને છેડે રહેલાં બંને નક્ષત્રોને વિષે જો ચંદ્ર અને સૂર્ય રહ્યા હોય તો તે એકાર્ગલ કહેવાય છે. તેમાં પણ સન્મુખ રહેલાં બન્ને નક્ષત્રોનાં બન્ને પાદમાં તે સૂર્ય ચંદ્ર રહેલા હોય તો તે આંતરા રહિત એટલે સંપૂર્ણ એકાર્ગલ થાય છે. તે આ પ્રમાણે—

"आद्येन विध्यते तुर्यो द्वितीयेन तृतीयकः ।
तृतीयेन द्वितीयस्तु तुर्येण प्रथमस्तथा ॥१॥"

"પહેલા પાદ વડે ચોથા પાદનો વેધ થાય છે, બીજા પાદ વડે ત્રીજા પાદનો વેધ થાય છે, ત્રીજા પાદ વડે બીજા પાદનો વેધ થાય છે અને ચોથા પાદ વડે પહેલા પાદનો વેધ થાય છે." ચોથું અને પહેલું તથા બીજું અને ત્રીજું પાદ, એ પરસ્પર આંતરારહિત કહેવાય છે. એમ સમજવું. આથી વિપરીતપણે જો સૂર્ય, ચંદ્ર રહ્યા હોય તો તે પાદના આંતરાવાળો કહેવાય છે. અને તેથી તે દોષરહિત છે. જેમ કોઈ ધનુર્ધર નિશાનને વિંધવા લાગ્યો, તે વખતે જો તેની દૃષ્ટિ નિશાનથી જરા પણ ચૂકે તો તે નિશાન વિંધાતું નથી. તેમ વેધ પણ જો પાદના અગ્ર ભાગથી ભ્રષ્ટ થયો હોય તો તે ફળદાયક નથી. તે વિષે યતિવલ્લભમાં કહ્યું છે કે—

बाणाग्रदृष्टिपाताद्यद्वल्लक्ष्यं भिनत्ति धानुष्कः ।
तद्वत्तसद्दृष्टिगतो वेधो धिष्ण्यं प्रदूषयति ॥१॥"

"જેમ ધનુષધારી બાણના અગ્ર ભાગ પર દૃષ્ટિ રાખીને લક્ષ્ય (નિશાન)ને વિંધે છે, તેમ સમ (સરખી) દૃષ્ટિમાં રહેલો વેધ નક્ષત્રને દૂષિત કરે છે." (આ પ્રમાણે બીજા વેધોમાં પણ જાણવું.)

હવે ખજૂરીના મસ્તક પર કયું નક્ષત્ર મૂકવું તેની રીત બતાવે છે.

खर्जूरकस्य शीर्षर्क्षमानमेकार्गले मतम् ।
योगांकः सैक ओजोऽन्यः साष्टाविंशतिरर्द्धितः ॥७७॥

અર્થ :—ઇષ્ટ દિવસે વિષ્કંભાદિક યોગોમાંનો જેટલામો યોગ હોય તે જો વિષમ હોય તો તેમાં એક ઉમેરવો અને સમ હોય તો તેમાં અઠયાવીશ ઉમેરવા. પછી તે બંનેને અર્ધા કરવા, જે સંખ્યા આવે તે સંખ્યાવાળું (તેટલામું) નક્ષત્ર ખજૂરીને મસ્તકે મૂકવું. એ પ્રમાણે ખજૂરીના મસ્તકના નક્ષત્રનું પ્રમાણ એકાર્ગલમાં કહેલું છે.

સમજુતી — ઇષ્ટ દિવસે શૂળ યોગ નવમો છે, તેથી તેમાં એક વધારી દશ કર્યા, તેના અર્ધા કરવાથી પાંચ આવ્યા, તેથી પાંચમું નક્ષત્ર મૃગશીર્ષ છે માટે તે નક્ષત્ર મસ્તક પર આવે. એ રીતે ઇષ્ટ દિવસે ગંડ યોગ હોય તો તે દશમો હોવાથી તેમાં અઠયાવીશ ઉમેરી અર્ધ કરવાથી ઓગણીશ આવે છે, તેથી ઓગણીશમું મૂળ નક્ષત્ર મસ્તક પર મૂકવું. એ રીતે બીજા કુયોગોમાં પણ જાણવું.

એકાર્ગલ યંત્ર અને પાદવેધ યંત્ર—

: એકાર્ગલ યંત્ર :

| ચન્દ્ર | મૃગશીર્ષ | રવિ |
|---|---|---|
| રોહિણી | | આર્દ્રા |
| કૃત્તિકા | | પુનર્વસુ |
| ભરણી | | પુષ્ય |
| અશ્વિની | | અશ્લેષા |
| રેવતી | | મઘા |
| ઉત્તરાભા. | | પૂર્વાફા |
| પૂર્વાભા. | | ઉત્તરાફા |
| શતભિષા | | હસ્ત |
| ધનિષ્ઠા | | ચિત્રા |
| શ્રવણ | | સ્વાતિ |
| અભિજીત | | વિશાખા |
| ઉત્તરાષાઢા | | અનુરાધા |
| પૂર્વાષાઢા | | જયેષ્ઠા |
| | મૂલ | |

પાદવેધ યંત્ર

| ચંદ્ર | રવિ |
|---|---|
| ૪ | ૧ |
| ૩ | ૨ |
| ૨ | ૩ |
| ૧ | ૪ |

મસ્તકનું નક્ષત્ર લાવવા માટે લલ્લ કહે છે કે —

"शूले मूर्ध्नि मृगो मघा च परिघे चित्रा पुनर्वैधृते
व्याघाते च पुनर्वसू निगदितौ पुष्यश्च वज्रे स्मृतः ।
गंडे मूलमथाश्विनी प्रथमके मैत्रोऽतिगंडे तथा
सार्पश्च व्यतिपात इन्दुतपनावेकार्गलस्थौ यदा ॥१॥"

"જો શૂળ યોગ હોય તો મસ્તક પર મૃગશીર્ષ નક્ષત્ર આવે, પરિઘ યોગ હોય તો મઘા આવે, વૈધૃતિ હોય તો ચિત્રા, વ્યાઘાત યોગ હોય તો પુનર્વસુ, વજ્રયોગ હોય તો પુષ્ય, ગંડ હોય તો મૂળ, વિષ્કંભ હોય તો અશ્વિની, અતિગંડ હોય તો અનુરાધા અને વ્યતિપાત હોય તો અશ્લેષા નક્ષત્ર મસ્તક પર આવે. એ પ્રમાણે નક્ષત્રો સ્થાપી પછી ચંદ્ર તથા સૂર્ય જે નક્ષત્રના હોય તે નક્ષત્ર ઉપર સ્થાપવા. જો ચંદ્ર અને સૂર્ય એક એકાર્ગલમાં રહેલા હોય તો એકાર્ગલ યોગ જાણવો."

હવે સાત શલાકાના ચક્ર વડે વેધ યોગ કહે છે.

"वेध ऊर्ध्वतिरः सप्तरेखे पूर्वादितोऽग्निभात् ।
भस्य रेखाग्रगे खेटे हेयश्चेन्न पदान्तरम् ॥७८॥"

અર્થ—ઉભી તથા આડી સાત સાત રેખાને વિષે પૂર્વાદિક દિશાના ક્રમે સ્થાપન કરેલાં કૃત્તિકાદિક નક્ષત્રથી ઇષ્ટ દિવસના નક્ષત્રની રેખાના અગ્ર ભાગમાં જે નક્ષત્ર છે તેમાં કોઈ ગ્રહ હોય તો વેધ થાય છે. તે ત્યાગ કરવા લાયક છે. પણ જો પાદનું આંતરૂં ન હોય તો ત્યાગ કરવા લાયક છે. એટલે કે-ઊભી તથા આડી સાત સાત રેખા કરવી, પછી તેમને છેડે પૂર્વાદિક દિશાના ક્રમે કૃત્તિકાથી આરંભીને સાત સાત નક્ષત્રો (અભિજિત્ સહિત) સ્થાપવાં. પછી જે જે ગ્રહ જે જે નક્ષત્રમાં હોય, તે તે ગ્રહ તે તે નક્ષત્રની પાસે મૂકવો. પછી જે રેખાને છેડે ઇષ્ટ દિવસનું નક્ષત્ર આવ્યું હોય, તે રેખાને બીજે છેડે જો કોઈ ગ્રહ આવ્યો હોય તો તે ગ્રહ વડે તે ઇષ્ટ નક્ષત્રનો વેધ થયો જાણવો. તે વેધ ત્યાગ કરવા લાયક છે, કારણ કે "ક્રૂર વેધ હોય તો મૃત્યુ જ થાય છે અને સૌમ્ય વેધ હોય તો સર્વથા સુખનો નાશ થાય છે." આ વેધનો અપવાદ કહે છે.—જો તે વેધ પૂર્વની રીતે પાદના આંતરાવાળો હોય તો ત્યાગ કરવો યા ન કરવો. એટલે કે ઇષ્ટ નક્ષત્રના જે પાદમાં કાર્ય કરવું હોય અને તેની સન્મુખના નક્ષત્રના પાદમાં જો તે ગ્રહ ન હોય, પરંતુ પાદને આંતરે હોય તો આ ગ્રહ વેધ પાદાંતરિત થયો, તેથી તે દૂષણવાળો નથી. તે વિષે પૂર્ણભદ્ર કહે છે કે—

"विद्धं पादं परित्यज्य कुर्यात्कार्यमशंकितः ।
सर्पदष्टाङ्गुलिच्छेदे विषवेषोद्भवः कुतः ॥१॥"

"વેધવાળા પાદનો ત્યાગ કરીને નિઃશંક રીતે કાર્ય કરવું, કેમકે સર્પે ડસેલી અંગુલીનો છેદ કર્યા પછી વિષના પ્રવેશની ઉત્પત્તિ ક્યાંથી હોય?"

કેશવાર્ક તો પાદાંતરિત ગ્રહ વેધને પણ ગ્રહણ કરવાનો નિષેધ કરે છે. તે કહે છે કે-

"विश्लेषमायाति यथासुभिः स्वैरेणः शरेणैकदिशि क्षतोऽपि ।
तथांघ्रिवेधादपि तारकाणां क्रूरस्य नश्येद् बलसत्त्वसंपत् ॥१॥"

જેમ મૃગ શર વડે એક ભાગમાં હણાયો હોય તો પણ પોતાના પ્રાણ વડે વિયોગ પામે છે એટલે મરી જાય છે. તેમ ક્રૂર ગ્રહ વડે નક્ષત્રના પાદનો વેધ થવાથી પણ બળ, સત્ત્વ અને સંપત્તિનો નાશ થાય છે.

શ્રીપતિ કહે છે કે-

" ऋक्षः सौम्यग्रहैर्विद्धः पादमात्रं परित्यजेत् ।
क्रूरैस्तु सकलं त्याज्यमिति वेधविनिश्चयः ॥१॥ "

" જો નક્ષત્રનો સૌમ્ય ગ્રહ વડે વેધ હોય તો માત્ર તે પાદનો જ ત્યાગ કરવો. અને ક્રૂર ગ્રહ વડે વેધ થયો હોય તો તે આખું નક્ષત્ર તજવું. એ પ્રમાણે વેધનો નિશ્ચય (વ્યવસ્થા) છે."

: સાત શલાકાના વેધનો યંત્ર. :

કૃ રો મૃ આ પુ પુ અ

ભ અ રે ઉ પૂ શ ધ — મ પૂ ઉ હ ચિ સ્વા વિ

સપ્ત રેખા વેધ ચક્ર

શ્ર અ ઉ પૂ મૂ જ્યે અ

હવે વિવાહમાં વિચારવા યોગ્ય બીજો વેધ યોગ પાંચ શલાકા ચક્ર વડે બતાવે છે.

" विवाहे पूर्ववत्पंच रेखा द्वंद्वे तु कोणके ।
लिखित्वाऽग्निभतो भानि वेधं तत्रापि चिन्तयेत् ॥७९॥ "

પંચ રેખા ચક્ર

ધ શ પૂ ઉ રે અ ભ

વિ સ્વા ચિ હ ઉ પૂ મ

અર્થ— વિવાહને વિષે પૂર્વની જેમ એટલે ઊભી તથા આડી પાંચ પાંચ રેખા તથા ચારે ખૂણાઓમાં બબ્બે રેખા કરીને કૃત્તિકા નક્ષત્રથી આરંભીને અઠ્ઠાવીશ નક્ષત્રોને સ્થાપના કરી તેમાં પણ વેધનો વિચાર કરવો.

અહીં મૂળ શ્લોકમાં " તત્રાપિ " એ પદમાં " અપિ " શબ્દ આપ્યો છે તે અવ્યય છે અને અવ્યયોના અનેક અર્થ હોવાથી અહીં " અપિ " શબ્દનો અર્થ અવધારણ એટલે નિશ્ચય જેવો કરવાનો છે તેથી એવો અર્થ થાય છે કે-પૂર્વે કહેલો સાત રેખા

વાળો વેધ પ્રતિષ્ઠાદિક સર્વ કાર્યોમાં જોવો અને વિવાહમાં તો આ પંચરેખાવાળો જ વેધ જોવો. તે વિષે વિવાહ વૃંદાવનમાં કહ્યું છે કે–"વિવાહ સિવાય બીજા કાર્યમાં સાત રેખાવાળા યંત્રનો વેધ જોવો" આ વેધમાં પણ પૂર્વની જેમ પાદાંતરિતની વ્યવસ્થા જાણવી. આંતરા રહિત ગ્રહનો વેધ હોય તો તેનું ફળ આ પ્રમાણે કહ્યું છે.

"रवि विहवाकुजि कुलखय बुहि वंज्झा भिगु अपुत्त सणि दासी ।
गुरुवेहेण तवस्सिणि विलासिणी राहुकेऊहिं ॥१॥"

"રવિના વેધમાં લગ્ન કરવાથી સ્ત્રી વિધવા થાય છે, મંગળના વેધમાં કરવાથી કુળનો ક્ષય થાય, બુધના વેધમાં કરવાથી વંધ્યા થાય, શુક્રના વેધમાં કરવાથી પુત્ર રહિત થાય, શનિના વેધમાં કરવાથી દાસી થાય, ગુરુના વેધમાં કરવાથી તપસ્વિની થાય તથા રાહુ અને કેતુના વેધમાં કરવાથી વિલાસવાળી થાય.

આ વેધ દીક્ષામાં પણ જોવો એમ પૂર્ણભદ્ર કહે છે. તે કહે છે કે—

"सूरिपयाइसु सत्तसलायं वयगहणाइसु पंचसलायं ।
कत्तिअमाइ ठविज्ज हु चक्कं जोअइ ससिणो तो गहवेहं ॥१॥"

"આચાર્યપદ તથા ઉપાધ્યાયપદાદિકની પ્રતિષ્ઠાદિકમાં કૃત્તિકાદિક નક્ષત્રોનો સપ્ત-શલાકા ચક્ર સ્થાપી તે મધ્યે ચંદ્રમાનો ગ્રહોની સાથે વેધ જોવો અને દીક્ષામાં પાંચ શલાકા ચક્ર સ્થાપી ચંદ્રમાનો ગ્રહોની સાથે વેધ જોવો.

હવે લત્તા યોગ કહે છે—

लत्तावज्र्यैष्टभस्यार्कादीनां साभिजिदीयुषाम् ।
धत्या १८ कृत्यु २२ डु २७ सप्ता ७ र्हत् २४ पञ्चा ५ कृत्यं २२ क ९ संख्याभम् ॥८०॥

અર્થ—ઇષ્ટ નક્ષત્રથી અઢારમા નક્ષત્રને વિષે રહેલો સૂર્ય ઇષ્ટ નક્ષત્રને લાત વડે હણે છે, ઇષ્ટ નક્ષત્રથી બાવીશમા નક્ષત્રે રહેલો ચંદ્ર ઇષ્ટ નક્ષત્રને લાત વડે હણે છે, એ રીતે સત્યાવીશમે રહેલો મંગળ, સાતમે રહેલો બુધ, ચોવીસમે રહેલો ગુરુ, પાંચમે રહેલો શુક્ર, બાવીશમે રહેલો શનિ અને નવમે રહેલો રાહુ ઇષ્ટ નક્ષત્રને હણે છે. અહીં અભિજિત સહિત અઠ્યાવીશ નક્ષત્રો લેવાના છે. લાત (લત્તા) એટલે પાદનો પ્રહાર કહેવાય છે અને તે અશ્વાદિકની જેમ પ્રાયે પાછળથી મારે છે માટે આ પ્રમાણે કહ્યું છે.

હવે જોષીઓને નક્ષત્રોની ગણતરી સહેલાઈથી થવા માટે આગળથી લત્તા મારે તે પાઠાંતર વડે બતાવે છે—

लत्तयन्ति भमर्काद्याः स्वर्क्षतः साभिजित्क्रमात् ।
अर्का १२ ष्टा ८ ग्नि ३ विकृत्यं २३ ग ६ तत्त्वा २५ ष्ट ८ प्रकृति २१ प्रभम् ॥८१॥
(सूर्या १२ ष्ट ८ त्रि ३ त्रयोविंश २३ षट् ६ तत्त्वा २५ ष्टै ८ कविंशकम् २१ पाठान्तरं)

અર્થ — સૂર્ય પોતાના નક્ષત્રથી બારમા નક્ષત્રને આગળની લાત મારે છે, ચંદ્ર આઠમા નક્ષત્રને, મંગળ ત્રીજા નક્ષત્રને, બુધ ત્રેવીશમા નક્ષત્રને, ગુરૂ છઠ્ઠા નક્ષત્રને, શુક્ર પચ્ચીસમા નક્ષત્રને, શનિ આઠમા નક્ષત્રને અને રાહુ એકવીશમા નક્ષત્રને લાત મારે છે. અહીં પણ અભિજિત્ સહિત નક્ષત્રો ગણવાં.

પાછળની લત્તા તથા આગળની લત્તા એ બંને રીતે ગણતાં એક જ અર્થ આવે છે. જેમકે ઈષ્ટ નક્ષત્ર અશ્વિની નક્ષત્ર છે, ત્યાંથી અઢારમું નક્ષત્ર જ્યેષ્ઠા છે, તે જ્યેષ્ઠામાં રહેલો સૂર્ય અશ્વિનીને પાછળથી લાત મારે છે તથા સૂર્યનું પોતાનું નક્ષત્ર જ્યેષ્ઠા છે, ત્યાં રહેલો સૂર્ય આગળના બારમા નક્ષત્રને એટલે અશ્વિનીને લાત મારે છે. એ રીતે સર્વત્ર જાણવું.

અહીં કોઈ શંકા કરે કે—ઈષ્ટ દિવસનું જે નક્ષત્ર હોય તે જ નક્ષત્ર ચંદ્રનું જ પણ હોય છે અને ત્યાં રહેલો ચંદ્ર જો પાછળના બાવીશમા અથવા આગળના આઠમા નક્ષત્રને લાત મારે તો તેમાં ઈષ્ટ નક્ષત્રને શું આવ્યું ? કાંઈ જ નહીં, તેથી ઈષ્ટ નક્ષત્રને ચંદ્રની લત્તાનો વિચાર કરવો વ્યર્થ છે.

આ શંકાનું સમાધાન એ છે જે ચંદ્ર પરિપૂર્ણ (પૂર્ણિમાનો) થઈને જ નક્ષત્રને લાત મારે છે, પણ બીજો ચંદ્ર લાત મારતો નથી. તે વિષે શ્રીપતિ કહે છે કે—

"द्वाविंशं परिपूर्णमूर्तिरुडुपः संतापयेन्नेतरः"

"પરિપૂર્ણ મંડળવાળો ચંદ્ર પાછળના બાવીશમા નક્ષત્રને સંતાપે છે, પણ બીજો અપરિપૂર્ણ ચંદ્ર સંતાપતો નથી." તેથી કરીને ગઈ પૂર્ણિમા જે નક્ષત્રમાં સમાપ્ત થઈ હોય તે જ ચંદ્રનું નક્ષત્ર ધારીને ત્યાંથી ગણતરી કરવી. યતિવલ્લભમાં પણ કહ્યું છે કે—

"चकार यत्र नक्षत्रे राकान्तं रजनीकरः ।
ततश्चाष्टमनक्षत्रं स पुरो हन्ति लत्तया ॥१॥"

"ચંદ્રે જે નક્ષત્રમાં પૂર્ણિમાનો અંત કર્યો હોય, તે નક્ષત્રથી આઠમા નક્ષત્રને તે આગળની લાત વડે હણે છે."

હવે લત્તાને વિષે અન્ય આચાર્યનો મત પણ બતાવે છે.

अग्रतो नवमे राहोः सप्तविंशे भृगोस्तु भे ।
केचिज्ज्योतिर्विदः प्राहुर्लत्तां तामपि वर्जयेत् ॥८२॥

અર્થ — રાહુ પોતાના નક્ષત્રથી નવમા નક્ષત્રને અને શુક્ર સત્યાવીશમા નક્ષત્રને આગળથી લાત મારે છે, એમ કેટલાક જ્યોતિર્વિદ કહે છે, માટે તે લત્તા પણ વર્જવા યોગ્ય છે.

ત્રિવિક્રમ તો એમ કહે છે કે,

"नख २० संख्यं तमो हन्ति"

"રાહુ પોતાના નક્ષત્રથી વીશમા નક્ષત્રને લાત મારે છે."

લત્તાનું ફળ પૂર્ણભદ્રજ્યોતિષમાં આ પ્રમાણે કહ્યું છે.—

"अणुजविणासे १ नासो २ कज्जाभावा ३ भयं ४ विहवछेओ ५ ।
गुरु १ बुह २ सिअ ३ ससि ४ रवि ५ हयरिक्खेसु मरणमन्नेसु ॥१॥"

ગુરુએ હણેલા નક્ષત્રમાં કાર્ય કરવાથી નાના ભાઈનો નાશ થાય, બુધથી હણાયેલા નક્ષત્રમાં કાર્ય કરવાથી પોતાનો નાશ થાય, શુક્રથી હણાયેલા નક્ષત્રમાં કાર્યનો નાશ થાય, ચંદ્રે હણેલા નક્ષત્રમાં ભય ઉપજે, અને રવિએ હણેલા નક્ષત્રમાં કાર્ય કરવાથી વૈભવનો નાશ થાય, તથા બીજા (મંગળ, શનિ તથા રાહુ) ગ્રહોએ હણેલા નક્ષત્રમાં કાર્ય કરવાથી મરણ થાય."

અહીં વૃદ્ધો કહે છે કે—"સૌમ્ય ગ્રહથી લત્તા અલ્પ દોષ કરે છે, કેમ કે તે લત્તા નક્ષત્રની દુર્બળતા જ કરે છે અને ક્રૂર ગ્રહની લત્તા તો મરણ અને દારિદ્રય વિગેરે અનર્થને કરે છે." કેશવાર્ક પણ કહે છે કે —

"उडुनि निर्दलिते शुभलत्तया, न फलमस्ति बलस्य गलत्तया।
अशुभलत्तिभमत्ति तद्दूढयोर्धनसुतानसुतापकरं परम् ॥१॥"

"શુભ ગ્રહની લત્તા વડે હણાયેલા નક્ષત્રમાં કાર્ય કરવાથી બળરહિત હોવાથી કાંઈ પણ અશુભ ફળ થતું નથી, પણ અશુભ ગ્રહની લત્તા વડે હણાયેલું નક્ષત્ર તો તેમાં પરણેલા દંપતીના ધન તથા પુત્રનો નાશ કરે છે અને જીવને સંતાપકારક થાય છે."

વળી ગ્રંથાંતરમાં આ પ્રમાણે કહ્યું છે.—

सौम्यलत्ताहतं पातोपग्रहाद्यैश्च दूषितम् ।
भपादं वर्जयेदेव भं च केन्द्रे न चेच्छुभाः ॥१॥

"જો કદાચ તત્કાળ કાર્ય કરવાનું હોય અને કેન્દ્રમાં શુભ ગ્રહો હોય તો સૌમ્ય ગ્રહની લત્તાથી હણાયેલા તથા પાત અને ઉપગ્રહાદિક વડે દૂષિત થયેલા નક્ષત્રનું તે પાદ જ ત્યાગ કરવું, પરંતુ કેન્દ્રમાં શુભ ગ્રહ ન હોય તો સૌમ્ય ગ્રહની લત્તાથી પણ હણાયેલું આખું નક્ષત્ર તજવા યોગ્ય છે."

હવે પાતયોગ કહે છે.—

पातः सूर्यर्क्षतोऽश्लेषा मघा चित्रानुराधिका ।
श्रुतिः पौष्णं च यत्र स्युस्त्याज्यस्तत्संख्यमेऽश्विभात् ॥८३॥

અર્થ — સૂર્યના નક્ષત્રથી અશ્લેષા, મઘા, ચિત્રા, અનુરાધા, શ્રવણ અને રેવતી એ નક્ષત્રો જેટલી સંખ્યાવાળાં અશ્વિનીથી ગણતાં હોય તેટલી સંખ્યાવાળાં નક્ષત્રમાં પાતયોગ જાણવો અને તે યોગ શુભ કાર્યમાં વર્જવા યોગ્ય છે (આ યોગને ત્રિશૂલપાત પણ કહે છે). ભાવાર્થ એ છે કે જ્યારે સૂર્ય જ્યેષ્ઠા નક્ષત્રનો હોય ત્યારે જ્યેષ્ઠા નક્ષત્રથી અશ્લેષા ઓગણીશમું છે. મઘા વીશમું છે, ચિત્રા ચોવીશમું છે, અનુરાધા સત્યાવીશમું છે, શ્રવણ પાંચમું છે અને રેવતી દશમું છે. તેથી તે દિવસે અશ્વિનીથી ગણતાં ઓગણી-

સમું મૂળ છે. વીસમું પૂર્વાષાઢા છે, ચોવીશમું શતભિષક્ છે, સત્યાવીસમું રેવતી છે, પાંચમું મૃગશિર્ષ છે અને દશમું મઘા છે. તેથી કરીને આટલાં નક્ષત્રોમાં પાતયોગ છે એમ જાણવું. એ રીતે બીજું પણ જાણવું. આ પાતયોગમાં અભિજિત્ ગણવું નહીં.

અહીં સહેલાઈને માટે આમ્નાય કહે છે.—

पातं शूलस्य गंडस्य हर्षणव्यतिपातयोः ।
साध्यवैधृतयोश्चान्ते धिष्ण्यं यत्तत्र वर्जयेत् ॥८४॥

અર્થ— શૂળ, ગંડ, હર્ષણ, વ્યતિપાત, સાધ્ય અને વૈધૃતિ એ છ યોગને અંતે જે નક્ષત્ર હોય, તે નક્ષત્રમા પાતયોગ હોય છે, અને તે પાત યોગ વર્જવા યોગ્ય છે.

તે છ પાત યોગનાં નામ નરપતિજયચર્યામાં અનુક્રમે આ પ્રમાણે કહ્યાં છે.

पवनः १ पावकश्चैव २ कालः ३ किंकर ४ एव च ।
मृत्युकृत् ५ क्षयकृच्चेति ६ पाता नामसदृक्फलाः ॥१॥

॥ इति प्रथमो विमर्शः ॥

"પવન, અગ્નિ, કાળ, કિંકર, મૃત્યુકૃત અને ક્ષયકૃત્ એ છ પાત યોગો પોતાનાં નામ પ્રમાણે ફળ આપનારા છે."

આ પ્રમાણે આરંભસિદ્ધિ વાર્તિકમાં તિથિ ૧, વાર ૨, નક્ષત્ર ૩ અને યોગ ૪ આ ચારની વિચારણારૂપ પ્રથમ વિમર્શ સંપૂર્ણ.

યોગ પ્રકરણ સમાપ્ત



|| अथ द्वितीयो विमर्शः ||

# બીજો વિમર્શ પ્રારંભ

હવે રાશિદ્વાર કહે છે —

राशिरथ तत्र मेषोऽश्विनी च भरणी च कृत्तिकापादः ।
वृषभस्तु कृत्तिकांघ्रित्रयान्विता रोहिणी समृगार्द्धा ॥१॥
मिथुनो मृगार्द्धमार्द्रा पुनर्वस्वोश्चांघ्रयस्त्रयः प्रथमे ।
कर्की च पुनर्वस्वोः पादः पुष्यस्तथाऽश्लेषा ॥२॥
सिंहस्तु मघाः पूर्वाः फल्गुन्यः पाद उतराणां च ।
कन्योत्तरात्रिपादी हस्तश्चित्रार्धमाद्यं च ॥३॥
तौली चित्रान्त्यार्द्धं स्वातिपादत्रयं विशाखायाः ।
स्याद्वृश्चिको विशाखाचतुर्थपादोऽनुराधिका ज्येष्ठा ॥४॥
धन्वी मूलं पूर्वाषाढाऽपि च पाद उत्तराषाढः ।
स्यान्मकर उत्तराषाढांघ्रित्रितयं श्रुतिर्धनिष्ठार्द्धम् ॥५॥
कुंभोऽन्त्यधनिष्ठार्धं शततारा पूर्वभाद्रपदात्रिपदी ।
मीनो भाद्रपदांघ्रिस्तथोत्तरा रेवती चेति ॥६॥

અર્થ — બાર, રાશિઓ તથા તેમાં આવતાં નક્ષત્રોનાં પાદ આ પ્રમાણે—

૧ મેષ રાશિમાં અશ્વિની, ભરણી તથા કૃત્તિકાનું પ્રથમ પાદ આવે છે.

૨ વૃષભ રાશિમાં કૃત્તિકાનાં છેલ્લાં ત્રણ પાદ, રોહિણી અને મૃગશીર્ષનાં પહેલાં બે પાદ છે.

૩ મિથુન રાશિમાં મૃગશીર્ષનાં છેલ્લાં બે પાદ, આર્દ્રા અને પુનર્વસુનાં પ્રથમ ત્રણ પાદ.

૪ કર્ક રાશિમાં પુનર્વસુનું છેલ્લું પાદ, પુષ્ય અને અશ્લેષા.

૫ સિંહરાશિમાં મઘા, પૂર્વાફાલ્ગુની અને ઉત્તરાફાલ્ગુનીનું પ્રથમ પાદ.

૬ કન્યા રાશિમાં ઉત્તરાફાલ્ગુનીના અંતનાં ત્રણ પાદ, હસ્ત તથા ચિત્રાનાં પહેલાં બે પાદ.

૭ તુલા રાશિમાં ચિત્રાનાં છેલ્લાં બે પાદ, સ્વાતિ તથા વિશાખાનાં પ્રથમ ત્રણ પાદ.

૮ વૃશ્ચિક રાશિમાં વિશાખાનું ચોથું પાદ, અનુરાધા અને જ્યેષ્ઠા.

૯ ધન રાશિમાં મૂળ, પૂર્વાષાઢા અને ઉત્તરાષાઢાનું પ્રથમ પાદ.

૧૦ મકર રાશિમાં ઉત્તરાષાઢાનાં છેલ્લાં ત્રણ પાદ, શ્રવણ અને ધનિષ્ઠાનાં પ્રથમ બે પાદ.

૧૧ કુંભ રાશિમાં ધનિષ્ઠાના છેલ્લાં બે પાદ, શતતારકા તથા પૂર્વાભાદ્રપદનાં પ્રથમ ત્રણ પાદ.

૧૨ મીન રાશિમાં પૂર્વાભાદ્રપદનું છેલ્લું એક પાદ, ઉત્તરાભાદ્રપદ અને રેવતી. રાશિની વ્યવસ્થામાં અભિજિત્ નક્ષત્ર લેવાનું નથી, તેથી સત્યાવીશ નક્ષત્રોને વિષે દરેકનાં ચાર ચાર પાદ હોવાથી કુલ એકસોને આઠ પાદ થાય છે. તે પાદ અક્ષરોના નિયમ કહેવા વડે પ્રથમ સૂચન કર્યાં છે. તેમાંનાં નવ નવ પાદોએ કરીને એક એક રાશિ થાય છે. એમ બાર રાશિ કહેલી છે. તેથી કરીને પુરુષાદિકનાં નામ પાડવામાં રાશિની કલ્પનાએ નક્ષત્રના પાદમાં નિયત કરેલા વર્ણો (અક્ષરો)ને જાણીને નામાદિકના અક્ષરો કરવા. (તેવા અક્ષરથી શરૂ થતું નામ પાડવું.) અભિજિત્ નક્ષત્રના ત્રણ પાદના અક્ષરો ઉત્તરાષાઢાના છેલ્લા (ચોથા) પાદમાં અંતર્ગત થાય છે અને અભિજિતના છેલ્લા પાદના અક્ષરો શ્રવણના પ્રથમ પાદમાં અંતર્ગત થાય છે.

હવે મેષાદિક બાર રાશિઓના વર્ણ કહે છે.—

**मेषोऽच्छोणार्जुनहरिद्रक्तश्वेतैतमेचकाः ।**
**पिंग पिंगल कल्माष कडालमलिना रुचः ॥७॥**

અર્થ — મેષથી આરંભીને શોણ (રાતો), અર્જુન (શ્વેત) હરિત (પીળો-લીલો) રક્ત (રાતો), શ્વેત, એત (કાબરચિત્રો), મેચક (કાળો), પિંગ (પીળો-રાતો), પિંગલ (પીળો-રાતો), કલ્માષ (કાબરચિત્રો), કડાલ (પીળો) અને મલિન મત્સ્યની જેવો (મેલો) આ પ્રમાણે બાર રાશિના વર્ણ જાણવા. આ વર્ણ કહેવાનું પ્રયોજન વિશેષે કરીને નવાંશમાં આવશે. તે એવી રીતે કે ધાતુ, મૂળ તથા જીવરૂપ પદાર્થ નવાંશથી જ જણાય છે. કહ્યું છે કે "अंशकाज्ज्ञायते द्रव्यं" નવાંશથીદ્રવ્યનું જ્ઞાન થાય છે. તેથી કરીને ધાતુ અને મૂળ વિગેરે વસ્તુ ચોરાઈ હોય અથવાખોવાઈ હોય, તેના પ્રશ્નમાં આ વર્ણ વડે તે વસ્તુના વર્ણનું જ્ઞાન થાય છે.

હવે રાશિઓનાં સ્વરૂપ કહે છે.

**उद्यद्घोषवतीगदं नृमिथुनं नौस्थाऽग्निसस्यान्विता,**
**कन्या ना च तुलाधरो धृतधनुर्धन्व्यश्च पश्चार्धकः ।**
**एणास्यो मकरः कुटांकितशिराः कुंभो विलोमाननं,**
**मीनो मीनयुगं च नामसदृशाः प्रोक्ताः परे राशयः ॥८॥**

અર્થ—જેના હાથમાં વીણા છે એવી સ્ત્રી તથા જેના હાથમાં ગદા છે એવો પુરુષ એ બંને સામસામાં બેઠાં હોય તે મિથુન રાશિનો આકાર જાણવો, ડાબા હાથમાં અગ્નિ અને જમણા હાથમાં ધાન્ય ધારણ કરીને વહાણમાં બેઠેલી કન્યાને આકારે કન્યા રાશિ છે, હાથમાં તુલા (ત્રાજવાં) રાખીને બેઠેલા પુરુષને આકારે તુલા રાશિ છે, કટીની નીચેનો ભાગ અશ્વની જેવો એટલે ચાર પગવાળો અને શરીરનો ઉપરનો ભાગ પુરુષ જેવો, વળી

જેના હાથમાં ધનુષ છે એવા પુરુષને આકારે ધન રાશિ છે, મૃગના જેવા મુખવાળા મગરને આકારે મકર રાશિ છે, મસ્તક પર કુંભ રહેલો હોય એવા પુરુષને આકારે કુંભ રાશિ છે. ("ખાંધ પર ખાલી ઘડો રહ્યો હોય." એમ બૃહત્જાતકમાં કહ્યું છે.) એક બીજાના પુચ્છની સન્મુખ જેનાં મુખ રહેલાં છે એવા બે મત્સ્યને આકારે મીન રાશિ છે. તેથી કરીને જ આ રાશિનો ઉદય મસ્તક અને પીઠથી થાય છે બાકીની રાશિઓ એટલે મેષ, વૃષ, કર્ક, સિંહ અને વૃશ્ચિક નામની પાંચ રાશિઓ પોતપોતાના સમાન રૂપવાળી જાણવી, તેમજ બારે રાશિઓની ચેષ્ટા તથા સ્થાન વિગેરે પણ પોતપોતાના નામની સદૃશ જ જાણવાં એવો સંપ્રદાય છે. તે વિષે સારંગ કહે છે કે—

मेषो दैन्यमुपैति गर्वति वृषो नानामतिर्मन्मथः
शूरः कर्कटको धृतिश्च वनपे कन्या च मायाविनी ।
सत्यं रज्जुतुलास्खलौ मलिनता चापश्च पापाशयो
मौखर्यं मकरे घटे चतुरता मीने च धीरा मतिः ॥१॥

"મેષ દીનતાને પામે છે, વૃષ ગર્વિષ્ઠ થાય છે, મન્મથ (મિથુન) નાના પ્રકારની બુદ્ધિ વાળી હોય છે. કર્ક શૂરવીર હોય છે, સિંહ હિંમતવાન હોય છે, કન્યા કપટી હોય છે, તુલા સત્ય અને રજ્જુની જેમ સરળ હોય છે, વૃશ્ચિક મલિન હોય છે, ધનુષ (ધન) પાપ પ્રકૃતિવાળી હોય છે અને મકર વાચાળ હોય છે, કુંભ ચતુર હોય છે અને મીન ધીર બુદ્ધિવાળી હોય છે."

તેમજ મેષ અને વૃષ દિવસે અરણ્યમાં રહેનારી અને રાત્રિએ ગામમાં રહેનારી હોય છે, મિથુન ગામમાં રહેનાર છે, કર્ક અને મીન જળમાં રહે છે, સિંહ અરણ્યમાં રહે છે, કન્યા અને તુલા ગામમાં રહે છે, વૃશ્ચિક પ્રવાસી છે, ધન અને કુંભ ગામમાં રહે છે તથા મકરનો પહેલો (મુખનો) ભાગ અરણ્યવાસી છે અને બીજો ભાગ જળચર છે.

ચોરાયેલી કે ખોવાયેલી વસ્તુના પ્રશ્ન વખતે ચોરની ચેષ્ટા તથા સ્થાન જોવા માટે આ ઉપયોગી છે. તે તે લગ્નમાં ઉચિત કાર્ય કરવા માટે દૈવજ્ઞ વલ્લભ એવું કહે છે કે – "રાજ્યાભિષેક, વિરોધ, સાહસ, કૂટ કર્મ વિગેરે તથા ધાતુની ખાણ વિગેરે સંબંધી કાર્ય મેષ લગ્નમાં કરવાથી સિદ્ધ થાય છે. વિવાહ, ગૃહપ્રવેશ, કન્યાનો સંબંધ (વાગ્દાન) વિગેરે ધ્રુવ કર્મ તથા ક્ષેત્રનો આરંભ અને પશુ વેચવા-લેવાનાં કાર્યો વૃષ લગ્નમાં કરવામાં આવે છે. વૃષ લગ્નમાં કહેલાં કાર્ય ઉપરાંત વિદ્યા, શિલ્પ અને અલંકાર સંબંધી કાર્યો મિથુન લગ્નમાં સિદ્ધ થાય છે. સેવા, ભોગ, મૃદુ, શુભ કર્મ, પૌષ્ટિક કર્મ તથા વાવ, કુવાદિક જળ સંબંધી કાર્ય કર્ક લગ્નમાં સિદ્ધ થાય છે. મેષ લગ્નમાં કહેલાં કાર્ય ઉપરાંત વેપાર, રાજસેવા તથા શત્રુની સંધિ વિગેરે કાર્યો સિંહ લગ્નમાં કરવાથી સિદ્ધ થાય છે. શિલ્પ, ઔષધ, ભૂષણ, વેપાર વિગેરે ચર અને સ્થિર કાર્ય કન્યા લગ્નમાં સિદ્ધ થાય છે. ખેતી, સેવા, યાત્રા વિગેરે તથા કન્યા લગ્નમાં કહેલાં સર્વ કાર્યો તુલા લગ્નમાં સિદ્ધ થાય છે. ધ્રુવ કર્મ, રાજ સેવા, ચોરી વિગેરે દારુણ ઉગ્ર કાર્ય વૃશ્ચિકમાં સિદ્ધ થાય છે. યાત્રા, યુદ્ધ, વ્રત વિગેરે સત્કાર્યો ધનુષમાં સિદ્ધ થાય છે. ક્ષેત્રનો આશ્રય તથા જળમાર્ગે

યાત્રા વિગેરે ચર કાર્ય તથા નીચ કાર્ય મકરમાં સિદ્ધ થાય છે. જળમાર્ગે યાત્રા, વહાણ તૈયાર કરવું, બીજ વાવવું, દંભ, ભેદ, વ્રત વિગેરે તથા નીચ કર્મ કુંભમાં સિદ્ધ થાય છે. વિદ્યા, અલંકાર, શિલ્પ, પશુકર્મ, વહાણની યાત્રા, અભિષેક વિગેરે તથા સર્વ માંગલિક કાર્ય મીન લગ્નમાં સિદ્ધ થાય છે.

"एतान्युक्तानि संसिद्धिं यांति शुद्धेष्वजादिषु ।
क्रूराणि क्रूरयुक्तेषु शुभानि सच्छुभेषु तु ॥१॥"

"મેષાદિક લગ્ન શુદ્ધ હોય તો એ કહેલાં કાર્યો સિદ્ધિને પામે છે. ક્રૂર ગ્રહો વડે યુક્ત હોય તો ક્રૂર કાર્ય સિદ્ધ થાય અને શુભ ગ્રહ સહિત હોય તો શુભકાર્ય સિદ્ધ થાય છે.

હવે રાશિઓનું દિક્સ્વામિત્વ તથા સ્વભાવ કહે છે.

पूर्वादिदिक्षु मेषाद्याः पतयः स्युः पुनः पुनः ।
चरस्थिरद्विस्वभावाः क्रूराक्रूरा नरस्त्रियः ॥९॥

અર્થ—"પુનઃ પુનઃ" "ફરી ફરીને" એ પદ દરેક વિશેષણ સાથે જોડવાથી આ પ્રમાણે અર્થ થાય છે – અનુક્રમે પૂર્વાદિક દિશાઓના મેષાદિક સ્વામીઓ છે. એટલે પૂર્વ દિશાનો મેષ, દક્ષિણનો વૃષ, પશ્ચિમનો મિથુન અને ઉત્તરનો કર્ક સ્વામી છે એ રીતે સિંહ વિગેરે ચાર તથા ધન વિગેરે ચાર અનુક્રમે ચાર દિશાના ઈશ કહેવા. એટલે દરેક દિશાના ત્રણ ત્રણ સ્વામીઓ થાય છે, આનું પ્રયોજન યાત્રાદિકમાં છે. તથા ચોરાયેલી કે ખોવાયેલી વસ્તુના પ્રશ્નમાં વસ્તુ કઈ દિશાએ છે તે જાણવા માટે છે. તથા મેષ રાશિ ચર છે, વૃષ સ્થિર છે અને મિથુન દ્વિસ્વભાવ છે, કારણકે તેની પહેલાં વૃષ છે તે સ્થિર છે માટે મિથુનનો પ્રથમ અર્ધભાગ સ્થિર છે અને તેની પછી કર્ક છે તે ચર છે, માટે મિથુનનો બીજો અર્ધ ભાગ ચર છે એ રીતે દ્વિસ્વભાવ જાણવો. એમ જાતકવૃત્તિમાં કહ્યું છે. "પુનઃ પુનઃ" સંબંધ હોવાથી કર્ક ચર છે, સિંહ સ્થિર છે, કન્યા દ્વિસ્વભાવ છે. એ રીતે અનુક્રમે બારે રાશિઓનું ચરાદિકપણું જાણવું. આનું પ્રયોજન એ છે જે ચર રાશિમાં જન્મેલા બાળકો તે તે સ્વભાવવાળાં થાય છે. તથા મેષને આરંભીને અનુક્રમે ક્રૂર અને અક્રૂર તથા પુરુષ અને સ્ત્રી એમાંની એક એક સંજ્ઞા પણ આપવી. એટલે કે મેષ ક્રૂર અને પુરુષ છે, વૃષ અક્રૂર અને સ્ત્રી છે, મિથુન ક્રૂર અને પુરુષ છે વિગેરે બારે રાશિ સુધી લઈ જતાં મેષ, મિથુન વિગેરે છ એકીવાળી રાશિઓ ક્રૂર તથા પુરુષ છે અને વૃષ, કર્ક વિગેરે બેકીવાળી રાશિઓ અક્રૂર (સૌમ્ય) અને સ્ત્રી છે. આનું ફળ એ છે કે ક્રૂર અને પુરુષ રાશિમાં જન્મેલાં બાળકો ક્રૂર અને તેજસ્વી થાય છે. તથા સૌમ્ય અને સ્ત્રી રાશિમાં જન્મેલાં બાળકો સૌમ્ય અને મૃદુ (કોમળ થાય છે) પણ રત્નમાળામાં કહ્યું છે કે – મેષ, સિંહ, વૃશ્ચિક, મકર, અને કુંભ એ પાંચ રાશિઓ ક્રૂર સ્વામીવાળી હોવાથી ક્રૂર છે અને બાકીની સાત રાશિઓ સૌમ્ય સ્વામીવાળી હોવાથી સૌમ્ય છે." વળી ક્રૂર રાશિ પણ સૌમ્ય ગ્રહથી યુક્ત હોય અથવા તેના પર સૌમ્ય ગ્રહની દૃષ્ટિ પડતી હોય તો તે સૌમ્ય થાય છે અને સૌમ્ય રાશિ પણ ક્રૂર ગ્રહ સહિત હોય અથવા તેના ઉપર ક્રૂરગ્રહની દૃષ્ટિ પડતી હોય તો તે ક્રૂર થાય છે તે વિષે દૈવજ્ઞવલ્લભ કહે છે કે —

"ग्रहयोगेक्षणाभ्यां स्याद्राशेर्भावो ग्रहोद्भवः ।
राशिः स्वभावमाधत्ते ग्रहयोगेक्षणोज्झितः ॥९॥"

"ગ્રહના સંબંધથી તથા દૃષ્ટિથી રાશિનો ભાવ ગ્રહ જેવો થાય છે, પણ ગ્રહના સંબંધ તથા દૃષ્ટિથી રહિત હોય તો રાશિ પોતાના ભાવને ધારણ કરે છે."

હવે રાશિઓના બળ તથા ઉદય વિષે કહે છે –

षड् निशाबलिनोऽजोक्षयुग्मकर्कधनुर्मृगाः ।
पृष्ठेनोद्यन्त्ययुग्मास्ते शीर्षेणान्ये द्विधा झषः ॥१०॥

અર્થ—મેષ, વૃષ, મિથુન, કર્ક, ધનુષ અને મકર એ છ રાશિઓ રાત્રિએ બળવાન છે. અર્થાત્ બાકીની સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક, કુંભ અને મીન એ છ દિવસે બળવાન છે એમ જાણવું. ખોવાયેલી અથવા ચોરાયેલી વસ્તુનો સમય જાણવા માટે આનું પ્રયોજન છે. તેમજ દિવસે બળવાન રાશિના લગ્ન વખતે યાત્રાદિક કરવા શુભકારી છે અને રાત્રિએ બળવાન રાશિના લગ્નમાં રાત્રે યાત્રાદિક કરવા શુભ છે તેથી વિપરીતપણું ઇષ્ટ નથી. આ રાત્રિની બળવાન છ રાશિઓમાંથી મિથુન વિનાની પાંચ રાશિઓ પૃષ્ઠથી ઉદય પામે છે એટલે ઉદય સમયે તેમનું પૃષ્ઠ પ્રથમ દેખાય છે. તથા બીજી મિથુન, સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક અને કુંભ એ છ રાશિઓ મસ્તકથી ઉદય પામે છે. અર્થાત્ ઉદય વખતે મસ્તક દેખાય છે. તથા મીન રાશિ બંનેથી ઉદય પામે છે. એટલે કે તેના ઉદય વખતે કી વખતે પૃષ્ઠ તથા મસ્તક દેખાય છે. આનું પ્રયોજન એ છે જે યાત્રાદિકમાં શીર્ષના ઉદયવાળા લગ્નમાં જય થાય છે અને પૃષ્ઠ ઉદયના લગ્નમાં નિષ્ફળ થાય છે. વિગેરે.

હવે રાશિઓનાં ઉચ્ચ સ્થાન કહે છે.

अर्काद्युच्चान्यज १ वृष २ मृग ३ कन्या ४ कर्क ५ मीन ६ वणिजो ७ ऽंशैः ।
दिग् १० दहना ३ ष्टाविंशति २८ तिथी १५ षु ५ नक्षत्र २७ विंशतिभिः २० ॥११॥

અર્થ — મેષ ૧, વૃષ ૨, મકર ૩, કન્યા ૪, કર્ક ૫, મીન ૬ અને તુલા ૭ એ સાત રાશિઓ અનુક્રમે દસ, ત્રણ, અઠ્યાવીશ, પંદર, પાંચ, સત્યાવીશ અને વીશ અંશે કરીને અનુક્રમે સૂર્યાદિકનાં ઉચ્ચ સ્થાનો છે. અર્થાત્ મેષ રાશિના પહેલા દશ ત્રિંશાંશો રવિનું ઉચ્ચ સ્થાન છે, વૃષભના પહેલા ત્રણ ત્રિંશાંશો ચંદ્રનું ઉચ્ચ સ્થાન છે, મકરના પહેલા અઠ્યાવીશ ત્રિંશાંશો મંગળનું ઉચ્ચ સ્થાન છે વિગેરે. અહીં સંપ્રદાય એવો છે કે "આખી મેષ રાશિમાં સૂર્ય ઉચ્ચ છે. તેમાં પણ દશ અંશો સુધી પરમ ઉચ્ચ છે અને ત્યાર પછી માત્ર ઉચ્ચ જ છે. ચંદ્ર વૃષ રાશિમાં ઉચ્ચ છે તેમાં પણ ત્રણ અંશ સુધી પરમ ઉચ્ચ છે અને ત્યાર પછી માત્ર ઉચ્ચ જ છે વિગેરે." આ સંપ્રદાય લોકશ્રી વિગેરે ગ્રંથોના અભિપ્રાયને મળતો છે પરંતુ લઘુ અને બૃહત્જાતક તથા નારચંદ્ર વિગેરે ગ્રંથોનો અભિપ્રાય તો આ પ્રમાણે છે–"મેષ રાશિમાં સૂર્ય ઉચ્ચ છે, પણ તેના જ દશમા ત્રિંશાંશે પરમ ઉચ્ચ છે ચંદ્ર વૃષ રાશિમાં ઉચ્ચ છે. પણ તેના જ ત્રીજા અંશે પરમ ઉચ્ચ છે. મંગળ મકર રાશિમાં ઉચ્ચ છે પણ તેના જ અઠ્યાવીશમે અંશે પરમ ઉચ્ચ છે વિગેરે."

તાજીક ગ્રંથમાં તો પરમ ઉચ્ચ એવી સંજ્ઞા જ નથી પરંતુ "મેષ રાશિમાં પહેલા દશ ભાગ સુધી ઉચ્ચ સૂર્ય છે, પણ પછી તેજહીન છે." એમ કહ્યું છે. એજ પ્રમાણે વૃષાદિકમાં ચંદ્રાદિકનું ઉચ્ચપણું જાણવું.

રાશિઓનું નીચ તથા ત્રિકોણ સ્થાન કહે છે.

**स्वोच्चतः सप्तमं नीचं त्रिकोणान्यथ भानुतः ।**
**सिंहो ५ क्ष २ मेष १ प्रमदा ६ धनु ९ र्घट ७ घटाः ११ क्रमात् ॥१२॥**

અર્થ— પોતપોતાના ઉચ્ચ સ્થાનથી સાતમું સ્થાન નીચ જાણવું. હવે રવિ આદિ ગ્રહોનું અનુક્રમે સિંહ, વૃષ, મેષ, કન્યા, ધન, તુલા અને કુંભ એ રાશિઓ ત્રિકોણ સ્થાન કહેવાય છે.

જે જે ગ્રહનું જે જે ઉચ્ચ સ્થાન હોય તે થકી જે જે સાતમું સ્થાન હોય તે તે (ગ્રહ)નું નીચ સ્થાન જાણવું. અહીં પણ દશ, ત્રણ, અઠ્યાવીશ, પંદર, પાંચ, સત્યાવીશ અને વીસ એ પ્રમાણે અંશની સંખ્યા જે પૂર્વે કહી છે તે પણ લેવી. તેથી કરીને ઉચ્ચની જેમ નીચમાં પણ તેવી જ રીતે અર્થ કરવો. જેમકે મેષથી સાતમી તુલા રાશિ છે. તેના પહેલા દશ ત્રિશાંશો રવિનું નીચ સ્થાન જાણવું. વૃષ રાશિથી સાતમી વૃશ્ચિક રાશિ છે. તેના પહેલાં ત્રણ ત્રિશાંશો ચંદ્રનું નીચ સ્થાન જાણવું વિગેરે. અહિં પણ સંપ્રદાય એવો છે કે, "તુલામાં રવિ નીચ છે તેમાં પણ દશ અંશ સુધી પરમ નીચ અને ત્યાર પછી માત્ર નીચ જાણવો. એ પ્રમાણે ચંદ્રાદિકમાં પણ કહેવું." આ સંપ્રદાય પાકશ્રી વિગેરે ગ્રંથો સાથે મળતો છે. પરંતુ જાતક અને નારચંદ્ર વિગેરે ગ્રથોનો અભિપ્રાય તો આ પ્રમાણે છે. "તુલામાં સૂર્ય નીચ છે. તેમાં પણ દશમા ત્રિશાંશે પરમ નીચ છે. એ પ્રમાણે ચંદ્રાદિકમાં પણ જાણવું." તાજિકમાં તો પરમ નીચ એવી સંજ્ઞા જ નથી પરંતુ "તુલા રાશિમાં પહેલા દશ અંશો સુધી સૂર્ય નીચનો છે. એમ કહ્યું છે એ પ્રમાણે ચંદ્રાદિકમાં પણ જાણવું. વિશેષ આ પ્રમાણે છે.—

"कन्या राहुगृहं प्रोक्तं राहूच्चं मिथुनः स्मृतः ।
राहुनीचं धनुर्वर्णादिकं शनिवदस्य च ॥१॥"

"રાહુનું ઘર (સ્થાન) કન્યા રાશિ છે. રાહુનું ઉચ્ચ સ્થાન મિથુન રાશિ કહી છે. રાહુનું નીચ સ્થાન ધન રાશિ છે. તથા રાહુના વર્ણાદિક શનિ પ્રમાણે જાણવા.

પરમ ઉચ્ચપણું તથા પરમ નીચપણું સાઠ લિપ્તાના પ્રમાણવાળા તે તે અંશના મધ્ય ભાગે જાણવું. અર્થાત્ ત્રીશ લિપ્તાએ કરીને જાણવું. પરમ ઉચ્ચતા અને પરમ નીચતાના સમયને જાણવાનો ઉપાય આ પ્રમાણે છે.—

"मासं रविबुधशुक्राः सार्धं भौमस्त्रयोदशाचार्यः ।
त्रिंशन्मन्दोऽष्टादश राहुश्चन्द्रः सपाददिवसयुगम् ॥१॥"

"એક રાશિમાં સૂર્ય, બુધ અને શુક્ર એક એક માસ રહે છે, મંગળ દોઢ માસ રહે

છે, ગુરુ તેર માસ રહે છે, શનિ ત્રીશ માસ રહે છે, રાહુ અઢાર માસ રહે છે, તથા ચંદ્ર સવા બે દિવસ રહે છે."

त्रिंशांशे ज्ञार्कशुक्राणां दिनं ६ सार्धचतुर्घटि ।
इन्दोः ४ कुजे सार्धदिनं ५ मासमेकं शनैश्चरे ६ ॥१॥
अष्टादशदिनी राहो ७ स्त्रयोदशदिनी गुरोः ८ ।

"બુધ, સૂર્ય અને શુક્રનો ત્રિશાંશ એક એક દિવસનો છે. ચંદ્રનો ત્રિશાંશ સાડી ચાર ઘડી છે. મંગળનો ત્રિશાંશ દોઢ દિવસ છે. શનિનો ત્રિંશાંશ એક માસ, રાહુનો ત્રિંશાંશ અઢાર દિવસ અને ગુરુનો ત્રિંશાંશ તેર દિવસનો છે." આથી કરીને આ પ્રમાણે ભાવાર્થ થયો કે મેષની સંક્રાંતિમાં નવ દિવસ પછી એક દિવસ પરમ ઉચ્ચનો સૂર્ય કહેવાય. વૃષમાં નવ ઘડી પછીની સાડી ચાર ઘડી સુધી ચંદ્ર પરમ ઉચ્ચ થયો. મકરમાં સાડી ચાળીશ દિવસ પછી દોઢ દિવસ સુધી મંગળ પરમ ઉચ્ચ છે. કન્યામાં ચૌદ દિવસ પછી એક દિવસ સુધી બુધ પરમ ઉચ્ચ છે. કર્કમાં બાવન દિવસ પછી તેર દિવસ સુધી ગુરુ પરમ ઉચ્ચ છે. મીનમાં છવીશ દિવસ પછી એક દિવસ સુધી શુક્ર પરમ ઉચ્ચ છે તથા તુલામાં ઓગણીશ માસ પછી એક માસ સુધી શનિ પરમ ઉચ્ચ છે. એ રીતે પરમ નીચની પણ ભાવના જાણવી. આ પ્રકાર સામાન્યતાથી બતાવ્યો છે, એમ જાણવું. કારણ કે મંગળ વિગેરે ગ્રહો પ્રાયે વક્ર તથા અતિચારવાળા થાય છે. તે વખતે આ પરમ ઉચ્ચનો તથા પરમ નીચનો સમય ન જાણવો. પરંતુ વક્ર ગતિવાળા તથા અતિચારવાળા ગ્રહોની આગળ કહેવાશે તે રીતે સ્પષ્ટતા કર્યા પછી ઉપર કહેલા અંશો પ્રમાણે ઉચ્ચ નીચની ભાવના કરવી, આ કહેલો સમય તો સહજ ગતિવાળા ગ્રહોને માટે જ સમજવો.

ગ્રહોનું ઉચ્ચ-નીચ, મૂલત્રિકોણ તથા સ્વગૃહીબોધક ચક્ર

| ગ્રહ | સૂર્ય | ચંદ્ર | મંગળ | બુધ | ગુરુ | શુક્ર | શનિ | રાહુ |
|---|---|---|---|---|---|---|---|---|
| ઉચ્ચરાશિ<br>ઉચ્ચાંશ | મેષ<br>૧૦ | વૃષભ<br>૩ | મકર<br>૨૮ | કન્યા<br>૧૫ | કર્ક<br>૫ | મીન<br>૨૭ | તુલા<br>૨૦ | મિથુન<br>૧૫ |
| નીચરાશિ<br>નીચાંશ | તુલા<br>૧૦ | વૃશ્ચિક<br>૩ | કર્ક<br>૨૮ | મીન<br>૧૫ | મકર<br>૫ | કન્યા<br>૨૭ | મેષ<br>૨૦ | ધન<br>૧૫ |
| મૂલ ત્રિકોણ રાશિ | સિંહ | વૃષભ | મેષ | કન્યા | ધન | તુલા | કુંભ | કુંભ |
| સ્વગૃહી રાશિ | સિંહ | કર્ક | મેષ<br>વૃશ્ચિક | મિથુન<br>કન્યા | ધન<br>મીન | વૃષભ<br>તુલા | મકર<br>કુંભ | કન્યા |
| મિત્રરાશિ | મેષ, કર્ક<br>વૃશ્ચિક,<br>ધન, મીન, | સિંહ<br>મિથુન<br>કન્યા | સિંહ કર્ક<br>ધન મીન | સિંહ<br>વૃષભ<br>તુલા | સિંહ<br>કર્ક, મેષ<br>વૃશ્ચિક | મિથુન<br>મકર, કુંભ<br>કન્યા | મિથુન<br>કન્યા, તુલા<br>વૃષભ | વૃષભ તુલા<br>મિથુન કન્યા<br>મકર કુંભ |

ગ્રહોના ઉચ્ચ-નીચપણાનું ફળ આ પ્રમાણે છે.—

"इक्को जइ उच्चत्थो हवइ गहो उन्नइं परं कुणइ ।
किं पुण बे तिन्नि गहा कुणंति को इत्थ संदेहो ॥१॥"

"જો કદાચ એક પણ ગ્રહ ઉચ્ચ સ્થાને રહ્યો હોય તો પરમ ઉન્નતિ કરે છે. તો પછી ઉચ્ચ સ્થાને રહેલા બે-ત્રણ ગ્રહો પરમ ઉન્નતિને કરે તેમાં શો સંદેહ?"

જન્મને વિષે ઉચ્ચ ગ્રહનું ફળ આ પ્રમાણે છે:—

"त्र्युच्चैर्नृपः पञ्चभिरर्द्धचक्री चक्री च षडुच्चैर्मुनिभि ७ स्तथार्हन्"

"જન્મ સમયે ત્રણ ગ્રહ ઉચ્ચ હોય તો તે રાજા થાય, પાંચ ગ્રહ ઉચ્ચ હોય તો વાસુદેવ થાય, છ ઉચ્ચ હોય તો ચક્રવર્તિ થાય અને સાત ગ્રહ ઉચ્ચના હોય તો અરિહંત (તીર્થંકર) થાય. વળી કહ્યું છે કે:-

"त्रिभिर्नीचैर्भवेद्दासस्त्रिभिरुच्चैर्नराधिपः ।
त्रिभिः स्वस्थानगैर्मंत्री त्रिभिरस्तमितैर्जडः ॥१॥
अन्धं दिगंबरं मूर्खं परपिंडोपजीविनम् ।
कुर्यातामति नीचस्थौ पुरुषं चन्द्रभास्करौ ॥२॥"

"જેના જન્મ સમયે ત્રણ ગ્રહ નીચના હોય તે દાસ થાય છે અને ત્રણ ગ્રહ ઉચ્ચના હોય તો તે રાજા થાય છે. ત્રણ ગ્રહો સ્વસ્થાને રહ્યા હોય તો તે મંત્રી થાય છે અને ત્રણ ગ્રહ અસ્ત પામ્યા હોય તો તે જડ થાય છે. (૧) ચંદ્ર અને સૂર્ય જો નીચ સ્થાને રહ્યો હોય તો તે પુરુષને અંધ, દિગંબર (વસ્ત્ર રહિત-ગરીબ) મૂર્ખ અને ભિક્ષાવૃત્તિથી આજીવિકા કરનાર કરે છે."

ઉપર મૂળ શ્લોકમાં જે ત્રિકોણ સંજ્ઞા આપી છે તે મૂળ ત્રિકોણ પણ કહેવાય છે. ત્રિકોણનું ફળ એ છે જે "ત્રિકોણમાં રહેલા ગ્રહો ઉચ્ચ ગ્રહના જેવું જ અથવા તેથી કાંઈક ન્યૂન ફળ આપનારા છે." એમ પાક શ્રી ગ્રંથમાં કહ્યું છે. પ્રશ્ન શતક વૃત્તિમાં ત્રિકોણ વિગેરેને ત્રિંશાંશની સ્પષ્ટતા વડે આ પ્રમાણે કહ્યા છે. "સિંહ રાશિમાં વીશ ત્રિંશાંશો ત્રિકોણ છે અને બાકીના દશ ત્રિંશાંશ સૂર્યનું ગૃહ (ઘર-સ્થાન) છે. વૃષભ રાશિમાં બે ત્રિંશાંશો ઉચ્ચ છે. ત્રીજો પરમ ઉચ્ચ છે અને બાકીના ચંદ્રનું ત્રિકોણ છે. મેષમાં બાર ત્રિંશાંશો ત્રિકોણ છે. બાકીના અંશો મંગળનું ગૃહ છે. કન્યામાં ચૌદ ત્રિંશાંશો ઉચ્ચના છે. પંદરમો પરમ ઉચ્ચ છે. તેની પછીના પાંચ ત્રિકોણ છે અને બાકીના દશ બુધનું ગૃહ છે. ધનુષમાં દશ ત્રિંશાંશો ત્રિકોણ છે અને બાકીના ગુરૂનું ગૃહ છે. તુલામાં પંદર ત્રિંશાંશો ત્રિકોણ છે અને બાકીના શુક્રનું ગૃહ છે. કુંભમાં વીશ ત્રિંશાંશો ત્રિકોણ છે. અને બાકીના દશ શનિનું ગૃહ છે.

હવે રાશિઓના સંબંધવાળા બાર ભાવોને કહે છે—

लग्नाद्भावास्तनु १ द्रव्य २ भ्रातृ ३ बन्धु ४ सुता ५ रयः ६ ।
स्त्री ७ मृत्यु ८ धर्म कर्मा १० य ११ व्यया १२ श्च द्वादश स्मृताः ॥१३॥

અર્થ— લગ્નથી એટલે પ્રથમ સ્થાનથી અનુક્રમે તનુ ૧, દ્રવ્ય ૨, ભ્રાતૃ ૩, બંધુ ૪, સુત ૫, અરિ ૬, સ્ત્રી ૭, મૃત્યુ ૮, ધર્મ ૯, કર્મ ૧૦, આય ૧૧, વ્યય ૧૨, આ રીતે બાર ભાવો કહેલા છે. પ્રશ્ન વખતે, જન્મ વખતે અથવા યાત્રાદિકને સમયે જે કોઈ રાશિ ઉદયમાં હોય તે રાશિને લગ્ન નામે જાણવી. તેને બાર આરાવાળા ચક્રની આકૃતિ કરીને તેની વચ્ચેના વિવરમાં મુખ્ય સ્થાને સ્થાપન કરવી. બાકીની અગીયાર રાશિઓ ડાબી બાજુનાં અનુક્રમે અગિયાર સ્થાનકોમાં મૂકવી, આ રીતે કુંડળી થાય છે તે આ પ્રમાણે :-




અહીં લગ્નની તનુ ભાવ સંજ્ઞા છે. એટલે ઇષ્ટ માણુસના શરીર વિષે એ તનુ ભાવ ને આધારે વિચાર કરવો. ત્યાર પછી ડાબી બાજુના ક્રમથી અગિયાર સ્થાનોને વિષે રહેલા બીજા વિગેરે સ્થાનોમરહોં લી રાશિઓની સંજ્ઞા અનુક્રમે દ્રવ્યભાવ ૨, ભ્રાતૃભાવ ૩, બંધુ ભાવ ૪, વિગેરે જાણવી. તેથી ઈષ્ટ માણુસનું દ્રવ્ય ભાઈ વિગેરે સંબંધી તે તે સ્થાનોને અનુસારે વિચારવા કહ્યું છે કે —

" यो यो भावः स्वामिदृष्टो युतो वा
सौम्यैर्वा स्यात्तस्य तस्यास्ति वृद्धिः ।
पापैरेवं तस्य तस्यास्ति हानि-
र्निर्देष्टव्या पृच्छतां जन्मतो वा ॥१॥ "

" જે જે ભાવ સ્વામીએ જોયેલો હોય કે યુક્ત હોય અથવા સૌમ્ય ગ્રહોએ જોયેલો કે યુક્ત હોય તો તે ભાવની વૃદ્ધિ થાય છે. એ જ રીતે જો પાપગ્રહોએ યુક્ત કે જોયેલો હોય તો તે ભાવની હાનિ થાય છે. એ પ્રમાણે પૂછનારને તેની જન્મકુંડળી પરથી કહેવું."

વિશેષ એ છે જે છઠ્ઠા અરિ ભાવમાં જેમ ક્રૂર ગ્રહો અરિ ભાવને હણે છે તેમજ સૌમ્ય ગ્રહો પણ હણે છે જ, પણ પુષ્ટ કરતા નથી અને વ્યયસ્થાન તથા આઠમા સ્થાનમાં જેમ સૌમ્ય ગ્રહો વ્યય (ખર્ચ) ને તથા મૃત્યુને પોષે છે તેમ ક્રૂર ગ્રહો પણ પોષે જ છે, પરંતુ તેને હણતા નથી કહ્યું છે કે —

" सौम्याः षष्ठेऽरिघ्नाः सर्वे नेष्टा व्ययाष्टमगाः "

છઠ્ઠે સ્થાને રહેલા સૌમ્ય ગ્રહો અરિને હણે છે. તથા વ્યયસ્થાને અને આઠમા સ્થાને રહેલા સર્વે ગ્રહો અનિષ્ટ છે,' યવનેશ્વર તો કહે છે કે

" अष्टमे सौम्या आयुर्वृद्धिकराः "

" આઠમે સ્થાને સૌમ્ય ગ્રહો હોય તો તે આયુષ્યની વૃદ્ધિ કરનારા છે." ભ્રાતૃભાવમાં બહેન સંબંધી વિચાર પણ કરવો. બંધુ એટલે સ્વજન છે. તેથી બંધુ ભાવમાં માતાનો પણ વિચાર કરવો. સુત ભાવમાં શિષ્યો પણ જાણવા. સ્ત્રી એટલે ભાર્યા, તેના ભાવમાં

ગમન આગમન પણ જાણવાં. આઠમા સ્થાનમાં રોગાદિક પણ જાણવા. ધર્મ ભાવમાં વંશપરંપરાએ આવેલી વિદ્યા, અપૂર્વ વિદ્યા તથા અણચિંતવ્યો ધનલાભ વિગેરે જાણવા. દશમા સ્થાનમાં કર્મ એટલે વેપાર, તે સ્થાનમાં પિતા, ભાગ્ય, આજ્ઞા, ઐશ્વર્ય વિગેરે સંબંધી વિચાર કરવો. લાભ સ્થાનમાં નાશ પામેલાની પણ પ્રાપ્તિનો વિચાર કરવો. તથા વ્યય સ્થાનમાં સત્ તથા અસત્ બન્ને જાતના ખર્ચ વિગેરેનો વિચાર કરવો.

જેમ લગ્નથી આરંભીને બાર ભાવ કહ્યા તેમ ચંદ્રથી પણ બાર ભાવ જાણવા. તેથી કરીને લગ્ન અને ચંદ્રની મધ્યે જે બળવાન હોય તેનાથી બાર ભાવ વિચારવા એવી આમ્નાય છે.

બારે ભાવોનાં બીજાં નામો બતાવે છે—

सुहृन्मंदिर पाताल हिबुकाम्बुसुखाभिधम् ।
चतुर्थमष्टमं छिद्रं चतुरस्रे उभे पुनः ॥१४॥

અર્થ—સુહૃદ્, મંદિર, પાતાલ, હિબુક, અંબુ અને સુખ એ ચોથા સ્થાનમાં નામો છે, છિદ્ર એ આઠમા સ્થાનનું નામ છે. ચતુરસ્ર એ ચોથા તથા આઠમા એ બે સ્થાનનું નામ છે. સુહૃત્ શબ્દે કરીને મિત્રભવન, મંદિર શબ્દ વડે ગૃહભવન, પાતલ શબ્દ વડે રસાતલ ઇત્યાદિક પર્યાય નામો પણ અહીં લેવાય છે. એ પ્રમાણે આગળ પણ સર્વત્ર જાણવું. તથા પૂર્વે કહેલા તનુ વિગેરે બાર ભાવોને સ્થાને પણ શરીર વિગેરે પર્યાય શબ્દોનો પણ વ્યવહાર કરવો. આઠમું મૃત્યુ સ્થાન અનાયુનામનું પણ કહેવાય છે.

त्रित्रिकोणं च नवमं त्रिकोणे नव पंचमे ।
सप्तमं कामजामित्रद्युनद्यूनास्तसंज्ञकम् ॥१५॥

અર્થ—નવમું સ્થાન ત્રિત્રિકોણ કહેવાય છે. નવમું અને પાંચમું સ્થાન ત્રિકોણ કહેવાય છે અને સાતમું સ્થાન કામ, જામિત્ર, દ્યુન, દ્યૂન અને અસ્ત નામે પણ કહેવાય છે. અહીં કામ એટલે કામદેવ છે, જામિને એટલે બહેનને ત્યાગ કરે તે જામિત્ર કહેવાય છે. એટલે કે તે વિવાહનો પર્યાય શબ્દ છે તથા સર્વ કોઈ ગ્રહ જે રાશિમાં ઉદય પામે છે. તેનાથી સાતમી રાશિમાં અસ્ત પામે છે, તેથી સાતમા સ્થાનને અસ્ત નામે પણ કહ્યું.

स्यातां तृतीये दुश्चिक्यविक्रमे पञ्चमे तु धीः ।
मध्यमेषूरणव्योमान्याहुर्दशमधामनि ॥१६॥

અર્થ—ત્રીજા સ્થાનનું નામ દુશ્ચિક્ય અને વિક્રમ કહેવાય છે. પાંચમું સ્થાન ધી (બુદ્ધિ) નામનું કહેવાય છે, દશમા સ્થાનમાં મધ્ય, મેષૂરણ અને વ્યોમ એવાં નામો કહેવાય છે, અહીં જે ચોથા સ્થાનની પાતાલ અને અંબુ સંજ્ઞા કહી છે તથા દશમા સ્થાનની મધ્ય અને વ્યોમ સંજ્ઞા કહી છે, તે ભૂગોળની રીતે કહી છે એમ જાણવું. ભૂગોળનો મત એવો છે કે—"સૂર્ય પ્રાતઃકાળે પૂર્વદિશામાં ઉદય પામીને દક્ષિણ બાજુએ ફરતો ફરતો મધ્યાહ્ન સમયે દશમા સ્થાનરૂપ વ્યોમ (આકાશ)ના મધ્ય ભાગમાં આવીને સાયકાળે સાતમે સ્થાને અસ્ત

પામે છે અને તે જ પ્રમાણે રાત્રિએ પણ ફરતો ફરતો મધ્ય રાત્રિએ ચોથા સ્થાનરૂપ પાતાળમાં થઈને પાછો પ્રાતઃકાળે પૂર્વ દિશામાં ઉદય પામે છે." આ રીતે કહ્યું છે. વળી પાતાળ અંબુનું (જળનું) સ્થાન છે એ પ્રસિદ્ધ છે.

उपान्त्यं सर्वतोभद्रमन्त्यं रिष्यमुदीरितम् ।
वदन्त्युपचयाह्वां त्रिषड्दशैकादशान् पुनः ॥१७॥

અર્થ--અગીયારમું સ્થાન સર્વતોભદ્ર કહેવાય છે, કેમકે તે સ્થાને રહેલો ગ્રહ સર્વથા શુભકારક છે. બારમું સ્થાન રિષ્ય કહેવાય છે. લગ્નથી તથા ચંદ્રથી ગણતાં ત્રીજું, છઠ્ઠું, દશમું અને અગિયારમું સ્થાન ઉપચય નામે કહેવાય છે, કેમકે તે સ્થાનોમાં રહેલા પાપ-ગ્રહો પણ શુભ ફળદાયક થાય છે. બાકીનાં સ્થાનો અપચય એટલે હાનિ કરનારા છે એમ સમજવું તેનું ફળ આ પ્રમાણે કહ્યું છેઃ—

कार्यं यदुक्तं तदुपैति सिद्धिं वारे ग्रहे चोपचयर्क्षभाजि ॥
नीचर्क्षसंस्थेऽपचयस्थिते च यत्ने कृते चापि भवत्यसाध्यम् ॥१॥

"જે કાર્ય કરવાનું કહ્યું, હોય તે ઉપચય સ્થાનવાળી રાશિમાં રહેલ ગ્રહમાં તથા વારમાં સિદ્ધિને પામે છે અને નીચ રાશિમાં તથા અપચય સ્થાનમાં ગ્રહ રહ્યો હોય તો યત્ન કર્યા છતાં પણ તે કાર્ય અસાધ્ય થાય છે. એટલે સિદ્ધ થતું નથી."

केन्द्रचतुष्टयकंटकनामानि वपुः १ सुखा ४ स्त ७ दशमानि १०॥
स्युःपणफराणि परत २–५–८–११ स्तेभ्योऽप्यापो—
क्लिमानीति ३–६–९–१२ ॥१८॥

અર્થ--પહેલું, ચોથું, સાતમું અને દશમું એ ચાર સ્થાનો કેન્દ્ર, ચતુષ્ટય અને કંટક નામે કહેવાય છે. તે દરેકની પછીનાં એટલે બીજું પાંચમું, આઠમું અને અગિયારમું એ ચાર સ્થાનો પણફર નામે કહેવાય છે તથા તેની પછીનાં એટલે ત્રીજું, છઠ્ઠું, નવમું અને બારમું એ ચાર સ્થાનો આપોક્લિમ નામે કહેવાય છે. કેન્દ્રને વિષે રહેલા સર્વે ગ્રહો સંપૂર્ણ પરાક્રમી હોય છે, પણફરમાં રહેલા ગ્રહો અર્ધ પરાક્રમી હોય છે અને આપોક્લિમને વિષે તેથી અર્ધ એટલે ચતુર્થાંશ પરાક્રમવાળા હોય છે. એમ ત્રૈલોક્ય પ્રકાશમાં કહ્યું છે, વિશેષ એ છે જે સંજ્ઞા બે પ્રકારની હોય છે, એક અન્વર્થ અને બીજી યાદચ્છિકી (રૂઢિવાળી) તેમાં દુશ્ચિક્ય, હિબુક, ત્રિકોણ, દ્યુન, દ્યૂ, ત્રિત્રિકોણ, ચતુરસ્ર, મેષૂરણ, રિષ્ય, કેન્દ્ર, ચતુષ્ટય, કંટક પણફર તથા આપોક્લિમ અને કહેવામાં આવશે એવી હોરા, દ્રેષ્કાણ વિગેરે સંજ્ઞાઓ સાર્થક નહિ હોવાથી યાદચ્છિકી કહેવાય છે, તે સંજ્ઞાઓ યવનાચાર્યના મતમાં રૂઢ હોવાથી અહીં કહી છે તથા વિક્રમ, સુખ, વેશ્મ, ધી, જામિત્ર અને છિદ્ર વિગેરે સંજ્ઞાઓ અન્વર્થ છે. તેથી કરીને ઈષ્ટ મનુષ્યમાં વિક્રમ, સુખ, ઘર, બુદ્ધિ, વિવાહ અને હાનિ વિગેરે અનુક્રમે તે તે સ્થાનોથી વિચારાય છે. એજ રીતે લગ્નથી આરંભીને પ્રથમ વિગેરે સ્થાનોની તનુ વગેરે સંજ્ઞાઓ નિયમિત કહેલી છે, તેથી તેને અનુસારે કરીને જ આગળ પણ સર્વ ઠેકાણે પ્રથમ આદિ સ્થાનોને ઠેકાણે તનુ આદિ શબ્દનો વ્યવહાર જાણી લેવો.

હવે રાશિઓનાં ગૃહ, હોરા, દ્રેષ્કાણુ, નવાંશ, દ્વાદશાંશ અને ત્રિંશાંશ નામનાં ૭ વર્ગનું સ્વરૂપ બતાવે છે—

मेषादीशाः कुजः १ शुक्रो २ बुध ३ श्चन्द्रो ४ रवि ५ र्बुधः ६ शुक्रः ७
कुजो ८ गुरु ९ र्मन्दो १० मन्दो ११ जीव १२ इति क्रमात् १९ ।

અર્થ— આ ૭ વર્ગના અધિકારમાં રાશિઓનું "ગૃહ" એવું નામ છે. તેથી કરીને મેષ રાશિ (ગૃહ)થી અનુક્રમે મંગળ ૧, શુક્ર ૨, બુધ ૩, ચંદ્ર ૪, રવિ ૫, બુધ ૬, શુક્ર ૭, મંગળ ૮, ગુરુ ૯, શનિ ૧૦, શનિ, અને ગુરુ ૧૨, આ બાર સ્વામીઓ છે. આનું ફળ "यो यो भावः स्वामिदृष्टो युतो वा" વિગેરે પૂર્વે કહ્યા પ્રમાણે છે.

होरा राश्यर्द्धमोजर्क्षेऽर्केन्द्वोरिन्द्वर्कयोः समे ।
द्रेष्काणा मे त्रयस्तु स्वपञ्चमत्रित्रिकोणपाः ॥२०॥

અર્થ—રાશિનો અર્ધ ભાગ હોરા કહેવાય છે. તેથી એક એક રાશિમાં બબ્બે હોરા હોય છે. તેમાં મેષ વિગેરે વિષમ રાશિમાં પહેલી હોરા રવિની અને બીજી હોરા ચંદ્રની હોય છે, તથા વૃષ વિગેરે સમ રાશિમાં પહેલી હોરા ચંદ્રની અને બીજી હોરા સૂર્યની હોય છે. હોરાનુ ફળ એ છે જે—"સૂર્યની હોરામાં જન્મેલાં બાળક તેજસ્વી થાય છે, અને ચંદ્રની હોરામાં જન્મેલાં મૃદુ (કોમળ) થાય છે ઈત્યાદિ" એ પ્રમાણે દ્રેષ્કાણુ વિગેરેમાં પણ ક્રૂર તથા સૌમ્ય સ્વામીને અનુસારે ક્રૂરપણું અને સૌમ્યપણું સમજવું. દરેક રાશિમાં ત્રણ ત્રણ દ્રેષ્કાણુ હોય છે. તેમાં જે પોતાની જ રાશિનો ઈશ હોય છે, તે પ્રથમ દ્રેષ્કાણુનો ઈશ હોય છે, તેથી પાંચમી રાશિનો જે સ્વામી હોય તે બીજા દ્રેષ્કાણુનો ઈશ હોય છે, તથા નવમી રાશિનો જે સ્વામી હોય તે ત્રીજા દ્રેષ્કાણુનો સ્વામી હોય છે. હરિભદ્રકૃત લગ્નશુદ્ધિમાં પણ કહ્યું છે કે—

"दिक्काणोऊ तिभागो सो पढमो निअयरासिअहिवइणो ।
वीओ पंचमपहुणो तइओ पुण नवमगिहवइणो ॥१॥"

"દરેક રાશિનો ત્રીજો ભાગ દ્રેષ્કાણુ કહેવાય છે. તેમાં પોતાની રાશિના અધિપતિનો પહેલો દ્રેષ્કાણુ, તેથી પાંચમી રાશિના સ્વામીનો બીજો દ્રેષ્કાણુ અને નવમાં ગૃહના સ્વામીનો ત્રીજો દ્રેષ્કાણુ સમજાવો.

બૃહત્ જાતકમાં પણ કહ્યું છે કે—

"द्रेष्काणाः स्युः स्वभवनसुतत्रित्रिकोणाधिपानां"

"પોતાના સ્થાનના, પાંચમા સ્થાનના અને નવમા સ્થાનના સ્વામીઓના એમ ત્રણ દ્રેષ્કાણો હોય છે." કેટલાએક આચાર્યો રાશિઓના સપ્તાંશ પણ કહે છે, તથા તેના સ્વામીઓ પણ કહે છે. તે હોરામકરંદમાં આ પ્રમાણે કહ્યા છે.

स्वक्षादोजे युग्मभे द्यूनगेहाद्गण्यास्तज्ज्ञैः सप्तमांशाः क्रमेण"

વિષમ (એકી રાશિમાં) પોતાની રાશિથી સપ્તમાંશો ગણવા. સમ (બેકી રાશિમાં)

પોતાની રાશિથી સાતમી રાશિ જે હોય ત્યાંથી સપ્તમાંશો ગણવા. એટલે મેષ રાશિમાં પહેલો મેષનો સપ્તમાંશ જાણવો, બીજો વૃષભનો યાવત્ સાતમો તુલાનો અને વૃષભ રાશિમાં પહેલો વૃશ્ચિકનો, બીજો ધનનો યાવત સાતમો વૃષભનો સપ્તમાંશ જાણવો. આ પ્રમાણે તેના જાણકાર પુરુષોએ સપ્તમાંશ ગણવા."

હવે નવાંશો કહે છે.

**नवांशाः स्युरजादीनामजैणतुलकर्कतः ।**
**वर्गोत्तमाश्चरादौ ते प्रथमः पञ्चमोऽन्तिमः ।।२१।।**

અર્થ—મેષથી આરંભીને દરેક રાશિમાં નવ નવ નવાંશો હોય છે. તેમાં મેષ રાશિના નવાશો મેષને આદિ લઈને નવ સુધી ગણવા (એટલે કે મેષ રાશિમાં પહેલો નવાંશ મેષનો, બીજો નવાંશ વૃષનો, ત્રીજો નવાંશ મિથુનનો, એ રીતે નવ સુધી ગણતાં નવમો નવાંશ ધનનો આવે છે.) એ રીતે વૃષના નવાંશો મકરથી ગણવા, મિથુનના નવાંશો તુલાથી ગણવા; તથા કર્કના નવાંશો કર્કથીજ ગણવા. એજ પ્રમાણે સિંહના નવાંશો મેષથી ગણવા એટલે કે મેષનીજ જેવા, કન્યાના વૃષની જેમ, તુલાના મિથુનની જેમ, અને વૃશ્ચિકના કર્કની જેમ ગણવા. એજ રીતે ધન, મકર, કુંભ અને મીનના નવાંશો પણ અનુક્રમે મેષ, વૃષ, મિથુન અને કર્કની જેવાજ ગણવા.

| રાશી અંશ | મે | વૃ | મિ | કર્ક | સિ | ક | તુ | વૃ | ધ | મ | કું | મી |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૩/૨૦ | મે | મ | તુ | ક | મે | મ | તુ | ક | મે | મ | તુ | ક |
| ૬/૪૦ | વૃ | કું | વૃ | સિં | વૃ | કું | વૃ | સિં | વૃ | કું | વૃ | સિ |
| ૧૦/૦૦ | મિ. | મી | ધ | ક | મિ. | મી | ધ | ક | મિ | મી | ધ | ક |
| ૧૩/૨૦ | ક | મે | મ | તુ | ક | મે | મ | તુ | ક | મે | મ | તુ |
| ૧૬/૪૦ | સિં | વૃ | કું | વૃ | સિં | વૃ | કું | વૃ | સિ | વૃ | કું | વૃ |
| ૨૦/૦૦ | ક | મિ | મી | ધ | ક | મિ | મી | ધ | ક- | મિ | મી | ધ |
| ૨૩/૨૦ | તુ | ક | મે | મ | તુ | ક | મે | મ | તુ | ક | મે | મ |
| ૨૬/૪૦ | વૃ | સિં | વૃ | કું | વૃ | સિં | વૃ | કું | વૃ | સિં | વૃ | કું |
| ૩૦/૦૦ | ધ | ક | મિ | મી | ધ | ક | મિ | મી | ધ | ક | મિ | મી |

આ નવાંશોનું ફળ પૂર્ણભદ્ર આ પ્રમાણે લખે છે:—

**ति पण चउ सत्त नवमा रासीण नवंसया सुहा जम्मे ।**
**पढम दु अट्ठम अहमा छट्ठो पुण मज्झिमो नेओ ११ ।।**

"જન્મને વિષે રાશિઓનો ત્રીજો, પાંચમો, ચોથો, સાતમો, અને નવમો એ પાંચ નવાંશો સુખકારક એટલે ઉત્તમ જાણવા. પહેલો, બીજો અને આઠમો એ ત્રણ નવાંશો અધમ (અશુભ) જાણવા, તથા છઠ્ઠું નવાંશ મધ્યમ જાણવો."

વર્ગ એટલે સમૂહને વિષે જે ઉત્તમ તે વર્ગોત્તમ કહેવાય છે. તેમાં ચરરાશિઓમાં પહેલો નવાંશ વર્ગોત્તમ જાણવો. સ્થિર રાશિઓમાં પાંચમો નવાંશ વર્ગોત્તમ જાણવો અને દ્વિસ્વભાવ રાશિઓમાં છેલ્લો એટલે નવમો નવાશ વર્ગોત્તમ છે. અર્થાત્ આ રીતે ગણવાથી સર્વે રાશિઓમા પોતપોતાના નામનો નવાંશ વર્ગોત્તમમાં આવે છે. વર્ગોત્તમનું ફળ એ છે જે—"વર્ગોત્તમમાં ઉત્પન્ન થયેલા મનુષ્યો પોતાના કુળમાં પ્રધાન થાય છે વિગેરે." છેલ્લો નવાંશ પણ અમુક રાશિમાં વર્ગોત્તમ હોવાથી તે લગ્નમાં આદરવા યોગ્ય છે નહીં, તો તે છેલ્લો નવાંશ અગ્રાહ્ય (તજવા યોગ્ય) થઈ જાય. તે વિષે પૂર્ણભદ્ર કહે છે કે—

"लग्नस्याद्यन्तमध्येषु बलं पूर्णाल्पमध्यमम्"

"આદિ, અન્ત અને મધ્યને વિષે લગ્નનું બળ (ફળ) અનુક્રમે પૂર્ણ, અલ્પ અને મધ્યમ છે." હર્ષપ્રકાશમાં પણ કહ્યું છે કે—

"वग्गुत्तमं विणा दिज्जा नेव चरमं नवंसगं कहवि"

—"વર્ગોત્તમ વિના કોઈ પણ વખત છેલ્લો નવાંશ ગ્રહણ કરવો નહીં." વર્ગોત્તમના નવાંશમાં રહેલો ગ્રહ પણ વર્ગોત્તમ કહેવાય છે અને તે (ગ્રહ) અત્યંત બળવાન છે. તે વિષે દૈવજ્ઞવલ્લભમાં કહ્યું છે કે—

"बलवानुदितांशस्थः शुद्धं स्थानफलं ग्रहः ।
दद्याद्वर्गोतमांशे च मिश्रं शेषांशसंस्थितः ॥१॥"

"ઉદયના અંશમાં રહેલો તથા વર્ગોત્તમના અંશમાં રહેલો ગ્રહ બળવાન છે અને તે સ્થાનનું ફળ શુદ્ધ (પૂર્ણ) આપે છે અને બાકીના અંશમાં રહ્યો હોય તો તે મિશ્રરૂપ (ફળ) આપે છે.

"यतो स एव राशिः स्यात्स एव च नवांशकः ।
प्रोक्तं स्थानफलं शुद्धमतोऽस्मिन् सोपपत्तिकम् ॥२॥"

"કારણ કે જે રાશિ હોય છે તે જ નવાંશક હોય છે. અર્થાત્ તે રાશિના નામનો નવાંશક જ વર્ગોત્તમ હોય છે. તેથી કરીને આ નવાંશને વિષે સ્થાન ફળ જે શુદ્ધ કહ્યું તે યુક્તિ યુક્ત છે."

હવે દ્વાદશાશ તથા ત્રિશાંશનું સ્વરૂપ બતાવે છે.

स्युर्द्वादशांशाः स्वगृहादथेशास्त्रिशांशकेष्वोजयुजोस्तु राश्योः ।
क्रमोत्क्रमादर्थ शरा ष्ट शैले न्द्रियेषु भौमार्किगुरुज्ञशुक्राः ॥२२॥"

અર્થ — પોતાના ગૃહ (સ્થાન)થી બાર બાર દ્વાદશાંશો હોય છે. એટલે કે જે નામની રાશિ હોય તે નામને પહેલો દ્વાદશાંશ જાણવો. બાકીના અગિયાર દ્વાદશાંશો તેની પછીની અગિયાર રાશિના નામવાળા જાણવા. જેમકે મેષ રાશિમાં પહેલો દ્વાદશાંશ મેષનો, બીજો વૃષનો, ત્રીજો મિથુનનો, એ રીતે ગણતાં છેલ્લો (બારમો) દ્વાદશાંશ મીનનો આવે. વૃષ રાશિમાં પહેલો દ્વાદશાંશ વૃષનો, બીજો મિથુનનો, એ રીતે અનુક્રમે ગણતા છેલ્લો મેષનો આવે. એ રીતે મિથુન રાશિમાં પહેલો મિથુનનો, બીજો કર્કનો એ રીતે ગણતાં છેલ્લો વૃષનો આવે. આ દ્વાદશાંશોના ઈશો જે મેષાદિકના ઈશો છે તે જ જાણવા. હવે દરેક રાશિમાં ત્રીશ ત્રીશ ત્રિશાંશ હોય છે. તેના ઈશો આ પ્રમાણે જાણવા. મેષ, મિથુન વિગેરે વિષમ (એકી) રાશિમાં પાંચ, પાંચ, આઠ, સાત અને પાંચ ત્રિશાંશોના સ્વામી અનુક્રમે મંગળ, શનિ, ગુરુ, બુધ અને શુક્ર જાણવા. અને સમ (બેકી) રાશિમાં તે અંશો તથા તે સ્વામીઓ ઉત્ક્રમથી એટલે પશ્ચાનુપૂર્વીએ જાણવા. એટલે કે વૃષ, કર્ક, વિગેરે સમ રાશિમાં પાંચ, સાત, આઠ, પાંચ અને પાંચ ત્રિશાંશોના સ્વામી શુક્ર, બુધ, ગુરુ, શનિ અને મંગળ જાણવા.

છ વર્ગની સ્થાપના યંત્ર (જુઓ પાન નંબર ૭૯)

હવે ગ્રહોના તથા લગ્નના સ્પષ્ટીકરણ માટે તેની ભુક્તિને ઉપયોગી સર્વ ષડ્વર્ગનું સાધારણ લિપ્તામાન કહે છે —

**षड्वर्गेऽष्टादश १८०० नव ९०० षड् ६०० द्वे २०० सार्द्ध**
**शतानि षष्ठिश्च ॥६०॥**
**क्रमशो गृहहोरादौ लिप्ताःस्युः प्रभुरिह नवांशः ॥२६॥**

અર્થ—છ વર્ગની મધ્યે મેષાદિક ગૃહો (સ્થાનો) માંના દરેકને અઢારસો અઢારસો લિપ્તાઓ છે. હોરાની લિપ્તાઓ નવસો છે. કેમકે ગૃહથી અર્ધી હોરા છે. દ્રેષ્કાણની લિપ્તાઓ છસો છે. કારણકે ગૃહથી ત્રીજા ભાગે દ્રેષ્કાણ છે, એ રીતે નવાંશોની બસો લિપ્તાઓ દ્વાદશાંશની દોઢસો લિપ્તાઓ અને ત્રિંશાંશની સાઠ લિપ્તાઓ છે. સાઠ વિલિપ્તા (પળ)ની એક લિપ્તા (ઘડી) થાય છે. એવું આગળ કહેશે. આ છ વર્ગનું ફળ એ છે જે-"તિથિ વિગેરેના બળથી ચંદ્રનું બળ સો ગણું છે. તેનાથી લગ્ન હજાર ગણું વધારે બળવાન છે તેનાથી પણ હોરા વિગેરે સર્વે ઉત્તરોત્તર પાંચ પાંચ ગણા વધારે બળવાન છે" એ પ્રમાણે બૃહત્‌જાતક વૃત્તિમાં કહ્યું છે. હવે આ છએ વર્ગમાં નવાંશનું જ પ્રધાનપણું છે તે કહે છે- આ છએ વર્ગમાં પ્રતિષ્ઠા, વિવાહ વિગેરે સર્વે કાર્યોને વિષે નવાંશ જ વધારે સમર્થ (બળવાન) છે. એ વિષે લલ્લ કહે છે કે

**स्वार्द्धे नक्षत्रफले तिथ्यर्धे तिथिफलं समादेश्यम् ।**
**होरायां वारफलं लग्नफलं त्वंशके स्पष्टम् ॥१॥**

"નક્ષત્રનું ફળ પોતાના અર્ધ ભાગમાં સ્પષ્ટ છે. તિથિના અર્ધ ભાગમાં તિથિનું ફળ સ્પષ્ટ છે. હોરાને વિશે વારનું ફળ સ્પષ્ટ છે. તથા લગ્નનું ફળ અંશકમાં (નવાંશમાં) સ્પષ્ટ છે.

## ૭ વર્ગની સ્થાપના (યંત્ર)

| ગ્રહો | ગૃહેશાઃ | હોરા | દ્રેષ્કાણેશાઃ | નવાંશેશા : | દ્વાદશાંશેશા : | ત્રિંશાંશેશા : |
|---|---|---|---|---|---|---|
| મેષ | મંગળ | રવિ ચંદ્ર | મંગળ રવિ ગુરુ | મં શુ બુ ચં ર બુ શુ મં ગુ | મં શુ બુ ચં ર બુ શુ મં ગુ શ શ ગુ | ૫ ૫ ૮ ૭ ૫<br>મં શ ગુ બુ શુ |
| વૃષ | શુક્ર | ચંદ્ર રવિ | શુક્ર બુધ શનિ | શ શ ગુ મં શુ બુ ચં ર બુ | શુ બુ ચં ર બુ શુ મં ગુ શ શ ગુ મં | ૫ ૭ ૭ ૮ ૫<br>શુ બુ ગુ શ મં |
| મિથુન | બુધ | રવિ ચંદ્ર | બુધ શુક્ર શનિ | શુ મં ગુ શ શ ગુ મં શુ બુ | બુ ચં ર બુ શુ મં ગુ શ શ ગુ મં શુ | ૫ ૫ ૮ ૭ ૫<br>મં શ ગુ બુ શુ |
| કર્ક | ચંદ્ર | ચંદ્ર રવિ | ચંદ્ર મંગળ ગુરુ | ચં ર બુ શુ મં ગુ શ શ ગુ | ચં ર બુ શુ મં ગુ શ શ ગુ મં શુ બુ | ૫ ૭ ૮ ૫ ૫<br>શુ બુ ગુ શ મં |
| સિંહ | રવિ | રવિ ચંદ્ર | રવિ ગુરુ મંગળ | મં શુ બુ ચં ર બુ શુ મં ગુ | ર બુ શુ મં ગુ શ શ ગુ મં શુ બુ ચં | ૫ ૫ ૮ ૭ ૫<br>મં શ ગુ બુ શુ |
| કન્યા | બુધ | ચંદ્ર રવિ | બુધ શનિ શુક્ર | શ શ ગુ મં શુ બુ ચં ર બુ | બુ શુ મં ગુ શ શ ગુ મં શુ બુ ચં ર | ૫ ૭ ૮ ૫ ૫<br>શુ બુ ગુ શ મં |
| તુલા | શુક્ર | રવિ ચંદ્ર | શુક્ર શનિ બુધ | શુ મં ગુ શ શ ગુ મં શુ બુ | શુ મં ગુ શ શ ગુ મં શુ બુ ચં ર બુ | ૫ ૫ ૮ ૭ ૫<br>મં શ ગુ બુ શુ |
| વૃશ્ચિક | મંગળ | ચંદ્ર રવિ | મંગળ ગુરુ ચંદ્ર | ચં ર બુ શુ મં ગુ શ શ ગુ | મં ગુ શ શ ગુ મં શુ બુ ચં ર બુ શુ | ૫ ૭ ૮ ૫ ૫<br>શુ બુ ગુ શ મં |
| ધન | ગુરુ | રવિ ચંદ્ર | ગુરુ મંગળ રવિ | મં શુ બુ ચં ર બુ શુ મં ગુ | ગુ શ શ ગુ મં શુ બુ ચં ર બુ શુ મં | ૫ ૫ ૮ ૭ ૫<br>મં શ ગુ બુ શુ |
| મકર | શનિ | ચંદ્ર રવિ | શનિ શુક્ર બુધ | શ શ ગુ મં શુ બુ ચં ર બુ | શ શ ગુ મં શુ બુ ચં ર બુ શુ મં ગુ | ૫ ૭ ૮ ૫ ૫<br>શુ બુ ગુ શ મં |
| કુંભ | શનિ | રવિ ચંદ્ર | શનિ બુધ શુક્ર | શુ મં ગુ શ શ ગુ મં શુ બુ | શ ગુ મં શુ બુ ચં ર બુ શુ મં ગુ શ | ૫ ૫ ૮ ૭ ૫<br>મં શ ગુ બુ શુ |
| મીન | ગુરુ | ચંદ્ર રવિ | ગુરુ ચંદ્ર મંગળ | ચં ર બુ શુ મં ગુ શ શ ગુ | ગુ મં શુ બુ ચં ર બુ શુ મં ગુ શ શ | ૫ ૭ ૮ ૫ ૫<br>શુ બુ ગુ શ મં |

હવે નવાંશનું કેવું પ્રાધાન્ય છે તે બાબતમાં દેવજ્ઞવલ્લભે કહ્યું છે કે—

"लग्ने शुभेऽपि यद्यंशः क्रूरः स्यान्नेष्टसिद्धिदः ।
लग्ने क्रूरेऽपि सौम्यांशः शुभदोंऽशो बली यतः ॥१॥"

"લગ્ન શુભ હોય છતાં જો અંશ (નવાંશ) ક્રૂર હોય તો તે ઈષ્ટ સિદ્ધિને આપતો નથી અને લગ્ન ક્રૂર હોય છતાં અંશ સૌમ્ય હોય તો શુભકારક છે. કારણ કે અંશ જ બળવાન છે." તેમજ ક્રૂર અંશ (નવાંશ)માં રહેલો સૌમ્ય ગ્રહ પણ ક્રૂર થાય છે અને અંશમાં રહેલો ક્રૂર ગ્રહ સૌમ્ય થાય છે. એમ લલ્લ કહે છે "ક્રૂર અંશમાં રહેલા સૌમ્ય ગ્રહની દષ્ટિ પણ દુષ્ટ થાય છે, અને સૌમ્ય અંશમાં રહેલા ક્રૂર ગ્રહની દષ્ટિ પણ શુભ (સૌમ્ય) થાય છે.' તથા ગ્રહગોચરની શુદ્ધિના વિચારને સમયે "રાશિના ગોચરથી ગ્રહ શુભ હોય તો પણ નવાંશના ગોચરે કરીને જો શુભ હોય તો જ તે શુભ થાય છે." ઈત્યાદિ લલ્લ તથા શ્રીપતિ કહે છે.

હવે ગ્રહ પોતાના વર્ગમાં રહેલો છે કે બીજા વર્ગમાં રહેલો છે તે કહે છે–

षण्णां त्र्यादिषु वर्गेषु यो ग्रहः स्वेष्ववस्थितः ।
स स्ववर्गगतो ज्ञेय एवमेवान्यवर्गगः ॥२४॥

અર્થ—કોઈ પણ ગ્રહ છ વર્ગમાંના કોઈ પણ પોતાના ત્રણ, ચાર અથવા ઉત્કૃષ્ટથી પાંચ વર્ગમાં રહેલો હોય તો તે સ્વવર્ગમાં રહેલો છે એમ જાણવું, અને એવી જ રીતે એટલે ત્રણ, ચાર કે પાંચ વર્ગમાં રહેલો હોય તો તે અન્ય વર્ગમાં રહેલો જાણવો.

કોઈ પણ ગ્રહ ઉત્કૃષ્ટથી પાંચ વર્ગ સુધી જ આવી શકે છે, પરંતુ કદાપી છએ વર્ગમાં આવી શકતો નથી, કારણ કે સૂર્ય અને ચંદ્ર એ ગ્રહો ત્રિશાંશમાં આવતા જ નથી તથા મંગળ, બુધ, ગુરુ, શુક્ર અને શનિ એ ગ્રહો હોરામાં આવતા જ નથી. આ પ્રમાણે જે ગ્રહ પોતાના પાંચ વર્ગ સુધીમાં આવતો હોય તે સ્વવર્ગમાં આવેલો હોવાથી જ બળબાન છે અને અન્ય વર્ગમાં આવેલો હોય તો તે નિર્બળ છે. વિશેષ એ છે જે—"જે નવાંશમાં છ, પાંચ કે ચાર ગૃહાદિક મધ્યે સૌમ્ય ગ્રહસ્વામી મળે તો છ વર્ગનો, પાંચ વર્ગનો કે ચાર વર્ગનો તે નવાંશ સૌમ્ય હોવાથી પ્રતિષ્ઠાદિકના લગ્નને વિષે વિશેષે કરીને ગ્રહણ કરવા લાયક છે. તે સૌમ્ય ગ્રહનો આ રીતે નિશ્ચય કરેલો છે—

सत्तमनवमा मेसे १ पंचमतइया विसे २ मिहुणि छट्ठो ३ ।
पढम तइया य कक्के ४ सिंहे छट्ठो ५ कणी तइओ ६ ॥१॥
अट्ठमनवमा यं तुले ७ विच्छवलग्गे चउत्थय नवसो ८ ।
धणुलग्गि छट्ठसत्तम नवमा ९ मयरंमि पंचमओ १० ॥२॥
छट्ठमा य कुंभे ११ पढमो तइओ अ मीण लग्गम्मि ।
चउपणवग्ग छ वग्गो एएसु नवंसएसु सुहो ॥३॥

"મેષ લગ્નમાં સાતમો અને નવમો નવાંશ, વૃષમાં પાંચમો અને ત્રીજો, મિથુનમાં છઠ્ઠો, કર્કમાં પહેલો અને ત્રીજો, સિંહમાં છઠ્ઠો, કન્યામાં ત્રીજો, તુલામાં આઠમો અને નવમો, વૃશ્ચિક લગ્નમાં ચોથો નવાંશ, ધન લગ્નમાં છઠ્ઠો, સાતમો અને નવમો, મકરમાં પાંચમો, કુંભમાં છઠ્ઠો અને આઠમો તથા મીન લગ્નમાં પહેલો અને ત્રીજો, આટલા નવાંશોમાં ચાર વર્ગ, પાંચ વર્ગ કે છ વર્ગ હોય તે શુભ છે" આટલા નવશોમાં ચાર વર્ગની શુદ્ધિ તો સર્વને છે, પરંતુ પાંચ અને છ વર્ગની શુદ્ધિ તો કેટલાએક નવશોમાં સંપૂર્ણ રીતે છે અને કેટલાએકમાં કેટલેક અંશે જ છે. તેની સ્પષ્ટતા આ ગ્રંથના છેલ્લા શ્લોકની ટીકામાં લખેલી છે, ત્યાંથી જાણી લેવી. કેટલાએક આચાર્યો ત્રણ જ વર્ગની શુદ્ધિએ કરીને અને બીજા કેટલાક નવાંશની જ પ્રભુતાને લીધે એક તેને જ સૌમ્યને લઈને બાકીના વર્ગની શુદ્ધિ વિના પણ લગ્નનો આદર કરે છે. તેથી કરીને અહીં તત્ત્વ એ છે જે લગ્નને વિશે અવશ્ય ગ્રહણ કરવા લાયક નવાંશની શુદ્ધિ કર્યા પછી જેમ જેમ વધારે શુભ વર્ગનો લાભ થાય તેમ તેમ પ્રતિષ્ઠાદિક શુભ કાર્યમાં તેનું વિશેષે કરીને ગ્રહણ કરવું.

દિશાઓના સ્વામી તથા ગ્રહોની સૌમ્યતા ક્રૂરતા કહે છે—

ग्रहाः स्युरैन्द्र्याद्यधिपा दिनेश १
शुक्रार २ राहु ३ ४ किं ५ राशि ६ ज्ञ ७ जीवाः ८ ।
पापाः कृशेन्द्वर्कतमोऽसितारास्तैः संयुतो ज्ञश्च परे तु सौम्याः ॥२५॥

અર્થ—પૂર્વ દિશાનો અધિપતિ સૂર્ય છે, અગ્નિ કોણનો શુક્ર, દક્ષિણનો મંગળ, નૈઋત્યનો રાહુ, પશ્ચિમનો શનિ, વાયવ્યનો ચંદ્ર, ઉત્તરનો બુધ અને ઈશાનનો અધિપતિ ગુરુ છે. આનું પ્રયોજન એ છે જે 'કેન્દ્રમાં રહેલા બળવાન ગ્રહને અનુસારે ચોરાદિક કઈ દિશામાં ગયા છે તેનું જ્ઞાન થાય છે" ચંદ્ર, (એટલે વદી ચૌદશથી ત્રણ દિવસમાં ચંદ્ર કળારહિત હોય છે. માટે તે કૃશ ચંદ્ર કહેવાય છે.) સૂર્ય, રાહુ, શનિ અને મંગળ એટલા ગ્રહ પાપી-ક્રૂર છે તથા આટલા ગ્રહે કરીને યુક્ત એટલે આમાંના કોઈ પણ ગ્રહની સાથે એક સ્થાનમાં રહેલો બુધ પણ ક્રૂર છે અને બાકીના એટલે પુષ્ટ (કળાવાળો) ચંદ્ર ક્રૂર ગ્રહથી જુદો રહેલો બુધ, ગુરુ અને શુક્ર આટલા ગ્રહો સૌમ્ય છે. આનું ફળ એ છે જે ક્રૂર અને સૌમ્ય ગ્રહના બલિષ્ટપણાને લીધે (અનુસારે) ઉત્પન્ન થયેલા બાળકના સ્વભાવ વિગેરેનું જ્ઞાન થાય છે. વિશેષ આ પ્રમાણે છે.

"रक्तश्यामो भास्करो १ गौर इन्दु २
नीत्युच्चांगो रक्तगौरश्च वक्रः ३ ।
दूर्वाश्यामो ज्ञो ४ गुरुर्गौरगात्रः ५
श्यामः शुक्रो ६ भास्करिः कृष्णदेहः ७ ॥१॥"

"સૂર્ય રક્ત તથા શ્યામ વર્ણવાળો છે ચંદ્ર ગૌરવર્ણવાળો છે, મંગળ રક્ત તથા ગૌર છે અને અત્યંત ઉંચા શરીરવાળો નથી, બુધ દુર્વા (ધ્રો) જેવો શ્યામ છે, ગુરૂ

ગૌર ગાત્રવાળો છે. શુક્ર શ્યામ છે, અને શનિ કૃષ્ણ દેહવાળો છે.

આનું ફળ પણ એજ છે કે બળવાન ગ્રહના જેવી બાળકની મૂર્તિ (વર્ણ) હોય છે, અથવા લગ્નમાં તે જ વખતે જે નવાંશ હોય તેના સ્વામીના જેવી તેની (મૂર્તિ) હોય છે.

હવે કેતુના સ્થાનનો નિર્ણય કરે છે.

पृच्छादिष्वपरे केतुं तमसः सप्तमं विदुः ।
शुक्रेन्दूयोषितौ मन्दबुधौ क्लीबौ परे नराः ॥२६॥

અર્થ— કેટલાએક આચાર્યો પ્રશ્નાદિકમાં કેતુને રાહુના સ્થાનથી સાતમે સ્થાને કહે છે. પ્રશ્નાદિક કહેવાથી જાતકમાં, ગ્રહગોચરમાં તથા પ્રતિષ્ઠાદિકના લગ્નમાં કેતુનો તેવા પ્રકારનો ઉપયોગ નથી એમ સૂચવ્યું છે. કેતુના સ્થાનના નિર્ણય માટે ભુવનદીપકમાં કહ્યું છે કે—

"राहुच्छाया स्मृतः केतुर्यत्र राशौ भवेदयम् ।
तस्मात्सप्तमके केतू राहुः स्याद्यन्नवांशके ॥१॥
तस्मादंशे सप्तमे स्यात्केतु(तो)रंशो नवांशकः ॥"

"કેતુને રાહુની છાયારૂપ કહેલો છે, તેથી કરીને રાહુ જે રાશિમાં હોય તે રાશિથી સાતમી રાશિએ કેતુ હોય છે, વળી રાહુ જે નવાંશકમાં હોય છે. તેથી સાતમે નવાંશે કેતુનો નવાંશક હોય છે. આનો ભાવાર્થ એ છે જે રાશિના જેટલામા નવાંશકમાં રાહુ હોય, તે રાશિથી સાતમી રાશિના તેટલામા જ નવાંશકમાં કેતુ પણ હોય છે, પરંતુ રાહુની સ્થિતિવાળા નવાંશથી ગણીએ તો કેતુની સ્થિતિવાળો નવાંશક સાતમો જ આવે. જેમકે મેષના પહેલા મેષ નામના નવાંશકમાં રાહુ હોય ત્યારે તુલાના પહેલા તુલા નામના નવાંશમાં કેતુ હોય છે, તેથી મેષ નામના નવાંશથી ગણતાં તુલા નામનો નવાંશ સાતમો જ છે. વળી મેષના નવમા ધન નામના નવાશમાં રાહુ હોય તો તુલાના નવમા મિથુન નામના નવાંશમાં કેતુ હોય. તેથી ધનુષ (ધન) નામના નવાંશથી ગણતાં મિથુન નામનો નવાંશ સાતમો જ છે ઇત્યાદિ.

હવે મૂળ શ્લોકના ઉત્તરાર્ધનો અર્થ આ પ્રમાણે છે. શુક્ર અને ચંદ્ર સ્ત્રી રૂપે છે. શનિ અને બુધ નપુંસક છે અને બાકીના એટલે રવિ, મંગળ અને ગુરૂ પુરુષ છે. શનિ અને બુધ પણ સ્ત્રી જ છે એમ કોઈ આચાર્ય કહે છે આનું ફળ એ છે જે જન્મના વિચારમાં અથવા ગયેલી વસ્તુના વિચારમાં જે ગ્રહ બળવાન હોય તેને અનુસારે સ્ત્રી વિગેરે પોતાના વર્ગનો બોધ થાય છે.

હવે બ્રાહ્મણાદિક વર્ણોના સ્વામી કહે છે,

वर्णानां जीवसितौ १ रविभौमा २ विन्दु ३ रिन्दुज ४ श्चेशाः ।
संकरजानां तु शनिर्जीव १ सिता २ रें २ दुजाश्च ४ वेदानाम् ॥२७॥

અર્થ—વર્ણોની મધ્યે બ્રાહ્મણોના સ્વામી ગુરુ અને શુક્ર છે. ક્ષત્રિયોના સ્વામી રવિ અને મંગળ છે. વૈશ્યનો સ્વામી ચંદ્ર છે, અને શુદ્રનો સ્વામી બુધ છે. સંકરજ એટલે મૂર્ધાવસિક્તથી આરંભીને રથકાર (સુથાર) ની જાતિ સુધીના નિઘંટુમાં કહેલાં તેર ભેદોવાળી મિશ્ર જાતિ અર્થાત્ ગમે તેવી બે જાતિથી ઉત્પન્ન થયેલા માણસો સંકર કહેવાય છે. તે સર્વેનો સ્વામી શનિ છે. ઋગ્વેદનો સ્વામી ગુરુ છે. યજુર્વેદનો સ્વામી શુક્ર છે, સામવેદનો સ્વામી મંગળ છે અને અથર્વવેદનો સ્વામી બુધ છે. આનું ફળ એ છે જે ગુરુ વિગેરેના ઉદય તથા અસ્તમાં તે તે વેદવાળાને સુખ-દુખાદિકની પ્રાપ્તિ થાય છે.[1]

હવે ગ્રહોનાં સ્થાન, દિશા, કાળ, ચેષ્ટા, દૃષ્ટિ તથા સ્વાભાવિક બળ એ નામનાં છ પ્રકારનાં બળને કહે છે. તેમાં પ્રથમ સ્થાનબળ કહે છે

**ते स्थानबलिनो मित्रस्वगृहोच्चनवांशगाः ।**
**स्त्रीराशिष्विन्दुभृगुजौ पुंराशिषु पुनः परे ॥२८॥**

અર્થઃ–તે સર્વે ગ્રહો મિત્રના ઘરમાં, પોતાના ઘરમાં, પોતાના ઉચ્ચસ્થાનમાં (મિત્રના ઉચ્ચસ્થાનમાં મિત્રના નવાંશમાં) અને પોતાના નવાંશમાં રહ્યા હોય તો તે બળવાન છે. સ્ત્રી રાશિમાં ચંદ્ર અને શુક્ર બળવાન છે તથા બીજા પાંચ ગ્રહો પુરુષ રાશિમાં બળવાન છે. અહીં ગૃહ (ઘર) શબ્દના ઉપલક્ષણથી મૂળ ત્રિકોણ પણ લેવાનો છે. તે વિષે ત્રૈલોક્યપ્રકાશમાં કહ્યું છે કે–

**"मित्र ५ स्वर्क्ष १० त्रिकोणो १५ च्चे २० फलं दत्तेंऽह्रिवृद्धितः"**

"મિત્રના સ્થાનમાં રહેલો ગ્રહ એક પાદનું એટલે વિંશોપકની અપેક્ષાએ પાંચ વસાનું ફળ આપે છે. પોતાના સ્થાનમાં રહીને બે પાદનું એટલે દશ વસાનું ફળ આપે છે. ત્રિકોણમાં રહ્યો હોય તો ત્રણ પાદનું એટલે પંદર વસાનું ફળ આપે છે અને ઉચ્ચ-સ્થાનમાં રહ્યો હોય તો ચારે પાદનું એટલે વીસે વસાનું ફળ આપે છે." આગળ કહેવામાં આવનાર અધિમિત્રાંશમાં વર્ગોત્તમાંશમાં અથવા લગ્નના ઉદિતાંશમાં રહેલો ગ્રહ બળવાન છે. એ તો સ્પષ્ટ જ છે.

**॥ इति स्थानबलम् ॥**

હવે દિગ્બળ કહે છે.

**लग्नाद्यु(द्व्यु)त्क्रमकेन्द्राख्य दिक्षु प्राच्यादिषूद्बलाः ।**
**जीवज्ञौ १ भास्करक्ष्माजौ २ शनिः ३ सितसितद्युती ४ ॥२९॥**

અર્થ–લગ્નથી આરંભીને ઉત્ક્રમ (પશ્ચાનુપૂર્વીના ક્રમ)થી કેન્દ્ર નામની પૂર્વાદિક દિશાઓમાં અનુક્રમે ગુરુ અને બુધ, રવિ અને મંગળ, શનિ તથા શુક્ર અને ચંદ્ર બળવાન છે ભાવાર્થ એ છે કે ઉત્ક્રમથી કેન્દ્ર સ્થાન લેતાં પહેલું, દશમું, સાતમું

૧. ટિ. વિશેષે એ છે કે તે તે વેદના સ્વામીના દિવસે તે તે વેદવાળાના શુભ (યજ્ઞોપવિતાદિ) કાર્યો શુભ ગણાય છે.

અને ચોથું સ્થાન આવે તેથી પહેલું (લગ્ન) સ્થાન એ પૂર્વ દિશા થઈ, તેમાં ગુરુ અને બુધ બળવાન છે. દશમું સ્થાન દક્ષિણ દિશા થઈ તેમાં રવિ અને મંગળ બળવાન છે. સાતમું સ્થાન પશ્ચિમ દિશા, તેમાં શનિ બળવાન છે તેથા ચોથું સ્થાન ઉત્તર દિશા તેમાં શુક્ર અને ચંદ્ર બળવાન છે. આ કેન્દ્ર સ્થાનના આંતરામાં જે અગિયારમું અને બારમું વિગેરે બબ્બે સ્થાનો રહ્યાં છે. તેને અગ્નિ ખૂણા વિગેરે ચાર વિદિશાઓ જાણવી અને તેમનું પૂર્વાદિકની જેવું જ ફળ જાણવું. કેમ કે વિદિશાઓ દિશાઓને જ અનુસરે છે.

॥ इति दिग्बलम् ॥२॥

હવે કાળબળ કહે છે.

बलिनोऽह्नि गुरुसितार्काः सदा बुधो निशि तु चन्द्रकुजमन्दाः ।
स्वदिनादिषु च सितासित पक्षद्वितयेषु शुभक्रूराः ॥३०॥

અર્થ :–ગુરુ, શુક્ર અને રવિ એ ત્રણ ગ્રહ દિવસે બળવાન છે, બુધ રાત્રિ દિવસ બળવાન છે તથા ચંદ્ર, મંગળ અને શનિ એ ત્રણ ગ્રહો રાત્રિએ બળવાન છે. પોતાના દિવસમાં, પોતાના વર્ષમાં, પોતાના માસમાં અને પોતાની કાળહોરામાં તે તે દિનાદિકના સ્વામીરૂપ ગ્રહો બળવાન છે. તે અધિપતિ (સ્વામી)ઓ આ પ્રમાણે–

"यस्य वारस्य मध्ये स्यात् शुक्लप्रतिपदो मुखम् ।
तन्मासेशः स विज्ञेयश्चैत्रे वर्षाधिपः पुनः ॥१॥"

"જે વારમાં ગ્રહ શુક્લ પ્રતિપદનો આરંભ હોય તે ગ્રહ તે તે માસનો સ્વામી હોય છે, પરંતુ વર્ષનો જે સ્વામી હોય તે ચૈત્ર માસનો સ્વામી હોય છે."[1]

વર્ષનો સ્વામી જાણવા માટે વ્યવહારસારમાં પ્રમાણે છે.

चैत्रादिमेषसंक्रान्तिकर्कसंक्रान्तिवासराः ।
प्रतिवर्षं क्रमाज्ज्ञेया राजानो मंत्रिसस्यपाः ॥१॥"

"ચૈત્ર માસના પહેલા વારને વર્ષનો રાજા (સ્વામી) જાણવો, મેષ સંક્રાંતિના વારને વર્ષનો મંત્રી જાણવો અને કર્ક સંક્રાંતિના વારને વર્ષનો સસ્યાધિપ (ધાન્યેશ) જાણવો. એમ દરેક વર્ષે જાણવું."

દિવસનો સ્વામી તે દિવસનો વાર જ જાણવો અને કાળહોરાના સ્વામી તો પ્રથમ કહ્યા છે તે જાણવા. આનું ફળ મુહૂર્તસારમાં કહ્યું છે કે.

"वर्षमासद्युहोरेशैर्वृद्धिः पंचोत्तरा फले ।"

"વર્ષનો સ્વામી (ગ્રહ) આખા વર્ષ સુધી એક પાદનું ફળ એટલે પાંચ વસા ફળ આપે છે. માસનો સ્વામી આખા માસમાં દશ વસા ફળ આપે છે. દિવસનો સ્વામી આખો દિવસ પંદર વસા ફળ આપે છે અને હોરાનો સ્વામી પોતાની હોરામાં પોતાના વારના યોગને લીધે પૂર્ણ એટલે વીસ વસા ફળ આપે છે."

શુક્લ પક્ષમાં સૌમ્ય ગ્રહો બળવાન છે. અને કૃષ્ણ પક્ષમાં ક્રૂર ગ્રહો બળવાન છે.

॥ इति कालबलम् ॥

---

૧. ચૈત્ર શુક્લ પ્રતિપદાના દિવસે જે વાર હોય તે જ વર્ષાધિપ અને ચૈત્ર માસાધિપ થાય છે.

હવે ચેષ્ટા બળ કહે છે.

रविचन्द्रावुदगयने विपुलस्निग्धाश्च वक्रगाश्चान्ये ।
बलिनो युधि चोत्तरगा त्र्यर्केन्दुयुताश्च चेष्टाभिः ॥३१॥

અર્થ: --રવિ અને ચંદ્ર એ બે ગ્રહો ઉત્તરાયણમાં બળવાન છે. એટલે કે મકર વિગેરે છ રાશિમાં બળવાન છે, પણ કર્ક વિગેરે છ રાશિમાં બળવાન નથી અને બીજા પાંચ ગ્રહો વિપુલ, સ્નિગ્ધ અને વક્ર ગતિવાળા હોય ત્યારે તે બળવાન છે. વિપુલ એટલે ઘણા દિવસથી ઉદય પામેલા અને વિશાળ સ્થૂળ બિંબવાળા હોય, પણ બાળક વૃદ્ધ કે અસ્ત પામેલા ન હોય. અહીં ઉદય થયા પછી ગ્રહોનું બાળપણું કહેવાય છે અને અસ્ત થયા પહેલાં વૃદ્ધત્વ કહેવાય છે. સપ્તર્ષિ કહે છે કે "બાલ્યાવસ્થામાં તથા વૃદ્ધાવસ્થામાં સર્વે ગ્રહો સાત સાત દિવસ નિર્બળ હોય છે." વળી તે પાંચે ગ્રહો સ્નિગ્ધ હોય એટલે તે સ્પષ્ટ કિરણવાળા અર્થાત્ આકાશમાં દેખાતા હોય. આ સ્નિગ્ધપણું સૂર્યથી અત્યંત દૂર હોય ત્યારે હોય છે. વળી તે પાંચે ગ્રહો વક્રગતિવાળા હોય તો તે બળવાન હોય છે. પાકશ્રી ગ્રંથમાં કહ્યું છે કે "વક્ર ગતિમાં સર્વે ગ્રહોનું બળ મૂળ ત્રિકોણની જેટલું હોય છે." પરંતુ હર્ષ પ્રકાશમાં તો એવું કહ્યું છે કે—

"वक्की पावो बली शुभो सिग्घो"

વક્રિ થયેલો બળવાન ગ્રહ દુષ્ટ છે અને સ્નિગ્ધ બળવાન ગ્રહ શુભ છે. મંગળ વિગેરે પાંચે ગ્રહોની ગતિ પ્રશ્નશતક વૃત્તિમાં આ પ્રમાણે છે—

"सूर्यभु (मु)क्ता उदीयन्ते शीघ्रा अर्के द्वितीयगे
समं तृतीयगे यान्ति मन्दा भानौ चतुर्थगे ।
वक्राः पञ्चमषष्ठेऽर्के तेऽतिवक्रा नगाष्टगे
नवमे दशमे मार्गाः सरला लाभ रिष्यगे ॥२॥"

"સર્વે (પાંચે) ગ્રહો સૂર્યે ભોગવ્યા પછી એટલે સૂર્યથી છૂટા થયા પછી ઉદય પામે છે, સૂર્ય બીજી રાશિમાં જાય ત્યારે તેઓ શિઘ્ર ગતિવાળા થાય છે. સૂર્ય ત્રીજે સ્થાને હોય ત્યારે તેઓ સમગતિ કરે છે સૂર્ય ચોથે હોય ત્યારે મંદ ગતિવાળા હોય છે. સૂર્ય પાંચમે તથા છઠ્ઠે હોય ત્યારે તેઓ વક્ર ગતિવાળા હોય છે. સૂર્ય સાતમે અને આઠમે હોય ત્યારે તેઓ અતિવક્ર ગતિવાળા હોય છે. સૂર્ય નવમે અને દસમે હોય ત્યારે તેઓ માર્ગગામી થાય છે. તથા સૂર્ય અગિયારમે અને બારમે હોય ત્યારે તેઓ સરળ (સીધા) હોય છે." અહીં સૂર્ય પાંચમે-છઠ્ઠે હોય એમ જે કહ્યું તે શનિ, મંગળ અને ગુરુને આશ્રીને કહ્યું છે, કેમ કે બુધ અને શુક્ર તો સૂર્યની સમીપે રહીને જ વક્ર થાય છે. એ જ રીતે માર્ગગામીમાં પણ જાણવું. એટલે કે શનિ, મંગળ અને ગુરુને આશ્રયીને જ જાણવું. આકાશમાં એકજ નક્ષત્રના પાદમાં (એક જ ચરણમાં) પરસ્પર તારાઓ અને ગ્રહોનો જે યોગ થવો તે યુદ્ધ કહેવાય છે. તેથી કરીને યુદ્ધમાં સૂર્ય રહિત અને

ચંદ્ર સહિત એવા સર્વે ગ્રહો ઉત્તરમાં ગતિ કરનારા હોય તો તેઓ ચેષ્ટાએ કરીને બળવાન છે. એટલે કે ઉત્તર ગામી ગ્રહોનો જય થાય છે માટે તે બળવાન છે અને દક્ષિણ ગામીનો પરાજય થાય છે માટે તે નિર્બળ છે. વરાહના મતમાં તો શુક્રને દક્ષિણગામી હોય તો બળવાન કહ્યો છે. તે વિષે વરાહ સંહિતામાં કહ્યું છે કે—

"सर्वे बलिन उदक्स्था दक्षिणदिक्स्थो बली शुक्रः।"

"સર્વે ગ્રહો ઉત્તરમાં રહ્યા હોય તો બળવાન છે અને શુક્ર તો દક્ષિણમાં રહ્યો હોય તો તે બળવાન છે,—

। इति चेष्टाबलम् ।

હવે દૃષ્ટિબળ કહે છે,—

सौम्यैर्दृग्बलिनो दृष्टा बले नैसर्गिके पुनः ।
मन्दारज्ञेज्यशुक्रेन्दुभास्कराः स्युर्बलोत्तराः ॥३२॥

અર્થ—સૌમ્ય ગ્રહોએ તથા ઉપલક્ષણથી મિત્ર ગ્રહોએ પણ એક પાદ, બે પાદ ત્રણ પાદ કે ચાર પાદની દૃષ્ટિએ જોયેલા હોય તો ગ્રહો અનુક્રમે તેટલાં પાદ એટલે તેટલા વસા બળવાન કહેવાય છે.

। इति दृग्बलम् ।

ગ્રહોનું સ્વાભાવિક બળ—

જ્યારે બે અથવા તેથી વધારે ગ્રહોનું બીજા ગ્રહની સરખું બળ થાય ત્યારે સ્વાભાવિક બળે કરીને જ સબળપણું જણાય છે. તેથી કરીને સ્વાભાવિક બળ કહે છે.- સ્વાભાવિક બળનો વિચાર કરીએ તો શનિ, મંગળ, બુધ, ગુરુ, શુક્ર, ચંદ્ર અને સૂર્ય એ ગ્રહો ઉત્તરોત્તર અધિક બળવાન છે, એટલે કે શનિથી મંગળ વધારે બળવાન, તેનાથી બુધ વધારે બળવાન વિગેરે. રાહુ તો સૂર્યથી પણ વધારે બળવાન છે.

। इति स्वाभाविकबलम्

ઉપર જે સૌમ્ય ગ્રહોએ જોયેલા હોય એમ દૃષ્ટિબળમાં કહ્યું તેમાં દૃષ્ટિનો પ્રકાર કહે છે.—

पश्यन्ति पादतो वृद्धया भ्रातृ ३ व्योम्नी १० त्रित्रिकोणके ५-९
चतुरस्रे ४-८ स्त्रियं ७ स्त्रीवन्मतेनाया ११ दिमा १ वपि ॥३३॥

અર્થ—સર્વે ગ્રહો પોતપોતાના સ્થાનથી ત્રીજા તથા દશમા સ્થાનને એક પાદ વિંશોપકની અપેક્ષાએ પાંચ વસા દૃષ્ટિએ જુએ છે, નવમા અને પાંચમા સ્થાનને બે પાદ એટલે દશ વસા દૃષ્ટિએ જુએ છે, ચોથા અને આઠમા સ્થાનને ત્રણ પાદ એટલે પંદર વસા દૃષ્ટિએ જુએ છે અને સાતમા સ્થાનને ચારે પાદની સંપૂર્ણ (વીશે વસા) દૃષ્ટિએ જુએ છે. કોઈ આચાર્યનો એવો મત છે કે પહેલા (પોતાના) અને અગિયારમા સ્થાનને

પણ સ્રીની એટલે સાતમા સ્થાનની જેમ પૂર્ણ દૃષ્ટિએ જુએ છે. બાકીનાં એટલે બીજું છટ્ઠું અને બારમું એ ત્રણ સ્થાનોને બિલકુલ જોતા નથી. એમ અર્થાપત્તિથી સિદ્ધ થયું. જ્યાં જેટલા વસા દૃષ્ટિ હોય ત્યાં તેટલા વસા ફળ પણ જાણી લેવું.

અહીં કોઈ શંકા કરે છે કે—"શું સર્વે ગ્રહોની સાતમા સ્થાનમાં જ પૂર્ણ દૃષ્ટિ છે ? કે કોઈને બીજે સ્થાને પણ પૂર્ણ દૃષ્ટિ છે?" તે પર કહે છે.—

पश्येत्पूर्णं शनिर्भ्रातृव्योम्नी धर्मधियौ गुरुः ।
चतुरस्रे कुजोऽर्केन्दुबुधशुक्रास्तु सप्तमम् ॥३४॥

અર્થ—શનિ, ત્રીજા અને દશમા સ્થાનને પૂર્ણ દૃષ્ટિએ જુએ છે, ગુરુ નવમા અને પાંચમા સ્થાનને પૂર્ણ દૃષ્ટિએ જુએ છે, મંગળ ચોથા અને આઠમા સ્થાનને સંપૂર્ણ દૃષ્ટિએ જુએ છે તથા સૂર્ય, ચંદ્ર, બુધ અને શુક્ર તો સાતમા સ્થાનને પૂર્ણ દૃષ્ટિએ જુએ છે.

ભાવાર્થ—ત્રીજા અને દશમા સ્થાન ઉપર બીજા ગ્રહોની એક પાદ દૃષ્ટિ છે, પણ શનિની તો પૂર્ણ દૃષ્ટિ છે અને નવમા તથા પાંચમા પર, ચોથા તથા આઠમા પર અને સાતમા પર જેમ બીજા ગ્રહોની દૃષ્ટિ અનુક્રમે બે પદ, ત્રણ પાદ અને સંપૂર્ણ દૃષ્ટિ છે, તે જ રીતે શનિની પણ છે, તેથી કરીને શનિની એક પાદ દૃષ્ટિ કોઈ પણ સ્થાને નથી એમ સિદ્ધ થયું. તથા નવમા અને પાંચમા સ્થાન પર અન્ય ગ્રહોની બે પાદ દૃષ્ટિ છે, પણ ગુરુની તો પૂર્ણ દૃષ્ટિ છે. અને જેમ બીજા ગ્રહોની દૃષ્ટિ ત્રીજા તથા દશમા સ્થાન પર, ચોથા તથા આઠમા સ્થાન પર અને સાતમા સ્થાન પર અનુક્રમે એક પાદ, ત્રણ પાદ અને પૂર્ણ (ચાર પાદ) છે તેમ ગુરુની પણ તેટલી જ દૃષ્ટિ છે. તેથી કરીને બે પાદ દૃષ્ટિ કોઈ પણ સ્થાને નથી એમ સિદ્ધ થયું. તથા ચોથે અને આઠમે સ્થાને અન્ય ગ્રહોની ત્રણ પાદ દૃષ્ટિ છે. પરંતુ મંગળની તો પૂર્ણ દૃષ્ટિ છે. જેમ ત્રીજે તથા દશમે સ્થાને, નવમે તથા પાંચમે સ્થાને અને સાતમે સ્થાને અન્ય ગ્રહોની અનુક્રમે એક પાદ, બે પાદ અને ચાર પાદ (પૂર્ણ) દૃષ્ટિ છે તે જ રીતે મંગળની પણ છે, તેથી કરીને મંગળની ત્રણ પાદ દૃષ્ટિ કોઈ પણ સ્થાને નથી એમ સિદ્ધ થયું. સૂર્ય, ચંદ્ર, બુધ અને શુક્ર એ ચાર ગ્રહો તો સાતમા સ્થાનને જ પૂર્ણ દૃષ્ટિએ જુએ છે. બીજા કોઈપણ સ્થાનને પૂર્ણ દૃષ્ટિએ જોતા નથી. જે સ્થાનોને પાદાદિક દૃષ્ટિએ જુએ છે. તે પ્રથમ કહી ગયા છે.

જ્યોતિષસારમાં તો આ પ્રમાણે કહ્યું છે કે – "સર્વે ગ્રહોની (કોઈ પણ ગ્રહની) બીજે અને બારમે સ્થાને દૃષ્ટિ પડતી નથી, છઠ્ઠે અને આઠમે સ્થાને એક પાદ દૃષ્ટિ પામે છે, ત્રીજે અને અગિયારમે સ્થાને બે પાદ દૃષ્ટિ પામે છે." નવમા અને પાંચમા સ્થાને ત્રણ પાદ દૃષ્ટિ પડે છે અને કેન્દ્રનાં ચારે સ્થાનો ઉપર પૂર્ણ દૃષ્ટિ પડે છે.' વળી તાજિકમાં તો બીજું, બારમું, છટ્ઠું અને આઠમું એ ચાર સ્થાને બિલકુલ દૃષ્ટિ ઇચ્છી નથી.

સ્થાનબળ કહેતી વખતે મિત્ર સ્થાન અને પોતાનું સ્થાન એ વિગેરે જે કહ્યું છે તેથી સ્થાન મૈત્ર્યાદિક કહે છે.—

**रवेः शुक्रशनी शत्रू ज्ञः समः सुहृदः परे ।**
**चन्द्रस्यार्कबुधौ मित्रे कुजगुर्वादयः समाः ॥३५॥**

અર્થ — શુક્ર અને શનિ રવિના શત્રુ છે, બુધ સમ (નહીં શત્રુ તેમ નહીં મિત્ર) છે અને બીજા (ચંદ્ર, મંગળ, ગુરુ) મિત્રો છે. ચંદ્રના સૂર્ય અને બુધ મિત્ર છે અને બાકીના મંગળ, ગુરુ વિગેરે સમ છે. (શત્રુ કોઈ નથી.)

**कुजस्य ज्ञो रिपुर्मध्यौ शनिशुक्रौ परेऽन्यथा ।**
**बुधस्य मित्रे शुक्रार्कौ शत्रुरिन्दुः समाः परे ॥३६॥**

અર્થ.— મંગળનો શત્રુ બુધ છે, શનિ અને શુક્ર મધ્ય છે અને બીજા મિત્ર છે. બુધના મિત્ર શુક્ર અને સૂર્ય છે, ચંદ્ર શત્રુ છે અને બીજા સમ છે.

**जीवस्यार्कात् त्रयो मित्राण्यार्किर्मध्यः परावरी ।**
**कवेरमित्रे मित्रेन्दू मित्रे ज्ञार्की समावुभौ ॥३७॥**

અર્થ — ગુરુના રવિ, ચંદ્ર અને મંગળ એ ત્રણ મિત્રો છે. શનિ મધ્ય (સમ) છે. તથા બીજા (બુધ અને શુક્ર) શત્રુ છે. શુક્રના સૂર્ય અને ચંદ્ર શત્રુ છે. બુધ અને શનિ મિત્ર છે. તથા મંગળ અને ગુરુ સમ છે.

**मंदस्य ज्ञसितौ मित्रे गुरुर्मध्यः परेऽरयः ।**
**तत्कालसुहृदो द्वि २ त्रि ३ सुख ४ लाभा ११ न्त्य १२ कर्म १० गाः ॥३८॥**

અર્થ — શનિના બુધ અને શુક્ર મિત્ર છે. ગુરુ સમ છે, અને બીજા એટલે સૂર્ય, ચંદ્ર અને મંગળ એ ત્રણ શત્રુ છે.

**પંચધા મૈત્રીની સમજ —** અધિમિત્ર, મિત્ર, સમ, શત્રુ, અધિશત્રુ. નૈસર્ગિક મૈત્રી અને તાત્કાલિક મૈત્રી બંનેમાં મિત્ર હોય તે અધિમિત્ર કહેવાય. એકમાં મિત્ર અને બીજામાં સમ હોય તે મિત્ર કહેવાય, એકમાં શત્રુ અને બીજામાં મિત્ર તે સમ કહેવાય. એકમાં સમ હોય અને બીજામાં શત્રુ હોય તે શત્રુ કહેવાય, એકમાં શત્રુ હોય અને બીજામાં પણ શત્રુ હોય તે અધિશત્રુ કહેવાય.

**નૈસર્ગિક ગ્રહ મૈત્રી ચક્ર**

| ગ્રહ | સૂર્ય | ચંદ્ર | મંગળ | બુધ | ગુરુ | શુક્ર | શનિ | રાહુ |
|---|---|---|---|---|---|---|---|---|
| મિત્ર | ચં. મં. ગુ. | સૂ બુ. | સૂ ચં. ગુ. | સૂ. શુ રા. | સૂ. ચં. મં | બુ શ રા. | બુ શુ રા. | બુ શુ શ |
| સમ | બુ. | મં. ગુરુ શુ શ | શુ. શ | મ. શુ. શ. | શ. રા. | મં ગુ. | ગુ | ગુ. |
| શત્રુ. | શુ. શ. રા. | રા. | બુ રા. | ચં. | બુ ગુ. | સૂ. ચ. | સૂ. ચં મ. | સૂ. ચ. મં. |

તાત્કાલિક મૈત્ર—જન્મ અથવા પ્રશ્નાદિકના લગ્નમાં કોઈ પણ સ્થાને કોઈ પણ ગ્રહ હોય તેનાથી બીજે, ત્રીજે, ચોથે, દશમે, અગિયારમે કે બારમે સ્થાને રહેલા ગ્રહો તેના મિત્રો થાય છે અને ઇતર સ્થાનમાં એટલે ૧-૫-૬-૭-૮-૯ સ્થાનમાં બેઠેલા ગ્રહો તેના શત્રુ થાય છે.

જન્મમાં અથવા પ્રશ્નાદિકના લગ્નમાં કોઈ પણ સ્થાને કોઈ પણ ગ્રહ હોય તેનાથી બીજે, ત્રીજે, ચોથે, દશમે, અગિયારમે, કે બારમે સ્થાને જે કોઈ બીજો ગ્રહ હોય તો તે તેટલા વખત સુધી એટલે બે વિગેરે સ્થાને રહ્યો હોય ત્યાં સુધી તેનો મિત્ર થાય છે. આ તાત્કાલિક મૈત્રી કહેવાય છે

હવે તાત્કાલિક મૈત્રીનું ફલ કહે છે.

मित्रमध्यारयो येऽत्र निसर्गेणोदिताः क्रमात् ।
अधिमित्रसुहृन्मध्यास्ते स्युस्तत्कालमैत्र्यतः ॥३९॥

અર્થ—અહીં જે મિત્ર, મધ્ય અને શત્રુ સ્વભાવે કરીને કહેલા છે, તે અનુક્રમે તત્કાલ મૈત્રી થકી અધિક મિત્ર, મિત્ર અને મધ્ય થાય છે.

અર્થાપત્તિથી જ મિત્ર સ્થાનથકી અન્ય જે પહેલું, પાંચમું, છઠું, સાતમું, આઠમું અને નવમું એટલાં સ્થાનો તે તત્કાળ વૈરી સ્થાનો થયાં. તેમનું ફળ આ પ્રમાણે છે:—

"येऽत्रारिमध्यमित्राणि निसर्गेणोदिताः क्रमात् ।
अधिशत्रुद्विषन्मध्यास्ते स्युस्तत्कालवैरतः ॥१॥"

'અહીં જે સ્વભાવે કરીને અરિ, મધ્ય અને મિત્ર કહ્યા છે તે અનુક્રમે તત્કાલ વૈરપણાથી અધિક શત્રુ, શત્રુ અને મધ્ય થાય છે.'

ભુવનદીપકમાં તો ગ્રહોના મિત્ર અને શત્રુ એવા બે જ પક્ષ કહ્યા છે, તે આ પ્રમાણે છે.

"रवीन्दुभौमगुरवो ज्ञशुशनिराहवः ।
स्वस्मिन् मित्राणि चत्वारि परस्मिन् शत्रवः स्मृताः ॥१॥
राहुरव्योः परं वैरं गुरुभार्गवयोरपि ।
हिमांशुबुधयोर्वैरं विवस्वन्मन्दयोरपि ॥२॥
अतिमैत्री राहुशन्योरिन्दुगुर्वोः कुजार्कयोः । सितज्ञयोः"

'રવિ, ચંદ્ર, મંગળ અને ગુરુ એ ચારે પરસ્પર મિત્રો છે, અને બીજાના શત્રુ છે. તથા બુધ શુક્ર, શનિ અને રાહુ એ ચારે પરસ્પર મિત્ર છે, અને બીજાને વિષે શત્રુ છે, (૧) રાહૂ અને રવિને પરસ્પર અત્યંત વૈર છે, ગુરુ અને શુક્રને પણ પરસ્પર અત્યંત વૈર છે, ચંદ્ર અને બુધને તથા સૂર્ય અને શનિને પણ પરસ્પર અત્યંત વૈર છે. (૨) રાહૂ અને શનિને, ચંદ્ર અને ગુરુને, મંગળ અને સૂર્યને તથા શુક્ર અને બુધને પરસ્પર અત્યંત મિત્રભાવ છે."

આ પ્રમાણે ગ્રહોને મિત્ર સ્થાન અને પોતાનું સ્થાન જો ઉચ્ચ સ્થાન હોય તો તે વિશેષે કરીને હર્ષ તથા દીપ્તિને દેનારાં છે. જેમ રવિને મિત્રનું ગૃહ મેષ રાશિ છે અને તે ઉચ્ચ છે, બુધને પોતાનું ઘર કન્યા છે અને તે ઉચ્ચ છે. ઇત્યાદિ, પણ શત્રુનાં ઘરો તો ઉચ્ચ હોય તો પણ પ્રભાને આપનારાં છે, પણ અંદરથી સુખ આપનારાં નથી. જેમ શુક્રને મીન સ્થાન ઉચ્ચ છતાં શત્રુનું ઘર છે અને મિત્રનાં ઘર નીચ છતાં કાંઈક પ્રભાને આપનારાં છે. જેમ ચંદ્રને વૃશ્ચિક સ્થાન નીચ છે તથા શત્રુનાં ઘર નીચ હોય તો નાના પ્રકારના અનર્થને તથા પ્રભાની હાનિને કરનારાં થાય છે. એમ ભુવનદીપક વૃત્તિમાં કહ્યું છે.

હવે યવનાચાર્યે કહેલો રાશિમાં રહેલા ગ્રહોની પરસ્પર વેધ કહે છે—

**स्याद् गोचरेणात्र शुभोऽपि विद्धः खेटोऽन्यखेटैरशुभः क्रमेण ।**
**दुष्टोऽपि चेष्टश्च स वामवेधान्मिथो न वेधः पितृपुत्रयोस्तु ॥४०॥**

અર્થ— અહીં ગોચરવડે શુભ થયેલો ગ્રહ પણ કહેવાશે. એવા ક્રમે કરીને બીજા ગ્રહોએ વિંધાવથી અશુભ થઈ જાય છે અને ગોચરવડે દુષ્ટ થયેલો ગ્રહ પણ કહેવાશે એવા અનુક્રમે વામ વેધથકી ઇષ્ટ (શુભ). થાય છે; પરંતુ પિતા અને પુત્રને પરસ્પર વેધ થતો નથી. એટલે કે રવિ અને શનિ પિતા પુત્ર છે તથા ચંદ્ર અને બુધ પિતા પુત્ર છે, તેનો પરસ્પર વેધ નથી.

અહીં ત્રીજા વગેરે સ્થાનમાં રહેલા સૂર્યને નવમા વિગેરે સ્થાનમાં રહેલા અન્ય ગ્રહો વડે જે કહેવામાં આવશે તે વેધ કહેવાય છે. અને નવમા વિગેરે સ્થાનમાં રહેલા સૂર્યને ત્રીજા વિગેરે સ્થાનમાં રહેલા અન્ય ગ્રહો વડે જે કહેવાશે તે વામ વેધ કહેવાય છે. એટલે કે ત્રીજા વિગેરે સ્થાનમાં રહેલો સૂર્ય શુભ છે, પણ જો નવમા વિગેરે સ્થાનમાં બીજા ગ્રહો વડે તેનો વેધ ન થતો હોય તો તે શુભ છે તથા નવમા વિગેરે સ્થાનમાં રહેલો સૂર્ય અશુભ છે, છતાં જો ત્રીજા વિગેરે સ્થાનમાં રહેલા અન્ય ગ્રહો વડે તેનો વેધ થાય તો તે શુભ છે. એ પ્રમાણે બીજા ગ્રહો પણ જાણવા. યતિવલ્લભમાં કહ્યું છે કે —

**"एभिर्वेधैर्विद्धा विफलाः स्युर्गोचरे ग्रहाः सर्वे ।**
**विपरीतवेधविद्धाः पापा अपि सौम्यतां यान्ति ॥१॥"**

'ગોચરમાં રહેલા સર્વે ગ્રહો આ વેધ વડે વિંધાયા હોય તો નિષ્ફળ (અશુભ) છે અને વિપરીત – વામ (અવળા) વેધથી વિંધાયેલા દુષ્ટ ગ્રહો હોય તો તે સૌમ્યતાને પામે છે – શુભ થાય છે.'

રત્નમાલા ભાષ્યમાં કહ્યું છે કે — "જે કોઈ સ્થાને રહેલા ગ્રહે ઇષ્ટ ગ્રહનો વેધ કર્યો હોય તો તે ત્યાં રહીને જ પોતાનું શુભ અથવા અશુભ ફળ આપે છે. એ ખરું તત્ત્વ છે.'

જેઓ ગોચરના ફળને જ પ્રમાણરૂપ ગણીને વેધના વિષયમાં મધ્યસ્થપણા (ઉદાસીનતા) નો આશ્રય કરે છે. તેમનો મત ઘણા આચાર્યોને સંમત નથી. તે વિષે સારંગ કહે છે કે —

"यत्र गोचरफलप्रमाणता तत्र वेधफलमिष्यते न वा ।
प्रायशो न बहुसम्मतं त्विदं स्थूलमार्गफलदो हि गोचरः ॥१॥

"જે કાર્યમાં ગોચરના ફળની પ્રમાણુતા છે, તે કાર્યમાં વેધનું ફળ ગણવું અથવા તો ન ગણવું. તેમાં જેવી ઇચ્છા, પરંતુ પ્રાયે કરીને આ વાત ઘણાને સંમત નથી, કારણ કે ગોચર તો સ્થૂલ માર્ગે ફળને આપનાર છે."

યતિવલ્લભમાં પણ કહ્યું છે કે—

"अज्ञात्वा वेधविधिं ग्रहगोचरपाकजातगुणदोषम् ।
ये निर्दिशन्ति मूढास्तेषां विफलाः सदादेशाः ॥१॥"

"જે મૂઢ પુરુષો વેધના વિધિને જાણ્યા વિના ગ્રહગોચરના પાકથી ઉત્પન્ન થયેલા ગુણ દોષને કહે છે, તેમના આદેશો સદા નિષ્ફળ છે."

વામ (ડાબો) અને અવામ (જમણો) એ બે પ્રકારનો વેધ જન્મની રાશિથી જ ગણવો.

હવે વેધનો પ્રકાર કહે છે.

वेधस्त्रिषड्गगनलाभगतस्य ३–६–१०–११ भानोः,
खेटैः क्रमेण नवमान्त्यसुखात्मजस्थैः ९–१२–४–५ ।
इन्दोस्तनौ त्रिरिपुमन्मथखायगस्य १–३–६–७–१०–११,
धीधर्मरिष्फधनबन्धुमृतौ ५–९–१२–२–४–८ स्थितैश्च ॥४१॥

स्यान्मंगलस्य सहजद्विषदायगस्य ३–६–११,
सौरेस्तथा व्ययतपःसुखगैश्च १२–९–४ वेधः ।
चान्द्रेः स्वबन्धुरिपुमृत्युखलाभगस्य २–४–६–८–१०–११,
पुत्रत्रिधर्मतनुनिर्व्ययथनांत्यगैश्च ५–३–९–१–८–१२ ॥४२॥

वाचस्पतेः स्वतनयास्तनवायगस्य २–५–७–९–११,
वेधस्तथान्त्यसुखविक्रमखाष्टगैश्च १२–४–३–१०–८ ।
शुक्रस्य पट्खमदनान्यजुषो १–२–३–४–५–८–९–११–१२
ष्टसप्ताद्याकाशधर्मतनयायतृतीयषष्ठैः ८-७-१-१०-९-५-११-३-६ ॥४३॥

અર્થ—ત્રીજે, છઠ્ઠે, દશમે અને અગિયારમે સ્થાને રહેલા સૂર્યનો અનુક્રમે નવમા, બારમા, ચોથા અને પાંચમા સ્થાને રહેલા અન્ય ગ્રહો વડે વેધ થાય છે.

પહેલે, ત્રીજે, છઠ્ઠે, સાતમે, દશમે અને અગિયારમે સ્થાને રહેલા ચંદ્રનો અનુક્રમે પાંચમે, નવમે, બારમે અને આઠમે રહેલા ગ્રહો વડે વેધ થાય છે.

ત્રીજે, છઠ્ઠે અને અગિયારમે સ્થાને રહેલા મંગળનો તથા શનિનો અનુક્રમે બારમે, નવમે અને ચોથે સ્થાને રહેલા ગ્રહો વડે વેધ થાય છે.

બીજે, ચોથે, છઠ્ઠે, આઠમે, દશમે અને અગિયારમે સ્થાને રહેલા બુધનો અનુક્રમે પાંચમે, ત્રીજે, નવમે, પહેલે, આઠમે અને બારમે સ્થાને રહેલા ગ્રહો વડે વેધ થાય છે.

બીજે, પાંચમે, સાતમે, નવમે અને અગિયારમે સ્થાને રહેલા ગુરુનો અનુક્રમે બારમે, ચોથે, ત્રીજે, દશમે અને આઠમે સ્થાને રહેલા ગ્રહો વડે વેધ થાય છે.

પહેલે, બીજે, ત્રીજે, ચોથે, પાંચમે, આઠમે, નવમે, અગિયારમે અને બારમે રહેલા શુક્રનો અનુક્રમે આઠમે, સાતમે, પહેલે, દશમે, નવમે, પાંચમે, અગિયારમે, ત્રીજે અને છઠ્ઠે સ્થાને રહેલા ગ્રહો વડે વેધ થાય છે.

: ગ્રહનો વેધયંત્ર :

| સૂર્ય | | ચંદ્ર | | મંગળ–શનિ | | બુધ | | ગુરુ | | શુક્ર | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૩ | ૯ | ૧ | ૫ | ૩ | ૧૨ | ૨ | ૫ | ૨ | ૧૨ | ૧ | ૮ |
| ૬ | ૧૨ | ૩ | ૯ | ૬ | ૯ | ૪ | ૩ | ૫ | ૪ | ૨ | ૭ |
| ૧૦ | ૪ | ૬ | ૧૨ | ૧૧ | ૪ | ૬ | ૯ | ૭ | ૩ | ૩ | ૧ |
| ૧૧ | ૫ | ૭ | ૨ | | | ૮ | ૧ | ૯ | ૧૦ | ૪ | ૧૦ |
| | | ૧૦ | ૪ | | | ૧૦ | ૮ | ૧૧ | ૮ | ૫ | ૯ |
| | | ૧૧ | ૮ | | | ૧૧ | ૧૨ | | | ૮ | ૫ |
| | | | | | | | | | | ૯ | ૧૧ |
| | | | | | | | | | | ૧૧ | ૩ |
| | | | | | | | | | | ૧૨ | ૬ |

॥ इति राशिद्वारम् ॥

॥ અથ ગોચર દ્વારમ્ ॥

હવે ઉપર જે "ગોચરવડે" એમ કહ્યું હતું તેથી તથા ક્રમે કરીને પણ પ્રાપ્ત થયેલું હોવાથી ગોચર દ્વાર કહે છે. —

श्रेयान् गोचरतोऽशुभानुपचये ३-६-१०-११

चन्द्रस्तु साद्यद्युने ३-६-१०-११-१-७

वक्रार्की त्रिषडायगा ३-६-११ वथ बुधस्त्व-
न्त्यान्ययुग्लाभगः २-४-६-८-१०-११ ।
जीवः स्त्रीधनधर्मलाभसुतगः ७-२-९-११-५
शुक्रोऽरिखास्तान्यगो १-२-३-४-५-८-९-११-१२
जन्मेन्दोर्ग्रहणे तमोऽप्युपचये ३-६-७-१०-११
ऽन्येषां त्वनाद्येन्दुवत् ३-६-७-१०-११ ॥४४॥

અર્થ — ગાયોની ચરવાની ભૂમિને ગોચર કહે છે. તેથી લક્ષણાએ કરીને ગ્રહોને પણ ચાલવાની ભૂમિ ગોચર કહેવાય છે. જન્મના ચંદ્રથી આરંભીને ત્રીજે, છટ્ઠે, દસમે અને અગિયારમે સૂર્ય રહ્યો હોય તો તે ગોચરની રીતે શુભ છે, જન્મની રાશિના ચંદ્રથી ૩-૬-૧૦-૧૧-૧-૭ આટલે સ્થાને ચંદ્ર હોય તો તે પણ શુભ છે, જન્મના ચંદ્રથી ૩-૬-૧૧ મે સ્થાને મંગળ તથા શનિ રહ્યા હોય તો તે શુભ છે, બુધ ૨-૪-૬-૮-૧૦-૧૧ મે સ્થાને હોય તો શુભ છે, ગુરૂ ૭-૨-૯-૧૧-૫ મે સ્થાને રહ્યો હોય તો શુભ છે, શુક્ર ૧-૨-૩-૪-૫-૮-૯-૧૧-૧૨ મે સ્થાને હોય તો શુભ છે, (પૂર્ણભદ્રે આઠમું સ્થાન વર્જ્ય કહ્યું છે.) રાહુ ગ્રહણને દિવસે જ ૩-૬-૧૦-૧૧ મે સ્થાને હોય તો શુભ છે, બીજા આચાર્યના મતે પહેલા સ્થાન વિના ચંદ્રની જેમ રાહુ કહ્યો છે, એટલે કે ૩-૬-૧૦-૧૧-૭ મે સ્થાને રહેલો રાહુ શુભ કહ્યો છે.

અહીં ઉપર જે જન્મનો ચંદ્ર કહ્યો છે તે ઇષ્ટ પુરુષના જન્મ સમયે જે રાશિમાં ચંદ્ર હોય છે તે તેના જન્મનો ચંદ્ર કહેવાય છે. ગ્રહણ એટલે સૂર્ય તથા ચંદ્ર બન્નેનું ગ્રહણ લેવું. ગ્રહણ શબ્દ કહેવાથી એવું જણાવ્યું છે કે ગ્રહણ વિના બીજે દિવસે રાહુનો ગોચર ગણાતો નથી, પરંતુ "નક્ષત્ર ગોચરને આશ્રીને તો અન્ય દિવસે પણ રાહુનો ગોચર ગણાય છે." એમ જ્યોતિષસારમાં કહ્યું છે. રત્નમાલા ભાષ્યમાં કહ્યું છે કે — "જન્મના લગ્નથી પણ ઉપર કહેલાં સ્થાનોમાં જ રહેલા ગ્રહો શુભ છે." જન્મની રાશિથી તો શુભ છે જ.

ગોચરનું ફળ વરાહસંહિતામાં આ પ્રમાણે કહ્યું છે —

" स्थानभ्रंश-भय-श्री
परिभव-दैन्या-रिहति-पथां गार्त्तीः ।
क्षान्ति-क्षय-सिद्धि-
धन-व्ययांश्च जन्मादिगो रविः कुरुते ॥१॥

અર્થ — જન્મના પ્રથમ સ્થાનમાં રહેલો રવિ સ્થાનથી ભ્રષ્ટ કરે છે. બીજે સ્થાને હોય તો ભય કરે છે. ત્રીજે લક્ષ્મી, ચોથે પરાભવ, પાંચમે દીનતા, છટ્ઠે શત્રુનો પરાજય, સાતમે પંથ (પ્રયાણ), આઠમે શરીરની પીડા, નવમે શાંતિનો નાશ, દશમે કાર્યસિદ્ધિ, અગિયારમે ધનપ્રાપ્તિ અને બારમે રહ્યો હોય તો ખર્ચ કરાવે છે.

तुष्ट्या-धि-धना-ज्य-र्थं
अंश-श्री-सार्थयुवती-मृति-भीतीः ।
सुख-जय-सरुग्धनक्षय-
मिन्दुर्जन्मादिगो दत्ते ॥२॥"

અર્થ — જન્મના પ્રથમાદિક સ્થાનમાં રહેલો ચંદ્ર અનુક્રમે તુષ્ટિ ૧, મનની પીડા ૨, ધન ૩, લડાઈ ૪, ધનનાશ ૫, લક્ષ્મી ૬, ધન સહિત સ્ત્રીનો લાભ ૭, મૃત્યુ ૮, ભય ૯, સુખ ૧૦, જય ૧૧, રોગ સહિત ધનનો ક્ષય ૧૨ આટલાં વાનાં કરે છે, —

रुग्-धननाश-धना-रिभ्य-र्थक्षय-धन-शुग-स्त्रघाता-र्त्तीः ।
शुग्-लाभ-विविधदुःखानि दिशति जन्मादिगो वक्रः ॥३॥

અર્થ — જન્મના પ્રાથમાદિક સ્થાનમાં રહેલો મંગળ અનુક્રમે રોગ ૧ ધનનો નાશ ૨, ધનની પ્રાપ્તિ ૩, શત્રુથી ભય ૪, ધનક્ષય ૫, ધનલાભ ૬, શોક ૭, શસ્ત્રઘાત ૮, શરીરની પીડા ૯, શોક ૧૦, લાભ ૧૧, તથા વિવિધ પ્રકારનાં દુઃખો ૧૨ આપે છે.

बन्धा-र्थ-वधा-र्थं-हानि-स्थान-वपुर्बाध-धन-महापीडाः ।
सौख्या-र्थ-वित्तनाशाः स्युर्ज्ञे जन्मादिगे क्रमशः ॥४॥

અર્થ — જન્મથી પ્રથમાદિક સ્થાનમાં બુધ રહ્યા હોય તો અનુક્રમે બંધન ૧, ધન ૨, વધ ૩, ધન ૪, હરણ ૫, સ્થાન ૬, શરીરપીડા ૭, ધન ૮, મહાપીડા ૯, સુખ ૧૦, ધન ૧૧, અને ધનનો નાશ ૧૨ પ્રાપ્ત થાય છે.

रोगा-र्थ-क्लेश-व्यय-सुख-भी-नृपमान-धनागम-श्रीदः ।
अप्रीति-लभ-हृद्दुःखदश्च जन्मादिगो जीवः ॥५॥

અર્થ — જન્મથી પ્રથમાદિક સ્થાનમાં રહેલો ગુરુ અનુક્રમે રોગ ૧, ધન ૨, કલેશ ૩, ખર્ચ ૪, સુખ ૫, ભય ૬, રાજસન્માન ૭, ધનપ્રાપ્તિ ૮, લક્ષ્મી ૯ અપ્રીતિ ૧૦, લાભ ૧૧ અને હૃદયના દુઃખ ૧૨ ને દેવાવાળો છે.

अरिनाशा-र्थ-सुख-श्री-सुता-रिवृद्धि-शुग-र्थ-वस्त्राणि ।
असुखा-य-लाभ-मुशना-सनापि जन्मादिगस्तनुते ॥६॥

અર્થ — જન્મથી પ્રથમાદિક સ્થાનમાં રહેલો શુક્ર અનુક્રમે શત્રુનો નાશ ૧, ધન ૨, સુખ ૩, લક્ષ્મી ૪, પુત્ર ૫, શત્રુવૃદ્ધિ ૬, શોક ૭, ધન ૮, વસ્ત્ર ૯, અસુખ ૧૦, આવક ૧૧ તથા લાભ ૧૨ ને સદા વિસ્તારે છે, આપે છે.

अस्थान-धनगमा-र्था-रिवृद्धि-सुतनाश-लाभ-दुःखभरान् ।
पीडा-र्थगमा-र्त्ति-श्री-दुःखानि शनिस्तनोति जन्मादौ ॥७॥

અર્થ — જન્મથી પ્રથમાદિક સ્થાનમાં રહેલો શનિ અનુક્રમે અસ્થાન (સ્થાનભ્રંશ) ૧, ધનનાશ ૨, ધનપ્રાપ્તિ ૩, શત્રુવૃદ્ધિ ૪, પુત્રનાશ ૫, લાભ ૬, દુઃખના સમૂહ ૭,

પીડા ૮, ધનનાશ ૯, પીડા ૧૦, લક્ષ્મી ૧૧, અને દુઃખો ૧૨ ને વિસ્તારે છે.

જ્યોતિષસારમાં રાહુનું ફળ આ પ્રમાણે કહ્યું છે.'

" गहणे तमरासीओ नियरासी ति चउ अट्ठीगार सुहा ।
पण नव दहंऽत मज्झिम छ सत्त इग दुन्नि अइअहमा ॥१॥"

ગ્રહણને દિવસે રાહુની જે રાશિ હોય (જે રાશિમાં ગ્રહણ હોય) તેનાથી પોતાની રાશિ ત્રીજે, ચોથે, આઠમે કે અગિયારમે હોય તો તે શુભ છે, પાંચમે, નવમે, દશમે અને બારમે હોય તો મધ્યમ છે, અને છટ્ઠે, સાતમે, પહેલે તથા બીજે હોય તો અતિ અધમ છે.

" यादृशेन शशांकेन संक्रान्तिर्जायते रवेः ।
तन्मासि तादृशं प्राहुः शुभाशुभफलं नृणाम् ॥१॥"

" જેવા ચંદ્ર વડે સૂર્યની સંક્રાંતિ થતી હોય તે માસમાં મનુષ્યોને તેવા પ્રકારનું શુભાશુભ ફળ થાય છે એમ કહે છે."

આથી કરીને કદાચ સૂર્ય બારમા, આઠમા વિગેરે અશુભ સ્થાનમાં રહ્યો હોય તો પણ ગોચરવડે, તારાબળવડે તથા શુભ અવસ્થાદિકે કરીને શુભ એવા ચંદ્રનું બળ હોય ત્યારે તેની સંક્રાંતિ થઈ હોય તો તે શુભ જ છે. એમ રત્નમાલા ભાષ્યમાં કહ્યું છે.

તથા લલ્લ કહે છે કે—

" सितपक्षादौ चन्द्रे शुभे शुभः पक्षकोऽशुभे त्वशुभः ।
बहुले गोचरशुभदे न शुभः पक्षोऽशुभे तु शुभः ॥१॥"

"શુક્લપક્ષના પ્રારંભમાં એટલે પ્રતિપદ્ બેસે તે વખતે જો ચંદ્ર શુભ હોય તો તે આખું પખવાડીયું શુભ જાણવું અને જો ચંદ્ર અશુભ હોય તો આખા પક્ષને અશુભ જાણવો. કૃષ્ણપક્ષમાં તો પ્રતિપદાની શરૂઆતમાં જો ચંદ્ર શુભ હોય તો તે આખા પક્ષને અશુભ જાણવો અને જો ચંદ્ર અશુભ હોય તો આખા પક્ષને શુભ જાણવો."

તથા "यादृशेन ग्रहेणेन्दोर्युतिः स्यात्तादृशो हि सः" " જેવા ગ્રહની સાથે ચંદ્રનો યોગ હોય, તેવા જ ગ્રહની જેવો તે ચંદ્ર થાય છે." એમ દૈવજ્ઞવલ્લભમાં કહ્યું છે.

તથા દૈવજ્ઞ વલ્લભમાં જ કહ્યું છે કે—

" अशुभोऽपि शुभश्चन्द्रः सौम्यमित्रगृहांशके ।
स्थितोऽथवाधिमित्रेण बलिष्ठेन विलोकितः ॥१॥"

" અશુભ ચંદ્ર પણ સૌમ્ય ગ્રહના કે મિત્ર ગ્રહના સ્થાનના નવાંશમાં રહ્યો હોય તો તે શુભ છે અથવા બળવાન અધિક મિત્રે જોયેલો હોય તો પણ તે ચંદ્ર બળવાન છે."

સર્વ ગ્રહોનું સાધારણ ફળ દૈવજ્ઞવલ્લભમાં આ પ્રમાણે છે—

" असत्फलोऽपि यः सौम्यैर्दृष्टो यः सत्फलोऽपि वा ।
क्रूरेण दृष्टोऽरिणा वा स न किञ्चित्फलप्रदः ॥१॥"

"જે કોઈ અશુભ ફળદાયક ગ્રહ સૌમ્ય ગ્રહે જોયેલો હોય અથવા જે કોઈ શુભ ફળવાળો ગ્રહ ક્રૂર ગ્રહે અથવા શત્રુ ગ્રહે જોયેલો હોય તે ગ્રહ કાંઈ પણ ફળને દેનારો નથી."

લગ્ન કહે છે કે "नीचेऽस्तेऽरिगृहे चापि निष्फलो ग्रहगोचरः" "નીચમાં, અસ્તમાં કે શત્રુના ઘરમાં રહેલો ગ્રહગોચર નિષ્ફળ છે."

હવે ચન્દ્રગોચર ફળ કહે છે.

चन्द्रो जन्मत्रिषट्सप्तदशैकादशगः शुभः ।
द्विपञ्चनवमोऽप्येवं शुक्लपक्षे बली यदि ॥४५॥

અર્થ—ચંદ્ર ૧, ૩, ૬, ૭, ૧૦ અને ૧૧મા સ્થાનમાં રહ્યો હોય તો તે શુભ છે, તથા શુકલ પક્ષમાં જો બળવાન હોય તો બીજે, પાંચમે અને નવમે સ્થાને પણ શુભ છે.

નારચંદ્ર ટીપ્પણીમાં આ પ્રમાણે વિશેષ કહ્યો છે—

"यात्रा १ युद्ध २ विवाहेषु ३ जन्मेन्दौ रोगसंभवे ४ ।
क्रमेण तस्करा १ भंगो २ वैधव्यं ३ मरणं ४ भवेत् ॥१॥"

"જન્મના ચંદ્રમાં યાત્રા કરવાથી ચોરનો ઉપદ્રવ થાય, યુદ્ધ કરવાથી પરાજય થાય, વિવાહ કરવાથી વિધવાપણું થાય અને રોગ ઉત્પન્ન થયો હોય તો મરણ થાય."

અહીં કોઈ શંકા કરે કે ચંદ્રગોચર તો પહેલાના (૪૪ મા) શ્લોકમાં કહી ગયા છે માટે અહીં ફરીથી કહેવામાં આવ્યું તેથી, પુનરુક્ત દોષ થયો. તેનો જવાબ એ છે જે–તે વાત ખરી છે, પરંતુ ચંદ્રનું પ્રાધાન્ય બતાવવાથી તે દોષ થયો નથી, કેમ કે જેમ મનનો ઉપયોગ હોય તો જ સર્વે ઈંદ્રિયો પોતપોતાના વિષયને ગ્રહણ કરવામાં સમર્થ થાય છે, અન્યથા થતી નથી, તે જ પ્રમાણે ચંદ્ર શુભ હોય તો બીજા ગ્રહો શુભ ફળ દે છે, અન્યથા દેતા નથી. વ્યવહાર પ્રકાશમાં કહ્યું છે કે—"ચંદ્ર શુભ હોય તો બીજા ગ્રહો શુભ ફળ દેનારા જ પ્રાયે હોય છે, પણ અશુભ ફળ આપનારા હોતા નથી." હર્ષપ્રકાશમાં પણ કહ્યું છે કે—

"चंदस्सेव बलाबलमासज्ज गहा कुणंति सुहमसुहं"

"ચંદ્રનાં જ બળ–અબળને પામીને બીજા ગ્રહો શુભાશુભ કરે છે."

મૂળ શ્લોકમાં બીજે, પાંચમે અને નવમે ચંદ્ર રહ્યો હોય તો તે પણ શુભ છે, પરંતુ તે ચંદ્ર શુકલપક્ષમાં અને વળી બળવાન હોય તો જ. એ પ્રમાણે વિશેષ વિધાન કરેલું હોવાથી પુનરુક્ત દોષ નથી. શુકલપક્ષ કહેવાથી વૃદ્ધિ પામતો ચંદ્ર જાણવો. પણ કૃષ્ણપક્ષમાં ક્ષય થતો હોવાથી તે લેવો નહીં. બળવાન કહેવાથી શુકલપક્ષમાં કૃશ હોય તો તે બીજે, પાંચમે અને નવમે શુભ નથી અને કૃષ્ણપક્ષમાં ચંદ્ર પુષ્ટ હોય તો પણ બીજે, પાંચમે અને નવમે શુભ નથી એમ જાણવું. રત્નમાલા ભાષ્યમાં પણ કહ્યું છે કે– "બીજો પાંચમો અને નવમો ગુરુ જેવું શુભ ફળ આપે છે તેવું વૃદ્ધિ પામતો શુકલપક્ષનો પુષ્ટ ચંદ્ર પણ બીજે પાંચમે અને નવમે સ્થાને રહ્યો હોય તો શુભ ફળ આપે છે.

ઉપરના શ્લોકમાં જો ચંદ્ર બળવાન હોય એમ કહ્યું, તેથી ચંદ્રનું બળાબળ કહે છે.

हीनमध्योच्चबलता तिथिवत्तुहिनद्युतेः ।
बलहानाविदं त्वस्य ग्राह्यं ताराबलं बुधैः ॥४६॥

અર્થ—ચંદ્રનું હીન બળપણું, સમ બળપણું અને બળપણું તિથિની જેમ જાણવું. તથા ચંદ્રના બળની હાનિને વખતે વિદ્વાનોએ આગળ કહેવામાં આવશે એવું તારાબળ ગ્રહણ કરવું, કારણ કે તે વખતે તારાના બળે કરીને તેનું બળવાનપણું છે.

શુકલ તથા કૃષ્ણપક્ષમાં પાંચ પાંચ તિથિઓને આશ્રીને હીન, મધ્યમ અને ઉત્તમતા જે પ્રમાણે કહી છે, તે પ્રમાણે ચંદ્રનું પણ હીન મધ્યમ અને ઉચ્ચ બળપણું અનુક્રમે તથા ઉત્ક્રમે જાણવું જાતક વૃત્તિમાં તો આ પ્રમાણે કહ્યું છે – "ચંદ્ર ઉદય પામે ત્યારથી દશ દિવસ સુધી મધ્યમ બળવાન છે. બીજા દશ દિવસ સુધી અધિક બળવાન છે અને ત્રીજા દશ દિવસ હીન બળવાળો છે તથા કૃષ્ણ ચતુર્દશી, અમાવાસ્યા અને શુકલ પ્રતિપદ્ એ ત્રણ દિવસ તો સર્વથા બળ રહિત છે, પરંતુ ચંદ્ર પર સૌમ્ય ગ્રહોની દૃષ્ટિ પડતી હોય તો નિરંતર બળવાન છે." અન્ય આચાર્યો કહે છે કે — "કૃષ્ણપક્ષની અષ્ટમીના અર્ધા ભાગ પછી અને શુકલ અષ્ટમીના અર્ધા સુધી ચંદ્ર ક્ષીણ જાણવો, બાકીના સમયમાં પુષ્ટ જાણવો." નક્ષત્ર સમુચ્ચય ગ્રંથમાં તો આ પ્રમાણે કહ્યું છે—

"उदिते च तथा चन्द्रे शुभयोगे शुभे तिथौ ।
कृष्णस्य दशमीं यावत्सर्वकार्याणि साधयेत् ॥१॥"

"ચંદ્રનો ઉદય થાય ત્યારથી આરંભીને કૃષ્ણપક્ષની દશમી સુધી શુભ યોગ અને શુભ તિથિને દિવસે સર્વ શુભ કાર્યો કરવાં."

વિશેષ એ છે જે — "શુકલપક્ષની બીજને રોજ ચંદ્ર ઉદય પામવાનો છે તો પણ દિવસના ભાગમાં તે તિથિ લેવી નહીં, કારણ કે પ્રાયે કરીને દૃષ્ટિના વિષયનો ભાવ (હોવાપણું) અને અભાવે (નહીં હોવાપણું) કરીને બીજનો વ્યવહાર કરવામાં આવે છે. તે વિષે વિવાહવૃંદારકમાં કહ્યું છે કે—

'"उदेति चायं प्रतिपत्समाप्तौ कृशोऽपि वर्द्धिष्णुतया प्रशस्तः ।'
द्वीपान्तरस्थो विफलस्तु तावद्यावन्न पृथ्वीनयनाध्वनीनः ॥१॥"

"આ ચંદ્ર પ્રતિપદ્‌ની સમાપ્તિમાં ઉદય પામે છે, તે કૃશ છતાં પણ વૃદ્ધિ પામવાનો હોવાથી પ્રશસ્ત છે તથા બીજા દ્વીપમાં રહેલો તે ચંદ્ર જ્યાં સુધી જગતના લોકોની દૃષ્ટિના માર્ગમાં આવ્યો ન હોય ત્યાં સુધી તે નિષ્ફળ છે."

ઉપર જે ચંદ્રના નિર્બળપણામાં તારાનું બળ લેવાનું કહ્યું તે વિષે કહ્યું છે કે—

"चन्द्राद् बलवती तारा कृष्णपक्षे तु भर्त्तरि ।
विकले प्रोषिते च स्त्री कार्यं कर्तुं यतोऽर्हति ॥१॥"

"કૃષ્ણપક્ષમાં તો ચંદ્ર કરતાં તારા બળવાન છે, કારણ કે ભર્તા વિકલાંગ હોય અથવા પરદેશ ગયો હોય તો સ્ત્રી પોતે જ કાર્ય કરવાને યોગ્ય છે."

તેથી કરીને—

"कृष्णस्याष्टम्यर्द्धादनन्तरं तारकाबलं योज्यम् ।
प्रतिपत्प्रान्तोत्पन्नं सन्ध्याकालोदयं यावत् ॥१॥"

કૃષ્ણપક્ષની અષ્ટમીના અર્ધ ભાગ પછી અને શુકલ પ્રતિપદ્‌ને અંતે ઉત્પન્ન થયેલા સંધ્યાકાળનો ઉદય થાય ત્યાં સુધી તારાનું બળ ગ્રહણ કરવું." આ પ્રમાણે વ્યવહાર-પ્રકાશમાં કહ્યું છે.

તારાનું બળ ગૌણ છે. એમ ધારવું નહીં; કેમકે તારાના બળનું પ્રધાનપણું પ્રગટ જ છે. તે વિષે લલ્લ કહે છે કે—

"ताराबले शशिबलं शशिबलसंयुतक्रमाद् बलं भानोः ।
सूर्यबले सति सर्वेऽप्यशुभा अपि खेचराः शुभदाः ॥१॥"

"તારાનું બળ હોય તો ચંદ્રનું બળ હોય છે. ચંદ્રના બળથી યુક્ત એવી સંક્રાંતિ થવાથી સૂર્યનું બળ હોય છે અને સૂર્યનું બળ છતે જ સર્વે અશુભ ગ્રહો પણ શુભ ફળદાયક થાય છે."

હવે તારાઓ કહે છે—

जनिभान्नवकेषु त्रिषु जनि १
कर्मा १० धान १९ संज्ञिताः प्रथमाः ।
ताभ्यस्त्रि ३-१२-२१ पञ्च ५-१४-२३सप्तम
७-१६-२५ ताराः स्युर्न हि शुभाः क्वचन ॥४७॥

અર્થ—જેના જન્મ સમયે જે નક્ષત્રમાં ચંદ્ર હોય તે નક્ષત્ર તેનું જન્મ નક્ષત્ર કહેવાય છે. તે જન્મ નક્ષત્રથી અથવા તેની ખબર ન હોય તો નામના નક્ષત્રથી આરંભીને નવ નવની ત્રણ લાઈન કરવી. તે ત્રણે નવકમાં જે પહેલી પહેલી ત્રણ તારાઓ હોય તેનું નામ અનુક્રમે જન્મ તારા, કર્મ તારા અને આધાન તારા જાણવું. તે ત્રણે નવકમાંની ત્રીજી ત્રીજી એટલે ૩-૧૨-૨૧, પાંચમી પાંચમી એટલે ૫-૧૪-૨૩ અને સાતમી સાતમી એટલે ૭-૧૬-૨૫, આટલી તારાઓ કોઈપણ ઠેકાણે શુભ નથી.

જન્મ તારાદિકની સંજ્ઞા માટે કહ્યું છે કે—

"आधानाद् दशमे जन्म दशमे कर्म जन्मभात्"

"આધાનની તારાથી દશમી તારાની સંજ્ઞા જન્મ છે. અને જન્મની તારાથી દશમી તારા કર્મ નામની છે."

બીજી, ત્રીજી વિગેરે તારાઓની સંજ્ઞા આ પ્રમાણે છે.—

"संपद्विपत्क्षेमसंज्ञा प्रत्यरा साधका मृतिः ।
मैत्री परममैत्री च स्युर्द्वितीयादिमा इमाः ॥१॥"

ત્રણે નવકમાંની બીજી તારાનું નામ સંપત્ છે, ત્રીજીનું વિપત્, ચોથીનું ક્ષેમા, પાંચમીનું પ્રત્યરા, છઠ્ઠીનું સાધકા, સાતમીનું મૃતિ, આઠમીનું મૈત્રી અને નવમીનું પરમમૈત્રી, એવાં નામો છે. આમાંની પ્રત્યરાને બદલે યમા એવું પણ બીજું નામ છે.

તારાઓની સ્થાપના

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| મધ્યમ | મધ્યમ | અધમ | શ્રેષ્ઠ | અધમ | શ્રેષ્ઠ | અધમ | મધ્યમ | શ્રેષ્ઠ |
| જન્મ | સંપત્ | વિપત્ | ક્ષેમા | યમા | સાધના | નિધના | મૈત્રી | પરમમૈત્રી |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
| કર્મ | સંપત્ | વિપત્ | ક્ષેમા | યમા | સાધના | નિધના | મૈત્રી | પરમમૈત્રી |
| ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ |
| આધાન | સંપત્ | વિપત્ | ક્ષેમા | યમા | સાધના | નિધના | મૈત્રી | પરમમૈત્રી |
| ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ |

આ તારાઓમાં ચોથી ચોથી, છઠ્ઠી છઠ્ઠી અને નવમી નવમી તારાઓ શ્રેષ્ઠ છે. તે વિષે લલ્લ કહે છે કે--

"ऋक्षं न्यूनं तिथिर्न्यूना क्षपानाथोऽपि चाष्टमः ।
तत्सर्वं शमयेत्तारा षट्चतुर्थनवस्थिताः ॥१॥"

"નક્ષત્ર ન્યૂન એટલે અશુભ હોય, તિથિ પણ ન્યૂન હોય અને ચંદ્ર પણ આઠમો (અશુભ) હોય, તો પણ છઠ્ઠી, ચોથી અને નવમી તારા હોય તો તે સર્વને શમાવી દે છે-દબાવી દે છે."

પહેલી, બીજી અને આઠમી એ ત્રણ ત્રણ તારાઓ મધ્યમ છે અને ત્રીજી, પાંચમી તથા સાતમી એ ત્રણ ત્રણ તારાઓ અધમ છે. તે તો પૂર્વે કહ્યું જ છે.

હવે તારાઓનો વિશેષ કહે છે.—

जन्माधानान्विताास्तिस्रस्तास्त्यजेत्क्षौरयात्रयोः ।
शुक्लेऽप्यास्वस्थिते रोगे दीर्घक्लेशोऽथवा मृतिः ॥४८॥

અર્થ—જન્મ અને આધાન સહિત તે ત્રણ ત્રણ (ત્રીજી, પાંચમી અને સાતમી) તારાઓ ક્ષૌર તથા યાત્રામાં તજવી યોગ્ય છે. શુકલ પક્ષમાં પણ આ તારાઓને વિષે રોગ ઉત્પન્ન થયો હોય તો ચિરકાળ સુધી કલેશ રહે છે અથવા મરણ થાય છે.

ત્રણ ત્રણ એટલે દરેક લાઈનની ત્રીજી ત્રીજી, પાંચમી પાંચમી અને સાતમી સાતમી સમજવી. અર્થાત્ નવ જાણવી. વળી લલ્લ કહે છે કે—

"यात्रायुद्धविवाहेषु जन्मतारा न शोभना ।
शुभाऽन्यशुभकार्येषु प्रवेशे च विशेषतः ॥१॥
जन्मर्क्षवदाधानं कर्मसु शस्तेषु शस्तमेव स्यात् ।
यच्च न जन्मनि कार्यं विवर्जनीयं तदाधाने ॥२॥"

"યાત્રા, યુદ્ધ અને વિવાહમાં જન્મની તારા સારી નથી. બીજાં શુભ કાર્યમાં તે જન્મ તારા શુભ છે અને પ્રવેશમાં તો વિશેષ શુભ છે. (૧) જન્મ તારાની જેવી આધાન તારા પણ જાણવી. એટલે કે તે પણ બીજાં કાર્યોમાં પ્રશસ્ત જ છે અને જે કાર્ય જન્મ તારામાં કરવાનું નથી. તે કાર્ય આધાનમાં પણ વર્જવા યોગ્ય છે (૫)."

જો કે શુકલપક્ષમાં ચંદ્ર જ બળવાન છે, તે વખતે તારાનું આધાન્ય નથી કારણ કે તે વિષે કહ્યું છે કે—

"शुक्ले पक्षे बली चन्द्रस्ताराबलमकारणम् ।
पत्यौ स्वस्थे गृहस्थे च न स्त्री स्वातंत्र्यमर्हति ॥१॥"

"શુકલપક્ષમાં ચંદ્ર જ બળવાન છે. તેમાં તારાનું બળ કારણ નથી, કેમ કે પતિ સાજો હોય અને ઘેર જ હોય તો સ્ત્રી સ્વતંત્રતાને યોગ્ય નથી."

આથી કરીને શુકલપક્ષમાં ચંદ્રનું બળ જ પ્રધાન છે, તો પણ જન્મની, આધાનની તથા ત્રીજી ત્રીજી, પાંચમી પાંચમી અને સાતમી સાતમી, એ અગીયાર તારાઓમાં જો રોગ ઉત્પન્ન થયો હોય તો દીર્ઘ કલેશ અથવા મરણ થાય છે. એટલે કે બીજા ગ્રહો પ્રતિકૂળ ન હોય તો દીર્ઘ કલેશ થાય અને બીજા ગ્રહો પ્રતિકૂળ હોય તો મરણ થાય. તે વિષે લલ્લ કહે છે કે—

"यद्यपि स्याद् बली चन्द्रस्तारा तथाप्यनिष्टदा ।
जन्माधाने तृतीया च पञ्चमी सप्तमी तथा ॥१॥
शेषासु तु तारासु व्याधिः साध्यो नृणां भवति जातः ।
व्याधिवदवबोद्धव्याः सर्वारंभाश्च तारासु ॥२॥"

"જો કે ચંદ્ર બળવાન હોય તો પણ જન્મની, આધાનની, ત્રીજી, ત્રીજી પાંચમી પાંચમી અને સાતમી સાતમી તારાઓ અનિષ્ટને આપનારી છે. (૧), અને બાકીની તારાઓમાં મનુષ્યોને ઉત્પન્ન થયેલો વ્યાધિ સાધ્ય થાય છે. આ વ્યાધિની જેમ જ તારાઓને વિષે કરેલા સર્વ આરંભો જાણવા (૫)."

ઉપર રત્નમાલા ભાષ્યના પ્રમાણુથી કહ્યું છે કે "યાત્રાદિકમાં ચંદ્રને શુભ અવસ્થાવાળો જોવો." તેથી કરીને હવે ચંદ્રની અવસ્થા કહે છે.

चन्द्रावस्था प्रोषित १ हृत २ मृत ३ जय
४ हास ५ हर्ष ६ रति ७ निद्राः ८ ।
भुक्ति ९ जरा १० भय ११ सुखिता १२
राश्यंशा द्वादश यथार्थाः ॥४९॥

અર્થ—ચંદ્રની આ બાર અવસ્થાઓ છે—પ્રોષિતા ૧, હૃતા, ૨, મૃતા ૩, જયા ૪, હાસા ૫. હર્ષા ૬, રતિ ૭. નિદ્રા ૮, ભુક્તિ ૯, જરા ૧૦, ભય ૧૧ અને સુખિતા ૧૨. આ અવસ્થાઓ ચંદ્રની રાશિના દ્વાદશાંશને વિષે અનુક્રમે જાણુવી. તે અવસ્થાનું ફળ તે તે નામને અનુસારે છે.

રાશિના દ્વાદશાંશ આ રીતે કાઢવા- એક રાશિમાં ચંદ્રનો ભોગ જેટલી ઘડી હોય તે પંચાંગમાં જોઈને નિર્ણય કરવો. જેમ સામાન્ય રીતે એકસો ને પાંત્રીશ ઘડી એક રાશિનો ભોગકાળ ચંદ્રને હોય છે. તેથી તેના બાર ભાગ કરતાં અગિયાર ઘડી અને પંદર પળ એક એક ભાગમાં આવે છે. હવે ઇષ્ટ વખતે (કાર્ય કરતી વખતે) ૧૩૫ ઘડીમાંથી જેટલી ઘડી ભોગવાઈ હોય તેને સવા અગિયાર ઘડીએ ભાગ લઈને ભોગવેલો કાળ કાઢવો, બાકીની ઘડીઓમાંથી યોગ્ય કાળના દ્વાદશાંશો પણ કાઢવા. પછી જેટલામા દ્વાદશાંશમાં કાર્ય કરવું હોય તે દ્વાદશાંશનું નામ અનુક્રમે જાણી કાર્ય કરવું. અહીં સામાન્યવડે કહ્યું છે તો પણ એમ જાણવું કે દરેક રાશિમાં દ્વાદશાંશની રીતે ચંદ્ર બાર બાર અવસ્થાઓને ભોગવે છે, તે વિષે યતિવલ્લભમાં કહ્યું છે કે—

"राशौ राशौ द्वादशामूर्भुक्तेऽवस्थाश्च चन्द्रमाः ।
द्वादशांशक्रमात्सांहिद्व्यहेनाख्यासदृक्फलाः ॥१॥"

"ચંદ્ર દરેક રાશિમાં દ્વાદશાંશના ક્રમથી સવા બે દિવસમાં નામને સદૃશ ફળવાળી બાર બાર અવસ્થાઓને ભોગવે છે."

ભાવાર્થ એ છે જે-મેષ રાશિમાં રહેલા ચંદ્રની પ્રોષિતાથી આરંભીને બાર અવસ્થાઓ જાણવી, વૃષમાં રહેલા ચંદ્રની હૃતાથી આરભીને બાર અવસ્થાઓ ગણવી, મિથુનમાં રહેલા ચંદ્રની મૃતાથી આરંભીને ગણવી વિગેરે.

મૂળ શ્લોકમાં 'યથાર્થાઃ' એવું કહ્યું છે તેનો અર્થ એ છે જે-તે અવસ્થાઓ પોતપોતાની સંજ્ઞાને સદૃશ ફળવાળી છે. તેથી કરીને પ્રોષિતા, હૃતા, મૃતા, નિદ્રા, જરા અને ભયા, એ નામની છ અવસ્થાઓ તજવા યોગ્ય છે. એમ નારચંદ્ર ટિપ્પણીમાં કહ્યું છે. તેથી જ દિનશુદ્ધિમાં પણ કહ્યું છે કે-

"पइरासि बारसंसा असुहाओ चएज्जओ सुहो वि ससी ।
एआहिं होइ असुहो सुहाहिं असुहो वि होइ सुहो ॥१॥"

દરેક રાશિમાં બાર બાર દ્વાદશાંશો (અવસ્થાઓ) છે. તેમાંથી અશુભ અંશોને વર્જવા; કેમ કે ચંદ્ર શુભ હોય તો પણ એ અશુભ અવસ્થાઓ વડે અશુભ થાય છે અને ચંદ્ર અશુભ હોય તોપણ તે શુભ અવસ્થાઓ વડે શુભ થાય છે.

હવે શનિ દુષ્ટ છે, માટે તેનું નક્ષત્ર ગોચર જૂદું કહે છે.–

मन्दर्क्षतः प्रथम १ वेद ४ षड ६ ब्धि ४ बाण ५,
त्रि ३ द्वये २ क १ चन्द्र १ मितभेषु यथाक्रमेण ।
पीडा १ विभूति ५ पथ ११ बन्धन १५ धर्म २० लाभ २३,
पूजा २५ ऽभिभूत्य ५६ पमृतिः ५७ फलमूचुरुच्चैः ॥५०॥

અર્થ—જે નક્ષત્રમાં શનિ રહેલો હોય તે નક્ષત્ર પીડાકારી છે, તેની પછીનાં ચાર નક્ષત્રો લક્ષ્મીને આપનારાં છે. ત્યારપછીનાં છ પંથ કરાવનારાં છે, તે પછીનાં ચાર બંધન કરાવનારાં છે, તે પછીનાં પાંચ ધર્મ કરાવનારાં છે. તે પછીનાં ત્રણ લાભ આપનારાં છે. તે પછીનાં બે પૂજા (સન્માન) આપનારાં છે, તે પછીનું એક પરાભવ આપનારૂં છે અને તે પછીનું એક મૃત્યુ આપનારૂં છે. અહીં શનિના નક્ષત્રથી પોતાના નક્ષત્ર સુધી ગણવું, તેમાં જેટલી સંખ્યાવાળું પોતાનું નક્ષત્ર હોય, તેટલી સંખ્યાવાળા નક્ષત્રનું ફળ જે કહ્યું છે તે જાણવું. અહીં શનિનો આકાર પુરુષ જેવો હોય છે તે કહ્યો નથી, તોપણ જાણી લેવો. તે વિષે યતિવલ્લભમાં કહ્યું છે કે—

"यस्मिन् शनिश्चरति वक्त्रगतं तदृक्षं
चत्वारि दक्षिणकरेऽङ्घ्रियुगे च षट्कम् ।
चत्वारि वामकरगाण्युदरे च पञ्च
मूर्ध्नि त्रयं नयनयोर्द्वितयं गुदे च ॥१॥"

શનિ નરની સ્થાપના.

| | | |
|---|---|---|
| મુખે | ૧ | પીડા |
| દક્ષિણ હાથે | ૪ | લક્ષ્મી |
| બે પગે | ૬ | પંથ |
| ડાબા હાથે | ૪ | બંધન |
| ઉદરે | ૫ | ધર્મ |
| મસ્તકે | ૩ | લાભ |
| બે નેત્રે | ૨ | પૂજા |
| ગુદાએ | ૧ | પરાભવ |
| ગુહ્યે | ૧ | અપમૃત્યુ |

જે નક્ષત્રમાં શનિ ચાલતો હોય તે નક્ષત્ર તેના મુખમાં મૂકવું, પછીનાં ચાર જમણા હાથમાં, પછીનાં છ બે પગમાં, પછીનાં ચાર ડાબા હાથમાં, પછીનાં પાંચ ઉદર ઉપર, પછીનાં ત્રણ મસ્તક ઉપર, પછીનાં બે નેત્રમાં અને પછીનાં બે ગુદામાં મૂકવાં" અહીં બે ગુદામાં કહ્યાં તેનું કારણ એ કે જ્યારે પટ્ટ વિગેરેમાં પુરુષનો આકાર ચિતરીએ ત્યારે ગુદા અને ગુહ્યની એકતા જ જણાય છે. તેથી કરીને અહીં ગુદામાં જ બે મૂક્યાં છે. મૂળકારે તો તે બન્ને સ્થાનની ભિન્ન વિવિક્ષા કરીને બન્ને સ્થાનમાં એક એક નક્ષત્ર કહ્યું છે.

રૂદ્રયામલ નામના ગ્રંથમાં નવે ગ્રહોનાં પુરુષાકારની સ્થાપનાએ કરીને ગોચરફળ કહ્યાં છે. તેમાં રવિ નરનું સ્વરૂપ મૂળ ગ્રંથકાર જ જાતકાધિકારમાં કહેશે. બાકીના ગ્રહ નરો નીચે પ્રમાણે.—

दग् बाहुयुग्म वक्त्रेषु भानां प्रत्येकतस्त्रिकम् ।
हृदि सप्तं तथा गुह्ये चतुष्कं पञ्चकं पदोः ॥१॥
वक्त्रे पीडां भृशं चक्षुर्हृदयेषु शुभं सुखम् ।
बाह्वोर्लाभं मृतिं गुह्ये भ्रमं दत्ते पदोः शशी ॥५॥

ચંદ્ર નરની સ્થાપના

| | | |
|---|---|---|
| નેત્રે | ૩ | શુભ |
| બન્ને હાથે | ૬ | લાભ |
| મુખે | ૩ | અતિપીડા |
| હૃદયે | ૭ | સુખ |
| ગુહ્યે | ૪ | મરણ |
| બન્ને પગે | ૫ | ભ્રમણ |

ચંદ્ર નરની દૃષ્ટિમાં ૩, બે બાહુમાં ૬, મુખમાં ૩, હૃદયમાં ૭, ગુહ્યમાં ૪ અને બે પગમાં ૫ નક્ષત્રો છે. તેનું ફળ-મુખમાં હોય તો અત્યંત દેહપીડા કરે, ચક્ષુમાં હોય તો શુભ ફળ આપે, હૃદયમાં હોય તો સુખ આપે, બાહુમાં હોય તો લાભ આપે, ગુહ્યમાં હોય તો મૃત્યુ આપે, અને પગમાં હોય તો ભ્રમણ (દેશાટન) આપે (કરાવે). અહીં પણ ચંદ્રના નક્ષત્રથી પોતાના-નક્ષત્ર-સુધી ગણતાં જેટલામું નક્ષત્ર જ્યાં હોય તે સ્થાનનું ફળ તે આપે છે.

त्रयं त्रयं त्रिर्मुखदक्शिरस्सु द्वयानि वामेतरबाहुकंठे ।
पंचोरसि स्युस्त्रितयं च गुह्ये चत्वारि चांह्र्योः कुजचक्रमेतत् ॥१॥
कीर्तिं शिरसि हृन्नेत्रे लाभं चरणयोर्भ्रमम् ।
गुह्येऽन्यस्त्रीरतिं दत्ते कुजः शेषेषु चाशुभम् ॥२॥

મંગળ નરની સ્થાપના

| | | |
|---|---|---|
| મુખે | ૩ | રોગ |
| નેત્રે | ૩ | લાભ |
| મસ્તકે | ૩ | યશ |
| વામ કરે | ૨ | રોગ |
| દક્ષિણ કરે | ૨ | શોક |
| કંઠે | ૨ | ધિક્કાર |
| હૃદયે | ૫ | લાભ |
| ગુહ્યે | ૩ | પરસ્ત્રી રતિ |
| બંને પગે | ૪ | ભ્રમણ |

મંગળ નરનાં મુખ, દૃષ્ટિ અને મસ્તક પર ત્રણ ત્રણ મૂકવાં ૯, ડાબે હાથે, જમણે હાથે અને કંઠે બબે મૂકવાં ૧૫, ઉરસ્થળ ઉપર પાંચ મૂકવાં ૨૦, ગુહ્યમાં ત્રણ ૨૩ અને બંને પગ પર ચાર મૂકવાં ૨૭. આ મંગળ નરનું ચક્ર થયું. તેનું ફળ-મસ્તક પર હોય તો કીર્તિ આપે, હૃદય અને નેત્રમાં હોય તો લાભ આપે, ચરણમાં હોય તો ભ્રમણ કરાવે, ગુહ્યમાં હોય તો પરસ્ત્રી પર પ્રીતિ આપે અને બીજાં સ્થાનોમાં હોય તો તે અશુભ છે.

वक्त्रनेत्रगलोरस्सु पादयोः पञ्च पञ्च च ।
बाहुयुग्मे तथा गुह्ये त्रीण्युडूनि भवन्ति च ॥१॥
वक्त्रहृद्बाहुषु ज्ञप्तिं गुह्यपादेषु संक्षयम् ।
गले सुस्वरतां दत्ते नेत्रे राज्यं बुधो ग्रहः ॥२॥

બુધ નરની સ્થાપના.

| | | |
|---|---|---|
| મુખે | ૫ | જ્ઞાન |
| નેત્રે | ૫ | રાજ્ય |
| કંઠે | ૫ | સુસ્વરપણું |
| હૃદયે | ૫ | જ્ઞાન |
| બે પગે | ૫ | ક્ષય |
| વામ કરે | ૧ | જ્ઞાન |
| દક્ષિણ કરે | ૧ | જ્ઞાન |
| ગુહ્યે | ૧ | ક્ષય |

બુધ નરના મુખમાં, નેત્રમાં, ગળામાં ઉરઃ-સ્થળમાં અને બન્ને પગમાં પાંચ પાંચ મૂકવાં એટલે પચીશ થયાં. તથા બે બાહુમાં બે અને ગુહ્યમાં એક મૂકવાં એટલે અઠયાવીશ નક્ષત્રો થયાં, તેનું ફળ-મુખ બાહુ અને હૃદયને વિષે હોય તો જ્ઞાન આપે, ગુહ્ય અને પાદને વિષે હોય તો મૃત્યુ આપે, ગળામાં હોય તો સારો સ્વર આપે અને નેત્રમાં હોય તો રાજ્ય આપે.

शीर्षे चत्वारि राज्यं युगपरिगणिता सव्यहस्ते च लक्ष्मी
रेकं कंठे विभूतिं मदनशरमिते वक्षसि प्रीतिलाभम् ।
षड्भिः पीडांघ्रियुग्मे जलधिपरिमिते वामहस्ते च मृत्युं
दृग्युग्मे त्रीणि कुर्युर्नृपतिसमसुखं वाक्पतेश्चक्रमेतत् ॥१॥

ગુરુ નરની સ્થાપના

| | | |
|---|---|---|
| મસ્તકે | ૪ | રાજ્ય |
| જમણે હાથે | ૪ | લક્ષ્મી |
| કંઠે | ૧ | ધન |
| હૃદયે | ૫ | પ્રીતિ |
| બે પગે | ૬ | અસુખ (પીડા) |
| ડાબા હાથે | ૪ | મૃત્યુ |
| બે નેત્રે | ૩ | સુખ |

ગુરુ નરના મસ્તક પર ચાર નક્ષત્ર મૂકવાં તે રાજ્ય આપે, દક્ષિણ હાથમાં ચાર મૂકવાં તે લક્ષ્મી આપે, એક કંઠે મૂકવું તે વિભૂતિ (ધન) આપે, છાતીમાં પાંચ મૂકવાં તે પ્રીતિનો લાભ આપે, બે પગમાં છ મૂકવાં તે પીડા કરે, ડાબા હાથમાં ચાર મૂકવાં તે મૃત્યુ આપે નેત્રોમાં ત્રણ મૂકવાં તે રાજાના જેવું સુખ આપે, આ ગુરુ નરનું ચક્ર જાણવું.

युगं शीर्षे द्वयं वक्त्रे चतुष्कं हृदयेऽपि च ।
द्वय बाह्वोस्त्रयं गुह्ये जान्वंह्रिषु द्वयं द्वयम् ॥१॥
जानुमुष्ककपादेषु दुःखं बाह्वोर्नृपार्हणाम् ।
हृच्छीर्षे सौम्यतां वक्त्रे मरणं कुरुते सितः ॥२॥

શુક્ર નરની સ્થાપના

| | | |
|---|---|---|
| મસ્તકે | ૪ | સૌમ્યતા |
| મુખે | ૨ | મરણ |
| હૃદયે | ૪ | સૌમ્યતા |
| બે હાથમા | ૧૦ | રાજપૂજા |
| ગુહ્યમાં | ૩ | દુઃખ |
| બે જાનુએ | ૨ | દુઃખ |
| બે પગે | ૨ | દુઃખ |

શુક્ર નરના મસ્તક પર ચાર, મુખમાં બે, હૃદયમાં ચાર, બે બાહુમાં દશ, ગુહ્યમાં ત્રણ, જાનુમાં બે અને પગમાં બે મૂકવા. તેનું ફળ–જાનુ, ગુહ્ય અને પાદમાં હોય તો દુઃખ આપે, બાહુમાં હોય તો રાજસન્માન આપે, હૃદય અને મસ્તક પર હોય તો સૌમ્યતા આપે તથા મુખમાં હોય તો મરણ આપે.

वक्त्रे त्रीणि जयाय दक्षिणकरे चत्वारि लक्ष्म्यै पदोः
षड् भ्रान्त्यै न सुखाय वामककरे चत्वारि हृत्स्थं त्रयम् ।
लब्ध्यै कंठगमेकमामयकरं शीर्षे त्रयं राज्यदं
सौभाग्यं युगलेऽक्षिगे मृतिरथो गुह्यद्वये राहुभात् ॥१॥

રાહુ નરની સ્થાપના

| | | |
|---|---|---|
| મુખે | ૩ | જય |
| જમણે હાથે | ૪ | લક્ષ્મી |
| બે પગે | ૬ | ભ્રમણ |
| ડાબા હાથે | ૪ | ક્લેશ |
| હૃદયે | ૩ | લાભ |
| કંઠે | ૧ | રોગ |
| મસ્તકે | ૩ | રાજ્ય |
| બે નેત્રે | ૨ | સૌભાગ્ય |
| ગુહ્ય | ૨ | મરણ |

રાહુ નરના મુખમાં ત્રણ નક્ષત્રો મૂકવાં તે જય આપે, દક્ષિણ હાથે ચાર મૂકવાં તે લક્ષ્મી આપે, બે પગમાં છ મૂકવાં તે ભ્રમણ કરાવે, ડાબા હાથમાં ચાર મૂકવાં તે અસુખ કરે, હૃદયમાં ત્રણ મૂકવાં તે લબ્ધિ (લાભ) આપે, કંઠે એક મૂકવું તે રોગ કરે, મસ્તક પર ત્રણ મૂકવાં તે રાજ્ય આપે, બે નેત્રમાં બે મૂકવાં તે સૌભાગ્ય આપે અને ગુહ્યમાં બે મૂકવાં તે મૃત્યુ આપે.

वक्त्रे द्वे भयदे जयाय शिरसि स्यात्पञ्चकं पञ्चकं
भीत्यै तत्फणगं जयाय करयोर्युग्मे चतुष्कं स्थितम् ।
अंह्र्योः पञ्च सुखाय हृत्स्थयुगलं शोकाय कंठे व्यथा–
भीत्यै स्याच्च चतुष्टयं फलमिदं केतौ तदाक्रान्तभात् ॥१॥

કેતુ નરની સ્થાપના

| | | |
|---|---|---|
| મુખ | ૨ | ભય |
| મસ્તકે | ૫ | જય |
| ફણે | ૫ | ભય |
| બે હાથ | ૪ | જય |
| પગે | ૫ | સુખ |
| હૃદયે | ૨ | શોક |
| કંઠે | ૪ | પીડા, ભય |

કેતુ જે નક્ષત્રમાં હોય તે નક્ષત્ર તથા તેની પછીનું એમ બે નક્ષત્રો તેના મુખમાં મૂકવાં તે ભય આપનારાં, બે પછીનાં પાંચ મસ્તકે મૂકવાં તે જય આપે, પછીનાં પાંચ ફણા ઉપર મૂકવાં તે ભય આપે, પછીનાં ચાર બે હાથમાં મૂકવાં તે જય આપે, પછીનાં પાંચ બે પગમાં મૂકવાં તે સુખ આપે, પછીનાં બે હૃદયમાં મૂકવાં તે શોક કરાવે, પછીનાં ચાર કંઠે મૂકવાં તે પીડા કરાવે.

અહીં કોઈ શંકા કરે કે— આ પ્રમાણે અન્ય ગ્રહ અન્ય ગ્રહ નરોના શુભાશુભ ફળનો ભેદ હોવાથી ગ્રહ સંબંધી ગ્રહગોચર ફળનો નિર્ણય શી રીતે થઈ શકે? તેનો જવાબ એ છે જે ઇષ્ટ સમયે જે ગ્રહ સર્વથી અધિક બળવાન હોય, તે ગ્રહ તે વખતે શુભાશુભ ફળ આપે છે. આ સર્વે ગ્રહ નરોને જન્મસમયે જ કેટલાક આચાર્ય વિચારે છે.

॥ અષ્ટક વર્ગ ॥

હવે ગ્રહગોચર અશુભ હોય તો તેને નિષ્ફળ કરવા માટે અષ્ટકવર્ગને કહે છે.

गोचरेण ग्रहाणां चेदानुकूल्यं न दृश्यते ।
जन्मलग्नग्रहेभ्योऽष्टवर्गेणालोकयेत्तदा ॥५१॥

અર્થ— જો ગ્રહોનું ગોચરવડે અનુકૂળપણું ન દેખાતું હોય તો જન્મથી, લગ્નથી અને ગ્રહોથી અષ્ટવર્ગે કરીને જોવું.

અહીં ગ્રહોને સામાન્ય રીતે કહ્યા છે. તો પણ "રવિ, ચંદ્ર અને ગુરુ એ ત્રણ ગ્રહોનું જ અનુકૂળપણું ન દેખાય તો" એવો અર્થ કરવો. નારચંદ્રમાં પણ કહ્યું છે કે—

"रविशशिजीवैः सबलैः शुभदः स्याद् गोचरोऽथ तदभावे ।
ग्राह्याष्टवर्गशुद्धिर्जननविलग्नग्रहेभ्यस्तु ॥१॥"

"બળવાન રવિ, ચંદ્ર અને ગુરુએ કરીને ગોચર શુભદાયી થાય છે અને તે (શુભ ગોચર) ને અભાવે જન્મથી, લગ્નથી અને ગ્રહોથી 'અષ્ટવર્ગ'ની શુદ્ધિ ગ્રહણ કરવી."

અષ્ટવર્ગ એટલે રાશિમાં ચાલતા ગ્રહનો બીજા છ ગ્રહનાં સ્થાનોથી, પોતાના સ્થાનથી અને લગ્નના સ્થાનથી જે વિચાર કરવો તે વિચાર અષ્ટવર્ગ કહેવાય છે.

॥ અથ સૂર્યાષ્ટક વર્ગઃ ॥

अर्कः स्वमन्दभौमेभ्यो नवद्व्यायाष्टकेन्द्रगः ९, २, ११, ८, १, ४, ७, १० ।
त्रिकोणायारिगो ९, ५, ११, ६ जीवाच्छुक्रादन्त्यारिकामगः १२, ६, ७ ॥५२॥
चन्द्रादुपचयस्थो ३, ६, १०, ११ ज्ञाद्धीधर्मोपचयान्त्यगः ५, ९, ३, ६, १०, ११, १२ ।
पातालोपचयान्त्येषु ४, ३, ६, १०, ११, १२ लग्नाच्च तरणिः शुभः ॥५३॥

અર્થ—સૂર્ય પોતાના સ્થાનથી, શનિથી અને મંગળથી ૯, ૨, ૧૧, ૮, ૧, ૪, ૭ અને ૧૦ મે સ્થાને રહ્યો હોય, ગુરુથી ૯, ૫, ૧૧, અને છઠ્ઠે સ્થાને રહ્યો હોય, શુક્રથી ૧૨, ૬ અને ૭ મે સ્થાને રહ્યો હોય, ચંદ્રથી ૩, ૬, ૧૦ અને ૧૧ મે સ્થાને રહ્યો હોય, બુધથી ૫, ૯, ૩, ૬, ૧૦, ૧૧ અને ૧૨ મે સ્થાને રહ્યો હોય, તથા લગ્નથી ૪, ૩, ૬, ૧૦, ૧૧ અને ૧૨ મે રહ્યો હોય તો તે સૂર્ય શુભ છે, એટલે અષ્ટવર્ગથી તેની શુદ્ધિ જાણવી.

॥ इति सूर्याष्टकवर्गः ॥ १

॥ અથ ચન્દ્રાષ્ટક વર્ગ: ॥

चन्द्रश्चोपचये ३, ६, १०, ११, लग्नाद्भानोः साष्टस्मरे स्थितः ३, ६, १०, ११, ८, ७।
स्वात्सादिसप्तमे ३, ६, १०, ११, १, ७, आरात्सद्रव्य-
नवमात्मजे ३, ६, १०, ११, २, ९, ५ ॥५४॥
छिद्रत्रिलाभात्मजकेन्द्रगो ८, ३, ११, ५, १, ४, ७, १० बुधाद्-
गुरोस्तु रिष्याष्टमलाभकेन्द्रगः १२, ८, ११, १, ४, ७, १०।
शुक्रात्त्रिपंचास्तनवायखांबुगः ३, ५, ७, ९, ११, १०, ४
शुभः शनेः षट्त्रिसुतायगः ६, ३, ५, ११ शशी ॥५५॥

અર્થ—ચંદ્ર લગ્નથી ૩, ૬, ૧૦ અને ૧૧ મે હોય, સૂર્યથી ૩, ૬, ૧૦, ૧૧, ૮ અને સાતમે હોય, પોતાના સ્થાનથી ૩, ૬, ૧૦ ૧૧, ૧ અને ૭ મે રહ્યા હોય, મંગળથી ૩, ૬, ૧૦, ૧૧ ૨, ૯ અને ૫ મે હોય, બુધથી ૮, ૩, ૧૧, ૫, ૧, ૪, ૭ અને ૧૦ મે હોય, ગુરુથી ૧૨, ૮, ૧૧, ૧, ૪, ૭, અને ૧૦ મે હોય, શુક્રથી ૩, ૫, ૭, ૯, ૧૧ ૧૦ અને ૪થે હોય, તથા શનિથી ૬, ૩, ૫ અને અગિયારમે હોય તો તે ચંદ્ર શુભ છે.

॥ इति चन्द्राष्टकवर्गः ॥ २

॥ અથ ભૌમાષ્ટક વર્ગ: ॥

कुज इन्दोरुपचयमे ३, ६, १०, ११ साद्ये ३, ६, १०, ११, १,
लग्नात्सपञ्चमे ३, ६, १०, ११, ५ सूर्यात्।
द्व्यायाष्टकेन्द्रगः २, ११, ८, १, ४, ७, १०
स्वात्सौम्यात्त्रिसुतारिलाभस्थः ३, ५, ६, ११ ॥५६॥
जीवात्खान्त्यायारिषु १०, १२, ११, ६
शुक्राच्छिद्रान्त्यलाभशत्रुगतः ८, १२, ११, ६।
मन्दाल्लाभनवाष्टमकेन्द्रस्थः ११, ९, ८, १, ४, ७, १०
शोभनो भौमः ॥५७॥

અર્થ—મંગળ ચંદ્રથી ૩, ૬, ૧૦ અને ૧૧ મે સ્થાને હોય, લગ્નથી ૩, ૬, ૧૦, ૧૧ અને ૧ લે સ્થાને હોય, સૂર્યથી ૩, ૬, ૧૦, ૧૧ અને ૫ મે હોય, પોતાના સ્થાનથી ૨, ૧૧, ૮, ૧, ૪, ૭ અને ૧૦ મે હોય, બુધથી ૩, ૫, ૬ અને ૧૧ મે હોય, ગુરુથી ૧૦, ૧૨, ૧૧ અને છઠ્ઠે હોય, શુક્રથી ૮, ૧૨, ૧૧ અને છઠ્ઠે હોય તથા શનિથી ૧૧, ૯, ૮, ૧, ૪, ૭ અને ૧૦ મે હોય તો તે મંગળ શુભ છે.

॥ इति भौमाष्टकवर्गः ॥ ३

॥ અથ બુધાષ્ટક વર્ગ :॥

बुधोऽर्कतोऽन्त्यायनवारिधीषु १२, ११, ९, ६, ५
स्थितः स्वतः सत्रिदशादिमेषु १२, ११, ९, ६, ५, ३, १०, १ ।
द्विषड्दशायाष्टसुखेषु २, ६, १०, ११, ८, ४ चन्द्रात्
लग्नात्तु तेष्वाद्ययुतेषु २, ६, १०, ११, ८, ४, १ शस्तः ॥५८॥
कुजशनितो व्यन्त्यारिषु १, २, ३, ४, ५, ७, ८, ९, १०, ११
जीवादरिनिधनलाभरिष्फस्थः ६, ८, ११, १२ ।
शुक्रादापुत्राष्टमनवमायस्थो १, २, ३, ४, ५, ८, ९, ११
बुधः शुभदः ॥५९॥

અર્થ—બુધ સૂર્યથી ૧૨, ૧૧, ૯, ૬ અને ૫ મે રહ્યો હોય, પોતાના સ્થાનથી ૧૨, ૧૧, ૯, ૬, ૫, ૩, ૧૦ અને ૧ લે રહ્યો હોય, ચંદ્રથી ૨, ૬, ૧૦, ૧૧, ૮ અને ૪ થે રહ્યો હોય લગ્નથી ૨, ૬, ૧૦, ૧૧, ૮, ૪, અને ૧ લે રહ્યો હોય તો પ્રશસ્ત છે. તથા મંગળ અને શનિથી ૧, ૨, ૩, ૪, ૫, ૭, ૮, ૯, ૧૦ અને ૧૧ મે હોય, ગુરુથી ૬, ૮, ૧૧ અને ૧૨ મે હોય તથા શુક્રથી ૧, ૨, ૩, ૪, ૫, ૮, ૯, અને ૧૧ મે હોય તો બુધ શુભ ફળદાયક છે.

॥ इति बुधाष्टकवर्गः ॥ ४

॥ અથ ગુર્વષ્ટક વર્ગ :॥

गुरुः केन्द्रस्वरन्ध्राये १, ४, ७, १०, २, ८, ११
स्वारात्स्वात्सत्रिषूत्तमः १, ४, ७, १०, २, ८, ११, ३ ।
अर्कात्सत्रिनवस्वि १, ४, ७, १०, २, ८, ११, ३, ९ न्दोः
स्वधीकामनवायगः २, ५, ७, ९, ११ ॥६०॥
स्वादिखायसुखधीतपोऽरिषु २, १, १०, ११, ४, ५, ९, ६
ज्ञाद्गुरुः स्मरयुतेषु २, १, १०, ११, ४, ५, ९, ६, ७ लग्नतः ।
स्वत्रिकोणरिपुखायगः २, ९, ५, ६, १०, ११, सितात्
त्र्यन्त्यधीरिपुषु २, १२, ५, ६ मन्दतः शुभः ॥६१॥

અર્થ—ગુરુ મંગળથી ૧, ૪, ૭, ૧૦, ૨, ૮ અને ૧૧ મે હોય, પોતાના સ્થાનથી ૧, ૪, ૭, ૧૦, ૨, ૮, ૧૧ અને ૩ જે હોય, સૂર્યથી ૧, ૪, ૭, ૧૦, ૨, ૮, ૧૧, ૩ અને ૯ મે હોય, ચંદ્રથી ૨, ૫, ૭, ૯ અને ૧૧ મે હોય, બુધથી ૨, ૧, ૧૦, ૧૧, ૪, ૫ ૯ અને છટ્ઠે હોય, લગ્નથી ૨, ૧, ૧૦, ૧૧, ૪, ૫, ૯, ૬, અને ૭ મે હોય, શુક્રથી ૨, ૯, ૫, ૬, ૧૦, અને ૧૧ મે હોય, તથા શનિથી ૩, ૧૨, ૫ અને ૬ ઠ્ઠે હોય તો તે ગુરુ શુભ છે.

॥ इति गुर्वष्टकवर्गः ॥ ५

॥ અથ શુક્રાષ્ટક વર્ગ : ॥

शुक्रो लग्नादासुतधर्मायाष्टसु १, २, ३, ४, ५, ९, ११, ८
मतः स्वतः साभ्रः १, २, ३, ४, ५, ९, ११, ८, १० ।
शशिनः सान्त्यः १, २, ३, ४, ५, ९, ११, ८, १२,
शनितःखायतपत्रिसुखधीमृतिषु १०, ११, ९, ३, ४, ५, ८ ॥६२॥
आयव्ययाष्टगोऽर्काद्व ११, १२, ८ बुधात्त्रिकोणायषट्त्रिगः
९, ५, ११, ६, ३ शुभदः ।
व्यापोक्त्रिमासिषु ५, ३, ६, ९, १२, ११ कुजाद्गुरो-
स्त्रिकोणाष्टखायगः ९, ५, ८, १०, ११ शुक्रः ॥६३॥

અર્થ—શુક્ર લગ્નથી ૧, ૨, ૩, ૪, ૫, ૯, ૧૧, અને ૮ મે હોય, પોતાના સ્થાનથી ૧, ૨, ૩, ૪, ૫, ૯, ૧૧, ૮ અને ૧૦ મે હોય, ચંદ્રથી ૧, ૨, ૩, ૪, ૫, ૯, ૧૧, ૮ અને ૧૨ મે હોય, શનિથી ૧૦, ૧૧, ૯, ૩, ૪, ૫ અને ૮ મે હોય, સૂર્યથી ૧૧, ૧૨ અને ૮ મે હોય, બુધથી ૯, ૫, ૧૧, ૬ અને ૩ જે હોય, મંગળથી ૫, ૩, ૬, ૯, ૧૨ અને ૧૧મે હોય તથા ગુરુથી ૯, ૫, ૮, ૧૦, ૧૧ મે હોય તો તે શુક્ર શુભ છે.

॥ इति शुक्राष्टकवर्गः ॥ ६

॥ અથ શન્યષ્ટક વર્ગ : ॥

शनिः स्वात्त्र्यायपुत्रारि ३, ११, ५, ६ व्यारात्सव्ययकर्मसु
३, ११, ५, ६, १२ १० ।
केन्द्राष्टायार्थगः १, ४, ७, १०, ८, ११, २ सूर्याच्चचन्द्रात्
षट्त्र्यायगो ६, ३, ११ मतः ॥६४॥
आद्यांबूपचये लग्नात् १, ४, ३, ६, १०, ११, कवेराय,
व्ययारिषु ११, १२, ६ ।
गुरोःसधीषु ११, १२, ६, ५ साभ्राष्टधर्मेषु ११, १२, ६, १०
८, ९, ज्ञाच्छनिर्मतः ॥६५॥

અર્થ— શનિ પોતાના સ્થાનથી ૩; ૧૧, ૫. અને ૬ઠ્ઠે હોય, મંગળથી ૩, ૧૧, ૫, ૬, ૧૨ અને ૧૦ મે હોય, સૂર્યથી ૧, ૪, ૭ ૧૦; ૮, ૧૧ અને ૨ જે હોય, ચંદ્રથી ૬, ૩, અને ૧૧ મે હોય, લગ્નથી ૧, ૪, ૩, ૬, ૧૦, અને ૧૧ મે હોય, શુક્રથી ૧૧, ૧૨ અને ૬ ઠ્ઠે હોય, ગુરુથી ૧૧, ૧૨, ૬, અને ૫ મે હોય, તથા બુધથી ૧૧, ૧૨, ૬, ૧૦, ૮ અને ૯ મે હોય તો તે શુભ માનેલો છે.

॥ इति शन्यष्टकवर्गः ॥ ૭

આ ચૌદ શ્લોકોનો ભાવાર્થ એ છે જે-પહેલા શ્લોકમાં જે અર્ક (સૂર્ય) શબ્દ છે તે જ્યારે યાત્રાદિક કરવાની ઈચ્છા હોય, તે સમયે જે રાશિનો સૂર્ય હોય તે તાત્કાલિક સૂર્ય કહેવાય છે અને 'સ્વમન્દ' એ ઠેકાણે જન્મકાળનો સૂર્ય ગ્રહણ કરવાનો છે. એ જ રીતે શનિ; મંગળ વિગેરે પણ જન્મકાળના જ લેવાના છે. તેથી કરીને તાત્કાલિક સૂર્ય વિગેરે જો જન્મકાળના સૂર્ય, શનિ વિગેરેથી નવમા; બીજા વિગેરેમાંના કોઈ પણ સ્થાને હોય તો તે શુભ છે. તે સર્વ શુભ સ્થાને રેખા "।" આપે છે એવી પરિભાષા છે. તેથી કરીને જેટલા લગ્નના ગ્રહોથી કહેલામાંનાં કોઈપણ સ્થાનોમાં તાત્કાલિક સૂર્યાદિક પમાય. તેટલી રેખાઓ મૂકવી અને જેટલા લગ્નના ગ્રહોથી કહેલા સ્થાનોમાંનાં જેટલાં સ્થાન ન પમાય તેટલાં શૂન્યમીંડાં "૦" દેવાં. એ રીતે કરવાથી દરેક ગ્રહને આશ્રીને આઠ આઠ રેખાઓ સંભવે છે. તેમાં જો ચાર કે તેથી ઓછી કે તેથી વધારે રેખાઓ પામીએ તો અનુક્રમે તે મધ્યમ, અધમ અને શ્રેષ્ઠ જાણવી. અને તેમ કરવાથી જે ગ્રહની રેખાઓ ઘણી હોય તે ગ્રહ કદાચ ગોચર વડે અશુભ હોય તો પણ શુભ જાણવો. અને શૂન્યમીંડાંઓ ઘણાં હોય તો ગોચર વડે શુભ ગ્રહ પણ અશુભ જાણવો.

કેટલાક આચાર્યો કહે છે કે— "કાર્ય વખતે અષ્ટકવર્ગની રેખાઓ મેળવાતી નથી—મળતી નથી; પરંતુ ગમે તે વખતે જન્મકુંડળીને જ સાત વાર જુદી જુદી સ્થાપન કરીને પછી પહેલી કુંડળીમાં જે સ્થાને સૂર્ય રહ્યો હોય; ત્યાંથી નવમા વિગેરે આઠે સ્થાનોમાં આઠ રેખાઓ દેવી. (દરેક સ્થાનમાં એક એક રેખા કાઢવી) તે જ પ્રકારે શનિ અને મંગળથી પણ દરેકમાં આઠ આઠ રેખાઓ દેવી. ગુરુથી ચાર રેખા દેવી. શુક્રથી ત્રણ, ચંદ્રથી ચાર, બુધથી સાત અને લગ્નથી છ રેખા દેવી. આ પ્રમાણે તે સૂર્યના અષ્ટક વર્ગની કુંડળીમાં સર્વ મળીને સૂર્યની ૪૮ રેખાઓ થઈ. એજ પ્રમાણે બીજી, ત્રીજી વિગેરે ચંદ્રાદિકના અષ્ટકની કુંડળીઓમાં અનુક્રમે સર્વ રેખાઓ કરવી, તેથી ચંદ્રની કુંડળીમાં ૪૯, મંગળની કુંડળીમાં ૪૦, બુધની કુંડળીમાં ૫૮, ગુરુની કુંડળીમાં ૫૬, શુક્રની કુંડળીમાં ૫૨ અને શનિની કુંડળીમાં ૩૯ રેખાઓ કુલ થાય છે." કહ્યું છે કે—

"वसुवेदौ नन्दवेदौ खवेदौ वसुसायकौ ।
षड्बाणौ द्विशरौ नन्दवह्नी रेखा इनादिजाः ॥१॥"

"સૂર્યથી આરંભીને અનુક્રમે ૪૮, ૪૯, ૪૦, ૫૮, ૫૬, ૫૨, અને ૩૯ રેખાઓ થાય છે."

આ પ્રમાણે એક એક ગ્રહના અષ્ટકવર્ગની કુંડળીમાં બારે રાશિનાં સ્થાનોમાં જેમ સંભવે તેમ એક એક રેખા દેવી. (કરવી) અને બાકીના સ્થાનોમાં શૂન્ય મૂકવી. એમ કરવાથી એક ગ્રહને સ્થાને ઉત્કૃષ્ટી આઠ રેખાનો સંભવ થાય છે. ત્યાર પછી કાર્ય વખતે જે ગ્રહ જે રાશિમાં હોય. તે સ્થાન જોવું. તે સ્થાનમાં જો રેખાનું અધિકપણું હોય તો તે ગ્રહણ કરવું શ્રેષ્ઠ છે. શૂન્યનું અધિકપણું હોય તો તે અશુભ જાણવો.

આ બંને મતનું તત્વ સરખું જ છે. તે રેખાઓનો ઉપયોગ આ પ્રમાણે.

"चतूरेखे मध्यफलं हीने हीनं ततोऽधिके श्रेष्ठम् ।
विफलं गोचरगणितं त्वष्टकवर्गेण निर्दिष्टम् ॥१॥"

"ચાર રેખા આવે તો મધ્યમ ફળ તેથી ઓછી આવે તો હીન ફળ અને તેથી અધિક આવે તો શ્રેષ્ઠ ફળ જાણવું. અને આ શ્રેષ્ઠ ફળ અષ્ટકવર્ગે બતાવ્યું હોય ત્યારે ગોચરથી ગણેલું ગોચરફળ નિષ્ફળ થાય છે."

આ સર્વ એક ગ્રહને આશ્રીને કહ્યું છે. તાત્કાલિકના સર્વગ્રહોની રેખાઓ મેળવીએ તો સોળથી ઓછી રેખા કદાપિ ન થાય. પણ સત્તરથી આરંભીને ઉત્કૃષ્ટી ૫૬ રેખાઓ સુધી થાય છે. તે વખતે સત્તરથી છવીશ સુધીની અશુભ જાણવી. સત્યાવીશ હોય તો મધ્યમ અને અઠયાવીશથી આરંભીને છપ્પન સુધી ઉત્તરોત્તર શુભ, શુભતર અને શુભતમ જાણવી. કહ્યું છે કે—

"रेखाधिक्यं शस्तं शून्याधिक्यं तथाऽधमं कथितम् ।
एतत्संयोगे स्युः षट्पञ्चाशन्न जातु अधिकास्ताः ॥१॥"

અધિક રેખા હોય તો પ્રશસ્ત છે અને શૂન્ય અધિક હોય તો અધમ કહ્યું છે. એ સૂર્યાદિક સર્વની રેખાઓને એકઠી કરીએ તો છપ્પન થાય છે. પણ તેથી અધિક થતી નથી. કારણ કે સૂર્યાદિક સાત ગ્રહોની દરેકની આઠ આઠ રેખાઓ મેળવવાથી છપ્પન જ થાય છે. વિશેષ એ છે જે –"જો કે, चतूरेखं मध्यफलं" ચાર રેખા મધ્ય ફળવાળી છે એમ પૂર્વે કહ્યું છે. તોપણ જે ગ્રહના અષ્ટકવર્ગની શુદ્ધિ તે વખતે જોવાતી હોય. તે શુદ્ધિના સ્વામીરૂપ ગ્રહની રેખાઓ જો પોતાથી જ ઉત્પન્ન થયેલી મળતી હોય તો ચાર રેખાઓ આવે તે પણ શ્રેષ્ઠ છે અને તેમ ન હોય તો (પોતાથી ઉત્પન્ન થયેલી રેખાઓ ન હોય તો) ષડ્વર્ગ વિગેરેના બળવાળા પોતાના મિત્રરૂપ ગ્રહની પોતાથી જ ઉત્પન્ન થયેલી રેખાઓ મળે તોપણ ચાર રેખાઓ પ્રશસ્ત છે, તેમ પણ ન હોય તો તે જ શુદ્ધિનો સ્વામીરૂપ ગ્રહ જો વામવેધે કરીને શુભ હોય તોપણ ચાર રેખા પ્રશસ્ત છે. આ ત્રણે પ્રકારમાંનો કોઈ પણ ન હોય તો ચારથી અધિક રેખાવાળો ગ્રહ પણ શુભ નથી." એમ વ્યવહાર પ્રકાશમાં કહ્યું છે.

વળી ઉપર જે ૫૬ રેખાઓ ઉત્કૃષ્ટ કહી છે, "રાહુની રેખા બિલકુલ નથી" એવા મતે કરીને કહ્યું છે. પણ કેટલાક તો રાહુની પણ રેખાઓ કહે છે. તે આ પ્રમાણે.–

"केन्द्राष्टद्वित्रिगः १, ४, ७, १०, ८, २, ३ सूर्याद्राहू रेखाप्रदः स्मृतः ।
इन्दोस्तनुत्रिधीस्त्र्यष्टधर्मकर्मव्यये १, ३, ५, ७, ८, ९, १०, १२ स्थितः ॥१॥
भौमात्तनुत्रिधीरिष्ये १, ३, ५, १२ स्वांबुस्त्र्यष्टान्तिमे
२, ४, ७, ८, १२ बुधात् ।
जीवात्सप्रथमे २, ४, ७, ८, १२, १ शुक्रादरिद्यूनायरिष्यगः
६, ७, ११, १२ ॥२॥
शनेस्त्रिधीवधूलाभे ३, ५, ७, ११ लग्नाद्राहुस्तु शोभनः ।
त्रिपञ्चसप्तनवमान्त्येषु ३, ५, ७, ९, १२ रेखाऽस्य न स्वतः ॥३॥
त्रिचत्वारिंशदेव स्यू रेखा राह्वष्टवर्गगाः ।"

"રાહુ સૂર્યથી ૧, ૪, ૭, ૧૦, ૮, ૨ અને ૩ જે સ્થાને હોય તો તે રેખાને આપનારો (શુભ) કહ્યો છે. ચંદ્રથી ૧, ૩, ૫, ૭, ૮, ૯, ૧૦ અને ૧૨ મે હોય, મંગળથી ૧, ૩, ૫, અને ૧૨ મે હોય, બુધથી ૨, ૪, ૭, ૮, અને ૧૨ મે હોય, ગુરુથી ૨, ૪, ૭, ૮, ૧૨ અને ૧ લે હોય, શુક્રથી ૬, ૭, ૧૧ અને ૧૨ મે હોય, શનિથી ૩, ૫, ૭ અને ૧૧ મે હોય અને લગ્નથી રાહુ ૩, ૫, ૭, ૯, અને ૧૨ મે રહ્યો હોય તો તે સારો છે. આ રાહુને પોતાના સ્થાનથી રેખા આવતી નથી. આ પ્રમાણે રાહુના અષ્ટકવર્ગમાં કુલ રેખાઓ ૪૩ અવશ્ય ઉત્કૃષ્ટી થાય છે."

હવે કયા કાર્યમાં કયો ગ્રહ બળવાન કહેવો ? તે કહે છે—

सर्वत्रेन्दुः कुजः संख्ये बोधे ज्ञः स्थापने गुरुः ।
याने शुक्रः शनिर्मौण्ड्ये बली भानुर्नृपेक्षणे ॥६६॥

અર્થ—સર્વ શુભ કાર્યમાં કાર્ય કરનારનો ચંદ્ર બળવાન જોવો જોઈએ. યુદ્ધમાં મંગળ, જ્ઞાનમાં બુધ, સ્થાપના (પદવી, પ્રતિષ્ઠા, વિવાહ વિગેરે)માં ગુરુ, પ્રયાણમાં શુક્ર, મુંડનમાં (દીક્ષામાં) શનિ અને રાજાના એટલે ઉપરીના દર્શનમાં સૂર્ય બળવાન લેવો જોઈએ. આ સર્વનું ગોચરાદિક બળ જોવું. કહ્યું છે કે—

एग १ चउ २ अट्ठ ३ सोलस ४ बत्तीसा ५ सट्ठि ६
सयगुण ७ फलाइं ।
तिहि १ रिक्ख २ वार ३ करण ४ जोगो ५ तारा ६
ससंकबलं ७ ॥१॥

"તિથિનું બળ એક ગણું છે, તેનાથી નક્ષત્રનું બળ ચાર ગણું છે, તેનાથી વારનું બળ આઠ ગણું છે, તેનાથી કરણનું બળ સોળ ગણું છે, તેનાથી યોગનું બળ બત્રીસ ગણું છે, તેનાથી તારાનું બળ સાઠ ગણું છે અને તેનાથી ચંદ્રનું બળ સો ગણું ફળદાયક છે." તેથી કરીને જ કહ્યું છે કે—

फर्तुरनुकूलयोगिनि शुभेक्षिते शशिनि वर्द्धमाने च ।
तारायोगेऽभीष्टे सर्वेऽर्थाः सिद्धिमुपयान्ति ॥१॥"

"કર્તાને અનુકૂળ યોગવાળો શુભ ગ્રહે જોયેલ અને વૃદ્ધિ પામતો ચંદ્ર હોય તથા તારાનો યોગ સારો હોય તો તેનાં સર્વ કાર્યો સિદ્ધિને પામે છે"

તેમાં પણ આ પ્રમાણે વિભાગ છે.

"ग्रामे नृपतिसेवायां संग्रामव्यवहारयोः ।
चतुर्षु नामभं योज्यं शेषं जन्मनि योजयेत् ॥१॥"

"ગામમાં, રાજસેવામાં સંગ્રામમાં અને વ્યવહાર (વેપાર)માં એ ચાર કાર્યમાં નામનું નક્ષત્ર લેવું અને બાકીનાં દીક્ષા, પ્રતિષ્ઠા, વિવાહાદિ કાર્યમાં જન્મનું નક્ષત્ર લેવું." આ નરપતિ જયચર્યામાં કહ્યું છે.

તાત્કાલિક લગ્નમાં પણ સર્વે કાર્યોમાં ચંદ્રનું બળ અવશ્ય લેવું. તેને માટે સારંગ કહે છે કે—

"लग्नं देहः षट्कवर्गोऽङ्गकानि, प्राणश्चन्द्रो धातवः खेचरेन्द्राः ।
प्राणे नष्टे देहधात्वङ्गनाशो, यत्नेनातश्चन्द्रवीर्यं प्रकल्प्यम् ॥१॥"

"લગ્ન એ શરીર છે, ષડ્વર્ગ એ અંગો છે, ચંદ્ર એ પ્રાણ છે અને (સાત) ગ્રહો એ (સાત) ધાતુઓ છે. પ્રાણ નાશ પામવાથી દેહ, ધાતુ અને અંગ પણ નાશ પામે છે. તેથી પ્રયત્ન વડે પણ ચંદ્રનું બળ લેવું જોઈએ."

મૂળ શ્લોકનો ભાવાર્થ એ છે કે—જ્યારે તે તે કાર્યો લગ્નના બળવાનપણાથી કરવામાં આવે ત્યારે તેના ગ્રહોનું ઉદયપણાએ કરીને અથવા લગ્નમાં રહેવાપણાએ કરીને અથવા લગ્નમાં કહેલા ષડ્વર્ગના સ્વામીપણાએ કરીને અથવા કેન્દ્રમાં રહેવાપણાએ કરીને અથવા છ પ્રકાર વિગેરેના બળ વડે કરીને સબળપણું લગ્નમાં કરવું. અને કાર્ય કરનારને એ ગ્રહોનું ગોચરબળ લેવું. જ્યારે કાર્ય કેવળ મુહૂર્તના બળથી જ કરવું હોય ત્યારે ગોચરબળ તથા વાર હોરાદિક લેવાં.

હવે રાશિમાં આવેલો કયો ગ્રહ કયારે ફળદાયક હોય ? તે કહે છે—

ज्ञोऽखिले फलदो राशावादावादित्यमंगलौ ।
मध्ये सुरासुराचार्यौ प्रान्ते त्विन्दुशनैश्चरौ ॥६७॥

અર્થ—બુધ આખી રાશિમાં ફળદાયક છે. સૂર્ય અને મંગળ આદિમાં, ગુરુ અને શુક્ર મધ્યમાં અને ચંદ્ર તથા શનિ અંત ભાગમાં ફળ દેનારા છે.

ફળદાયક એટલે શુભ ગોચરમાં રહેલો ગ્રહ શુભ ફળ આપે અને અશુભ ગોચરમાં રહ્યો હોય તો અશુભ ફળ આપે છે. બુધ આખી રાશિમાં ફળ આપે છે એટલે કે જે

રાશિને પોતે આક્રમણ કરી હોય તે આખી રાશિમાં. આદિમાં એટલે પહેલા દ્રેષ્કાણમાં, મધ્યમાં, એટલે બીજા દ્રેષ્કાણમાં અને અંતે એટલે ત્રીજા દ્રેષ્કાણમાં. આ નિયમ સહજ (સરલ) ગતિમાં વર્તતા ગ્રહોને આશ્રીને કહ્યો છે. પણ જ્યારે વક્રતાએ કરીને તથા અતિચારપણાએ કરીને તે ગ્રહો બીજી રાશિમાં ગયા હોય ત્યારે આ પ્રમાણે જાણવું.—

"पक्षं दशाहं मासं च, दशाहं मासपञ्चकम् ।
वक्रेऽतिचारे भौमाद्याः, पूर्वराशिफलप्रदाः ॥१॥"

"મંગળ વક્ર ગતિમાં કે અતિચાર ગતિમાં હોય તો પંદર દિવસ સુધી પૂર્વની રાશિનું ફળ આપે છે, એ પ્રમાણે બુધ દશ દિવસ, ગુરુ એક માસ, શુક્ર દશ દિવસ અને શનિ પાંચ માસ સુધી ફળ આપે છે. અહીં પૂર્વની રાશિ એટલે કે વક્રી હોય તો પછીની રાશિનું અને અતિચારી હોય તો પહેલાની રાશિનું ફળ આપે છે, એમ જાણવું.

પ્રશ્ન પ્રકાશકર તો આમ કહે છે.—

"वक्रेऽतिचारे भौमाद्याः, पूर्वराशिफलप्रदाः ।
जीवः शनिश्च यत्रस्थौ, तस्य राशेः फलप्रदौ ॥१॥"

"મંગળ વિગેરે ગ્રહો વક્રી કે અતિચારી હોય તો પૂર્વરાશિના ફળને આપે છે. પરંતુ ગુરુ અને શનિ તો જે રાશિમાં રહ્યા હોય તે જ રાશિના ફળને આપે છે." વિશેષ આ પ્રમાણે—

"राश्यन्तगतः, खेटः, परभावफलं ददाति पृच्छासु ।
अन्त्यघटीं यावदसावासीनबलं विवाहादौ ॥१॥"

"પ્રશ્નને વિષે રાશિના અંતભાગમાં રહેલો ગ્રહ પછીના સ્થાનના ફળને આપે છે. અને વિવાહાદિકમાં તો તે ગ્રહ અન્ત્યની ઘડી સુધી જ્યાં રહેલો હોય તેજ સ્થાનનું ફળ આપે છે" અહિં રાશિનો અંત્ય એટલે છેલ્લો ત્રિશાંશ લેવો.

ગ્રહગોચર વિરુદ્ધ (અશુભ) હોય તો માણસો વિશેષે કરીને સત્કર્મમાં (ધર્મકાર્યમાં) તત્પર રહેવું અને અત્યંત દૂરની યાત્રા, અશ્વક્રીડા, વિકાળે ફરવું અને અત્યંત સાહસ કાર્ય વિગેરે કાર્યનો ત્યાગ કરવો. આ પ્રમાણે (વિરુદ્ધ ગ્રહગોચરમાં) યાત્રાદિક કર્યા વિના નિર્વાહ થઈ શકે નહિ, તેથી તે ગ્રહોની શાન્તિ માટે કહે છે.—

अर्कारयोर्ज्ञस्य गुरोः सितेन्द्वोर्मन्दस्य राहूरगयोश्च तुष्ट्यै ।
सदा वहेद्विद्रुम–हेम–मुक्ता–रूप्याणि लोहं च विराटजं च ॥६८॥

અર્થ—સૂર્ય અને મંગળની તુષ્ટિ માટે વિદ્રુમને ધારણ કરવાં, બુધની શાંતિને માટે સુવર્ણ પહેરવું, ગુરુની શાંતિ માટે મોતી પહેરવાં, શુક્ર અને ચંદ્રની શાંતિ માટે રૂપું પહેરવું, શનિની શાંતિ માટે લોઢું પહેરવું (પાસે રાખવું) અને રાહુ તથા કેતુની શાંતિ માટે લાજાવર્ત નામનો મણિ પહેરવો.

અહીં કોઈ શંકા કરે છે કે-સાત ગ્રહોનું તો સર્વદા ગોચરફળ વિચારવાનું કહ્યું છે અને દિવસ, માસ, વર્ષ તથા હોરાનું સ્વામીપણું પણ સાત ગ્રહોને જ છે, તો અહીં રાહુ અને કેતુનું ગ્રહણ કેમ કર્યું? તથા તેમનું પ્રતિકૂળ ગોચરપણું પણ શી રીતે ઘટે? કે જેથી કરીને તેમની શાંતિને માટે વિરાટજ મણિને વહન કરવાનું કહેવું પડયું?

આનો જવાબ એ છે જે રાહુ અને કેતુનું દિવસાદિકનું સ્વામીપણું ભલે ન હોય, પરંતુ ગ્રહપણું તો છે જ, કેમકે જો તેઓ ગ્રહ ન હોય તો રાશિ વિગેરેમાં તેમનો સંચાર શી રીતે ઘટે? તથા રાહુ ગોચર પણ ગ્રહણને દિવસે વિચારવાનું કહ્યું જ છે, તેથી તેના પ્રતિકૂળપણામાં તેની શાંતિનો ઉપયોગ થઈ શકે છે, અને કેતુ પણ જ્યારે ઉદય પામ્યો હોય ત્યારે તેનાથી ઉત્પન્ન થયેલા ઉપદ્રવની શાંતિને માટે તેનો શાંતિક ઉપાય ઉપયોગી છે.

ગ્રહોની શાંતિ માટે બીજો પ્રકાર કહે છે.

पूषादितोषाय च पद्मराग-मुक्ता प्रवालानि सगारुडानि ।
सपुष्परागं कुलिशं च नील-गोमेद वैडूर्य मणीन् वहेत ॥६९॥

અર્થ—રવિની તુષ્ટિ માટે પદ્મરાગ ધારણ કરવો. ચંદ્ર માટે મુક્તા, મંગળ માટે પરવાળાં, બુધ માટે સગારૂડ (મરકત મણિ), ગુરુ માટે પુષ્પરાગ, શુક્ર માટે કુલિશ (વજ્ર), શનિ માટે નીલમણિ, રાહુ માટે ગોમેદ જાતના મણિ, અને કેતુની શાંતિ માટે વૈડૂર્ય મણિને ધારણ કરવા.

ગ્રહોની શાંતિને માટે સ્નાનો કહે છે—

एलाशिलापद्मकयष्टयुशीरसुराह्वकश्मीरजशोणपुष्पैः ।
अर्के विधौ कैरवपञ्चगव्यैः सशंखशुक्तिस्फटिकेभदानैः ॥७०॥

અર્થ—સૂર્ય વિરુદ્ધ (અશુભ) હોય તો એલાયચી, મણશીલ, કમળ, જેઠીમધ, સુગંધી વાળો, દેવદાર, કેસર અને રાતા કણેરના પુષ્પોથી સ્નાન કરવું એટલે કે આ સર્વ વસ્તુ પાણીમાં નાખી તે વડે સ્નાન કરવું. તથા તે સ્નાન પણ તે તે ગ્રહના વારને દિવસે કરવું. એ પ્રમાણે સર્વત્ર જાણવું. ચંદ્ર વિરુદ્ધ હોય તો શંખ, છીપ, સ્ફટિક અને હાથીના મદ સહિત પોયણા (કમળ) અને પંચગવ્ય વડે સ્નાન કરવું. પંચગવ્ય માટે પરાશર આ પ્રમાણે કહે છે.—

'कृष्णाया गोमयं मूत्रं नीलायाः कपिलाघृतम् ।
सुरभेर्दधि शुक्लायास्ताम्रायाः क्षीरमाहरेत् ॥१॥'

"કાળી ગાયનું છાણ; લીલી ગાયનું મૂત્ર, પીળી ગાયનું ઘી, ધોળી ગાયનું દહીં અને રાતી ગાયનું દૂધ લેવું.'

भौमे वलाहिंगुलबिल्वकेसरैर्मांस्या फलिन्याऽस्णपुष्पचन्दनैः ।
सुवर्णमुक्तामधुगोमयाक्षतैः सरोचनामूलफलैर्बुधे पुनः ॥७१॥

અર્થ—મંગળ વિરુદ્ધ હોય તો બળદાણા; હીંગળોક; બીલાનું ફળ, બકુલનું ફળ, મુરમાંસી; પ્રિયંગુ; રાતાં પુષ્પ (જવાકુસુમ) અને લાલ ચંદન વડે સ્નાન કરવું. બુધ વિરુદ્ધ હોય તો સુવર્ણ, મોતી; મધ, ગાયનું છાણ, અક્ષત, ગોરોચંદન અને નારંગીનું ફળ એટલી વસ્તુ વડે સ્નાન કરવું.

जीवे सजातिकुसुमैः सितसर्षपयष्टिमल्लिकापत्रैः ।
मूलफलकंकुमैलामनः शिलाभिस्तु दैत्यगुरौ ॥७२॥

અર્થ—ગુરુ અશુભ હોય તો જાઈનાં પુષ્પ, ધોળા સરસવ, જેઠીમધ અને મલ્લિકા (વિચકિલ)નાં પાંદડાંએ કરીને સ્નાન કરવું; શુક્ર અશુભ હોય તો બીજોરૂં; એલાયચી અને મણશીલ વડે સ્નાન કરવું.

कृष्णतिलाञ्जनलाजैः शतपुष्पीरोध्रमुस्तकबलाभिः ।
तरणितनये च गोचरविरुद्धराशिस्थिते स्नायात् ॥७३॥

શનિ ગોચર વિરુદ્ધ રાશિમાં રહ્યો હોય તો કાળા તલ, સૌવીરાંજન (સોયરો), લાજા (શેકેલા વ્રીહિ); શતપુષ્પી (સોઆ), લોધર, મોથ અને બળ નામની ઔષધિએ કરીને સ્નાન કરવું.

રાહુ–કેતુની શાંતિ માટે ભાસ્કર આ પ્રમાણે સ્નાન કહે છે,

रोध्रगर्भतिलपत्रकमुस्ताहस्तिदानमृगनाभिपयोभिः ।
स्नानमेतदपरोधति राहोः साजमूत्रमिदमेव च केतोः ॥१॥"

"લોધરનો ગર્ભ, તલનાં પાંદડાં, મોથ, હાથીનો મદ અને કસ્તૂરીના જળવડે સ્નાન કરવાથી રાહુની પીડા રોકાય છે અને તે જ સ્નાન બકરાના મૂત્ર સહિત કરવાથી કેતુની પીડા રોકાય છે.

सप्रियंगुरजनीद्वयमांसीकुष्ठलाजसितसर्षपचन्द्रैः ।
वारिभिः सहवचैः सहरोध्रैः स्नानमत्ति निखिलग्रहपीडाम् ॥२॥"

'પ્રિયંગુ (કાંગ), હળદર, જટામાંસી, કુષ્ઠ (એક જાતની વનસ્પતિ,), લાજા, ધોળા સરસવ અને કપૂર સહિત તથા વજ અને લોધ્ર સહિત જળ વડે સ્નાન કરવાથી સમગ્ર ગ્રહોની પીડા નાશ પામે છે."

આ સ્નાનો રાજાદિકને જ ઉચિત છે. અન્ય જને તો આ પ્રમાણે કરવું—

"रत्तं सेअं रत्तं नीलं पीअं सिअं तिसु किन्हं ।
पूअं बलिं च कुज्जा सूराईणं विरुद्धाणं ॥१॥"

"સૂર્યાદિક વિરુદ્ધ હોય તો તેની શાંતિ માટે અનુક્રમે રાતા ૧, શ્વેત ૨, રાતા ૩, લીલા ૪, પીળા ૫, શ્વેત ૬ અને છેલ્લા ત્રણ એટલે શનિ, રાહુ અને કેતુની શાંતિ

માટે કાળા ૯ પદાર્થોથી (પુષ્પાદિક, ધાન્યાદિકથી) પૂજા તથા બળિદાન કરવાં." (આ પ્રમાણે હર્ષ પ્રકાશમાં કહ્યું છે.)

। इति गोचरद्वारम् । ६

इति श्रीमति आरंभसिद्धिवार्तिके राशि १ गोचर २
परीक्षात्मको द्वितीयो विमर्शः ॥२॥

श्रीसूरीश्वरसोमसुन्दरगुरोर्निःशेषशिष्याग्रणी-
र्गच्छेन्द्रः प्रभुरत्नशेखरगुरुर्देदीप्यते सांप्रतम्
तच्छिष्याश्रवहेमहंसरचितस्यारंभसिद्धेः सुधी-
शृंगाराभिधवार्त्तिकस्य किल दृक् संख्यो विमर्शोऽभवत् ॥२॥

શ્રીમાન્ સૂરી સોમસુંદર ગુરુના સમગ્ર શિષ્યોમાં અગ્રેસર અને ગચ્છના નાયક એવા પૂજ્ય શ્રી રત્નશેખર ગુરુ હાલમાં દેદીપ્યમાન વર્તે છે. તેમના શિષ્ય હેમહંસે રચેલી આરંભસિદ્ધિના સુધી શ્રૃંગાર નામના વાર્તિક (વૃત્તિ)નો આ બીજો વિમર્શ પૂર્ણ થયો.



# ત્રીજો વિમર્શ પ્રારંભ

હવે કાર્ય દ્વાર કહે છે—

**कार्यं वितारेन्दुबलेऽपि पुष्ये, दीक्षां विवाहं च विना विदध्यात् ।**
**पुष्यः परेषां हि बलं हिनस्ति, बलं तु पुष्यस्य न हन्युरन्ये ॥१॥**

અર્થ—તારા અને ચંદ્રનું બળ નહીં છતાં પણ દીક્ષા અને વિવાહ સિવાયનાં બીજાં શુભ કાર્યો પુષ્ય નક્ષત્રમાં કરવાં. કારણ કે પુષ્ય નક્ષત્ર બીજાઓના બળને હણે છે પણ પુષ્યનું બળ બીજાઓ હણી શકતા નથી.

ગોચર વડે અથવા અષ્ટકવર્ગ વડે ચંદ્ર વિરુદ્ધ હોય, તથા તારાઓ જન્મ, યમ અને નિધનાદિકમાં રહેલી હોય તો પણ પુષ્યમાં કાર્ય કરવું. ચંદ્ર અને તારાનું બલ હોય તો તો વિશેષે કરીને પુષ્યમાં કરવું. મૂળમાં "અપિ" શબ્દ લખ્યો છે તે પરથી આ પ્રમાણે જાણવું.—પુષ્ય નક્ષત્ર પાંચ રેખાના કે સાત રેખાના ચક્રમાં દુષ્ટ (અશુભ) ગ્રહ વડે વિંધાયું હોય અથવા પાપ ગ્રહવડે આક્રમણ કરાયું હોય, ભોગવાયું હોય અથવા ભોગવવાનું હોય અથવા પશ્ચિમ કે દક્ષિણ દિશામાં જતાં વચમાં પરિઘદંડ અને પાતવડે તે દિશામાં વિપરીત હોય તો પણ પુષ્ય નક્ષત્રમાં ચંદ્રનું બળ હોય ત્યારે અથવા પુષ્યના ઉદયસમયે પુષ્યના જ મૂહૂર્તમાં પ્રતિષ્ઠા યાત્રા, ક્ષૌર, અન્નપ્રાશન, ઉપનયન, વિદ્યારંભ, શ્વેત વસ્ત્ર પરિધાન (પહેરવું તે) વિગેરે સર્વ શુભ કાર્ય કરવાં, એમ રત્નમાલા ભાષ્યમાં કહ્યું છે.

મૂળ શ્લોકમાં દીક્ષા અને વિવાહ એ બે કાર્ય વર્જ્યાં છે તેના ઉપલક્ષણથી કન્યાનો સંબંધ પણ પુષ્ય નક્ષત્રમાં વર્જવો. આ કાર્યો વર્જવાનું કારણ એ છે જે—પહેલાં પ્રજાપતિ પુષ્ય નક્ષત્રમાં પોતાની સ્ત્રીને પરણ્યો હતો. તે વખતે પુષ્ય નક્ષત્રના પ્રભાવથી તે અત્યંત કામની પીડાથી પીડાયો. તે પીડાને સહન કરવામાં અશક્તિમાન થવાથી તેણે પુષ્યને શાપ આપ્યો કે—" "અરે પાપી ! આજ પછી તું વિવાહનાં કાર્યોમાં અધિકારી નહીં થા." આ પ્રમાણે શ્રુતિ છે, તે વિષે વિવાહવૃંદાવનમાં પણ કહ્યું છે કે—

**"पुष्यःस्म पुष्यत्यतिकाममेव, प्रजापतेः प्राप स शापमस्मात् ।"**

"પુષ્યે પ્રજાપતિના કામને જ અત્યંત પોષણ કર્યું, તેથી તે પુષ્ય તે (પ્રજાપતિ) થી શાપને પામ્યું."

કામને પોષણ કરનાર હોવાથી જ દીક્ષામાં પણ પુષ્ય અનધિકારી છે. તેથી તે ત્યાજ્ય છે, એમ જાણી લેવું. મૂળ શ્લોકમાં કહ્યું છે કે "પુષ્ય નક્ષત્ર બીજાઓના બળને હણે છે" એટલે કે કુતિથિ, કુવાર અને કુયોગાદિકના બળને હણે છે. પણ તે કુતિથિ

કુવાર વિગેરે પુષ્યના બળને હણતા નથી. તે કુવારાદિક જેમ પુષ્યના બળને હણતા નથી. તે જ રીતે ગ્રહવેધ, વિરુદ્ધ તારાપણું વિગેરે પુષ્યના દોષને પણ હણતા નથી. અર્થાત્ પુષ્ય પોતાની જાતે જ પોતાના દોષને હણે છે, તેથી કરીને કહ્યું છે કે—

"सिंहो यथा सर्वचतुष्पदानां तथैव पुष्यो बलवानुडूनाम्"

"જેમ સિંહ સર્વ પશુઓમાં બળવાન છે. તેમ પુષ્ય સર્વ નક્ષત્રોમાં બળવાન છે.

હવે કાર્યના ભેદને લીધે નક્ષત્રોના અધોમુખ વિગેરે ભેદો કહે છે—

अधोमुखानि पूर्वाः स्युर्मूलाश्लेषामघास्तथा ।
भरणीकृत्तिकाराधाः सिद्ध्यै खातादिकर्मणाम् ॥२॥

અર્થ— ત્રણે પૂર્વા, મૂળ, અશ્લેષા, મઘા, ભરણી, કૃત્તિકા અને વિશાખા એ નવ નક્ષત્રો અધોમુખ (નીચા મુખ) વાળાં છે. તેથી તેઓ ખાત વિગેરે કાર્યની સિદ્ધિ કરનારાં છે. આદિ (વિગેરે) શબ્દથી વાવ, કૂવા, તલાવ, ખાઈ વિગેરે ખોદવામાં તથા નિધાન ખોદવામાં (નાખવામાં). દ્યૂત રમવામાં. ગુફામાં પ્રવેશ કરવામાં, ધાતુકર્મમાં, રાજાની સાથે લડાઈમાં તથા ગણિતના આરંભ વિગેરે કાર્યમાં શ્રેષ્ઠ છે,

તિર્યછાં મુખવાળાં નક્ષત્રો આ પ્રમાણે છે.—

तिर्यग्मुखानि चादित्यं मैत्रं ज्येष्ठा करत्रयम् ।
अश्विनीचान्द्रपौष्णानि कृषियात्रादिसिद्धये ॥३॥

અર્થ— પુનર્વસુ, અનુરાધા, જ્યેષ્ઠા, હસ્ત, ચિત્રા, સ્વાતિ, અશ્વિની, મૃગશીર્ષ અને રેવતી એ નવ નક્ષત્રો તિર્યછાં મુખવાળાં છે. તેઓ ખેતી યાત્રા વિગેરે કાર્યને સિદ્ધ કરનારાં છે. અહીં પણ આદિ (વિગેરે) શબ્દથી અશ્વ, હસ્તી અને બળદ વિગેરેને દમવામાં, વેપાર, રાજા સાથે સંધિ, વહાણ કરાવવું, વહાણ રસ્તે જવું, વહાણને પ્રથમ હાંકવું, ગાડું, રથ અને યંત્રને પ્રથમ ચલાવવાં વિગેરે કાર્યમાં પણ શ્રેષ્ઠ છે.

હવે ઊર્ધ્વ મુખવાળાં કહે છે.—

ऊर्ध्वास्यान्युत्तराः पुष्यो रोहिणी श्रवणत्रयम् ।
आर्द्रा च स्यूर्ध्वजच्छत्राभिषेकतरुकर्मसु ॥४॥

અર્થ— ત્રણ ઉત્તરા, પુષ્ય, રોહિણી, શ્રવણ, ધનિષ્ઠા, શતભિષક્ અને આર્દ્રા એ નવ નક્ષત્રો ઊર્ધ્વ (ઊંચા) મુખવાળાં છે, તેઓ ધ્વજ, છત્ર, અભિષેક અને વૃક્ષનાં કાર્યોમાં શુભ છે. કર્મ (કાર્ય) શબ્દ બહુવચનમાં છે. તેથી દુર્ગ, પ્રાકાર, તોરણ, ઉદ્યાન, પટ્ટાભિષેક વિગેરે કાર્ય કરવામાં શુભ છે.

આ પ્રમાણે સામાન્ય રીતે કાર્ય કહીને હવે પોતપોતાને સ્થાને નામનો પ્રકાશ કરવાપૂર્વક કેટલાંક ઉપયોગી કાર્યો કહે છે.—

ऋत्वाद्यद्युचतुष्टयवर्जी विषमासु रात्रिषु न योषाम् ।
सेवेत पुत्रकामः पौष्णमघामूलभेष्वपि च ॥५॥

અર્થ— પુત્રની ઇચ્છાવાળા પુરુષે ઋતુના પ્રથમના ચાર દિવસ વર્જીને વિષમ (એકી) રાત્રિઓમાં સ્ત્રીને સેવવી નહીં તથા રેવતી, મઘા અને મૂળ નક્ષત્રમાં પણ સેવવી નહીં.

વિષમ રાત્રિને વર્જવા વિષે વિવેકવિલાસમાં કહ્યું છે કે—

"निशाः षोडश नारीणामृतुः स्यात्तासु चादिमाः ।
तिस्रः सर्वैरपि त्याज्याः प्रोक्ता तुर्यापि केनचित् ॥१॥"

"સ્ત્રીઓને સોળ રાત્રિ સુધી ઋતુ હોય છે. તેમાં પ્રથમની ત્રણ રાત્રિઓ સૌને વર્જવા યોગ્ય છે. કોઈએ ચોથી રાત્રિ પણ વર્જ્ય કહી છે."

"चतुर्थ्यां जायते पुत्रः स्वल्पायुर्गुणवर्जितः"
विद्याचारपरिभ्रष्टो दरिद्रः क्लेशभाजनम् ॥२॥"

"ચોથી રાત્રિએ (ગર્ભ ધારણ થવાથી) પુત્ર ઉત્પન્ન થયો હોય તો તે અલ્પ આયુષ્ય વાળો, ગુણરહિત, વિદ્યા અને આચારથી ભ્રષ્ટ, દરિદ્ર અને ક્લેશના સ્થાનરૂપ થાય છે."

વિષમ રાત્રિમાં સ્ત્રી પ્રત્યે ગમન ન કરવા વિષે કહ્યું છે કે—

समायां निशि पुत्रः स्याद्विषमायां च पुत्रिका"

"સમ રાત્રિએ સ્ત્રીગમન કરવાથી પુત્ર થાય છે અને વિષમ રાત્રિએ પુત્રી થાય છે." મુળ શ્લોકમાં "વિષમ રાત્રિએ ગમન ન કરવું" એમ જે નિષેધ મુખે કહ્યું છે. તે વચન શુચિતું સત્યાપન કરવા માટે કહ્યું છે. એ રીતે આગળ પણ નિષેધ મુખની ઉક્તિમાં જાણી લેવું. રેવતી વિગેરે નક્ષત્રો મૂળ શ્લોકમાં વર્જવાનાં કહ્યાં છે. તે વિષે કહ્યું છે કે—

"गर्भाधाने मघा वर्ज्या रेवत्यपि यतोऽनयोः ।
पुत्रजन्मदिने मूलाश्लेषे स्तस्ते च दुःखदे ॥१॥"

"ગર્ભ ધારણ કરવામાં મઘા અને રેવતી વર્જ્ય છે. કારણ કે આ બે નક્ષત્રમાં ગર્ભ રહે તો પુત્રના જન્મને દિવસે અનુક્રમે તથા અશ્લેષા નક્ષત્ર આવે છે, તેથી તે મૂળ અને અશ્લેષાનો જન્મ અત્યંત દુઃખદાયી છે. મૂળ તથા અશ્લેષામાં જન્મ થવાનું પ્રમાણ

"आधानाद्दशमे जन्म"

"આધાનથી દશમા નક્ષત્રમાં જન્મ થાય છે." એ વચન છે.

"रत्नानीव प्रशस्तेऽह्नि जाताः स्युः सूनवः शुभाः ।
अतो मूलमपि त्याज्यं गर्भाधाने शुभार्थिभिः ॥२॥"

"પ્રશસ્ત દિવસે ઉત્પન્ન થયેલાં બાળકો રત્નની જેમ શુભકારક થાય છે, તેથી શુભને ઇચ્છનારા પુરુષોએ ગર્ભાધાનમાં મૂળ નક્ષત્રનો પણ ત્યાગ કરવો."

હવે સ્ત્રીના સીમંતનું મુહૂર્ત કહે છે—

सीमन्तः स्यान्नृवारेषु मासि षष्ठेऽष्टमेऽपि वा ।
हस्तमूलमृगादित्यपुष्यश्रुतिषु योषिताम् ॥६॥

અર્થ— સ્ત્રીઓનુ સીમંત કાર્ય પુરુષ વારમાં એટલે રવિ, મંગળ અને ગુરુવારે છઠ્ઠે અથવા આઠમે માસે અને હસ્ત, મૂળ, મૃગશિર, પુનર્વસુ, પુષ્ય અને શ્રવણ એટલાં નક્ષત્રમાં શુભ છે.

ત્રિવિક્રમ સીમંત કાર્યને પુરુષ નક્ષત્રમાં કરવાનું કહે છે. તેમાં પણ આ જ નક્ષત્રો આવે છે. કેમ કે આ નક્ષત્રો (બાકીનાં સ્ત્રીરૂપ હોવાથી) પુરુષરૂપે છે.

"अर्वाग्विवाहकालाच्च पितृचन्द्रबलं सदा ।
स्त्रीणां सीमन्त उद्वाहे ग्राह्यमन्यत्र तत्पतेः ॥१॥"

"વિવાહ કર્યા પહેલાં (કન્યાને) પિતાના ચંદ્રનું બળ સદા શુભ છે. સ્ત્રીઓના ચંદ્રનું બળ સીમંત તથા વિવાહમાં બળવાન છે અને બીજાં કાર્યોમાં પતિનું ચંદ્ર બળ શુભ છે." એમ વ્યવહારપ્રકાશમાં કહ્યું છે.

વિષ બાળકની ઉત્પત્તિ કહે છે.—

विषकौमारजन्म स्याद् द्वितीयाशनिसार्पभैः ।
सप्तम्यारशतर्क्षैश्च द्वादश्यर्काग्निभैस्तथा ॥७॥

અર્થ— બીજ, શનિ અને અશ્લેષાએ કરીને સાતમ, મંગળ અને શતભિષકે કરીને તથા બારસ, રવિવાર અને કૃત્તિકાએ કરીને વિષ કુમારક (સંતતિ)નો જન્મ થાય છે. એટલે કે આવા યોગમાં જો કોઈ બાળક ઉત્પન્ન થાય તો તે વિષ કન્યા કે વિષ પુત્ર થાય છે અને તેનું ફળ—

"विषकन्याख्या प्रथमं पित्रोर्वंशक्षयंकरी ।
हन्ति पश्चात्पतिं श्वश्रूं श्वशुरं देवरं तथा ॥१॥"

"વિષ કન્યા પ્રથમ (કુમારિકા અવસ્થામાં) માતા અને પિતાના વંશનો નાશ કરે છે અને પછી (પરણ્યા પછી) પતિનો, સાસુનો, સસરાનો અને દીયરનો નાશ કરે છે." વિશેષમાં વ્યવહારપ્રકાશમાં કહ્યું છે કે—"અભિજિત્ નક્ષત્રમાં કરેલું સર્વ કાર્ય શુભ છે, પણ તેમાં ઉત્પન્ન થયેલું બાળક પ્રાયે જીવતું નથી.

હવે મૂળ વિગેરે નક્ષત્રમાં ઉત્પન્ન થયેલા બાળકને આશ્રીને કહે છે.—

मूलस्यांघ्रिचतुष्के पितृ-मातृ-द्रव्यनाश-सौख्यानि ।
बालस्य जन्मनि स्युः क्रमतः सार्पस्य तूत्क्रमतः ॥८॥

અર્થ—મૂળના પહેલા પાદમાં બાળક ઉત્પન્ન થાય તો પિતાનો નાશ થાય, ત્રીજામાં જન્મે તો દ્રવ્યનો નાશ થાય બીજામાં જન્મે તો માતનો નશ થય અને ચોથામાં જન્મે તો સુખ થાય. અશ્લેષામાં બાળક જન્મે તો તેનું ઉત્ક્રમથી ફળ જાણવું, એટલે કે અશ્લેષાના પહેલા પાદમાં જન્મે તો સુખ થાય, બીજામાં જન્મે તો દ્રવ્યનો નાશ થાય, ત્રીજામાં માતાનો નાશ થાય અને ચોથા પાદમાં જન્મે તો પિતાનો નાશ થાય છે.

વરાહ તો મૂળના ચોથા પાદમાં જન્મેલા બાળકનું ફળ આ પ્રમાણે કહે છે.—

"क्षेत्राधिपसंदृष्टे शशिनि नृपस्तत्सुहृद्भिरर्थपतिः ।
द्रेष्काणांशकपैर्वा प्रायः सौम्यैः शुभं नान्यैः ॥१॥"

"આ તાત્કાલિક જન્મલગ્નમાં વિચારવાનું છે.—ક્ષેત્રાધિપે દેખેલા ચંદ્રમાં એટલે કે તે વખતે (જન્મ સમયે) જે રાશિમાં ચંદ્ર હોય તે રાશિનો સ્વામી જો ચંદ્રને જોતો હોય તો મૂળના ચોથા પાદમાં જન્મેલો બાળક રાજા થાય અને તે રાશિના મિત્રો એ તે ચંદ્રને જોયો હોય તો ધનપતિ થાય તથા ચંદ્રે આક્રાંત કરેલા દ્રેષ્કાણને અથવા નવાંશનો સ્વામી જો સૌમ્ય હોય અને તે ચંદ્રને જોતો હોય તો તે શુભ છે અને અન્ય એટલે ક્રૂર સ્વામી જોતો હોય તો અશુભ છે."

કેટલાક આચાર્યો કહે છે કે—

"मूलस्यांघ्रिचतुष्के क्रमेण पशुनाशिनी सुखकरी च ।
पितृपक्षमथ क्षपयति मातुलपक्षं च जाता स्त्री ॥१॥"

"મૂળના પહેલા પાદમાં ઉત્પન્ન થયેલી કન્યા પશુનો નાશ કરે છે, બીજા પાદમાં જન્મી હોય તો સુખ કરનારી થાય છે, ત્રીજા પાદમાં જન્મી હોય તો પિતાના પક્ષનો નાશ થાય છે અને ચોથા પાદમાં જન્મી હોય તો માતાના પક્ષનો નાશ થાય છે."

"मूले जातोऽधमः स्यान्ना स्त्री तु पुण्यवती भवेत् ।
ज्येष्ठा मघा विपरीताऽश्लेषा तदुभयेऽधमा ॥२॥"

"મૂળમાં જન્મેલો પુરુષ અધમ થાય છે અને સ્ત્રી જન્મી હોય તો તે પુણ્યવતી થાય છે, જ્યેષ્ઠા અને મઘામાં જન્મે તો તેથી વિપરીત થાય છે એટલે કે પુરુષ જન્મે તો પુણ્યવાન અને સ્ત્રી જન્મે તો અધમ થાય છે અને અશ્લેષામાં જન્મે તો બન્ને અધમ થાય છે."

"तृतीया दशमी कृष्णा शनिभौमज्ञसंयुता ।
शुक्लचतुर्दशी मूलजातः संहरते कुलम् ॥३॥"

"શનિ, મંગળ અને બુધવારે કરીને સહિત કૃષ્ણપક્ષની ત્રીજ કે દશમ હોય અથવા શુકલપક્ષની ચૌદશ હોય તે દિવસે મૂળ નક્ષત્ર હોય તેમાં ઉત્પન્ન થયેલો પુરુષ કુળનો નાશ કરે છે."

અશ્લેષામાં જન્મેલાનું ફળ આ પ્રમાણે કહ્યું છે—

"सार्पांशे प्रथमे राजा द्वितीयांशे धनक्षयः ।
तृतीये जननीं हन्ति चतुर्थे पितृघातकः ॥१॥"

"અશ્લેષાના પહેલા અંશમાં (પાદમાં) જન્મે તો રાજા થાય, બીજામાં જન્મે તો ધનનો ક્ષય થાય. ત્રીજામાં જન્મે તો માતાને હણે અને ચોથામાં જન્મે તો પિતાને હણે."

હવે મૂળ નક્ષત્રનું પુરુષસ્વરૂપ કહે છે.

मूर्धास्यस्कन्धबाहाकरहृदयकटीगुह्यजानु क्रमेषु,
स्युर्घट्यः पञ्च-पञ्चोरगकरटित्कराष्ट-द्वि-दिक्तर्कतर्काः ।
बालच्छत्री पितृघ्नोऽसलदृढबलवान् राक्षसो ब्रह्मघाती,
राजा नाशी स्वसौख्यावह इह चपलो नश्वरश्चासु जातः ॥९॥

મૂળ પુરુષની સ્થાપના

| સ્થાન | ઘડી | ફળ |
|---|---|---|
| મસ્તકે | ૫ | રાજા |
| મુખે | ૫ | પિતૃહંતા |
| બે સ્કંધે | ૮ | બાંધવાળો |
| બે બાહુએ | ૮ | રાક્ષસ |
| બે હાથે | ૨ | બ્રહ્મઘાતી |
| હૃદયે | ૮ | રાજ્યધર |
| કટીએ | ૨ | અલ્પાયુ |
| ગુહ્ય | ૧૦ | સુખી |
| બે જાનુએ | ૬ | ચપળ |
| બે પગે | ૬ | અલ્પાયુ |

અર્થ—મૂળ પુરુષના મસ્તક પર પાંચ ઘડી મૂકવી, મુખમાં ૫, બે સ્કંધ પર ૮, બે બાહુમાં ૮, બે હાથમાં ૨, હૃદય પર ૮, કટી પર ૨, ગુહ્ય પર ૧૦, બન્ને જાનુએ ૬ અને બંને પગે ૬ ઘડી મૂકવી. અહીં બે સ્કંધ પર આઠ મુકવાની કહી છે તેમાં દરેક પર ચાર ચાર મુકવી. એ જ પ્રમાણે બાહુ વિગેરેમાં પણ બબ્બે ભાગે મૂકવી. બીજે ઠેકાણે પણ યથાયોગ્ય આ પ્રમાણે જ જાણવું. આ ઘડીઓને વિષે ઉત્પન્ન થયેલો બાળક અનુક્રમે રાજા ૧, પિતૃઘાતી ૨, દૃઢ બાંધના બળવાળો ૩, રાક્ષસ ૪, બ્રહ્મહત્યારો ૫, રાજા ૬, નાશવંત ૭, સુખી ૮, ચપળ ૯ અને નાશવંત (અલ્પાયુષ્યવાળો) થાય છે અર્થાત્ મસ્તક પરની પાંચ ઘડીઓમાં જન્મ થયો હોય તો રાજા થાય, મુખીની પાંચ ઘડીમાં જન્મ થયો હોય તો પિતૃઘાતી થાય, એ રીતે અનુક્રમે જાણવું.

કોઈ આચાર્ય આ પ્રમાણે કહે છે.—

"ब्रह्महत्याकरः पाणौ यद्वा मातुलघातकः ।
गुह्यजातो धनं हन्याद् वृद्धत्वे च सुखी भवेत् ॥१॥
न जीवेद् वामजङ्घायां पांथो वा जायते नरः ।
दक्षिणस्यां तु जंघायां जातकः स्यान्महाधनी ॥२॥
कृच्छ्राज्जीवति वामेऽङ्घ्रौ दक्षिणे धनपुण्यवान् ॥"

મૂળ નક્ષત્રની હાથની ઘડીમાં ઉત્પન્ન થયો હોય તો બ્રહ્મહત્યા કરનાર થાય, અથવા મામાનો ઘાત કરે, ગુહ્ય સ્થાનની ઘડીમાં જન્મ્યો હોય તો ધનનો નાશ કરે અને વૃદ્ધપણામાં સુખી થાય, વામ (ડાબી) જંઘાની ઘડીમાં જન્મ્યો હોય તો જીવે નહીં અને જીવે તો પંથિક થાય, જમણી જંઘાની ઘડીમાં જન્મ્યો હોય તો મહા ધનવાન થાય, ડાબા પગની ઘડીમાં જન્મ્યો હોય તો મહા કષ્ટે જીવે અને જમણા પગની ઘડીમાં જન્મ્યો હોય તો ધનવાન તથા પુણ્યવાન થાય."

કેટલાએક મૂળને વૃક્ષરૂપે કહે છે. તે આ પ્રમાણે—

"पातुस्तंबच्छल्लिशाखादलं कुसुम फले स्युः शिखायां च घट्यो,
मूलद्रोर्वाद्धिसप्ताष्टकदशकनवेष्वंगरुद्रप्रमाणाः ।
मूलार्थभ्रातृमातृः क्षयपति पतति प्रौढमंत्री नृपश्च,
स्यादेतासु प्रसूतः श्रयति कृशतरं चायुरेतच्छिखायाम् ॥१॥"

મૂળ વૃક્ષની સ્થાપના.

| સ્થાન | ઘડી | મૂળ |
|---|---|---|
| મૂળે | ૪ | મૂળપાત |
| થડે | ૭ | અર્થહાનિ |
| છાલે | ૮ | ભ્રાતૃનાશ |
| શાખાએ | ૧૦ | માતૃનાશ |
| પત્રે | ૯ | મરણ |
| પુષ્પે | ૫ | મંત્રી થાય |
| ફળે | ૬ | રાજ્યપ્રાપ્તિ |
| શાખાએ | ૧૧ | અલ્પાયુ |

મૂળ વૃક્ષના મૂળમાં ૪ ઘડી મુકવી, થડમાં ૭, છાલમાં ૮, શાખામાં ૧૦, પત્રમાં ૯, પુષ્પમાં ૫, ફળમાં ૬, તથા શિખા(ટોચ) ઉપર ૧૧ ઘડી મુકવી. આ ઘડીઓમાં જન્મેલાનું ફળ અનુક્રમે આ પ્રમાણે—મૂળ (વંશ)નો નાશ કરે ૧, અર્થનો નાશ કરે ૨, ભાઈનો નાશ કરે ૩, માતાનો નાશ કરે, ૪ પોતે નાશ પામે ૫, મોટો મંત્રી થાય ૬ રાજા, થાય ૭ અને શિખામાં નક્ષત્ર હોય તો અલ્પાયુ થાય ૮." કેટલાક આચાર્યો કહે છે કે શિખામાં નક્ષત્ર હોય તો મોટા આયુષ્યવાળો થાય.

અન્ય શાસ્ત્રમાં મૂળ પુરુષથી વિપરીત અશ્લેષા પુરુષ પણ આ પ્રમાણે કહ્યો છે—

"अश्लेषाघटिकाषष्टिरेवं स्थाप्या नराकृतिः ।
आदौ पादद्वये पञ्च जान्वोः पञ्च गुदेऽष्ट च ॥१॥
नाभावष्टौ हृदि द्वौ च पाण्योरष्टौ द्वयं भुजे ।
स्कन्धयोर्दशकं वक्त्रे षट् शीर्षे षडिति क्रमात् ॥२॥
मृतिर्भ्रमः सुखं व्याधी राज्यं हत्या च दैत्यता ।
स्कन्धिलः पितृहा नेता, फलं ज्ञेयं यथाक्रमम् ॥३॥"

"અશ્લેષા નક્ષત્રની ૬૦ ઘડીઓ આ પ્રમાણે નરની આકૃતિએ સ્થાપવી—પ્રથમ બે પગમાં ૫ ઘડી મુકવી, પછી અનુક્રમે બે જાનુમાં ૫, ગુદામાં ૮, હૃદયમાં ૨, બે હાથમાં ૮, બે બાહુમાં ૨, બે સ્કંધ ઉપર ૧૦, મુખમાં ૬ અને મસ્તક પર ૬. તેનું ફળ અનુક્રમે પગથી આ પ્રમાણે જાણવું. મરણ ૧, ભ્રમણ ૨, સુખ ૩, વ્યાધિ ૪, રાજ્ય ૫, હત્યા કરનાર ૬, રાક્ષસપણું ૭, ખાંધવાળો ૮, પિતાનો ઘાતી ૯, રાજા ૧૦."

અશ્લેષા પુરુષ નરની સ્થાપના.

| સ્થાન | ઘડી | ફળ |
|---|---|---|
| બે પગ | ૫ | મરણ |
| બે જાનુ | ૫ | ભ્રમણ |
| ગુદાએ | ૮ | સુખ |
| નાભિએ | ૮ | વ્યાધિ |
| હૃદયે | ૨ | રાજ્ય |
| બે હાથે | ૮ | હત્યા કરનારો |
| બે બાહુ | ૨ | રાક્ષસ |
| બે સ્કંધે | ૧૦ | ખાંધવાળો |
| મુખે | ૬ | પિતૃઘાતી |
| મસ્તકે | ૬ | રાજા |

અશ્લેષા વૃક્ષની સ્થાપના

| સ્થાન | ઘડી | ફળ |
|---|---|---|
| શિખાએ | ૪ | અલ્પાયુ |
| ફળે | ૭ | રાજ્યપ્રાપ્તિ |
| પુષ્પે | ૮ | મંત્રી થાય |
| પત્રે | ૧૦ | મૃત્યુ |
| શાખામાં | ૯ | માતૃનાશ |
| છાલમાં | ૫ | ભ્રાતૃનાશ |
| થડે | ૬ | અર્થહાનિ |
| મૂળે | ૧૧ | મૂળનાશ |

એ જ રીતે મૂળ વૃક્ષથી વિપરીત અશ્લેષા વૃક્ષ પણ અન્ય શાસ્ત્રમાં કહેલું જાણવું. વિશેષ એ કે ઘડીનો ક્રમ મૂળ વૃક્ષની જેમ જ લેવો.

વિવેકવિલાસ વિગેરે ગ્રંથમાં તો મૂળ અને અશ્લેષાનાં મુહૂર્તોએ કરીને જન્મેલાનું ફળ આ પ્રમાણે કહેલું છે.—

आद्यः षष्ठस्त्रयोविंशो द्वितीयो नवमोऽष्टमः ।
अष्टादशश्च मूलस्य मुहूर्ता दुःखदा जनौ ॥१॥
त्रयोविंशपञ्चविंशौ द्वाविंशोऽष्टत्रयोदशौ ।
एकोनत्रिंशत्रिंशौ च सार्पे स्युरशुभाः क्षणाः ॥५॥

"મૂળ નક્ષત્રના પહેલા, છઠ્ઠા, ત્રેવીશમા, બીજા, નવમા, આઠમા અને અઢારમા મુહૂર્તમાં જન્મ થાય તો તે દુઃખદાયી છે. તથા અશ્લેષાના ત્રેવીશમા, પચીશમા, બાવીશમા આઠમા, તેરમા, ઓગણીશમા અને ત્રીશમા મુહૂર્તમાં જન્મ થાય તો તે પણ અશુભ (દુઃખદાયી) છે." આનુ કારણ એ છે જે આ મુહૂર્તોના સ્વામીઓ ક્રૂર છે. માટે તે અશુભ છે. તે સ્વામીઓ આ પ્રમાણે—

राक्षसो यातुधानश्च सोमः शुक्रः फणीश्वरः ।
पितृ मातृ यमाः कालो वैश्वदेवो महेश्वरः ॥१॥
साध्यदेवः कुबेरश्च शक्रो मेघो दिवाकरः ।
गंधर्वो यमदेवश्च ब्रह्मविष्णुमयस्ततः ॥५॥
ईश्वरो विष्णुरिन्द्राणी पवनो मुनयस्तथा ।
षण्मुखो भृंगिरीटी च गौरी मातृ सरस्वती ॥६॥
प्रजापतिश्च मूलस्य त्रिंशन्मुहूर्त्तनायकाः ।
विपरीताः पुनर्ज्ञेया अश्लेषाजातबालके ॥४॥

"મૂળ નક્ષત્રનાં ત્રીશ મુહૂર્ત્તોના નાયકો અનુક્રમે આ પ્રમાણે છે.

રાક્ષસ ૧, યાતુધાન (રાક્ષસ) ૨, સોમ ૩, શુક્ર ૪, નાગેંદ્ર ૫, પિતૃ ૬, માતૃ ૭, યમ ૮, કાળ ૯, વૈશ્વદેવ ૧૦ મહેશ્વર ૧૧, સાધ્યદેવ ૧૨, કુબેર ૧૩, શક્ર ૧૪, મેઘ ૧૫, દિવાકર ૧૬, ગંધર્વ ૧૭, યમદેવ ૧૮, બ્રહ્માવિષ્ણુ ૧૯, ઈશ્વર ૨૦, વિષ્ણુ ૨૧, ઇંદ્રાણી ૨૨, પવન ૨૩, મુનિઓ ૨૪, ષણ્મુખ (કાર્તિકસ્વામી) ૨૫, ભૃંગિરીટી ૨૬, ગૌરી ૨૭, માતૃ ૨૮, સરસ્વતી ૨૯ અને પ્રજાપતિ ૩૦ આથી વિપરીત (એટલે છેલ્લેથી અનુક્રમે) અશ્લેષાનાં મુહૂર્ત્તોના નાયકો જાણવા. તેમાં ઉત્પન્ન થયેલા બાળકનું પણ તે પ્રમાણે (નાયક પ્રમાણે) ફળ જાણવું."

હવે મૂળ નક્ષત્રમાં જન્મેલા બાળક માટે શાંતિનો વિધિ કહે છે—

त्यजेन्न वीक्षेत समाष्टकं वा, बालं पिता मूलविकारशान्त्यै ।
शतौषधीमूलमृदम्बुरत्नैः, स्नायाच्च हुत्वा सशिशुप्रसूकः ॥१०॥

અર્થ—મૂળના વિકાર (દોષ)ની શાંતિ કરવા માટે પિતાએ તે બાળકનો ત્યાગ કરવો, એટલે કે પોતાના ઘરથી દૂર રાખવો. અથવા આઠ વર્ષ સુધી તે બાળકને જોવો નહીં. પછી શાંતિનો હોમ કરીને સો ઔષધીનાં મૂળ, સાત પ્રકારની માટી, તીર્થોનાં જળ અને પંચ રત્નથી બાળક તથા તેની માતા સહિત પોતે સ્નાન કરવું. ઔષધિઓની સાથે પંચગવ્ય, હાથીનો મદ, બીજ સહિત પંચકષાય અને સર્વૌષધિ પણ લેવી, એટલે કે સુવર્ણમય મૂળ નક્ષત્રનું રાક્ષસરૂપ કરાવવું. પછી સો છિદ્રવાળા ઘડામાં તે રાક્ષસ તથા સર્વ ઔષધિ વિગેરે નાખવું અને તેની વિધિને જાણનાર વિદ્વાન પાસે કરાવવા પૂર્વક સ્નાન કરવું. અશ્લેષામાં જન્મેલા બાળકનો પણ આ જ વિધિ છે. પરંતુ સુવર્ણના રાક્ષસને બદલે સુવર્ણના સર્પનું રૂપ બનાવવું. આ મૂળ વિધાન તથા અશ્લેષા વિધાન વિસ્તારથી ગૃહસ્થધર્મ સમુચ્ચય વિગેરે ગ્રંથોમાં આપ્યું છે. તે બહુ દોષ યુક્ત હોવાથી અહીં તેનો વિસ્તાર કર્યો નથી. બહુ સાવદ્ય આરંભના પાપથી ભય પામનાર પુરુષે તો મૂળ અથવા અશ્લેષામાં બાળકનો જન્મ થયો ત્યારે સર્વ નક્ષત્રોના ભોગવનાર નવ ગ્રહોએ પણ જેનાં

ચરણકમળ સેવેલાં છે એવા શ્રીમાન અરિહંતની તથા વિશેષે કરીને મૂળ નક્ષત્રમાં જ ઉત્પન્ન થયેલા શ્રી સુવિધિ સ્વામીની અષ્ટોત્તરશત પ્રકારી સ્નાત્ર પૂજા શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે મહોત્સવપૂર્વક ભણાવવી. એમ કરવાથી પણ સમગ્ર ક્ષુદ્ર ઉપદ્રવોની શાંતિ થયેલી સર્વત્ર સાક્ષાત્ જોવામાં આવે છે.

અહીં કેટલાક કહે છે કે—

"विष्कंभादिकुयोगेषु कुलिके सत्रिपुष्करे ।
संक्रान्तौ दुर्दिने विष्टौ मूलाश्लेषाजबालके ॥१॥
गणकेनैव कर्त्तव्यं पौष्टिकं मूलसार्पयोः ।"

"વિષ્કંભાદિક કુયોગમાં, કુલિકમાં, ત્રિપુષ્કરમાં, સંક્રાંતિમાં, ખરાબ દિવસે, વિષ્ટિમાં, મૂળમાં અને અશ્લેષામાં બાળકનો જન્મ થયો હોય તો મૂળ અને અશ્લેષાનું પૌષ્ટિક કર્મ ગણકની (જોશીની) પાસે જ કરાવવું."

જન્માદિકમાં ઉપયોગી નક્ષત્રોના કુલ્યાદિક ભેદો કહે છે.

कुल्यभान्यश्विनी पुष्यो मघा मूलोत्तरात्रयम् ।
द्विदैवतं मृगश्चित्राकृत्तिकावासवानि च ॥११॥
उपकुल्यानि भरणी ब्राह्मं पूर्वात्रयं करः ।
ऐन्द्रमादित्यमश्लेषा वायव्यं पौष्णवैष्णवे ॥१२॥

અર્થ—અશ્વિની, પુષ્ય, મઘા, મૂળ, ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાષાઢા, ઉત્તરાભાદ્રપદ, વિશાખા, મૃગશીર્ષ, ચિત્રા, કૃત્તિકા અને ધનિષ્ઠા એ બાર નક્ષત્રો કુલ્ય કહેવાય છે (૧૧) ભરણી, રોહિણી, પૂર્વાફાલ્ગુની, પૂર્વાષાઢા, પૂર્વાભાદ્રપદ, હસ્ત, જ્યેષ્ઠા, પુનર્વસુ, અશ્લેષા, સ્વાતિ, રેવતી અને શ્રવણ એ બાર નક્ષત્રો ઉપકુલ્ય કહેવાય છે.

કુલ્યાદિક નક્ષત્રોનું ફળ કહે છે.-

पूर्वेषु जाता दातारः संग्रामे स्थायिनां जयः ।
अन्येषु त्वन्यसेवार्त्ता यायिनां च सदा जयः ॥१३॥

અર્થ—પૂર્વ એટલે કુલ્ય નક્ષત્રમાં જન્મ થયો હોય તો તે દાતાર થાય છે અને એ નક્ષત્રોમાં જો સંગ્રામ (યુદ્ધ) થયું હોય તો સ્થાયિનો એટલે પોતાને સ્થાને રહેલા રાજાનો જય થાય છે, અર્થાત્ ચડી આવેલા રાજાનો પરાજય થાય છે. તથા અન્ય એટલે ઉપકુલ્ય નક્ષત્રમાં જેનો જન્મ થયો હોય તે બીજાની (રાજાદિકની) સેવા-નોકરી કરનારા થાય છે, અને તે નક્ષત્રમાં જો યુદ્ધ થયું હોય તો ચડી આવનારનો જય થાય છે અર્થાત્ સ્થાનમાં રહેલાનો પરાજય થાય છે.

હવે કુલ્યોપકુલ્ય નક્ષત્રો કહે છે.-

कुल्योपकुल्यभान्यार्द्राऽभिजिन्मैत्राणि वारुणम् ।
फलन्त्येतानि पूर्वोक्तद्वयसाधारणं फलम् ॥१४॥

અર્થ— આર્દ્રા, અભિજિત્, અનુરાધા અને શતતારકા એ ચાર નક્ષત્રો કુલ્યોપકુલ્ય છે. આ નક્ષત્રો પૂર્વે કહેલા બંનેનું સાધારણ ફળ આપે છે, એટલે કે તે નક્ષત્રોમાં જન્મેલા દાતાર પણ થાય છે અને અન્યના સેવકો પણ થાય છે અને યુદ્ધ થયું હોય તો સંધિ થાય છે કહ્યું છે કે–"कुल्योपकुल्यभे सन्धिः" "કુલ્યોપકુલ્ય નક્ષત્રમાં યુદ્ધ થાય તો સંધિ થાય."

હવે વારોના કુલ્યાદિક ભેદો કહે છે.–

गुर्वर्कार्कीन्दवः कुल्या उपकुल्यः कुजः सितः ।
तमश्चाथ बुधो मिश्रस्तत्र नक्षत्रवत्फलम् ॥१५॥

અર્થ—ગુરુ, સૂર્ય, શનિ અને ચંદ્ર એ ચાર વારો કુલ્ય છે, મંગળ અને શુક્ર એ બે ઉપકુલ્ય છે તથા રાહુ અને બુધ મિશ્ર એટલે કુલ્યોપકુલ્ય છે. તે સર્વેનું ફળ નક્ષત્રો પ્રમાણે જાણવું. અહીં રાહુ વાર નથી, તો પણ ગ્રહોનો પ્રસંગ હોવાથી તેને લીધો છે.

કેટલાએક આચાર્યો તિથિ, વાર, સમય અને રાશિના યોગે કરીને કુલ્ય યોગ આ પ્રમાણે કહે છે.–

"सूर्योदये कुजस्याह्नि नन्दा वृश्चिकमेषयोः ॥
कुलीरयुग्मकन्यानां भद्रा यामे बुधाहनि ॥१॥
चापसिंहघटानां च मध्याह्ने वाक्पतौ जया ।
वणिग्वृषभयो रिक्ता त्रियामान्ते भृगोर्दिने ॥२॥
सूर्यास्ते शनिवारे तु पूर्णा स्यान्नक्रमीनयोः ॥
कुलजास्तिथयो वारे वेलायां राशिषु क्रमात् ॥३॥

"મંગળવારને દિવસે સૂર્યોદય વખતે વૃશ્ચિક અથવા મેષ રાશિ હોય અને નંદા તિથિ હોય, બુધવારને દિવસે પહેલા પહોરને અંતે કર્ક, મિથુન કે કન્યા રાશિ હોય અને ભદ્રા તિથિ હોય, ગુરુવારે દિવસે મધ્યાહ્ન સમયે ધન, સિંહ કે કુંભ રાશિ અને જયા તિથિ હોય, શુક્રવારે દિવસે ત્રણ પહોરને અંતે તુલા કે વૃષ રાશિ અને રિક્તા તિથિ હોય તથા શનિવારે સૂર્યાસ્ત સમયે મકર કે મીન રાશિ અને પૂર્ણા તિથિ હોય, આ પ્રમાણે અનુક્રમે વાર, વેળા અને રાશિને વિષે તિથિઓ હોય તો તે તિથિઓ કુલ્ય કહેવાય છે અને તેથી કરીને જ તે તિથિઓ તે તે વખતે ઉત્તમ છે.

હવે રવિ પુરુષ કહે છે–

मूर्द्धा स्यां–स–भुजा–करो–र–उदरा–धोभाग–जानु–क्रमे
ष्वग्निस्त्रिद्वियमद्विपञ्चकुकुदत्तर्केषु भेष्वर्कभात् ।
भूपः स्याद्दशनोऽसलोऽधिकबलश्चौरो धनी शीलवान्
जारः स्यात्पथिकश्च भिक्षुरपि चोत्पन्नः क्रमाद् बालकः ॥१६॥

રવિ નરની સ્થાપના.

| સ્થાન | ઘડી | ફળ |
|---|---|---|
| મસ્તકે | ૩ | રાજા |
| મુખે | ૩ | મિષ્ટભોજી |
| બે સ્કંધે | ૨ | બાંધવાળો |
| બે બાહુએ | ૨ | બળવાન |
| બે હાથે | ૨ | ચોર |
| હૃદયે | ૫ | ધનવાન |
| નાભીએ | ૧ | સુશીલ |
| ગુહ્યે | ૧ | પરસ્ત્રી પર આસક્ત |
| બે જાનુએ | ૨ | પરદેશગમન |
| બે પગે | ૬ | ભિક્ષાચારી |

અર્થ—સૂર્યના નક્ષત્રથી પહેલાં ત્રણ નક્ષત્રો સૂર્ય પુરુષના મસ્તક પર મૂકવાં, પછીનાં ૩ મુખમાં, પછી ખભા ઉપર ૨, ભુજા પર ૨, હાથમાં ૨, હૃદય ઉપર ૫, ઉદર પર ૧, અધોભાગે (ગુહ્યે) ૧, જાનુએ ૨ અને પગમાં ૬ મૂકવાં. તે તે નક્ષત્રમાં ઉત્પન્ન થયેલા બાળકને આ પ્રમાણે અનુક્રમે ફળ જાણવું—રાજા ૧, મિષ્ટ ભોજનવાળો ૨, બાંધવાળો ૩, અધિક બળવાન ૪, ચોર ૫, ધનવાન ૬, શીલવાન ૭, પરસ્ત્રીરત ૮, પથિક ૯ અને ભિક્ષુક ૧૦. બે બાહુએ હોય તો સ્થાનભ્રષ્ટ થાય એમ કોઈ ઠેકાણે કહ્યું છે.

વિશેષ એ છે જે આ ઉપરથી આયુષ્યનું જ્ઞાન પણ થાય છે—

" शतं मूर्ध्नि मुखे स्कन्धे चाशीतिर्भुजहस्तयोः ।
सप्तसप्ततिवर्षाणि हृन्नाभ्योरष्टषष्टिका ॥१॥
गुह्ये षष्टिस्तथा जान्वोरष्ट षट् पादयोस्तथा ।
रविचक्रे क्रमेणैवमायुर्ज्ञेयं विचक्षणैः ॥२॥ "

"રવિના ચક્રમાં વિદ્વાનોએ આ પ્રમાણે અનુક્રમે આયુષ્ય જાણવું.—મસ્તક પર નક્ષત્ર હોય તો સો વર્ષનું આયુષ્ય થાય, મુખ અથવા સ્કંધ પર હોય તો એંશી વર્ષ, બાહુ અથવા હાથમાં હોય તો ૭૭ વર્ષ, હૃદય અથવા નાભિ પર હોય તો ૬૮ વર્ષ, ગુહ્યે હોય તો ૬૦ વર્ષ, જાનુ પર હોય તો ૮ વર્ષ, અને પગમાં, હોય તો છ વર્ષનું આયુષ્ય જાણવું."

હવે જાતકર્માદિકને આશ્રીને કહે છે.—

स्याज्जातकर्म चरलघुमृदुध्रुवर्क्षेष्वमीषु नामापि ।
तच्चाविरुद्धमुभयोर्योनी–गण–राशि–तारका वर्गैः ॥१७॥

અર્થ—ચર, લઘુ, મૃદુ અને ધ્રુવ નક્ષત્રોમાં જાતકર્મ કરવું. નામ પણ આ નક્ષત્રોમાં પાડવું અને તે નામ બન્નેના (દંપતીના) યોનિ, ગણ, રાશિ, તારા અને વર્ગે કરીને અવિરુદ્ધ પાડવું.

જાતકર્મે કરીને ષષ્ઠી જાગરણાદિક પણ આ ચરાદિક નક્ષત્રોમાં જ કરવું. ચરાદિક નક્ષત્રો પણ શુભ ચંદ્ર વડે યુક્ત લેવાં અથવા તે નક્ષત્રો ઉદયસમયનાં લેવાં અથવા તે

નક્ષત્રો સંબંધી મુહૂર્તમાં કાર્ય કરવું. આ ત્રણ પ્રકારમાંથી પૂર્વ પૂર્વને અભાવે ઉત્તર ઉત્તર પ્રકાર લેવો એટલે કે ચંદ્રબળ ન હોય તો ઉદયબળ લેવું અને ઉદયબળ ન હોય તો મુહૂર્ત લેવું. તે વિષે વ્યવહાર પ્રકાશમાં કહ્યું છે કે—

"धिष्ण्यानां मौहूर्त्तिकमुदयात्सितरश्मियोगाच्च ।
अधिकबलं यथोत्तरमिति"

"નક્ષત્રોનું મુહૂર્ત બળવાન છે, તે કરતાં ઉદયબળ વધારે બળવાન છે અને તે કરતાં પણ ચંદ્રબળ વધારે બળવાન છે એમ ઉત્તર-ઉત્તર વધારે બળવાન છે."

જો તે જ દિવસનું નક્ષત્ર હોય અને તે જ નક્ષત્રના મુહૂર્તમાં કાર્ય કરાય તો તે અત્યંત શુભ છે. તે વિષે શૌનક કહે છે કે—

"नक्षत्रवत्क्षणानां बलमुक्तं द्विगुणितं स्वनक्षत्रे ।"

"મુહૂર્તોનું બળ પણ નક્ષત્રના જેટલું જ કહ્યું છે. તેમાં પણ પોતાના નક્ષત્રમાં બમણું કહ્યું છે." એ પ્રમાણે સર્વત્ર જાણવું.

તે બાળકનું નામ પણ દંપતીને અવિરુદ્ધ કરવું. તે સાથે ગુરુ, શિષ્ય અને સ્વામી સેવક વિગેરેને પણ અવિરુદ્ધ સમજવું.

उडूनां योन्योऽश्व–द्विप–पशु–भुजंगाहि–शुनकौ–
त्वजा–मार्जाराखुद्वय–वृषमहव्याघ्रमहिषाः ।
तथा व्याघ्रैणाश्व–कपि–नकुलद्वन्द्व–कपयोः
हरिर्वाजी दन्तावलरिपुरजः कुञ्जर इति ॥१८॥

અર્થ—અશ્વિનીથી આરંભીને નક્ષત્રોની યોનિ એટલે ઉત્પત્તિસ્થાન અનુક્રમે આ પ્રમાણે છે.—અશ્વ ૧, હાથી ૨, પશુ (બકરો) ૩, ભુજંગ (સર્પ) ૪, અહિ (સર્પ) ૫, કૂતરો ૬, બિલાડો ૭, બકરી ૮, બિલાડો ૯, પછી બે નક્ષત્રોની ઉંદર ૧૦, ૧૧, બળદ ૧૨, પાડો ૧૩, વાઘ ૧૪, પાડો ૧૫, વ્યાઘ્ર ૧૬, મૃગ ૧૭, મૃગ ૧૮, કૂતરો ૧૯, વાનર ૨૦, પછી બે નક્ષત્રોની નોળીયો ૨૧, ૨૨, વાનર ૨૩, સિંહ ૨૪, ઘોડો ૨૫, સિંહ ૨૬, બકરો ૨૭, અને હાથી ૨૮. ગુરુ, શિષ્ય અને દંપતી વિગેરેના યોગને માટે પૂર્વાચાર્યોએ આ યોનિની કલ્પના કરી છે, પણ સત્ય નથી. એ પ્રમાણે રત્નમાલા ભાષ્યમાં કહેલ છે.

હવે યોનિવૈર કહે છે.

श्वैणं हरिभमहिबभ्रु पशुप्लवंगं, गोव्याघ्रमश्वमहमोतुकमूषिकं च ।
लोकात्तथाऽन्यदपि दम्पतिभर्तृभृत्ययोगेषु वैरमिह वर्ज्यमुदाहरन्ति ॥१९॥

અર્થ—કૂતરાને અને મૃગને પરસ્પર વૈર છે. એ જ રીતે સિંહ અને હાથી, સર્પ અને નોળીયો; બકરો અને વાનર, બળદ અને વાઘ, ઘોડો અને પાડો તથા બિલાડો

અને ઉંદર, એ સર્વેને પરસ્પર વૈર છે. આ સિવાય પણ વાઘ અને મૃગ, કૂતરો અને બિલાડો ઇત્યાદિ લોકપ્રચલિત વૈરો પણ જાણવાં. સ્ત્રી–પુરુષ અને સ્વામી–સેવક વિગેરેના યોગમાં આ વૈર વર્જવાનું કહ્યું છે. ઉપલક્ષણથી ગુરુ–શિષ્ય વિગેરેમાં પણ વૈર વર્જવું. અર્થાત્ એકનું જન્મનક્ષત્ર અશ્વિની હોય તો અશ્વ યોનિ થઈ, બીજાના જન્મનક્ષત્રની યોનિ પાડો હોય તો તે પરસ્પર વૈર કહેવાય છે. વ્યવહારપ્રકાશમાં વિશેષ આ પ્રમાણે છે.—

विहाय जन्मभं कार्ये नामभं न प्रमाणयेत् ।
जन्मभस्यापरिज्ञाने नामभस्य प्रमाणता ॥१॥

' કાર્યમાં જન્મના નક્ષત્રનો ત્યાગ કરીને નામના નક્ષત્રને પ્રમાણ કરવું નહીં', પરંતુ જન્મનક્ષત્રની ખબર ન હોય તો નામના નક્ષત્રને પ્રમાણ કરવું" તેમજ

"द्वयोर्जन्मभयोर्मेलो द्वयोर्नामभयोस्तथा ।
जन्मनामभयोर्मेलो न कर्तव्यः कदाचन ॥२॥"

"બન્નેનાં જન્મ નક્ષત્રનો યોગ કરવો અથવા બન્નેનાં નામ નક્ષત્રનો યોગ કરવો, પરંતુ એકનું જન્મનક્ષત્ર અને બીજાનું નામનક્ષત્ર એ બેનો યોગ કદાપિ કરવો નહીં." અર્થાત્ એકના જન્મનક્ષત્રની ખબર ન હોય તો બન્નેનાં નામનક્ષત્રો જ લેવાં. એ જ પ્રમાણે ગણ, રાશિ વિગેરેમાં પણ જાણવું.

હવે સત્યાવીશ નક્ષત્રોના ગણો કહે છે—

दिव्यो गणः किल पुनर्वसुपुष्यहस्त–स्वात्यश्विनीश्रवण–पौष्णमृगानुराधाः ।
स्यान्मानुषस्तु भरणी कमलासनर्क्ष–पूर्वोत्तरात्रितयशंकरदैवतानि ॥२०॥
रक्षोगणः पितृभराक्षसवासवेन्द्र–चित्राद्विदैवतवरुणाग्निभुजंगभानि ।
प्रीतिः स्वयोरति नरामरयोस्तु मध्या, वैरं पलादसुरयोर्मृतिरन्त्ययोस्तु ॥२१॥

અર્થ—પુનર્વસુ, પુષ્ય, હસ્ત, સ્વાતિ, અશ્વિની, શ્રવણ, રેવતી, મૃગશીર્ષ અને અનુરાધા એ ૯ નક્ષત્રો દેવગણ છે. ભરણી, રોહિણી, ત્રણ પૂર્વા, ત્રણ ઉત્તરા અને આર્દ્રા એ ૯ નક્ષત્રો મનુષ્યગણ છે. (૨૦) મઘા, મૂલ, ધનિષ્ઠા, જયેષ્ઠા ચિત્રા, વિશાખા, શતભિષક્, કૃત્તિકા અને અશ્લેષા એ નવ રાક્ષસગણ છે. આમાં બન્નેનો એક જ ગણ હોય તો અત્યંત પ્રીતિ રહે, એકનો દેવગણ અને બીજાનો નરગણ હોય તો મધ્યમ પ્રીતિ રહે, રાક્ષસ અને દેવગણ હોય તો વૈર રહે તથા મનુષ્ય અને રાક્ષસગણ હોય તો મૃત્યુ થાય. કહ્યું છે કે–

"स्वकुले परमा प्रीतिर्मध्यता देवमर्त्ययोः ।
देवराक्षसयोर्वैरं मरणं मर्त्यरक्षसोः ॥१॥"

"પોતાના ગણમાં અત્યંત પ્રીતિ રહે, દેવ અને મનુષ્યને મધ્યમ પ્રીતિ રહે, દેવ અને રાક્ષસને વૈર થાય અને મનુષ્ય તથા રાક્ષસને મૃત્યુ થાય અર્થાત્ તે બે ગણમાં હોય તો મરણ થાય." અભિજિત્ નક્ષત્ર એક જ વિદ્યાધરના ગણમાં છે એમ કેટલાક કહે છે.

વિશેષ એ છે જે—વર વિગેરે મુખ્ય માણસને રાક્ષસગણ હોય અને વહુ વિગેરે ગૌણ માણસનો મનુષ્યગણ હોય તો પણ તે બન્નેને શુભ રાશિકૂટ હોય, તેના સ્વામીની મૈત્રી હોય, યોનિની શુદ્ધિ હોય તથા નાડીવેધની શુદ્ધિ હોય તો તે યોગ શુભ છે. તે વિષે ગર્ગ કહે છે કે—

" रक्षोगणो यदा पुंसः कुमारी नृगणा भवेत्।
सद्भकूटं १ खगप्रीति ५ र्योनिशुद्धि ६ स्तदा शुभम् ॥१॥ "

જ્યારે પુરુષનો રાક્ષસગણ હોય અને કુમારીનો મનુષ્યગણ હોય ત્યારે શુભ રાશિકૂટ ગ્રહની મૈત્રી અને યોનિની શુદ્ધિ હોય તો તે શુભ છે."

હવે રાશિકૂટ તથા રાશિઓનું પરસ્પર વૈર અને મિત્રપણું કહે છે.—

राशेरोजान्मृतिः षष्ठे सर्वाः स्युः संपदोऽष्टमे।
राशौ द्विर्द्वादशेनैःस्व्यं स्वामिमैत्र्ये पुनः श्रियः ॥२२॥

અર્થ—વિષમ રાશિથી છઠ્ઠું મરણ થાય, આઠમે સર્વ સંપત્તિઓ થાય. દ્વિર્દ્વાદશ[1] (બીજે બારમે) રાશિમાં નિર્ધનપણું થાય અને સ્વામીની મૈત્રીમાં લક્ષ્મી પ્રાપ્ત થાય છે.

વિસ્તરાર્થ-જ્યાં બેની (સ્ત્રી-પુરુષની અથવા ગુરુ-શિષ્ય વિગેરેની) રાશિ પરસ્પર છઠ્ઠી આઠમી હોય તો તે બંનેનું ષડષ્ટક એ નામનું રાશિકૂટ કહેવાય છે. એ પ્રમાણે બીજું બારમું અને નવમું પાંચમું વિગેરે પણ જાણવું. મેષ, મિથુન વિગેરે વિષમ રાશિથી છઠ્ઠી રાશિ હોય તો તે શત્રુ ષડષ્ટક કહેવાય છે. કેમ કે તે રાશિઓને પરસ્પર વૈર છે. તેમાં જેની આઠમી રાશિ હોય તેનું મરણ થાય છે એમ રત્નમાલા ભાષ્યમાં કહ્યું છે અને વિષમ રાશિથી જ આઠમો રાશિ હોય તો તે પ્રીતિષડષ્ટક કહેવાય છે, કેમ કે તે રાશિઓના સ્વામીઓને પરસ્પર મૈત્રી છે. તેથી કરીને તેનું આ પ્રમાણે તાત્પર્ય છે—

" मकरवृषमीनकन्यावृश्चिककर्काष्टमे रिपुत्वं स्यात्।
अजमिथुनधन्विहरिघटतुलाष्टमे मित्रताऽवश्यम् ॥१॥ "

" મકર, વૃષ, મીન, કન્યા, વૃશ્ચિક અને કર્કના અષ્ટકમાં શત્રુપણું થાય, અને મેષ, મિથુન, ધન, સિંહ, કુંભ અને તુલાના અષ્ટકમાં અવશ્ય મિત્રતા થાય."

અહીં કોઈ શંકા કરે કે-વૈર અને મૈત્રી વિગેરે બંને દંપત્યાદિકના જન્મના લગ્નમાં વિચારવા યોગ્ય છે, કેમકે જન્મલગ્ન જ સર્વત્ર બળવાન છે, તો અહીં જન્મરાશિને આશ્રીને કેમ વૈર-મૈત્રી કહી? આનો જવાબ એ છે કે—

" जन्मलग्नमिदमङ्गमङ्गिनां, मेनिरे मन इतीन्दुमंदिरम्।
सौहृदं च मनसोर्न देहयोर्मेलकस्तदयमिन्दुगेहयोः ॥१॥ "

---

૧ આ બીયા બારમુ ભાષામાં કહેવાય છે.

"જે જન્મલગ્ન છે તે પ્રાણીઓનું અંગ-શરીર માનેલું છે અને ચંદ્રનું સ્થાન (રાશિ) પ્રાણીઓનું મન માનેલું છે, તેથી મનની જ મિત્રતા હોય છે. શરીરની હોતી નથી. તેથી કરીને આ ચંદ્રની રાશિનો મેલાપ યુક્ત છે."

શંકા—જ્યારે એમ છે ત્યારે રાશિને આશ્રીને મૈત્રી વિગેરેનો વિચાર ભલે હો, પરંતુ એ સ્થૂળ વિચાર છે. તેથી કરીને જન્મની રાશિમાં રહેલા નવાંશોને વિષે તે મૈત્રાદિકનો વિચાર કરવો યોગ્ય છે, કેમ કે-"प्रभुरिह नवांशः" "અહીં નવાંશો પ્રભુ-સમર્થ છે." એમ પ્રથમ કહી ગયા છે.

જવાબ-એમ નથી, કારણ કે આ સ્થળે પૂર્વાચાર્યોએ આ સ્થૂળ વિચારને જ પ્રમાણુરૂપ માન્યો છે. જો એમ ન હોય તો કર્ક સંક્રાંતિમાં મકરના નવાંશો પણ આવે છે, તો તે નવાંશોમાં રહેલા સૂર્યને કેમ ઉત્તરાયણનો નથી કહેતા? તથા વિધાન કરેલા નક્ષત્રનો દિવસના ભાગમાં અભાવ હોય ત્યારે પણ તેના ઉદયમાં અથવા તેનાં મુહૂર્તોમાં જેમ જાતકર્મ, ક્ષૌરકર્મ વિગેરે થાય છે તેમ પાણિગ્રહણ (વિવાહ) પણ કેમ નથી કરાતું? તેથી અહીં સ્થૂળનું જ પ્રમાણપણું છે. આથી કરીને સૂક્ષ્મ વિચાર અપ્રમાણ છે એમ ન જાણવું, કારણ કે કહ્યું છે કે—

"भिन्नभिन्नफलभाग्भुवि भूया-
नेकधिष्ण्यदिनजोऽपि जनोऽयम् ।
सूक्ष्मतापि ननु तेन गरिष्ठा,
किं तु मूलमनुरुध्य विधेया ॥२॥"

"એક નક્ષત્રમાં, એક દિવસમાં તથા એક જ લગ્નમાં પણ ઉત્પન્ન થયેલા આ જીવો પૃથ્વી પર ભિન્ન ભિન્ન ફળ ભોગવનારા ઘણા જ છે, તેથી કરીને સૂક્ષ્મતા પણ મોટી (પ્રમાણભૂત) છે, પરંતુ મૂળ (પૂર્વાચાર્યોના પ્રમાણ)ને અનુસરીને તે સૂક્ષ્મતાનો ઉપયોગ કરવો." લગ્નમાં નવાંશો, દ્વાદશાંશો, ત્રિશાંશો, કળા, વિકળા વિગેરે ઉત્તરોત્તર સૂક્ષ્મ હોવાથી ભિન્ન ભિન્ન ફળનો સંભવ છે. તેથી કરીને—

अत्यन्तसूक्ष्मः स कलैकदेशो, येनाखिलानां भिदुरा फलर्द्धिः ।
नास्मादृशां दृग्विषयः स तस्मान्मूलानुकूला व्यवहारसिद्धिः ॥३॥

"તે કળાનો એક વિભાગ અત્યંત સૂક્ષ્મ છે કે જે વિભાગે કરીને સર્વની ફળસંપત્તિ ભેદવાળી છે-ભિન્ન ભિન્ન ફળદાયક છે. પણ તે કળાનો વિભાગ આપણી દૃષ્ટિના વિષયમાં આવતો નથી, તેથી કરીને મૂળને અનુકૂળ એટલે પૂર્વાચાર્યના પ્રમાણને અનુકૂળ વ્યવહારની

સિદ્ધિ કરવી." તેથી કરીને જન્માદિકના લગ્નમાં કળા વિકળા સુધી વિચાર કરાય છે. તે જ રીતે પૂર્વાચાર્યોએ પ્રમાણ કરેલું છે. "ઈત્યલમ્."

ષડષ્ટકની સ્થાપના

| શત્રુ ષડષ્ટક | |
|---|---|
| ૬ | ૮ |
| વૃષ | ધન |
| કર્ક | કુંભ |
| કન્યા | મેષ |
| વૃશ્ચિક | મિથુન |
| મકર | સિંહ |
| મીન | તુલા |

| પ્રીતિ | ષડષ્ટક |
|---|---|
| ૬ | ૮ |
| મેષ | વૃશ્ચિક |
| મિથુન | મકર |
| સિંહ | મીન |
| તુલા | વૃષ |
| ધનુ | કર્ક |
| કુંભ | કન્યા |

મૂળ શ્લોકમાં જે દ્વિર્દ્વાદશ એટલે બીજું બારમું કહ્યું તે સ્વભાવથી જ દારિદ્ર્યકારક . તો પણ તે દંપતી વિગેરેના રાશિના સ્વામીઓની જો પરસ્પર મૈત્રી હોય અથવા ઉપલક્ષણથી રાશિના સ્વામી એક જ હોય, ત્યારે દ્વિર્દ્વાદશક અત્યંત શુભ જાણવું. જો એમાંથી એક સ્વામી મધ્યસ્થ (ઉદાસીન) હોય અને બીજો મૈત્રીવાળો હોય તો પણ દ્વિર્દ્વાદશક શુભ જ જાણવું. અવશિષ્ટ એટલે કે જો રાશિઓના સ્વામીઓને પરસ્પર વૈર હોય અથવા એકનું મધ્યસ્થપણું અને બીજાનું વૈરપણું હોય અથવા બન્નેનું મધ્યસ્થપણું હોય તો તે દ્વિર્દ્વાદશક અશુભ જાણવું. તે વિષે સારંગ કહે છે કે—

"प्रीतिरायुर्मिथो मैत्र्यां सुखं स्यात्सममित्रयोः ।
द्वयोः समत्वे न स्नेहो न सुखं समवैरिणोः ॥१॥"

"રાશિના બંને સ્વામીને પરસ્પર મૈત્રી હોય તો પ્રીતિ તથા આયુષ્ય ઘણું હોય, એક મધ્યસ્થ અને એક મિત્ર હોય તો સુખ થાય, બંને મધ્યસ્થ હોય તો પ્રીતિ ન હોય તથા એક સમ અને એક વૈરી હોય તો સુખ ન હોય."

દ્વિર્દ્વાદશક (બીજું બારમું)ની સ્થાપના.

| શ્રેષ્ઠ | દ્વિર્દ્વાદશક |
|---|---|
| ૨ | ૧૨ |
| મેષ | મીન |
| મિથુન | વૃષ |
| સિંહ | કર્ક |
| તુલા | કન્યા |
| ધનુ | વૃશ્ચિક |
| કુંભ | મકર |

| અશુભ | દ્વિર્દ્વાદશક |
|---|---|
| ૨ | ૧૨ |
| વૃશ્ચિક | તુલા |
| મકર | ધનુ |
| મીન | કુંભ |
| વૃષ | મેષ |

| અપવાદ | |
|---|---|
| ૨ | ૧૨ |
| કન્યા | સિંહ |

| અશુભરત | દ્વિર્દ્વાદશક |
|---|---|
| ૨ | ૧૨ |
| કર્ક | મિથુન |

આમાંના પહેલા યંત્રમાં પ્રથમનાં પાંચ દ્વિર્દ્વાદશકમાં ગ્રહોને પરસ્પર મૈત્રી છે અને છઠ્ઠામાં બન્નેનો સ્વામી એક જ છે. ત્રીજા યંત્રમાં એક રાશિનો સ્વામી મધ્યસ્થ છે અને બીજાનો સ્વામી મિત્ર છે, તેથી કરીને આ બન્ને યંત્રો પ્રીતિકારક છે. બીજા યંત્રમાં ચારેના સ્વામીઓ પરસ્પર મધ્યસ્થ છે. ચોથા યંત્રમાં એક મધ્યસ્થ છે અને બીજો વૈરી છે." અથવા "ચંદ્ર અને બુધને પરસ્પર વેર છે." એ મત લઈએ તો બન્ને વૈરી છે. તેથી કરીને આ બંને યંત્રોનાં પાંચે બીયા બારમાં શત્રુ છે. ત્રિવિક્રમ પણ કહે છે કે— "સિંહ રાશિ સિવાય બીજી સર્વ વિષમ રાશિથી બીજી રાશિ આવે એવાં બીયા બારમાં અશુભ છે અને સમ રાશિથી તથા સિંહ રાશિથી બીજી રાશિ આવે એવાં બીયા બારમાં આવે તે શુભ છે. કેટલાએક કહે છે કે— "નાડી વિગેરે ચારની અનુકૂળતા હોય તો પરસ્પર મધ્યસ્થપણાવાળાં બીયા બારમાં પણ સારાં છે." તે વિષે સારંગ કહે છે કે—

"नाडि १ योनि २ गणा ३ स्तारा ४ चतुष्कं शुभदं यदि ।
तदौदास्येऽपि नाथानां भकूटं शुभदं मतम् ॥१॥"

"જો નાડી, યોનિ, ગણ અને તારા એ ચાર શુભ હોય તો રાશિના સ્વામીઓનું ઉદાસીનપણું (મધ્યસ્થપણું) છતાં પણ રાશિકૂટ શુભદાયી માનેલું છે." નાડી અને તારાનું સ્વરૂપ આગળ કહેશે. "સિંહના બીયા બારમા સિવાય બીજાં સર્વે બીયા બારમાં અશુભ છે." એમ વ્યવહારપ્રકાશમાં કહ્યું છે.

હવે રાશિનું નવ પંચમ કહે છે—

श्रेयो मैत्र्यात्परे त्वाहुः कलिकृन्नवपञ्चमम् ।
एकर्क्षे च भिन्नांशे श्रेयः शेषेषु च द्वयोः ॥२३॥

અર્થ—નવ પંચમ રાશિના સ્વામીઓની મૈત્રી હોય તો શુભ છે. કેટલાક કહે છે કે ક્લેશકારક છે. એક રાશિમાં ભિન્ન અંશમાં પણ શુભ છે અને બાકીનાં રાશિકુટોમાં બન્નેને શુભ છે.

“નવ પંચમ સ્વભાવથી જ ક્લેશનો હેતુ છે. તેમાં વિવાહ થયો હોય તો સંતતિને હાનિ કરનાર છે” એમ વ્યવહારસારમાં કહ્યું છે. કેટલાએક કહે છે કે–બન્નેની રાશિઓને પરસ્પર મૈત્રી હોય તે નવ પંચમ શુભ છે અને એકની મૈત્રી તથા બીજાનું મધ્યસ્થપણું હોય તો તે મધ્યમ છે.

નવમ–પંચમની સ્થાપના.

| શુભનવમ | પંચમ |
|---|---|
| ૯ | ૫ |
| મેષ | સિંહ |
| વૃષ | કન્યા |
| મિથુન | તુલા |
| સિંહ | ધનુ |
| તુલા | કુંભ |
| વૃશ્ચિક | મીન |
| ધનુ | મેષ |
| મકર | વૃષ |

| મધ્યમ | નવમપંચમ |
|---|---|
| ૯ | ૫ |
| કુંભ | મિથુન |
| મીન | કર્ક |
| કર્ક | વૃશ્ચિક |
| કન્યા | મકર |

વિશેષ એ છે જે પ્રીતિ (શુભ) નવપંચમથી પ્રીતિ બીયા બારસું શ્રેષ્ઠ છે અને તેથી પણ પ્રીતિ ષડષ્ટક સારું છે. વળી નારચંદ્ર ટિપ્પણીમાં કહ્યું છે કે—

“आसन्नस्तु वरो ग्राह्यो नासन्ना कन्यकाः पुन।
मृतैकमातापितरं संग्राह्यं नवपंचकम् ॥१॥”

“આસન્ન (નજીક) નો વર ગ્રહણ કરવો પણ નજીકની કન્યા ગ્રહણ કરવી નહીં, એટલે કે જો કન્યાની રાશિથી ગણતાં વરની રાશિ સમીપે હોય અને વરની રાશિથી ગણતાં કન્યાની રાશિ દૂર હોય તો નવપંચમ વિગેરે સર્વ રાશિકૂટ શુભ છે પણ કન્યાની રાશિથી ગણતાં વરની રાશિ દૂર હોય તો તે શુભ નથી. તો પણ જો વર કે કન્યા બેમાંથી એકનાં માતા–પિતા મરણ પામ્યાં હોય તો નવપંચમ શુભ જ છે.”

મૂળ શ્લોકમાં “એક ઋક્ષ” કહ્યું છે, ત્યાં ઋક્ષનો અર્થ “રાશિ” એવો છે, તેથી જો બેઉની એક જ જન્મરાશિ હોય તો નવાંશના ભેદથી તે શુભ છે અને બેઉનું જન્મનક્ષત્ર એક હોય તો તે શુભ નથી. ત્રિવિક્રમ કહે છે કે—

"एकर्क्षे जायते यत्र, विवाहे वरकन्ययोः ।
मूलवेधस्तु स प्रोक्तो, महादुष्टफलप्रदः ॥१॥"

"જો વિવાહમાં વરકન્યાનું એક જ (જન્મ) નક્ષત્ર હોય તો તે મૂળવેધ કહેવાય છે, તે મહાદુષ્ટ ફળને આપનાર છે." લલ્લ પણ કહે છે કે-

"एकनक्षत्रजातानां, परेषां प्रीतिरुत्तमा ।
दम्पत्योस्तु मृतिः पुत्रा, भ्रातरो वार्थनाशकाः ॥१॥

"એક નક્ષત્રમાં ઉત્પન્ન થયેલા બીજાઓને ઉત્તમ પ્રીતિ રહે છે, પરંતુ સ્ત્રી પુરુષની તો મૃતિ (મરણ) જ થાય છે. અથવા તેના પુત્રો, ભાઈઓ અને ધનનો નાશ કરનાર થાય છે." તેમાં પણ એટલે એક નક્ષત્રમાં પણ પાદનો ભેદ હોય એટલે જુદા જુદા પાદમાં જન્મેલા હોય તો તે શુભ જ છે. પણ એક જ પાદમાં જન્મ્યા હોય તો તે શુભ નથી. કહ્યું છે કે-

"नक्षत्रमेकं यदि भिन्नराश्यो-रभिन्नराश्योरपि भिन्नमृक्षम् ।
प्रीतिस्तदानीं निबिडा नृनार्यो-श्चेत्कृत्तिकारोहिणिवन्न नाडीः ॥१॥

"જો નક્ષત્ર એક હોય અને રાશિ ભિન્ન હોય, અથવા રાશિ એક હોય અને નક્ષત્ર ભિન્ન હોય તો તે સ્ત્રી-પુરુષને અત્યંત પ્રીતિ રહે, પરંતુ કૃત્તિકા અને રોહિણી જેવી એક નાડી (નાડીવેધ) ન હોવી જોઈએ. એટલે કે જેમ કૃત્તિકા અને રોહિણીને નાડીવેધ છે, તેવો નાડીવેધ ન હોવો જોઈએ." તથા—

"नाग्निर्दहत्यात्मतनुं यथा वा, द्रष्टा स्वदृष्टेर्न हि दर्शनीयः ।
एकांशकत्वे समतैव तद्वन्न भर्तृभार्याव्यवहारसिद्धिः ॥२॥"

"જેમ અગ્નિ પોતાના દેહને બાળતો નથી અને જેમ દ્રષ્ટા પોતાની દૃષ્ટિએ જોવા લાયક નથી (પોતાની દૃષ્ટિએ પોતાને જોઈ શકતો નથી.) તેમ એક જ અંશમાં જન્મ્યા હોય તો સમાનપણું થાય છે. માટે વર-વહુના વ્યવહારની સિદ્ધિ થઈ શકતી નથી." એક પાદ છતાં પણ શુભ છે. એમ કેટલાક કહે છે—

"पराशरः स्माह नवांशभेदा-देकर्क्षराश्योरपि सौमनस्यम् ॥
एकांशकत्वेऽपि वसिष्ठशिष्यो, नैकत्रपिंडे किल नाडीवेधः ॥३॥"

"પરાશર કહે છે કે-નવાંશનો ભેદ હોય તો એક નક્ષત્ર અને એક રાશિમાં પણ પ્રીતિ હોય છે. વશિષ્ઠનો શિષ્ય કહે છે કે એક અંશ હોય તો પણ એક શરીરમાં અર્થાત્ એક નક્ષત્રમાં નાડીવેધ ન હોય."

મૂળ શ્લોકમાં "शेषेषु च द्वयोः" એવું છે. તેમાં શેષ એટલે બાકીના એટલે કે સાતમે સાતમે, દશમે ચોથે, ત્રીજે અગિયારમે રાશિકુટ હોય તો તે શ્રેષ્ઠ છે. કારણ કે

આ સ્થાનોમાં રાશિઓને જ પરસ્પર મૈત્રી વિચારવાની છે, તેથી તેના સ્વામીની મૈત્રી નથી. તે વિષે ગદાધર કહે છે કે—

"राशिकूटे शुभे लब्धे, ग्रहमैत्रीं न चिन्तयेत् ।
अलाभे राशिकूटस्य, ग्रहमैत्रीं तु चिन्तयेत् ॥१॥"

"રાશિકુટ શુભ પ્રાપ્ત થયું હોય તો ગ્રહની મૈત્રી વિચારવી નહીં, અને રાશિકુટ શુભ મળ્યું ન હોય તો ગ્રહની મૈત્રી વિચારવી."

તેમાં પણ એટલે[1] સપ્તમ સપ્તમ વિગેરેમાં એક જ સ્વામીપણું હોય તો અત્યંત શ્રેષ્ઠ જાણવું.

સર્વે બાકીનાં રાશિકુટોની સ્થાપના.

| શુભ તૃતીયૈકાદશ | |
|---|---|
| ૩ | ૧૧ |
| મેષ | કુંભ |
| વૃષ | મીન |
| મિથુન | મેષ |
| કર્ક | વૃષ |
| સિંહ | મિથુન |
| કન્યા | કર્ક |
| તુલા | સિંહ |
| વૃશ્ચિક | કન્યા |
| ધન | તુલા |
| મકર | વૃશ્ચિક |
| કુંભ | ધન |
| મીન | મકર |

| સપ્તમ | સપ્તમ |
|---|---|
| ૭ | ૭ |
| મેષ | તુલા |
| વૃષ | વૃશ્ચિક |
| મિથુન | ધન |
| કર્ક | મકર |
| સિંહ | કુંભ |
| કન્યા | મીન |

| દશમ ચતુર્થ શ્રેષ્ઠતર | |
|---|---|
| ૧૦ | ૪ |
| વૃષ | કુંભ |
| કર્ક | મેષ |
| વૃશ્ચિક | સિંહ |
| મકર | તુલા |
| કન્યા | મિથુન |
| મીન | ધન |

| દશમ ચતુર્થ શ્રેષ્ઠ | |
|---|---|
| ૧૦ | ૪ |
| મેષ | મકર |
| મિથુન | મીન |
| સિંહ | વૃષ |
| તુલા | કર્ક |
| ધનુ | કન્યા |
| કુંભ | વૃશ્ચિક |

૧ સમ સપ્તક અને દશમ ચતુર્થ મેળાપક સારા ગણાય. પરંતુ કર્ક-મકર અને સિંહ-કુંભ આ બે સમસપ્તકો વૈરપ્રદ છે, એજ રીતે વૃષભ-સિંહ, કર્ક-તુલા, કન્યા-ધન, વૃશ્ચિક-કુંભ, મકર-કર્ક અને મીન-મિથુનના ચતુર્થ-દશમ ત્યાજ્ય છે. કારણ કે તે વૈરપ્રદ છે.

અહીં સપ્તમ સપ્તમમાં તથા ત્રણ અગિયારમાં સ્વામીની મૈત્રીની ચિંતા (વિચારણા) કરવાની નથી. દશમ ચતુર્થ (૧૦-૪)માં તો પહેલા ચારમાં મૈત્રી છે. અને છેલ્લા બેમાં એક જ સ્વામી છે. તેથી એ છએ રાશિકુટ અત્યંત શ્રેષ્ઠ છે. બીજા દશમ ચતુર્થનાં છએ કુટ સ્વભાવથી જ શ્રેષ્ઠ છે.

તાત્પર્ય એ છે જે—પ્રથમ નક્ષત્ર યોનિ વિગેરેની શુદ્ધિ બળવાન છે, તેનાથી રાશિનું વશ્યપણું બળવાન છે, તેનાથી પણ રાશિના સ્વામી જે ગ્રહો તેમની મૈત્રી બળવાન છે. તેનાથી પણ રાશિઓની સ્વાભાવિક મૈત્રી બળવાન છે. તે વિષે કહ્યું છે કે-

"स्वभावमैत्री सखिता स्वपत्यो-
वंशित्वमन्योन्यभयोनिशुद्धिः ।
परः परः पूर्वगमे गवेष्यो,
हस्ते त्रिवर्गी युगपद्युतिश्चेत् ॥१॥"

રાશિઓની સ્વાભાવિક મૈત્રી, તેમના સ્વામીઓની મૈત્રી, તેમનું વશવર્ત્તિપણું તથા પરસ્પર નક્ષત્ર યોનિની શુદ્ધિ, પૂર્વ-પૂર્વના અભાવે પર-પરની ગવેષણા કરવી, યથા-સ્વાભાવિક મૈત્રીના અભાવે તેમના સ્વામીઓની મૈત્રી, તેના અભાવે વશવર્ત્તિપણું ઇત્યાદિ; જો એક સાથે સ્વાભાવિક મૈત્રી, તેમના સ્વામીઓની મૈત્રી આદિ હોય તો ધર્મ, અર્થ અને કામ ત્રણે વર્ગ તેના હાથમાં જાણવા, પરંતુ તારામૈત્રી અને નાડીવેધ શુદ્ધિ તો સર્વત્ર જોવાની જ છે.

કેટલાએક નવીન ગામમાં વસવા માટે આ પ્રમાણે કહે છે—

"जन्मराशिस्थितो ग्रामस्त्रिषष्ठः सप्तमोऽपि वा ।
स्वकीयो द्रव्यनाशाय, आपदा च पदे पदे ॥१॥
चतुर्थोऽष्टमको ग्रामो, द्वादशो यदि वा भवेद् ।
यत्रैवोत्पद्यते अर्थस्तत्रैवार्थो विलीयते ॥२॥
पञ्चमो नवमो ग्रामो, द्वितीयो यदि वा भवेत् ।
दशमैकादशश्चैव, शुभदः स फलप्रदः ॥३॥"

"પોતાની જન્મરાશિમાં રહેલ ગ્રામ તથા જન્મરાશિથી ત્રીજે, છઠ્ઠે કે સાતમે હોય હોય તો દ્રવ્યનો નાશ થાય તથા ડગલે ડગલે આપત્તિ પ્રાપ્ત થાય. જન્મરાશિથી ચોથે, આઠમે કે બારમે જો હોય તો અર્થ જ્યાં પેદા થાય ત્યાં જ નાશ પામે. નવમે, બીજે, દશમે કે અગિયારમે શુભકારી ફળનો આપનાર છે.[1]

---

૧. પોતાની જન્મરાશિથી ગામની રાશિ ૧, ૩, ૪, ૬, ૭, ૮ ૧૨ હોય તો અશુભ જાણવી. ૨, ૫, ૯, ૧૦, ૧૧ હોય તો શુભ જાણવી,

હવે તારાઓ કહેવી છે. તેમાં પ્રથમ તેની સાથે સંબંધ હોવાથી નાડીવેધ કહે છે.

**चक्रे त्रिनाडिके धिष्ण्य-मेकनाडिगतं शुभम् ।**
**गुरुशिष्यवयस्यादे-र्न वधूवरयोः पुनः ॥२३॥**

અર્થ—ત્રણુ નાડીવાળા ચક્રમાં એક નાડીમાં રહેલું નક્ષત્ર હોય તે ગુરુ શિષ્યને તથા મિત્રાદિકને આદિ શબ્દથી સ્વામી ભૃત્યાદિક સર્વ દ્વંદ્વોને શુભકારી છે, પરંતુ વહુ વરને શુભ નથી. એટલે કે જેઓનાં જન્મનક્ષત્રો અથવા નામનક્ષત્રો એક નાડીમાં રહ્યાં હોય તો તે નાડીવેધ કહેવાય છે, અને ભિન્ન ભિન્ન નાડીમાં રહ્યાં હોય તો નાડીવેધ નથી એમ જાણવું.

ત્રિનાડી ચક્ર સ્થાપના—




દંપતીના સંબંધમાં આ નાડીવેધ શુભ નથી. તે વિષે હર્ષપ્રકાશમાં કહ્યું છે કે—

"**सुअसुहिसेवयसिस्सा-घरपुरदेस सुह एगनाडिआ ।**
**कन्ना पुण परिणीआ, हणइ पइं ससुरं सासुं च ॥१॥**"

"પુત્ર, મિત્ર, સેવક, શિષ્ય, ઘર, નગર અને દેશ, એ સર્વે એક નાડીમાં એટલે નાડીવેધમાં હોય તો શ્રેષ્ઠ છે. પરંતુ એક નાડીમાં રહેલી કન્યા જો પરણી હોય તો તે પતિને, સસરાને તથા સાસુને હણે છે." વિશેષ એ છે જે—"પુત્ર, મિત્રાદિકને નાડીવેધ હોય તો વિરુદ્ધ યોનિવાળા નક્ષત્રનો યોગ પણ અશુભ નથી."

વર વહુને નાડીવેધ હોય તો તેનું ફળ આ પ્રમાણે કહ્યું છે કે—

"**हृन्नाडिवेधतो भर्त्तु-र्मध्यनाडीव्यधे द्वयोः ।**
**पृष्ठनाडिव्यधे नार्या, मृत्युः स्यान्नात्र संशयः ॥१॥**
**समासन्ने व्यधे शीघ्रं, दूरवेधे चिरेण च ।**
**वेधान्तरभमानेऽत्र, वर्षे दुष्टं प्रजायते ॥२॥**"

"હૃદયની નાડીનો (પહેલા[1] નક્ષત્રની નાડીનો) વેધ હોય તો પતિનું મરણ થાય છે, મધ્ય (બીજી) નાડીનો વેધ હોય તો બંનેનું મરણ અને પૃષ્ઠની (ત્રીજી)[2] નાડીનો વેધ હોય તો સ્ત્રીનું મરણ થાય છે. આ વાત નિઃસંદેહ છે. તેમાં પણ પાસેનો વેધ હોય તો શીઘ્રતાથી અશુભ થાય છે, દૂર વેધ હોય તો ચિરકાળે અને વચમાં વેધ હોય તો નક્ષત્રની સંખ્યા પ્રમાણે (તેટલે) વર્ષે અશુભ થાય છે."

---

૧. આદ્ય નાડી (વર-વધૂની આદ્યનાડી હોય)

૨. અંત્ય

કદાચ નક્ષત્રવેધનો ત્યાગ ન થઈ શકે તો પાદવેધનો અવશ્ય ત્યાગ કરવો. તે વિષે નરપતિજયચર્યામાં કહ્યું છે કે–

"एतच्चक्रं समालिख्य, अश्विन्याद्यंह्रिपंक्तितः ।
वेधो द्वादशनाडीभिः, कर्तव्यः पतिकन्ययोः ॥१॥
एवं निरन्तरो येषां, दम्पतीनां भवेद्वेधः ।
तेषां मृत्युर्न संदेहः, सान्तरस्त्वल्पदुःखदः ॥२॥"

"અશ્વિનીના પહેલા પાદની પંક્તિથી આરંભીને બાર નાડી (રેખા)એ કરીને આ ચક્ર આલેખવું, તેમાં વર વહુનો વેધ જોવો. તેમાં જે દંપતીનો વેધ આંતરારહિત હોય તો અવશ્ય તેમનું મૃત્યુ થાય અને જો આંતરા સહિત એટલે દૂર હોય તો અલ્પદુઃખદાયી થાય."

વળી તે જ ગ્રંથમાં 'દંપતીની જેમ દેવતા, મંત્ર તથા ગુરુ–શિષ્યના યોગમાં પણ નાડીવેધ અશુભ છે." એમ કહ્યું છે. તે આ પ્રમાણે–

"एकनाडिस्थिता यत्र, गुरुर्मंत्रश्च देवता ।
तत्र द्वेषं रुजं मृत्युं, क्रमेण फलमादिशेत् ॥१॥"

"જ્યાં ગુરુ, મંત્ર અને દેવતા એક નાડીમાં રહ્યા હોય ત્યાં અનુક્રમે દ્વેષ, વ્યાધિ અને મૃત્યુરૂપ ફળને કહેવું."

પ્રથમ કહેલા સર્વે મૈત્રીના પ્રકારોમાં આ નાડીવેધ બળવાન છે. તે વિષે કહ્યું છે કે–

सदा नाशयत्येकनाडीसमाजो, भकूटादिकान् सर्वभेदान् प्रशस्तान् ।

"નક્ષત્ર, (રાશિ) કુટ વિગેરે સર્વ શુભ ભેદોનો એક નાડીવેધ જ નાશ કરે છે,"

હવે તારામૈત્રી કહે છે.–

द्वयेषु गुरुशिष्यादेः, प्रीतिहेतोः परस्परम् ।
त्रिपञ्चसप्तमीं तारां सर्वत्र परिवर्जयेत् ॥२५॥

અર્થ— પરસ્પર પ્રીતિના હેતુરૂપ ગુરુ–શિષ્યાદિકનાં દ્વંદ્વોને પરસ્પર ત્રીજી, પાંચમી અને સાતમી તારા સર્વત્ર વર્જવી. એટલે કે બેમાંથી એકની પણ તારા ત્રીજી, પાંચમી કે સાતમી હોય તો તેમની તેવી (સારી) પ્રીતિ થતી નથી. (નવ નવ તારાની ત્રણ ઓળી પ્રથમ કહી છે તે અહીં જાણવી.)

તેમાં પણ વિશેષે કરીને ગુરુ, વર, રાજાદિક સ્વામી વિગેરેની તારા ત્રીજી, પાંચમી કે સાતમી ન જ હોવી જોઈએ. કહ્યું છે કે–

"भीरुभादचल ७ पञ्च ५ तृतीया ३ शोकवैरविपदे वरतारा: ।"

"સ્ત્રીના નક્ષત્રથી વરની તારા સાતમી, પાંચમી કે ત્રીજી હોય તો તે અનુક્રમે શોક, વેર અને વિપત્તિને માટે છે."

આ તારામૈત્રીનું પ્રધાનપણું છે. તે વિષે દૈવજ્ઞવલ્લભમાં કહ્યું છે કે–

"पुंस्त्रीराशीशयोर्मैत्र्या–मेकेशत्वे च वश्यभे ।
षडष्टमादिष्वपि स्या–त्तारामैत्र्या करग्रहः ॥१॥"

"વર કન્યાની રાશિના સ્વામીઓની મૈત્રી છતાં, અથવા તેમનું એક સ્વામીપણું છતાં તથા વશ્યપણું છતાં તેમજ ષડષ્ટક વિગેરે છતાં પણ તારામૈત્રીએ કરીને પાણિગ્રહણ કરવામાં આવે છે."

હવે વર્ગમૈત્રી કહે છે.

चत्वारोऽकचटा वर्गाः, क्रमात्तपयशास्तथा ।
यत्नतो वर्जनीयाः स्यु–रितरेतरपञ्चमाः ॥२६॥

અર્થ— અકારાદિક સ્વરોનો અ વર્ગ, કાદિ પાંચનો ક વર્ગ, ચ વિગેરે પાંચનો ચ વર્ગ એ રીતે ટ વર્ગ, ત વર્ગ, પ વર્ગ, યરલવનો ય વર્ગ તથા શષસહનો શ વર્ગ એમ આઠ વર્ગ જાણવા. આ વર્ગોમાંથી પરસ્પર પાંચમો પાંચમો વર્ગ યત્નથી વર્જવા યોગ્ય છે. એટલે કે વર વહુ વિગેરેના નામના પહેલા પહેલા અક્ષર જે જે વર્ગમાં આવતા હોય તે વર્ગ એક બીજાથી પાંચમો હોય તો તેમના સ્વામીઓનું જાતિવૈર હોવાથી તે તજવા યોગ્ય છે.

વર્ગના સ્વામીઓ હર્ષ પ્રકાશમાં આ પ્રમાણે કહેલા છે.–

"वैनतेयौतुसिंहश्वा–ऽहिमूषकमृगोरणाः ।
क्रमादकचटादीनां स्वामिनोऽमी स्मृता बुधैः ॥१॥"

"અ, ક, ચ વિગેરે આઠે વર્ગોના સ્વામી અનુક્રમે ગરુડ ૧, બિલાડો ૨, સિંહ ૩, કૂતરો ૪, સર્પ ૫ ઉંદર ૬; મૃગ ૭ અને ઘેટો ૮, આ પ્રમાણે પંડિતોએ કહેલા છે. આમાં દરેકથી પાંચમા પાંચમા સાથે વૈર છે."

વિશેષ એ છે જે—યોનિ ૧, ગણ ૨, રાશિ ૩, તારાશુદ્ધિ ૪ અને નાડીવેધ ૫, આ પાંચ બાબતો જન્મનક્ષત્રની ખબર હોય તો તે જન્મનક્ષત્રે કરીને જ જોવી. ખબર ન હોય તો નામના નક્ષત્રવડે જોવી પણ વર્ગમૈત્રી અને લેણાદેણી તો પ્રસિદ્ધ નામના નક્ષત્રે કરીને જ જોવી.

વર્ગ કહેવાની સાથે સંબંધ હોવાથી પરસ્પર લેણાદેણી જાણવાની રીત બતાવે છે.

नामादिवर्गांकमथैकवर्गे, वर्णांकमेव क्रमतोत्क्रमाच्च ।
न्यस्योभयोरष्टहृतावशिष्टे–ऽर्धिते विंशोपाः प्रथमेन देयाः ॥२७॥

અર્થ— બેઉનાં નામના આદિ અક્ષરવાળા વર્ગના અંક (સંખ્યા) ને અથવા એક જ વર્ગનાં હોય તો તે નામના પહેલા અક્ષરોની સંખ્યાને જોડે જોડે મૂકવી. પછી તેને આઠે ભાગી જે અવશેષ રહે તેનું અર્ધ કરવું. જે આવે તેટલા વસા પહેલા અંકના વર્ગવાળો બીજા વર્ગનો દેવાદાર છે એમ જાણવું. એ રીતે ક્રમ અને ઉત્ક્રમ વડે જેમ ઘટે તેમ લેણું અને દેણું યથાયોગ્ય વાળવું, અને બાકીનું દેણું નિશ્ચિત કરવું અને જો પરસ્પર લેણું કે દેવું ન આવે તો બેમાંથી એકને જેને આવે તેનો નિર્ણય કરવો.

ઉદાહરણ– કણાદ ગુરુ અને વલ્મીક શિષ્ય છે. તેમના નામના વર્ગની સંખ્યા અનુક્રમે મૂકી ત્યારે ૨૭ સત્યાવીશ થયા. તેને આઠે ભાગ લેતાં ત્રણ શેષ રહ્યા, તેને અર્ધ કર્યા ત્યારે દોઢ રહ્યો, માટે કણાદ ગુરુ વલ્મીકનો દોઢ વસાનો દેવાદાર થયો. હવે (કણાદ વલ્મીક પાસે કેટલું માગે તે જાણવા માટે) તે જ આંકને ઉત્ક્રમે મૂકતાં ૭૨ બોંતેર થયા, તેને આઠે ભાગ લેતાં કાંઈ પણ શેષ રહ્યું નહી, તેથી વલ્મીક ગુરુનો કાંઈ પણ દેવાદાર ન થયો, પરંતુ ગુરુ જ શિષ્યનો દેવાદાર થયો. આ યોગનિધાન ગ્રંથમાં કહેલું ઉદાહરણ કહ્યું છે. હવે બીજું ઉદાહરણ આપીએ છીએ.–આદિનાથ અને શ્રીદત્તના વર્ગના અંક મૂકવાથી ૧૮ અઢાર થયા. તેને આઠે ભાગ લેતાં બે વધ્યા, તેનું અર્ધ કરતાં એક આવ્યો તેથી એક વસો આદિનાથ શ્રીદત્તના દેવાદાર થયા. હવે તે જ અંકો ઉત્ક્રમે સ્થાપવાથી ૮૧ થયા. આઠે ભાગ્યા ત્યારે એક અવશેષ રહ્યો. તેને અર્ધ કરવાથી અર્ધ આવ્યો. તેથી શ્રીદત્ત આદિનાથનો અર્ધો વસો દેવાદાર થયો. પરસ્પર લેણદેણ વાળવાથી બાકીનો અર્ધો વસો આદિનાથ શ્રીદત્તના દેવાદાર થયા. એ નિર્ણય થયો. એ પ્રમાણે સર્વત્ર જાણવું. "દેવા લેવામાં સહેલું પડે માટે લેણા દેણી થોડી હોય તે સારી." એમ નારચંદ્ર ટિપ્પણમાં કહ્યું છે.

અહીં ગર્ગાચાર્યે કહેલો સંગ્રહ શ્લોક આ પ્રમાણે છે.—

" राशि–ग्रहमैत्री–गण,–योनी–तारै–कनाथता–वश्यम् ।
स्त्रीदूर–नाडियुति–वर्ग–लभ्य–वर्ण–युजयो द्वयेषूह्याः ॥१॥ "

"ગુરુ, શિષ્ય, વર, વહુ વિગેરે દ્વંદ્વોમાં રાશિ ૧, ગ્રહમૈત્રી ૨, ગણ ૩, યોનિ ૪, તારા ૫, એક સ્વામીપણું ૬, વશ્યપણું ૭, સ્ત્રીદૂર ૮, નાડીવેધ ૯, વર્ગ ૧૦, લેણાદેણી ૧૧, વર્ણ ૧૨ અને યુજિ ૧૩ આટલી તેર બાબતો જોવી. ભાવાર્થ આ પ્રમાણે જાણવો.—

.. બેઉની રાશિઓની સ્વાભાવિક મૈત્રી, ત્રણ–અગિયાર, દશ–ચાર અને સપ્ત–સપ્તમમાં (રાશિકૂટમાં) જોવી. ગ્રહમૈત્રી, પ્રીતિ ષડષ્ટક, પ્રીતિ દ્વિર્દ્વાદશક અને પ્રીતિ નવપંચમમાં જોવી. તથા ગણ, યોનિ, તારા, એક સ્વામીપણું, નાડીવેધ, વર્ગ અને લેણાદેણી એ સર્વ કહી દીધા છે માટે સ્પષ્ટ છે. વશ્યપણું આગળ કહેશે. સ્ત્રીદૂર એટલે વહુની રાશિ વરની રાશિથી દૂર હોય તો સારી અર્થાત્ વહુની રાશિથી વરની રાશિ પાસે હોય તો સારી. વર્ણ એટલે મીનથી આરંભીને ચાર ચાર રાશિના ત્રણ

વિભાગ કરવા. તેમાં દરેક વિભાગમાં અનુક્રમે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર વર્ણ જાણવા. એટલે મીન બ્રાહ્મણ, મેષ ક્ષત્રિય, વૃષ વૈશ્ય અને મિથુન શૂદ્ર એ રીતે કર્ક બ્રાહ્મણ વિગેરે. આ વર્ણ વિભાગ સારાવળીમાં કહ્યો છે. તેનું ફળ આ પ્રમાણે કહ્યું છે.

"यत्र वर्णाधिका नारी, तत्र भर्त्ता न जीवति ।
यदि जीवति भर्ता स्या-त्तदा पुत्रो न जीवति ॥१॥

"જે દ્વંદ્વમાં નારી ઉંચા વર્ણવાળી હોય, તે દ્વંદ્વમાં પતિ જીવે નહીં. જો કદાચ જીવે તો પુત્ર ન જ જીવે." એમ મહાદેવ કહે છે."

ચુજિ, ચુંજા પણ પૂર્વે "પૂર્વાર્ધ યોગીમાં પરણેલી સ્રીને તેનો ભર્તા અત્યંત વલ્લભ થાય છે." એ વિગેરે કહેલું છે."

વિશેષ એ છે જે જિનબિંબ કરાવનાર ધનિકને અનુકૂળ પ્રતિમા સ્થાપવામાં તથા શિષ્યનું નામ પાડવામાં મુનિઓએ નક્ષત્રની યોનિ વિગેરેનો વિશેષ ઉપયોગ કરવો. તેમાં શિષ્યના નામમાં નાડીવેધ શ્રેષ્ઠ છે; તે જિનેશ્વરના નામમાં તજવા યોગ્ય જ છે, અને તારાનો વિરોધ પ્રાયે કરીને જિનબિંબના અધિકારમાં વિચારવામો નથી. કહ્યું છે કે —

योनि गण राशिभेदा, लभ्यं वर्गश्च नाडिवेधश्च ।
नूतनबिंबविधाने, षड्विधमेतद्विलोक्यं ज्ञैः ॥१॥"

"યોનિ ૧, ગણ ૨, રાશિભેદ ૩, લેણાદેણી ૪, વર્ગ ૫ અને નાડીવેધ ૬ આ છ પ્રકારનું બળ પંડિતોએ નવીન જિનબિંબ કરાવવામાં જોવું.

તેમાં જિનેશ્વરના જન્મનક્ષત્રની જેમ જે ધનિકના જન્મનક્ષત્રની ખબર હોય તેના જન્મનક્ષત્ર સાથે યોનિ, ગણ, રાશિ અને નાડીવેધ આ ચાર બાબત જોવી, પણ વર્ગ અને લેણાદેણી એ બે બાબત જોવી નહીં, કેમ કે વર્ગનું પરસ્પર પાંચમાપણું તથા પરસ્પર લેણાદેણી એ બેઉ બાબત જિનેશ્વરની જ જેમ તે ધનિકને પણ પ્રસિદ્ધ નામ વડે જ જોવાય છે. આ રીત સર્વત્ર લેવી, પરંતુ જન્મનક્ષત્રની ખબર ન હોય તો તેની યોનિ વગેરે સર્વ પ્રસિદ્ધ એવા નામના જ નક્ષત્ર વડે જોવું. તેમાં પ્રથમ તો જિનેશ્વર તથા ધનિકનું યોનિ, ગણ અને વર્ગ સંબંધી પરસ્પર વેર અવશ્ય તજવું. અથવા વેર છતાં પણ ધનિકની યોનિ વિગેરે જો દેવની યોનિ વિગેરેથી બળવાન હોય તો ગ્રહણ કરવામાં હરકત નથી. એટલે કે અલ્પ બળવાન વડે વધારે બળવાનનો પરાભવ થઈ શકતો નથી. આ અભિપ્રાયે કરીને ધનિકની યોનિ બિલાડો (બળવાન) હોય અને દેવની યોનિ ઉંદર (નિર્બળ) હોય એટલાથી કાંઈ દોષ નથી, અને જાતિવૈર ન હોય તો ધનિકનાં યોનિ અને વર્ગ અલ્પ બળવાળાં હોય તો પણ કંઈ વિશેષ દોષ નથી. કારણ કે શાસ્રમાં યોનિ અને વર્ગનાં જાતિવૈરને જ વર્જ્યાં છે. લોકમાં પણ તે જ પ્રમાણે આદરવામાં આવે છે. તથા જેમાં દેવની રાશિથી ધનિકની રાશિ સમીપે હોય અને ધનિકની રાશિથી દેવની રાશિ દૂર હોય એવું પ્રીતિ ષડષ્ટક વિગેરે ગ્રહણ કરવું, તે સિવાય બીજું એટલે અપ્રીતિવાળું ગ્રહણ ન કરવું તથા તેવા પ્રકારનું બીજું કોઈ શુદ્ધ ન મળે તો તે પણ એટલે

અપ્રીતિવાળું ગ્રહણ પણ કરવું. દેવ રાક્ષસરૂપી ગણવૈર પણ એ જ રીતે જાણવું. કેમકે લોકમાં પણ વરકન્યાદિકના સંબંધમાં બીજી શુદ્ધિને અભાવે દેવ રાક્ષસરૂપ ગણવૈર પણ આદર કરાતું જોવામાં આવે છે. શિષ્યનાં નામ પાડવામાં તો ગુરુ-શિષ્યનો પરસ્પર તારાવિરોધ તથા શત્રુ ષડષ્ટક વિગેરે સર્વ (રાશિકૂટના) અશુભનો ત્યાગ કરવો. યોનિનો વિરોધ પણ તજવો, પરંતુ નાડીવેધ હોય તો આ યોનિવિરોધ અશુભ નથી. તે વિષે હર્ષપ્રકાશમાં કહ્યું છે કે —

"दुब्बारस नवपंचम, छक्कट्ठग तिपणसत्तमी तारा ।
अन्नुन्नं गुरुसीसाणं, नामकरणे विवज्जिज्जा ॥१॥
गुरुसीसाण करिज्जा, नामं म विरुद्धजोणिए रिक्खे ।
जइ हुज्ज न तं रिक्खं, आरूढं एगनाडीए ॥२॥"

"નામ કરવામાં ગુરુ-શિષ્યનું પરસ્પર બીયા-બારમું, નવ-પંચમ, ષડષ્ટક તથા ત્રીજી, પાંચમી અને સાતમી તારા, આટલાં વાનાં વર્જવાં. ગુરુ-શિષ્યના પરસ્પર વિરુદ્ધ યોનિવાળા નક્ષત્રમાં નામ કરવું નહીં, પરંતુ જો તે નક્ષત્ર એક નાડી પર આરૂઢ થયું ન હોય તો-નાડીવેધમાં ન હોય તો, અર્થાત્ નાડીવેધમાં તે નક્ષત્ર હોય તો વિરુદ્ધ યોનિવાળા નક્ષત્રનો દોષ નથી."

ગણ અને વર્ણનો વિરોધ તજવા યોગ્ય જ છે. લેણાદેણી પણ પરસ્પર જોવા યોગ્ય છે. પરસ્પરની રાશિમૈત્રી વિગેરેનો અભાવ હોય તો રાશિનું વશ્યપણું ગ્રહણ કરવું, કેમ કે વશ્યપણું હોવાથી શત્રુ ષડષ્ટાદિકનો પણ વિશેષ દોષ સંભવતો નથી. પુત્ર વિગેરેના નામને વિષે પણ પ્રાયે સર્વ બાબત શિષ્યના નામ પ્રમાણે જ જાણવી. પૂર્ણભદ્ર પણ કહે છે કે—

"जीवेन्द्रार्केषु बलिषु त्रिषु गोचरशुद्धितः ।
नामप्रथमवर्णस्य नृणां नाम विधीयते ॥१॥"

"પહેલા અક્ષરની ગોચરશુદ્ધિથી ગુરૂ, ચંદ્ર અને સૂર્ય એ ત્રણ બળવાન હોય ત્યારે માણસનું નામ કરવામાં આવે છે. ભાવાર્થ એ છે જે-નામ પાડનાર આચાર્યાદિકને જેટલા વર્ણો (અક્ષરો) મૈત્રીને ભજનારા છે, તે વર્ણોમાંથી જે વર્ણના ગુરૂ, ચંદ્ર અને સૂર્ય ગોચરશુદ્ધિવડે બળવાન હોય, તે વર્ણને પ્રથમ (નામની આદિમાં) રાખીને ઇષ્ટ (શુભ) દિવસે શિષ્યાદિકનું નામ પાડવું."

હવે કર્ણવેધનું મુહૂર્ત કહે છે.

कर्णवेधोऽह्नि सौम्यस्य, मार्गे मैत्र्ये श्रुतिद्वये ।
हस्तचित्रोत्तरा ३ पौष्णा-श्विनादित्यद्वये शुभः ॥२८॥

અર્થ— બુધવારે દિવસમાં મૃગશીર્ષ, અનુરાધા, શ્રવણ, ધનિષ્ઠા, હસ્ત, ચિત્રા, ત્રણે ઉત્તરા, રેવતી, અશ્વિની, પુનર્વસુ અને પુષ્ય નક્ષત્રમાં કર્ણવેધ કરવો શુભ છે. ગુરુવારે પણ કરવાનું વ્યવહારસારમાં કહ્યું છે.

હવે બાળકને પ્રથમ ચલાવવાનું તથા પ્રથમ ભોજનનું મુહૂર્ત કહે છે.—

आद्याटनं प्राथमकल्पिकस्य, मृदुध्रुवक्षिप्रचरेषु भेषु ।
पूर्वाशनं मासि शिशोश्च षष्ठे, भं वारुणं स्वातिमितश्च मुक्त्वा ॥२९॥

અર્થ—બાળકને તથા નવા દીક્ષિત સાધુને મૃદુ, ધ્રુવ, ક્ષિપ્ર અને ચર નક્ષત્રોમાં પ્રથમ હિંડન તથા ગોચરીની ચર્યા શુભ છે અહીં વાર કહ્યો નથી તો પણ મંગળ અને શનિ સર્વ કાર્યમાં ત્યાગ કરવા. બાળકને પહેલુ અશન (ખવરાવવું તે – અબોટણુ) છઠ્ઠે મહિને કરાવવું, અને પૂર્વનાં મૃદુ વિગેરે નક્ષત્રોમાંથી શતતારકા અને સ્વાતિ વિનાનાં બીજાં સર્વ નક્ષત્રો લેવાં. "પુત્રીને પાંચમે માસે પહેલું અશન કરાવવું." એમ ભોજ કહે છે. "પુત્રીને માટે માસનો નિયમ નથી" એમ હરિ કહે છે. તિથિમાં રિક્તા તિથિનો સર્વ કાર્યમાં ત્યાગ કરવો. વિશેષ એ છે કે—

"शशिशुक्रे च मन्दाग्निः, शनिभौमे बलक्षयः ।
बुधार्कगुरुवारेषु, प्राशनं तु हितावहम् ॥१॥"

"સોમ અને શુક્રવારે અન્ન પ્રાશન કરાવવાથી અગ્નિ મંદ થાય છે, શનિ અને મંગળવારે બળનો ક્ષય થાય છે, તેથી બુધ, રવિ અને ગુરુવારે અન્ન પ્રાશન કરાવવું શુભ છે."

હવે નવાં પાત્રો વાપરવાનું મુહૂર્ત કહે છે.—

पात्रभोगोऽश्विनी चित्रा-नुराधा रेवतीमृगे ।
हस्ते पुष्ये च गुर्विन्दु-वारयोश्च प्रशस्यते ॥३०॥

અર્થ— અશ્વિની, ચિત્રા, અનુરાધા, રેવતી, મૃગશીર્ષ, હસ્ત અને પુષ્ય નક્ષત્રમાં તથા ગુરુ, ચંદ્રના વારે નવાં પાત્રો વાપરવાં શુભ છે.

ક્ષૌરનું મુહૂર્ત કહે છે.

क्षौरं शुभस्याहनि तारकाबले,
तिथौ च रिक्ताष्टमीषष्ठ्यमोज्झिते ।
चित्राचरैन्द्राश्विनपुष्यरेवती-
हस्तैन्दवैस्तुल्यपतौ क्षणेऽथवा ॥३१॥

અર્થ—શુભ વારને દિવસે તારાનું બળ હોય ત્યારે રિક્તા તિથિ, આઠમ, છઠ અને અમાવાસ્યા સિવાયની બીજી કોઈ તિથિએ ચર નક્ષત્રો, ચિત્રા, જ્યેષ્ઠા, અશ્વિની,

પુષ્ય, રેવતી, હસ્ત તથા મૃગશીર્ષ નક્ષત્રમાં અથવા તો આ નક્ષત્રોના પતિ જેમાં હોય તેવા મુહૂર્ત્તમાં બાળકનું પ્રથમ મુંડન અથવા નવીન સાધુનો પ્રથમ લોચ કરવો. બાકીનાં –પછીનાં મુંડનો તો વાર તથા માત્ર નક્ષત્રની શુદ્ધિએ કરીને જ થાય છે. મુંડનમાં શુભ વાર એટલે અક્રૂર વાર લેવો. તે વિષે વ્યવહારસારમાં આ પ્રમાણે લખ્યું છે.—

"क्षौरे मासं दुनोत्यर्को, भौमोऽष्टौ सप्त सूर्यजः ।
षट् प्रीणातीन्दुरष्टौ ज्ञो, गुरुर्नव भृगुर्दश ॥१॥"

"રવિવારે ક્ષૌર કરાવવાથી એક માસ સુધી દુઃખ થાય છે, મંગળે આઠ માસ અને શનિવારે મુંડન કરાવવાથી સાત માસ દુઃખ થાય છે. સોમવારે મુંડન કરાવવાથી છ માસ પ્રસન્નતા રહે છે. બુધવારે આઠ માસ, ગુરુવારે નવ માસ અને શુક્રવારે દશ માસ પ્રસન્નતા રહે છે."

ક્ષૌરમાં તારાબળ અવશ્ય જોવું જોઈએ, કેમ કે तारा सुद्धं खउरं" તારાએ કરીને શુદ્ધ દિવસે ક્ષૌર કરાવવું." એમ હર્ષ પ્રકાશમાં પણ કહ્યું છે. ચંદ્રબળ પણ અવશ્ય લેવું એમ વ્યવહાર પ્રકાશમાં કહ્યું છે. જો કહેલાં નક્ષત્રો ન મળતાં આવે, અને ક્ષૌર અવશ્ય કરવું હોય તો કહેલાં નક્ષત્રોનો જે સ્વામી હોય, તે જ જે ક્ષણનો સ્વામી હોય તે ક્ષણે ક્ષૌર કરાવવું. ક્ષણ એટલે મુહૂર્ત્ત નામનો રાત્રિ–દિવસનો પંદરમો ભાગ (બે ઘડી). તે ક્ષણોના સ્વામીઓ આ પ્રમાણે છે.—

"शिव भुजग मित्र पितृ वसु जल विश्व विरंचि पंकजप्रभवाः ।
इन्द्राग्नीन्द्र निशाचर वरुणार्यम योनय श्चाह्नि ॥१॥"

"દિવસના ૧૫ ક્ષણોના અધિપતિઓ અનુક્રમે આ પ્રમાણે છે. શિવ ૧, ભુજગ ૨, મિત્ર ૩, પિતૃ ૪, વસુ ૫, જલ ૬, વિશ્વ ૭, વિરંચી ૮, પંકજપ્રભવ (બ્રહ્મા) ૯, ઇન્દ્ર ૧૦, અગ્નીન્દ્ર ૧૧, નિશાચર ૧૨, વરુણ ૧૩, અર્યમા ૧૪ અને યોનિ ૧૫"

"रुद्राजाहिर्बुधा पूषा, दस्रान्तकाग्नि धातारः ।
इन्द्रादिति गुरु हरि रवि, त्वष्टृ नलाख्याः क्षणाधिपा रात्रौ ॥२॥"

"રાત્રિએ ક્ષણોના અધિપો અનુક્રમે આ પ્રમાણે છે.– રુદ્ર ૧, અજ ૨, અહિર્બુધ ૩, પૂષા ૪, દસ્ર ૫, અન્તક ૬, અગ્નિ ૭, ધાતા ૮, ઇન્દ્ર ૯, અદિતિ ૧૦, ગુરુ ૧૧, હરિ ૧૨, રવિ ૧૩, ત્વષ્ટા ૧૪ અને અનલ ૧૫."

ક્ષણોનાં નામો આ પ્રમાણે છે—

"आर्द्राश्लेषा नुराधा च, मघा चैव धनिष्ठिका ।
पूर्वाषाढोत्तराषाढे, अभिजिद्रोहिणी तथा ॥३॥
ज्येष्ठा विशाखिका मूलं, नक्षत्रं शततारकम् ।
उत्तरपूर्वे फल्गुन्यौ, क्षणास्तिथिसमा दिने ॥४॥"

"અનુક્રમે દરેક તિથિને દિવસે પંદર ક્ષણોનાં નામો આ પ્રમાણે છે— આર્દ્રા ૧, અશ્લેષા ૨, અનુરાધા ૩, મઘા ૪, ધનિષ્ઠા ૫. પૂર્વાષાઢા ૬, ઉત્તરાષાઢા ૭, અભિજિત્ ૮, રોહિણી ૯, જ્યેષ્ઠા ૧૦, વિશાખા ૧૧, મૂળ ૧૨, શતતારકા ૧૩, ઉત્તરાફાલ્ગુની ૧૪ અને પૂર્વાફાલ્ગુની ૧૫.

"दक्खिणदिसि मुत्तु गमं, दिक्ख पइट्ठा गमागमाइकयं ।
जं तं सव्वं सुहयं, अभिजिमुहुत्तंमि अट्ठमए ॥५॥"

"આ પંદરે મુહૂર્તો (ક્ષણો)માં દક્ષિણ દિશાના ગમન (પ્રયાણ)ને મૂકીને બાકીનાં દીક્ષા, પ્રતિષ્ઠા અને ગમન–આગમન વિગેરે સર્વ કાર્ય આઠમા અભિજિત્ મુહૂર્તમાં શુભકારી છે. કહ્યું છે કે —

"उप्पायविट्ठि वइवायदड्ढतिहि पावगह विहिअदोसे ।
मज्झण्हगओ सूरो सव्वे ववणीय सुखकरो ॥६॥"

"ઉત્પાત, વિષ્ટિ, વ્યતિપાત, દગ્ધ તિથિ તથા પાપ ગ્રહોથી થયેલ સર્વે દોષોને દૂર કરીને મધ્યાહ્નકાળનો સૂર્ય સુખકારક છે." આ પ્રમાણે હર્ષપ્રકાશમાં છે.

પૂર્ણભદ્ર પણ કહે છે કે—

"ग्रसते ग्रहचक्रमसौ, रविरुदये यावदेव यामयुगम् ।
उद्वमति वमनकाले, वान्तं तद्विह्वलीभवति ॥१॥"

"આ રવિ (સૂર્ય) ઉદયસમયે બે પ્રહર સુધી ગ્રહોના સમૂહને ગળે છે અને પછી વમનકાળે તેમને વમે છે; અને વમેલું એવું તે ગ્રહચક્ર વિહ્વળ થાય છે. અર્થાત્ મધ્યાહ્ન સમયે વિહ્વળ થાય છે."

"विह्वलतामुपगतवति, तस्मिन् विजयाह्वयो भवति योगः ।
यस्मिन् विहितं कार्यं, न चलति कथमपि युगान्तेऽपि ॥२॥"

"જ્યારે તે ગ્રહચક્ર વિહ્વળતાને પામે છે ત્યારે વિજય નામનો યોગ થાય છે. તેમાં કરેલું કાર્ય યુગના અંતમાં પણ કોઈ પણ પ્રકારે ચળતું નથી."

લલ્લ પણ કહે છે કે—

"रवौ गगनमध्यस्थे, मुहूर्तेऽभिजिदाह्वये ।
छिनत्ति सकलान् दोषां-श्चक्रमादाय माधवः ॥१॥"

"રવિ ગગનના મધ્ય ભાગમાં રહ્યો હોય ત્યારે અભિજિત્ નામનું મુહૂર્ત કહેવાય છે; તે વખતે માધવ (કૃષ્ણ) ચક્ર લઈને સર્વ દોષોને હણે છે."

આ વિજય મુહૂર્ત માટે કેટલાક આ પ્રમાણે કહે છે—

"दुपहरगडिआऊणो, दुपहरघडिएगअहिअ मज्झण्हे ।
विजयं नाम मुहुत्तं, पसाहगं सव्वकज्जाणं ॥१॥"

"મધ્યાહ્નસમયે બે પ્રહરમાં એક ઘડી ઓછી હોય ત્યારથી પછીના બે પ્રહરની એક ઘડી અધિક (અર્થાત્ મધ્યાહ્ન પછીના બે પ્રહરમાંની પહેલી એક ઘડી અને મધ્યાહ્ન પૂર્વના બે પ્રહરમાંની છેલ્લી એક ઘડી) કુલ આ બે ઘડીનું વિજય નામે મુહૂર્ત્ત કહેવાય છે, તેસર્વ કાર્યને સાધે છે."

સાયંકાળની સંધ્યાના સમયે પણ વિજય યોગ થાય છે. તે વિષે હર્ષપ્રકાશમાં આ પ્રમાણે કહ્યું છે—

"इसिसंज्झामइक्कंतो, किंचि उब्भिन्नतारओ ।
विजओ नाम जोगोऽयं, सव्वकज्जप्पसाहओ ॥१॥"

"કાંઈક સંધ્યાને ઉલ્લંઘન કરી ગયેલો તથા કાંઈક તારાઓ જેમાં ઉત્પન્ન થયા છે એવો જે સમય તે વિજય નામનો યોગ કહેવાય છે. તે સર્વ કાર્યને સાધે છે."

લલ્લે પ્રાતઃકાળની સંધ્યામાં પણ યાત્રા કરવાનું ઇચ્છયું છે. કહ્યું છે કે—

"आवश्यके तथा याने, सौम्येऽस्ते निधनेऽपि वा ।
व्रजेदर्कोदये वाऽपि, मध्याह्ने वाऽविशंकितः ॥१॥"

"તથા અવશ્ય યાત્રા (પ્રયાણ) કરવાની હોય તો સૂર્યોદયસમયે અથવા મધ્યાહ્નસમયે તાત્કાલિક લગ્નકુંડળીમાં સાતમે અથવા આઠમે સ્થાને સૌમ્ય ગ્રહ રહ્યો હોય તો પણ નિઃશંકપણે પ્રયાણ કરવું."

પ્રાતઃકાળની સંધ્યાની "ઉષા" અને "ત્રિતાર" એવી પણ સંજ્ઞા છે. તે વિષે પૂર્ણભદ્ર કહે છે કે—

"उषाभिधानं वरयोगमेवं, त्रितारमाहुर्मुनिवृन्दवन्द्याः ।"

"મુનિઓના સમૂહને પણ વાંદવા યોગ્ય એવા મહાત્માઓ ઉષા નામના શ્રેષ્ઠ યોગને ત્રિતાર નામે પણ કહે છે." વળી—"उषां प्रशंसयेत् गर्गः" "ગર્ગ કહે છે કે ઉષા યોગ પ્રશસ્ત છે."

આ સર્વે વચનોનું તાત્પર્ય એ થયું કે ત્રણે સંધ્યાઓ પ્રશસ્ત છે. તથા—

"रात्रावार्द्रा तथैवाष्टौ, पूर्वाभाद्रपदादयः ।
आदित्य पुष्य श्रुतयो, हस्ताद्याश्च त्रयः क्रमात् ॥१॥"

"રાત્રિએ અનુક્રમે પંદર ક્ષણો (મુહૂર્તો) આ પ્રમાણે જાણવા– આર્દ્રા ૧, પૂર્વાભાદ્રપદથી આઠ એટલે પૂર્વાભાદ્રપદ ૨, ઉત્તરાભાદ્રપદ ૩, રેવતી ૪, અશ્વિની ૫, ભરણી ૬, કૃત્તિકા ૭, રોહિણી ૮ અને મૃગશીર્ષ ૯, આદિત્ય (પુનર્વસુ) ૧૦, પુષ્ય ૧૧, શ્રવણ ૧૨, હસ્તાદિક ત્રણ એટલે હસ્ત ૧૩, ચિત્રા ૧૪ અને સ્વાતિ ૧૫."

"यस्मिन् धिष्णये यच्च कर्मोपदिष्टं, तद्दैवज्ञैस्तन्मुहूर्त्तेऽपि कार्यम् ।
दिक्शूलाद्यं चिन्तनीयं समस्तं, तद्वद्दंडः पारिघश्च क्षणेषु ॥२॥"

"જે નક્ષત્રમાં જે કાર્ય કરવાનું કહ્યું છે, તે કાર્યને જ્યોતિષના જાણનારાઓએ તે મુહૂર્તમાં પણ કરવું, પરંતુ તે મુહૂર્તોમાં પણ નક્ષત્રની જ જેમ દિક્શૂળ વિગેરે એટલે નક્ષત્ર દિક્શૂળ અને કીલા વિગેરે કહેવામાં આવશે તે સર્વનો વિચાર કરવો, એટલે કે જે દિશામાં તે દિક્શૂલાદિક ઉત્પન્ન થયું હોય તે દિશામાં પ્રયાણ ન કરવું. તથા ચર, સ્થિર વિગેરે નક્ષત્રના સાત પ્રકારો કહ્યા છે તે આ નક્ષત્ર સંબંધી ક્ષણને વિષે પણ ઇષ્ટ કાર્યને અનુસરીને વિચારવા. તથા પરિઘદંડ કે જે આગળ કહેવામાં આવશે તે પણ નક્ષત્રની જ જેમ વિચારીને યાત્રાદિક કાર્ય કરવાં." આ પ્રમાણે રત્નમાલા ભાષ્યમાં કહ્યું છે.

પૌરાણિક ક્ષણોનાં નામો તો આ પ્રમાણે કહેલાં છે.—

"रौद्रः श्वेतो मैत्रश्चारभटः पञ्चमस्तु सावित्रः ।
वैराजो गान्धर्वस्तथाभिजिद्रोहिणबलौ च ॥१॥

विजयोऽथ नैर्ऋताख्यो माहेन्द्रो वारुणो भगश्चैव ।
एते पुराणकथिता दिवसे मुहूर्त्तास्तथाभिजित्कुतपः ॥२॥

अभिजिद्विजयो मैत्रः, सावित्रो बलवान् सितः ।
वैराजश्चेति सप्त स्युः, क्षणाः सर्वार्थसाधकाः ॥३॥"

"પુરાણમાં કહેલા દિવસના ક્ષણોનાં નામો આ પ્રમાણે છે.—રૌદ્ર ૧, શ્વેત ૨, મૈત્ર ૩, ચારભટ ૪, પાંચમો સાવિત્ર ૫, વૈરાજ ૬, ગાંધર્વ ૭, અભિજિત્ ૮, રોહિણ ૯, બલ ૧૦, વિજય ૧૧, નિર્ઋત ૧૨, માહેંદ્ર ૧૩, વારૂણ ૧૪ અને ભગ ૧૫. તથા અભિજિત્ કુતપ એટલે આઠમું મુહૂર્ત છે. આ સર્વે ક્ષણોમાં અભિજિત્ ૧, વિજય ૨, મૈત્ર ૩, સાવિત્ર, ૪, બળવાન (બળ) ૫, સિત (શ્વેત) ૬ અને વિરાજ ૭ એ સાત ક્ષણો સર્વ કાર્યના સાધક છે."

"रौद्रो गन्धर्वोऽर्थपश्चारणाख्यो, वायुर्वह्नी राक्षसो धातृसौम्यौ ।
ब्रह्मा जीवः पौष्णविष्णू समीरो, रात्रावेते नैर्ऋताख्यः क्षणोऽन्यः ॥४॥"

રાત્રિની ક્ષણો અનુક્રમે આ પ્રમાણે છે.—રૌદ્ર ૧, ગંધર્વ ૨, અર્થપ ૩, ચારણ ૪, વાયુ ૫, વહ્નિ ૬, રાક્ષસ ૮, ધાતા ૭, સૌમ્ય ૯, બ્રહ્મા ૧૦, જીવ ૧૧, પૌષ્ણ ૧૨, વિષ્ણુ ૧૩, સમીર ૧૪ અને નૈર્ઋત ૧૫." આ પ્રમાણે બહુ ઉપયોગી હોવાથી ક્ષણનો વિચાર વિસ્તારથી કહ્યો.

પ્રથમનું અને પછીનાં પણ ક્ષૌરને આશ્રીને વર્જ્ય વખત કહે છે.—

अभ्यक्तस्नाताशित–भूषितयात्रारणोन्मुखैः क्षौरम् ।
विद्यादिनिशासन्ध्या–पर्वसु नवमेऽह्नि च न कार्यम् ॥३२॥

અર્થ—અભ્યંજન (તૈલમર્દન વિગેરે) કરેલું હોય; સ્નાન કરેલું હોય, ભોજન કર્યું હોય, આભૂષણ પહેર્યાં હોય તથા યાત્રામાં અને રણસંગ્રામમાં તૈયાર થયો હોય; આવા માણસે ક્ષૌર કરાવવું નહીં. તથા વિદ્યારંભને દિવસે, રાત્રિસમયે; ત્રણે સંધ્યા સમયે; દીવાળી વગેરે પર્વ દિવસે તથા નવમે દિવસે એટલે પૂર્વે ક્ષૌર કરાવ્યું હોય તે દિવસથી ગણતાં નવમે દિવસે ક્ષૌર કરાવવું નહીં. અહીં "નવમ" શબ્દે કરીને નોમ તિથિનો અર્થ કરવો નહીં; કારણ કે નોમ રિક્તા તિથિ છે અને રિક્તા તિથિનું વર્જન તો પ્રથમ કહી ગયા છે, તેથી જે દિવસે પૂર્વે ક્ષૌર કરાવ્યું હોય તે દિવસથી ગણતાં જે નવમો દિવસ આવે તે દિવસે બીજી વારનું ક્ષૌર કરાવવું નહીં. આ નવમા દિવસનો નિષેધ કેવળ ક્ષૌરમાં જ છે એમ નથી; પરંતુ ગૃહપ્રવેશાદિકમાં પણ નવમા દિવસનો નિષેધ છે. તે વિષે લલ્લ કહે છે કે—

"निर्गमान्नवमे चाह्नि, प्रवेशं परिवर्जयेत् ।
शुभे नक्षत्रयोगेऽपि, प्रवेशाद्वापि निर्गमम् ॥१॥"

"પ્રયાણ કરવાના દિવસથી ગણતાં નવમે દિવસે નક્ષત્ર યોગ શુભ છતાં પણ પુર-પ્રવેશાદિક કરવો નહીં, તેમજ પ્રવેશ કર્યા પછી નવમે દિવસે પ્રયાણ પણ કરવું નહી."

આ નિયમ માંગળિક (સામાન્ય) ક્ષૌરને માટે કહ્યો છે. અમાંગળિક (સૂતક વિગેરેનું) ક્ષૌર તો નવમે દિવસે પણ થાય છે. "નીચે આસન નાખ્યા વિના ક્ષૌર કરાવવું નહીં" એમ લલ્લ કહે છે.—

षट्कृत्तिकोऽष्टवैरञ्च–स्त्रिमैत्रश्चतुरुत्तरः ।
पञ्चपैत्रः सकृन्मूलः, क्षौरी वर्षं न जीवति ॥३३॥

અર્થ—લગોલગ છ કૃત્તિકામાં ક્ષૌર કરાવનાર, એ જ રીતે આઠ રોહિણીમાં, ત્રણ અનુરાધામાં, ચાર ઉત્તરામાં, પાંચ મઘામાં અને એક મૂળ નક્ષત્રમાં ક્ષૌર કરાવનાર માણસ એક વર્ષ સુધી જીવે નહીં.

ગણિ વિદ્યામાં તો કૃત્તિકા, વિશાખા, મઘા અને ભરણી એ ચાર નક્ષત્રોમાં જ લોચકર્મનો નિષેધ કર્યો છે. વિશેષ એ છે જે—

"सर्वदापि शुभं क्षौरं, राजाज्ञामृतिसूतके ।
बन्धमोक्षे मखे दार–कर्मतीर्थव्रतादिषु ॥१॥"

"રાજાની આજ્ઞાએ, મૃત્યુસૂતકમાં, બંધનથી મુક્ત થયો હોય ત્યારે, યજ્ઞમાં, સ્ત્રીના કાર્યમાં, તીર્થમાં અને વ્રતાદિકમાં (વ્રતાદિકના આરંભમાં) ક્ષૌરકર્મ કરાવવું એ સર્વદા એટલે સર્વે વાર અને નક્ષત્રોમાં શુભ છે." અહીં સ્ત્રીના કાર્યમાં જે કહ્યું છે તે કોઈના કુળનો આચાર છે, એટલે કે જેના કુળનો રીવાજ હોય તેને આશ્રીને છે.

હવે રાજાને આશ્રીને ક્ષૌરકર્મ કહે છે.

श्मश्रुकर्म नरेन्द्राणां, पञ्चमे पञ्चमेऽहनि ।
क्षौरभेषु नखोल्लेखो, व्यर्के क्रूरे विशेषतः ॥३४॥

અર્થ—ક્ષૌરનાં નક્ષત્રોને વિષે ત્રીજી, પાંચમી અને સાતમી તારા વિગેરે ન હોય ત્યારે ક્રૂર વાર (સૂર્ય, શનિ, મંગળ)ને દિવસે પણ શુભ ગ્રહની કાળહોરાને વિષે પાંચમે પાંચમે દિવસે રાજાઓએ શ્મશ્રુકર્મ (દાઢી મૂછનું ક્ષૌર) કરાવવું. નખ કપાવવામાં પણ આ જ સમય લેવો, પણ એક રવિવાર તજવો અને શનિ તથા મંગળ અને તેની હોરા વિશેષે કરીને ગ્રહણ કરવી.

હવે વિદ્યારંભનું મુહૂર્ત કહે છે.—

विद्यां सुराध्यापकराजपुत्र-सितार्कवारेषु समारभेत ।
पूर्वाश्विनीमूलकरत्रयेषु, श्रुतित्रये वा मृगपञ्चके वा ॥३५॥

અર્થ—ગુરુ, બુધ, શુક્ર અને રવિવારે ત્રણે પૂર્વા, અશ્વિની, મૂળ, હસ્ત, ચિત્રા, સ્વાતિ, શ્રવણ, ધનિષ્ઠા, શતતારકા, મૃગશીર્ષ, આર્દ્રા, પુનર્વસુ, પુષ્ય અને અશ્લેષા. આટલાં નક્ષત્રોમાં વિદ્યાનો આરંભ કરવો શ્રેષ્ઠ છે. અહીં શ્રવણ, ધનિષ્ઠા અને શતતારકા એ ત્રણને બદલે કેટલાક એક શ્રવણ જ લેવાનું કહે છે. ધનિષ્ઠા અને શતતારકાનો નિષેધ કરે છે.

વિદ્યારંભમાં વારોનું ફળ વ્યવહારસારમાં આ પ્રમાણે કહ્યું છે.

"विद्यारंभे नृणां वाराः, कुर्वते भास्करादयः ।
आयु जॉडयं मृतिं लक्ष्मीं बुद्धिं सिद्धिं च पञ्चताम् ॥१॥"

"વિદ્યાના આરંભમાં મનુષ્યોને સૂર્યાદિક વારો આ પ્રમાણે અનુક્રમે ફળ આપે છે.- રવિવારે વિદ્યારંભ કર્યો હોય તો આયુષ્ય, સોમે જડતા, મંગળે મરણ, બુધે લક્ષ્મી, ગુરુએ બુદ્ધિ, શુક્રે સિદ્ધિ અને શનિએ મરણ."

હવે નંદીનું (નાંદ માંડવાનું) મુહૂર્ત કહે છે.—

नियमालोचनायोग-तपोनन्द्यादि कारयेत् ।
मुक्त्वा तीक्ष्णोग्रमिश्राणि, वारौ चारशनैश्चरौ ॥३६॥

અર્થ—નિયમ એટલે સમકિત અથવા બાર વ્રતો વિગેરે ઉચ્ચરવાં તે, આલોચના એટલે ધર્મગુરુની પાસે પ્રાયશ્ચિત્ત માગવા માટે પોતાનું પાપ પ્રકાશવું તે, યોગ એટલે શ્રુતનું આરાધન કરવા માટે વિશેષ પ્રકારનો તપવિધિ, તપ એટલે સિદ્ધાંતમાં કહેલા શ્રેણી આદિક છ પ્રકારના તપ, આ સર્વે નિયમાદિકની નંદી વિગેરે એટલે નાંદ માંડવી અથવા બીજું કાંઈ પણ ધર્મોત્સવાદિક કાર્ય કરવું તે તીક્ષ્ણ, ઉગ્ર અને મિશ્ર નક્ષત્રોને વર્જીને બીજાં નક્ષત્રોમાં તથા મંગળ અને શનિને વર્જીને બીજા વારોમાં કરવું. વિશેષ એ છે જે—

" शान्तिकं पौष्टिकं कार्यं, ज्ञेज्यशुक्रार्कवासरे ।
कन्याविवाहनक्षत्रे, पुष्याश्विश्रवणे तथा ॥१॥ "

"બુધ, ગુરુ, શુક્ર અને રવિવારે તથા કન્યાવિવાહનાં નક્ષત્રો ઉપરાંત પુષ્ય, અશ્વિની અને શ્રવણ નક્ષત્રમાં શાંતિક તથા પૌષ્ટિક કાર્યો કરવાં."

હવે પ્રાયે કરીને બ્રાહ્મણાદિક વર્ણોને આશ્રીને પંદર શ્લોકો વડે સંસ્કારો કહે છે. તેમાં પ્રથમ મૌંજીબંધ (કટિમેખળાબંધ એટલે ઉપનયન)નો સંસ્કાર કહે છે –

मोञ्जीबन्धोऽष्टमे गर्भा–ज्जन्मतो वाऽग्रजन्मनाम् ।
राज्ञामेकादशे च स्याद्,वत्सरे द्वादशे विशाम् ॥३७॥

અર્થ—મૌંજીબંધનું કર્મ બ્રાહ્મણને ગર્ભથી અથવા જન્મથી આઠમે વર્ષે થાય છે. ક્ષત્રિયને અગિયારમે વર્ષે અને વૈશ્યને બારમે વર્ષે થાય છે. બ્રાહ્મણને દશમે વર્ષે પણ મૌંજીબંધ કરવામાં આવે છે, તેમાં જે પ્રમાણે કુળાચાર હોય તે પ્રમાણે કરવું.

शाखाधिपे बलोपेते, केन्द्रस्थेऽह्नि च तस्य वा ।
बले सूर्येन्दुजीवानां, वर्णनाथे बलीयसि ॥३८॥
माघादौ पञ्चके मासां, पौष्णाश्विन्योः करत्रये ।
श्रुतिद्वये मृगादित्य–पुष्येषूपनयः श्रिये ॥३९॥ युग्मम् ॥

અર્થ—શાખાધિપ (વેદાધિપ ગુરુ, શુક્ર, મંગળ અને સૂર્ય) છ પ્રકારાદિકથી બળવાન હોય તથા કેન્દ્રસ્થાનમાં રહ્યો હોય ત્યારે ઉપનય (યજ્ઞોપવીત) સંસ્કાર કરવો, કેમ કે શાખાધિપ નિર્બળ હોય તો વર્ણસંકર પ્રજા થવાનો સંભવ છે. તથા તે શાખાધિપના જ વારમાં ઉપનય સંસ્કાર કરવો. અહીં "तस्य वा" એ ઠેકાણે वा શબ્દ કહ્યો છે તેથી એવું સૂચન કર્યું કે જો લગ્નના બળથી ઉપનયન કરાતું હોય તો શાખાધિપના વારમાં લગ્ન ગ્રહણ કરવું. એટલે કે લગ્નકુંડળીમાં શાખાધિપ બળવાન થઈને કેન્દ્રમાં રહેલો કરવો, અને જો માત્ર દિનશુદ્ધિ વડે જ સંસ્કાર કરવો હોય ત્યારે પણ વાર તો શાખાધિપનો જ લેવો. તથા સૂર્ય, ચંદ્ર અને ગુરુ બળવાન હોય ત્યારે અથવા વર્ણનો નાથ (ગુરુ અને શુક્ર) બળવાન હોય ત્યારે ઉપનયન સંસ્કાર કરવો. અથવા તો સૂર્ય, ચંદ્ર અને ગુરુ બળવાન હોય તો સર્વે વર્ણના નાથો બળવાન જ છે." એમ દૈવજ્ઞવલ્લભમાં કહ્યું છે. આ સંસ્કાર માઘ વિગેરે પાંચ માસ (જેઠ સુધી)માં કરવો. તથા રેવતી, અશ્વિની, હસ્ત; ચિત્રા, સ્વાતિ, શ્રવણ, ધનિષ્ઠા, મૃગશીર્ષ, પુનર્વસુ, અને પુષ્ય નક્ષત્રમાં કરવો શુભ છે.

पराजितेऽरिवेश्मस्थे, नीचस्थेऽस्तंगते गुरौ ।
सितेऽपि चोपनीतः स्या–च्छ्रुतिस्मृतिबहिष्कृतः ॥४०॥

અર્થ—બે ગ્રહોનો યોગ થયેથી જે ગ્રહ દક્ષિણ દિશા તરફ જતો હોય તે પરાજિત કહેવાય છે. તેમાં પણ "એક શુક્ર તો ઉત્તરમાં જતો હોય તો તે પરાજિત કહેવાય છે." એમ વરાહ કહે છે. તેથી કરીને ગુરું અને શુક્ર પરાજિત સ્થાનમાં રહ્યા હોય, શત્રુના સ્થાનમાં રહ્યા હોય. નીચ સ્થાને રહ્યા હોય અથવા અસ્ત પામ્યા હોય અને તેવા સમયે જો ઉપનયન સંસ્કાર કર્યો હોય તો તે શ્રુતિ અને સ્મૃતિથી બહિષ્કૃત (રહિત) થાય છે.

क्रमादंशेषु सूर्यादेः, क्रूरो मन्दोऽतिपातकी ।
पटुर्यज्वा च यज्वा च, मूर्खश्चोपनयाद्भवेत् ॥४१॥

અર્થ—લગ્નમાં સૂર્યનો નવાંશ રહ્યો હોય અને ઉપનયન કર્યું હોય તો તે ક્રૂર થાય છે, ચંદ્રનો નવાંશ હોય તો તે મંદ થાય છે, મંગળનો નવાંશ હોય તો અત્યંત પાપી થાય, બુધનો હોય તો હોંશિયાર થાય, ગુરુનો હોય તો યજ્વા (યજ્ઞ કરનાર) થાય, શુક્રનો હોય તો પણ યજ્વા થાય અને શનિનો નવાંશ લગ્નમાં હોય તો તે મૂર્ખ થાય છે.

चतुष्टयेऽर्कादिषु राजसेवी, स्याद्वैश्यवृत्तिः क्रमतोऽस्त्रवृत्तिः ।
अध्यापकः कर्मसु षट्सु विद्वान्, विद्यार्थयुक्तोऽन्त्यजसेवकश्च ॥४२॥

અર્થ—કેન્દ્રસ્થાનમાં સૂર્ય હોય તો તે રાજસેવક થાય છે. ચંદ્ર હોય તો વૈશ્ય વૃત્તિવાળો એટલે કૃષિ, પશુપાલન વિગેરે વૃત્તિવાળો થાય છે. મંગળ હોય તો શસ્ત્રની વૃત્તિવાળો થાય છે. બુધ હોય તો અધ્યાપક થાય, ગુરુ હોય તો છ કર્મમાં વિદ્વાન્ થાય, શુક્ર હોય તો વિદ્યાવાન્ અને ધનવાન્ થાય તથા શનિ હોય તો અંત્યજનો (ચંડાળનો) સેવક થાય કેન્દ્રમાં એકથી વધારે ગ્રહ હોય તો જે ગ્રહ અધિક બળવાન હોય તેનું ફળ કહેવું. એ રીતે સર્વત્ર જાણવું.

लग्ने गुरौ त्रिकोणे सिते सितांशे विधौ च वेदज्ञः ।
भवति यमांशे गुरुसितलग्नेषु जडो विशीलश्च ॥४३॥

અર્થ—લગ્નમાં ગુરુ હોય, ત્રિકોણમાં શુક્ર હોય તથા શુક્રના અંશમાં ચંદ્ર હોય એટલે કે ગમે તે સ્થાને રહેલો ચંદ્ર શુક્રના નવાંશમાં રહ્યો હોય, તો તે વેદને જાણનારો થાય છે, તથા ગુરુ, શુક્ર અને લગ્ન શનિના અંશમાં રહ્યા હોય તો તે જડ (મૂર્ખ) અને શીલ રહિત તથા કૃતઘ્ની થાય છે.

विधिगुरुशुक्रैः सार्कैर्धनगुणहीनः कुजान्वितैः क्रूरः ।
सबुधैर्बुधः सशौरैः स्यादुपनीतोऽलसो विगुणः ॥४४॥

અર્થ—ચંદ્ર, ગુરુ અને શુક્ર જો સૂર્ય સાથે રહ્યા હોય અને ઉપનયન કર્યું હોય તો તે ધન અને ગુણથી રહિત થાય, મંગળની સાથે રહ્યા હોય તો તે ક્રૂર થાય, બુધ સાથે રહ્યા હોય તો વિદ્વાન્ થાય; અને શનિ સાથે રહ્યા હોય તો તે આળસુ અને ગુણહીન થાય છે. આ શ્લોક રાજ્યાભિષેકના લગ્નમાં પણ લાગુ પડે છે.

चन्द्रे षष्ठाष्टमे मृत्यु-र्मूर्खत्वमथवा बटोः ।
व्रतमोक्षेऽथ केशान्ते, चौले चैवंविधो विधिः ॥४५॥

અર્થ—ચંદ્ર છઠ્ઠે કે આઠમે હોય તો બટુકનું મરણ થાય અથવા તે મૂર્ખ રહે. વ્રતના મોક્ષમાં (મૌંજીબંધન છોડવામાં), કેશાન્ત (મુંડન)માં અને ચૌલ કર્મમાં કે જે પોતપોતાના કુળના આચાર પ્રમાણે પહેલે અથવા ત્રીજે વર્ષે કરવામાં આવે છે તેમાં પણ આ પ્રમાણે જ (એટલે ઉપરના સાડા આઠ શ્લોકમાં કહ્યા પ્રમાણે જ) વિધિ જાણવો.

હવે અગ્નિ સ્થાપન (અગ્નિહોત્ર)નું મુહૂર્ત કહે છે.

वह्नेः परिग्रहं प्राहुः, कृत्तिकारोहिणीमृगैः ।
उत्तरात्रितयज्येष्ठा-पुष्यपौष्ण द्विदैवतैः ॥४६॥

અર્થ – કૃત્તિકા, રોહિણી, મૃગશીર્ષ, ત્રણ ઉત્તરા, જ્યેષ્ઠા, પુષ્ય, રેવતી અને વિશાખા નક્ષત્રમાં અગ્નિનું સ્થાપન કહ્યું છે.

केन्द्रोपचयधी धर्मे-ष्वर्केन्दुज्ञसुरार्चितैः ।
शेषैस्त्रिषड्दशायस्थै-राद्ध्याज्जातवेदसम् ॥४७॥

અર્થ—સૂર્ય કેન્દ્રસ્થાનમાં (૧-૪-૭-૧૦) રહ્યો હોય, ચંદ્ર ઉપચય (૩,૬,૧૦,૧૧) સ્થાનમાં રહ્યો હોય; બુધ પાંચમે રહ્યો હોય; ગુરુ નવમે રહ્યો હોય અને બીજા ગ્રહો (મંગળ, શુક્ર, શનિ) ત્રીજે, છઠ્ઠે, દશમે અને અગિયારમે રહ્યા હોય ત્યારે અગ્નિ સ્થાપન કરવો.

उदयेऽथ नवांशे वा, राशीनां जलचारिणाम् ।
उदयस्थे च शीतांशो-र्वह्निरह्नाय शाम्यति ॥४८॥

અર્થ—જળચર રાશિઓના (કર્ક, મકર, કુંભ, મીન) ઉદયમાં અથવા નવાંશમાં અને ચંદ્રના ઉદયમાં અગ્નિ તરત જ બુઝાઈ જાય છે.

क्रूराः कुर्युर्धने निःस्व-माढ्यं सन्तोऽन्नदं विधुः ।
हन्युश्छिद्रे ग्रहाः सर्वे, लग्ने च ज्ञयमौ द्विजम् ॥४९॥

અર્થ—અગ્નિ આધાનની કુંડળીમાં જો બીજા સ્થાનમાં ક્રૂર ગ્રહ રહ્યા હોય તો તે બ્રાહ્મણને નિર્ધન કરે છે અને સૌમ્ય ગ્રહ રહ્યા હોય તો ધનાઢ્ય કરે છે, તથા ચંદ્ર રહ્યો હોય તો તે બ્રાહ્મણને અન્નદાતાર કરે છે. વળી, આઠમા સ્થાનમાં કોઈ પણ ગ્રહ રહ્યો હોય તો તેનું મરણ થાય છે, તથા લગ્નમાં કે ચંદ્રની સાથે બુધ અને શનિ રહ્યા હોય તો પણ તે બ્રાહ્મણ મરણ પામે છે એમ રત્નમાલા ભાષ્યમાં કહ્યું છે. આઠમા સ્થાને રહેલા ગ્રહો વિષે આ પ્રમાણે વિશેષ જાણવું કે— આઠમે સ્થાને ચંદ્ર રહ્યો હોય તો તે બ્રાહ્મણની સ્રીનું મરણ થાય, મંગળ હોય તો બ્રાહ્મણનું જ મરણ થાય, રવિ, ગુરુ કે

શનિ હોય તો તે બ્રાહ્મણ અસાધ્ય રોગથી પીડા પામે અને બુધ કે શુક્ર રહ્યા હોય તો કાંઈ પણ ફળ થાય નહીં. લલ્લ તો લગ્નમાં રહેલા ગ્રહ વિશે આ પ્રમાણે કહે છે કે—"લગ્નમાં અથવા ચંદ્રની સાથે બુધ કે શનિ રહ્યો હોય તો લૌકાગ્નિની સાથે તે અગ્નિનો સંગ થાય છે. અર્થાત્ અગ્નિ ઉત્પન્ન થાય છે."

जितैरस्तमितैर्नीच-शत्रुक्षेत्रगतैरपि ।
सोमभौमसुराचार्यै-राहिताग्निर्न नन्दति ॥५०॥

અર્થ—સોમ, મંગળ અને ગુરુ જો પરાજય પામ્યા હોય, અસ્ત પામ્યા હોય, નીચ સ્થાને રહ્યા હોય કે શત્રુના ઘરમાં રહ્યા હોય તો અગ્નિનું આધાન કરનાર સુખી થતો નથી.

चन्द्रेऽर्के वा त्रिशत्रुस्थे, लग्ने धनुषि वा गुरौ ।
मेषस्थे खास्तगे वारे, यज्वा स्यादाचपावकः ॥५१॥

અર્થ—અગ્નિ આધાનની કુંડળીમાં ચંદ્ર કે સૂર્ય ત્રીજે કે છઠ્ઠે સ્થાને રહ્યો હોય, લગ્નમાં કે ધન રાશિમાં ગુરુ રહ્યો હોય અને મંગળ મેષ રાશિમાં કે દશમા અથવા સાતમા સ્થાનમાં રહ્યો હોય તો અગ્નિનું આધાન કરનાર બ્રાહ્મણ યાજ્ઞિક થાય છે.

। इति विप्राद्यधिकारः ।

હવે નવાં વસ્ત્ર પહેરવાનું મુહૂર્ત કહે છે.—

नववाससः प्रधानं, वासवपौष्णाश्विनादितिद्वितये ।
करपञ्चकध्रुवेषु च, बुधगुरुशुक्रेषु परिधानम् ॥५२॥

અર્થ—બુધ, ગુરુ અને શુક્રવારે ધનિષ્ઠા, રેવતી, અશ્વિની, પુનર્વસુ, પુષ્ય, હસ્ત, ચિત્રા, સ્વાતિ, વિશાખા, અનુરાધા, તથા ધ્રુવ એટલે રોહિણી, ઉત્તરાષાઢા, ઉત્તરાફાલ્ગુની અને ઉત્તરાભાદ્રપદ આ નક્ષત્રોમાંથી કોઈ પણ નક્ષત્ર હોય, તે દિવસે નવાં વસ્ત્ર પહેરવાં શુભ છે. કહ્યું છે કે—

"नष्टप्राप्तिस्तदनुमरणं वह्निदाहोऽर्थसिद्धि-
श्चाखोर्भीतिर्मृतिरथ धनप्राप्तिरर्थागमश्च ।
शोको मृत्यु र्नरपतिभयं संपदः कर्मसिद्धि-
र्विद्यावाप्तिः सदशनमथो वल्लभत्वं जनानाम् ॥१॥
मित्राप्तिरम्बरहृतिः सलिलप्लुतिश्च,
रोगोऽतिमिष्टमशनं नयनामयश्च ।
धान्यं विषोद्भवभयं जलमी र्धनं च,
रत्नाप्तिरम्बरधृतेः फलमश्विभात् स्यात् ॥२॥"

"નવાં વસ્ત્ર ધારણ કરવામાં અશ્વિની નક્ષત્રથી નીચે પ્રમાણે અનુક્રમે ફળ થાય છે. અશ્વિની નક્ષત્રમાં વસ્ત્ર ધારણ કરે તો નાશ પામેલી વસ્તુની પ્રાપ્તિ થાય છે. ૧. ભરણીમાં ધારણ કરે તો તરત જ મરણ થાય. ૨. કૃત્તિકામાં અગ્નિદાહ થાય. ૩. રોહિણીમાં અર્થની સિદ્ધિ થાય. ૪. મૃગશીર્ષમાં ઊંદરનો ભય થાય. ૫. આર્દ્રામાં મરણ થાય. ૬. પુનર્વસુમાં ધનની પ્રાપ્તિ ૭. પુષ્યમાં અર્થની (ધનની) પ્રાપ્તિ. ૮. આશ્લેષામાં શોક. ૯. મઘામાં મૃત્યુ. ૧૦. પૂર્વાફાલ્ગુનીમાં રાજાનો ભય ૧૧. ઉત્તરાફાલ્ગુનીમાં સંપત્તિની પ્રાપ્તિ ૧૨. હસ્તમાં કાર્યસિદ્ધિ ૧૩. ચિત્રામાં વિદ્યાની પ્રાપ્તિ ૧૪. સ્વાતિમાં સારું ભોજન ૧૫. વિશાખામાં માણસોની પ્રીતિ ૧૬. અનુરાધામાં મિત્રની પ્રાપ્તિ ૧૭. જ્યેષ્ઠામાં વસ્ત્રની ચોરી ૧૮ મૂળમાં જળમાં ડૂબે ૧૯. પૂર્વાષાઢામાં રોગ ૨૦. ઉત્તરાષાઢામાં અત્યંત મિષ્ટ ભોજન ૨૧. શ્રવણમાં નેત્રનો વ્યાધિ ૨૨. ધનિષ્ઠામાં ધાન્યની પ્રાપ્તિ ૨૩. શતભિષક્‌માં વિષનો ભય ૨૪. પૂર્વાભાદ્રપદમાં જળનો ભય ૨૫ ઉત્તરાભાદ્રપદમાં ધનની પ્રાપ્તિ ૨૬. અને રેવતીમાં નવું વસ્ત્ર પહેરવાથી રત્નની પ્રાપ્તિ થાય છે ૨૭."

વ્યવહારપ્રકાશમાં કહ્યું છે કે—"કેવળ શ્વેત વસ્ત્રને માટે જ આ નિયમ નથી, પણ રાતાં વસ્ત્રને માટે પણ ઉપર ગણાવેલાં જ નક્ષત્રો શુભ છે." વ્યવહારસારમાં તો એમ કહ્યું છે જે—"રાતાં વસ્ત્ર ધારણ કરવામાં પુરુષને પણ જે નક્ષત્રો સ્ત્રીઓને માટે કહેવામાં આવશે તે જ શુભ છે અને આ ઉપર ગણાવેલાં નક્ષત્રો તો શ્વેત વસ્ત્રને જ આશ્રીને છે." હવે વારને આશ્રીને આ પ્રમાણે ફળ જાણવું.

"नवाम्बरपरीभोगे, कुर्वन्त्यर्कादिवासराः ।
जीर्णं जलार्द्रं शोकं च, धनं ज्ञानं सुखं मलम् ॥१॥"

"નવાં વસ્ત્ર ધારણ કરવામાં રવિ વિગેરે વારો અનુક્રમે [1]જીર્ણ ૧, [2]જલાર્દ્ર ૨, શોક ૩, ધન ૪, જ્ઞાન ૫, સુખ ૬ અને મલ (મેલાપણું) ૭, આ પ્રમાણે ફળ આપે છે." નવો કંબલ ધારણ કરવામાં રવિ પણ શુભ છે એમ કહેલું છે. કેટલાક આચાર્યો કહે છે કે—

"व्यापार्यते रवौ पीतं, बुधे नीलं शनौ शितिः ।
गुरुभार्गवयोः श्वेतं, रक्तं मंगलवासरे ॥१॥"

"રવિવારે પીળું વસ્ત્ર પહેરવું શુભ છે, બુધવારે લીલું, શનિવારે કાળું, ગુરુ અને શુક્રવારે શ્વેત તથા મંગળવારે રાતું વસ્ત્ર પહેરવું શુભ છે."

હવે સ્ત્રીઓને નવાં વસ્ત્ર તથા અલંકાર વિગેરે પહેરવાનું મુહૂર્ત કહે છે.—

योषिद्भजेत करपञ्चकवासवाश्वि-
पौष्णेषु वक्रगुरुशुक्रदिनेशवारे ।
मुक्ताप्रवालमणिशंखसुवर्णदन्त-
रक्ताम्बराण्यविधवात्वमतिः सती चेत् ॥५२॥

---

૧. વહેલું ફાટી જાય. ૨. નિરંતર ભીનું જ રહે.

અર્થ—વિધવા થવાની ઇચ્છા ન હોય એવી સતી સ્ત્રીએ મોતી, પ્રવાળા, મણિ, શંખ (શંખલા), સુવર્ણ, દાંત (હાથીદાંત) તથા રાતાં વસ્ત્રોને હસ્ત, ચિત્રા, સ્વાતિ, વિશાખા, અનુરાધા, ધનિષ્ઠા, અશ્વિની અને રેવતી એ નક્ષત્રોમાં તથા વક્ર (મંગળ), ગુરૂ, શુક્ર અને રવિવારે ધારણ કરવાં શુભ છે.

વિશેષમાં આ પ્રમાણે જાણવું.-

" पुष्यं पुनर्वसु चैव, रोहिणीं चोत्तरात्रयम् ।
कौसुंभे वर्जयेद्वस्त्रे, भर्तृघातो भवेद्यतः ॥१॥ "

" કુસુંબા (રાતાં) વસ્ત્ર ધારણ કરવામાં તથા પ્રવાળા, સુવર્ણ, શંખ વિગેરે ધારણ કરવામાં પુષ્ય, પુનર્વસુ, રોહિણી, ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાષાઢા અને ઉત્તરાભાદ્રપદ એ નક્ષત્રો અવશ્ય વર્જવા, કારણ કે તે નક્ષત્રોમાં ધારણ કરવાથી તેના પતિનો નાશ થાય છે."

હવે નવા વસ્ત્રાદિ ધારણ માટે અપવાદ કહે છે.

वासः प्राप्तं विवाहादौ, राज्ञा दत्तं च यन्मुदा ।
विरुद्धेऽपि हि वारर्क्षे, तद्वासिताविशंकितः ॥५५॥

અર્થ - વિવાહાદિકમાં મળેલું વસ્ત્ર તથા રાજાએ હર્ષથી જે (વસ્ર) આપ્યું હોય, તે વાર અને નક્ષત્ર વિરુદ્ધ (અશુભ) હોય તથા ચંદ્રાદિક પ્રતિકૂળ હોય તો પણ શંકા રહિત ધારણ કરવું.

હવે ફાટેલાં તથા બળેલાં વસ્ત્રને આશ્રીને કહે છે.—

कृतनवभागे वाससि कोणेषु सुरास्तथान्तयोर्मनुजाः ।
असुरास्तु मध्ययोः स्युर्मध्यतमो राक्षसो भागः ॥५५॥

અર્થ—વસ્ત્રના નવ ભાગ પાડીને તેના ચારે ખૂણામાં દેવ સ્થાપવા, બે છેડે મનુષ્ય સ્થાપવા; મધ્યના બે ભાગમાં અસુર અને બરાબર વચ્ચે રાક્ષસને સ્થાપવો. તે આ રીતે-

| | | |
|---|---|---|
| દેવ | અસુર | દેવ |
| મનુષ્ય | રાક્ષસ | મનુષ્ય |
| દેવ | અસુર | દેવ |

પછી તેનું ફળ આ રીતે જાણવું—

सुर-नर-दनुज-पलादाः, श्रेष्ठतम-श्रेष्ठ-हीन-हीनतमाः ।
अन्ताः सर्वेऽप्यशुभा, एवं शयनासनाद्येऽपि ॥५६॥

અર્થ—જો તે વસ્ત્ર દેવના ભાગ (અંશ)માં ફાટ્યું કે બળ્યું હોય તો અત્યંત શ્રેષ્ઠ, મનુષ્યના અંશમાં શ્રેષ્ઠ, અસુરના અંશમાં અધમ, (અશુભ) અને રાક્ષસના અંશમાં ફાટ્યું કે બળ્યું હોય તો અત્યંત અધમ-અશુભ જાણવું. તેમાં પણ જો તે તે દેવાદિકના અંશના અંત ભાગને વિષે ફાટ્યું કે બળ્યું હોય તો તે સર્વે પણ અશુભ જ છે. આ રીતે જ શય્યા તથા આસન વગેરેમાં પણ જાણવું.—

લલ્લ કહે છે કે—

"रुग् राक्षसांशेष्वथवापि मृत्युः,
पुंजन्म तेजश्च मनुष्यभागे ।
भागेऽमराणामथ भोगवृद्धिः,
प्रान्तेषु सर्वत्र भवत्यनिष्टम् ॥१॥"

"રાક્ષસના અંશમાં વસ્ત્ર ફાટ્યું કે બળ્યું હોય તો તે વસ્ત્રના માલિકને રોગ અથવા મૃત્યુ થાય, મનુષ્યના ભાગમાં ફાટ્યું કે બળ્યું હોય તો તેના માલિકને પુત્રજન્મ તથા તેજ થાય અને દેવના અંશમાં ફાટ્યું કે બળ્યું હોય તો તેના માલિકને ભોગની વૃદ્ધિ થાય, પરંતુ તે સર્વના અંતના ભાગમાં ફાટ્યું કે બળ્યું હોય તો તે અશુભ છે. અહીં રાક્ષસે કરીને અસુર પણ સમજી લેવો અને તેને માટે જ રોગ અથવા મરણ એ બે ફળ કહ્યાં છે. એટલે કે અસુરના અંશમાં રોગ અને રાક્ષસના અંશમાં મરણ થાય એમ સમજવું."

શ્રી બૃહત્કલ્પસૂત્ર નામના છેદગ્રંથની વૃત્તિમાં કહ્યું છે કે—"શ્રી ગુરુ તથા ગચ્છને લાયક એવા વસ્ત્રની એષણાને માટે નીકળેલા સાધુને જો પ્રથમ તેવા પ્રકારના (એટલે ફાટેલા કે બળેલા) વસ્ત્રનો લાભ થાય તો ત્યાં પણ નવ ભાગની કલ્પના કરીને આ પ્રમાણે નિમિત્ત જ્ઞાન કહ્યું છે કે—

"देवेसु उत्तमो लाभो, माणुसेसु अ मज्झिमो ।
असुरेसु अ गेलन्नं, मरणं जाण रक्खसे ॥१॥"

"જો તે વસ્ત્ર દેવના અંશમાં ફાટેલું કે બળેલું હોય તો ઉત્તમ લાભ થાય, મનુષ્યના અંશમાં મધ્યમ લાભ થાય, અસુરના અંશમાં રોગ થાય અને રાક્ષસના અંશમાં ફાટ્યું કે બળ્યું હોય તો મરણ થાય."

ફાટેલા તથા બળેલા વસ્ત્રને આશ્રીને જ વિશેષ કહે છે.—

क्षिते दग्धेऽथ लिप्तेऽस्मिन्, गोमयाञ्जनकर्दमैः ।
अभुक्ते भूरि भुक्तेऽल्पं, फलमेतच्छुभाशुभम् ॥५७॥

અર્થ—કોરૂં વસ્ત્ર, અંજન કે કાદવ વડે લીંપાય, ફાટે કે દાઝે તો તેનું શુભ કે અશુભ ફળ વધારે છે અને ભોગવેલ વસ્ત્ર છાણ, અંજન કે કાદવ વડે લીંપાય, ફાટે કે દાઝે તો તેનું શુભ કે અશુભ ફળ અલ્પ છે.

વિશેષ આ પ્રમાણે છે.—

" छेदाकृतिः श्रिये स्याच्छत्रादिसमा गतापि रक्षोऽंशे ।
काकोलूकादिसमा न देवभागाश्रिताऽपि पुनः ॥१॥ "

" તે વસ્ત્રના છેદ (ફાટેલા કે બળેલા)ની આકૃતિ છત્ર વિગેરેના જેવી હોય તો તે રાક્ષસના ભાગમાં હોવા છતાં પણ લક્ષ્મીને માટે છે-શુભ છે અને કાગડા કે ઘુવડના જેવી આકૃતિ હોય તો તે દેવના ભાગમાં રહ્યા છતાં પણ અશુભ જ છે."

હવે કયા મુહૂર્ત્તમાં ગયેલું દ્રવ્ય પાછું સુલભ થાય છે? અથવા કયા મુહૂર્ત્તે થાપણ વિગેરે કરવી? તે કહે છે.—

सुलभं स्वं भवेन्न्यस्तं, निखातं दत्तमेव वा ।
मृदुश्रुतित्रयादित्य–लघुभेषु शुभेऽहनि ॥५८॥

અર્થ—મૃદુ (ચિત્રા, અનુરાધા, રેવતી, મૃગશિર), શ્રવણ, ધનિષ્ઠા, શતભિષક્, પુનર્વસુ અને લઘુ (પુષ્ય, અભિજિત્, હસ્ત, અશ્વિની), એ નક્ષત્રોમાં તથા શુભ દિવસે એટલે મંગળ અને શનિ વિનાના બીજા વારે ધનનો ન્યાસ કર્યો હોય (એટલે થાપણમાં કે વેપાર વિગેરેમાં મૂક્યું હોય), પૃથ્વી વિગેરેમાં દાટયું હોય, વ્યાજે આપ્યું હોય તથા અજાણતાં ખોવાઈ ગયું હોય તો તે ધન પાછું ફરીને સુલભ છે, એટલે ફરીથી મળી શકે છે.

વિશેષ એ છે જે—" ऋणदानमथादानं क्षिपधिष्ण्यैर्विधीयते । " ઋણ દેવું અને લેવું એ ક્ષિપ્ર (પુષ્ય, અભિજિત્, હસ્ત અને અશ્વિની) નક્ષત્રમાં શુભ છે. વળી કહ્યું છે કે—

निधिलब्धिधनविवर्द्धनमादित्याद् ब्राह्मतः करात् पौष्णात् ।
द्वितये श्रवणात्रितयोत्तरासु मित्राधिदेवे च ॥१॥ "

" નિધિની પ્રાપ્તિ અને ધનની વૃદ્ધિ પુનર્વસુ, પુષ્ય, રોહિણી, મૃગશીર, હસ્ત, ચિત્રા, રેવતી, અશ્વિની; શ્રવણ, ધનિષ્ઠા, શતભિષક્, ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાષાઢા, ઉત્તરાભાદ્રપદ, અનુરાધા અને અભિજિત્ એ નક્ષત્રોમાં શુભકારક છે."

હવે ગયેલી વસ્તુ પાછી મળશે કે નહીં તે કહે છે.—

नष्टं चतुर्भिरन्धाद्यै–र्गच्छेत्पूर्वादिषु क्रमात् ।
तच्चाप्यते सुखाद्यत्नात्, तद्वार्त्तैव न सापि च ॥५९॥

અર્થ—અંધાદિક ચાર નક્ષત્રોમાં ગયેલી ચીજ અનુક્રમે પૂર્વાદિક દિશામાં ગઈ છે એમ જાણવું અને તે ચીજ સુખેથી મળે, યત્નથી મળે, તેની ખબર મળે અને ખબર ન પણ મળે, એ રીતે અનુક્રમે તેનું ફળ જાણવું.

સુખેથી મળે એટલે સમીપે જ તે વસ્તુ રહી છે, દૂર ગઈ નથી એમ જાણવું. "આંધળાં નક્ષત્રમાં ગયેલી વસ્તુ બધી પાછી મળે છે અને કાણાં નક્ષત્રમાં ગયેલી અર્ધી પાછી મળે છે" એમ કેટલાક કહે છે. વળી બીજા કેટલાક કહે છે કે "આંધળું નક્ષત્ર પણ જો બે પાદ કે ચાર પાદનું હોય તો ગયેલી વસ્તુ દુઃખે કરીને પાછી મળે છે, પણ જે નક્ષત્રો ત્રણ પાદવાળાં છે એટલે એક પાદે લંગડાં છે તેવાં દેખતાં નક્ષત્રોમાં પણ ગયેલી વસ્તુ પાછી મળી શકે છે."

હવે આંધળાં, કાણાં વિગેરે નક્ષત્રોની સંજ્ઞા કહે છે.—

रेवत्यादिचतुष्केषु, नामानि प्रतिभं जगुः
अन्धमाकेकरं चिह्लं, सुलोचनमिति क्रमात् ॥६०॥

અર્થ—રેવતી નક્ષત્રથી ચાર ચાર નક્ષત્રોમાં દરેક નક્ષત્રનાં નામ અનુક્રમે આંધળું, આકેકર (કાણું), ચિહ્લ (ચીપડાવાળું) અને સુલોચન (દેખતું) એ પ્રમાણે કહ્યાં છે.

આંધળાં, કાણાં વિગેરે સંજ્ઞા તથા તેમાં ગયેલી વસ્તુની દિશા તથા તે વસ્તુ મળશે કે નહીં તે જાણવાનું કોષ્ટક—

અઠયાવીશ નક્ષત્રોનાં નામો.

| નંબર | દિશા | સંજ્ઞા | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧ | પૂર્વ | આંધળાં | રેવતી | રોહિણી | પુષ્ય | ઉત્તરાફા૦ |
| ૨ | દક્ષિણ | કાણાં | અશ્વિની | મૃગશિર | અશ્લેષા | હસ્ત |
| ૩ | પશ્ચિમ | ચિલ્લાં | ભરણી | આર્દ્રા | મઘા | ચિત્રા |
| ૪ | ઉત્તર | દેખતાં | કૃત્તિકા | પુનર્વસુ | પૂર્વાફા૦ | સ્વાતિ |

| નંબર | | | | ફળ |
|---|---|---|---|---|
| ૧ | વિશાખા | પૂર્વાષાઢા | ધનિષ્ઠા | શીઘ્ર મળે |
| ૨ | અનુરાધા | ઉત્તરાષાઢા | શતભિષક્ | યત્નથી મળે |
| ૩ | જ્યેષ્ઠા | અભિજિત્ | પૂર્વાભાદ્ર. | ખબર મળે |
| ૪ | મૂળ | શ્રવણ | ઉત્તરાભાદ્ર. | ખબર પણ ન મળે |

દિનશુદ્ધિકાર આ પ્રમાણે કહે છે.

"रविरिक्खा छ बाला, बारस तरुणाय नव परे थेरा।
तरुणेहिं जाइ थेरेहिं, न जाइ बाले भमइ पासे ॥१॥"

" [1]રવિના નક્ષત્રથી છ નક્ષત્ર બાળક છે, ત્યારપછીનાં બાર નક્ષત્ર જુવાન છે અને ત્યાર પછીનાં નવ નક્ષત્રો વૃદ્ધ છે. તેમાં જુવાન નક્ષત્રમાં ગયેલી વસ્તુ જાય-પાછી આવે નહીં, વૃદ્ધ નક્ષત્રમાં વસ્તુ જાય નહીં એટલે પાછી આવે ખરી, અને બાળ નક્ષત્રમાં ગયેલી વસ્તુ પાસે જ ભમે છે એટલે કે દૂર જતી નથી."

હવે પ્રેત (મરેલાનું) કર્મનું મુહૂર્ત કહે છે.

न प्रेतकर्म कुर्वीत, यमले सत्रिपुष्करे ।
क्रूरमिश्रध्रुवाद्रासु, तथा मूलानुराधयोः ॥६१॥

અર્થ—પ્રેતકાર્ય આટલાં નક્ષત્રોમાં કરવું નહીં. – યમલયોગમાં, પંચકમાં, ત્રિપુષ્કર-યોગમા, ક્રૂર (ભરણી, ત્રણે પૂર્વા અને મઘા)માં, મિશ્ર (વિશાખા અને કૃત્તિકા)માં, ધ્રુવ (ત્રણ ઉત્તરા અને રોહિણી)માં, આર્દ્રામાં, મૂળમાં તથા અનુરાધામાં. વળી "રવિ તથા મંગળવારનો પણ ત્યાગ કરવો" એમ દિનશુદ્ધિમાં કહ્યું છે. વળી અન્ય ગ્રંથમાં આ પ્રમાણે કહ્યુ છે.

" पुष्याश्विनी स्वातिहस्ता, ज्येष्ठा श्रवणरेवती ।
एषु प्रेतक्रिया कार्या, रविवारं विना बुधैः ॥१॥ "

" પુષ્ય, અશ્વિની, સ્વાતિ, હસ્ત, જ્યેષ્ઠા, શ્રવણ અને રેવતી, આટલાં નક્ષત્રોમાં રવિવાર વિના બીજા વારે ડાહ્યા પુરુષોએ પ્રેતક્રિયા કરવી."

मृते साधौ पञ्चदश–मुहूर्त्तैर्नैव पुत्रकः ।
एकत्रिंशन्मुहूर्त्तैस्तु, क्षेप्यः शेषैस्तु भैरुभौ ॥६२॥

અર્થ—પદર મુહૂર્તવાળાં નક્ષત્રમાં સાધુએ કાળ કર્યો હોય તો પુત્રક કરવો નહીં, (અભિજિત્‌માં પણ કરવો નહીં), ત્રીસ મુહૂર્તવાળામાં કાળ કર્યો હોય તો એક પુત્રક કરવો, એટલે એક પુત્રક કરીને સાધુની પાસે રાખવો, અને સંસ્કાર સમયે તેને મધ્યમાં નાખવો એવી રીત છે, તથા બાકીનાં પીસ્તાલીસ મુહૂર્તવાળાં નક્ષત્રોમાં કાળ કર્યો હોય તો બે પુત્રક કરવા.

હવે સર્પદંશ થયો હોય તે જીવે કે નહીં ? તે કહે છે–

सर्पदष्टः सुपर्णेन, रक्षितोऽपि न जीवति ।
मूलाद्रार्भरणीयुग्म–मघाश्लेषाद्विदैवतैः ॥६३॥

અર્થ— મૂળ, આર્દ્રા, ભરણી, કૃત્તિકા, મઘા, અશ્લેષા અને વિશાખા નક્ષત્રમાં સર્પડંશ થયો હોય તો તેની ગરૂડ રક્ષા કરે તો પણ તે જીવે નહીં, અને બીજાં નક્ષત્રોમાં સર્પડંશ થયો હોય તો તે જીવે છે.

---

૧. સૂર્ય જે નક્ષત્રમા હોય તે નક્ષત્રથી ઇષ્ટ દિવસનું નક્ષત્ર ૭ સુધીમાં હોય તો બાળક.

વિવેકવિલાસમાં તો આ પ્રમાણે કહ્યું છે.

"मूलाश्लेषामघाः पूर्वा-त्रयं भरणिकाश्विनी ।
कृत्तिकार्द्रा विशाखा च, रोहिणी दष्टमृत्युदाः ॥१॥
तिथयः पञ्चमी षष्ठय-ष्टमी नवमिका तथा ।
चतुर्दश्यप्यमावास्या-ऽहिना दष्टस्य मृत्युदाः ॥२॥
दष्टस्य मृतये वारा, भानुभौमशनैश्चराः ।
प्रातःसन्ध्यास्तसन्ध्या च, संक्रान्तिसमयस्तथा ॥३॥"

"મૂળ, અશ્લેષા, મઘા, ત્રણે પૂર્વા, ભરણી, અશ્વિની, કૃત્તિકા, આર્દ્રા, વિશાખા અને રોહિણી, આટલાં નક્ષત્રોમાં સર્પદંશ થયો હોય તો તે મરણ પામે છે. (૧) તથા પાંચમ, છઠ, આઠમ, નોમ, ચૌદશ અને અમાવાસ્યા, આ તિથિઓમાં સર્પદંશ થયો હોય તો તે મરણ પામે છે (૨) રવિ, મંગળ અને શનિવારે તથા પ્રાતઃકાળની સંધ્યા, સાયંકાળની સંધ્યા અને સંક્રાંતિના સમયે સર્પદંશ થયો હોય તો તે મરણ પામે છે." ઇત્યાદિ.

હવે માંદો માણસ જીવશે કે નહીં? તે વિષે કહે છે-

जातरोगस्य पूर्वार्द्रा-स्वातिज्येष्ठाहिभैर्मृतिः ।
भवेन्नीरोगता रेवत्य-नुराधासु कष्टतः ॥६४॥
मासान्मृगोत्तराषाढे, विंशत्यह्नां मघासु च ।
पक्षेण तु द्विदैवत्ये, धनिष्ठाहस्तयोस्तथा ॥६५॥
भरणी वारुणश्रोत्र-चित्रास्वेकादशाहतः ।
अश्विनीकृत्तिकारक्षो-नक्षत्रेषु नवाहतः ॥६६॥
आदित्यपुष्याहिर्बुध्न-रोहिण्यार्यमणेषु तु ।
सप्ताहादिह ताराया, यदि स्यादनुकूलता ॥६७॥

અર્થ—ત્રણે પૂર્વા. આર્દ્રા, સ્વાતિ જ્યેષ્ઠા અને અશ્લેષામાં રોગ ઉત્પન્ન થયો હોય તો રોગીનું મરણ થાય છે. રેવતી અને અનુરાધામાં રોગ ઉત્પન્ન થયો હોય તો કષ્ટથી નીરોગી થાય. મૃગશિર અને ઉત્તરાષાઢામાં રોગ થયો હોય તો એક મહિને સારું થાય. મઘામાં થયો હોય તો વીસ દિવસે નીરોગી થાય. વિશાખા, ધનિષ્ઠા કે હસ્તમાં થયો હોય તો પંદર દિવસે સારું થાય. અહીં વૃદ્ધો કહે છે કે—"ઉત્તરાષાઢામાં રોગ થયો હોય તો બે માસે મૃત્યુ થાય અને અભિજિત્‌માં થયો હોય તો બે માસે નીરોગી થાય." ભરણી, શતભિષક્, શ્રવણ અને ચિત્રામાં વ્યાધિ ઉત્પન્ન થયો હોય તો અગિયાર દિવસે સારું થાય. અશ્વિની, કૃત્તિકા અને મૂળમાં થયો હોય તો નવ દિવસે સારું થાય પુનર્વસુ,

પુષ્ય, ઉત્તરાભાદ્રપદ, રોહિણી અને ઉત્તરાફાલ્ગુનીમાં થયો હોય તો સાત દિવસે સારું થાય. આ સર્વ સ્થળે તારાની અનુકૂળતા હોય તો સારું થાય એમ જાણવું. "**शुक्लेऽद्यासृत्थिते रोगे दीर्घक्लेशोऽथवा मृतिः**" શુક્લપક્ષને વિશે પણ ત્રીજી, પાંચમી કે સાતમી તારાઓમાં રોગ ઉત્પન્ન થયો હોય તો ઘણો કલેશ પામે અથવા મૃત્યુ પામે" એમ કહ્યું છે.

અહીં પ્રસંગથી મૃત્યુનું જ્ઞાન લખે છે, –

"**आइच्चाइ घरे वि भुअंगह, पनरहमाहिठवेविणु अंगह ।**
**बारह बाहिरि तस्स य दिज्जइ, जीवियमरणं फुडं जाणिज्जइ ॥१॥**"

"ત્રણ નાડીવાળો સર્પ કરવો. તેમાં સૂર્ય જે નક્ષત્રમાં હોય તે નક્ષત્ર પ્રથમ મૂકવું અને ત્યાર પછી અનુક્રમે બીજાં નક્ષત્રો મૂકવાં (અભિજિત્ ગણવું નહીં). તેમાં પંદર નક્ષત્રો નાડી ઉપર આવે અને બાર નક્ષત્રો બહાર રહે એ રીતે સર્પ કરીને જીવિત અથવા મરણ સ્પષ્ટ રીતે જાણવું.

ભુજંગની સ્થાપના



અહીં જે જે ગ્રહો જે જે નક્ષત્રોમાં હોય. તે તે ગ્રહો તે તે નક્ષત્ર ઉપર મૂકવા. પછી સૂર્યના નક્ષત્રથી રોગીના નામ નક્ષત્ર સુધી ગણવું. તેમાં જો પહેલી નાડીમાં એટલે પહેલે, નવમે, તેરમે, એકવીસમે કે પચીસમે રોગીનું નક્ષત્ર હોય તો મરણ થાય, જો બીજી નાડીમાં એટલે બીજે, આઠમે, ચૌદમે, વીસમે કે છવ્વીસમે રોગીનું નક્ષત્ર હોય તો ઘણું કષ્ટ થાય, અને રોગીનું નક્ષત્ર ત્રીજી નાડી ઉપર એટલે ત્રીજે, સાતમે, પંદરમે, ઓગણીસમે કે સત્યાવીસમે હોય તો થોડું કષ્ટ થાય. બાકીનાં બાર નક્ષત્રો ઉપર રોગીનું નક્ષત્ર હોય તો આરોગ્ય થાય. અહીં શુભાશુભ ગ્રહના વેધથી પણ શુભાશુભ ફળ વિશેષ પ્રકારે કહેવું."

યતિવલ્લભમાં તો આ પ્રમાણે જ ભુજંગચક્રને સ્થાપવાનું કહ્યું છે, પણ તેમાં આર્દ્રા નક્ષત્ર પ્રથમ મૂકવાનું કહે છે. તે આ પ્રમાણે –

"**आर्द्राद्यैः पञ्चदशभि-स्त्रीणि त्रीण्यन्तरा त्यजन् ।**
**त्रिनाडिचक्रे चन्द्रार्क-जन्मवेधे न जीवति ॥१॥**"

"આંતરે આંતરે ત્રણ ત્રણ નક્ષત્રોને તજીને આર્દ્રા નક્ષત્રથી પંદર નક્ષત્રોને ત્રિનાડીના ચક્રમાં સ્થાપવાં. તેમાં જો ચંદ્ર, સૂર્ય અને રોગીના નામના નક્ષત્રનો (એ ત્રણેનો) વેધ થાય તો તે રોગી જીવે નહીં."

ત્રિનાડી ચક્રની સ્થાપના



વ્યાધિ થવાને સમયે જો ચંદ્રનું, સૂર્યનું અને રોગીનું નક્ષત્ર એક નાડી પર હોય તો રોગીનું મરણ નીપજે.

દિનશુદ્ધિ ગ્રંથમાં તો ત્રણ ત્રણ નક્ષત્રનો ત્યાગ કર્યા વિના જ આર્દ્રાથી આરંભીને ત્રિનાડી ચક્રની સ્થાપના તથા ફળ આ પ્રમાણે કહે છે.—

"आई अद्दा मिगं अंते, मज्झे मूलं पइट्ठिअं।
रवींदूजम्मनक्खत्तं, तिविद्धो न हु जीवइ ॥१॥"

"પ્રથમ આર્દ્રા, અંતે મૃગશિર અને મધ્યે મૂળ એ રીતે મૂકીને ત્રિનાડી ચક્ર કરવું. તેમાં સૂર્યનું, ચંદ્રનું અને જન્મનું નક્ષત્ર જો વીંધાય એટલે એક નાડી પર આવે તો રોગી માણસ જીવે નહીં."

ત્રિનાડી ચક્રની સ્થાપના



रवींदूजम्मनक्खत्तं, एगनाडीगया जया।
तया दिने भवे मच्चू, नन्नहा जिणभासिअं ॥१॥"

"સૂર્યનું, ચંદ્રનું અને જન્મનું એ ત્રણે નક્ષત્રો જ્યારે એક નાડી પર આવે, તે દિવસે રોગીનું મરણ થાય છે. જિનેશ્વરનું વચન અન્યથા થતું નથી."

અહીં કોઈ આમ પણ કહે છે કે—

"रोगिणो जन्मऋक्षस्य, एकनाड्यां यदा रविः।
यावद्दर्क्षं रवेर्भोग्यं, तावत्कष्टपरंपरा ॥१॥"

"રોગીના જન્મનક્ષત્રની એક (સરખી) નાડી ઉપર જ્યારે સૂર્ય હોય અને જેટલું નક્ષત્ર સૂર્યને ભોગવવાનું હોય તેટલા વખત સુધી રોગીને કષ્ટની પરંપરા રહે છે."

"रोगिणो जन्मऋक्षस्य, एकनाड्यां यदा शशी।
तदा पीडां विजानीया-दष्टप्राहरिकीं ध्रुवम् ॥२॥"

"રોગીના જન્મનક્ષત્રની એક (સમાન) નાડી ઉપર જ્યારે ચંદ્ર હોય ત્યારે આઠ પહોર સુધીની અવશ્ય પીડા જાણવી."

"क्रूरग्रहास्तदाऽन्ये तु, यदि तत्रैव संस्थिताः ।
तदा काले भवेन्मृत्युः, सत्यमीशानभाषितम् ॥३॥"

"તે વખતે બીજા ક્રૂર ગ્રહો જો ત્યાં જ રહેલા હોય, તો તે જ વખતે મૃત્યુ થાય છે. એવું ઈશ્વરનું વચન સત્ય છે."

આ અને બીજા પ્રકારો વડે વિચારીને ક્રૂર ગ્રહ, દશા ચંદ્રની પ્રતિકૂળતા, તિથિ વિગેરે, છેદ વિગેરે વડે આમ્નાયમાં કહ્યા પ્રમાણે જોઈને રોગીના મૃત્યુના સમયનો નિર્ણય કરવો.

હવે ઔષધ ખાવાનું મુહૂર્ત્ત કહે છે.—

भैषज्यमिष्टं मृगवारुणानु-राधाधनिष्ठाश्रुतिरेवतीषु ।
पुष्याश्विनीराक्षसहस्तचित्रा-पुनर्वसुस्वातिषु देहपुष्टयै ॥६८॥

અર્થ—પ્રથમ ઔષધ ખાવાનું નીચેનાં નક્ષત્રોમાં દેહની પુષ્ટિને માટે ઇચ્છેલું છે. મૃગશિર, શતભિષક્, અનુરાધા, ધનિષ્ઠા શ્રવણ રેવતી, પુષ્ય, અશ્વિની, મૂળ, હસ્ત, ચિત્રા, પુનર્વસુ અને સ્વાતિ.

[1] અહીં વાર વિષે કાંઈ કહ્યુ નથી તો પણ સર્વત્ર સૌમ્ય વારો જ ગ્રહણ કરવા, અને અહીં તો રવિવાર પણ કહેલો હોવાથી લેવાનો છે. એ જ રીતે અશ્વ, ગજકર્મ, પશુવિધિ, નાટક, વાવ, કૂવા, ઉદ્યાન, બાળકનું નામ સ્થાપન, ગૃહ કરવું, અશ્વને પ્રથમ ચલાવવો, બીજ વાવવું, નગરાદિકનાં તોરણ ચડાવવાં, તથા દેવપૂજા વિગેરે સર્વ માંગલિક કાર્યોમાં પણ વારને માટે કાંઈ વિશેષ કહ્યુ ન હોય તો સૌમ્ય વારો તથા રવિવાર પણ જાણી લેવા.

હવે રોગીને માથે પાણી રેડવાનું મુહૂર્ત્ત કહે છે.—

स्नानमुल्लाघनस्येष्ट-वारयोर्नेन्दुशुक्रयोः ।
ब्राह्मपौष्णोत्तराश्लेषा-दित्यस्वातिमघासु च ॥६९॥

અર્થ—નીરોગી થયેલા માણસને પ્રથમ સ્નાન ચંદ્ર અને શુક્રવારને વર્જીને બીજા વારોમાં તથા રોહિણી, રેવતી, ત્રણે ઉત્તરા, અશ્લેષા, પુનર્વસુ, સ્વાતિ અને મઘાને વર્જીને બીજાં નક્ષત્રમાં ઇચ્છેલું છે. પૂર્ણભદ્રમાં "બુધ અને ગુરુવાર" તથા હર્ષપ્રકાશમાં "શનિવારને" વર્જવાનું કહ્યું છે.

---

[1] शुक्रेंदुिज्ये विदि च दिवसे चापि तेषां रवेश्च । (मु. चि.)
રવિ, સોમ, બુધ, ગુરુ અને શુક્રવારે ઔષધ ખાવાનું શુભ છે

હવે અભ્યંગ સ્નાનનું મુહૂર્ત્ત કહે છે.—

अभ्यंगमर्ककुजजीवसितेषु पर्व-
संक्रान्तिविष्टिषु विवर्जितयोगयुग्मे ।
कुर्याद् द्वि षट् भुजग दिक् तिथि शक्र विश्व-
संख्ये तिथौ च न कदाचन भूतिकामः ॥७०॥

અર્થ—રવિ, મંગળ, ગુરુ અને શુક્રવારે તથા પર્વમાં એટલે સૂર્ય-ચંદ્રનું ગ્રહણ અને દીવાળી વગેરેમાં, સૂર્યની સંક્રાંતિને દિવસે, વર્જિત યોગ વ્યતિપાત અને વૈધૃતિ યોગને દિવસે તથા બીજ, છઠ, આઠમ, દશમ, પૂનમ, ચૌદશ અને તેરશ, એ તિથિને દિવસે આબાદીને ઇચ્છતા પુરુષે કદાપિ અભ્યંગ સ્નાન એટલે તેલ ચોળવાપૂર્વક સ્નાન કરવું નહીં.

વ્રણ (વ્યાધિ)થી મુક્ત થયેલાને તો વ્યતિપાત અને વિષ્ટિમાં પણ સ્નાનનો નિષેધ નથી. કહ્યું છે કે—

"रविमन्दारवारेषु, विष्टौ वा व्यतिपातके ।
स्नातव्यं व्रणमुक्तेन, शशिन्यशुभतारके ॥१॥"

"રવિ, શનિ અને મંગળવારે વિષ્ટિ કે વ્યતિપાતમાં અશુભ તારા અને ચંદ્ર હોય તોપણ વ્રણથી મુક્ત થયેલાએ સ્નાન (અભ્યંગ સ્નાન) કરવું."

હવે નવું અનાજ ખાવાનું મુહૂર્ત કહે છે.—

भुञ्जीतान्नं नवं दत्त्वा, शुभेऽह्नि ध्रुवचान्द्रभे ।
पुनर्वसुकरश्रोत्र-रेवतीनां द्वयेषु च ॥७१॥

અર્થ—શુભ દિવસે રોહિણી, ત્રણે ઉત્તરા અને મૃગશિર નક્ષત્રમાં તેમજ પુનર્વસુ, પુષ્ય, હસ્ત, ચિત્રા, શ્રવણ, ધનિષ્ઠા, રેવતી અને અશ્વિની એ નક્ષત્રોમાં નવું અનાજ દાન દઈને ખાવું.

રાજાદિક સ્વામીના દર્શનનું મુહૂર્ત કહે છે.—

राजावलोकनं कुर्याद्, मृदुक्षिप्रध्रुवोडुभिः ।
वासवश्रवणाभ्यां च, सुधीः सर्वार्थसिद्धये ॥७२॥

અર્થ—મૃદુ, ક્ષિપ્ર તથા ધ્રુવ નક્ષત્રમાં તેમજ ધનિષ્ઠા અને શ્રવણ નક્ષત્રમાં બુદ્ધિમાન પુરુષે સર્વ પ્રયોજનની સિદ્ધિને માટે રાજાનાં દર્શન કરવાં. રાજાએ કરીને પોતપોતાના સ્વામી ઉપરી સમજવા.

હવે હસ્તી તથા અશ્વના કર્મ વિષે કહે છે.—

गजवाजिकर्म नेष्टं, रौद्रे पूर्वोत्तराविशाखासु ।
भरणित्रितयाश्लेषा-द्वितयज्येष्ठाद्वयेषु तथा ॥७३॥

અર્થ—આર્દ્રા, ત્રણે પૂર્વા, ત્રણે ઉત્તરા, વિશાખા, ભરણી, કૃત્તિકા, રોહિણી, અશ્લેષા, મઘા, જ્યેષ્ઠા અને મૂળ, એ નક્ષત્રોમાં હસ્તીનું કર્મ એટલે ગજશાંતિક, દાંત કાપવા વિગેરે તથા વાજિકર્મ એટલે અશ્વની શાંતિ, આરતી વિગેરે કરવું ઇષ્ટ–શુભ નથી. અર્થાત્ બીજાં નક્ષત્રોમાં શુભ છે. અહીં સામાન્ય રીતે કહ્યા છતાં પણ આ પ્રમાણે વિશેષ જાણવું –"અશ્વિની, પુનર્વસુ, પુષ્ય, હસ્ત, ચિત્રા અને સ્વાતિ એ નક્ષત્રોમાં હસ્તીનું કર્મ શુભ છે. તથા અશ્વિની, મૃગશિર, પુનર્વસુ, પુષ્ય, હસ્ત, સ્વાતિ, ધનિષ્ઠા, શતભિષક્ અને રેવતી એ નક્ષત્રોમાં અશ્વનું કર્મ શુભ છે."

હવે ગાયો વિગેરેનાં બંધનસ્થાનાદિકનું મુહૂર્ત કહે છે.—

गवां स्थानं च यानं च, प्रवेशश्च न शस्यते ।
तिथौ भूताष्टदर्शाख्ये, श्रोत्रचित्रा ध्रुवे च मे ॥७४॥

અર્થ—ગાયો તથા ઉપલક્ષણથી હસ્તી, અશ્વ, ભેંસ વિગેરેનું સ્થાન એટલે બાંધવાનું ઠેકાણું નવું કરવું તે, યાન એટલે પ્રથમ ચરવા લઈ જવું તે, તથા પ્રવેશ એટલે ગૃહાદિકમાં પ્રથમ પ્રવેશ કરાવવો તે કાર્યમાં આઠમ, ચૌદશ અને અમાવાસ્યા તથા શ્રવણ, ચિત્રા અને ધ્રુવ નક્ષત્ર પ્રશસ્ત–શુભ નથી.

હવે ગાયો વિગેરેને વેચવાનું તથા ખરીદ કરવાનું મુહૂર્ત કહે છે.—

क्रयविक्रयौ न हि गवां, हस्तज्येष्ठाश्विनीधनिष्ठाभ्यः ।
अन्यत्र पौष्णवारुण-राधादित्यद्वयेभ्यश्च ॥७५॥

અર્થ—હસ્ત, જ્યેષ્ઠા, અશ્વિની, ધનિષ્ઠા, રેવતી, શતભિષક્, વિશાખા, પુનર્વસુ અને પુષ્ય, આટલાં નક્ષત્રો સિવાય બીજાં નક્ષત્રોમાં ગાયો વિગેરેનો ક્રય–વિક્રય શુભ નથી. અર્થાત્ હસ્તાદિક નક્ષત્રોમાં જ શુભ છે. વળી લલ્લ કહે છે કે—

तीक्ष्णेषु पशुं दमये–दारण्यं न ध्रुवेषु संग्राह्यम् ।
पशुपोषणं विधेयं, चरेषु दीक्षारतं मृदुषु ॥१॥"

"તીક્ષ્ણ નક્ષત્રોમાં પશુનું દમન કરવું યોગ્ય છે. ધ્રુવ નક્ષત્રોમાં અરણ્યનાં પશુ ગ્રહણ કરવાં યોગ્ય નથી. ચર નક્ષત્રોમાં પશુનું પોષણ કરવું યોગ્ય છે. અને મૃદુ નક્ષત્રોમાં દીક્ષા તથા મૈથુન યોગ્ય છે.

હવે હળ જોડવાનું મુહૂર્ત કહે છે.—

हलस्य वाहनारंभं, न हि कुर्वीत कर्हिचित् ।
पूर्वासु कृत्तिकासार्प-ज्येष्ठार्द्राभरणीषु च ॥७६॥

અર્થ—હળનું પ્રથમ વહન ત્રણે પૂર્વા, કૃત્તિકા, અશ્લેષા, જ્યેષ્ઠા, આર્દ્રા અને ભરણીમાં કદાપિ કરવું નહીં. અર્થાત્ બીજાં નક્ષત્રો શુભ છે.

ક્ષેત્ર ખેડવાના આરંભને દિવસે કયું નક્ષત્ર ગ્રહણ કરવા યોગ્ય છે? તેને માટે હળચક્ર કહે છે.—

हलचक्रेऽर्कभुक्ताद्भात्, त्रयं नेष्टं शुभं त्रयम् ।
त्यजेन्नव शुभाय स्युः, कृषौ भानि त्रयोदश ।।७७।।

અર્થ—હળચક્રને વિષે સૂર્યે ભોગવીને મૂકી દીધેલા નક્ષત્રથી ગણતાં પહેલાં ત્રણ નક્ષત્રો (એટલે દંડિકાના મૂળમાં રહેલાં) અશુભ છે, ત્યાર પછીનાં એટલે હળ (લાંગલ)ની નીચેનાં ત્રણ શુભ છે. પછી દંડિકાના મુખનાં ત્રણ તથા યૂપના બંને છેડાનાં ત્રણ ત્રણ મળીને નવ નક્ષત્રો તજવા યોગ્ય છે. અને બાકીનાં એટલે બે યોત્રનાં મળીને દશ તથા હળના મસ્તકનાં ત્રણ, એ તેર નક્ષત્રો ખેતીના આરંભમાં સારાં છે. (કુલ અઠયાવીશ નક્ષત્રો લેવાનાં છે.)

હળચક્રને સ્થાપન કરવાની રીત આ પ્રમાણે છે.—

"लांगलं दंडिका यूपं, योत्रद्वयसमन्वितम् ।
हलं न्यस्य लिखेद्भानि, रविणा भुक्तधिष्ण्यतः ।।१।।
दंडिकाहलयूपानां, द्विद्वयन्तेषु त्रयं त्रयम् ।
योत्रयोः पञ्चके न्यस्य, गणना चक्रलांगले ।।२।।"

"લાંગલ, દંડિકા, યૂપ અને બે યોત્ર સહિત હળને સ્થાપન કરીને સૂર્યે ભોગવેલા (ભોગવીને મૂકી દીધેલા) નક્ષત્રથી આરંભીને અનુક્રમે નક્ષત્રો મૂકવાં. તેમાં દંડિકા, હળ (લાંગલ) અને યૂપ એ ત્રણેના બબ્બે છેડા ઉપર ત્રણ ત્રણ તથા બે યોત્રમાં પાંચ પાંચ નક્ષત્રો મૂકીને હળચક્રની ગણતરી કરવી."

અહીં ભરણીમાં સૂર્ય રહેલો હોય ત્યારે અશ્વિની નક્ષત્ર ભોગવેલું થયું, તેથી અશ્વિનીને આરંભીને હળચક્રની સ્થાપના કરી છે.

હળચક્રની સ્થાપના



૧. ચક્રમાં ૧ એ શુભની નિશાની છે અને ૦ એ અશુભની નિશાની છે.

આનું ફળ નીચે પ્રમાણે નરપતિજયચર્યામાં કહ્યું છે.—

"दंडिकास्थे गवां हानि-र्यूपस्थे स्वामिनो भयम् ।
लक्ष्मीर्लांगलयोत्रस्थे, क्षेत्रारंभदिनर्क्षके ॥१॥"

"ક્ષેત્ર ખેડવાના આરંભના દિવસનું નક્ષત્ર જો દંડિકામાં રહ્યું હોય તો બળદની હાનિ થાય, યૂપમાં રહ્યું હોય તો તેના સ્વામી (ખેડૂત) ને ભય થાય, અને લાંગલ કે યોત્રમાં રહ્યું હોય તો લક્ષ્મી પ્રાપ્ત થાય."

વ્યવહારપ્રકાશમાં પણ કહ્યું છે કે—

"पूष्णो भुक्तभतस्त्रयं न शुभदं श्रेष्ठं चतुर्थात्त्रयम्,
न श्रेष्ठं त्रितयं च सप्तमभतो दिग्भाच्छुभं पञ्चकम् ।
सीरेऽग्रयं त्रितयं न पञ्चदशतोऽप्यष्टादशात् पञ्चकं,
श्रेष्ठं नैव शुभं त्रयं च विकृतेः षड्विंशतेः सत्त्रयम् ॥१॥"

"હળચક્રમાં સૂર્યે ભોગવેલા નક્ષત્રથી પ્રથમનાં ત્રણ શુભ નથી; ત્યાર પછી ચોથાથી ત્રણ સારાં છે, ત્યાર પછી સાતમાથી ત્રણ સારાં નથી, ત્યાર પછી દશમાથી પાંચ સારાં છે, ત્યાર પછી પંદરમાથી ત્રણ સારાં નથી, ત્યાર પછી અઢારમાથી પાંચ સારાં છે, ત્યાર પછી ત્રેવીશમાથી ત્રણ સારાં નથી, અને ત્યાર પછી છવ્વીશમાથી ત્રણ સારાં છે."

હવે બીજ વાવવાનું મુહૂર્ત કહે છે—

बीजोप्तौ प्रतिषिद्धानि, त्रिपूर्वाभरणीद्वयम् ।
सार्पादित्यश्रुतिज्येष्ठा-विशाखावारुणान्यपि ॥७८॥

અર્થ—બીજ વાવવામાં પૂર્વા ૩, ભરણી કૃત્તિકા, અશ્લેષા, પુનર્વસુ, શ્રવણ, જ્યેષ્ઠા, વિશાખા અને શતભિષક્, આટલાં નક્ષત્ર નિષિદ્ધ છે એટલે અશુભ છે. તે સિવાયનાં બીજાં સર્વે શુભ છે, પરંતુ "ઉપર કહેલા હળચક્રમાં શુભ હોય એવું નક્ષત્ર લેવું" એમ રત્નમાલા ભાષ્યમાં કહ્યું છે. વિશેષ આ પ્રકારે છે.—

"स्थाप्योऽहिः सूर्यभुक्ताद्, भात् त्रिनाड्येकान्तरक्रमात् ।
मुखे त्रीणि गले त्रीणि, भानि द्वादश चोदरे ॥१॥
[illegible]ाः पुच्छे बहिः पञ्च, दिनभाच्च फलं वदेत् ।
क्ष्वेडो[illegible]ञ्जनमन्नाप्तिः, क्रमान्निष्कणतेतिभीः ॥२॥"

ત્રિનાડીવાળો સર્પ સ્થાપવો. તેમાં સૂર્યે ભોગવીને મૂકેલા નક્ષત્રથી આરંભીને અનુક્રમે એક એક આંતરાવાળાં નક્ષત્રો મૂકવાં. તેમાં મુખમાં ત્રણ, ~~કંઠમાં ત્રણ, ઉદરમાં બાર,~~ પુચ્છમાં ચાર અને પાંચ બહાર, પછી ઇષ્ટ દિવસે જે નક્ષત્ર હોય તેને આશ્રીને, આ

પ્રમાણે ફળ કહેવું. તેમાં જો ઇષ્ટ નક્ષત્ર મુખનાં ત્રણ નક્ષત્રમાંથી હોય તો તે દિવસે વાવેલું વિષ થાય એટલે ધાન્યની વૃદ્ધિ થાય નહીં, ગળાનાં ત્રણમાંથી હોય તો અંજન એટલે અંગારની વૃષ્ટિ થાય, ઉદરનાં બારમાંથી હોય તો અન્નની વૃદ્ધિ થાય. પુચ્છનાં ચારમાંથી હોય તો કણરહિતપણું (બગસર) થાય એટલે કે અનાજ પાકે નહીં, અને બહારનાં પાંચ નક્ષત્રોમાંથી હોય તો મૂષકાદિક ઈતિનો ભય થાય.

ત્રિનાડીક સર્પ સ્થાપના.[1]




આ પ્રમાણે રત્નમાલા ભાષ્યમાં કહ્યું છે. તેમજ વ્યવહારપ્રકાશમાં પણ કહ્યું છે કે-

"अर्कभुक्ताष्टमात् त्रीणि, द्वादशाच्च त्रयं शुभम् ।
बीजोप्तौ षोडशात् त्रीणि, एकविंशात्तथा त्रयम् ॥१॥"

"સૂર્યે ભોગવેલા નક્ષત્રથી ગણતાં આઠમા નક્ષત્રથી ત્રણ નક્ષત્રો શુભ છે, બારમાથી ત્રણ શુભ છે. સોળમાથી ત્રણ અને એકવીશમાથી ત્રણ સારાં છે. અર્થાત્ આ બાર નક્ષત્રો શુભ છે. બીજાં અશુભ છે."

કૃષિને માટે જ નક્ષત્ર આશ્રી શુભાશુભ ફળ કહે છે.

कृषिरूचे सूर्यर्क्षादिषु–कु–रसेन्द्वग्नि–भू–रसेन्दु–युगैः ।
असुख–सुख–मध्य–लाभारति–रति–मध्यार्थ–दुःख–कृत्क्रमशः ॥७९॥

અર્થ—સૂર્યના નક્ષત્રથી આરંભીને પ્રથમના પાંચ નક્ષત્રોમાં કૃષિ કરી હોય તો તે કૃષિ અસુખકારક છે, ત્યાર પછીના એક નક્ષત્રમાં કરી હોય તો તે સુખકારક છે, ત્યાર પછીનાં છ નક્ષત્રમાં મધ્યમ છે, ત્યાર પછીનું એક નક્ષત્ર લાભકારક છે, ત્યારપછીનાં ત્રણ નક્ષત્રો અરતિ (અસુખ) કારક છે, ત્યારપછીનું એક નક્ષત્ર રતિ (સુખ) કારક છે. ત્યાર પછીનાં છ નક્ષત્રો મધ્યમ છે, ત્યારપછીનું એક લક્ષ્મી આપનાર છે, અને ત્યારપછીનાં ચાર દુઃખકારક છે.

અહીં કૃષિના ચક્રમાં શનિ નરની જેમ નરનો આકાર નથી કહ્યો તોપણ જાણવો, તેથી સૂર્યના નક્ષત્રથી આરંભીને મુખ વિગેરે નવ અવયવોમાં અઠયાવીશ નક્ષત્રો આ પ્રમાણે સ્થાપવાં.

---

૧ ભરણી નક્ષત્રમા રહેલા સૂર્યની કલ્પના કરી છે, તેથી અશ્વિની ભુક્ત થયુ, માટે અશ્વિનીથી આરંભ કર્યો છે.

કૃષિ નરની સ્થાપના

| | | |
|---|---|---|
| મુખે | ૫ | અસુખ |
| દક્ષિણ કરે | ૧ | સુખ |
| પાદદ્વયે | ૬ | મધ્યમ |
| વામ કરે | ૧ | લાભ |
| ઉદરે | ૩ | અરતિ |

| | | |
|---|---|---|
| મસ્તકે | ૧ | રતિ |
| નેત્રદ્વયે | ૬ | મધ્યમ |
| ગુદે | ૧ | લક્ષ્મી |
| ગુહ્યે | ૪ | દુઃખ |

જળાશય નવું કરવાનું મુહૂર્ત કહે છે.

जलाशयं न कुर्वीता-श्विनीभरणीमिश्रभैः ।
आजपादश्रुतिस्वाति-भाग्यदारुणभैस्तथा ॥८०॥

અર્થ—વાવ, કૂવા, તળાવ વિગેરે જળાશય ખોદાવવાનું મુહૂર્ત અશ્વિની, ભરણી, મિશ્ર (વિશાખા અને કૃત્તિકા), પૂર્વાભાદ્રપદ, શ્રવણ, સ્વાતિ, પૂર્વાફાલ્ગુની અને દારૂણ એટલે અશ્લેષા, જ્યેષ્ઠા, મૂળ અને આર્દ્રા, એ નક્ષત્રોમાં કરવું નહીં.

હવે વૃક્ષ વાવવાનું મુહૂર્ત કહે છે.

न वृक्षरोपणं कुर्यात्, क्रूरार्द्रादित्यवह्निभैः ।
अश्लेषामारुतज्येष्ठा-धनिष्ठाश्रवणैरपि ॥८१॥

અર્થ—ક્રૂર નક્ષત્રો (ત્રણ પૂર્વા, ભરણી અને મઘા). આર્દ્રા પુનર્વસુ, કૃત્તિકા, અશ્લેષા, સ્વાતિ, જ્યેષ્ઠા, ધનિષ્ઠા અને શ્રવણ, આ નક્ષત્રોમાં વૃક્ષનું આરોપણ કરવું નહીં.

હવે નૃત્ય કરવાનું તથા શીખવાનું અને મદિરાપાનનું મુહૂર્ત કહે છે.

नृत्तं मैत्रे स्याद्वनिष्ठाद्वये वा,
हस्तज्येष्ठापुष्यपौष्णोत्तरे वा ।
संधानाद्यं नाचरेत् किं च मुक्त्वा,
धिष्ण्यं क्रूरं दारुणं वारुणं वा ॥८२॥

અર્થ—અનુરાધા, ધનિષ્ઠા, શતભિષક્, હસ્ત, જ્યેષ્ઠા પુષ્ય, રેવતી અને ત્રણ ઉત્તરા. આટલાં નક્ષત્રોમાં નૃત્ય (નાટક) કરવાનો તથા શીખવાનો આરંભ કરાય છે. તથા ભરણી, ત્રણ પૂર્વા, મઘા, અશ્લેષા, જ્યેષ્ઠા, મૂળ, આર્દ્રા અને શતભિષક્, આ નક્ષત્રો સિવાય બીજાં નક્ષત્રોમાં મદિરા વિગેરેનું આચરણ (પાન) ન કરવું.

આ ત્રીજા વિમર્શમાં આટલાં ઉપયોગી કાર્યોના નામપૂર્વક–તેમનાં મુહૂર્તો કહ્યાં. આ સિવાય બીજાં પણ શુભાશુભ કાર્યો છે. તેમનું સંક્ષેપથી વર્ણન પૂર્ણભદ્રના મતને અનુસારે કરીએ છીએ.

"रित्ततिहि असुहजोगे, कूरविलग्गाइ कूरवारे अ।
आयरह कसिणपक्खं, असुहे अन्नत्थ विवरीअं ॥१॥"

અશુભ કાર્યો રિક્તા તિથિમાં, અશુભ યોગમાં, ક્રૂર લગ્નાદિકમાં, ક્રૂર વારમાં અને કૃષ્ણપક્ષમાં કરવા લાયક છે, અને અન્યત્ર એટલે શુભ કાર્યોમાં એથી વિપરીત જાણવું.

"જે લગ્ન ક્રૂર છ વર્ગવાળું, ક્રૂર ગ્રહે અધ્યાસ કરેલું, અથવા ક્રૂર ગ્રહે જોયેલું હોય તેમજ (આદિ શબ્દ હોવાથી) તીક્ષ્ણ, ઉગ્ર અને મિશ્ર નક્ષત્રો ક્રૂર ગ્રહે અધ્યાસ કરેલાં હોય, અથવા પાત અને ઉપગ્રહાદિક વડે હણાયેલાં હોય તેવા સમયે અશુભ કાર્ય કરવામાં આવે છે. મૂળ ગાથામાં "कूरवारे अ" અહીં ચ શબ્દ હોવાથી ક્રૂર વારમાં ક્રૂર હોરામાં તથા ક્રૂર કરણ એટલે વિષ્ટિ વગેરેમાં, એ રીતે જાણવું. અન્યત્ર વિપરીત જાણવું. એટલે કે શુભ કાર્યમાં તિથિ વગેરે સર્વે શુભ જ લેવાનાં છે. લગ્ન પણ શુભ છ વર્ગવાળું, શુભ ગ્રહોએ અધ્યાસિત અને શુભ ગ્રહોએ જોયેલું લેવું. નક્ષત્રો પણ કાર્યને અનુસારે ચર, લઘુ, મૃદુ અને ધ્રુવ તથા સૌમ્ય ગ્રહોએ અધ્યાસિત લેવાનાં છે. આ કાર્યોમાં લગ્નનો કાંઈ આગ્રહ નથી, કેમકે- "લગ્નં વિવાહે દીક્ષાયાં પ્રતિષ્ઠાયાં ચ શસ્યતે" "વિવાહમાં, દીક્ષામાં અને પ્રતિષ્ઠામાં લગ્ન લેવું શુભ છે." એમ આગળ કહેવાના છે. પરંતુ જેઓ આ ઉપરનાં શુભ કાર્યોમાં પણ લગ્નના આદર કરવા ઇચ્છે છે, તેમને માટે જ આ (ત્રીજા) વિમર્શમાં મૌઞ્જીબંધનથી આરંભીને અગ્નિના આધાન પર્યંતનાં કાર્યોમાં તથા આવતા (ચોથા) વિમર્શમ યાત્રામાં અને ગૃહનું નિવેશન તથા પ્રવેશ કરવામાં સૂત્રકારે જ (મૂળ ગ્રંથકારે જ) લગ્નનું બળ લેવાનું કહ્યું છે અને જે કાર્યોમાં લગ્નનું બળ લેવાનું કહ્યુ નથી, તેઓમાં આ પ્રમાણે જાણવું.–

પ્રથમ ગર્ભાધાન વિષે કહે છે.—

शुक्रेज्ययोर्बलवतोः शेषेष्वबलेषु पुंप्रसवयोगे।
द्विपदे लग्ने शीर्षोदयिनी च गुरुशुक्रयुतदृष्टे ॥१॥

यद्वा त्रिकोणकेन्द्रस्थितयोरनयोः स्वजन्मलग्ने वा।
लग्नोपचये चन्द्रे ऋतौ सुतार्थी भजेद्भार्याम् ॥२॥

શુક્ર અને ગુરુ બળવાન હોય, બીજા ગ્રહો બળવાન ન હોય, પુંપ્રસવ નામનો યોગ હોય, લગ્ન બે પાદનું (મિથુન કન્યા તુલા ધન કુંભ) તથા શીર્ષોદયી (મીન) હોય અને ગુરુ તથા શુક્ર સહિત હોય અથવા ગુરુ અને શુક્ર દેખતા હોય અથવા ગુરુ અને શુક્ર ત્રિકોણ કે કેન્દ્રમાં રહ્યા હોય અથવા પોતાના જન્મના લગ્નમાં રહ્યા હોય, અને ચંદ્ર લગ્નમાં કે ઉપચયસ્થાનમાં રહ્યો હોય ત્યારે પુત્રના અર્થી પુરુષે ઋતુના દિવસોમાં (પ્રથમના ચાર દિવસ વર્જીને) સ્રી પ્રત્યે ગમન કરવું.

પુંપ્રસવ નામનો યોગ જાતકમાં આ પ્રમાણે કહ્યો છે.–

विषमर्क्षे विषमनवांशसंस्थिता गुरुशशांकलग्नार्काः ।
पुंजन्मकराः समभेषु योषितां समनवांशगताः ॥१॥
बलिनौ विषमेऽर्कगुरू नरं स्त्रियं समगृहे कुजेन्दुसिताः ।
लग्नाद्विषमोपगतः शनैश्चरः पुत्रजन्मकरः ॥२॥

પુરુષના ગુરુ, ચંદ્ર અને લગ્નનો સૂર્ય વિષમ નક્ષત્રમાં અને વિષમ નવાંશમાં રહેલા હોય તથા સ્ત્રીના (ગુરુ, ચંદ્ર, અને લગ્નનો સૂર્ય) સમ નક્ષત્રમાં અને સમ નવાંશમાં રહ્યા હોય તો તે પુત્રના જન્મને કરનારા છે. અર્થાત્ આ પુંપ્રસવ યોગ કહેવાય છે. (૧) પુરુષને લગ્નથી વિષમ સ્થાને રહેલા સૂર્ય અને ગુરુ બળવાન છે. અને સ્ત્રીને સમ સ્થાનમાં રહેલા મંગળ, ચંદ્ર અને શુક્ર બળવાન છે. (અર્થાત્ પુત્રને ઉત્પન્ન કરનારા છે,) અને લગ્નથી વિષમ સ્થાને રહેલો શનિ પણ પુત્રના જન્મને કરનારો છે.

હવે સીમંત વિષે કહે છે :-

सीमन्तकर्म पुरुषे लग्नेऽंशे च त्रिकोणकेन्द्रस्थे ।
जीवे त्रिकोणकेन्द्रव्ययाष्टमेष्वशुभरहितेषु ॥३॥

પુરુષ લગ્નમાં (વિષમ લગ્નમાં) તથા પુરુષ (વિષમ) નવાંશમાં, ત્રિકોણમાં કે કેંદ્ર-સ્થાનમાં ગુરુ રહ્યો હોય તથા ત્રિકોણમાં, કેંદ્રમાં, બારમા કે આઠમા સ્થાનમાં કોઈ અશુભ ગ્રહો ન હોય ત્યારે સીમંતકર્મ કરાય છે.

હવે જાતકર્મ તથા નામકરણ વિષે કહે છે –

गुरौ भृगौ वा केन्द्रस्थे, मिश्रतीक्ष्णोग्रवर्जिभे ।
जातकर्म शिशोः कुर्यान्नामविन्यसनं तथा ॥४॥

મિશ્ર, તીક્ષ્ણ અને ઉગ્ર નક્ષત્ર વર્જિત અન્ય નક્ષત્રમાં, તથા ગુરુ અથવા શુક્ર હોય ત્યારે બાળકનું જાતકર્મ તથા નામકરણ થાય છે.

હવે કર્ણવેધનું મુહૂર્ત કહે છે :-

कर्णवेधः शुभे लग्ने, सौम्यग्रहविलोकिते ।
क्रूरोज्झिते च लाभत्रि-संस्थैः सौम्यग्रहैः शुभः ॥५॥

સૌમ્ય ગ્રહોએ જોયેલા તથા ક્રૂર ગ્રહો રહિત એવા શુભ લગ્નમાં તથા સૌમ્ય ગ્રહો અગિયારમા કે ત્રીજા સ્થાનમાં રહ્યા હોય ત્યારે બાળકનો કર્ણવેધ થાય છે.

હવે અન્ન પ્રાશનનું મુહૂર્ત કહે છે.—

अन्नप्राशनलग्ने मूर्त्यादिस्थे ग्रहे फलमेवम् ।
क्षीणे चन्द्रे भिक्षुः संपूर्णे सत्रदश्च यज्वा स्यात् ।

ज्ञेज्यसितैर्लग्नस्थैर्नीरुक् क्रूरैर्महाव्याधिः ॥६॥
निधनत्रिकोणकेन्द्रान्त्यगैः फलं तद्यदेव तनुगेषु ।
लग्नात् षष्ठाष्टमगश्चन्द्रोऽनिष्टः शुभयुतोऽपि ॥७॥

અન્ન પ્રાશનના લગ્નમાં પ્રથમાદિક સ્થાનમાં રહેલા ગ્રહોનું ફળ આ પ્રમાણે છે.– લગ્નમાં ક્ષીણ ચંદ્ર હોય તો તે (બાળક) ભિક્ષુક થાય, સંપૂર્ણ ચંદ્ર હોય તો દાતાર તથા યજ્ઞ કરનાર યાજ્ઞિક થાય લગ્નમાં બુધ, ગુરુ અને શુક્ર રહ્યા હોય તો નીરોગી થાય, ક્રૂર ગ્રહ રહ્યા હોય તો મહાવ્યાધિ થાય, સર્વે ગ્રહો (કોઈ પણ ગ્રહ) આઠમે સ્થાને, ત્રિકોણમાં, કેંદ્રમાં કે બારમા સ્થાનમાં રહ્યા હોય તો તેનું ફળ તનુ ભુવન (લગ્ન) ની જેવું જ જાણવું. તથા લગ્નથી છઠ્ઠે તથા આઠમે સ્થાને રહેલો ચંદ્ર શુભ ગ્રહે યુક્ત હોય તોપણ તે અનિષ્ટ છે.

હવે ક્ષૌરનું મુહૂર્ત કહે છે.

क्षौरं शुभकरमिष्टैः केन्द्रस्थैर्नो शुभं ग्रहैः क्रूरैः ।
द्वादशधनत्रिकोणाष्टगैर्भवेदसुखवृद्धिकरम् ॥८॥

કેન્દ્રસ્થાનમાં સૌમ્ય ગ્રહો રહ્યા હોય તો તેમાં ક્ષૌર કરાવવું શુભકારક છે, અને ક્રૂર ગ્રહો કેંદ્રમાં રહ્યા હોય તો તે અશુભ છે. તથા સર્વ ગ્રહો બારમું, બીજું, ત્રિકોણ અને આઠમું. આટલા સ્થાનમાં રહ્યા હોય તો અસુખ (દુઃખ)ની વૃદ્ધિ કરે છે.

હવે ચૌલકર્મનું મુહૂર્ત કહે છે.—

चूडा शुभाय क्षुरकर्मभेषु,
सौम्येषु केन्द्रे म्रियते कुजेऽस्त्रात् ।
क्षीणे क्षयायोडुपतौ ज्वराय,
भानुः सुतस्तस्य च पंगुताप्त्यै ॥९॥

ક્ષૌરકર્મનાં નક્ષત્રોમાં તથા સૌમ્ય ગ્રહો કેન્દ્રસ્થાનમાં રહ્યા હોય તે વખતે ચૂડાકર્મ શુભ છે, કેંદ્રસ્થાનમાં મંગળ રહ્યો હોય તો શસ્ત્રથી મરણ થાય, કેંદ્રમાં ક્ષીણ ચંદ્ર રહ્યો હોય તો તે ક્ષય (નાશ) ને માટે છે, કેંદ્રમાં સૂર્ય રહ્યો હોય તો તે જ્વરને માટે છે, અને કેંદ્રમાં શનિ રહ્યો હોય તો તે પંગુપણાની પ્રાપ્તિને માટે છે.

હવે વિદ્યા તથા શિલ્પના આરંભનું મુહૂર્ત કહે છે.–

सौम्यैर्दशमोपगतैर्लग्ने चन्द्रात्मजे गुरौ वापि ।
विद्याशिल्पारंभौ जीवेन्दुजवर्गगे चन्द्रे ॥१०॥

સૌમ્ય ગ્રહો દશમા સ્થાનમાં રહ્યા હોય, બુધ અથવા ગુરુ લગ્નમાં રહ્યા હોય, તથા ગુરુ કે બુધના વર્ગમાં ચંદ્ર રહ્યો હોય ત્યારે વિદ્યા અને શિલ્પનો આરંભ કરવો શુભ છે.

હવે નાટક તથા કાવ્યના આરંભ વિષે કહે છે.—

बुधे विलग्ने शशिनि, ज्ञराशौ गुरुवीक्षिते।
हिबुकस्थैः शुभैर्नृत्यं, काव्यं चारभ्यते बुधैः ॥११॥

લગ્નમાં બુધ રહ્યો હોય, બુધની રાશિમાં ચંદ્ર રહ્યો હોય અને તેના પર ગુરુની દૃષ્ટિ પડતી હોય તથા શુભ ગ્રહો ચોથા સ્થાનમાં રહ્યા હોય ત્યારે ડાહ્યા પુરુષો નૃત્ય તથા કાવ્યનો આરંભ કરે છે.

હવે મંત્રાદિક ગ્રહણ કરવાનો સમય કહે છે.

शीतांशौ बुधराशिस्थे शुभेषूदयवर्त्तिषु।
मंत्रादिग्रहणं कार्यं हित्वा पापग्रहोदयम् ॥१२॥

ચંદ્ર બુધની રાશિમાં રહ્યો હોય; શુભ ગ્રહો ઉદયમાં વર્તતા હોય, અને પાપ ગ્રહનો ઉદય ન હોય ત્યારે મંત્રાદિક ગ્રહણ કરવું.

હવે વેતાલમંત્રાદિકના સાધવાનું મુહૂર્ત કહે છે :-

पित्र्यैशयाम्यमूलेन्दु-भेषु शुद्धेऽष्टमेऽपि च।
वेतालसिद्धिः पाताले, भृगौ ज्ञे कुंभलग्नगे ॥१३॥

મઘા, ભરણી, મૂલ અને મૃગશિરમાં આઠમું સ્થાન શુદ્ધ હોય ત્યારે તથા ચોથા સ્થાનમાં શુક્ર હોય અને કુંભ લગ્નમાં બુધ રહ્યો હોય ત્યારે વેતાલ મંત્રાદિક સિદ્ધિ થાય છે.

હવે ધર્મના આરંભનું તથા નંદી માંડવાનું મુહૂર્ત કહે છે :-

हिबुकेऽर्के गुरौ लग्ने, धर्मारंभो रवेर्दिने।
गुरुज्ञलग्नवर्गे वा, शुभारंभास्तयोर्बले ॥१४॥

સૂર્ય ચોથા સ્થાનમાં રહ્યો હોય અને લગ્નમાં ગુરુ રહ્યો હોય ત્યારે રવિવારને દિવસે ધર્મનો આરંભ કરવો અથવા ગુરૂ, બુધ અને લગ્નના વર્ગમાં અથવા તે (રવિ અને ગુરૂ) નું બળ હોય ત્યારે શુભ કાર્યના આરંભ કરવા.

હવે દીક્ષાનું મુહૂર્ત કહે છે.—

मोक्षार्थिनां च दीक्षा स्थिरोदये कर्मगे त्रिदशपूज्ये।
पापैर्धर्मप्राप्तैर्बलहीनैः प्रव्रजितयोगे ॥१५॥

સ્થિર લગ્નના ઉદયમાં ગુરુ દશમે સ્થાને રહ્યો હોય, પાપ ગ્રહો નવમા સ્થાનમાં રહ્યા હોય અને બળહીન (નિર્બળ) હોય તથા પ્રવ્રજિત યોગ હોય ત્યારે મોક્ષના અર્થીએ દીક્ષા ગ્રહણ કરવી. ચાર, પાંચ કે તેથી પણ વધારે ગ્રહો એક સ્થાનમાં રહ્યા હોય ત્યારે પ્રવ્રજિત યોગ કહેવાય છે. તેમજ જન્મવખતે જે રાશિમાં ચંદ્ર હોય, તે રાશિના

સ્વામીને બીજા ગ્રહો જોતા ન હોય, પણ તે (સ્વામી) શનિને જોતો હોય, ત્યારે પ્રવ્રજિત યોગ થાય છે. અથવા તો તે રાશિના સ્વામીને શનિ જોતો હોય ત્યારે પણ પ્રવ્રજ્યા યોગ કહેવાય છે.

હવે આયુષ્યનાં કાર્યો આશ્રી કહે છે.

पूर्णे चन्द्रे वेश्मगेऽर्केऽम्बरस्थे,
जीवे लग्ने वाक्पतेर्वासरे च ।
श्रीमन्त्यायुष्याणि कार्याणि कार्या-
ण्युक्तस्तस्मिन्नेव राज्याभिषेकः ॥१६॥

: પરિપૂર્ણ ચંદ્ર ચોથા સ્થાને રહ્યો હોય, સૂર્ય દશમે સ્થાને રહ્યો હોય અને ગુરુ લગ્નમાં રહ્યો હોય ત્યારે ગુરુવારના દિવસે લક્ષ્મીવાળાં આયુષ્યનાં કાર્યો કરવાં અને આ મુહૂર્તમાં જ રાજ્યાભિષેક કરવાનું પણ કહ્યું છે.

હવે વસ્ત્ર ગ્રહણ કરવાનું મુહૂર્ત કહે છે.

वस्त्रग्रहणं कुर्यात् क्रूरै-स्त्यक्ताष्टमान्तिमैर्लग्ने ।
उपचयभेषु च सद्भि-र्दृष्टेष्विन्दावुपचयस्थे ॥१७॥

ક્રૂર ગ્રહો આઠમા કે બારમા સ્થાનમાં રહેલા ન હોય, લગ્નમાં અને ઉપચયસ્થાનમાં રહેલા ગ્રહો ઉપર શુભ ગ્રહોની દૃષ્ટિ પડતી હોય તથા ચંદ્ર ઉપચયસ્થાનમાં રહ્યો હોય ત્યારે નવા વસ્ત્રનું ગ્રહણ કરવું.

ઔષધનો આરંભ કરવા વિષે કહે છે.

औषधसेवा विहिता, शुभाय बलवत्सु सौम्यखेटेषु ।
निधनान्त्यसप्तमरिपु-त्यक्ते क्रूरे विना रिष्टम् ॥१८॥

સૌમ્ય ગ્રહો બળવાન હોય, ક્રૂર ગ્રહો આઠમે, બારમે, સાતમે અને છઠ્ઠે સ્થાને રહ્યા ન હોય, તથા રિષ્ટ યોગ ન હોય ત્યારે ઔષધનું સેવન કર્યું હોય તો તે શુભકારક છે. (રિષ્ટ યોગો જાતકમાં કહ્યા છે, તે જાણવા)

હવે રોગથી મુક્ત થયેલાને સ્નાન કરવાનું મુહૂર્ત કહે છે.—

लग्ने चरे केन्द्रगते च जीवे, क्रूरे दिने रिक्ततिथौ कृशेन्दौ ।
केन्द्रत्रिकोणोपगतैश्च पापैः, स्नानं हितं रोगविमुक्तिकाले ॥१९॥

ચર લગ્નમાં કેન્દ્રમાં ગુરુ રહ્યો હોય, ક્રૂર વાર હોય, રિક્તા તિથિ હોય, ચંદ્ર કૃશ હોય અને પાપ ગ્રહો કેન્દ્ર અને ત્રિકોણ (નવમા અને પાંચમા સ્થાન)માં હોય ત્યારે રોગથી મુક્ત થયેલાને સ્નાન કરવું હિતકારક છે.

નૃપાદિકની સેવા કરવાનું મુહૂર્ત કહે છે.—

भौमे दिवाकरे वा, दशमायगते शुभग्रहविलग्ने ।
विद्यायुधोपजीवी, योनिवशादाश्रयेदीशम् ॥२०॥

મંગળ અથવા રવિ દશમા કે અગિયારમા સ્થાનમાં હોય અને લગ્નમાં કોઈ શુભ ગ્રહ હોય ત્યારે પ્રથમ કહેલા યોનિવૈરનો ત્યાગ કરીને વિદ્યાજીવી તથા શસ્ત્રજીવીએ સ્વામીનો આશ્રય કરવો.

હવે પશુકર્મ વિષે કહે છે.—

लग्नस्थिते शुभे शुद्धे-ऽष्टमे धिष्ण्ये स्वयोनिके ।
रक्षा वृद्धिः क्रयश्चापि, पशूनां शोभनो भवेत् ॥२१॥

લગ્નમાં શુભ ગ્રહ હોય અને આઠમું સ્થાન શુદ્ધ હોય (કોઈ ગ્રહો ન હોય) ત્યારે પોતાની (પશુની) યોનિવાળાં જ નક્ષત્રમાં પશુઓનું રક્ષણ, વૃદ્ધિ અને ક્રય પણ શુભકારક થાય છે.

હવે ખેતીકર્મ તથા બીજ અને વૃક્ષના વાવવા વિષે કહે છે—

दौर्बल्ये पापानां शुक्रेन्दुबले गुरौ विलग्नस्थे ।
चन्द्रे जलराशिस्थे कुर्यात्कृषिकर्मबीजवृक्षोप्तीः ॥२२॥

પાપ (ક્રૂર) ગ્રહો દુર્બલ હોય, શુક્ર અને ચંદ્ર બળવાન હોય, ગુરુ લગ્નમાં રહ્યો હોય અને ચંદ્ર જળ રાશિ (કર્ક, મકર, કુંભ, મીન)માં રહ્યો હોય ત્યારે કૃષિનું કર્મ બીજનું અને વૃક્ષનું આરોપણ કરવું. શુભ છે.

જળાશયોનાં કાર્ય કરવા વિષે કહે છે.—

तोयानां कर्माणि प्रोक्तानि बुधोद्गमे गुरोरुदये ।
चन्द्रे जलचरराशौ, खस्थसिते दुर्बलैरशुभैः ॥२३॥

બુધ અને ગુરુનો ઉદય હોય, ચંદ્ર જળચર રાશિમાં રહ્યો હોય, શુક્ર દશમા સ્થાનમાં રહ્યો હોય અને અશુભ ગ્રહો દુર્બળ હોય ત્યારે વાવ, કૂવા, તળાવ વિગેરેનાં કાર્યો કરવાં શુભ છે.

દુકાન માંડવાનું મુહૂર્ત કહે છે.—

शुभदा यद्व्योमचरैः सौम्यैर्लग्नाम्रवित्तलाभगतैः ।
क्रूरैर्व्ययाष्टवर्जे विपणिः सेन्दौ सिते लग्ने ॥२४॥

સૌમ્ય ગ્રહો લગ્નમાં, બીજા અને અગિયારમા સ્થાનમાં હોય, ક્રૂર ગ્રહો બારમા કે આઠમા સ્થાનમાં ન હોય અને ચંદ્ર તથા શુક્ર લગ્નમાં રહ્યા હોય ત્યારે નવી દુકાન માંડવી શુભદાયક છે.

ધનને નિધાનમાં મૂકવું અથવા કોઈને દેવું એ વિગેરે ધનના પ્રયોગનું મુહૂર્ત કહે છે—

वित्तप्रयोगकालश्चरोदये पुत्रधर्मकेन्द्रेषु ।
शुभयुक्तेष्वथ निधने ग्रहरहिते शोभनः प्रोक्तः ॥२५॥

ચર લગ્નમાં પાંચમું, નવમું અને કેન્દ્રસ્થાન શુભ ગ્રહોએ યુક્ત હોય અને આઠમું સ્થાન ગ્રહ રહિત હોય ત્યારે વિત્ત (ધનનો) પ્રયોગ (ન્યાસાદિક) શુભ કહ્યો છે.

હવે કરીયાણાના ક્રય-વિક્રયનું મુહૂર્ત કહે છે.

दशमैकादशे लग्ने, वित्तकेन्द्रत्रिकोणगैः ।
शुभैः पण्यस्य कर्मोक्तं, वर्जयित्वा घटोदयम् ॥२६॥

પોતાની જન્મરાશિથી અથવા જન્મલગ્નથી દશમે, અગિયારમે લગ્ને, બીજે, કેન્દ્રસ્થાનમાં અને ત્રિકોણ એટલે નવમે તથા પાંચમે સ્થાને શુભ ગ્રહો રહ્યા હોય ત્યારે પણ્યભાંડ (કરીયાણાં)નો ક્રય-વિક્રય કરવો શુભ છે. પરંતુ એક કુંભ લગ્નનો ત્યાગ કરવો. (કુંભ લગ્ન ન હોવું જોઈએ.)

હવે રસના સંગ્રહ કરવા વિષે તથા ચોરી કરવા વિષે કહે છે.–

चन्द्रोदये तद्दिवसे, केन्द्रेज्ये रससंग्रहः ।
स्तेयस्य समयो लग्ने, बुधे भौमे नभःस्थिते ॥२७॥

લગ્નમાં ચંદ્ર રહ્યો હોય અને ગુરુ કેન્દ્રસ્થાનમાં રહ્યો હોય ત્યારે રસ (ઘી' તેલ વિગેરેનો) સંગ્રહ કરવો શુભકારક છે. લગ્નમાં બુધ હોય અને દશમા સ્થાનમાં મંગળ હોય ત્યારે ચોરી કરવાથી લાભ થાય છે.

હવે સામાન્ય રીતે લગ્નશુદ્ધિ કહે છે.

व्ययनैधनसंशुद्धौ, सद्दृष्टोपचयोदये ।
सर्वारंभेषु संसिद्धि-श्चन्द्रे चोपचयस्थिते ॥२८॥

બારમું અને આઠમું સ્થાન શુદ્ધ હોય (કોઈ ગ્રહો ન હોય) તથા ઇષ્ટ પુરુષના જન્મલગ્નથી અથવા જન્મની રાશિથી ઉપચયસ્થાનમાં એટલે ૩-૬-૧૦ અને ૧૧મા સ્થાનમાં રહેલી રાશિઓ લગ્નમાં રહી હોય તથા ઉપચયસ્થાનમાં ચંદ્ર રહ્યો હોય ત્યારે આરંભેલાં સર્વ શુભ કાર્યની સિદ્ધિ થાય છે.

प्रायः शुभा न शुभदा निधनव्ययस्था,
धर्मान्त्यधी निधनकेन्द्रगताश्च पापाः ।
सर्वार्थसिद्धिषु शशी न शुभो विलग्ने
सौम्यान्वितोऽपि निधनं न शिवाय लग्नम् ॥२९॥

આઠમા અને બારમા સ્થાનમાં રહેલા શુભ ગ્રહો પણ પ્રાયે કરીને શુભ ફળને દેનારા નથી, તથા નવમા, બારમા, પાંચમા, આઠમા અને કેંદ્ર (૧-૪-૭-૧૦) સ્થાનમાં રહેલા ક્રૂર ગ્રહો પણ શુભદાયક નથી તથા ચંદ્ર શુભ ગ્રહો સહિત હોય તો પણ તે

લગ્નમાં સર્વ કાર્યની સિદ્ધિમાં શુભકારક નથી. તેમજ આઠમું સ્થાન લગ્ન હોય એટલે કે ઇષ્ટ પુરુષના જન્મલગ્નથી અથવા જન્મરાશિથી આઠમું લગ્ન હોય તો તે કોઈ પણ કાર્યમાં લેવા યોગ્ય નથી.

હવે ક્રૂર કાર્યને આશ્રીને કહે છે—

> कभिचारविधिर्बलवांश्चन्द्रे क्रूरस्य योगवर्गस्थे ।
> रिपुनिधने लग्नस्थे रिष्टयोगे बुधे बलिनि ॥६०॥

હણવાને ઇચ્છેલા શત્રુના જન્મલગ્નથી અથવા જન્મરાશિથી આઠમી રાશિ લગ્નસ્થાનમાં રહી હોય; રિષ્ટ યોગમાં બુધ બળવાન હોય અને ચંદ્રને ક્રૂર ગ્રહનો યોગ હોય અથવા ક્રૂર ગ્રહના વર્ગમાં ચંદ્ર રહેલો હોય ત્યારે [1]અભિચારનો પ્રયોગ બળવાન (સિદ્ધિકારક) છે. ઇત્યાદિ.

આ દ્વારનાં સર્વ કાર્યોમાં જેટલાં નિરવદ્ય (પાપ રહિત) કાર્યો છે. તેટલાં કાર્યો શુભને ઇચ્છતા પુરુષોએ આદરવા યોગ્ય છે. અને જેટલાં કાર્યો ધર્મને બાધા કરનારાં છે. તેટલાં પાપથી ભય પામનાર પુરુષોએ ત્યાગ કરવા યોગ્ય છે. તથા પાપ વ્યાપારમાં પ્રવર્તેલા પુરુષો પાસે તેવાં કાર્યોની પ્રરૂપણા પણ કરવી નહીં.

। इति कार्यद्वारम् । ७

॥ इति श्रीमति आरंभसिद्धिवार्तिके
कार्यपरीक्षात्मकस्तृतीयो विमर्शः ३ ॥




૧. મંત્રાદિકના પ્રયોગથી શત્રુનો નાશ કરવા તે

## । અથ ચતુર્થો વિમર્શઃ ।

### । अथ गमद्वारम् । ८

હવે ગમદ્વાર કહે છે, તેમાં પ્રથમ પ્રસ્થાન વિધિ કહે છે.—

प्रस्थानमन्तरिह कार्मुकपञ्चशत्याः,
प्राहुर्धनुर्दशकतः परतश्च भूत्यै ।
सामान्य–मांडलिक–भूमिभुजां क्रमेण,
स्यात् पञ्च–सप्त–दश–चात्र दिनानि सीमा ॥१॥

અર્થ —પ્રસ્થાન એટલે યાત્રાના મુહૂર્ત્તને સાધવા માટે આગળથી જે કરવામાં આવે છે તે (પસ્તાનું) આ પ્રસ્થાન દશ ધનુષથી ઉપરાંત અને પાંચસો ધનુષની અંદર, એટલું દૂર કરવાથી શુભ છે. તેના સમયની સીમા સામાન્ય માણસોને ૧, માંડલિક રાજાને ૨ તથા પૃથ્વીપતિને અનુક્રમે પાંચ, સાત અને દશ દિવસની છે.

યાત્રામાં જે તિથિ, વાર અને નક્ષત્ર કહેવાનો આવશે, તે જ આ પ્રસ્થાનમાં પણ જાણવાં. તે પ્રસ્થાન રાજા તથા આચાર્ય વિગેરેએ પોતાની જાતે જ કરવાનું છે. તેમાં છત્ર; ધનુષ, ખડ્ગ, શય્યા, આસન, આયુધ, બખતર, દર્પણ વિગેરે પ્રસ્થાનની વસ્તુઓ તથા અક્ષમાળા અને પુસ્તક વિગેરે વસ્તુઓ ચંદન પૂજાદિક પૂર્વક સ્થાપવી. શ્વેત વસ્ત્રાદિક પણ સ્થાપવાં, પરંતુ કાળું વસ્ત્ર, જીર્ણ વસ્ત્ર વિગેરે સ્થાપવું નહીં. તેમજ શંખ, મદિરા, ઔષધ, લવણ, તેલ, ગોળ, જોડાં વિગેરે તથા બીજી પણ જીર્ણ વસ્તુઓ સ્થાપવી નહીં. તે પ્રસ્થાન નજીકમાં નજીક દશ ધનુષ ઉપર અને વધારેમાં વધારે પાંચસો ધનુષ સુધીમાં મૂકવું. અહીં ચોવીશ આંગળનો એક હાથ, અને ચાર હાથનું એક ધનુષ એ ધનુષનું પ્રમાણ જાણવું. વૃદ્ધ પરંપરા એવી છે કે પ્રસ્થાન દક્ષિણ બાજુએ મૂકવું. આ પ્રસ્થાન પૃથ્વીપતિને–મોટા રાજાને દશ દિવસ સુધી પહોંચે છે, એટલે કે પ્રસ્થાન કર્યા પછી એક સ્થાને- દશ દિવસનું ઉલ્લંઘન ન કરવું, પણ દશ દિવસની અંદર આગળ પ્રયાણ કરવું. તેજ- પ્રમાણે માંડલિક રાજાએ સાત દિવસની અંદર પ્રયાણ કરવું, અને બીજા સામાન્ય મનુષ્યોએ પાંચ દિવસની અંદર પ્રયાણ કરવું. કદાચ કોઈ કારણથી વધારે વખત એક

સ્થાને રહેવું પડે અથવા પ્રસ્થાનની વસ્તુ રાખી મૂકવી પડે તો ફરીથી બીજું મુહૂર્ત્ત લઈને પ્રસ્થાન કરેલા સ્થાનની આગળ ચાલવું, પણ પ્રથમના મુહૂર્ત્તના બળથી ચાલવું નહીં.

વિશેષ એ છે કે કોઈક સ્થાને એટલે શત્રુ રાજાદિકના સ્થાને જવાના ઉદ્દેશ (ઈશારા)-થી તે સ્થાન પ્રત્યે સારા લગ્ન મુહૂર્ત્તે ચાલેલા રાજા વિગેરે ઘણાં પ્રયાણો ચાલીને પછી (વચમાં) કોઈ એક પ્રદેશમાં વધારે મુદત રહે તો તે બાબતમાં અન્યના મતો આ પ્રમાણે છે.—"જો કોઈ સ્થાને ત્રણ દિવસ સુધી રહે તો પછી આગળ સારા મુહૂર્ત્તમાં બળ લઈને જ ચાલવું." એમ ગૌતમ કહે છે. "પાંચ દિવસ રહે તો ફરીથી મુહૂર્ત્ત લેવું." એમ અત્રિ કહે છે. "સાત દિવસ રહે તો બીજું મુહૂર્ત્ત લેવું." એમ વામન કહે છે. લલ્લ પણ કહે છે કે—

योधानामपि (नु) रोधेन, तोयेन्धनवशेन वा ।
त्र्यादिरात्रोषितां सेनां, पुनर्भद्रेण योजयेत् ॥१॥

"યોદ્ધાઓના અનુસરવાવડે કરીને (તેઓની ઈચ્છાથી) અથવા જળ અને ઈંધનના કારણથી ત્રણ, પાંચ કે સાત દિવસ સુધી રહેલી સેનાને ફરીથી કલ્યાણ સાથે જોડવી એટલે કે પ્રયાણ વખતે ફરીથી શુભ મુહૂર્ત્ત લેવું."

પરંતુ આ સર્વે મતો અયોગ્ય છે, કેમકે "પ્રથમ સારું મુહૂર્ત્ત નિશ્ચય કરીને ચાલે પછી ઘેર ન આવે ત્યાં સુધી તેનું તે જ લગ્નમુહૂર્ત્ત ચાલે છે એમ ઘણાનો મત છે." એ પ્રમાણે રત્નમાલા ભાષ્યમાં કહ્યું છે. તથા એક સારા મુહૂર્ત્તે તથા શુભ લગ્ને ચાલેલાએ એક જ યાત્રા કરીને પાછા ફરવું, પણ પ્રથમના લગ્ન મુહૂર્ત્તના બળે કરીને જ બીજી યાત્રા પણ ન કરવી. તે વિષે લલ્લ કહે છે કે —

संसाध्यैकां यात्रां वीर्यादवहीयते ग्रहः सर्वः ।

"એક યાત્રાને સિદ્ધ કરીને સર્વ ગ્રહો બળહીન થાય છે." વહાણના પ્રસ્થાનને આશ્રીને વ્યવહારસારમાં આ પ્રમાણે લખ્યું છે.—

"रेवत्यां तु समुत्थानं, श्रेष्ठं स्वामिहितावहम् ।
अश्विन्यां गतगामित्वं, नौर्भवेत् बहुरत्नभृत् ॥१॥
अनुराधामृगे चैव, धनिष्ठाहस्तवैष्णवे ।
प्रस्थापयेत्ततो नावं, सर्वकामसमृद्धये ॥२॥
पूर्वाफल्गुनिसौम्ये च, हस्तचित्रासु वैष्णवे ।
वादित्रमंगलैश्चापि, पोतं संचारयेज्जले ॥३॥"

"રેવતી નક્ષત્રમાં વહાણ તૈયાર કરવું શ્રેષ્ઠ છે તથા સ્વામીને હિતકારક છે. અશ્વિનીમાં તે (વહાણ)માં કરીયાણાં ભરવાથી વહાણ ઘણાં રત્નોથી પૂર્ણ થાય છે, અનુરાધા, મૃગશિર, ધનિષ્ઠા, હસ્ત, શ્રવણ એટલાં નક્ષત્રોમાં વહાણનું પ્રસ્થાન કરવું એ સર્વ કામની સિદ્ધિને

માટે છે, તથા પૂર્વાફાલ્ગુની, મૃગશિર, હસ્ત, ચિત્રા, અને શ્રવણ નક્ષત્રમાં વાજિંત્ર મંગળે કરીને વહાણુને જળમાં ચલાવવું એ શુભકારક છે." મૂળ શ્લોકમાં સીમા શબ્દ લખ્યો છે તેથી પાંચમે વિગેરે દિવસે ચાલવું જ જોઈએ એવો નિયમ કર્યો છે.

હવે યાત્રામાં શુભ એવાં નવ નક્ષત્રોમાંનાં ક્યાં નક્ષત્રોમાં પ્રસ્થાન કરેલો પુરુષ પાંચ દિવસ પહેલાં પણ ચાલી શકે ? તે કહે છે.—

श्रुतौ तदहरन्येद्यु-र्धनिष्ठापुष्यपौष्णभे ।
तृतीये मैत्रमृगयो-र्हस्ते तुर्येऽहनि व्रजेत् ॥२॥

અર્થ —જો શ્રવણ નક્ષત્રમાં પ્રસ્થાન કર્યું હોય તો તે જ દિવસે પ્રસ્થાનના સ્થાનથી આગળ ચાલવું, ધનિષ્ઠા; પુષ્ય અને રેવતીમાં પ્રસ્થાન કર્યું હોય તો બીજે દિવસે પ્રયાણ કરવું. અનુરાધા કે મૃગશિરમાં પ્રસ્થાન કર્યું હોય તો ત્રીજે દિવસે પ્રયાણ કરવું. અને હસ્ત નક્ષત્રમાં પ્રસ્થાન કર્યું હોય તો ચોથે દિવસે ચાલવું, અવશેષથી અશ્વિની અને પુનર્વસુમા પ્રસ્થાન કર્યું હોય તો પાંચમે દિવસે અવશ્ય ચાલવું જોઈએ. એ જ પ્રમાણે સાત દિવસ અને દસ દિવસને વિષે પણ સંપ્રદાય પ્રમાણે આગળના દિવસોમાં પ્રયાણનો નિયમ કરી લેવો.

હવે પ્રયાણના સમયની શુદ્ધિ કહે છે.—

यात्रा दिनतिथितारा-बलशुद्धौ मृगकरानुराधासु ।
आश्विनपौष्णधनिष्ठा-श्रुत्यादित्यद्वये श्रेष्ठा ॥३॥

અર્થ —દિવસ, તિથિ અને તારાબળની શુદ્ધિ હોય તથા મૃગશિર, હસ્ત, અનુરાધા, અશ્વિની, રેવતી, ધનિષ્ઠા, શ્રવણ, પુનર્વસુ અને પુષ્ય, એ નક્ષત્રોમાંનું કોઈ એક હોય ત્યારે યાત્રા (પ્રયાણ) શ્રેષ્ઠ છે.

દિવસની શુદ્ધિ હર્ષપ્રકાશમાં આ પ્રમાણે કહી છે.-

"रयच्छन्नंमब्भच्छन्न पयंडपवणं तहासनिग्घायं ।
सुरधणु परिवेस दिसा-दाहाइ जुअं दिणं दुट्ठं ॥१॥"

"આકાશ ધૂળથી વ્યાપ્ત હોય ૧, આકાશ વાદળાંથી વ્યાપ્ત હોય ૨, પ્રચંડ પવન વાતો હોય ૩, વજ્રઘાત થતો હોય (ગડગડાટ થતા હોય) ૪, આકાશમાં ઇન્દ્રધનુષ થયું હોય ૫, ચંદ્ર તથા સૂર્યને ફરતું કુંડાળું થયેલ હોય ૬, તથા દિશાઓ બળતી હોય ૭, તો તે દિવસ દુષ્ટ છે એમ જાણવું. અહીં વર્ષાઋતુ વિના આવાં ચિહ્નો થતાં હોય તો જ દુષ્ટ દિવસ જાણવો. એમ સર્વત્ર જાણવું. આ ચિહ્નોથી રહિત એવો દિવસ શુદ્ધ જાણવો."

અથવા તો સૌમ્ય વારોએ કરીને દિવસની શુદ્ધિ જાણવી. તે વિષે વ્યવહારસારમાં કહ્યું છે કે —

"गमनेऽर्कादयो वाराः, क्रमशः कुर्वते फलम् ।
नैःस्व्यं धनं रुजं द्रव्यं, जयं चैव श्रियं वधम् ॥१॥"

"પ્રયાણને વિષે રવિ વિગેરે વારો અનુક્રમે આ પ્રમાણે ફળને આપે છે –નિર્ધનતા ૧, ધન ૨; રોગ ૩, ધન ૪, જય ૫, લક્ષ્મી ૬ અને વધ –નાશ ૭."

"રાજાદિકને પ્રયાણમાં રવિવાર પણ શુભ છે." એમ વ્યવહારપ્રકાશમાં કહ્યું છે. તથા હર્ષપ્રકાશમાં કહેલ છે કે —

"पडिवइ–नवम–ट्ठमी–चउदसीसु गमणं करे ण बुहवारे ।"

એકમ, નોમ, આઠમ અને ચૌદશે ગમન કરવું, પણ બુધવારે ગમન ન કરવું. અથવા વારની શુદ્ધિ યતિવલ્લભમાં આ પ્રમાણે કહી છે—

"चैत्राद्या द्विगुणा मासा, वर्त्तमानदिनैर्युताः ।
सप्तभिस्तु हरेद् भागं, यच्छेषं तद्दिनं भवेत् ॥१॥
श्रीदिनः कलहश्चैव, नन्दनः कालकर्णिका ।
धर्मः क्षयो जयश्चेति, दिनानामसदृक्फलाः ॥२॥"

"ચૈત્રાદિક માસથી ગણતાં જેટલામો માસ ચાલતો હોય તેને બમણા કરવા, તેમાં રવિવારાદિકથી ગણતાં ચાલતો દિવસ જેટલામો હોય તેટલા ઉમેરવા. પછી તેને સાતે ભાગવા. જેટલા શેષ રહે તેટલામો તે દિવસ અનુક્રમે આ પ્રમાણે જાણવો – શ્રીદિન ૧, કલહ ૨, નંદન ૩, કાલકર્ણિકા ૪, ધર્મ ૫, ક્ષય ૬ અને જય ૭. આ દિવસોનું શુભાશુભ ફળ પોતાના નામ પ્રમાણે જાણવું."

તિથિમાં પક્ષ, છિદ્ર, અવમ, ફલ્ગુ, દગ્ધ અને ક્રૂર એ નામની તિથિનો ત્યાગ કરવાથી તિથિની શુદ્ધિ કહેવાય છે, પૂર્ણિમા પણ ત્યાજ્ય છે. તે વિષે વ્યવહારસારમાં કહ્યું છે કે–

"पूर्णिमायां न गन्तव्यं, यदि कार्यशतं भवेत्"

"સો કાર્ય હોય તો પણ પૂર્ણિમાને દિવસે પ્રયાણ કરવું નહીં."

તારાની શુદ્ધિ માટે "જન્મ તારા, આધાન તારા" વિગેરે પ્રથમ કહ્યું છે, તે પ્રમાણે જાણવું. યાત્રામાં તારાનું બળ અવશ્ય ગ્રહણ કરવા યોગ્ય છે. નક્ષત્રોમાં અભિજિત્ પણ યાત્રામાં શ્રેષ્ઠ છે. તે વિષે લલ્લ કહે છે કે —

"अभिजिति कृतप्रयाणः सर्वार्थान् साधयेन्नियतम् ।"

"અભિજિત્‌માં પ્રયાણ કરનાર સર્વ કાર્યને અવશ્ય સાધે છે." વળી દિનશુદ્ધિમાં આ પ્રમાણે વિશેષ કહ્યું છે કે —

"दसमि तेरसि पंचमि बीअगो, भिगुसुओ गमणेऽतिसुहावहो ।
गुरु पुणव्वसु पुस्स विसेसओ, सयभिसा अणुराह बुहे तहा ॥१॥

"ગમનમાં દશમી, તેરસ, પાંચમ, બીજ ને શુક્રવાર અતિ શુભકારક છે, પુનર્વસુ, પુષ્ય અને ગુરુવાર વિશેષે કરીને શુભકારક છે. તથા શતભિષક્ અને અનુરાધા બુધવારે શુભકારક છે."

તથા ચંદ્ર સંબંધી ગોચરનું, શિવ ભુજંગ આદિ દિવસ-રાત્રિ મુહૂર્તોનું, અને લગ્નબળ હોય તો તે મુહૂર્ત ગ્રહણ કરવું.

"पहि कुसलु लग्गि तिहिं कज्जसिद्धि लाभं मुहुत्तओ होइ ।
रिक्खेणं आरुग्गं चंदेणं सुक्खसंपत्ती ॥१॥"

"શુભ લગ્નથી માર્ગમાં કુશલ હોય, શુભ તિથિથી કાર્યસિદ્ધિ થાય, શુભ મુહૂર્તથી લાભ થાય. શુભ નક્ષત્રથી આરોગ્ય થાય. અનુકૂલ ચંદ્રથી સુખપ્રાપ્તિ થાય."

તથા "શુભ લગ્ને કરીને સર્વે તિથ્યાદિકના ગુણો પમાય છે." એમ લલ્લ કહે છે.

હવે પ્રયાણમાં મધ્યમ અને નિંદ્ય નક્ષત્રો કહે છે.—

मध्या तु ध्रुवपूर्वा-ज्येष्ठाद्वयवारुणेषु यात्रा स्यात् ।
निन्द्यार्द्रा भरणी द्वय-चित्रात्रयसार्पपैत्रेषु ॥४॥

અર્થ—ધ્રુવ નક્ષત્ર (રોહિણી અને ત્રણે ઉત્તરા), પૂર્વા ત્રણે, જ્યેષ્ઠા; મૂળ અને શતભિષક્‌માં યાત્રા મધ્યમ ફળવાળી છે, અને આર્દ્રા, ભરણી, કૃત્તિકા; ચિત્રા, સ્વાતિ, વિશાખા, અશ્લેષા અને મઘા આટલાં નક્ષત્રોમાં યાત્રા કરવી નિંદ્ય-અશુભ છે. "આ નિંદ્ય નક્ષત્રોમાં પ્રયાણ કર્યું હોય તો તે કદાપિ પાછો આવતો નથી," એમ વ્યવહારસારમાં કહ્યું છે. નારચંદ્રમાં તો આ પ્રમાણે કહ્યું છે કે—"જ્યેષ્ઠા અને મૂળમાં યાત્રા કરવી શ્રેષ્ઠ છે, ચિત્રા, સ્વાતિ, શ્રવણ અને ધનિષ્ઠામાં મધ્યમ છે, તથા ત્રણ ઉત્તરામાં નિંદ્ય છે.' વિશેષ આ પ્રમાણે જાણવું.—

"अशुभे भे शुभे घस्रे, दिवा यात्रादि साधयेत् ।
शुभे भे त्वशुभे घस्रे, रात्रौ यात्रादि साधयेत् ॥१॥"

"અશુભ નક્ષત્ર હોય અને શુભ દિવસ હોય તો દિવસને વિષે પ્રયાણાદિક કરવું, તથા નક્ષત્ર શુભ હોય અને દિવસ અશુભ હોય તો પ્રયાણાદિક રાત્રિએ કરવું," કારણ કે—

"नक्षत्रं बलवद्रात्रौ, दिने बलवती तिथिः"

"રાત્રિએ નક્ષત્ર બળવાન હોય છે. અને તિથિ દિવસે બળવાન હોય છે," એમ લલ્લ કહે છે.

હવે નક્ષત્રને આશ્રીને યાત્રામાં દિનાંશનો નિયમ કહે છે.-

न दिवाद्ये ध्रुवमिश्रैस्तीक्ष्णैर्मध्येऽथ लघुभिरन्त्येऽशे ।
अंशेष्विति रात्रेरपि मैत्रोग्र-चरै र्न भैर्यात्रा ॥५॥

અર્થ—દિવસના ત્રણ ભાગ કરવા, તેમાં પહેલા ભાગમાં ધ્રુવ અને મિશ્ર નક્ષત્ર હોય તો યાત્રા ન કરવી, બીજા ભાગમાં તીક્ષ્ણ નક્ષત્ર હોય અને ત્રીજા ભાગમાં લઘુ નક્ષત્ર હોય તો યાત્રા ન કરવી. એ જ રીતે રાત્રિના પણ પહેલા ભાગમાં મૈત્ર નક્ષત્ર હોય, બીજામાં ઉગ્ર હોય અને ત્રીજામાં ચર નક્ષત્ર હોય ત્યારે યાત્રા (પ્રયાણ) ન કરવી. તેના ફળ વિષે લલ્લ કહે છે. કે—

"धनहानिर्मृत्युर्वा, नियतो भंगः पराजयश्चैव ।
यस्मादेभिः कालैः, प्रायेण विवर्जयेत्तस्मात् ॥१॥"

"જેથી કરીને આ ઉપર કહેલા કાળે પ્રયાણ કર્યું હોય તો પ્રાયે કરીને ધનની હાનિ. મૃત્યુ, અવશ્ય ભંગ અથવા પરાજય થાય છે. તેથી કરીને એ નક્ષત્રો એ કાળે વર્જવા યોગ્ય છે,"

આ ઉપર કહેલા કાળે પણ પ્રયાણ થઈ શકે, તથા આગળ કહેવાશે એવા પરિઘમાં પ્રયાણ થઈ શકે. એવાં નક્ષત્રો કહે છે. તથા સર્વ દિગ્ગમન નક્ષત્ર કહે છે.

सर्वदिग्द्वारकौ पुष्य-हस्तौ मैत्राश्विनीयुतौ ।
तावेव सर्वकालीनौ, मृगश्रुतिसमन्वितौ ॥३॥

અર્થ–પુષ્ય, હસ્ત, અનુરાધા અશ્વિની, એ નક્ષત્રો સર્વ (આઠે) દિશામાં દ્વાર (મુખ) વાળાં છે. એટલે કે આ નક્ષત્રોમાં પરિઘ કે નક્ષત્ર દિક્શૂળ હોતો નથી. નારચંદ્રમાં કહ્યું છે કે શ્રવણ અને રેવતી પણ સર્વ દિશામાં દ્વારવાળાં છે. પુષ્ય, હસ્ત, મૃગશિર અને શ્રવણ એ નક્ષત્રો સર્વકાલીન (સર્વ કાળવાળાં) છે, એટલે કે આ નક્ષત્રોમાં ઉપરનો (પાંચમો) શ્લોક ગણવો નહીં. અર્થાત્ આ નક્ષત્રો હોય તો ઉપરનો અશુભ કાળ પણ શુભ ગણવો.

દિનશુદ્ધિમાં તો દિગ્યાત્રામાં છ નક્ષત્રોને સર્વ દિશામાં સર્વકાલીન કહ્યાં છે.—

"सव्वदिसि सव्वकालं, रिद्धिनिमित्तं विहारसमयम्मि ।
पुस्सस्सिणि मिग हत्था, रेवइ सवणा गहेअव्वा ॥१॥"

"પુષ્ય, અશ્વિની, મૃગશિર, હસ્ત, રેવતી અને શ્રવણ એ છ નક્ષત્રો સર્વ દિશામાં સર્વકાલીન છે; તેમને વિહારસમયે સમૃદ્ધિના નિમિત્તે ગ્રહણ કરવાં, એટલે કે એ નક્ષત્રોમાં પ્રયાણ કરવાથી સમૃદ્ધિ મળે છે."

હવે યાત્રામાં દિશાની શુદ્ધિ કહેવા માટે પરિઘ કહે છે.—

सप्त सप्त गमने वसुऋक्षादुत्तराप्रभृतिदिक्षु शुभानि ।
वह्निवायुपरिघोऽत्र न लंघ्यो, मध्यमानि तु मिथः स्वदिशोः स्युः ॥७॥

અર્થ-ઉત્તર દિશાથી આરંભીને ચારે દિશામાં ધનિષ્ઠા નક્ષત્રથી સાત સાત નક્ષત્રો ગમન કરવામાં શુભ છે. આ ગમનમાં અગ્નિ અને વાયવ્ય કોણનો પરિઘ ઉલ્લંઘન કરવા યોગ્ય નથી અને પોતાની બે દિશાઓના નક્ષત્રો પરસ્પર સ્વ કહેવાય છે, તે ગમનમાં મધ્યમ છે.

ધનિષ્ઠા નક્ષત્રથી આરંભીને સાત સાત નક્ષત્રો ઉત્તર વિગેરે ચારે દિશામાં ગમન કરવાને વિષે શુભ છે; એટલે કે સાત સાત નક્ષત્રો ઉત્તરાદિક દિશાના દ્વારવાળાં છે— ધનિષ્ઠાથી સાત નક્ષત્રો ઉત્તર દ્વારવાળાં છે, તેથી તે નક્ષત્રોમાં ઉત્તર દિશાનું પ્રયાણ શુભ છે. એ રીતે ચારે દિશામાં જાણવું. સ્થાનાંગ સૂત્ર અને ચંદ્રપ્રજ્ઞપ્તિની વૃત્તિ વિગેરેમાં લખ્યું છે કે "ધનિષ્ઠાની જેમ કૃત્તિકાથી આરંભીને, મઘાથી આરંભીને અને અનુરાધાથી આરંભીને સાત સાત નક્ષત્રો અનુક્રમે પૂર્વ, દક્ષિણ અને પશ્ચિમ દિશાના દ્વારવાળાં છે, તેથી તે તે નક્ષત્રોમાં તે તે દિશામાં યાત્રા કરવી શુભ છે."

અહીં સપ્ત રેખાવાળા ચક્રની જેમ પૂર્વાદિક ચાર દિશામાં કૃત્તિકાથી સાત સાત નક્ષત્રો સ્થાપવાં, અને અગ્નિ તથા વાયવ્ય ખૂણામાં લાંબો પરિઘ કરવો.

પરિઘ યંત્ર.



આ અગ્નિ અને વાયવ્ય ખૂણાની વચ્ચેનો રેખારૂપ પરિઘ ઉલ્લંઘન કરવા યોગ્ય નથી, એટલે કે ધનિષ્ઠા વિગેરે ચૌદ નક્ષત્રોમાં ઉત્તર અને પૂર્વમાં જ જવું, અને મઘા વિગેરે ચૌદ નક્ષત્રોમાં દક્ષિણ અને પશ્ચિમમાં જ ગમન કરવું, પણ ઉત્તર અને પૂર્વના દ્વારવાળાં નક્ષત્રમાં દક્ષિણ કે પશ્ચિમમાં ગમન ન કરવું, ઇત્યાદિ. તેમાં પણ પરસ્પર સ્વજનરૂપ નક્ષત્રો કે જે પરિઘના એક ભાગમાં (ઉત્તર પૂર્વમાં અને દક્ષિણ પશ્ચિમમાં) જે નક્ષત્રો રહેલાં છે તેની બન્ને દિશાનાં તે તે નક્ષત્રો યાત્રામાં મધ્યમ છે, એટલે શુભ પણ નથી તેમ જ અશુભ પણ નથી. તાત્પર્ય એ છે જે ધનિષ્ઠાદિક સાત નક્ષત્રોના કૃત્તિકાદિક સાત નક્ષત્રો સ્વજન છે. અને તે (સ્વજન) ની દિશા પૂર્વ છે, તેથી તે (પૂર્વ) માં ગમન કરવામાં ધનિષ્ઠાદિક સાતનક્ષત્રો મધ્યમ છે, એ રીતે કૃત્તિકાદિક સાત નક્ષત્રોનાં ધનિષ્ઠાદિક સાત નક્ષત્રો સ્વજન છે અને તેની દિશા ઉત્તર છે, તેથી ઉત્તરમાં ગમન કરવામાં કૃત્તિકાદિક સાત નક્ષત્રો મધ્યમ છે. એ રીતે જ બીજી બે દિશામાં જાણી લેવું.

અહીં કોઈ શંકા કરે કે—આ પરિઘ કહેવાથી દિશાઓ આશ્રી નક્ષત્રોનો નિયમ કહ્યો, પણ વિદિશા (ખૂણા)ઓમાં ગમન કરવા વિષે નક્ષત્રનો શો નિયમ થયો? તેનો જવાબ એ છે જે—પૂર્વ દ્વારનાં નક્ષત્રોમાં અગ્નિકોણ તરફ ગમન કરવું, દક્ષિણ દ્વારનાં નક્ષત્રોમાં નૈઋત્ય ખૂણામાં ગમન કરવું, પશ્ચિમ દ્વારવાળામાં વાયવ્ય તરફ અને ઉત્તર દ્વારવાળામાં ઈશાન તરફ ગમન કરવું. આ રીતે વિદિશાઓ દિશાઓને અનુસરે છે, માટે તેને આશ્રીને પણ નિયમ પ્રગટ જ છે. દૈવજ્ઞ વલ્લભ પણ કહે છે —

"यायात् पूर्वद्वारभैरग्निकाष्ठां, प्रादक्षिण्येनैवनाशाविपूर्वाः"

પૂર્વ દ્વારનાં નક્ષત્રમાં અગ્નિ ખૂણા તરફ જવું, એ રીતે બીજી વિદિશાઓ પણ પ્રદક્ષિણા ક્રમે કરીને જાણવી." પૂર્ણભદ્ર તો આ નિયમ સાથે આ પ્રમાણે વિશેષ કહે છે,

"स्वामिनः सप्त भौमाद्याः, क्रमतः कृत्तिकादिषु ।
प्राच्यादौ तत्सनाथेषु, भेषु यात्रा महाफला ॥१॥

"કૃત્તિકાદિક સાત નક્ષત્રોના અનુક્રમે મંગળથી આરંભીને ચંદ્ર પર્યંત સાત સ્વામીઓ છે. એ રીતે મઘા વિગેરેમાં પણ મંગળથી આરંભીને જ સ્વામીઓ જાણવા. તેમાં કૃત્તિકા અને મંગળવારે પૂર્વ દિશામાં ગમન કરવું-એમ તે તે નક્ષત્રોમાં તે તે વારે તે તે દિશામાં ગમન કરવાથી મહાફળ પ્રાપ્ત થાય છે."

"प्राच्यादिषु चरन् भानुः, सप्तके कृत्तिकादिके ।
वितनोति दिशामस्तं, यात्रा तासु कृता श्रिये ॥२॥"

"કૃત્તિકાદિક સાત સાત નક્ષત્રોમાં પૂર્વાદિક દિશાઓને વિષે ચાલતો સૂર્ય દિશાઓને અસ્ત કરે છે, તેથી તે દિશાઓમાં કરેલી યાત્રા (ગમન) લક્ષ્મીને માટે છે."

હવે પરિઘનો અપવાદ તથા નક્ષત્ર શૂળ કહે છે.

उल्लंघ्यः परिघोऽपि लग्नबलतः शूलं तु भानां सदा,
हेयं तच्च पुनः सुरेश्वरदिशि ज्येष्ठाम्बुविश्वोडुभिः ।
राधावैष्णववासवाजपदभैर्याम्यां प्रतीच्यां पुन-
र्ब्राह्मा मूलयुजा तथोत्तरदिशि स्यादर्यमर्क्षेण च ॥८॥

અર્થ— લગ્નના બળથી પરિઘનું પણ ઉલ્લંઘન કરવું, એટલે કે શત્રુ સૈન્યનું આગમન વિગેરે એકાંતિક (આવશ્યક) કાર્યોમાં ગમન કરવાની દિશાનું મુખ શુદ્ધ હોય-યાત્રાનું લગ્ન ગ્રહના બળથી યુક્ત હોય ત્યારે પરિઘનું ઉલ્લંઘન કરવામાં દોષ નથી, પરંતુ નક્ષત્ર શૂળ સદા ત્યાગ કરવા લાયક છે, એટલે કે શૂળ નક્ષત્ર હોય તો લગ્નની શુદ્ધિ છતાં પણ ગમન ન કરવું, કારણ કે નક્ષત્ર શૂળનો દોષ શુદ્ધ લગ્નથી પણ નાશ પામતો નથી. તે વિષે વ્યવહારપ્રકાશમાં કહ્યું છે કે—

"त्यजेल्लग्नेऽपि शूलर्क्षं, शूलर्क्षे नास्ति निवृत्तिः ।"

લગ્ન શુદ્ધ છતાં પણ શૂળ નક્ષત્ર વર્જવા યોગ્ય છે, કેમકે શૂળ નક્ષત્રમાં ગમન કરવાથી પાછું અવાતું નથી." તે નક્ષત્ર શૂળ આ પ્રમાણે છે.—

જ્યેષ્ઠા, પૂર્વાષાઢા અને ઉત્તરાષાઢા એ પૂર્વ દિશામાં નક્ષત્ર શૂળ છે. દક્ષિણમાં વિશાખા, શ્રવણ, ધનિષ્ઠા અને પૂર્વાભાદ્રપદ એ નક્ષત્ર શૂળ છે. પશ્ચિમમાં રોહિણી અને મૂળ નક્ષત્ર શૂળ છે. તથા ઉત્તર દિશામાં ઉત્તરાફાલ્ગુની નક્ષત્ર શૂળ છે. (આ નક્ષત્ર દિક્શૂળ કહેવાય છે.

પૂર્ણભદ્ર તો આ પ્રમાણે નક્ષત્ર દિક્શૂળ કહે છે.-

"पुव्वाइजिट्ठऽसाढा, धणिट्ठ पुव्वभद्द दाहिणदिसाए ।
रोहिणि मूलऽवराए, विसाह पुव्वफग्गुणुत्तरओ ॥१॥"

"પૂર્વ દિશામાં જ્યેષ્ઠા, પૂર્વાષાઢા અને ઉત્તરાષાઢા નક્ષત્ર શૂળ છે, દક્ષિણમાં ધનિષ્ઠા અને પૂર્વાભાદ્રપદ નક્ષત્ર શૂળ છે, પશ્ચિમમાં રોહિણી અને મૂળ નક્ષત્ર શૂળ છે; તથા ઉત્તરમાં વિશાખા અને પૂર્વાફાલ્ગુની નક્ષત્ર શૂળ છે," પશ્ચિમ દિશામાં પુષ્ય અને ઉત્તરમાં હસ્ત નક્ષત્ર શૂળ છે," એમ નારચંદ્રમાં કહ્યું છે. યતિવલ્લભમાં તો નક્ષત્ર કીલ આ પ્રમાણે કહે છે.-

નક્ષત્ર કીલ વિષે.

"ज्येष्ठा भद्रपदा पूर्वा, रोहिण्युत्तरफल्गुनी ।
पूर्वादिषु क्रमात्कीला, गतस्यैतेषु नागतिः ॥१॥
औत्सुक्याद्यदि पूर्वोक्त-दंडलंघनवर्जने ।
असमर्थस्तदावश्यं दिक्कीलान् वर्जयेदिमान् ॥२॥

પૂર્વમાં જ્યેષ્ઠા, દક્ષિણમાં પૂર્વાભાદ્રપદ, પશ્ચિમમાં રોહિણી અને ઉત્તરમાં ઉત્તરાફાલ્ગુની, એ નક્ષત્ર કીલ કહેવાય છે. આ નક્ષત્ર કીલમાં જો ગમન કરે તો તે પાછો આવે નહીં. જો કદાચ કાર્યની ઉત્સુકતાથી પૂર્વે કહેલા દંડના ઉલ્લંઘનને વર્જી ન શકે તો અવશ્ય આ દિક્કીલને વર્જવા."

લોકમાં તો આ પ્રમાણે કહેવાય છે.

"उत्तर हत्था दक्खिण चित्ता, पव्वा रोहिणि सुणि रे पुत्ता ।
पच्छिम सवणा म करिस गमणा, हरि हर बंभ पुरंदर मरणा ॥१॥"

"હે પુત્ર ! સાંભળ. હસ્ત નક્ષત્રમાં ઉત્તર તરફ, ચિત્રામાં દક્ષિણ તરફ, રોહિણીમાં પૂર્વ તરફ અને શ્રવણમાં પશ્ચિમ તરફ ગમન કરીશ નહીં, કેમકે તેમાં ગમન કરવાથી હરિ, હર, બ્રહ્મા અને ઇંદ્ર જેવાનું પણ મરણ થાય."

હવે વારને આશ્રીને દિક્શૂળ તથા વિદિક્શૂળ કહે છે.

शूलं सोमे शनौ च प्राग्गुरौ दक्षिणतस्त्यजेत् ।
रवौ शुक्रे च वारुण्यामुत्तरेण कुजज्ञयोः ॥९॥

आग्नेय्यादिविदिक्शूलं क्रमादादित्यजीवयोः ।
शीतांशुशुक्रयो भौम-मन्दयो र्ज्ञस्य च त्यजेत् ॥१०॥

અર્થ—સોમ અને શનિવારે પૂર્વ દિશામાં શૂળ હોય, ગુરૂવારે દક્ષિણમાં, રવિ તથા શુક્રવારે પશ્ચિમમાં અને મંગળ તથા બુધવારે ઉત્તરમાં દિક્શૂળ હોય, દિક્શૂળ સન્મુખ હોય તો ત્યાં ગમન કરવું નહીં. રવિ અને ગુરુવારે અગ્નિમાં શૂળ હોય, સોમ અને શુક્રવારે નૈઋત્યમાં શૂળ હોય, મંગલ અને શનિવારે વાયવ્યમાં શૂળ હોય, તથા બુધવારે ઈશાનમાં શૂળ હોય. આ વિદિક્શૂળ કહેવાય છે.

| દિક્શૂળનું કોષ્ટક | | વિદિક્શૂળનું કોષ્ટક | |
|---|---|---|---|
| પૂર્વ | સોમ, શનિ. | અગ્નિ | રવિ. ગુરુ. |
| દક્ષિણ | ગુરુ. | નૈઋત્ય | સોમ, શુક્ર. |
| પશ્ચિમ | રવિ, શુક્ર. | વાયવ્ય | મંગળ, શનિ |
| ઉત્તર | મંગલ, બુધ, | ઈશાન | બુધ. |

અવશ્યના કાર્ય માટે દિક્શૂળ તથા વિદિક્શૂળમાં જવું પડે તો તેને માટે વિધાન કહે છે.—

दिक्शूलध्वंसि वन्देत, चन्दनं दधि मृत्तिकाम् ।
तैलं पिष्टं च सर्पिश्च, खलं चार्कादिषु क्रमात् ॥११॥

અર્થ—રવિ વિગેરે વારમાં અનુક્રમે ચંદન ૧, દહીં ૨, માટી ૩, તેલ ૪, આટો ૫, ઘી, ૬, અને ખોળ ૭, એ ચીજોનું વંદન (તિલક) કરવું, તેથી દિક્‌શૂળ તથા વિદિક્‌શૂળનો નાશ થાય છે, એટલે કે રવિવારે ચંદનનું તિલક કરવું, સોમવારે દહીંનું તિલક કરવું વિગેરે.

હવે યોગિની કહે છે.

स्याद्योगिनी शक्र कुबेर वह्नि
रक्षोऽन्तकाच्य-निलेशदिक्षु ।
यातुर्न भव्या प्रतिपन्नवम्या-
दितो विना पश्चिमवामभागौ ॥१२॥

અર્થ—પડવાથી (એકમથી) આરંભીને તથા નોમથી આરંભીને અનુક્રમે પૂર્વ ૧, ઉત્તર ૨, અગ્નિ ૩, નૈર્ઋત્ય ૪, દક્ષિણ ૫, પશ્ચિમ ૬, વાયવ્ય ૭, ઈશાન, એ દિશાઓમાં યોગિની હોય છે. તે યોગિની જનાર માણસને જે દિશામાં જવું હોય તે તરફ જતાં પછવાડે અથવા ડાબી બાજુએ રહેતી હોય તો સારી, અને સન્મુખ તથા જમણી બાજુ આવતી હોય તો તે અશુભ જાણવી.

અહીં પડવાથી આરંભીને એક એક તિથિ લેતાં આઠમ સુધીમાં એક આવૃત્તિ થાય છે. બીજી આવૃત્તિ નોમથી લેતાં પખવાડીયાના અંત સુધી લઈએ તો સાત જ તિથિ રહે છે, અને દિશાઓ તો આઠ છે, તો તે શી રીતે કરવું ? તેનું સમાધાન એ છે જે નોમથી પૂર્ણિમા સુધી સાત તિથિઓ અને આઠમી અમાવાસ્યાની તિથિ લેવી, તેથી પૂર્ણિમાએ વાયવ્યમાં અને અમાવાસ્યાએ ઈશાનમાં યોગિની હોય. એમ બીજી આવૃત્તિમાં પણ દરેક દિશામાં એક એક તિથિ આવી જાય છે. પૂર્ણભદ્ર પણ કહે છે કે—

“ पू १ उ २ आ ३ नै ४ द ५ प ६ वा ७ ई ८
दिसिसु पडिवइ नवमीउ जोइणिआ ।
वायवि पुन्निमाए ईसाणे अमावसाइ तहा ॥१॥ ”

“ પૂર્વ ૧, ઉત્તર ૨, અગ્નિ ૩. નૈર્ઋત્ય ૪, દક્ષિણ ૫, પશ્ચિમ ૬, વાયવ્ય ૭ અને ઈશાન ૮ એ આઠ દિશાઓમાં અનુક્રમે પડવેથી અને નોમથી તિથિઓને વિષે યોગિની થાય છે, તેમાં પૂર્ણિમાએ વાયવ્ય ખૂણામાં અને અમાવાસ્યાએ ઈશાન ખૂણામાં યોગિની આવે છે. ”

| યોગિનીનું કોષ્ટક | |
|---|---|
| દિશા | તિથિ |
| પૂર્વ | ૧–૯ |
| ઉત્તર | ૨–૧૦ |
| અગ્નિ | ૩–૧૧ |
| નૈઋર્ત્ય | ૪–૧૨ |
| દક્ષિણ | ૫–૧૩ |
| પશ્ચિમ | ૬–૧૪ |
| વાયવ્ય | ૭–૧૫ |
| ઈશાન | ૮–૩૦ |

| મતાંતરે યોગિનીનું કોષ્ટક | | |
|---|---|---|
| | કૃષ્ણપક્ષની | શુકલપક્ષની |
| દિશા. | તિથિ | તિથિ |
| પૂર્વ | ૧–૬–૧૧ | ૧–૬–૧૧ |
| દક્ષિણ | ૨–૭–૧૨ | ૨–૭–૧૨ |
| પશ્ચિમ | ૩–૮–૧૩ | ૩–૮–૧૩ |
| ઉત્તર | ૪–૯–૧૪ | ૪–૯–૧૪ |
| અધો દિશિ | ૧૦ | ૫–૧૫ |
| ઊર્ધ્વ દિશિ | ૫–૧૫ | ૧૦ |

કેટલાએક આચાર્યો આ પ્રમાણે યોગિની કહે છે—કૃષ્ણપક્ષની એકમથી ચોથ સુધી પૂર્વાદિક ચાર દિશામાં યોગિની હોય છે. અને પાંચમે ઊર્ધ્વ દિશામાં હોય છે. છઠ્ઠથી નોમ સુધી પૂર્વાદિક ચાર દિશાઓમાં અને દશમે અધો દિશામાં હોય છે, અગિયારશથી ચૌદશ સુધી પૂર્વાદિક ચાર દિશામાં અને અમાવાસ્યાએ ઊર્ધ્વ દિશામાં યોગિની હોય છે. એજ રીતે શુકલપક્ષમાં પણ જાણવું, તફાવત એટલો છે. કે શુકલપક્ષમાં પાંચમે અધો દિશામાં, દશમે ઉર્ધ્વ દિશામાં અને પૂર્ણિમાએ અધોદિશામાં યોગિની હોય છે. (તે કોષ્ટક પણ ઉપર આપ્યું છે.) જે દિવસે જે દિશામાં યોગિની હોય તે દિશા, તથા તે દિશાની દક્ષિણ બાજુની વિદિશાના હાથમાં કાતર છે તેથી તે વિદિશા તથા તેની ડાબી બાજુની વિદિશાના હાથમાં ખપ્પર છે તેથી તે વિદિશા, આ ત્રણે દિશાઓ યુદ્ધાદિકમાં પાછળ રહી હોય તો જ તે શુભ છે. વ્યવહારપ્રકાશમાં પણ કહ્યું છે કે—

"योगिनी देवी पृष्ठे, दक्षिणवामे स्थिता विजयदात्री।
संमुखसंस्था युद्धे, पराजयं नाशमावत्त ॥१॥"

"યોગિની દેવી પછવાડે, દક્ષિણ બાજુએ તથા ડાબી બાજુએ રહી હોય તો તે યુદ્ધમાં વિજયને આપનારી છે અને સન્મુખ રહી હોય તો તે પરાજયને તથા મૃત્યુને આપે છે.

ગમનાદિક કાર્ય અવશ્યનું હોય તો ગમન વખતે યોગિનીની માત્ર દષ્ટિને જ સન્મુખ તજવી. તેની સન્મુખ દષ્ટિ નારચંદ્રમાં આ પ્રમાણે કહી છે—

"ऊर्ध्वे तिथिमित नाडयो, दश चाघो वाम दक्षिणे पार्श्वे।
घटिका पञ्चदशापि च, योगिन्याः संमुखी दृष्टिः ॥१॥

"યોગિની ઊર્ધ્વ દિશામાં પંદર ઘડી છે. અધો દિશામાં દશ ઘડી છે, વામ (ડાબી બાજુએ) દશ ઘડી છે. જમણી બાજુએ દશ ઘડી છે, અને સન્મુખ દૃષ્ટિ પંદર ઘડી છે."

વળી તત્કાળયોગિની પણ અવશ્ય ત્યાગ કરવા લાયક છે તે તત્કાળયોગિની દિનશુદ્ધિમાં આ પ્રમાણે કહી છે.—

" दिणदिसिधुरि चउघडिआ पुरउ पुव्वुत्तदिसिसु अणुकमसो ।
तक्कालजोइणी सा, वज्जेअव्वा पयत्तेणं ॥१॥"

દિવસની દિશામાં પ્રથમની ચાર ઘડી યોગિની રહે છે, અને પછી અનુક્રમે પછીની દિશાઓમાં ચાર ચાર ઘડી રહે છે. તે તત્કાળયોગિનીને પ્રયત્નવડે વર્જવી, એટલે કે— જે દિવસે જે તિથિ હોય તે તિથિની જે દિશા કહી હોય તે દિશામાં પ્રાતઃકાળે ચાર ઘડી સુધી યોગિની રહે છે, અને ત્યાર પછી ઉપર કહેલા અનુક્રમ પ્રમાણે બાકીની દિશાઓમાં યોગિની રહે છે. જેમકે—એકમને દિવસે પૂર્વ દિશામાં પહેલી ચાર ઘડી (અર્ધપ્રહર) યોગિની રહે છે, બીજી ચાર ઘડી ઉત્તરમાં અને ત્રીજી ચાર ઘડી અગ્નિ ખુણામાં, એ રીતે અનુક્રમે ઈશાન ખુણા સુધી અર્ધ અર્ધ પ્રહરો ગણવા. બીજને દિવસે પહેલો અર્ધ પ્રહર ઉત્તર દિશામાં, બીજો અર્ધપ્રહર અગ્નિ ખુણામાં, એ રીતે ગણતાં આઠમો અર્ધ પ્રહર પૂર્વ દિશામાં આવે છે. એ પ્રમાણે રાત્રિ દિવસમાં થઈને આઠે દિશામાં બબ્બે વખત યોગિની ફરે છે.

હવે પાશ તથા કાળનું સ્વરૂપ કહે છે.—

पाशो मासस्येष्टस्तिथिरष्टहृतावशिष्ट ऐन्द्रयादौ ।
तत्संमुखस्तु कालः स तु दक्षिण एव सौख्याय ॥१३॥

અર્થ—માસની તિથિઓને આઠે ભાગ લેતાં બાકી જે વધે તે (તિથિ)ને પૂર્વમાં મૂકવી, ત્યારપછીની તિથિઓ અનુક્રમે અગ્નિ વિગેરે દિશાઓમાં મૂકવી. તે તિથિએ તે દિશામાં પાશ છે એમ જાણવું, અને તે (પાશ)ની સન્મુખ કાળ જાણવો. તે કાળ જમણી બાજુએ શુભ છે.

અહીં કૃષ્ણપક્ષની એકમથી માસનો આરંભ જાણવો. માસની તિથિ ત્રીશ છે, તેથી તેનો આઠે ભાગ લેતાં બાકી છ વધે છે, તેથી કૃષ્ણપક્ષની છઠ્ઠને દિવસે પૂર્વ દિશામાં પાશ છે, સાતમે અગ્નિ ખૂણામાં પાશ જાણવો, એમ અનુક્રમે ગણતાં ચૌદશે ઊર્ધ્વ દિશિમાં અને અમાવાસ્યાએ અધો દિશિમાં પાશ જાણવો. પછી શુકલ એકમે પૂર્વમાં, એ રીતે ગણતાં શુકલ દશમે અધો દિશિમાં. પાછો અગિયારશે પૂર્વમાં, એ રીતે ગણતાં કૃષ્ણપક્ષની પાંચમે અધોદિશિમાં પાશ આવે છે, આ પ્રમાણે ત્રણ વખત આવર્તન કરવાથી માસ પૂર્ણ થાય છે.

। પાશની સ્થાપના ।

| પૂર્વ | અગ્નિ | દક્ષિણ | નૈઋર્ત્ય | પશ્ચિમ |
|---|---|---|---|---|
| કૃષ્ણ ६ | ७ | ८ | ९ | १० |
| શુક્લ १ | २ | ३ | ४ | ५ |
| ११ | १२ | १३ | १४ | १५ |

| વાયવ્ય | ઉત્તર | ઈશાન | ઊર્ધ્વ | અધઃ |
|---|---|---|---|---|
| ११ | १२ | १३ | १४ | ३० |
| ६ | ७ | ८ | ९ | १० |
| કૃષ્ણ १ | २ | ३ | ४ | ५ |

પાશની સન્મુખની દિશાએ કાળ જાણવો, એટલે ઊર્ધ્વ અને અધઃ એ બે દિશા વિના બાકીની આઠ દિશામાં પોતપોતાની પાશ દિશાથી પાંચમી પાંચમી દિશાએ કાળ હોય છે. જ્યારે ઊર્ધ્વ દિશિએ પાશ હોય ત્યારે અધો દિશિએ કાળ જાણવો, અને જ્યારે અધોદિશિએ પાશ હોય ત્યારે ઊર્ધ્વ દિશિએ કાળ જાણવો. કેમ કે એ બે દિશાનું સન્મુખપણું એ જ પ્રમાણે હોય છે. દિનશુદ્ધિમાં કહ્યું છે કે—

"पुव्वाइ दस दिसाहिं कमेण, सिअ पडिवयाइ हुइ पासो ।
तस्संमुहो अ कालो, गमणे दुन्नि वि संमुह वज्जे ॥१॥"

"પૂર્વાદિક દશ દિશાઓમાં અનુક્રમે શુક્લપક્ષની એકમથી આરંભીને પાશ હોય છે. અને તેની સન્મુખ હોય છે. તે બન્ને ગમનમાં સન્મુખ કાળ વર્જવા યોગ્ય છે."

। કાળની સ્થાપના ।

| પશ્ચિમ | વાયવ્ય | ઉત્તર | ઈશાન | પૂર્વ |
|---|---|---|---|---|
| કૃષ્ણ ६ | ७ | ८ | ९ | १० |
| શુક્લ १ | २ | ३ | ४ | ५ |
| ११ | १२ | १३ | १४ | १५ |

| અગ્નિ | દક્ષિણ | નૈઋર્ત્ય | અધઃ | ઊર્ધ્વ |
|---|---|---|---|---|
| ११ | १२ | १३ | १४ | ३० |
| ६ | ७ | ८ | ९ | १० |
| કૃષ્ણ १ | २ | ३ | ४ | ५ |

ગમન કરનારની ડાબી બાજુએ પાશ હોય અને જમણી બાજુએ કાળ હોય તો તે શુભ છે. તે વિષે દિનશુદ્ધિમાં કહ્યું છે કે—

"कुज्जा विहारि वामो, पासो कालो अ दाहिणओ"

"વિહાર (ગમન)માં પાશને ડાબી બાજુ કરવો અને કાળને જમણી બાજુ કરવો." વાસ્તુશાસ્ત્રના વિદ્વાનો તો આ પ્રમાણે કહે છે.—"શુકલપક્ષની એકમથી ચાર તિથિઓમાં પૂર્વ, અગ્નિ વગેરે ચાર દિશામાં પાશ હોય છે અને પાંચમે ઊર્ધ્વ દિશિમાં પાશ હોય છે. ત્યારપછી છઠ્ઠથી ચાર તિથિ સુધી પશ્ચિમ, વાયવ્ય વિગેરે ચાર દિશામાં પાશ હોય છે અને દશમે અધો દિશિએ હોય છે. ત્યારપછી અગિયારશથી ચાર તિથિ સુધી પૂર્વ, અગ્નિ વિગેરે ચાર દિશામાં પાશ હોય છે. અને પૂર્ણિમાએ ઊર્ધ્વ દિશિએ હોય છે. પછી કૃષ્ણપક્ષની એકમથી ચાર તિથિ સુધી પશ્ચિમ, વાયવ્ય વિગેરે ચાર દિશામાં પાશ હોય છે, અને પાંચમે અધો દિશિએ હોય છે. એ જ પ્રમાણે ત્રીજી વાર પણ ગણવું. અને પાશની સન્મુખ દિશામાં સદા કાળ રહેલો છે." આ પ્રમાણે તેઓનો મત હોવાથી પૂર્ણા તિથિએ ગૃહાદિકનું ખાત મુહૂર્ત્ત અને ધ્વજારોપણ વિગેરે તેઓ કરવા ઇચ્છતા નથી. કારણ કે અધો દિશિએ અથવા ઊર્ધ્વ દિશિએ પાશ કે કાળ અવશ્ય હોય જ છે.

વાર આશ્રીને પાશ તથા કાળ જ્યોતિષસારમાં આ પ્રમાણે કહ્યા છે.—

"दिणवारं पुव्वाई, कमेण संहारि जत्थ ठाणि सणी।
कालं तत्थ विआणसु, तस्संमुहु पास भणइ इगे ॥१॥"

જે દિવસે જે વાર હોય તે વારથી આરંભીને અનુક્રમે સાતે વારો પૂર્વાદિક દિશાઓમાં અનુક્રમે મૂકવા. તેમાં જે દિશામાં શનિવાર આવે તે દિશામાં કાળ છે એમ જાણવું, અને તેની સન્મુખની દિશામાં પાશ જાણવો, એમ કેટલાક કહે છે. અહીં ઈશાન વિનાની સાત દિશાઓ ગણવાની છે, કારણ કે તે ઈશ્વરનું ઘર છે, માટે ત્યાં કાળનો પ્રવેશ થઈ શકતો નથી, એમ તેઓ કહે છે. એઓના મતમા વાર આશ્રીને જ કાળ તથા પાશ થાય છે, પણ તિથિને આશ્રીને થતા નથી.

હવે રાહુચાર કહે છે.

राहुरसंमुखवामोऽष्टसु यामार्द्धेष्वहर्निशं द्युमुखात्।
क्रमशः षष्ठ्यां षष्ठ्यामिष्टः प्राच्यादिषु प्रचरन् ॥१४॥

અર્થ—દિવસના પ્રારંભથી એટલે સૂર્યોદયથી આરંભીને દિવસ અને રાત્રિ આઠ આઠ અર્ધ પ્રહરોમાં અનુક્રમે પૂર્વાદિક છઠ્ઠી છઠ્ઠી દિશાએ ફરતો રાહુ અસન્મુખ અને વામ ભાગે રહેલો ઇષ્ટ–શુભ છે. અર્થાત્ ગમન કરનારની પછવાડે અથવા ડાબી બાજુએ હોય તો તે શુભકારક છે. રાહુ રાત દિવસ ચાલે છે. તે પ્રાતઃકાળથી આરંભીને પૂર્વાદિક છઠ્ઠી છઠ્ઠી દિશામાં ચાલે છે, એટલે કે પહેલા અર્ધ પ્રહરે પૂર્વ દિશામાં ચાલે છે, બીજા

અર્ધ પ્રહરે તેનાથી છઠ્ઠી દિશામાં એટલે વાયવ્ય ખૂણામાં ચાલે છે. ત્રીજા અર્ધ પ્રહરે તેનાથી છઠ્ઠી એટલે દક્ષિણ દિશાએ ચાલે છે. એ પ્રમાણે આઠ અર્ધ પ્રહર સુધી છઠ્ઠી છઠ્ઠી દિશા લેવી. તેવી જ રીતે રાત્રે આઠ અર્ધ પ્રહરમાં પણ છઠ્ઠી છઠ્ઠી દિશા જાણવી. તે વિષે હર્ષપ્રકાશમાં કહ્યું છે કે—

**जामद्धे राहुगई पू-वा-दा-ई-प-अ-उ-ने-दिसिसु "**

"સૂર્યોદયથી આરંભીને અર્ધ અર્ધ પ્રહરે રાહુની ગતિ અનુક્રમે પૂર્વ ૧, વાયવ્ય ૨, દક્ષિણ ૩, ઈશાન ૪, પશ્ચિમ ૫, અગ્નિ ૬, ઉત્તર ૭ અને નૈઋર્ત્ય ૮ દિશામાં હોય છે."

પૂર્વાદિક દિશાઓ અવળી પ્રદક્ષિણાથી ગણીએ તો ચોથી ચોથી દિશાએ રાહુની ગતિ જાણવી. તે વિષે નારચંદ્રમાં કહ્યું છે કે—

**"अष्टासु प्रथमाद्येषु, प्रहरार्द्धेष्वहर्निशम् ।**
**पूर्वस्या वामतो रहुस्तुर्यां तुर्यां व्रजेद्दिशम् ॥१॥"**

"પ્રથમાદિક આઠ અર્ધ પ્રહરોમાં રાત દિવસ પૂર્વ દિશાથી ડાબી બાજુને ક્રમે ચોથી ચોથી દિશામાં રાહુ ગતિ કરે છે, એટલે કે પહેલા અર્ધ પ્રહરે પૂર્વમાં, બીજા અર્ધ પ્રહરે તેથી અવળી ચોથી દિશા વાયવ્યમાં, ત્રીજે અર્ધ પ્રહરે તેથી અવળી ચોથી દિશાએ એટલે દક્ષિણમાં રાહુની ગતિ છે. એ રીતે આઠે અર્ધ પ્રહર ગણવા, તથા એ જ રીતે રાતના પણ આઠે અર્ધ પ્રહર ગણવા,

રાહુચાર સ્થાપના

| | | |
|---|---|---|
| ઈશાન | પૂર્વ | અગ્નિ ૬ |
| ૪ | ૧ અર્ધ પ્રહર | દક્ષિણ |
| ઉત્તર ૭ | ૮ | ૩ |
| વાયવ્ય | પશ્ચિમ | નૈઋર્ત્ય |
| ૨ અર્ધ પ્રહર | ૫ | ૮ |

હવે ચંદ્રચાર કહે છે.-

**चन्द्रश्चरति पूर्वादौ, क्रमात्त्रिर्दिक्चतुष्टये ।**
**मेषादिष्वेष यात्रायां, संमुखस्त्वतिशोभनः ॥१५॥**

અર્થ—ચંદ્ર મેષાદિક બારે રાશિઓમાં પૂર્વાદિક ચાર દિશાઓમાં અનુક્રમે ત્રણ વાર ચાલે છે. આ ચંદ્ર પ્રયાણમાં સન્મુખ હોય તો તે અત્યંત શુભ છે.

મેષ રાશિમાં રહેલો ચંદ્ર પૂર્વમાં હોય છે. વૃષમાં રહેલો ચંદ્ર દક્ષિણમાં, મિથુનનો ચંદ્ર પશ્ચિમમાં અને કર્કનો ચંદ્ર ઉત્તરમાં હોય છે. એ પ્રમાણે સિંહાદિક ચાર અને ધનાદિક ચારે રાશિના ચંદ્રને પણ પૂર્વાદિક ચારે દિશામાં અનુક્રમે જાણવો,

ચંદ્રચાર સ્થાપના[1]




દિનશુદ્ધિમાં તો શુક્રની જેમ ચંદ્રનું પણ ત્રણ પ્રકારે સન્મુખપણું ગ્રહણ કરવાનું કહ્યું છે.—

"उदयवसा अहवा दिसि
दारभवसओ हवइ ससी समुहो।
सो अभिमुहो पहाणो
गमणे अमिआइं वरिसंतो ॥१॥"

ચંદ્ર જે દિશામાં ઉદય પામે છે તે ઉદયના વશથી ૧ અથવા જે દિશામાં જાય છે તે દિશાના વશથી ૨ અથવા જે દિશાના દ્વારવાળા નક્ષત્રને પામ્યો હોય તે દિશાદ્વાર નક્ષત્રના વશથી ૩, આ ત્રણ પ્રકારે સન્મુખ હોય છે. તે સન્મુખ તથા જમણો ગમનને વિષે અમૃતને વરસતો એવો પ્રધાન અતિ શોભાકારક છે."

નારચંદ્રમાં ચંદ્રચારનું ફળ આ પ્રમાણે કહ્યું છે.—

"जयाय दक्षिणो राहु-र्योगिनी वामतः स्थिता।
पृष्ठतो द्वयमप्येतच्चन्द्रमाः संमुखः पुनः ॥१॥

"જમણો રાહુ જયને માટે છે, ડાબી બાજુ રહેલી યોગિની પણ જયકારક છે, તે બંને પછવાડે રહ્યા હોય તો શુભ છે, અને ચંદ્રમા સન્મુખ હોય તો શુભ છે."

---

૧ मेषेच सिंहे धनुपूर्वभागे, वृषे च कन्या मकरे च याम्यें।
युग्मे घटे पश्चिमदिक्पटे च कर्कालिमीने राशि सौम्यभागे ॥१॥

મૂળ શ્લોકમાં "अतिशोभन" "ઘણો સારો" એમ કહ્યું છે, તેથી જમણી બાજુમાં રહેલો પણ ચંદ્ર શુભ છે એમ સૂચન કરે છે તે વિષે નારચંદ્ર ટિપ્પણીમાં કહ્યું છે કે—

"संमुखीनोऽर्थलाभाय, दक्षिणः सर्वसंपदे ।
पश्चिमः कुरुते मृत्युं, वामश्चन्द्रो धनक्षयम् ॥१॥"

"ગમન કરતાં ચંદ્ર સન્મુખ હોય તો દ્રવ્યનો લાભ થાય, જમણી બાજુ હોય તો સર્વ સંપત્તિ મળે, પાછળ હોય તો મૃત્યુ કરે અને ડાબી બાજુએ રહ્યો હોય તો ધનનો ક્ષય કરે."

હવે રવિચાર કહે છે.—

रविर्द्वौ द्वौ तु पूर्वादौ, यामौ राज्यन्त्ययामतः ।
यात्रास्मिन् दक्षिणे वामे, प्रवेशः पृष्ठगे द्वयम् ॥१६॥

અર્થ—સૂર્ય રાત્રિના છેલ્લા પહોરથી આરંભીને બબ્બે પહોર પૂર્વાદિક ચાર દિશામાં ચાલે છે, તેમાં પ્રયાણસમયે સૂર્ય જમણી બાજુએ હોય તો શુભ છે. ડાબી બાજુએ હોય તો પ્રવેશમાં શુભ છે, અને પાછળ હોય તો પ્રયાણ તથા પ્રવેશ બંનેમાં શુભ છે.

રાત્રિનો છેલ્લો પ્રહર તથા દિવસનો પહેલો પ્રહર એ બે પ્રહર સુધી સૂર્ય પૂર્વ દિશામાં ચાલે છે. દિવસના મધ્યના બે પહોર સુધી દક્ષિણ દિશામાં રહે છે, દિવસનો છેલ્લો પ્રહર અને રાતનો પહેલો પહોર એ બે પહોર સુધી પશ્ચિમમાં ચાલે છે, તથા રાત્રિના મધ્યના બે પહોર સુધી ઉત્તર દિશામાં રહે છે.

નારચંદ્રમાં તો સર્વ ગ્રહોને ઉદયસમયથી આરંભીને ભ્રમણ કરવાના વશથી (ગતિને આશ્રીને) આઠે દિશાનો સ્પર્શ કહેલો છે. તે આ પ્રમાણે.—

"स्वस्योदयस्य समयात्, पूर्वयामा [म्या] दितः क्रमात् ।
संचरन्ति ग्रहाः सर्वे, सर्वकालं दिगष्टके ॥१॥"

"સર્વ ગ્રહો પોતપોતાના ઉદયસમયથી આરંભીને પૂર્વ, દક્ષિણ વિગેરેના ક્રમે કરીને સર્વદા આઠે દિશાઓમાં ગતિ કરે છે."

સૂર્ય જમણી બાજુએ રહ્યો હોય તો તે સમયનું પ્રયાણ શુભકારક છે. તે વિષે લલ્લ કહે છે કે—

"न तस्याङ्गारको विष्टि-र्न शनैश्वरजं भयम् ।
व्यतिपातो न दुष्येच्च, यस्यार्को दक्षिणस्थितः ॥१॥"

"જેના પ્રયાણમાં સૂર્ય જમણી બાજુએ રહ્યો હોય તેને અંગારક નડતો નથી, વિષ્ટિનો પણ દોષ લાગતો નથી, શનિથી ઉત્પન્ન થયેલો ભય લાગતો નથી, તથા વ્યતિપાત પણ દૂષિત કરતો નથી."

તેથી કરીને જ નક્ષત્રસમુચ્ચયમાં પણ કહ્યું છે કે—

"पूर्वाह्णे चोत्तरां गच्छेत्, प्राच्यां मध्यदिने तथा ।
दक्षिणामपराह्णे तु, पश्चिमामर्धरात्रके ॥१॥"

"દિવસના પહેલા ભાગમાં ઉત્તર દિશા તરફ પ્રયાણ કરવું, મધ્યાહ્નસમયે પૂર્વ દિશામાં પ્રયાણ કરવું, સાયંકાળે દક્ષિણમાં પ્રયાણ કરવું અને અધીં રાત્રિએ પશ્ચિમમાં પ્રયાણ કરવું," આ રીતે પ્રયાણ કરવાથી સૂર્ય જમણી બાજુએ જ રહે છે એ આ શ્લોકનું તાત્પર્ય છે.

"લલ્લ ફરીથી પણ ચંદ્ર અને સૂર્યના વારની અનુકૂળતા જ કહે છે કે—

"रविशशिकरप्रदीप्तां, मकरादावुत्तरां च पूर्वां च ।
यायाच्च कर्कटादौ, याम्यामाशां प्रतीचीं च ।
अयनानुकूलयानं, हितमर्केन्द्वोद्वयोरसंपत्तौ ।
द्युनिशं प्रगृह्य यायाद्विपर्यये क्लेशवधबन्धाः ॥२॥"

"મકરાદિકમાં સૂર્ય અને ચંદ્રના કિરણોથી પ્રદીપ્ત થયેલી ઉત્તર તથા પૂર્વ તરફ પ્રયાણ કરવું, અને કર્કાદિકમાં દક્ષિણ તથા પશ્ચિમ દિશામાં પ્રયાણ કરવું. સૂર્ય અને ચંદ્ર એ બેઉની અપ્રાપ્તિ હોય તો અયનને અનુકૂળ પ્રયાણ હિતકારક છે, એટલે રાત્રિ દિવસને ગ્રહણ કરીને ગમન કરવું. તેથી ઉલટું કરવાથી કલેશ, વધ અને બંધન થાય છે" અહીં ભાવાર્થ એ છે જે—"જ્યારે સૂર્ય અને ચંદ્ર મકરાદિક છ રાશિમાં એટલે ઉત્તરાયણમાં હોય ત્યારે પૂર્વમાં તેમજ ઉત્તરમાં સર્વદા (રાત દિવસ) ગમન કરવું, અને જ્યારે કર્કાદિક છ રાશિમાં એટલે દક્ષિણાયનમાં હોય ત્યારે દક્ષિણ અને પશ્ચિમમાં સર્વદા ગમન કરવું, પણ સૂર્ય અને ચંદ્ર જો એક અયનમાં ન હોય તો અનુક્રમે દિવસે અને રાત્રિએ ગમન કરવું, એટલે કે જ્યારે સૂર્ય ઉત્તરાયણમાં હોય ત્યારે દિવસના ભાગમાં ઉત્તર તથા પૂર્વમાં ગમન કરવું, અને જ્યારે સૂર્ય દક્ષિણાયનમાં હોય ત્યારે દિવસના ભાગમાં દક્ષિણ અને પશ્ચિમમાં ગમન કરવું. એ જ પ્રમાણે ચંદ્ર ઉત્તરાયણમાં હોય ત્યારે રાત્રિએ ઉત્તર તથા પૂર્વમાં ગમન કરવું. અને દક્ષિણાયનમાં હોય ત્યારે રાત્રિએ દક્ષિણ અને પશ્ચિમમાં ગમન કરવું. એથી ઊલટું કરવાથી અશુભ છે, એટલે કે સૂર્ય અને ચંદ્ર મકરાદિકમાં રહ્યા હોય ત્યારે જો દક્ષિણ અને પશ્ચિમમાં ગમન કરે, તથા કર્કાદિકમાં રહ્યા હોય ત્યારે જો ઉત્તર અને પૂર્વમાં ગમન કરે, તથા સૂર્ય મકરાદિકમાં રહ્યો હોય ત્યારે દિવસના ભાગમાં જો દક્ષિણ અને પશ્ચિમમાં ગમન કરે. અને ચંદ્ર કર્કાદિકમાં રહ્યો હોય ત્યારે જો રાત્રિએ ઉત્તર કે પૂર્વમાં ગમન કરે તો ગમન કરનારને વધ, બંધ વિગેરે દોષ પ્રાપ્ત થાય છે.

હવે રવિચારને જ હંસ (વાયુ)ની ગતિ (સ્વરોદય) વડે વિશેષ પ્રકારે કહે છે,

हंसेऽन्तरा विशति दक्षिणतोऽथ पृष्ठे,
कृत्वा रविं प्रवहनाडिपदं पुरश्च ।

सिद्ध्यै व्रजेदथ विजेतुमना विपक्ष-
पक्षं स्वतस्तु विदधीत वितानपक्षे (विना न पक्षम्) ! ॥१७॥

અર્થ–પ્રાણવાયુ નાસિકામાં પ્રવેશ કરતો હોય તે વખતે સૂર્યને (સૂર્યની દિશાને) જમણી બાજુએ અથવા પછવાડે રાખીને જે નાસિકાની નાડી વધારે ચાલતી હોય તે તરફનું પગલું પ્રથમ મૂકીને પ્રયાણ કરવું તે સિદ્ધિને માટે છે. શત્રુને જીતવાની ઇચ્છાવાળાએ પોતાની જે તરફની નાડી વહેતી ન હોય તે તરફ શત્રુ પક્ષને કરવો.

અધ્યાત્મશાસ્ત્રની રીતે હંસ એ પ્રાણવાયુ કહેવાય છે. તે પ્રાણવાયુ નાસિકામાં પ્રવેશ કરતો હોય ત્યારે પ્રયાણ કરવું, પણ બહાર નીકળતો હોય તે વખતે પ્રયાણ કરવું નહીં. પ્રાણ વાયુની ગતિ–અગતિ વિષે અધ્યાત્મને જાણનારા આ પ્રમાણે કહે છે–

"षट्शताभ्यधिकान्याहुः, सहस्राण्येकविंशतिम् ।
अहोरात्रे नरे स्वस्थे, प्राणवायोर्गमागमः ॥१॥"

"મનુષ્ય સ્વસ્થ હોય ત્યારે એક રાત્રિ–દિવસમાં થઇને પ્રાણવાયુનું ગમન–આગમન (શ્વાસોચ્છ્વાસ) એકવીશ હજાર અને છસો થાય છે, એમ કહે છે."

જે તરફની નાડી ચાલતી હોય તે તરફનું પગલું એટલે ડાબી ચાલતી હોય તો ડાબું અને જમણી ચાલતી હોય તો જમણું પગલું આગળ કરીને કાર્યની સિદ્ધિ માટે ગમન કરવું. તે વિષે વિવેકવિલાસમાં કહ્યું છે કે—

"दक्षिणे यदि वा वामे, यत्र वायुर्निरन्तरः ।
तं पादमग्रतः कृत्वा, निस्सरेन्निजमन्दिरात् ॥१॥
न हानिकलहोद्वेगाः, कंटकैर्नापि भिद्यते ।
निवर्त्तते सुखेनैव, क्षुद्रोपद्रववर्जितः ॥२॥"
दूरदेशे विधातव्यं, गमनं तुहिनद्युतौ ।
अभ्यर्णदेशे दीप्ते तु, तरणाविति केचन ॥३॥"

"જમણી અથવા ડાબી જે નાસિકામાં વાયુ નિરંતર સંચાર કરતો હોય તે તરફનો પગ આગળ કરીને પોતાના ઘરમાંથી નીકળવું, (૧) તે રીતે પ્રયાણ કરવાથી હાનિ, ક્લેશ કે ઉદ્વેગ થતા નથી, કંટકવડે પણ ભેદાતો નથી એટલે કે માર્ગમાં કાંટો સરખો પણ વાગતો નથી, તથા ક્ષુદ્ર ઉપદ્રવો રહિત સુખેથી જ પાછો ફરે છે–આવે છે (૨) કેટલાએક કહે છે કે દૂર દેશમાં જવું હોય તો ચંદ્ર નાડી એટલે ડાબી નાસિકા ચાલતી હોય ત્યારે તે તરફનો પગ આગળ કરીને ચાલવું, અને સમીપ દેશમાં જવું હોય તો સૂર્ય નાડીને આગળ કરીને જવું એટલે જમણી નાસિકામાં પ્રાણ વાયુ ચાલતો હોય ત્યારે જમણો પગ પ્રથમ મૂકીને ચાલવું. (૩) (ડાબી નાસિકાને ચંદ્ર નાડી કહે છે, જમણી નાસિકાને સૂર્ય નાડી કહે છે તથા બન્ને સમાન ચાલતી હોય તો સુષુમણા નાડી કહે છે.)

સ્વરોદયને જાણનારા આચાર્યો આ પ્રમાણે વિશેષ કહે છે કે—જમણી નાડીમાં પ્રાણ વાયુ પ્રવેશ કરતો હોય ત્યારે વિષમ (૧-૩ ૫-૭-૯) પગલે ચાલવું, અને પશ્ચિમ તથા દક્ષિણ દિશામાં ન ચાલવું, અને ડાબી નાડી પ્રાણ વાયુવડે પૂર્ણ થઈ હોય ત્યારે સમ (૨-૪-૬-૮-૧૦) પગલે ચાલવું, અને તે વખતે પૂર્વ તથા ઉત્તર દિશા તરફ ન જવું."

આ પ્રમાણે પ્રાણવાયુ વિગેરેની શુદ્ધિ હોય ત્યારે જિનેશ્વરની પ્રદક્ષિણા કરીને જવાથી વિશેષે કરીને સર્વ કાર્યની સિદ્ધિ થાય છે. તે વિષે યતિવલ્લભમાં કહ્યું છે કે-

"प्राणप्रवेशे वह नाडिपादं, कृत्वा पुरो दक्षिणमर्कबिम्बम् ।
प्रदक्षिणीकृत्य जिनं च याने, विनाप्यहःशुद्धिमुशन्ति सिद्धिम् ॥१॥"

"પ્રાણવાયુ નાસિકામાં પ્રવેશ કરતો હોય ત્યારે જે તરફની નાડી ચાલતી હોય તે તરફનો પગ આગળ મૂકીને તથા સૂર્યને (સૂર્યની દિશાને) જમણી બાજુ રાખીને તથા જિનેશ્વરની પ્રદક્ષિણા કરીને પ્રયાણ કરે તો દિવસની શુદ્ધિ નહીં છતાં પણ કાર્યસિદ્ધિ થાય છે."

પ્રયાણના ઉપલક્ષણથી પ્રવેશ કરવામાં પણ આ સર્વ વિધિ જ જાણવો. તે વિષે દિનશુદ્ધિમાં કહ્યું છે કે—

"पुन्ननाडि दिसा पायं, अग्गे किच्चा सया विऊ ।
पवेसं गमणं कुज्जा, कुणंतो साससंगहं ॥१॥"

"શ્વાસનો સંગ્રહ કરીને એટલે પ્રાણવાયુ નાસિકામાં પ્રવેશ કરતો હોય ત્યારે પૂર્ણ નાડી તરફના પગને આગળ કરીને વિદ્વાન પુરુષોએ સર્વદા પ્રવેશ અને ગમન કરવું."

શત્રુને જીતવાની ઈચ્છાવાળાએ પોતાના વાયુસંચારવાળા પાર્શ્વથી ડાબી બાજુએ શત્રુને રાખવો, એટલે કે જે તરફ વાયુ ચાલતો ન હોય તે તરફ શત્રુને રાખવો કે જેથી તે સુખેથી જીતાય છે. અર્થાત્ ઈષ્ટ જન હોય તો તેને પૂર્ણ અંગ તરફ રાખવો, એટલે કે જે તરફ શ્વાસ ચાલતો હોય તે તરફ ઈષ્ટ જનને રાખવો. તે વિષે વિવેકવિલાસમાં કહ્યું છે કે—

"अरिचौराधमर्णाद्या, अन्येऽप्युत्पातविग्रहाः ।
कर्त्तव्याः खलु रिक्तांगे, जयलाभसुखार्थिभिः ॥१॥
गुरुबन्धुनृपामात्या, अन्येऽपीप्सितदायिनः ।
पूर्णांगे खलु कर्त्तव्याः, कार्यसिद्धिमभीप्सता ॥२॥"

"શત્રુ, ચોર, દેણદાર વિગેરે તથા બીજા પણ ઉત્પાત કરનારાને જય, લાભ અને સુખને ઈચ્છતા પુરુષોએ રિક્તાંગે કરવા, એટલે જે તરફ પ્રાણવાયુ ચાલતો ન હોય તે તરફ કરવા (૧). અને કાર્યસિદ્ધિને ઈચ્છતા પુરુષે ગુરુ, બંધુ, રાજા, પ્રધાન વિગેરેને તથા

બીજા પણ ઈષ્ટ વસ્તુને આપનાર જનોને પૂર્ણાંગે કરવા, એટલે જે તરફની નાડી ચાલતી હોય તે તરફ કરવા." (૨) અહીં પણ "સૂર્યને (સૂર્યની દિશાને) જમણી બાજુ અથવા પછવાડે રાખવો.' એ અર્થ સમજવો. તે વિષે યતિવલ્લભમાં પણ કહ્યું છે કે—

"वहनाडिगतो वाच्यो, दक्षिणेऽर्केऽर्थलब्धये ।
रिक्तनाडिगतः शत्रु-र्जीयते पृष्ठगे रवौ ॥१॥"

"સૂર્યને જમણી બાજુએ રાખીને ચાલતી નાડી તરફનો પ્રથમ પગ મૂકી ગમન કરે તો દ્રવ્યની પ્રાપ્તિ થાય અને સૂર્યને પછવાડે રાખીને શત્રુને રિક્ત (ખાલી) નાડી તરફ રાખે તો તે શત્રુનો પરાજય થાય છે."

હવે શુક્રચાર કહે છે.—

शुक्रस्तु यत्रोदयति भ्रमन् वा, यां याति यद्द्वारकमेति भं वा ।
इच्छंस्त्रिधा तद्दिशि संमुखः स्या-त्त्याज्यस्तु तत्रोदय-संमुखीनः ॥१८॥

અર્થ—શુક્ર જે દિશામાં ઉદય પામે છે અથવા ફરતો ફરતો જે દિશામાં જાય છે, અથવા જે દિશાના દ્વારવાળા નક્ષત્રને પામે છે તે દિશામાં સન્મુખ હોય છે, એટલે કે તે શુક્ર આ ત્રણ રીતે સન્મુખ કહેવાય છે, તેમાં (તે ત્રણમાં) ઉદય સન્મુખ શુક્ર તજવા યોગ્ય છે.

શુક્ર પૂર્વ અથવા પશ્ચિમ જે દિશામાં ઉદય પામે છે તે દિશામાં જનાર મનુષ્યને તે સન્મુખ હોય છે. અથવા જેમ સૂર્યને ફરવાના (ગતિના) વશથી ચારે દિશાનો સ્પર્શ કહ્યો છે, તેમ શુક્ર પણ ભમતો ભમતો જે જે દિશામાં જાય છે તે તે દિશામાં જનાર માણસને તે શુક્ર સન્મુખ હોય છે. અથવા જે મેષાદિક ચાર ચાર રાશિઓ અને પૂર્વાદિક ચાર ચાર દિશાઓ, તેમને વિષે ભ્રમણ કરતાં પ્રાપ્ત થયેલો શુક્ર તે તે દિશામાં જનારને સન્મુખ હોય છે. અથવા પરિઘચક્રમાં કહેલી રીત પ્રમાણે જે દિશાના દ્વારવાળું નક્ષત્ર હોય, તે નક્ષત્રમાં આવેલો શુક્ર પણ તે તે દિશામાં જનારને સન્મુખ હોય છે. આ રીતે ત્રણે પ્રકારે શુક્ર સન્મુખ હોય છે તો પણ શુક્રની ઉદયની દિશા કે જે પૂર્વ કે પશ્ચિમ જ હોય છે તે જ ત્યાગ કરવા યોગ્ય છે. વિશેષ એ છે જે જમણી બાજુએ રહેલો પણ શુક્ર તજવા યોગ્ય છે. તે વિષે નારચંદ્રમાં કહ્યું છે કે—

"अग्रतो लोचनं हन्ति, दक्षिणो ह्यशुभप्रदः ।
पृष्ठतो वामतश्चैव, शुक्रः सर्वसुखावहः ॥१॥"

શુક્ર સન્મુખ હોય તો નેત્રનો નાશ થાય, જમણી બાજુએ હોય તો અશુભ ફળ આપે, તથા પાછળ અથવા ડાબી બાજુએ હોય તો સર્વ સુખને કરનાર થાય છે."

સન્મુખ શુક્રનો અપવાદ

"पौष्णाश्विनीपादमेकं, यदा वहति चन्द्रमाः ।
तदा शुक्रो भवेदन्धः, संमुखं गमनं शुभम् ॥१॥"

---

१ अश्विन्यादि मृगानां च (જ્યો. ચંદ્રિકા)

"રેવતી (આખું) અને અશ્વિનીના પહેલા પાદ સુધી જ્યારે ચંદ્રમા હોય છે ત્યારે શુક્ર અંધ હોય છે, માટે તે વખતે સન્મુખ શુક્ર હોય તો પણ તે દિશામાં ગમન કરવું શુભ છે." કેટલાએક આ શ્લોકનું પૂર્વાર્દ્ધ આ પ્રમાણે કહે છે—"अश्विन्या वह्निपादान्तं यावच्चरति चंद्रमाः ।" "જ્યારે અશ્વિની, ભરણી તથા કૃત્તિકાના પાદ સુધી ચંદ્રમા હોય છે ત્યારે શુક્ર અંધ છે વિગેરે."

તથા લલ્લ કહે છે કે—

"काश्यपेषु वसिष्ठेषु, भृग्वत्र्याङ्गिरसेषु च ।
भारद्वाजेषु वात्स्येषु, प्रतिशुक्रं न विद्यते ॥१॥
एकग्रामे पुरे वापि, दुर्भिक्षे राष्ट्रविभ्रमे ।
विवाहे तीर्थयात्रायां, वत्सशुक्रौ न चिन्तयेत् ॥२॥
स्वभवनपुरप्रवेशे, देशानां विभ्रमे तथोद्वाहे ।
नववध्वागमने च, प्रतिशुक्रविचारणा नास्ति ॥३॥"

"કાશ્યપ, વશિષ્ઠ, ભૃગુ, અત્રિ, અંગિરસ, ભારદ્વાજ અને વત્સ એ સાત ઋષિઓના[1] 'મતમાં' ત્રણે પ્રકારના શુક્રનો નિષેધ નથી. એક ગામમાં, પુરમાં, દુકાળમાં રાજ્યના ઉપદ્રવમાં, વિવાહમાં અને તીર્થયાત્રામાં, આટલે સ્થળે વત્સ અને શુક્રનો વિચાર કરવો નહીં', પોતાના ઘરમાં એટલે સ્વાભાવિક રીતે ઘરમાં પ્રવેશ કરવો હોય ત્યારે સન્મુખ શુક્રનો વિચાર કરવો નહીં', પણ નવા ઘરમાં પ્રવેશ કરવો હોય ત્યારે તો ત્રણે પ્રકારના શુક્રનો પણ ત્યાગ કરવો જોઈએ એમ આગળ કહેશે. તથા પુરપ્રવેશમાં, દેશાવરોમા જાવ-આવ કરવામાં, વિવાહમાં, નવી વહુને તેડી લાવવામાં, આટલે સ્થળે ત્રણે પ્રકારનો શુક્રનો વિચાર કરવો નહીં', અર્થાત્ સન્મુખ શુક્રનો વિચાર કરવો નહિ."

તથા શુક્રની બાલ્યાવસ્થામાં, વૃદ્ધાવસ્થામાં, નીચપણામાં, અસ્તપણામાં, વક્રગતિપણામાં અને બીજા ગ્રહથી પરાજય પામેલો હોય ત્યારે એ વિગેરેમાં યાત્રા કરવી અશુભ છે, કેમકે-"-યાત્રામાં શુક્ર બળવાન લેવો" એમ કહ્યું છે. તથા રત્નમાળામાં પણ કહ્યું છે કે-

"नीचगे ग्रहजितेऽथ विलोमे, भार्गवे कलुषितेऽस्तमिते वा ।
प्रस्थितो नरपतिः सबलोऽपि, क्षिप्रमेव वशमेति रिपूणाम् ॥१॥

"શુક્ર નીચ સ્થાનમાં રહ્યો હોય, બીજા ગ્રહવડે જીતાયો હોય, વક્ર થયો હોય, કલુષ થયો હોય એટલે બાળ કે વૃદ્ધ હોય, તથા અસ્ત પામ્યો હોય, તે વખતે જો રાજાએ પ્રયાણ કર્યું હોય તો તે બળવાન છતાં પણ તત્કાળ શત્રુને વશ થઇ જાય છે."

શુક્રના ઉદય અને અસ્તના દિવસની સંખ્યા સ્વાભાવિક રીતે આ પ્રમાણે નારચંદ્ર ટિપ્પણીમાં કહેલી છે.—

૧. ગોત્રમાં ઉત્પન્ન થયેલાઓને એમ કેટલાકનો મત છે.

"प्राच्यां भृगुर्जलधितत्त्व २५४ दिनानि तिष्ठे-
त्तत्रास्तगस्तु नयनाद्रि ७२ दिनान्यदृश्यः ।
तिष्ठेच्च षोडशकृतिं २५६ दिवसान् प्रतीच्या-
मस्तं गतस्त्विह सयक्ष १३ दिनान्यदृश्यः ॥१॥"

પૂર્વ દિશામાં ઉદય પામેલો શુક્ર ૨૫૪ દિવસ સુધી રહે, ત્યાર પછી અસ્ત પામે, તે ૭૨ દિવસ સુધી અદૃશ્ય રહે. ત્યાર પછી પશ્ચિમ દિશામાં ઉદય પામે, તે ૨૫૬ દિવસ સુધી રહે, અને ત્યારપછી અસ્ત પામે, તે ૧૩ દિવસ સુધી અદૃશ્ય રહે."

"પોતાના જન્મનક્ષત્રનો સ્વામી અસ્ત પામ્યો હોય તે વખતે પણ યાત્રા કરવી અશુભ છે," એમ દૈવજ્ઞવલ્લભમાં કહ્યું છે.

હવે શુક્રચારના ફળમાં મતાંતર કહે છે.—

प्रतिशुक्रं त्यजन्त्येके, यात्रायां त्रिविधं बुधाः ।
तस्मात्प्रतिकुजं कष्टं, ततोऽपि प्रतिसोमजम् ॥१९॥

અર્થ—કેટલાએક પંડિતો યાત્રામાં ત્રણે પ્રકારથી સન્મુખ (પ્રતિકૂળ) શુક્રનો ત્યાગ કરે છે. તે (પ્રતિકૂળ શુક્ર) થકી પ્રતિકૂળ મંગળ વધારે કષ્ટકારક છે, તેથી તે પણ ત્રણે પ્રકારનો તજવો, તેનાથી પણ પ્રતિકૂળ બુધ વધારે કષ્ટકારી છે, તેથી તે પણ ત્રણે પ્રકારનો તજવો.

આ મત પણ આ ગ્રંથકાર આચાર્યને સંમત છે, તેથી કરીને પૂર્વ શ્લોકમાં માત્ર ઉદય સન્મુખ શુક્રનો ત્યાગ કરવાનું કહ્યું છે, તે ઉતાવળના કાર્યમાં જાણવું. ઘણી ઉતાવળ ન હોય તો શક્તિ પ્રમાણે ત્રણે પ્રકારનું સન્મુખપણું તજવા યોગ્ય છે એમ જાણવું. તે વિષે દૈવજ્ઞવલ્લભમાં પણ કહ્યું છે કે—

"धनिष्ठादिकमश्लेषा-पर्यन्तं भगणं भृगुः ।
यदा चरति नोदीचीं, न प्राचीं च तदा व्रजेत् ॥१॥
मघादिश्रवणान्तानि, भानि शुक्रो यदा चरेत् ।
नापाचीं न प्रतीचीं च, तदा गच्छेज्जिजीविषुः ॥२॥"

"જ્યારે શુક્ર ધનિષ્ઠાથી અશ્લેષા સુધીના નક્ષત્રમાં રહ્યો હોય ત્યારે ઉત્તર અથવા પૂર્વ દિશામાં જીવવાની ઇચ્છાવાળાએ પ્રયાણ કરવું નહીં, અને જ્યારે શુક્ર મઘાથી શ્રવણ સુધીનાં નક્ષત્રમાં રહ્યો હોય ત્યારે દક્ષિણ કે પશ્ચિમ દિશામાં જીવવાની ઇચ્છાવાળાએ પ્રયાણ કરવું નહીં."

શુક્ર થકી મંગળ અને મંગળથી પણ બુધ વધારે કષ્ટકારક છે, તે વિષે દૈવજ્ઞવલ્લભમાં કહ્યું છે કે—

"प्रतिशुक्रेऽपि निर्गच्छे-दनुकूलो बुधो यदि ।
गतः प्रतिबुधे नान्यैः, शक्यते रक्षितुं ग्रहैः ॥१॥"

"જો બુધ અનુકૂળ હોય તો ત્રણ પ્રકારે શુક્ર પ્રતિકૂળ છતાં પણ પ્રયાણ કરવું અને જો પ્રતિકૂળ બુધમાં પ્રયાણ કર્યું હોય તો તેને બીજા ગ્રહો રક્ષણ કરવાને શક્તિમાન નથી." "શુક્રની જ જેમ મંગળ તથા બુધ પણ સન્મુખ રહેલા અથવા જમણી તરફ રહેલા હોય તો તે તજવા યોગ્ય છે" એમ ત્રિવિક્રમ કહે છે." "બુધ સન્મુખ હોય તો જ તેને તજવો" એમ રત્નમાલા ભાષ્યમાં કહ્યું છે.

હવે વત્સચાર કહે છે.—

वत्सः प्राच्यादिषूदेति, कन्यादित्रित्रिगे रवौ ।
प्रवासवास्तुद्वारार्चा-प्रवेशाः संमुखेऽत्र न ॥२०॥

અર્થ—કન્યા સંક્રાંતિથી આરંભીને ત્રણ ત્રણ સંક્રાંતિમાં રહેલો સૂર્ય હોય ત્યારે પૂર્વાદિક દિશામાં અનુક્રમે વત્સ-ઉદય પામે છે, એટલે કે કન્યા, તુલા અને વૃશ્ચિક સંક્રાંતિ હોય ત્યારે પૂર્વ દિશામાં વત્સનો ઉદય હોય, ધન, મકર અને કુંભ સંક્રાંતિમાં દક્ષિણ દિશાએ, મીન, મેષ અને વૃષ સંક્રાંતિમાં પશ્ચિમ દિશાએ અને મિથુન, કર્ક અને સિંહ સંક્રાંતિમાં ઉત્તર દિશાને વિષે વત્સનો ઉદય હોય છે. આ વત્સ સન્મુખ હોય એવી રીતે પ્રવાસ (પ્રયાણ) કરવો નહીં, ઘર વગેરેનું દ્વાર મૂકવું નહીં, તથા જિનેશ્વરાદિ પ્રતિમાનો ધનિકના ઘરમાં પ્રવેશ કરાવવો નહીં.

નારચંદ્ર ટિપ્પણીમાં વત્સનું શરીર આ પ્રમાણે કહ્યું છે—

"वपुरस्य शतं हस्ताः शृंगयुगं षष्टि संयुता त्रिशती ।
पन्नाभिपुच्छशिरसां भूप नव त्रि शर करमानम् ॥१॥"

"આ વત્સનું શરીર સો હાથ ઊંચું છે, તેનાં બન્ને શીંગડાં ૩૬૦ હાથ લાંબાં છે, પગ સોળ હાથ, નાભિ નવ હાથ, પુંછડું ત્રણ હાથ અને મસ્તક પાંચ હાથનું છે."

વત્સચાર સંબંધી વિશેષ જ્યોતિષસારમાં આ પ્રમાણે કહ્યું છે.—

"पंच-दिक्-तिथि-सत्रिंश-तिथि-दिक्-शर-वासरान् ।
वत्सस्थितिर्दिक्चतुष्के, प्रत्येकं सप्तभाजिते ॥९॥"

"ચારે દિશાઓમાંની પ્રત્યેક દિશાના સાત સાત ભાગ કરવા. તેમાં પહેલા ભાગમાં વત્સની સ્થિતિ પાંચ દિવસની છે, બીજામાં દશ, ત્રીજાના પંદર, ચોથામાં ત્રીશ, પાંચમામાં પંદર, છઠ્ઠામાં દશ અને સાતમા ભાગમાં પાંચ દિવસની સ્થિતિ છે, એટલે કે આટલા આટલા દિવસ તે તે ભાગમાં અનુક્રમે વત્સ રહે છે."

વત્સચાર તથા વત્સની સ્થિતિનું ચક્ર




આ વત્સને કેટલાક આચાર્યો "વાસ્તુ" એવે નામે પણ કહે છે.—

હવે વત્સચારનું ફળ કહે છે.—

संमुखोऽयं हरेदायुः, पृष्ठे स्याद्धननाशनः ।
वामदक्षिणयोः किं तु, वत्सो वाञ्छितदायकः ॥२१॥

અર્થ—આ વત્સ [1]સન્મુખ રહ્યો હોય તો આયુષ્ય હરે છે, પાછળ હોય તો ધનનો નાશ કરે છે, પણ ડાબી તથા જમણી બાજુ રહ્યો હોય તો તે વાંછિતને આપનાર થાય છે.

બીજા આચાર્યો વત્સની જ જેમ સૂર્ય વિગેરે સર્વે ગ્રહોનાં ઘરો આ પ્રમાણે કહે છે.

"मीनादित्रयमादित्यो, वत्सः कन्यादिकत्रये ।
धन्वादित्रितये राहुः, शेषाः सिंहादिकत्रये ॥१॥"

"સૂર્ય મીનથી આરંભીને ત્રણ ત્રણ સંક્રાંતિ સુધી અનુક્રમે પૂર્વાદિક દિશામાં રહેલો છે, વત્સ કન્યા સંક્રાંતિથી આરંભીને, રાહુ ધન સંક્રાંતિથી આરંભીને અને બાકીના ગ્રહો સિંહ સંક્રાંતિથી આરંભીને પૂર્વાદિક દિશામાં રહેલા છે.

૧. સંમુખ અને પૃષ્ઠ વત્સ અશુભ છે.

રવિવાર ચક્ર




રાહુચાર ચક્ર




ચંદ્ર, મંગળ, બુધ, ગુરુ, શુક્ર, શનિચાર ચક્ર




અહીં પ્રસંગોપાત્ત શિવચાર લખે છે.—

"मेषेऽर्कादुत्तरादौ दिशि विदिशि शिवो मासमेकं तथा द्वौ,
[1]संहृत्या संस्थितो द्विर्भ्रमति भृशमहोरात्रमध्ये तु [2]सृष्टया ।
अध्यर्धे नाडिके द्वे दिशि विदिशि घटीपञ्चकं चैव तिष्ठन्,
चन्द्रादेः प्रातिकूल्यं हरति किरति शं दक्षिणे पृष्ठगोऽसौ ॥१॥"

"મેષ રાશિમાં રહેલા સૂર્યથી ઉત્તરાદિક દિશામાં ઉત્ક્રમથી ફરે છે દિશામાં એક માસ તથા વિદિશામાં બે માસ સુધી રહે છે. તે શિવ એક દિવસ રાત્રિમાં થઈને બે વાર અનુક્રમે ભ્રમણ કરે છે, તેથી દરેક દિશામાં તે શિવ અઢી અઢી ઘડી રહે છે, અને દરેક વિદિશામાં પાંચ પાંચ ઘડી રહે છે. ભાવાર્થ એ છે કે મેષનો સૂર્ય હોય ત્યારે પ્રથમ અઢી ઘડી શિવ ઉત્તર દિશામાં હોય, પછી પાંચ ઘડી ઈશાનમાં, પછી અઢી ઘડી પૂર્વમાં એમ એક અહોરાત્રમાં બે વખત ફરે છે. પછી વૃષ તથા મિથુનના સૂર્ય હોય ત્યારે બે માસ પ્રથમ પાંચ ઘડી

૧. ઉત્ક્રમથી. ૨ ક્રમથી. ૧ ડાબી બાજુને ક્રમે. ૨ જમણી બાજુને ક્રમે.

વાયવ્યમાં, પછી અઢી ઘડી ઉત્તરમાં એમ ક્રમે ભ્રમણ કરે છે. પછી કર્કમાં પ્રથમ પશ્ચિમ માં આ પ્રમાણે જાણવું. આ શિવ જમણી બાજુ અથવા પાછળના ભાગમાં રહ્યો હોય તો ચંદ્રાદિકની પ્રતિકૂળતાનો નાશ કરે છે તથા સુખ આપે છે. ચંદ્રાદિકે કરીને તારાઓની તથા તેની અવસ્થાઓની પણ પ્રતિકૂળતાનો નાશ કરે છે એમ જાણવું.

શિવચાર ચક્ર :

| | | |
|---|---|---|
| ઈશાન ઘડી૨॥ / ઈશાન ઘડી૨॥ | પૂર્વ મકરેડર્ક : ઘડી ૨॥ | અગ્નિ ઘડી ૨॥ / અગ્નિ ઘડી ૨॥ |
| ઉત્તર મેષેડર્ક: ઘડી ૨॥ | | દક્ષિણ તુલાર્ક: ઘડી ૨॥ |
| વાયવ્ય ઘડી ૨॥ / ઘડી ૨॥ વાયવ્ય | કર્કેડર્ક ઘડી ૨॥ પશ્ચિમ | નૈઋર્ત્ય ઘડી ૨॥ / નૈઋર્ત્ય ઘડી ૨॥ |

આ શિવચક્રની સ્થાપના સ્થૂળ પ્રમાણવાળી છે. સૂક્ષ્મ પ્રમાણવાળી તો આ પ્રમાણે છે.–

**संक्रामन्तेराद्यघस्रे स्वदिशि शर ५ पलान्येष भुक्त्वा भ्रमाभ्यां,**
**पश्चात्सृष्ट्या तटस्थां दिशमटति दशैवं पलान्यन्यघस्रे ।**
**वृद्धिः पञ्चोत्तरैवं प्रतिदिवसमहो तावदेतस्य यावत्,**
**संक्रान्तेरन्त्यघस्रे स्थितिरधिककुभं सार्धनाडिद्वयं स्यात् ॥२॥**

"સંક્રાંતિને પહેલે દિવસે શિવ પોતાની દિશામાં બે ભ્રમણે કરીને પાંચ પળ ભોગવે છે, એટલે કે દિવસ અને રાત્રિમાં થઈને શિવ બે વાર ભ્રમણ કરે છે, તેમાં પહેલા ભ્રમણમાં પોતાની દિશામાં અઢી પળ શિવ રહે છે અને બીજા ભ્રમણમાં પણ બીજા અઢી પળ રહે છે. એ પ્રમાણે સંક્રાંતિને પહેલે દિવસે બે ભ્રમણે કરીને શિવ પોતાની દિશામાં પાંચ પળ રહે છે. ત્યાર પછી સૃષ્ટિના ક્રમે બીજી દિશામાં જાય છે. એ જ રીતે બીજે દિવસે પણ બીજી પાંચ પળો ભોગવવાથી દશ પળ થઈ (એ રીતે ત્રીજે દિવસે પણ પાંચ પળો ભોગવવાથી પંદર પળ થઈ). એ જ રીતે દરેક દિવસે પાંચ પાંચ પળની વૃદ્ધિ કરતાં છેવટ સંક્રાંતિને છેલ્લે દિવસે એટલે ત્રીશમે દિવસે શિવને પોતાની દિશામાં દોઢસો પળ એટલે અઢી ઘડીની સ્થિતિ થાય છે." ત્યાર પછી ફરીથી સંહારે કરીને બીજી દિશામાં પણ આવેલા શિવનો આ પ્રમાણે જ ક્રમ જાણવો.

શિવચારનું ફળ આ પ્રમાણે છે.—

"विवादे शत्रुहनने, रणे झगटके तथा।
द्यूतु चैव प्रवासे वा-ऽग्रामपृष्ठे शिवे जयः ॥६॥
स्वराश्च शकुना दुष्टा, भद्राग्रहवलं तथा।
दिग्दोषा योगिनीमुख्या, अभयाः स्युः शुभे शिवे ॥७॥"

"વાદવિવાદમાં, શત્રુને હણવામાં, રણસંગ્રામમાં, ઝગડામાં, દ્યૂત તથા પ્રવાસમાં શિવ જમણો અથવા પાછળ હોય તો તે જય આપનાર છે અશુભ સ્વરોદય, અશુભ શકુન, ભદ્રા, અશુભ ગ્રહોનું બળ અને યોગિની વિગેરે દિશાઓના દોષો, એ સર્વે શિવ શુભ હોય તો નિર્ભયકારક છે." તથા—

"सूर्यराश्यादितः सव्ये, लग्नं तत्कालसंभवम्।
पृष्ठदक्षिणगं कृत्वा, जयेद्युद्धे न संशयः ॥१॥"

"સૂર્યની રાશિને આદિ કરીને એટલે સૂર્ય જે રાશિમાં હોય તે રાશિને પૂર્વ દિશામાં મૂકીને ત્યાં સૃષ્ટિને ક્રમે (સવળી-જમણી બાજુને ક્રમે) તત્કાળ સંભવતું જે લગ્ન આવે એટલે તે વખતે જે લગ્ન વર્તતું હોય તેને પાછળ અને જમણી બાજુએ રાખીને યુદ્ધ કરે તો જય પામે. તેમાં કાંઈ પણ સંશય નથી.

। इति यात्रायां समयशुद्धिः दिक्शुद्धिश्च ।

આ પ્રમાણે યાત્રામાં સમયની શુદ્ધિ અને દિશાની શુદ્ધિ કહી.

હવે યાત્રામાં જ ચેષ્ટા નિમિત્ત વિગેરેની શુદ્ધિ કહે છે.

उत्सवमशनं स्नानं प्रगुणं चोपेक्ष्य मंगलमशेषम्।
असमापिते च सूतकयुगेऽङ्गनर्त्तौ च नो यायात् ॥२२॥

અર્થ—કૌમુદી વિગેરે ઉત્સવ, ભોજન, રોગથી મુક્ત થયાનું અથવા સામાન્ય સ્નાન અને વિવાહ તથા પુત્રનું અન્નપ્રાશન વિગેરે સર્વ માંગલિક કાર્યોની તૈયારી હોય તે વખતે તેનું ઉલ્લંઘન કરીને તથા જન્મ કે મરણનું સૂતક સમાપ્ત કર્યા વિના તથા ઋતુવાળી ભાર્યા હોય ત્યારે પ્રયાણ કરવું જ નહીં.

अवमन्य माननीयान्निर्भर्त्स्य स्त्रीं च कमपि संताड्य।
बालमपि रोदयित्वा जिजीविषुर्नैव निर्गच्छेत् ॥ २३ ॥

અર્થ—જીવવાની ઈચ્છા રાખનારે માનવા યોગ્ય (પૂજ્ય) મનુષ્યની અવગણના કરીને, સ્ત્રીની તર્જના (તિરસ્કાર) કરીને, કોઈને પણ તાડન કરીને (મારીને), તથા બાળકને રોવડાવીને ગમન કરવું નહીં.

અહીં લલ્લનું આ પ્રમાણેનું વચન લક્ષમાં રાખવા યોગ્ય છે.—

प्रमत्तो व्याधितो भीतः, श्रान्तः क्रुद्धो बुभुक्षितः ।
अध्वानं न प्रपद्येत, क्लीबवेषस्तथैव च ॥१॥
रात्रौ तु मैथुनं कृत्वा, प्रभाते योऽभिगच्छति ।
यात्राकालेऽथवा प्राप्ते, मैथुनं यो निषेवते ॥२॥
यो वा प्रस्थानके गत्वा, पुनर्गृहमुपागतः ।
इत्येवमादिचेष्टाभिः, सिद्धिर्नास्त्यभिगच्छतः ॥३॥"

"ઉન્મત્ત થયેલો, વ્યાધિગ્રસ્ત, ભય પામેલો, થાકી ગયેલો, ક્રોધ પામેલો, ભૂખ્યો થયેલો તથા નપુંસકના વેષને ધારણ કરેલો, આવા પુરુષે માર્ગમાં પ્રયાણ કરવું નહીં. રાત્રે મૈથુન કરીને પ્રાતઃકાળે જે પ્રયાણ કરે છે. અથવા પ્રયાણ કરવાનો સમય પ્રાપ્ત થયે જે મૈથુનને સેવે છે, અથવા જે પ્રસ્થાન કરેલ સ્થળે જઈને પાછો ઘેર આવે છે, એ વિગેરે ચેષ્ટાએ કરીને પ્રયાણ કરે તેને કાર્યસિદ્ધિ થતી નથી."

क्षुतगृहकलहज्वलनौतुयुद्धदुर्वचनवसनसंगाद्यम् ।
अशुभं यात्रावसरे शुभमपि शकुनागमाद्विन्द्यात् ॥२४॥

અર્થ—છીંક થઈ હોય, ઘરમાં કંકાસ થયો હોય, ઘરમાં અગ્નિ લાગ્યો હોય, બિલાડાનું અથવા પાડા વગેરેનું યુદ્ધ થતું હોય, દુર્વચન એટલે "જઈશ નહીં, મરી જઈશ" એવા અમંગળ શબ્દ બોલાતા હોય, વસ્ત્રનો છેડો બારણા વિગેરેમાં ભરાઈ ગયો હોય તથા મસ્તક અથડાયું હોય, ઠેસ વાગવાથી અથવા બીજા કારણથી ગતિની સ્ખલના થઈ હોય, આવી ચેષ્ટાઓ પ્રયાણ સમયે થઈ હોય તો અશુભ કે શુભ પણ શકુન શાસ્ત્રથી જાણવું.

ભાસ્કરવ્યવહારમાં આ પ્રમાણે વિશેષ કહ્યું છે.—

"रिक्तोऽनुकूलः कुंभोऽम्भःपूरणाय प्रयोजितः ।
विद्यार्थिचौरवणिजां, प्रयाणेऽतीव सिद्धिदः ॥१॥"

"વિદ્યાર્થી, ચોર અને વણિક્‌ના પ્રયાણમાં જો કોઈ માણસ ખાલી અને અનુકુળ ઘડો પાણી ભરવા લઈ જતો હોય અને તે માણસ પ્રયાણમાં સાથે થયો હોય તો કાર્યની સિદ્ધિ થાય, એટલે કે જેમ તે ઘડો પૂર્ણ ભરાઈને પાછો આવશે, તેમ પ્રયાણ કરનાર પણ પૂર્ણ થઈને પાછો આવશે એમ જાણવું." રત્નમાળામાં અપશકુનના પરિહાર માટે કહ્યું છે કે —

"आद्ये विरुद्धे शकुने प्रतीक्ष्य,
प्राणान्नृपः पञ्च च षट् च यायात् ॥
अष्टौ द्वितीये द्विगुणास्तृतीये,
व्यावृत्त्य नूनं गृहमभ्युपेयात् ॥१॥"

"રાજાને પ્રયાણ વખતે પહેલું અશુભ શકુન થયું હોય તો પાંચ અને છ એટલે અગિયાર પ્રાણ સુધી રાહ જોઈને પછી પ્રયાણ કરવું, બીજી વખત પણ અશુભ શકુન થાય તો દ્વિગુણ આઠ એટલે સોળ પ્રાણ સુધી વિલંબ કરીને પછી ચાલવું, અને ત્રીજી વાર પણ અપશુકન થાય તો પાછા ફરીને ઘેર જ આવવું."

આ સિવાય બીજાં શકુનો શકુનનાં આગમ (શાસ્ત્ર) થી એટલે વસંતરાજ વિગેરેનાં કરેલાં શાસ્ત્રોથી જાણવાં. અર્થાત્ બીજા આચાર્યોએ પોતપોતાના ગ્રંથોમાં યાત્રાના અધિકારમાં પ્રયાણને યોગ્ય એવાં શકુનો પણ વિસ્તારથી કહ્યાં છે, અમે તો અહીં તેનું પ્રસ્તુત (પ્રસંગ) નહીં હોવાને લીધે તથા શકુનનાં શાસ્ત્રથી પણ તેના જ્ઞાનનો સંભવ હોવાથી કહ્યાં નથી.

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચારે વર્ણોને સાધારણ યાત્રાના વિધિને કહીને હવે શત્રુના વિજયના પ્રયોજનવાળું નૃપાદિકનું પ્રયાણ ચાળીશ શ્લોકો વડે કહે છે, તેમાં પ્રથમ દુષ્ટ નિમિત્તોનો પરિહાર કરે છે.—

आकालिकीषु विद्युद्गर्जितवर्षासु वसुमतीनाथः ।
उत्पातेषु च भौमान्तरिक्षदिव्येषु न प्रवसेत् ॥२६॥

અર્થ—રાજાએ અકાળે થતી એટલે ગર્ભ કે વર્ષાઋતુ વિના થતી વીજળી, ગર્જના તથા વૃષ્ટિને વિષે પ્રયાણ ન કરવું, અહીં રાજાએ કરીને સામંતાદિક તથા આચાર્યાદિક પણ જાણવા. તથા ભૌમ, અંતરિક્ષ અને દિવ્ય ઉત્પાતોમાં પ્રયાણ ન કરવું. અહીં ભૌમ ઉત્પાત એટલે ભૂમિકંપ વિગેરે, તથા જે ચર પદાર્થોનું સ્થિર થવાપણું અને સ્થિર પદાર્થોનું ચલ સ્વભાવપણું અથવા પુષ્પ, ફળાદિકનો વિકાર એ સર્વ ભૌમ એટલે ભૂમિના ઉત્પાત જાણવા. અંતરિક્ષ (આકાશ) ના ઉત્પાત ઉલ્કાપાત, નિર્ઘાત (આકાશમાં ગડગડાટ), પવનનું તોફાન, ગંધર્વ નગર, ઇન્દ્રધનુષ, રાતો ઐરાવણ હાથી, [1]પરિવેષ, દંડ, પરિઘ વિગેરે જાણવા. તથા દિવ્ય ઉપદ્રવો એટલે ચંદ્ર કે સૂર્યનું ગ્રહણ તથા નક્ષત્રનો વિકાર અને કેતુનું દર્શન એ વિગેરે જાણવા. મૂળ શ્લોકમાં ચ શબ્દ છે તેથી રાહુ અને યોગિની (જોગણી) વિગેરેનો પણ વિચાર કરવો. "આવા સમયમાં સાત દિવસ સુધી પ્રયાણ કરવું નહીં." એમ દૈવજ્ઞવલ્લભ કહે છે. "એક દિવસ તો અવશ્ય તજવો." એમ સારંગ કહે છે. "કેતુ જોયો હોય તો સોળ દિવસ સુધી પ્રયાણ ન કરવું, પણ ચૈત્ર કે વૈશાખ માસમાં જોયો હોય તો તે શુભ છે" એમ વરાહ કહે છે.

હવે યાત્રાને યોગ્ય એવું લગ્ન કહે છે—

यातव्यं दिग्मुखे लग्ने, सिद्धयै शीर्षोदये तथा ।
एतद्विलोमयोर्जातु, यात्रा यातुर्न सिद्धये ॥२६॥

---

1 ચંદ્ર સૂર્ય વિગેરેની ફરતું કુંડાળું.

લગ્નનું દિગ્મુખ ચક્ર




અર્થ— મેષાદિક રાશિઓ અનુક્રમે પૂર્વાદિ ચાર દિશાઓના ઈશ છે, તે જ પ્રમાણે સિંહાદિક ચાર તથા ધન્વાદિક ચાર રાશિઓ પૂર્વાદિક દિશાઓના ઈશ છે એમ પૂર્વે કહ્યું છે. તે રાશિઓ તે તે દિશાના મુખવાળી છે એમ જ્યોતિર્વિદો કહે છે. તેથી દિગ્મુખ લગ્નમાં તથા શીર્ષોદયી લગ્નમાં પ્રયાણ કરવાથી કાર્યસિદ્ધિ થાય છે અને તેથી ઉલટું એટલે ઉત્તર કે પૂર્વ મુખનું લગ્ન હોય ત્યારે અનુક્રમે દક્ષિણ કે પશ્ચિમમાં ગમન કરવું અને દક્ષિણ કે પશ્ચિમ મુખવાળા લગનમાં અનુક્રમે ઉત્તર કે પૂર્વમાં ગમન કરવું તથા પૃષ્ઠોદય લગનમાં ગમન કરવું એ સિદ્ધિને માટે નથી. વિશેષ એ છે કે યાત્રામાં લગ્ન પ્રાયે ચર જ ગ્રહણ કરવું.

લલ્લ કહે છે કે—

"अनिष्टदं दिक्प्रतिलोमलग्नं पृष्ठोदये वाञ्छितकार्यनाशः"

"પ્રતિલોમ (ઉલટી) દિશામાં લગ્ન હોય અને ગમન કરે તો અનિષ્ટ ફળ મળે તથા પૃષ્ઠોદયી લગ્નમાં ગમન કરે તો ઇચ્છિત કાર્યનો નાશ થાય."

जन्मलग्ने शुभा यात्रा, जन्मराश्युदये तु न ।
तयोश्चोपचयस्थेषु, राशिष्विष्टा परेषु न ॥२७॥

અર્થ—યાત્રા કરનાર નૃપાદિકને જન્મલગ્નમાં યાત્રા કરવી શુભ છે, આથી કરીને એવું સૂચવ્યું કે-પ્રથમ જન્મનું લગ્ન જાણીને પછી યાત્રાનું લગ્ન આપવું જોઈએ, તે વિના લગ્ન આપવું નહીં, કારણ કે જન્મલગ્ન જાણીને દશા, આયુષ્ય અને ગ્રહનું બળ જોઈને આપેલું યાત્રાદિક મુહૂર્ત ફળદાયક થાય છે. રત્નમાળામાં કહ્યું છે.

"अज्ञातजन्मनोऽप्यन्यैर्यानं योज्यमिति स्मृतम् ।
प्रश्नलग्ननिमित्ताद्यै-र्विज्ञाते सदसत्फले ॥१॥"

"જન્મલગ્ન જાણવામાં ન હોય તો પણ પ્રશ્નલગ્ન અને નિમિત્ત વિગેરે અન્ય ચેષ્ટાએ કરીને શુભાશુભ ફળ જાણીને પ્રયાણનું મુહૂર્ત આપવું એમ કહ્યું છે કે,"

જન્મરાશિના ઉદયમાં યાત્રા કરવી શુભ નથી, એટલે કે જન્મમાં જે ઠેકાણે ચંદ્ર હોય તે જન્મરાશિ કહેવાય છે. તે જન્મરાશિનું જ લગ્ન હોય તો તેમાં યાત્રા કરવી

શુભ નથી. રત્નમાળામાં તો "જન્મરાશિના લગ્નમાં પણ યાત્રા કરવી શુભ છે." એમ કહ્યું છે. તે જન્મલગ્ન અને જન્મરાશિની અપેક્ષાએ ઉપચયસ્થાનમાં એટલે ૩-૬-૧૦ અને ૧૧ મા સ્થાનમાં રહેલી રાશિઓ યાત્રામાં શુભ છે. તે સિવાય બીજા સ્થાનમાં હોય તો તેમાં યાત્રા કરવી શુભ નથી. વિશેષ એ છે જે—"શત્રુની જન્મરાશિ કે જન્મ-લગ્ન અથવા તે બન્નેના સ્વામી તત્કાળના લગ્નથી ચોથે કે સાતમે સ્થાને હોય ત્યારે પણ યાત્રા કરવાથી જય થાય છે, અને જો શત્રુની જન્મરાશિ અને જન્મલગ્નનાં ઉપચયસ્થાનો ચોથે કે સાતમે સ્થાને હોય તો પણ જય થાય છે." એમ રત્નમાળામાં કહ્યું છે,

पापैरस्तांबुगैर्दृष्टे, युते वा जन्मलग्नभे ।
सौम्यग्रहैस्तु नैवं चे-त्तदा यातुः पराभवः॥२८॥

અર્થ—જે કોઈ સ્થાનમાં રહેલી જન્મલગ્નની રાશિ યાત્રાલગ્નના સાતમા ને ચોથા સ્થાનમાં રહેલા પાપગ્રહોએ કરીને યુક્ત હોય અથવા તેમની દૃષ્ટિ પડતી હોય, તથા તે જ જન્મલગ્નની રાશિ સાતમા ને ચોથા સ્થાનમાં રહેલા સૌમ્ય ગ્રહોએ કરીને યુક્ત કે દૃષ્ટ ન હોય તો (તેવે વખતે) પ્રયાણ કરનારનો પરાભવ થાય. અર્થાત્ પાપગ્રહની જેમ સૌમ્ય ગ્રહોએ યુક્ત અથવા દૃષ્ટ હોય તો પરાભવ ન થાય. વિશેષ એ છે જે— યાત્રાને સમયે જન્મકુંડળી સંબંધી આઠમું તથા છઠ્ઠું સ્થાન ક્રૂર અને સૌમ્ય ગ્રહોએ સહિત હોય તો તે અશુભ છે. તે વિષે દૈવજ્ઞવલ્લભમાં કહ્યુ છે કે—

"वधः प्रयातुस्त्वरिभिः प्रसूतौ रंध्रारिभे क्रूरशुभान्विते चेत् ।

"જન્મનું આઠમું અને છઠ્ઠું સ્થાન જો ક્રૂર અને શુભ ગ્રહોએ યુક્ત હોય તો તે વખતે શત્રુ તરફ પ્રયાણ કરનારનો વધ થાય છે."

अष्टमं स्वेन्दुलग्नाभ्यां, ताभ्यां षष्ठमथ द्विषः ।
तद्राशिनाथयुक्तं वा, लग्नं यातुरनर्थकृत् ॥२९॥

અર્થ—જન્મકાળના ચંદ્રથી અને જન્મકાળના લગ્નથી જે આઠમું લગ્ન તે યાત્રામાં તજવા યોગ્ય છે અને તે બંનેથી છઠ્ઠું લગ્ન હોય તે પણ તજવા લાયક છે. તથા શત્રુના જન્મલગ્નથી અને જન્મરાશિથી છઠ્ઠે સ્થાને રહેલી જે રાશિ તે જો લગ્નમાં હોય તો તેને પણ તજવી. તેમ જ જન્મ રાશિથી અને જન્મલગ્નથી જે આઠમી અને છઠ્ઠી રાશિ હોય તથા શત્રુના જન્મલગ્નથી અને જન્મરાશિથી જે છઠ્ઠી રાશિ હોય તે છએ રાશિ. ઓના સ્વામીએ કરીને યુક્ત એવું જે લગ્ન તે પણ યાત્રામાં તજવા લાયક છે. આ સર્વ પ્રકારનું લગ્ન પ્રયાણ કરનારને અનર્થકારક છે. આ વિષે દૈવજ્ઞવલ્લભમાં કહ્યું છે કે—

"जन्मर्क्ष लग्नाष्टमराशिलग्ने, पृष्ठोदये शत्रुभलग्नतो वा ।
तद्राशिनाथैरथवोदयस्थैः, करोतु यात्रां विषभक्षणं वा ॥१॥"

"જન્મરાશિ તથા જન્મલગ્નથી આઠમી રાશિનું લગ્ન હોય, અથવા શત્રુની જન્મ-રાશિ અને જન્મલગ્નથી છઠ્ઠું સ્થાન લગ્નનું હોય, અથવા તે સર્વના સ્વામીએ કરીને યુક્ત

લગ્ન હોય તો તેવા સમયે પ્રયણુ કરો અથવા વિષનું ભક્ષણુ કરો, તે બંને સમાન છે."

कर्कवृश्चिकमीनानामुदयेऽशे च न व्रजेत् ।
मूर्त्तिस्थेऽहर्बले रात्रौ रात्रिवीर्येऽह्नि च ग्रहे ॥ ३० ॥

અર્થ—કર્ક, વૃશ્ચિક અને મીનનું લગ્ન હોય અથવા તેનો નવાંશ હોય તે વખતે પ્રયાણુ કરવું નહીં. તથા યાત્રાના લગ્નમાં રહેલો ગ્રહ જો દિવસે બળવાન હોય તો રાત્રે પ્રયાણુ કરવું નહીં અર્થાત્ દિવસે પ્રયાણુ કરવું અને તે ગ્રહ જો રાત્રે બળવાન હોય તો દિવસે પ્રયાણુ કરવું નહિ અર્થાત્ રાત્રે પ્રયાણુ કરવું.

કર્ક અને વૃશ્ચિક એ બે કીટ (કીડા) છે, તેથી તેમનું યાત્રામાં અસમર્થપણું છે, માટે તે બે વર્જવા અને મીન લગ્નમાં પ્રયાણુ કર્યું હોય તો વક્ર માર્ગે ભટકી ભટકીને કાર્ય સિદ્ધ કર્યા વિના જ પાછો આવે છે. તે વિષે રત્નમાળામાં કહ્યું છે કે—

"वक्रः पन्था मीनलग्नेऽशके वा,
कार्यासिद्धौ स्यान्निवृत्तिश्च तत्र ।"

"મીનના લગ્નમાં અથવા નવાંશમાં પ્રયાણુ કર્યું હોય તો વક્ર માર્ગમાં જ એટલે અવળે માર્ગે જવાય છે, અને કાર્યની સિદ્ધિ કર્યા વિના પાછું અવાય છે." તથા ઘડો (કુંભ) ખાલી છે, તેથી કુંભનું લગ્ન તથા નવાંશ પણુ તજવા યોગ્ય છે". એમ પણુ રત્નમાલામાં કહ્યું છે.

सिद्धयै सौम्येशलग्नानि, नौयानं जलभेष्वपि ।
जानीयाल्लोकतश्चात्र, राशीनां वश्यतां मिथः ॥३१॥

અર્થ—સૌમ્ય સ્વામીના લગ્નમાં પ્રયાણ કરવાથી કાર્યસિદ્ધિ થાય છે. અને વહાણનું પ્રયાણુ જળચર રાશિના લગ્નમાં અથવા તેના નવાંશમાં પણુ કાર્ય સિદ્ધિને માટે છે; અને વહાણુ પૂર્ણ થવાથી વિઘ્નરહિતપણું તથા લાભ એ બન્ને થાય છે. તથા અહીં રાશિઓનું પરસ્પર વશપણું લોકથી જાણવું. તે વિષે દૈવજ્ઞવલ્લભમાં કહ્યું છે કે—

"चतुष्पदा द्व्यंह्रिवशा विसिंहाः, सरीसृपाश्चाम्बुचराश्च भक्ष्याः ।
सिंहस्य वश्या विसरीसृपाः स्यु-रूह्यं जनोक्तव्यवहारतोऽन्यत् ॥१॥
स्थलाम्बुसंभूतसरीसृपाख्या, भवन्ति वश्या बलिनां स्वकानाम् ।
समा द्युसंस्था विषमान् भजन्ते, वश्या रजन्यां विषमाः समानाम् ॥ २ ॥

"મેષ, વૃષ, સિંહ, ધનુષનો પાછલો અર્ધ ભાગ તથા મકરનો પહેલો અર્ધ ભાગ, આટલાં ચતુષ્પદ કહેવાય છે, મિથુન, કન્યા. તુલા, કુંભ અને ધનુષનો પહેલો અર્ધ ભાગ, આટલા મનુષ્ય છે, કર્ક, મીન અને મકરનો પાછલો અર્ધ ભાગ, આટલાં જળચર છે, અને એક વૃશ્ચિક સરીસૃપ એટલે વૃશ્ચિક. હવે શ્લોકના અર્થ આ પ્રમાણે છે— સિંહ સિવાયનાં ચતુષ્પદો મનુષ્યને વશ્ય છે. વૃશ્ચિક અને જળચરો મનુષ્યના ભક્ષ્ય (ભક્ષણુ

કરવા લાયક) છે વૃશ્ચિક વિનાના સર્વે સિંહને વશ છે, બીજું મનુષ્યમાં કહેલા વ્યવહારથી જાણવું એટલે કે વૃશ્ચિકને સિંહ પણ વશ્ય છે. સર્વે પુરુષ રાશિઓ કન્યાને વશ્ય છે, તથા ધનુષને સર્વે વશ્ય છે વિગેરે (૧). જો બન્ને રાશિ પરસ્પર સ્થળચર, જળચર કે વૃશ્ચિક હોય ત્યારે તે બન્નેની મધ્યે જે બળવાન હોય તેને બીજો એટલે દુર્બળ વશ્ય હોય છે. જેમ મેષ વૃષને વશ્ય છે, મીન અને કર્ક મકરને વશ્ય છે. વૃશ્ચિકને બીજો નિર્બળ વૃશ્ચિક વશ્ય હોય છે. બન્ને મેષ કે બન્ને વૃષ વિગેરે બન્ને એક જ હોય તોપણ વૃશ્ચિકની જેમ બળનું અધિકપણું વિચારીને વશ્યપણું જાણવું. ઇષ્ટ લગ્ન દિવસે કે રાત્રિએ હોય છે. તેમાં જો દિવસ હોય તો સમ રાશિઓ વિષમ રાશિને વશ્ય હોય છે અને રાત્રિ હોય તો વિષમ રાશિઓ સમ રાશિઓને વશ્ય હોય છે. આનું ફળ આગળ કહેશે."

जन्मकाले शुभैर्युक्ता, द्वितीयारतरणेश्च ये ।
निष्क्रूरा निर्विकाराश्च, ते लग्ने राशयः शुभाः ॥ ३२ ॥

અર્થ—જે રાશિઓ જન્મકાળે શુભ ગ્રહોએ યુક્ત હોય, તથા જે રાશિઓ રવિથી બીજી હોય, આ સૂર્યથી બીજી રાશિની જાતકમાં "વેશિ" એવી સંજ્ઞા (નામ) કહી છે. "સૂર્યાદ્વિતીયમૃક્ષં વેશિ" "સૂર્યથી બીજું લગ્ન વેશિ કહેવાય છે," એમ કહ્યું છે, તથા જે રાશિઓ નિષ્ક્રૂર એટલે જન્મકાળે જે રાશિમાં ક્રૂર ગ્રહ ન હોય એવી હોય, તથા જે નિર્વિકાર હોય એટલે કે ક્રૂર ગ્રહે ભોગવેલી રાશિ સવિકાર અને ચંદ્રે ભોગવેલી હોય તે નિર્વિકાર કહેવાય છે, જન્મકાળે આવી રાશિઓ હોય તો તે યાત્રાના લગ્નમાં શુભ જાણવી.

यच्च वश्यं स्वलग्नेन्द्वोर्न च वश्यं द्विपस्तयोः ।
शत्रोरेवाष्टमं ताभ्यां, लग्नं यातुर्जयावहम् ॥३३॥

અર્થ—જે યાત્રાનું લગ્ન પોતાના જન્મલગ્નને તથા જન્મરાશિને વશ્ય હોય, અને શત્રુના જન્મલગ્નને તથા જન્મરાશિને વશ્ય ન હોય, વળી તે યાત્રાલગ્ન શત્રુના જન્મલગ્ન અને જન્મરાશિથી આઠમે હોય, તો તે લગ્ન યાત્રા કરનારને જય આપનારું છે.

આ પ્રમાણે આઠ શ્લોકો વડે યાત્રાને યોગ્ય લગ્ન કહ્યું. હવે "જત્તા છવ્વગ્ગ-સુદ્ધીએ" "યાત્રા છ વર્ગની શુદ્ધિએ કરીને કરવી યોગ્ય છે" એમ હર્ષપ્રકાશમાં કહ્યું છે. માટે યાત્રાને યોગ્ય એવા હોરાદિક પાંચ વર્ગ કહે છે.—

विमुक्ताक्रान्तभोग्यानि, राश्यर्द्धान्युष्णरश्मिना ।
ऊर्ध्वतिर्यगधोमुख्यो, होराः स्युरुदयावधि ॥३४॥

અર્થ—જે હોરા સૂર્યે ભોગવીને મૂકી દીધી હોય તે ઊર્ધ્વમુખી કહેવાય છે, જે ભોગવાતી હોય તે તિર્યગ્મુખી કહેવાય છે અને જે હજુ હવે ભોગવવાની છે તે અધોમુખી

કહેવાય છે. ત્યાર પછીની બીજી ત્રણ હોરાને એ જ રીતે અનુક્રમે ઊર્ધ્વમુખી, તિર્યગ્મુખી અને અધોમુખી જાણવી, ત્યારપછીની પણ ત્રણ એ જ રીતે જાણવી. એ પ્રમાણે ત્રણ ત્રણ હોરાને અનુક્રમે ઉદય સુધી એટલે સૂર્યોદય સુધી તે તે નામવાળી જાણવી. અથવા ઉદય સુધી એટલે લગ્નમાં અધિકાર કરેલી હોરા સુધી જાણવી. આ પ્રમાણે ત્રણ પ્રકારની હોરાની કલ્પના કરવી. તેથી કરીને એક દિવસ રાત્રિમાં થઇને ચોવીશ હોરા હોવાથી તેમના ત્રણ ત્રણ પ્રકાર ગણવાથી આઠ વખત આવૃત્તિ થાય છે.

હવે ત્રણ પ્રકારની હોરાનું ફળ કહે છે.—

जयमूर्ध्वमुखी होरा, विपदस्तिर्यगानना ।
अधोमुखी रणे यातु-र्भङ्गं दिशति लग्नगा ॥३५॥

અર્થ—લગ્નમાં રહેલી ઊર્ધ્વમુખી હોરા યુદ્ધમાં જયને આપે છે, તિર્યગ્મુખવાળી આપત્તિને આપે છે, અને અધોમુખી હોરા નાશને આપે છે. અર્થાત્ લગ્નમાં ઊર્ધ્વમુખી હોરા આવે તે વખતે પ્રયાણ કરવાથી જય થાય છે.

હવે દ્રેષ્કાણ વિષે કહે છે.—

द्रेष्काणः फलरत्नाढ्यः, शुभनाथः शुभेक्षितः ।
शुभोऽशुभस्तु सास्त्राहि-पावकः[1] पापवीक्षितः ॥३६॥

અર્થ—દરેક રાશિમાં ત્રણ ત્રણ દ્રેષ્કાણ હોય છે. તેમાં જે દ્રેષકાણ ફળ, રત્ન તથા ઉપલક્ષણથી પુષ્પ, ભાંડ (વાસણ) વિગેરેથી યુક્ત હોય, સૌમ્ય સ્વામીવાળો હોય, સૌમ્ય સ્વામીએ પૂર્ણ (ચાર પાદ) દૃષ્ટિએ જોયેલો હોય, તેમજ સૌમ્ય આકારવાળો હોય, તે દ્રેષ્કાણ જો યાત્રાના લગ્નમાં હોય તો તે શુભ છે, અને જે દ્રેષ્કાણ યાત્રાલગ્નમાં અસ્ત્ર, સર્પ અને અગ્નિએ કરીને યુક્ત હોય અથવા પાશ એટલે બંધને કરીને યુક્ત હોય, તથા ક્રૂર ગ્રહે જોયેલો હોય તેમજ ઉપલક્ષણથી ક્રૂર ગ્રહે યુક્ત હોય, ક્રૂર સ્વામીવાળો હોય અથવા ક્રૂર આકારવાળો હોય તો તે અશુભ છે. કહ્યું છે કે—

"द्रेष्काणाकारचेष्टागुणसदृशफलं योजयेत् वृद्धिहेतो-
र्द्रेष्काणे सौम्यरूपे कुसुमफलयुते रत्नभांडान्विते च ।
सौम्यैर्दृष्टे जयः स्यात्प्रहरणसहिते पापदृष्टे च भङ्गः,
साग्नौ दाहोऽथ बन्धः सभुजगनिगडे पापयुक्तेऽपि चाऽश्रीः ॥१॥"

"વૃદ્ધિને માટે દ્રેષ્કાણનું ફળ તેના આકાર, ચેષ્ટા અને ગુણની સદૃશ જાણવું. તેમાં જો દ્રેષ્કાણ સૌમ્ય આકારવાળો તથા પુષ્પ, ફળ, રત્ન અને ભાંડથી યુક્ત હોય તથા સૌમ્ય ગ્રહે જોયેલો હોય તો જય થાય છે. હથિયાર સહિત તથા પાપ ગ્રહે જોયેલો હોય તો ભંગ (નાશ) થાય, અગ્નિ સહિત હોય તો દાહ થાય, સર્પ તથા બંધન સહિત

१. पाशलः इति पाठान्तरम् ।

હોય તો બંધન થાય, અને પાપ ગ્રહે યુક્ત હોય તો અલક્ષ્મી થાય."

દ્રેષ્કાણોનાં રૂપો (આકારો) બૃહજ્જાતકમાં આ પ્રમાણે કહ્યાં છે–

૧. મેષ રાશિમાં પહેલો દ્રેષ્કાણ પુરુષરૂપે છે, તેના હાથમાં પરશુ છે. અને તે તેણે ઊંચો કરેલો છે, વળી તે કાળો, રક્ત નેત્રવાળો અને ક્રૂર છે. ૧. બીજો દ્રેષ્કાણ સ્ત્રીરૂપે છે, તેને રાતાં વસ્ત્ર છે, તેનું મુખ અશ્વના જેવું છે, તેનું મુખ, ઉરૂ (સાથળ) અને પગ લાંબા છે, એક પગવડે દેખાય છે, તથા ચતુષ્પદ જેવું તેનું મુખ હોવાથી તે ચતુષ્પદ છે. ૨. ત્રીજો દ્રેષ્કાણ પુરુષ છે, ક્રૂર, કપિલ વર્ણવાળો, રાતાં વસ્ત્રવાળો તથા ઊંચો કરેલો દંડ હાથમાં રાખેલ છે. ૩.

૨. વૃષ રાશિમાં પહેલો દ્રેષ્કાણ સ્ત્રીરૂપે છે, તેના કેશ ટુંકા અને કપાયેલા છે, ઉદર મોટું છે, તેનાં વસ્ત્ર તથા ભૂષણો અગ્નિથી દગ્ધ થયેલાં છે. ૧. બીજો દ્રેષ્કાણ પુરુષરૂપે છે, બકરા જેવા મુખવાળો છે, ધાન્ય, ક્ષેત્ર, વાસ્તુ (ઘર), હળ અને ગાડાના કર્મમાં કુશળ છે, તથા તે ચતુષ્પદ છે. ૨. ત્રીજો દ્રેષ્કાણ પુરુષ છે, તેનું શરીર તથા પગ મોટા છે. ૩.

૩. મિથુન રાશિમાં પહેલો દ્રેષ્કાણ સ્ત્રીરૂપે છે. તે દ્રેષ્કાણરૂપ સ્ત્રી સ્વરૂપવાન, હીન પ્રજાવાળી, ઊંચા હાથવાળી, ઋતુવાળી તથા અલંકારોમાં આદરવાળી છે. ૧. બીજો દ્રેષ્કાણ પુરુષરૂપે છે. ગરુડના જેવા મુખવાળો, ઉદ્યાનમાં રહેલો તથા બખતર અને ધનુષ–બાણ ધારણ કરેલો છે, આ ખગ (પક્ષી) છે. ૨. ત્રીજો દ્રેષ્કાણ નરરૂપે છે. રત્નોથી શોભિત, પંડિત તૂણ (બાણનું ભાથું) તથા બખતરને ધારણ કરનાર અને ધનુર્ધારી છે. ૩.

૪. કર્કમાં પહેલો દ્રેષ્કાણ નર છે. હાથીના જેવું શરીર છે, અશ્વના જેવો કંઠ છે, શૂકર (ભુંડ) જેવું મુખ છે, પત્ર (પાંદડાં) તથા મૂળને ધારણ કરનાર છે, આ ચતુષ્પદ છે. ૧. બીજો દ્રેષ્કાણ સ્ત્રી છે, જુવાન છે, સર્પ સહિત છે અને વનમાં રહેનાર છે. ૨. ત્રીજો દ્રેષ્કાણ નર છે, તે સર્પથી વીંટાયેલો છે. વહાણમાં બેઠેલો છે, તથા સુવર્ણના આભરણોથી યુક્ત છે. ૩.

૫. સિંહમાં પહેલો દ્રેષ્કાણ નર છે. તે શાલ્મલી વૃક્ષ પર બેઠો છે, ગીધ, શીયાળ અને કૂતરા જેવો તથા મલિન વસ્ત્રવાળો છે. આ ખગ તથા ચતુષ્પદ છે. ૧. બીજો દ્રેષ્કાણ નર છે. અશ્વની આકૃતિવાળો, કાળું ચર્મ અને કંબલને ધારણ કરે છે; ધનુર્ધારી છે, તેની નાસિકાનો અગ્ર ભાગ નમેલો છે. આ ચતુષ્પદ છે. ૨. ત્રીજો દ્રેષ્કાણ નર છે. તેનું મુખ રીંછ જેવું છે, વાનર જેવી ચેષ્ટા કરે છે, દાઢી મૂછવાળો છે, ટુંકા કેશવાળો છે. તેના હાથમાં દંડ, ફળ અને માંસ છે. આ ચતુષ્પદ છે. ૩.

૬. કન્યામાં પહેલો દ્રેષ્કાણ સ્ત્રીરૂપે છે. તે દ્રેષ્કાણરૂપ સ્ત્રી પુષ્પોથી ભરેલા ઘડાથી યુક્ત છે, મલિન વસ્ત્રવાળી છે, તે ગુરુના કુળની ઇચ્છા રાખે છે. ૧. બીજો દ્રેષ્કાણ નર છે. તેના હાથમાં લેખણ છે, તે રંગે શ્યામ છે, તેને વાળ ઘણા છે, તેનું મસ્તક

વસ્ત્રથી ઢાંકેલું છે, તેના હાથમાં વિસ્તારવાળું ધનુષ છે, ૨. ત્રીજો દ્રેષ્કાણુ સ્ત્રીરૂપે છે. તે દ્રેષ્કાણરૂપ સ્ત્રી ગૌરવર્ણવાળી, ઊંચી, ધોયેલાં સારાં વસ્ત્રવાળી છે, તેના હાથમાં કુંભ તથા કડછી છે, તે દેવાલય તરફ જાય છે. ૩.

૭. તુલામાં પહેલો દ્રેષ્કાણુ નર છે. તેના હાથમાં ત્રાજવાં છે, તે ચૌટામાં રહેલો છે, માન તથા ઉન્માન કરવામાં ચતુર છે તથા ભાંડની ચિંતા કરે છે. ૧. બીજો દ્રેષ્કાણુ નર છે. તેનું મુખ ગીધ પક્ષીના જેવું છે, તે ઘટ સહિત છે, ભૂખ્યો તથા તરસ્યો છે. આ ખગ છે. ૨. ત્રીજો દ્રેષ્કાણુ નર છે. તે ફળ અને માંસને ધારણ કરનાર છે, સુવર્ણની તૂણ (ભાથો) તથા બખતરને ધારણ કર્યાં છે. વાનરના જેવો છે; રત્નવડે ચિત્ર વિચિત્ર છે, હાથમાં ધનુષ છે તથા તે વનમાં મૃગોને ભય પમાડે છે. આ ચતુષ્પદ છે. ૩.

૮. વૃશ્ચિકમાં પહેલો દ્રેષ્કાણ સ્ત્રીરૂપે છે. તે દ્રેષ્કાણરૂપ સ્ત્રી નગ્ન છે, સ્થાનથી ભ્રષ્ટ થયેલી છે, તેના પગ સર્પથી બાંધેલા છે, તેનુ રૂપ મનોહર છે, તે સમુદ્રમાંથી કાંઠા તરફ આવે છે. ૧. બીજો દ્રેષ્કાણુ સ્ત્રીરૂપે છે. તે પતિને માટે સર્પવડે પોતાના અંગને વીંટે છે, તેની આકૃતિ કાચબા અને કુંભના જેવી છે, તે સ્થાન તથા સુખને ઇચ્છે છે, ૨. ત્રીજો દ્રેષ્કાણુ પુરુષ છે. સિંહ જેવું તેનું રૂપ છે. તેનું નાક ચીબડું અને મુખ કાચબા જેવું છે. આ કાચબો તથા ચતુષ્પદ છે. ૩.

૯. ધનમાં પહેલો દ્રેષ્કાણુ નર છે. તેના હાથમાં લાંબું ધનુષ છે, તે મનુષ્ય જેવા મુખવાળો અને અશ્વના જેવા શરીરવાળો છે. આ ચતુષ્પદ છે. ૧. બીજો દ્રેષ્કાણુ સ્ત્રીરૂપે છે. તેનું અંગ ગૌરવર્ણ છે; તે સમુદ્રમાંથી રત્નો કાઢે છે. ૨. ત્રીજો દ્રેષ્કાણુ નર છે, તે ગૌરવર્ણવાળો છે, હાથમાં દંડ રાખીને બેઠેલો છે, દાઢી મૂછવાળો છે. રેશમી વસ્ત્ર તથા ચર્મને ધારણ કરનારો છે. ૩.

૧૦. મકરમાં પહેલો દ્રેષ્કાણુ નર છે. તેને શરીરે ઘણા વાળ છે, તેની આકૃતિ શૂકર (ભુંડ) જેવી છે, તેની દાઢાઓ સ્થૂળ છે, તે બંધનથી બંધાયેલો છે. તેને રૌદ્ર મુખ છે. આ ચતુષ્પદ છે. ૧. બીજો દ્રેષ્કાણુ સ્ત્રીરૂપે છે. તે શ્યામ, અલંકાર સહિત તથા કાનમાં લોહના આભૂષણથી ભૂષિત છે. ૨. ત્રીજો દ્રેષ્કાણુ નર છે. તેનું અંગ કિન્નર જેવું છે; તેણે તૂણ, બખતર અને ધનુષને ધારણ કર્યાં છે, તેણે કંબલ ધારણ કર્યો છે, તથા સ્કંધ ઉપર રત્નજડિત કુંભ ઉપાડયો છે, ૩.

૧૧. કુંભમાં પહેલો દ્રેષ્કાણુ નર છે. તે ચર્મને ધારણ કરનાર; ગીધ પક્ષીના જેવા મુખવાળો તથા કંબલ સહિત છે. આ ખગ છે. ૧. બીજો દ્રેષ્કાણુ સ્ત્રીરૂપે છે. તેનાં વસ્ત્રો મલિન છે, તેણે મસ્તક પર ભાંડ રાખ્યાં છે, અગ્નિ વડે શકટ (ગાડી) બળી જવાથી તેમાંથી લોઢું ગ્રહણ કરે છે. ૨. ત્રીજો દ્રેષ્કાણુ નર છે. તે સિંહના જેવો છે, શ્યામ છે, તેના કાનમાં વાળ છે, તેના મસ્તક પર મુગટ છે, તેણે છાલ, પાંદડાં, રસ અને ફળ ધારણ કરેલાં છે. ૩.

૧૨. મીનમાં પહેલો દ્રેષ્કાણુ નરરૂપે છે. તેના હાથમાં હાર, મોતી અને શંખ છે, તેણે આભૂષણો પહેર્યાં છે, તે નાવમાં બેઠો છે, અને સમુદ્ર તરે છે. ૧. બીજો દ્રેષ્કાણુ

સ્ત્રી છે. તેનું અંગ ગૌર છે, તે નાવમાં બેઠી છે, અને તે સમુદ્રમાંથી કાંઠા તરફ જાય છે. ૨. ત્રીજો દ્રેષ્કાણ નર છે. તે નગ્ન, ભીરુ અને ચોર તથા અગ્નિથી વ્યાકુળ થયેલો છે, તેનું અંગ સર્પથી વીંટાયેલું છે, તે ગર્તા (ખાડા)ની પાસે રહેલો છે. આ દ્રેષ્કાણ વ્યાકુળ છે. ૩.

આનું ફળ ચિંતા તથા ખોવાયેલી વસ્તુના પ્રશ્નમાં "દ્રેષ્કાણોએ કરીને (તેને અનુસરીને) ચોરો કહેલા છે" એ પ્રકારે છે. રોગીના પ્રશ્નમાં જો ગૃધ્ર, કોલ કે સર્પનો ત્રિંશાંશ લગ્નમાં હોય તો તે રોગીનું મરણ થાય છે. બંધનથી છૂટવાના પ્રશ્નમાં સર્પનો ત્રિંશાંશ લગ્નમાં આવે તો શૃંખલાથી કે પાશથી બંધન થાય ઇત્યાદિ. યાત્રાના વિષયમાં આ દ્રેષ્કાણનો જેવી રીતે ઉપયોગ છે તે પ્રથમ કહ્યો છે.

દ્રેષ્કાણના સ્વામી પ્રથમ કહ્યા છે. તે દ્રેષ્કાણ શુભ ગ્રહે જોયેલો હોય એમ જે મૂળ શ્લોકમાં કહ્યું છે તેમાં એવું સમજવું કે જે દ્રેષ્કાણ લગ્નમાં રહેલો છે, તે નામની રાશિ યાત્રાની કુંડળીમાં જે સ્થાને હોય તેને જો શુભ ગ્રહે જોયેલી હોય તો તે દ્રેષ્કાણ શુભ ગ્રહે જોયેલો કહેવાય છે. જેમકે વૃષનો બીજો દ્રેષ્કાણ કન્યા છે, તેનો સ્વામી બુધ છે, તે સૌમ્ય છે, તેના ઉપર બારમા અને પહેલા સ્થાનમાં રહેલા શુક્ર અને ગુરુની પૂર્ણ દૃષ્ટિ પડે છે. એ જ રીતે ક્રૂર સ્વામીપણું અને ક્રૂર દૃષ્ટિપણું પણ જાણવું. એ જ પ્રમાણે આગળ ઉદયાસ્તની શુદ્ધિ વિગેરે કહેવાશે, તેમાં પણ નવાંશાદિકનું સૌમ્ય અને ક્રૂર સ્વામીપણું તથા સૌમ્ય અને ક્રૂર દૃષ્ટિપણું જાણવું.

शन्यर्केन्दुकुजाँस्त्यक्त्वा, शुभोऽन्येषां नवांशकः ।
लग्नवद्द्वादशांशस्तु, त्रिंशांशस्तु नवांशवत् ॥२७॥

અર્થ—શનિ, સૂર્ય, ચંદ્ર અને મંગળના નવાંશને છોડીને બીજાના નવાંશો શુભ છે.[1] લગ્નની જેમ દ્વાદશાંશ જાણવો, અને નવાંશની જેવો ત્રિંશાંશ જાણવો. દૈવજ્ઞવલ્લભમાં કહ્યું છે કે—

"लग्नेऽर्कस्य नवांशे, वाहननाशः कुजस्य वह्निभयम् ।
इन्दोः प्रतापहानिः, शनेर्नवांशे मरणमेव ॥१॥"

"લગ્નમાં સૂર્યનો નવાંશ હોય તો વાહનનો નાશ થાય, મંગળનો નવાંશ હોય તો અગ્નિનો ભય થાય, ચંદ્રનો નવાંશ હોય તો પ્રતાપની હાનિ થાય, અને શનિનો નવાંશ હોય તો મૃત્યુ જ થાય."

લગ્નની જેમ દ્વાદશાંશ જાણવો, એટલે કે, "यातव्यं दिग्मुखे लग्ने ०" શ્લોક (૨૬મા)થી આરંભીને "यच्च वर्ज्यं स्वलग्नेन्द्वो ०" શ્લોક (૩૩મા) સુધીના આઠ શ્લોકમાં લગ્ન સંબંધી જે જે કહ્યુ છે તે સર્વ દ્વાદશાંશમાં પણ સમજવું. ત્રિંશાંશને

૧ સારાંશ એ કે શુભગ્રહ (બુધ ગુરૂ. શુક્ર)ના નવાંશ શુભ છે.

નવાંશની જેમ જાણવો, એટલે કે શનિ અને મંગળ વિના બીજા ગ્રહોનો ત્રિંશાંશ શુભ છે, સૂર્ય અને ચંદ્રને તો ત્રિંશાંશ છે જ નહીં.

। इति षड्वर्गशुद्धिः ।

આ રીતે ષડ્વર્ગની શુદ્ધિ કહી. હવે યાત્રાને વિષે બાર ભાવોને કહે છે—

तनुः कोशो भटो यानं, मंत्रोऽरिर्वर्त्म जीवितम् ।
मनः कर्मार्जना मंत्री–भावाः स्युरुदयादयः ॥३८॥

અર્થ — તનુ ૧, કોશ ૨, ભટ ૩, યાન ૪, મંત્ર ૫, અરિ ૬, વર્ત્મ (અધ્વા-માર્ગ) ૭, જીવિત ૮, મન ૯, કર્મ (ભાગ્ય-વ્યાપાર) ૧૦, અર્જન ૧૧, મંત્રી ૧૨. આ ઉદયાદિક બાર ભાવ જાણવા. આ બાર સ્થાનોનું શુભાશુભ ફળ ગ્રહના બળથી વિચારાય છે.

અહીં પૂર્વે કહેલી બાર ભાવોની વિચારણા પ્રાયે કરીને સરખી જ છે, પણ વિશેષે કરીને તો યાત્રામાં બાર ભાવોને આશ્રીને ગ્રહનો વિચાર આ પ્રમાણે કહે છે.

हन्ति योधायकर्मान्या–नसौम्यः कर्म चासितः ।
सौम्योऽप्यरिं सितोऽध्वानं, चन्द्रश्च तनुजीविते ॥३९॥

અર્થ —ક્રૂર ગ્રહ ત્રીજા, અગિયારમા અને દશમા ભાવ વિનાના બીજા સર્વ ભાવોને હણે છે. અર્થાત્ ૩–૧૧–૧૦ ભાવોને પુષ્ટ કરે છે. તેમાં પણ શનિ દશમા ભાવને પણ હણે છે, અર્થાત્ બીજા ભાવોને તો હણે જ છે. કેવળ ત્રીજા અને અગિયારમા ભાવને જ પુષ્ટ કરે છે. સૌમ્ય ગ્રહ પણ એટલે ગુરુ, શુક્ર, બુધ અને ચંદ્ર છઠ્ઠા ભાવને હણે છે, અને બીજા સર્વ ભાવોને પુષ્ટ કરે છે. ક્રૂર ગ્રહ તો ક્રૂર હોવાથી છઠ્ઠા સ્થાનને હણે છે જ, એમ અપિ શબ્દથી જ સિદ્ધ થાય છે. અહીં કોઈ શંકા કરે છે કે સર્વ સૌમ્ય ગ્રહો છઠ્ઠા ભાવ સિવાય બીજા સર્વ ભાવોને પુષ્ટ કરે છે કે તેમાં કાંઈ વિશેષ છે? તે ઉપર કહે છે કે-એક શુક્ર સાતમા ભાવને પણ હણે છે, અને ચંદ્ર પહેલા તથા આઠમા ભાવને પણ હણે છે. શુક્ર અને ચંદ્ર છઠ્ઠા ભાવને તો હણે જ છે. તે તો કહ્યું જ છે, તેથી કરીને આ પ્રમાણે ભાવાર્થ થયો.

" खस्थशनिवर्जमुपचयगाः, क्रूराः सर्वगाः शुभाः सौम्याः ।
हित्वाऽस्ते सितमष्टम–लग्नगशशिनं च यात्रायाम् ॥१॥ "

"યાત્રાને વિષે દશમા સ્થાનમાં રહેલા શનિ વિનાના સર્વે ક્રૂર ગ્રહો ઉપચયસ્થાનમાં (૩–૬–૧૦–૧૧) રહ્યા હોય તો તે શુભ છે. અર્થાત્ એક શનિ દશમા સ્થાનમાં શુભ નથી. સાતમા ભાવમાં રહેલા શુક્રને તથા આઠમા ભાવમાં અને લગ્નમાં રહેલા ચંદ્રને છોડીને સર્વે સૌમ્ય ગ્રહો સર્વ ભાવમાં રહેલા શુભ છે."

આ રીતે યાત્રાની કુંડળીમાં સામાન્યે કરીને બાર ભાવોનો વિચાર કર્યો. હવે લગ્નમાં રહેલા ગ્રહોનો વિચાર કરે છે—

जन्मन्यनिष्टः सौम्योऽपि, न लग्नस्थः शुभो ग्रहः[१] ।
तत्रेष्टदस्तु पापोऽपि, यात्रालग्नस्थितः शुभः ॥४०॥

અર્થ – સૌમ્ય ગ્રહ પણ જો જન્મસમયે આઠમે, બારમે સ્થાને રહેવાએ કરીને અશુભ હોય, અને તે યાત્રાના લગ્નમાં પહેલા સ્થાનમાં રહ્યો હોય તો તે શુભ નથી, અને જે ક્રૂર ગ્રહ પણ જન્મસમયે છઠ્ઠે, અગિયારમે સ્થાને રહેવાએ કરીને શુભ હોય, અને તે યાત્રાના લગ્નમાં પહેલે સ્થાને રહ્યો હોય તો તે શુભ છે. જન્મસમયના શુભાશુભ ગ્રહો વિસ્તારથી જાતકમાં આપ્યા છે, ત્યાંથી જાણવા. સંક્ષેપથી તો આ પ્રમાણે જાણવું.

" क्रूरास्त्रिषडायस्थाः, सितेन्दुगुरवोऽन्तिमाष्टरिपुवर्जाः ।
द्व्यष्टान्तिमरिपुवर्जो, बुधः प्रशस्यो जननसमये ॥१॥ "

" જન્મસમયે ક્રૂર ગ્રહો ત્રીજે, છઠ્ઠે અને અગિયારમે સ્થાને રહ્યા હોય તો તે શુભ છે. શુક્ર, ચંદ્ર અને ગુરુ એ ત્રણ ગ્રહો બારમા, આઠમા અને છઠ્ઠા સ્થાન સિવાય બીજે કોઈ સ્થાને રહ્યા હોય તો તે શુભ છે. તથા બીજા, આઠમા, બારમા અને છઠ્ઠા સ્થાનને વર્જીને બીજા કોઈ પણ સ્થાનમાં રહેલો બુધ શુભ છે. "

पापोऽप्यभीष्टदो जन्म-लग्नर्क्षस्वामिनोः सुहृद् ।
मूर्त्तिस्थितः शुभोऽपि स्या-दशुभोऽरातिरेतयोः ॥४१॥

અર્થ—પહેલા સ્થાનમાં રહેલો પાપગ્રહ પણ જો જન્મલગ્નના સ્વામીનો તથા જન્મરાશિના સ્વામીનો મિત્ર હોય તો તે શુભ છે, અને શુભ ગ્રહ પણ જન્મલગ્નના સ્વામીનો તથા જન્મરાશિના સ્વામીનો શત્રુ હોય તો તે અશુભ છે.

सुहृद्दशापतेः सद्यः, सफलो जनने बली ।
क्रूरोऽपि त्रिविधो भद्र-स्तनौ सौम्योऽपि नेतरः ॥४२॥

અર્થ-યાત્રાલગ્નમાં પ્રથમ સ્થાને રહેલો પાપગ્રહ પણ જો દશાપતિનો મિત્ર ૧, સદ્યઃ સફળ ૨ અને જન્મનો બળવાન ૩, એ ત્રણ પ્રકારમાંનો કોઈ પણ હોય તો તે સારો છે. તે સિવાયનો સૌમ્ય ગ્રહ પણ સારો નથી.

યાત્રાને સમયે જે ગ્રહની દશા ચાલતી હોય તે ગ્રહ દશાપતિ કહેવાય છે, તેનો જે મિત્ર તે દશાપતિનો મિત્ર કહેવાય છે. વિશેષ એ છે જે યાત્રાને સમયે દશાપતિ પણ બળવાન હોવો જોઈએ. તે વિષે લલ્લ કહે છે કે—

" यात्रा नैव दशापतावुपहते नैवास्तगे नाबले,
नीचस्थे न च नैव चक्रिणि नृणां देया कदाचिद् बुधैः । "

" દશાપતિ હણાયેલો (પરાજય પામેલો) હોય, અસ્ત પામ્યો હોય, બળહીન હોય, નીચ સ્થાને રહ્યો હોય તથા વક્રી થયો હોય તો તે વખતે પંડિતોએ મનુષ્યોને યાત્રાનું મુહૂર્ત્ત દેવું નહીં. "

---

૧ જન્મસમયે અશુભ સ્થાને રહેલા શુભ ગ્રહો યાત્રાદિક કુંડળીમાં લગ્નસ્થાને અશુભ ફળ આપે છે. અને અશુભ સ્થાને રહેલા અશુભ ગ્રહ યાત્રાદિક લગ્નમાં શુભ ફળ આપે છે.

દશાનો ક્રમ, તેનું પ્રમાણ તથા તેનો વિભાગ વિગેરે સ્વરૂપ જાતકાદિક ગ્રંથોથી જાણવું. અહીં તે પ્રસ્તુત નહીં હોવાથી તથા તેનું સ્વરૂપ અત્યંત વિસ્તારવાળું હોવાથી અહીં લખતા નથી, પરંતુ તે સ્થાન (વિષમ)ને શૂન્ય ન રાખવાને માટે એક વર્ષની દિનદશાનું પ્રમાણ અહીં સ્થૂળ દૃષ્ટિએ બતાવીએ છીએ–

"निजनामराशितः प्रभृति गण्यते वर्त्तमानसंक्रान्तेः ।
गतदिवसावध्येवं दिवसदशाः स्युः क्रमादेताः ॥१॥

रवी १ न्दु २ भौम ३ ज्ञ ४ शनी ५ ज्य ६ राहु ७-
सकेतु ८ शुक्रेषु ९ नखाः २० खबाणाः ५० ।
अष्टाश्वि २८ षड्बाण ५६ रसाग्नि ३६ देव ३३-
देवा ३३ ति शीत्य ३४ श्रहया ७० दशाहाः ॥२॥
हानिं १ धनं २ रुजं ३ लक्ष्मीं ४ दैन्यं ५ लक्ष्मीं ६ च बन्धनम् ७।
भयं ८ श्रियं ९ चार्कादीनां दद्युर्दिनदशाः क्रमात् ॥३॥"

"પોતાના નામની રાશિથી આરંભીને વર્તમાન સંક્રાંતિના ગયેલા દિવસો સુધી આ પ્રમાણે અનુક્રમે દિનદશા ગણવી.–રવિની ૨૦ દિવસ, ચંદ્રની ૫૦ દિવસ, મંગળની ૨૮ દિવસ, બુધની ૫૬ દિવસ, શનિની ૩૬ દિવસ, ગુરુની ૩૩ દિવસ, રાહુની ૩૩ દિવસ, કેતુની ૩૪ દિવસ અને શુક્રની ૭૦ દિવસ. અહીં એમ સમજવાનું કે–પોતાના નામની રાશિમાં જે દિવસે સૂર્યની સંક્રાંતિ બેઠી હોય તે દિવસથી આરંભીને ચાલતા દિવસ સુધીના દિવસો ગણવા. જેટલા દિવસો ગયા હોય તેમાં પહેલા વીશ દિવસ રવિની દિનદશા જાણવી, ત્યારપછીના ૫૦ દિવસ ચંદ્રની દિનદશા જાણવી. એ રીતે અનુક્રમે ગણતાં ઇષ્ટ દિવસે જે ગ્રહની દિનદશા આવે તે ગ્રહ દશાપતિ કહેવાય છે. તે દશાપતિનું ફળ આ પ્રમાણે છે.–સૂર્યની દિનદશા હાનિ કર્તા છે, ચંદ્રની દિનદશા ધન આપનાર છે, મંગળની દશા રોગ આપે છે, બુધની દશા લક્ષ્મી આપે છે, શનિની દશા દીનતા આપે છે, ગુરુની દશા લક્ષ્મી આપે છે, રાહુની દશા બંધન કરાવે, કેતુની દશા ભય ઉપજાવે અને શુક્રની દિનદશા લક્ષ્મી આપે છે."

મૂળ શ્લોકમાં સદ્યઃ સફળ ગ્રહ કહ્યો છે, તેનો અર્થ એ છે જે–જે ગ્રહ ઇષ્ટ દિવસે ગોચરે કરીને અથવા પ્રતિકૂળ વેધે કરીને શુભ હોય તે ગ્રહ સદ્યઃ સફળ કહેવાય છે, અને જે ગ્રહ ગોચરે કરીને અથવા અનુકૂળ વેધે કરીને અશુભ હોય તે સદ્યઃ અફળ કહેવાય છે. તથા મૂળ શ્લોકમાં જન્મનો બળવાન ગ્રહ કહ્યો છે, તેનો અર્થ એ છે જે–જન્મકુંડળીમાં જે ગ્રહ બળવાન એટલે સર્વોત્કૃષ્ટ બળવાળો હોય તે જન્મનો બળવાન કહેવાય છે. તથા તે સિવાયનો સૌમ્ય ગ્રહ પણ એટલે કે જે ગ્રહ વર્તમાન દશાના ઈશનો શત્રુ હોય, અથવા જે ગ્રહ તે વખતે અફળ હોય અથવા જે ગ્રહ જન્મકાળે નિર્બળ હોય તો તેવો સૌમ્ય ગ્રહ પણ સારો નથી.

અહીં કોઈ શંકા કરે કે—જન્મનો બળવાન ગ્રહ જ્યારે સારો છે ત્યારે જે સર્વોત્કૃષ્ટ બળવાન ગ્રહ આઠમા વિગેરે સ્થાનમાં રહેવાએ કરીને અનિષ્ટ ફળને આપનાર છે તે પણ પહેલા સ્થાનમાં ગ્રહણ કરવા લાયક થશે. આ શંકાનું સમાધાન એ છે કે-"જન્મન્યનિષ્ટઃ સૌમ્યોઽપિ" એ ઉપરના ચાલીશમા શ્લોક વડે જ તેનો નિષેધ થાય છે.

તાન તથા કારક સંજ્ઞા અને તેનું ફળ કહે છે.-

जन्मकाले विधोर्यद्वा-ऽन्योऽन्येनोपचयस्थिताः ।
तानाख्याः सौम्यवत्क्रूरा, जातकोक्ताश्च कारकाः ॥४३॥

અર્થ—જન્મકુંડળીમાં જ્યાં ચંદ્ર રહ્યો હોય ત્યાંથી ઉપચય (૩-૬-૧૦-૧૧) સ્થાનમાં જે જે ગ્રહો રહેલા હોય તેની ચંદ્રની અપેક્ષાએ તાન સંજ્ઞા કહેવાય છે તથા જન્મકાળે જે જે ગ્રહો એક બીજાથી ઉપચયસ્થાનમાં રહેલા હોય તેમની પણ પરસ્પર તાન સંજ્ઞા કહેવાય છે, એટલે કે પિતા-પુત્ર, ગુરુ-શિષ્ય વિગેરેની જેમ તાન શબ્દ પણ સંબંધિવાચક છે, તેથી તે સંબંધ બન્નેમાં રહેલો હોવાથી દરેકની તાન સંજ્ઞા કહેવાય છે, કારણ કે તાન શબ્દનો અર્થ એવો થાય છે કે "તન્વન્તિ વિસ્તારયંતિ અન્યોઽન્યસ્ય કાર્યં ઇતિ તાનાઃ" "એક બીજાના કાર્યને વિસ્તારે એટલે કરે તે તાન કહેવાય છે." એ જ પ્રમાણે કારક સંજ્ઞાનું બન્નેમાં રહેવાપણું અને સાર્થકપણું જાણવું. તે તાન સંજ્ઞાવાળા ગ્રહો ક્રૂર હોય તો પણ સૌમ્ય જેવા જાણવા. તથા જાતકને વિષે જે ગ્રહોની કારક સંજ્ઞા કહેલી છે તે પણ ક્રૂર હોય તો પણ સૌમ્ય જેવા જાણવા.

જાતકમાં કારક સંજ્ઞાવાળા ગ્રહો આ પ્રમાણે કહ્યાછે.-"જે ગ્રહો પોતાની રાશિમાં, પોતાના ઉચ્ચ સ્થાનમાં અથવા પોતાના ત્રિકોણમાં રહ્યા હોય, તે જો કેંદ્રસ્થાનમાં હોય તો તે સર્વે પરસ્પર કારક સંજ્ઞાવાળા કહેવાય છે. તેમની મધ્યે દશમા કેન્દ્રમાં રહેલો ગ્રહ બીજા ગ્રહોનો વિશેષે કરીને કારક હોય છે. આ સર્વે ગ્રહોનું લગ્નમાં રહેલ ચંદ્રની દૃષ્ટિએ કરીને બળવાનપણું જાણવું. જેમ કર્કનું લગ્ન હોય અને લગ્નમાં ચંદ્ર હોય ત્યારે સૂર્ય, મંગળ, ગુરુ અને શનિ, એ ગ્રહો પોતપોતાના ઉચ્ચસ્થાનમાં રહ્યા છતા પરસ્પર કારક સંજ્ઞાવાળા થાય છે. તેની સ્થાપના આ પ્રમાણે—




તથા લગ્નમાં જે ગ્રહ રહેલો હોય તેના સ્થાનથી દશમા અને ચોથા સ્થાનમાં રહેલો કોઈ પણ ગ્રહ પોતાના સ્થાનમાં, પોતાના ઉચ્ચ સ્થાનમાં કે પોતાના ત્રિકોણમાં રહ્યો ન હોય તોપણ કારક થાય છે. તથા લગ્ન અને કેંદ્ર વિના પણ કોઈ પણ સ્થાને રહેલા ગ્રહના સ્થાનથી જો કોઈ પણ ગ્રહ દશમા સ્થાનને વિષે પોતાનું સ્થાન, પોતાનું ઉચ્ચ સ્થાન અને પોતાનું ત્રિકોણ. એમાંના કોઈ પણ એકને વિષે રહ્યો હોય અને સ્વાભાવિક અથવા તાત્કાલિક મૈત્રીએ કરીને યુક્ત હોય ત્યારે તે પણ તેનો કારક કહેવાય છે. કહ્યું છે કે-

"स्वर्क्षोच्चगमूलत्रिकोणगाः, कंटकेषु यावन्त आश्रिताः ।
सर्वे एव तेऽन्योऽन्यकारकाः, कर्मगस्तु तेषां विशेषतः ॥१॥
कर्कटोदयगते यथोडुपे, स्वोच्चगाः कुजयमार्कसूरयः ।
कारका निगदिताः परस्परं, लग्नगस्य सकलोऽम्बराम्बुगः ॥२॥
स्वर्क्षकोणोच्चगः खेटः, खेटस्य यदि कर्मगः ।
सुहृत्तद्गुणसंपन्नः, कारकश्चापि संस्मृतः ॥३॥"

"પોતાના સ્થાનમાં, પોતાના ઉચ્ચ સ્થાનમાં અને મૂળ ત્રિકોણમાં રહેલા જેટલા ગ્રહો કંટક (૧-૪-૭-૧૦) સ્થાનમાં રહ્યા હોય તે સર્વે પરસ્પર કારક કહેવાય છે. તેમાં પણ દશમે સ્થાને રહેલા ગ્રહ વિશેષે કરીને કારક કહેવાય છે. જેમકે કર્કના લગ્નમાં ચંદ્ર રહ્યો હોય ત્યારે પોતાના ઉચ્ચ સ્થાનમાં રહેલા મંગળ, શનિ, સૂર્ય અને ગુરુ, એ ચારે પરસ્પરક કારક કહેલા છે. તથા દશમા અને ચોથા સ્થાને રહેલો સર્વ કોઈ ગ્રહ સ્વગૃહ, ઉચ્ચ કે ત્રિકોણનો ન હોય તોપણ તે લગ્નનો કારક થાય છે. પોતાના સ્થાનમાં, ત્રિકોણમાં કે ઉચ્ચમાં રહેલો ગ્રહ જો દશમા સ્થાનમાં હોય તો તે લગ્નના ગ્રહનો તદ્ગુણને પામેલો મિત્ર કહેવાય છે તથા તેને કારક પણ કહ્યો છે."

जन्मलग्नेशयोस्तानः, कारको वापि लग्नगः ।
असौम्योऽपि शुभाय स्या-द्व्यस्तः सौम्योऽपि चान्यथा ॥४४॥

અર્થ—જન્મેશ અથવા લગ્નેશનો તાન અથવા કારક જો લગ્નમાં રહ્યો હોય તો તે અસૌમ્ય (ક્રૂર) છતાં પણ શુભને માટે છે, અને તે સિવાયનો સૌમ્ય ગ્રહ પણ અશુભ છે.

યાત્રા કરવાની ઇચ્છાવાળા રાજાદિકના જન્મસમયે જે રાશિમાં ચંદ્ર રહ્યો હોય તે રાશિનો ઈશ જન્મેશ કહેવાય છે. તે જન્મેશ ગ્રહનો અથવા જન્મના લગ્નેશ ગ્રહનો જે ગ્રહ જન્મપત્રિકામાં તાનરૂપ અથવા કારકરૂપ હોય અને તે ક્રૂર હોય તોપણ યાત્રાની લગ્નપત્રિકામાં પ્રથમ સ્થાને રહેલો શુભ છે, અને તેથી વિપરીત એટલે જે સૌમ્ય ગ્રહ પણ જન્મપત્રિકામાં જન્મેશ કે લગ્નેશનો તાન કે કારક ન હોય તે ગ્રહ યાત્રાની લગ્નપત્રિકામાં પ્રથમ સ્થાને રહેલો શુભ નથી. અર્થાત્ યાત્રામાં તાન અને કારકનું બળ અવશ્ય ગ્રહણ કરવું જોઈએ. દૈવજ્ઞવલ્લભમાં કહ્યું છે કે—

"नायकाः स्युः प्रसूतौ ये, रक्षका ये च वर्धकाः ।
ते क्रूरा अपि यात्रायां, लग्नस्थाः शुभदा ग्रहाः ॥१॥"

"જન્મકાળે જે ગ્રહો નાયક હોય, જે રક્ષક હોય અને જે વર્ધક એટલે વૃદ્ધિકારક હોય તે ગ્રહો ક્રૂર હોય તોપણ યાત્રામાં લગ્ન (પ્રથમ) સ્થાને રહેલા શુભ છે." આ નાયક, રક્ષક અને વર્ધકનું સ્વરૂપ બૃહત્ જાતકમાંથી જાણી લેવું.

वक्री केन्द्रेऽथ तद्वर्गो, लग्ने यातुर्जयापहः ।
गतिप्रमाणवर्णैर्वा, विकृतश्च नभश्चरः ॥४५॥

અર્થ—વક્રી ગ્રહ કેંદ્રમાં રહ્યો હોય અથવા તે વક્રી ગ્રહનો વર્ગ લગ્નમાં રહ્યો હોય તો યાત્રા કરનારના જયનો નાશ કરે છે. તથા જે ગ્રહ ગતિ, પ્રમાણ અને વર્ણે કરીને વિકૃત (વિકારવાળો) હોય તે પણ યાત્રાલગ્નમાં પ્રથમ સ્થાને રહેલો અશુભ છે.

સૂર્ય અને ચંદ્ર વક્રી હોઈ શકતા નથી, તેથી મંગળ વિગેરે કોઈ પણ ગ્રહ યાત્રાસમયે વક્ર ગતિવાળો હોય તે એક જ જો યાત્રાલગ્નમાં કેંદ્રસ્થાને રહ્યો હોય તો તે જયનો નાશ કરે છે, તો પછી બે ત્રણ વક્રી ગ્રહ રહ્યા હોય તેમાં તો શું કહેવું ? અથવા તે જ વક્રી ગ્રહનો વર્ગ એટલે [1]હોરાનો અસંભવ હોવાથી ગૃહ (સ્થાન) દ્રેષ્કાણ અને નવાંશ વિગેરેરૂપ વર્ગ જો લગ્નમાં હોય તો તે પણ અશુભ છે, વક્ર ગતિના દિવસની અને માર્ગ ગતિના દિવસની સંખ્યા જ્યોતિષસારમાં આ પ્રમાણે કહી છે.–

"पणसट्ठि ६५ इक्कवीसा २१ बारसअहियं सयं च ११२ बावन्ना ५२ ।
चउतीस सयं च १३४ कमा वक्कदिणा मंगलाईणं ॥१॥
सगसयपणाल ७४५ बिणवइ ९२ चुआलसय १४४ पंचसय-
चउव्वीसा ५२४ ।
दो अ सया चालीसा २४० मंगलमाईण मग्गदिणा ॥२॥"

"મંગળ, બુધ, ગુરુ, શુક્ર અને શનિ એ પાંચ ગ્રહોના વક્રગતિના દિવસો અનુક્રમે ૬૫-૨૧-૧૧૨-૫૨ અને ૧૩૪ છે, તથા મંગળાદિકના માર્ગગતિના દિવસો અનુક્રમે ૭૪૫-૯૨-૧૪૪-૫૨૪ અને ૨૪૦ છે."

ગતિ, પ્રમાણ અને વર્ણે કરીને વિકૃત ગ્રહ પણ યાત્રાલગ્નમાં પ્રથમ સ્થાને રહેલો શુભ નથી. તેમાં અતિચારી ગ્રહ ગતિએ કરીને વિકૃત કહેવાય છે. અતિચારી ગ્રહનું સ્વરૂપ લલ્લે આ પ્રમાણે કહ્યું છે.–

"पक्षं १ दशाहं २ त्रिपक्षी ३, दशाहं ४ मासषट्तयी ५ ।
अतिचारः कुजादीना-मेष चारस्त्वितोऽपरः ॥१॥"

"મંગલાદિક ગ્રહોનો અતિચાર અનુક્રમે પંદર દિવસ, દશ દિવસ, ત્રણ પક્ષ (દોઢ માસ), દશ દિવસ અને છ માસ સુધી છે. ત્યારપછીના દિવસો ચાર કહેવાય છે."

આ ઉપર કહેલા પ્રમાણથી ઓછો કે અધિક પ્રમાણવાળો ગ્રહ આકાશમાં જણાતો હોય તો તે ગ્રહ પ્રમાણે કરીને વિકૃત કહેવાય છે. એ જ પ્રમાણે વર્ણે કરીને વિકૃત પણ જાણવો.

---

[1] હોરા ચંદ્ર અને સૂર્યની જ હોય છે. તે પ્રથમ કહી ગયા છે.

લગ્ન તો કહે છે કે– "જે ગ્રહનું જન્મનક્ષત્ર ક્રૂર ગ્રહ કે ઉલ્કાપાત વિગેરેથી પીડા પામતું હોય તે ગ્રહ પણ યાત્રાલગ્નમાં પ્રથમ સ્થાને રહેલો શુભ નથી. ગ્રહનાં જન્મનક્ષત્ર આ પ્રમાણે છે.–

*"वि शाखा १ कृत्तिका २ प्यानि ३, श्रवणो ४ भाग्य ५ मिज्यभम् ३ ।
रेवती ७ याम्य ८ मश्लेषा ९, जन्मर्क्षाण्यर्कतः क्रमात् ॥१॥"

"રવિનું જન્મનક્ષત્ર વિશાખા છે, ચંદ્રનું કૃત્તિકા છે, મંગળનું પૂર્વાષાઢા છે, બુધનું શ્રવણ છે, ગુરુનું પૂર્વાફાલ્ગુની છે, શુક્રનું જ્યેષ્ઠા છે, શનિનું રેવતી છે, રાહુનું ભરણી છે અને કેતુનું જન્મનક્ષત્ર અશ્લેષા છે."

उत्तरान्तश्चरो भानोः, शुभो नान्यस्तनौ ग्रहः ।
फलेन वर्गो वारश्च, तनुगव्योमगोपमः ॥४६॥

અર્થ—જે ગ્રહ સૂર્યની ઉત્તરચર અથવા અન્તશ્ચર હોય તે જો યાત્રાલગ્નમાં પહેલે સ્થાને રહ્યો હોય તો તે શુભ છે તે સિવાયનો શુભ નથી. અહીં એમ જાણવું કે ઇષ્ટ દિવસે જે સ્થાને સૂર્યનો ઉદય અને અસ્ત થતો હોય તે સ્થાન સારી રીતે નિર્ણય કરીને ધ્યાનમાં રાખવું. તથા જે સ્થાને વિવક્ષિત (કહેવાને ઇચ્છેલા) ગ્રહનો ઉદય તથા અસ્ત થતો હોય તો પણ ધ્યાનમાં રાખવું. પછી તે ગ્રહ જો સૂર્યથી ઉત્તર દિશામાં ઉદય અને અસ્ત પામતો હોય તો તે ગ્રહ ઉત્તરચર કહેવાય છે, અને તે ગ્રહ જો સૂર્યને જ સ્થાને ઉદય અને અસ્ત પામતો હોય તો તે અંતશ્ચર કહેવાય છે. આ બે જાતના ગ્રહ યાત્રાલગ્નમાં પ્રથમ સ્થાને રહ્યા હોય તો તે શુભ છે, અને તે સિવાયનો બીજો એટલે સૂર્યથી દક્ષિણચર હોય તો તે અશુભ છે. આ પ્રથમ સ્થાનના ગ્રહનું સ્વરૂપ જો કે અહીં યાત્રાને ઉદ્દેશીને કહ્યું છે, તોપણ વિવાહાદિક સર્વ શુભ કાર્યના લગ્નમાં પણ આ રીતે જ સમજવું દૈવજ્ઞવલ્લભમાં વિશેષ આ પ્રમાણે કહ્યું છે.—

"लग्नेर्कारौ शनेर्धाम्नि, शुभावन्यत्र भंगदौ ।
शीतांशुरुदयप्राप्तः, सर्वकार्येषु नाशदः ॥१॥
जीवशुक्रशनिस्थाने, स्थितो लग्ने जयार्थदः ।
स्थानेष्वर्केन्दुभौमानां, शशिसूनुरनर्थदः (कः) ॥२॥
मन्दारबुधचन्द्राणां, स्थानेषु शुभदो गुरुः ।
शुक्रेन्दुस्थानगो लग्ने, धनयोधविनाशकः ॥३॥
सौम्यस्थाने सितः शस्तो, लग्नस्थोऽन्यत्र नेष्टदः ।
छायापुत्रो रविस्थाने, प्रीतिदोऽन्यत्र नाशदः ॥४॥

* ભર ૧ ચિત્તુ ૨ તન્સાઢા ૩ ધણિ ૪ ઉત્તરફગ્ગુ ૫ જિઠ્ઠ ૬ રેવઈઆ ૭। સુરાઈ જમ્મરિક્ખા એએહિં વજ્જમુસલ પુણો ॥૧॥ આ પ્રમાણે પ્રથમ વિમર્શમાં છે તથા પ્રથમ વિમર્શ પ્રમાણે જ લગ્નશુદ્ધિમાં તથા નારચંદ્રમાં પણ કહેલ છે, તેથી વિશાખા ઇત્યાદિ ઉપરનો પાઠ મતાંતર જાણવો.

स्वस्थाने न शुभो मन्दो, लग्नेऽन्यत्र शुभावहः ।
यात्रायां चन्द्रमाः शस्तो, दिग्बलेन विवर्जितः ॥५॥"

"યાત્રાલગ્નની કુંડળીમાં સૂર્ય અને મંગળ જો શનિના સ્થાનમાં રહ્યા હોય તો તે શુભ છે, બીજા કોઈ સ્થાનમાં હોય તો નાશને કરનારા છે, ચંદ્ર ઉદયના સ્થાનમાં રહ્યો હોય તો સર્વ કાર્યમાં નાશને આપનારો છે, અને ગુરુ, શુક્ર તથા શનિના સ્થાનમાં રહ્યો હોય તો જય અને ધનને આપનાર થાય છે. સૂર્ય, ચંદ્ર અને મંગળના સ્થાનમાં બુધ રહ્યો હોય તો તે અનર્થને આપનારો છે શનિ, મંગળ, બુધ અને રવિના સ્થાનમાં ગુરુ હોય તો તે શુભ છે, તથા શુક્ર અને ચંદ્રના સ્થાનમાં રહ્યો હોય તો તે ધન, યોદ્ધાનો નાશ કરે છે. બુધના સ્થાનમાં શુક્ર રહ્યો હોય તો તે પ્રશસ્ત (શુભ) છે, અને બીજે કોઈ સ્થાને રહ્યો હોય તો તે ઇષ્ટ વસ્તુને આપનારો નથી (અશુભ છે). રવિના સ્થાનમાં રાહુ રહ્યો હોય તો તે પ્રીતિને આપનાર છે, અને બીજા કોઈ સ્થાનમાં રહ્યો હોય તો તે નાશને કરનારો છે. શનિ પોતાને સ્થાને રહ્યો હોય તે શુભ નથી, અને બીજા કોઈ પણ સ્થાનમાં રહ્યો હોય તો તે શુભ છે. દિગ્બળે કરીને રહિત એવો ચંદ્ર યાત્રાને વિષે પ્રશસ્ત (શુભ) છે."

આ પ્રમાણે સાડા છ શ્લોકે કરીને પ્રથમ સ્થાને રહેલા ગ્રહોની વ્યવસ્થા કહી. હવે મૂળ શ્લોકના ઉત્તરાર્ધ વડે યાત્રાલગ્નમાં છ વર્ગ તથા વારનો નિયમ કહે છે.—વર્ગ એટલે ષડ્વર્ગ તથા વાર એટલે યાત્રાના દિવસનો વાર, એ પ્રથમ સ્થાનમાં રહેલા હોય તો તેનું ફળ દશમા સ્થાને રહેલા ગ્રહની જેવું જાણવું, એટલે કે 'જન્મન્યનિષ્ટ" એ ૪૦ મા શ્લોકથી આરંભીને આ શ્લોકના પૂર્વાર્ધ સુધીમા કહેલી રીતે કરીને જેવો ગ્રહ પ્રથમ સ્થાનમાં શુભ અથવા અશુભ કહેલો હોય, તેવા જ ગ્રહના ગૃહ, હોરા વિગેરે છ વર્ગ પ્રથમ સ્થાનમાં રહેલા હોય તો તે શુભ અથવા અશુભ જાણવા, અને એ જ રીતે યાત્રાને દિવસે વારનો પણ નિર્ધાર કરવો, વિશેષ આ પ્રમાણે છે.—

"उपचयकरस्य वर्गः, क्रूरस्यापि प्रशस्यते लग्ने ।
चन्द्रो वा तद्युक्तो न तु, विपरीतस्य सौम्यस्य ॥१॥
उपचयकरग्रहदिने सिद्धिः, क्रूरेऽपि यायिनां (नो) भवति ।
सौम्येऽप्यनुपचयकरे, न भवति यात्रा शुभा यातुः ॥२॥"

"ઉપચય કરનારા ક્રૂર ગ્રહનો વર્ગ પણ લગ્નમાં રહ્યો હોય તો તે શુભ છે અથવા તે ગ્રહે કરીને યુક્ત ચંદ્ર રહ્યો હોય તો પણ તે શુભ છે, પણ ઉપચય કરનારો ન હોય એવો સૌમ્ય ગ્રહનો વર્ગ લગ્નમાં હોય તો તે શુભ નથી ઉપચય કરનારા ગ્રહનો દિવસ (વાર) ક્રૂર હોય તો પણ તે યાત્રા કરનારને સિદ્ધિ આપનારો છે, પરંતુ ઉપચય કરનાર ન હોય એવા સૌમ્ય ગ્રહને દિવસે યાત્રા કરનારની યાત્રા શુભકારક નથી," એમ લલ્લ કહે છે. વળી દૈવજ્ઞવલ્લભમાં આ પ્રમાણે કહ્યું છે.—

"सौम्योऽपि न शुभं दत्ते, रिपोर्वारे विलग्नपः ।
वारे मित्रस्य पापोऽपि, भवेच्छुभफलप्रदः ॥१॥"

"લગ્નનો સ્વામી સૌમ્ય હોય તોપણ તે શત્રુના વારને વિષે શુભ નથી, અને મિત્રના વારને વિષે પાપ સ્વામી પણ શુભ ફળને આપનારો છે."

વળી જેનો વાર શુભ અથવા અશુભ હોય તેની હોરા પણ તેવી જ શુભ કે અશુભ જાણવી. તેનું ફળ શૌનક આ પ્રમાણે કહે છે.-

"रूपं ग्रहस्य वर्गे, स्वदिने द्विगुणं स्वकालहोरायाम् ।
त्रिगुणमरिवर्गयोगे, फलस्य पात्यस्तृतीयांशः ॥१॥"

"ગ્રહનું ફળ પોતાના વર્ગમાં સરખું જ (પૂર્ણ) છે, પોતાને દિવસે બમણું છે, પોતાની કાળહોરામાં ત્રણ ગણું છે, અને શત્રુના વર્ગને યોગે ત્રીજા ભાગનું ફળ મળે છે."

તથા લલ્લ કહે છે કે—

"बलिनः कंटकसंस्था, वर्षाधिपमासदिवसहोरेशाः ।
द्विगुणशुभाशुभफलदा, यथोत्तरं ते परिज्ञेयाः ॥१॥"

"વર્ષનો સ્વામી, માસનો સ્વામી, દિવસનો સ્વામી અને હોરાનો સ્વામી એ કંટક (કેન્દ્ર)- સ્થાનમાં રહ્યા હોય તો તે બળવાન છે, તથા તેઓ ઉત્તરોત્તર બમણા શુભાશુભ ફળને આપનારા છે."

પ્રથમ સ્થાનમાં રહેલા ગ્રહો તથા તેના ષડ્વર્ગ વિગેરેની વ્યવસ્થા કહી. હવે બાકીના કેન્દ્રાદિક સ્થાનને આશ્રીને કહે છે.

केन्द्रेषु ग्रहशून्येषु, लग्ने वीर्येण वर्जिते ।
बलहीनैश्च सौम्यैः स्या-दमिषेणयतो भयम् ॥४७॥"

અર્થ—કેંદ્રસ્થાન ગ્રહવડે શૂન્ય હોય, લગ્ન વીર્યવડે રહિત હોય તથા સૌમ્ય ગ્રહો બળહીન હોય, તે વખતે શત્રુ તરફ લડવા માટે પ્રયાણ કરનારને ભય થાય છે.

કેંદ્રસ્થાન ગ્રહ શૂન્ય હોય એટલે પ્રથમ તો કેન્દ્રના એક પણ સ્થાનમાં કોઈપણ સૌમ્ય ગ્રહ હોય તો જ યાત્રા અથવા બીજાં કાર્ય કરવા શુભ છે. તે સિવાય શુભ નથી. જો કદાચ કેંદ્રના કોઈ પણ સ્થાનમાં કોઈ પણ સૌમ્ય ગ્રહ ન હોય તો કેંદ્રનું એક પણ સ્થાન ઉપચયકારક ક્રૂર ગ્રહવડે સહિત હોય તો પણ તે શુભ છે. કેંદ્રનાં સર્વ સ્થાનો એક પણ ગ્રહ રહિત હોય તો સર્વથા અનિષ્ટ થાય. તે વિષે રત્નમાળામાં કહ્યું છે કે—

"पापोऽपि कामं बलवान्नियोज्यः,
केन्द्रेषु शून्यं न शिवाय केन्द्रम् ।"

"પાપગ્રહ પણ બળવાન કરીને અવશ્ય કેંદ્રમાં લાવવો જોઈએ, કેમ કે કેંદ્ર શૂન્ય હોય તો તે કલ્યાણને માટે નથી."

વિશેષ એટલું છે કે—કેન્દ્રમાં સૌમ્ય ગ્રહો પાપગ્રહોએ કરીને સહિત રહ્યા હોય તો મોટા કષ્ટથી યાત્રા સિદ્ધ થાય છે. તે વિષે લલ્લ કહે છે કે—

"सौम्यैश्च पापैश्च चतुष्टयस्थैः, कृच्छ्रेण संसिद्धिमुपैति यात्रा।"

"સૌમ્ય તથા પાપગ્રહો કેંદ્રમાં રહ્યા હોય તો કષ્ટે કરીને યાત્રા સિદ્ધિને પામે છે."

લગ્ન વીર્ય રહિત હોય એમ જે મૂળ શ્લોકમાં કહ્યું તેમાં એમ સમજવું કે સૌમ્ય સ્વામી તથા સૌમ્ય ગ્રહને અભાવે કરીને તથા તેમની દૃષ્ટિને અભાવે કરીને તેમજ ક્રૂર ગ્રહોના સ્વામી અને ગ્રહોના હોવાપણાથી અથવા તેમની દૃષ્ટિ પડવાથી લગ્ન વીર્ય રહિત થાય છે.

મૂળ શ્લોકમાં સૌમ્ય ગ્રહો બળહીન હોય એમ કહ્યું છે. તેમાં ગ્રહોનું બળહીન-પણું ભુવનદીપકની વૃત્તિમાં અઢાર પ્રકારે કહ્યું છે.–

"स्व मित्रनीचगो वक्रः स्वराश्यस्ता रिपुवर्गगः।
लग्नाद् द्वादशगः षष्ठः, क्रूरैर्युक्तोऽथ वीक्षितः ॥१॥
याम्यो राह्वास्य पुच्छस्थो बालो वृद्धोऽस्तगो जितः।
मुथुशिले मूशरिफे, पापैरित्यबलो ग्रहः ॥२॥"

"પોતાના નીચ ગૃહમાં રહેલો ગ્રહ નિર્બળ છે. ૧. મિત્રના નીચ ગ્રહમાં રહેલો ગ્રહ નિર્બળ છે. ૨. આ બંને જાતનો ગ્રહ નીચ નવાંશમાં રહ્યો હોય તો પણ નિર્બળ જાણવો. વક્ર અથવા વક્રતામાં સન્મુખ થયેલો ગ્રહ નિર્બળ છે ૩. પોતાના ગૃહની રાશિથી સાતમી રાશિમાં રહેલો ગ્રહ નિર્બળ છે ૪. શત્રુરૂપ અથવા અધિ શત્રુરૂપ ગ્રહના ગૃહ, હોરા વિગેરે છ વર્ગમાં રહેલો ગ્રહ નિર્બળ છે ૫. લગ્નથી બારમે સ્થાને રહેલો ગ્રહ નિર્બળ છે. લગ્નથી છઠ્ઠે સ્થાને રહેલો ગ્રહ નિર્બળ છે. ૭. ક્રુર ગ્રહે કરીને યુક્ત એવો ગ્રહ નિર્બળ છે ૮. ક્રુર ગ્રહે જોયેલો ગ્રહ પણ નિર્બળ છે ૯. કર્કાદિક છ રાશિરૂપ દક્ષિણાયનમાં રહેલો ગ્રહ નિર્બળ છે ૧૦. રાહુના મુખમાં રહેલો ગ્રહ નિર્બળ છે ૧૧. રાહુના પુચ્છમાં રહેલો ગ્રહ નિર્બળ છે ૧૨. રાહુનું મુખ અને પુચ્છ આ પ્રમાણે જાણવું–

"यत्र रुक्षे स्थितो राहु–र्वदन तद्विनिर्दिशेत्।
मुखात् पञ्चदशे रुक्षे, तस्य पुच्छं व्यवस्थितम् ॥१॥"

"જે નક્ષત્રમાં રાહુ રહેલો હોય તે નક્ષત્ર રાહુનું મુખ જાણવું, અને મુખથી પંદરમું જે નક્ષત્ર હોય ત્યાં તેનું પુચ્છ રહેલું છે."

બાળ એટલે થોડા દિવસથી ઉદય પામેલો ગ્રહ નિર્બળ છે ૧૩. વૃદ્ધ એટલે અસ્ત થવામાં સન્મુખ થયેલો ગ્રહ નિર્બળ છે, વૃદ્ધ કહેવાથી અલ્પ તથા રુક્ષ બિંબ-વાળો અને કાંતિરહિત એવો ગ્રહ પણ નિર્બળ જાણવો ૧૪. અસ્ત એટલે સૂર્યનાં કિરણોમાં પ્રવેશ કરવાથી અસ્ત પામેલો ગ્રહ નિર્બળ છે. ૧૫. જીતાયેલો એટલે ગ્રહોના

યુદ્ધમાં જે ગ્રહ દક્ષિણગામી હોય તે નિર્બળ છે, વરાહ કહે છે કે શુક્ર તો ઉત્તરગામી હોય ત્યારે જીતાયેલો છે ૧૬, મુથુશિલ એટલે શીઘ્ર ગતિવાળો ક્રૂર ગ્રહ મંદ ગતિવાળા ગ્રહના એક અંશમાં મળ્યો હોય અને વળી જ્યાં સુધી તે મંદ ગ્રહની પાછળ રહ્યો હોય ત્યાં સુધી તે મુથુશિલ કહેવાય છે, તેનું બીજું નામ ઇત્થશાલ છે. આ મુથુશિલ ગ્રહ નિર્બળ હોય છે ૧૭, જ્યારે શીઘ્ર ગતિવાળો ક્રૂર ગ્રહ મંદ ગતિવાળા ગ્રહના એક અંશમાં મળીને પછી તે અંશને ઉલ્લંઘન કરીને આગળ જાય ત્યારે તે રાશિ પૂરી થતાં સુધી મૂશરિફ યોગ કહેવાય છે. તે પણ નિર્બળ છે ૧૮. જેમકે કલ્પનાએ કરીને ગુરુ ત્રીજા ત્રિંશાંશમાં મંદ ગતિવાળો છે, તે અંશમાં આવેલો સૂર્યાદિક ક્રૂર ગ્રહ જ્યાં સુધી તે ત્રીજા અંશને ઉલ્લંઘન કરીને નથી જતો ત્યાં સુધી મુથુશિલ કહેવાય છે, અને જ્યારે તે ત્રીજા અંશનો ત્યાગ કરીને ચોથા અંશમાં જાય ત્યારે રાશિના અંત સુધી મૂશરિફ કહેવાય છે. જો શીઘ્ર ગતિવાળો ગ્રહ ક્રૂર ગ્રહમાં આવીને આ બે યોગો ઉત્પન્ન કરે તો મંદ ગતિવાળો ગ્રહ નિર્બળ જાણવો."

પ્રશ્નપ્રકાશમાં તો નવ પ્રકારે જ નિર્બળતા આ પ્રમાણે કહી છે.

"पापः शीघ्रः शुभो वक्री, बालो वृद्धोऽरिभास्तगः ।
नीचः पापान्तरेऽष्टस्थ, इत्युक्तो बलवर्जितः ॥१॥"

"ક્રૂર ગ્રહ શીઘ્રગામી હોય ૧, શુભ ગ્રહ વક્રી હોય ૨, બાળક ૩, વૃદ્ધ ૪, શત્રુના સ્થાનમાં રહેલો ૫, અસ્ત પામેલો ૬, નીચ સ્થાને રહેલો ૭ ક્રૂર ગ્રહ સાથે રહેલો ૮, અને લગ્નથી આઠમે સ્થાને રહેલો ૯, આ નવ પ્રકારનો ગ્રહ નિર્બળ કહ્યો છે," આ પ્રમાણે અન્યત્ર પણ સંભવ પ્રમાણે દુર્બળતા જાણવી.

दिगीशः केन्द्रगः श्रेयान्, दिग्बली भालगस्तु न ।
बलिनौ जन्मलग्नेशौ, केन्द्रोपचयगौ शुभौ ॥४८॥

અર્થ—દિક્પતિ કેંદ્રમાં હોય તો તે શુભ છે, પણ દિગ્બલી અને સન્મુખ રહ્યો હોય તો તે શુભ નથી. જન્મેશ અને લગ્નેશ બળવાન હોઈને કેંદ્ર કે ઉપચયસ્થાનમાં રહ્યા હોય તો તે શુભ છે.

દિગીશ એટલે જે દિશામાં જવું હોય તે દિશાનો સ્વામી જે કોઈ ગ્રહ બળવાન થઈને યાત્રાલગ્નમાં કોઈ પણ કેંદ્રના સ્થાનમાં રહ્યો હોય તો તે શુભ છે, પરંતુ ગમન કરવા યોગ્ય દિશાનો સ્વામી ગ્રહ લગ્નમાં દિગ્બળી હોય તો તે શુભ નથી. ગ્રહોનું દિગ્બલીપણું પૂર્વે "लग्नाद्युत्क्रमकेन्द्र" (દ્વિતીય પ્રકાશ–૨૯) એ શ્લોકમાં કહ્યું છે, તથા ભાલગ એટલે જવા લાયક દિશાનો સ્વામી ગ્રહ લગ્નમાં તે જ દિશામાં રહેવા વડે કરીને જનારને સન્મુખ થતો હોય તો તે શુભ નથી. તે વિષે દૈવજ્ઞવલ્લભમાં કહ્યું છે કે–

"दिगीश्वरो ललाटस्थो यदि, वा दिग्बलान्वितः ।
वधबन्धप्रदो यातुः, केन्द्रगस्तु जयार्थदः ॥१॥"

"દિશાનો પતિ સન્મુખ રહ્યો હોય, અથવા દિગ્બળે કરીને સહિત હોય તો પ્રયાણ કરનારને વધ, બંધન કરનારો થાય છે, અને કેંદ્રમાં રહ્યો હોય તો જય તથા ધનને આપનાર થાય છે,"

દિશાના પતિને સન્મુખ રહેવાનો પ્રકાર પૂર્વાચાર્યોએ આ પ્રમાણે કહ્યો છે.—

"लग्ने भानुर्व्ययभवगतः शुक्र आरो नभःस्थो,
राहुर्धर्माष्टम गृहगतः सप्तमस्थोऽर्कपुत्रः ।
नीहारांशू रिपु-तनय-गो बंधुगः सोमपुत्रो,
जीवस्त्रि-द्वि-स्थित इति ललाटस्थिताः पूर्वतः स्युः ॥१॥"

"લગ્નમાં (પ્રથમ સ્થાનમાં) રહેલો સૂર્ય, બારમા અને અગિયારમા સ્થાનમાં રહેલો શુક્ર, દશમા સ્થાનમાં રહેલો મંગળ, નવમા અને આઠમા સ્થાનમાં રહેલો રાહુ, સાતમા સ્થાનમાં રહેલો શનિ, છટ્ઠા અને પાંચમા સ્થાનમાં રહેલો ચંદ્ર, ચોથા સ્થાનમાં રહેલો બુધ અને ત્રીજા તથા બીજા સ્થાનમાં રહેલો ગુરુ, આ પ્રમાણે પૂર્વાદિ દિશાના અનુક્રમે રહેલા ગ્રહો સન્મુખ કહેવાય છે."

યાત્રાના લગ્નમાં સન્મુખ રહેલા ગ્રહનું ચક્ર




સન્મુખ રહેલ ગ્રહનું ફળ આ પ્રમાણે છે.—

"शस्त्राग्निभयं व्याधि-र्धनक्षयो बन्धनं मृतिर्व्याधिः ।
हारिः सैन्यविमर्दो, भालगदिगधिपफलं क्रमशः ॥१॥"

"પૂર્વ દિશાનો અધિપતિ સન્મુખ રહ્યો હોય તો શસ્ત્ર અને અગ્નિનો ભય થાય, અગ્નિ ખૂણાનો સ્વામી સન્મુખ હોય તો વ્યાધિ થાય, દક્ષિણનો સ્વામી સન્મુખ હોય તો ધનનો ક્ષય થાય, નૈઋત્યનો સ્વામી સન્મુખ હોય તો બંધન થાય, પશ્ચિમનો સ્વામી સન્મુખ હોય તો મૃત્યુ થાય, વાયવ્યનો સ્વામી સન્મુખ હોય તો વ્યાધિ થાય, ઉત્તરનો સ્વામી સન્મુખ હોય તો પરાજય થાય, અને ઈશાનનો સ્વામી સન્મુખ હોય તો સૈન્ય ભાંગે."

વિશેષ એ છે જે—"ઉદય પામેલો કેતુ અથ ભાગે નમેલો હોય અને યાત્રાની દિશામાં સન્મુખ થયો હોય તો તે શુભ છે. તથા ઉપચય કરનાર ગ્રહની દિશામાં જવું, પણ અપચય કરનાર ગ્રહની દિશામાં ન જવું." એ પ્રમાણે લલ્લ કહે છે.

મૂળ શ્લોકમાં જન્મેશ અને લગ્નેશ બળવાન કહ્યા છે તે આ પ્રમાણે.—ગંડાંતમાં રહેવું, ગોચરાદિકની પ્રતિકૂળતા, ગતિ, પ્રમાણ અને વર્ણથી વિકૃતિપણું, સૂર્યથી દક્ષિણ-ગામીપણું, પૂર્વે કહેલા અઢાર પ્રકારના દુર્બળપણાનો અભાવ, છ પ્રકારના બળથી યુક્તપણું, તથા શત્રુનો પરાજય કરવાપણું, આટલાંએ કરીને જન્મેશ અને લગ્નેશ બળવાન્ કહેવાય છે. તથા મૂળ શ્લોકમાં સામાન્ય રીતે કેંદ્ર લખ્યો છે, તો પણ સાતમા સ્થાનને વર્જીને જ બીજા કેંદ્રસ્થાનમાં રહેલો લગ્નેશ શુભ છે એમ જાણવું. વિશેષ એ છે જે-"જન્મેશ અને લગ્નેશ ક્રૂર હોય તો પણ તેમને સર્વ કાર્યમાં બળવાન કરીને સૌમ્ય ગ્રહ જેવા જ જાણવા.

કેંદ્રાદિકમાં રહેલા ગ્રહોની વ્યવસ્થા કહી. હવે યાત્રાની કુંડળીમાં કેવા અને ક્યા ગ્રહોએ પ્રયાણ કરનારને કયો ઉપાય જયકારક છે? તે કહે છે.—

सितेज्याविन्दुरार्कीज्ञ–तमोऽन्त्याः सूर्यमंगलौ ।
सामादिसाधकाः केन्द्रो–पचयेषु बलोत्कटाः ॥४९॥

અર્થ—યાત્રાકુંડળીમાં શુક્ર અને ગુરુ બળવાન થઈને કેંદ્ર કે ઉપચયસ્થાનમાં રહ્યા હોય તો સામ ઉપાયે કરીને જય થાય છે, એ જ રીતે ચંદ્ર રહ્યો હોય તો દાન ઉપાયે કરીને, શનિ, બુધ, રાહુ અને કેતુ રહ્યા હોય તો ભેદ ઉપાયે કરીને અને સૂર્ય તથા મંગળ રહ્યા હોય તો દંડ ઉપાયે કરીને જય થાય છે.

સામ એટલે સંધિના ઉપાયે કરીને જય થાય છે. અહીં કરેલો સંધિ જે પ્રકારે નિશ્ચલ થાય તે પ્રકાર કહે છે.—

"भाग्ये मैत्रे शीतरश्मौ स पुष्ये, द्वादश्यां वा शुक्रदृष्टे च लग्ने ।
अष्टम्यां वा तैतिलाख्ये प्रदिष्टा, पूर्वाचार्यैरत्र संधानसिद्धिः ॥११॥"

"દશમા તથા ચોથા સ્થાનમાં ચંદ્ર હોય, શુક્ર લગ્નને જોતો હોય, બારસ અથવા આઠમને દિવસે પુષ્ય નક્ષત્રમાં તૈતિલ નામા કરણમાં પૂર્વાચાર્યોએ સંધાનની સિદ્ધિ કથન કરેલી છે."

વિશેષ એ છે જે—તે તે ગ્રહોના લગ્નમાં અથવા નવાંશોમાં તેમજ વાર હોરાને વિષે પણ અનુક્રમે કહેલા ઉપાયે કરીને સર્વ કાર્યમાં સિદ્ધિ થાય છે.

હવે જેવા ગ્રહના બળે શત્રુથી પહેલાં પ્રયાણ કરવું કે પછી કરવું સફળ છે તે કહે છે.—

पौरा ज्ञजीवमन्दाः स्यु–रपरे यायिनो ग्रहाः ।
सफला यायिभिर्यात्रा, बलिभिः स्थितिरन्यथा ॥५०॥

અર્થ—બુધ, ગુરુ અને શનિ એ ત્રણ ગ્રહો પૌર (સ્થાયી) કહેવાય છે. અને

બાકીના ગ્રહો યાયી કહેવાય છે. તેમાં જો યાયી ગ્રહો બળવાન્ હોય તો શત્રુથી પહેલાં જ યાત્રા કરવી સફળ છે, અને સ્થાયી ગ્રહો બળવાન્ હોય તો પોતાને સ્થાને જ સ્થિતિ કરવી સફળ છે, એટલે કે શત્રુની પહેલાં પોતે પ્રયાણ ન કરવું. વિશેષ એ છે જે— "સ્થાયી અને યાયી ગ્રહો મિશ્ર હોય એટલે કે બંને ગ્રહોનું બળવાનપણું હોય તો દ્વૈધીભાવ કરવો, એટલે કે અર્ધું સૈન્ય સ્થાયી રાખવું અને અર્ધા સૈન્યને પ્રયાણ કરાવવું તથા સૌમ્ય ગ્રહો બળવાન હોય તો સંધિ કરવી અને ક્રૂર ગ્રહો બળવાન હોય તો યુદ્ધ કરવાથી જય થાય છે. બંને જાતના ગ્રહો નિર્બળ હોય તો કોઈ ભાગ્યવાન અન્ય રાજાનો આશ્રય કરવો." આ સર્વ યોગયાત્રા ગ્રંથમાં કહ્યું છે.

આ પ્રમાણે પચ્ચીશ શ્લોકોએ કરીને યાત્રાની લગ્નકુંડળીનું સ્વરૂપ વિસ્તારથી કહ્યું. આ સ્વરૂપ સામાન્ય રીતે રાજાદિકને માટે જાણવું, કારણ કે રાજાઓ પણ નીચેના શ્લોકમાં કહેલા યોગો ન મળે તોપણ કેવળ લગ્નના બળથી પણ યાત્રા કરી શકે છે, તે વિષે લલ્લ કહે છે કે—

"ऐकान्तिकगन्तव्ये, दैवेन निपीडिते च यातव्ये।
केवलविलग्नयोगा—दपि याता सिद्धिमाप्नोति ॥१॥"

"દૈવયોગે અવશ્ય એકાંતે કરીને યાત્રા કરવાની જરૂર પડી હોય તો કેવળ લગ્નના બળથી પણ યાત્રા કરનાર સિદ્ધિને પામે છે."

હવે શુભ તિથિ, નક્ષત્ર, લગ્ન વિગેરેના બળ વિના પણ જેવા ગ્રહયોગે કરીને રાજાઓની યાત્રા સફળ થાય છે તેવા માત્ર રાજાને જ યોગ્ય એવા યાત્રાને લાયક ગ્રહયોગો કહેવાની ઇચ્છાથી કહે છે.

चौराणां शकुनैर्यात्रा, नक्षत्रैश्च द्विजन्मनाम् ।
मुहूर्त्तैः सिद्धयेऽन्येषां, राज्ञां योगैश्च ते त्वमी ॥५१॥

અર્થ—ચોરોને શકુન વડે યાત્રા કરવી સિદ્ધિને માટે છે, બ્રાહ્મણોને નક્ષત્રની શુદ્ધિએ કરીને યાત્રા કરવી શુભ છે, બીજા એટલે વૈશ્ય, શૂદ્ર, કારીગરો વિગેરેને શુભ મુહૂર્તે કરીને યાત્રા કરવી શુભ છે, અને રાજાઓને યોગો વડે કરીને યાત્રા કરવી શુભ છે, એટલે કે તિથિ, વાર અને લગ્નાદિકની શુદ્ધિ ન હોય તોપણ રાજાઓને આ ગ્રહયોગોમાં યાત્રા કરવાથી કાર્યસિદ્ધિ થાય છે. દૈવજ્ઞવલ્લભમાં કહ્યું છે કે—

"तिथिक्षणभवाराणां, साध्यं योगेन सिध्यति ।
तस्मात्सर्वेषु कार्येषु, ग्रहयोगान् सुचिन्तयेत् ॥१॥"

"તિથિ, મુહૂર્ત, નક્ષત્ર અને વારોથી સાધવા લાયક કાર્યો યોગ વડે સિદ્ધ થાય છે, તેથી સર્વ કાર્યોમાં ગ્રહયોગનો સારી રીતે વિચાર કરવો."

અહીં કોઈ શંકા કરે કે—ગ્રહયોગનો વિચાર કરવો તે ઠીક છે, પરંતુ લગ્ન

બળવાન છતાં પણ ગ્રહોની સૌમ્યતા અને ક્રૂરતા યત્ને કરીને વિચારવાની છે, અને અહીં તો તેના વિચારનો લેશ પણ કહ્યો નથી. તેનો શો હેતુ છે? આનો જવાબ એ છે જે—અહીં યોગનું બળ જ પ્રધાનપણે કહ્યું છે. જેમ અન્ય ઔષધિના સંયોગથી વત્સનાગ વિગેરે વિષ પણ રસાયણરૂપ થઈને પ્રાણીઓને જીવાડનારૂં થાય છે, તેમ ક્રૂર ગ્રહ પણ યોગના વશથી શુભદાયી થાય છે તથા જેમ ઘી તથા મધ સરખે ભાગે મિશ્ર કરવાથી મૃત્યુને કરનારૂં એવું ઉપવિષ બને છે એમ ચરકમાં કહ્યું છે, તે જ રીતે શુભ ગ્રહો પણ યોગના વશથી અશુભ થાય છે, તેથી કરીને માસ, તિથિ, વાર, નક્ષત્ર, યોગ મુહૂર્ત, ચંદ્ર, તારા અને લગ્નનુ વિરુદ્ધપણું છતાં પણ આ યોગોએ કરીને યાત્રા સફળ થાય છે એમ સિદ્ધ માનવુ. રત્નમાળામા પણ કહ્યું છે કે—

"तिथौ क्षणे मे करणे च वारे, योगे विलग्ने हिमगौ नृपाणाम् ।
पापेऽपि यात्रा सफलात्र योगैः,"

"તિથિ, મુહૂર્ત, નક્ષત્ર, કરણ, વાર, યોગ, લગ્ન અને ચંદ્ર એ સર્વે પાપ એટલે અશુભ હોય તોપણ રાજાઓને યોગોવડે કરીને યાત્રા કરવી સફળ છે."

આ યોગોનું બળ એકાંતિક કાર્યના વિષયમાં જાણવું, પરંતુ ઘણી ઉતાવળ ન હોય તો માસ, તિથિ, નક્ષત્ર વિગેરેનું બળ તથા આ યોગોનું બળ એમ સર્વ બળ જોવું. તે વિષે ભાસ્કર કહે છે કે—

"अवमाधिमासयोर्न प्रतिष्ठतेऽभीष्टसिद्ध्यर्थी ।"

"ઇષ્ટ સિદ્ધિના અર્થીએ ક્ષય માસ તથા અધિક માસમાં પ્રયાણ ન કરવું." "तथापि हि कुसललग्गि" "તોપણ કુશળ (શુભ) લગ્ન જોવું." ઇત્યાદિ,

હવે ગ્રહયોગો કહે છે,

अर्कार्किशशिनः सिद्ध्यै, राज्ञां लग्नारिमध्यगाः ।
सितेज्यमन्दज्ञाराश्च, लग्ना-स्त-त्रि-सुखा-रिगाः (२) ॥५२॥

અર્થ—લગ્નમાં સૂર્ય, છઠ્ઠે સ્થાને શનિ અને દશમે સ્થાને ચંદ્ર રહ્યો હોય તો તે વખતે રાજાની યાત્રા સિદ્ધિને માટે છે. (૧) લગ્નમાં શુક્ર, સાતમા ભવનમાં ગુરુ, ત્રીજે સ્થાને શનિ, ચોથે સ્થાને બુધ અને છઠ્ઠે સ્થાને મંગળ રહ્યો હોય તો તે શુભ છે (૨)

[1]गुरुज्ञार्काश्च लग्नस्व-भ्रातृषु क्रमतः श्रिये ।
लग्नारिगौ च जीवार्कौ, जयदौ व्यष्टमे विधौ ॥५३॥

અર્થ—લગ્નમાં ગુરુ હોય, બીજા ભાવમાં બુધ હોય અને ત્રીજા ભાવમાં સૂર્ય હોય તો તે લક્ષ્મીને માટે છે-શુભ છે (૩) લગ્નમાં ગુરુ હોય. છઠ્ઠા ભાવમાં સૂર્ય હોય અને આઠમા સિવાય બીજા કોઈ પણ ભાવમાં ચંદ્ર હોય તો તે પણ શુભ છે. (૪).

૧ શુક્રઃ ઇતિ પ્રત્યન્તરે.

मन्दारौ त्र्यायषट्सु, ज्ञसितेज्याश्चोत्कटाः श्रिये ।
केन्द्रे च बलिनौ ज्ञेज्या-विन्दौ त्वापोक्लिमेऽवले ॥५४॥

અર્થ—શનિ અને મંગળ ત્રીજે, અગિયારમે અને છઠ્ઠે સ્થાને રહ્યા હોય તથા બુધ, શુક્ર અને ગુરુ બળવાન થઈને ગમે તે સ્થાને રહ્યા હોય તો તે લક્ષ્મીને માટે છે-શુભ છે. (૫). બુધ અને ગુરૂ બળવાન્ થઈને કેંદ્રમાં રહ્યા હોય તથા ચંદ્ર નિર્બળ થઈને આપોક્લિમ એટલે ૩-૬-૯-૧૨ મે સ્થાને રહ્યો હોય તો તે શુભ છે (૬).

श्रिये विधुः सुखेऽस्ते तु, सितज्ञौ व्यत्ययेन वा ।
याने त्रिकोणकेन्द्रस्थाः, सौम्याः षट् त्र्यायगाः परे ॥५५॥

અર્થ—ચંદ્ર ચોથા ભાવમાં રહ્યો હોય અને શુક્ર તથા બુધ સાતમા ભાવમાં રહ્યા હોય તો તે લક્ષ્મીને માટે છે. (૭). અથવા વિપરીતપણે હોય એટલે કે શુક્ર અને બુધ ચોથા ભાવમાં હોય અને ચંદ્ર સાતમા ભાવમાં હોય તો તે પણ લક્ષ્મીને માટે છે. (૮) સૌમ્ય ગ્રહો ત્રિકોણ અને કેંદ્રમાં રહ્યા હોય તથા ક્રૂર ગ્રહો છઠ્ઠે, ત્રીજે અને અગિયારમે રહ્યા હોય તો તે પણ યાત્રામાં લક્ષ્મીને માટે છે (૯),

जयाय मूर्त्तौ मार्त्तण्डः, सौम्याः स्वे सप्तमो विधुः ।
बृहस्पतिर्वा केन्द्रस्थः, शेषेषु स्वायवर्त्तिषु ॥५६॥

અર્થ—પ્રથમ ભાવમાં સૂર્ય હોય, બીજા ભાવમાં સૌમ્ય ગ્રહ હોય અને સાતમા ભાવમાં ચંદ્ર હોય તો તે જયને માટે છે, (૧૦). બૃહસ્પતિ (ગુરુ) કેંદ્રમાં રહ્યો હોય અને બાકીના ગ્રહો (ક્રૂર તથા સૌમ્ય સર્વે) બીજા તથા અગિયારમા ભાવમાં હોય તો તે પણ જયને માટે છે (૧૧) આ રીતે અગિયાર યોગ થયા.

यातुः प्राग्दक्षिणयो-र्ज्ञसितान्तर्जयकरः सुखे चेन्दुः ।
गुरुरेकान्तर आर्के, ज्ञौ वा शुक्राच्च भौमाद्वा ॥५७॥

અર્થ—પૂર્વ અથવા દક્ષિણમાં યાત્રા કરનારને ચોથા ભાવમાં રહેલો ચંદ્ર જો બુધ અને શુક્રની મધ્યે રહ્યો હોય તો તે જયકારક છે (૧૨) પશ્ચિમ અને ઉત્તર દિશામાં યાત્રા કરનારને માટે આ યોગની અપેક્ષા નથી. શનિથી [1]એકાંતર ગૃહ (સ્થાન)માં ગુરુ રહ્યો હોય તો તે શુભ છે (૧૩) શુક્રથી એકાંતર ગૃહમાં રહેલો બુધ હોય તો તે શુભ છે (૧૪) અને મંગળથી એકાંતર ગૃહમાં રહેલો બુધ પણ શુભ છે. દૈવજ્ઞવલ્લભમાં પણ કહ્યું છે કે—

"भृगुजादथवा महीसुताद्, बुध एकान्तरमे स्थितो यदा ।
रविजादथवा गुरुस्तदा, व्रजतो यान्त्यरयः क्षयं रणे ॥१॥"

"શુક્રથી અથવા મંગળથી એકાંતર રાશિમાં જો બુધ રહ્યો હોય, અથવા શનિથી એકાંતર રાશિમાં જો ગુરુ રહ્યા હોય તો તે સમયે યાત્રા કરનારના શત્રુઓ યુદ્ધમાં ક્ષય પામે છે."

---

૧ જે સ્થાને શનિ હોય તેની પછીના એક સ્થાનને મૂકીને બીજા જ સ્થાનમાં રહ્યો હોય.

"गुरुर्जयाय लग्नस्थः, क्रूरैर्लाभ नभोगतैः ।
तथा चन्द्रेऽष्टमे षष्ठे, शुक्रे लग्नगतो गुरुः ॥५८॥

અર્થ—લગ્નમાં (પહેલા ભાવમાં) ગુરુ હોય, અને ક્રૂર ગ્રહો અગિયારમે તથા દશમે સ્થાને હોય તો તે જયને માટે છે. (૧૬) ચંદ્ર આઠમા ભાવમાં હોય, શુક્ર છઠ્ઠા ભાવમાં હોય અને ગુરુ લગ્નમાં હોય તો પણ તે જયને માટે છે. આ સર્વે મળીને કુલ ૧૭ યોગો થયા.

હવે યોગપિંડ (યોગનો સમૂહ) કહે છે.–

सिद्धयै धीधर्मकेन्द्रेषु, बुधवाक्पतिभार्गवैः ।
योगोऽधियोगो योगा–धियोगश्चैकद्विकत्रिकैः ॥५९॥

અર્થ—બુધ, ગુરૂ અને શુક્ર એ ત્રણમાંથી એક ગ્રહ જો પાંચમા, નવમા કે કેંદ્રમાંના કોઈ પણ સ્થાનમાં હોય તો તે યોગ કહેવાય છે. તેવી જ રીતે (તે જ સ્થાનોમાં) જો બુધ, ગુરુ અને શુક્રમાંના બે ગ્રહો રહ્યા હોય તો અધિયોગ થાય છે, અને તે ત્રણે ગ્રહો તે જ સ્થાનોમાં રહ્યા હોય તો યોગાધિયોગ થાય છે. આ ત્રણેનું ફળ દૈવજ્ઞવલ્લભમાં આ પ્રમાણે કહ્યું છે.—

"योगेन यो याति नृपोऽरिदेशं, सुखेन सोऽभ्येत्यधियोगयाता ।
प्राप्नोति कीर्तिं विजयं धनं च, योगाधियोगेन महीमशेषाम् ॥१॥"

"જે રાજા યોગે કરીને શત્રુના દેશ ઉપર પ્રયાણ કરે છે તે સુખેથી પાછો આવે છે, અધિયોગમાં યાત્રા કરનાર (રાજા) કીર્તિ, વિજય અને ધન પામે છે, તથા યોગાધિયોગે કરીને સમગ્ર પૃથ્વી પામે છે."

અહીં આ પ્રમાણે આમ્નાય છે. જો બીજો કોઈ યાત્રાનો યોગ મળે અથવા ન મળે તોપણ જો બુધ, ગુરૂ અને શુક્ર એ ત્રણમાંથી કોઈ પણ ગ્રહ ઉપર ગણાવેલા સ્થાનોમાંથી કોઈ પણ સ્થાને રહ્યો હોય તો તે જ વખતે યાત્રા કરવી શુભ છે, અને બે અથવા ત્રણે ગ્રહો ઉક્ત સ્થાનમાં રહ્યા હોય તો તે ઘણા જ ઉત્તમ છે.

આ ત્રણ યોગો સ્થૂળ દૃષ્ટિએ કહ્યા છે, પણ સૂક્ષ્મ દૃષ્ટિએ જોતાં તો ત્રણસો ને બેંતાલીશ ૩૪૨ યોગો થાય છે. (તેઓની અત્રે અતિ આવશ્યકતા નહીં હોવાથી લખ્યા નથી, આ ગ્રંથની મોટી ટીકામાં તે સવિસ્તર આપ્યા છે.)

ગ્રહની દૃષ્ટિની અપેક્ષા રહિત ઉપરના યોગો કહ્યા. હવે ગ્રહની દૃષ્ટિની અપેક્ષાએ બે યોગ થાય છે તે કહે છે.—

शुक्रं व्यायाम्बुगं पश्यन्, जीवो यात्रासु केन्द्रगः ।
राज्ञां दत्ते जयं क्रूरैः, कलत्रादित्रयान्यगैः ॥६०॥

અર્થ—યાત્રાલગ્નમાં કેંદ્રસ્થાને રહેલો ગુરુ ત્રીજા, અગિયારમા અને ચોથા સ્થાનમાં રહેલા શુક્રને જોતો હોય તથા ક્રૂર ગ્રહો સાતમા, આઠમા અને નવમા સિવાયના બીજા સ્થાનમાં રહ્યા હોય તો તે સમયે પ્રયાણ કરનાર રાજાનો જય થાય છે.

बुधो वपुः सुखद्वेपि, व्योमस्थो वीक्षितः शुभैः ।
जयाय राज्ञां पापेषु, लग्नास्तव्ययवर्जिषु ॥६१॥

અર્થ—પહેલે, ચોથે, છઠ્ઠે કે દશમે સ્થાને રહેલો બુધ શુભ ગ્રહોએ જોયેલો હોય તથા પાપગ્રહો પહેલા, સાતમા અને બારમા સિવાયના બીજા સ્થાનોમાં રહ્યા હોય તો તે પ્રયાણ કરનાર રાજાને જય આપનારા છે.

હવે સર્વ યોગોનો સાર કહે છે.—

इति सप्तरूपकार्द्धैः, सकलश्लोकत्रयेण चोक्तेषु ।
योगेषु राजयोगेष्वपि, शुभदा भूभुजां यात्रा ॥६२॥

અર્થ—આ પ્રમાણે સાત અર્ધા શ્લોકોએ કરીને તથા ત્રણ આખા શ્લોકોએ કરીને યોગો કહ્યા. તે સિવાય રાજયોગોમાં પણ કરેલી યાત્રા રાજાઓને શુભકારક છે. આ રાજયોગો બૃહત્ જાતકમાં કહ્યા છે. તે પણ યાત્રામાં ઉપયોગી છે.—

તે રાજયોગો સર્વે કાર્યમાં ઉપયોગી હોવાથી અત્રે કહે છે.—

"वक्रार्कजार्कगुरुभिः सकलैस्त्रिभिश्च,
स्वोच्चेषु षोडश नृपाः कथितैकलग्ने ।
द्व्येकाश्रितेषु च तथैकतमे विलग्ने,
स्वक्षेत्रगे शशिनि षोडश भूमिपाः स्युः ॥१॥"

"શનિ, મંગળ, સૂર્ય અને ગુરુ એ ચારે ગ્રહો પોતપોતાના ઉચ્ચ સ્થાનમાં રહીને તેમાંનો એક એક ગ્રહ લગ્નમાં રહ્યો હોય ત્યારે ચાર રાજયોગો થાય છે. તે ચારે ગ્રહમાંના ત્રણ ગ્રહો પોતપોતાના ઉચ્ચ સ્થાનમાં રહીને તે ત્રણેમાંનો એક એક ગ્રહ લગ્નમાં હોય ત્યારે બાર રાજયોગ થાય છે. આ બન્ને મળીને સોળ રાજયોગો થાય છે. તેજ રીતે તે ચાર ગ્રહો માંહેલા બે ગ્રહો ઉચ્ચ સ્થાનમાં રહીને તેમાંનો એક એક ગ્રહ લગ્નમાં રહ્યો હોય અને ચંદ્ર કર્કમાં રહ્યો હોય ત્યારે બાર રાજયોગો થાય છે, તથા તે ચાર ગ્રહોમાંથી એક એક ગ્રહ ઉચ્ચ સ્થાનમાં રહીને લગ્નમાં રહ્યો હોય અને કર્ક રાશિમાં ચંદ્ર રહ્યો હોય ત્યારે ચાર રાજયોગો થાય છે. આ બન્ને મળીને પણ સોળ રાજયોગો થાય છે, અને સર્વે મળીને બત્રીશ થાય છે." તે નીચે પ્રમાણે.—

મેષમાં સૂર્ય, કર્કમાં ગુરુ, તુલામાં શનિ અને મકરમાં મંગળ, બાકીના ગ્રહો ગમે તે સ્થાને હોય, આ પ્રમાણે ગ્રહની સ્થિતિ હોય ત્યારે જો મેષ લગ્ન હોય તો પહેલો રાજયોગ થયો, કર્ક લગ્નમાં બીજો રાજયોગ થયો, તુલા લગ્નમાં ત્રીજો અને મકર લગ્નમાં ચોથો રાજયોગ થયો. હવે ત્રણ ગ્રહો આશ્રીને બાર રાજયોગો આ પ્રમાણે છે— મેષનો સૂર્ય, કર્કનો ગુરુ, તુલાનો શનિ અને બીજા ગ્રહો ગમે ત્યાં હોય ત્યારે મેષના લગ્નમાં પહેલો; કર્કના લગ્નમાં બીજો અને તુલાના લગ્નમા ત્રીજો રાજયોગ થયો. ઉપલા ચાર સાથે મેળવતાં સાત રાજયોગ થયા. હવે મેષનો સૂર્ય, કર્કનો ગુરુ, મકરનો મંગળ અને બીજા

ગ્રહો ગમે ત્યાં હોય ત્યારે મેષ લગ્નમાં પહેલો, કર્ક લગ્નમાં બીજો અને મકર લગ્નમાં ત્રીજો રાજયોગ થયો. કુલ ૧૦ થયા. હવે મેષનો સૂર્ય, તુલાનો શનિ, મકરનો મંગળ, બાકીના ગમે ત્યાં હોય ત્યારે મેષ લગ્ન હોય તો પહેલો, તુલા લગ્ન હોય તો બીજો અને મકર લગ્ન હોય તો ત્રીજો રાજયોગ થતાં કુલ ૧૩ રાજયોગ થયા. હવે કર્કનો ગુરુ, તુલાનો શનિ; મકરનો મંગળ અને બીજા ગ્રહો ગમે ત્યાં હોય ત્યારે કર્ક લગ્ન હોય તો પહેલો, તુલા લગ્ન હોય તો બીજો અને મકર લગ્ન હોય તો ત્રીજો રાજયોગ થતાં કુલ ૧૬ રાજયોગ થાય છે.

હવે બે ગ્રહ તથા એક ગ્રહને આશ્રીને સોળ યોગો આ રીતે થાય છે-કર્કનો ચંદ્ર, મેષનો સૂર્ય, કર્કનો ગુરુ અને બાકીના ગ્રહો ગમે ત્યાં હોય ત્યારે મેષ લગ્ન હોય તો પહેલો યોગ અને કર્ક લગ્ન હોય તો બીજો યોગ, હવે મેષનો સૂર્ય, કર્કનો ચંદ્ર, તુલાનો શનિ, બાકીના ગ્રહો ગમે ત્યાં હોય ત્યારે મેષ લગ્નમાં ત્રીજો અને તુલા લગ્નમાં ચોથો યોગ થાય. હવે મેષનો સૂર્ય, કર્કનો ચંદ્ર અને મકરનો મંગળ હોય ત્યારે મેષ લગ્નમાં પાંચમો અને મકર લગ્નમાં છઠ્ઠો યોગ થાય છે. હવે કર્કમાં ચંદ્ર અને ગુરુ તથા તુલામાં શનિ હોય ત્યારે કર્ક લગ્નમાં સાતમો અને તુલા લગ્નમાં આઠમો યોગ થાય છે. હવે કર્કમાં ગુરુ અને ચંદ્ર તથા મકરમાં મંગળ હોય ત્યારે કર્ક લગ્નમાં નવમો અને મકર લગ્નમાં દશમો યોગ થાય છે. હવે કર્કમાં ચંદ્ર, તુલામાં શનિ અને મકરમાં મંગળ હોય ત્યારે તુલા લગ્નમાં અગિયારમો અને મકર લગ્નમાં બારમો યોગ થાય છે. હવે એક ગ્રહને આશ્રીને ચાર યોગો આ પ્રમાણે.—કર્કનો ચંદ્ર અને મેષ લગ્નમાં સૂર્ય રહ્યો હોય ત્યારે પહેલો, કર્કના લગ્નમાં ચંદ્ર અને ગુરુ હોય ત્યારે બીજો, કર્કનો ચંદ્ર અને તુલા લગ્નમાં શનિ હોય ત્યારે ત્રીજો અને કર્કનો ચંદ્ર તથા મકર લગ્નમાં મંગળ હોય ત્યારે ચોથો યોગ થાય છે. ઉપરના બાર સહિત કરતાં સોળ થાય અને પ્રથમના સોળ સાથે કરતાં કુલ બત્રીશ રાજયોગો થયા.

હવે ૫૨૮ રાજયોગો થાય છે તે કહે છે.—

"वर्गोत्तमगते लग्ने, चन्द्रे वा चन्द्रवर्जितैः ।
"चतुराद्यैर्ग्रहैर्दृष्टे, नृपा द्वाविंशतिः स्मृताः ॥२॥"

"લગ્ન અથવા ચંદ્ર વર્ગોત્તમમાં રહ્યા હોય, અને તે (લગ્ન અથવા ચંદ્ર)ને ચંદ્ર વિનાના ચાર, પાંચ કે છ ગ્રહોએ જોયેલા હોય ત્યારે બાવીશ રાજયોગ થાય છે."

[1]જે રાશિ લગ્નમાં હોય તે રાશિના જ નામનો જે નવાંશ તે વર્ગોત્તમ કહેવાય છે, અને તે જ નવાંશ લગ્નમાં આવ્યો હોય તો તે લગ્ન વર્ગોત્તમ કહેવાય છે એ જ પ્રમાણે ચંદ્રમાં પણ જાણવું. લગ્ન કે ચંદ્ર વર્ગોત્તમનો હોય અને તેના પર ચંદ્ર સિવાય બીજા ચાર, પાંચ કે છ ગ્રહોની દૃષ્ટિ પડતી હોય તો દરેક લગ્નને આશ્રીને બાવીશ બાવીશ રાજયોગો થાય છે. તે આ પ્રમાણે—લગ્ન ઉપર ચાર ગ્રહોની દૃષ્ટિ પડતી હોય તો પંદર

૧ જેમ મેષમાં મેષ નવાંશ, વૃષભમાં વૃષભ આદિ વર્ગોત્તમ કહેવાય છે.

ભેદ થાય છે, પાંચની દૃષ્ટિ પડતી હોય તો છ ભેદ અને છની દૃષ્ટિ પડતી હોય તો એક ભેદ એ રીતે બાવીશ ભેદ થાય છે, એટલે કે લગ્નને રવિ, મંગળ, બુધ અને ગુરુ એ ચાર ગ્રહોએ જોયું હોય ત્યારે પહેલો યોગ થાય છે, રવિ, મંગળ, બુધ અને શુક્ર જોતા હોય ત્યારે બીજો, રવિ, મંગળ, બુધ અને શનિ જોતા હોય ત્યારે ત્રીજો. રવિ, મંગળ, ગુરુ અને શુક્ર જોતા હોય ત્યારે ચોથો. રવિ, મંગળ, ગુરુ અને શનિ જોતા હોય ત્યારે પાંચમો. રવિ, મંગળ, શુક્ર અને શનિ જોતા હોય ત્યારે છઠ્ઠો. રવિ, બુધ, ગુરુ અને શુક્ર જોતા હોય ત્યારે સાતમો. રવિ, બુધ, ગુરુ અને શનિની દૃષ્ટિ હોય ત્યારે આઠમો. રવિ, બુધ, શુક્ર અને શનિની દૃષ્ટિ હોય ત્યારે નવમો. રવિ, ગુરુ, શુક્ર અને શનિની દૃષ્ટિ હોય ત્યારે દશમો. મંગળ, બુધ, ગુરુ અને શુક્રની દૃષ્ટિ હોય ત્યારે અગિયારમો. મંગળ બુધ, ગુરુ અને શનિની દૃષ્ટિ હોય ત્યારે બારમો. મંગળ, બુધ, શુક્ર અને શનિની દૃષ્ટિ હોય ત્યારે તેરમો. મંગળ, ગુરુ, શુક્ર અને શનિની દૃષ્ટિ હોય ત્યારે ચૌદમો, તથા બુધ, ગુરુ, શુક્ર અને શનિની દૃષ્ટિ હોય ત્યારે પંદરમો રાજયોગ થાય છે.

હવે પાંચ ગ્રહોની દૃષ્ટિએ કરીને છ યોગ આ પ્રમાણે છે–રવિ, મંગળ, બુધ, ગુરુ અને શુક્રની દૃષ્ટિ પડતી હોય ત્યારે પહેલો રાજયોગ થાય છે, રવિ, મંગળ, બુધ, ગુરુ અને શનિની દૃષ્ટિ હોય ત્યારે બીજો. રવિ, મંગળ, બુધ, શુક્ર અને શનિની દૃષ્ટિ હોય ત્યારે ત્રીજો. રવિ, મંગળ, ગુરુ, શુક્ર અને શનિની દૃષ્ટિ હોય ત્યારે ચોથો. રવિ, બુધ, ગુરુ, શુક્ર અને શનિની દૃષ્ટિ હોય ત્યારે પાંચમો, તથા મંગળ, બુધ, ગુરુ, શુક્ર અને શનિની દૃષ્ટિ હોય ત્યારે છઠ્ઠો રાજયોગ થાય છે, તથા છએ ગ્રહો એટલે રવિ, મંગળ, બુધ, ગુરુ, શુક્ર અને શનિ એ છએની દૃષ્ટિ લગ્ન ઉપર પડતી હોય ત્યારે એક રાજયોગ થાય છે. આ સર્વે મળીને બાવીશ રાજયોગ થયા. આ બાવીશ યોગો મેષ લગ્નનો વર્ગોત્તમ હોય ત્યારે થયા. એ રીતે વૃષ, મિથુન વિગેરે બારે રાશિના લગ્નને આશ્રીને બાવીશ બાવીશ રાજયોગો થતાં કુલ ૨૬૪ રાજયોગ થાય છે. એ જ રીતે પ્રત્યેક રાશિમાં વર્ગોત્તમ નવાંશમાં રહેલા ચંદ્રને આશ્રીને પણ ૨૬૪ રાજયોગ થાય છે. તે બંને મળીને કુલ ૫૨૮ યોગો થયા.

હવે પાંચ યોગો કહે છે.—

"यमे कुंभेऽर्केऽजे गवि शशिनि तैरेव तनुगै-
र्नृयुक्सिंहालिस्थैः शशिजगुरुवक्रैर्नृपतयः ।
यमेन्दू तुंगेऽङ्गे सवितृशशिजौ षष्ठभवने,
तुलाऽजेन्दुक्षेत्रैः ससितकुजजीवैश्च नरपौ ॥२॥"

"કુંભનો શનિ હોય, મેષમાં સૂર્ય હોય, વૃષમાં ચંદ્ર હોય, મિથુનમાં બુધ હોય, સિંહનો ગુરુ હોય અને વૃશ્ચિકનો મંગળ હોય. આ રીતે ગ્રહો રહેલા હોય અને તેમાં વળી કુંભ લગ્ન હોય તો પહેલો યોગ, મેષ લગ્ન હોય તો બીજો અને વૃષ લગ્ન હોય તો ત્રીજો રાજયોગ થાય છે. તથા શનિ અને ચંદ્ર પોતાના ઉચ્ચ સ્થાનના એટલે કે

તુલાનો શનિ અને વૃષનો ચંદ્ર હોય અને વળી લગ્નમાં રહ્યા હોય તથા કન્યા રાશિમાં સૂર્ય અને બુધ હોય, તુલામાં શુક્ર હોય, મેષમાં મંગળ હોય, અને કર્કનો ગુરૂ હોય. આ પ્રકારની ગ્રહોની સ્થિતિમાં તુલા લગ્ન હોય તો પહેલો યોગ અને વૃષ લગ્ન હોય તો બીજો યોગ. તેને પૂર્વના ત્રણ સાથે ગણતાં પાંચ રાજયોગ થાય છે.

હવે ત્રણ રાજયોગો કહે છે.—

"कुजे तुङ्गेऽर्केन्द्वोर्धनुषि यमलग्ने च नृपतिः,
पतिर्भूमेश्चान्यः क्षितिसुतविलग्ने सशशिनि ।
सचन्द्रे सौरेऽस्ते सुरपतिगुरौ चापधरगे,
स्वतुङ्गस्थे भानावुदयमुपयाते क्षितिपतिः ॥४॥"

"મકરનો મંગળ હોય, ધનુષ રાશિમાં સૂર્ય ને ચંદ્ર હોય, કોઈ પણ રાશિમાં રહેલો શનિ લગ્નમાં હોય ત્યારે પહેલો રાજયોગ થાય છે. આ પહેલા યોગમાં જ જો લગ્નમાં મંગળ અને શનિ હોય તો બીજો યોગ થાય છે. તુલામાં ચંદ્ર અને શનિ હોય, ધનુષમાં ગુરુ હોય અને સૂર્ય પોતાના ઉચ્ચ સ્થાનમાં હોઈને એટલે મેષ રાશિનો હોઈને લગ્નમાં રહ્યો હોય અર્થાત્ મેષ રાશિના લગ્નમાં સૂર્ય રહ્યો હોય ત્યારે ત્રીજો રાજયોગ જાણવો."

હવે ફરીને બે રાજયોગોને કહે છે.—

वृषे सेन्दौ लग्ने सवितृगुरुतीक्ष्णांशुतनयैः,
सुहृज्जायाखस्थैर्भवति नियमान्मानवपतिः ।
मृगे मन्दे लग्ने सहजरिपुधर्मव्ययगतैः,
शशाङ्काद्यैः ख्यातः पृथुगुणयशाः पुंगणपतिः ॥५॥

વૃષ લગ્નમાં ચંદ્ર હોય, સિંહનો સૂર્ય હોય, વૃશ્ચિકનો ગુરુ હોય અને કુંભનો શનિ હોય ત્યારે પહેલો રાજયોગ થાય છે. મકર લગ્નમાં શનિ હોય, મીનનો ચંદ્ર હોય, મિથુનનો મંગળ હોય, કન્યાનો બુધ હોય, ધનુષનો ગુરુ હોય અને શુક્ર તથા સૂર્ય ગમે તે સ્થાને હોય ત્યારે બીજો યોગ થાયછે.

હવે ફરીને ત્રણ રાજયોગ કહે છે.

हये सेन्दौ जीवे मृगमुखगते भूमितनये,
स्वतुङ्गस्थौ लग्ने भृगुजशशिजावत्र नृपती ।
सुतस्थौ वक्रार्की गुरुशशिसिताश्चापि हिबुके,
बुधे कन्यालग्ने भवति हि नृपोऽन्योऽपि गुणवान् ॥३॥

ધનુષને વિષે ગુરુ અને ચંદ્ર હોય, મકરમાં મંગળ હોય, આ પ્રમાણે ગ્રહની સ્થિતિ હોય ત્યારે જો મીન લગ્નમાં શુક્ર હોય તો પહેલો અને કન્યા લગ્નમાં બુધ હોય તો બીજો યોગ થાય છે. તથા કન્યા લગ્નમાં બુધ હોય, મકરમાં મંગળ અને શનિ હોય, ધનુષમાં ગુરુ, ચંદ્ર અને શુક્ર હોય ત્યારે ત્રીજો ગુણવાન રાજયોગ થાય છે.

ફરીથી ત્રણ રાજયોગો કહે છે.—

झषे सेन्दौ लग्ने घटमृगमृगेन्द्रेषु सहितै-
र्यमारार्कैर्योऽभूत्स खलु मनुजः शास्ति वसुधाम् ।
अजे सारे मूर्त्तौ शशिगृहगते चामरगुरौ,
सुरेज्ये वा लग्ने धरणिपतिरन्योऽपि गुणवान् ॥७॥

મીન લગ્નમાં ચંદ્ર હોય, કુંભનો શનિ હોય, મકરનો મંગળ હોય અને સિંહનો અર્ક (સૂર્ય) હોય ત્યારે તે માણસ પૃથ્વીનું શાસન કરનાર થાય છે. અર્થાત્ તે રાજયોગ કહેવાય છે. મેષ લગ્નમાં મંગળ હોય, ચંદ્રના ગૃહમાં એટલે કર્કમાં ગુરુ હોય ત્યારે બીજો યોગ થાય છે. અથવા કર્ક લગ્નમાં ગુરુ હોય અને મેષનો મંગળ હોય ત્યારે ત્રીજો રાજયોગ થાય છે.

कर्किणि लग्ने तत्स्थे, जीवे चन्द्रसितज्ञैरायप्राप्तैः ।
मेषगतेऽर्के जातं, विन्द्याद्विक्रमयुक्तं पृथिवीनाथम् ॥८॥

કર્ક લગ્નમાં ગુરુ હોય, વૃષમાં ચંદ્ર, શુક્ર અને બુધ હોય તથા મેષમાં સૂર્ય હોય ત્યારે પરાક્રમવડે યુક્ત એવા પૃથ્વીનાથને થયેલો જાણવો એટલે રાજયોગ થયો જાણવો.

मृगमुखेऽर्कतनये ननु संस्थे, छगकुलीरहरयोऽधिपयुक्ताः ।
मिथुनतौलिसहितौ बुधशुक्रौ, यदि ततः पृथुयशाः पृथिवीशः ॥९॥

મકર લગ્નમાં શનિ રહેલો હોય, મેષનો મંગળ હોય, કર્કનો ચંદ્ર હોય, સિંહનો સૂર્ય હોય, મિથુનનો બુધ હોય અને તુલાનો શુક્ર હોય ત્યારે મોટા યશને કરનારો રાજયોગ થાય છે.

स्वोच्चसंस्थे बुधे, लग्ने मृगौ मेषूरणाश्रिते ।
सजीवेऽस्ते निशानाथे, राजा मन्दारयोर्मृगे ॥१०॥

કન્યા લગ્નમાં બુધ હોય, મિથુનનો શુક્ર હોય, મીન રાશિમાં ગુરુ અને ચંદ્ર હોય તથા મકર રાશિમાં શનિ અને મંગળ હોય ત્યારે રાજયોગ થાય છે. આ સર્વે મળીને ૫૭૯ યોગો થાય છે.

આ પ્રથમ ભાંગાના રાજયોગોનું ફળ કહે છે.—

अपि खलकुलजाता मानवा राज्यभाजः,
किमुत नृपकुलोत्थाः प्रोक्तभूपालयोगैः ।
नृपतिकुलसमुत्थाः पार्थिवा वक्ष्यमाणै-
र्भवति नृपतितुल्यस्तेष्वभूपालपुत्रः ॥११॥

આ ઉપર કહેલા રાજયોગોએ કરીને સામાન્ય કુળમાં ઉત્પન્ન થયેલા માણુસો પણુ રાજ્યને ભોગવનારા થાય છે, તો ક્ષત્રિય કુળમાં ઉત્પન્ન થયેલા માણુસો રાજા થાય તેમાં શું કહેવું ? તથા હવે પછી કહેવાશે એવા યોગોએ કરીને રાજકુળમાં ઉત્પન્ન થયેલા માણુસો રાજા થાય છે અને બીજા કુળમાં ઉત્પન્ન થયેલા માણુસો રાજાની તુલ્ય (જેવા) થાય છે.

તે યોગો આ પ્રમાણે છે.—

स्वोच्चर्क्षत्रिकोणगैर्बलिष्ठैस्त्र्याद्यैर्भूपतिवंशजा नरेन्द्राः
पञ्चादिभिरन्यवंशजा हीनैर्वित्तयुता न भूमिपालाः ॥१२॥

બળવાન એવા ત્રણ કે ચાર ગ્રહો પોતાના ઉચ્ચ સ્થાનમાં, પોતાના ગૃહમાં કે પોતાના ત્રિકોણુમાં રહેલા હોય તો ક્ષત્રિય વંશમાં ઉત્પન્ન થયેલા માણુસો રાજા થાય છે, અને પાંચ, છ કે સાત બળવાન ગ્રહો ઉપરના ત્રણુ સ્થાનોમાં રહ્યા હોય તો સામાન્ય વંશમાં ઉત્પન્ન થયેલા માણસો પણુ રાજા થાય છે, પરંતુ તે ગ્રહો પોતાના ઉચ્ચ વિગેરે સ્થાનમાં રહ્યા છતાં પણુ જો બળહીન હોય તો તેઓ ધનવાન થાય છે, પણુ રાજા થતા નથી. અહીં ત્રણુથી સાત સુધીના પાંચ રાજયોગ થાય છે.

सिंहस्थेऽर्केऽजेन्दौ लग्ने, भौमे स्वोच्चे कुंभे मन्दे ।
चापं प्राप्ते जीवे राज्ञः, पुत्रं विद्याद् भूमेर्नाथम् ॥१३॥

મેષ લગ્નમાં ચંદ્ર હોય, સિંહ રાશિનો સૂર્ય હોય, મંગળ પોતાના ઉચ્ચ સ્થાનનો હોય, કુંભનો શનિ હોય તથા ધનુષ રાશિનો ગુરુ હોય ત્યારે રાજવંશમાં ઉત્પન્ન થયેલો પુત્ર ભૂમિનો નાથ થાય છે એમ જાણુવું. અર્થાત્ રાજયોગ થાય છે.

ફરીથી બે રાજયોગોને કહે છે.—

स्वर्क्षे शुक्रे पातालस्थे, धर्मस्थानं प्राप्ते चन्द्रे ।
दुश्चिक्यांगप्राप्तिप्राप्तैः, शेषैर्जातः स्वामी भूमेः ॥१४॥

જ્યારે કુંભ લગ્ન હોય ત્યારે જો પાતાલ (ચોથા) સ્થાને એટલે વૃષ રાશિમાં શુક્ર રહ્યો હોય, ધર્મસ્થાનમાં એટલે તુલા રાશિમાં ચંદ્ર રહ્યો હોય અને બાકીના એટલે રવિ, મંગળ, બુધ, ગુરુ અને શનિ એ ગ્રહો ત્રીજા, પહેલા અને અગિયારમા સ્થાનમાં એટલે મેષ, કુંભ અને ધનુષ રાશિમાં રહ્યા હોય તો રાજયોગ થાય છે. વળી જ્યારે કર્ક લગ્ન હોય ત્યારે જો પાતાલ (ચોથા) સ્થાને એટલે તુલા રાશિમાં શુક્ર હોય, મીનમાં ચંદ્ર હોય અને બાકીના રવિ વિગેરે ગ્રહો કન્યા, કર્ક અને વૃષ રાશિમાં હોય તોપણુ તે રાજયોગ કહેવાય છે. સર્વ મળીને આઠ રાજયોગ થયા.

सौम्ये वीर्ययुते तनुसंस्थे, वीर्याढये च शुभे सुकृतस्थे ।
धर्मार्थोपचयेष्वथ शेषै–र्धर्मात्मना नृपजः पृथिवीशः ॥१५॥

લગ્નમાં બુધ બળવાન હોય, નવમા સ્થાનમાં શુક્ર કે ગુરૂ બળવાન થઈને રહ્યો હોય અને બાકીના ગ્રહો નવમા, બીજા, ત્રીજા; છઠ્ઠા, દશમા અને અગિયારમા સ્થાનમાં રહ્યા હોય તો ક્ષત્રિયનો પુત્ર પૃથ્વીપતિ થાય છે, એટલે રાજયોગ થાય છે. સર્વ મળીને નવ રાજયોગ થયા.

હવે બીજા બે રાજયોગ કહે છે.-

वृषोदये मूर्त्तिधनारिलाभगैः
शशांकजीवार्कसुताऽपरैर्नृपः ।
सुखे गुरौ खे शशितीक्ष्णदीधिती
यमोदये लाभगतैर्नृपोऽपरैः ॥१६॥

વૃષ લગ્નમાં ચંદ્ર હોય, મિથુનમાં ગુરુ હોય, તુલાનો શનિ હોય અને મીનમાં બીજા એટલે રવિ, મંગળ, બુધ અને શુક્ર હોય તો રાજયોગ થાય છે. તથા લગ્નમાં શનિ હોય, ચોથા સ્થાનમાં ગુરુ હોય, દશમા સ્થાનમાં સૂર્ય અને ચંદ્ર હોય તથા અગિયારમા સ્થાનમાં મંગળ, બુધ અને શુક્ર હોય ત્યારે પણ રાજયોગ થાય છે. સર્વ મળીને અગિયાર રાજયોગ થયા.

ફરીને બીજા બે રાજયોગ કહે છે—

मेषूरणायतनुगाः शशिमन्दजीवा,
ज्ञारौ धने सितरवी हिबुके नरेन्द्रम् ।
वक्रासितौ शशिसुरेज्यसितार्कसौम्या,
होरा सुखास्त शुभ खाप्ति-गताः प्रजेशम् ॥१७॥

દશમા સ્થાનમાં ચંદ્ર હોય, અગિયારમે શનિ હોય, લગ્નમાં ગુરુ હોય, બીજે બુધ અને મંગળ હોય તથા ચોથે સ્થાને શુક્ર અને રવિ હોય ત્યારે રાજયોગ થાય છે. વળી હોરામાં એટલે લગ્નમાં મંગળ અને શનિ હોય; ચોથે ચંદ્ર હોય, સાતમે ગુરુ હોય, નવમે શુક્ર હોય, દશમે સૂર્ય હોય અને અગિયારમે બુધ હોય ત્યારે પણ રાજયોગ થાય છે. આ સર્વે મળીને બીજા ભાંગામાં તેર રાજયોગ છે.

હવે પ્રસંગને અનુસરીને બીજા યોગો કહે છે.—

गुरुसितबुधलग्ने सप्तमस्थेऽर्कपुत्रे,
वियति दिवसनाथे भोगिनां जन्म विद्यात् ।
शुभबलयुतकेन्द्रैः क्रूरभस्थैश्च पापै-
र्व्रजति शबरदस्युस्वामितामर्थभाक् च ॥१८॥

લગ્નમાં ગુરૂ, શુક્ર કે બુધ એમાંનો કોઈ પણ હોય અથવા ગુરૂ, શુક્ર કે બુધનું લગ્ન હોય એટલે કે ધનુષ, મીન, વૃષ, તુલા, મિથુન કે કન્યા રાશિનું લગ્ન હોય,

તેમજ સાતમે શનિ હોય તથા દશમે સૂર્ય હોય, આ પ્રમાણે યોગ હોય ત્યારે તે સમયે ઉત્પન્ન થયેલા માણુસો ભોગવાળા થાય છે. વળી શુભ ગ્રહોની રાશિઓ (ઉપર કહી તે જ) બળવાન હોય તથા કેંદ્રમાં હોય અને વળી ક્રૂર ગ્રહો ક્રૂર ગ્રહની રાશિમાં રહેલા હોય ત્યારે આ પ્રકારના યોગમાં ઉત્પન્ન થયેલ માણુસ ભિલ્લોનો અને ચોરોનો સ્વામી થાય છે તથા ધનવાન થાય છે. આ પ્રમાણે બૃહત્ જાતકમાં કહેલા રાજયોગો કહ્યા.

હવે બીજા પણ રાજયોગો આ પ્રમાણે છે—

लग्ने शौरिस्तथा चन्द्र-स्त्रिकोणे जीवभास्करौ ।
कर्मस्थाने भवेद् भौमो, राजयोगस्तदा भवेत् ॥१॥

લગ્નમાં શનિ તથા ચંદ્ર હોય, ત્રિકોણુમાં ગુરુ તથા સૂર્ય હોય અને દશમા સ્થાનમાં મંગળ હોય ત્યારે રાજયોગ થાય છે. ૧.

धने चन्द्रशनी मेषे, जीवः खे राहुभार्गवौ ।
अथवा दशमे जीव-बुधशुक्रास्तथा शशी ॥२॥

ધન રાશિમાં ચંદ્ર અને શનિ હોય, મેષનો ગુરુ હોય અને દશમે સ્થાને રાહુ તથા શુક્ર હોય ત્યારે રાજયોગ થાય છે. ૨. અથવા દશમે સ્થાને ગુરુ, બુધ, શુક્ર અને ચંદ્ર હોય ત્યારે પણ રાજયોગ થાય છે. ૩.

अथवा दशमे ज्ञार्कौ, भौमराहू च षष्ठगौ ।
राजयोगेष्वेषु जाता, राजानः स्युर्नरोत्तमाः ॥३॥

અથવા દશમે સ્થાને બુધ અને સૂર્ય હોય તથા મંગળ અને રાહુ છઠ્ઠે સ્થાને રહ્યા હોય તો પણ રાજયોગ થાય છે. ૪. આ રાજયોગોમાં ઉત્પન્ન થયેલા ઉત્તમ માણુસો રાજા થાય છે.

आदौ जीवः सितः प्रान्ते, यथामध्ये निरन्तरम् ।
राजयोगं विजानीयाः, कुटुम्बबलवर्द्धनम् ॥४॥

પ્રથમ ગુરુ અને છેડે શુક્ર તથા મધ્યમાં જેમ ઘટે તેમ નિરંતર ગ્રહો હોય તો તે રાજયોગ જાણુવો. આ રાજયોગમાં કુટુંબ અને બળની વૃદ્ધિ થાય છે.

सहजस्थो यदा जीवो मृत्युस्थाने यदा सितः ।
निरन्तरं ग्रहा मध्ये राजा भवति निश्चितम् ॥५॥

ત્રીજે સ્થાને ગુરુ હોય, આઠમે સ્થાને શુક્ર હોય અને બીજા ગ્રહો નિરંતર (આંતરા રહિત) મધ્ય ભાગમાં હોય તો તે અવશ્ય રાજા થાય છે. અર્થાત્ એ રાજયોગ કહેવાય છે.

आदौ जीवः पञ्चमे वा, दशमे चन्द्रमा भवेत् ।
राज्यवान् स्यान्महाबुद्धि-स्तपस्वी वा जितेन्द्रियः ॥६॥

પહેલા અથવા પાંચમા સ્થાનમાં ગુરુ હોય અને દશમા સ્થાનમાં ચંદ્ર હોય તો તે રાજ્યવાન અને બુદ્ધિમાન થાય છે, અથવા જિતેંદ્રિય તપસ્વી, થાય છે.

स्वक्षेत्रस्था यदा जीव–बुधसूर्यसुतास्तदा ।
जातकस्य सुदीर्घायुः, संपदश्च पदे पदे ॥७॥

જ્યારે ગુરુ, બુધ અને શનિ પોતપોતાના સ્થાનમાં રહ્યા હોય ત્યારે તેવા યોગમાં ઉત્પન્ન થયેલો માણસ દીર્ઘાયુષ્ય થાય છે તથા તેને સ્થાને સ્થાને સંપત્તિ મળે છે.

द्वितृतीये सुते धर्मे, कर्मण्यपि यदा ग्रहाः ।
राजयोगं विजानीया–ज्जातस्तत्रोत्कटो भवेत् ॥८॥

બીજા, ત્રીજા પાંચમા, નવમા અને દશમા સ્થાનમાં જ્યારે ગ્રહો રહેલા હોય ત્યારે તે રાજયોગ જાણવો, તેમાં ઉત્પન્ન થયેલો મનુષ્ય ઉત્કૃષ્ટ થાય છે.

धने व्यये यदा लग्ने, सप्तमे भवने ग्रहाः ।
छत्रयोगस्तदा नीच–कुलोऽपि नृपतिर्भवेत् ॥९॥

બીજા, બારમા, પહેલા અને સાતમા ભવનમાં ગ્રહો રહેલા હોય ત્યારે છત્રયોગ થાય છે. તેમાં ઉત્પન્ન થયેલો નીચ કુળવાળો પણ રાજા થાય છે.

सिंहे जीवस्तथा शुक्रः, कन्यायां मिथुने शनिः ।
स्वक्षेत्रे हिबुके भौमः, स पुमान्नायको भवेत् ॥१०॥

સિંહ રાશિનો ગુરુ હોય, કન્યાનો શુક્ર હોય, મિથુનનો શનિ હોય અને ચોથા સ્થાનમાં મેષ અથવા વૃશ્ચિકનો મંગળ હોય તો તેમાં જન્મેલો પુરુષ નાયક (રાજા) થાય છે.

कन्यायां शौरिचन्द्रौ च, मृगे भौमो घटे तमः ।
सिंहे जीवो भवेज्जातो, राजा शत्रुक्षयंकरः ॥११॥

કન્યા રાશિમાં શનિ અને ચંદ્ર હોય, મકરનો મંગળ હોય, કુંભનો રાહુ હોય તથા સિંહનો ગુરુ હોય એવા યોગમાં ઉત્પન્ન થયેલો માણસ શત્રુનો ક્ષય કરનારો રાજા થાય છે.

शुक्रो जीवो रविर्भौमो, धने मकरकुंभयोः ।
मीने च वत्सरे त्रिंशे, जातः स्यात्सर्वकर्मकृत् ॥१२॥

ધન, મકર, કુંભ અને મીન રાશિમાં અનુક્રમે શુક્ર, ગુરુ, રવિ અને મંગળ હોય તો તે યોગમાં ઉત્પન્ન થયેલો માણસ ત્રીશ વર્ષનો થાય ત્યારે સર્વ કાર્યને કરનારો (સમર્થ) થાય છે.

लग्ने सौरिस्तथा चन्द्र–श्चाष्टमे भवने सितः ।
राजमान्यो महाकामी, भोगपत्नीरतस्तथा ॥१३॥

લગ્નમાં શનિ અને ચંદ્ર હોય તથા આઠમા ભવનમાં શુક્ર હોય તો તે યોગમાં ઉત્પન્ન થયેલો મનુષ્ય રાજાને માન્ય થાય છે, મોટી કામનાવાળો તથા ભોગ અને પત્નીમાં આસક્ત થાય છે.

मिथुने च यदा राहुः, सिंहस्थो भूमिनन्दनः ।
वृश्चिके च यदा जीवः, स पुमान्नृपतिर्भवेत् ॥१४॥

મિથુનમાં રાહુ હોય, સિંહમાં મંગળ હોય અને વૃશ્ચિકમાં ગુરુ હોય ત્યારે તે યોગમાં ઉત્પન્ન થયેલો માણુસ રાજા થાય છે.

स्वगृहे च धने जीव-स्तुलायां च भवेत्सितः ।
शौरिर्मकरे मिथुने चन्द्रः, स्याद्राजयोगकृत् ॥१५॥

પોતાના ગૃહમાં કે ધન રાશિમાં ગુરુ હોય, તુલામાં શુક્ર હોય, મકરમાં શનિ હોય અને મિથુનમાં ચંદ્ર હોય તો તે રાજયોગ કરનારો છે.

युग्मे शशी वृषे जीवः, सिंहे शौरिर्मृगे कुजः ।
शुक्रस्तुलायां कन्यायां, बुधार्कौ राज्ययोगदाः ॥१६॥

મિથુનનો ચંદ્ર, વૃષભનો ગુરુ, સિંહનો શનિ, મકરનો મંગળ, તુલાનો શુક્ર અને કન્યાના બુધ તથા સૂર્ય હોય તો તે રાજયોગને આપનારા છે.

धने शुक्रश्च भौमश्च, मीने जीवस्तुले बुधः ।
नीचश्चन्द्रो रवेर्युक्तो, राजयोगोऽभिधीयते ॥१७॥

ધનનો શુક્ર તથા મંગળ હોય, મીનનો ગુરુ હોય, તુલાનો બુધ હોય તથા નીચનો ચંદ્ર સૂર્યે કરીને યુક્ત હોય તો તે રાજયોગ કહેવાય છે.

मीने शुक्रो बुधश्चान्ते, लग्ने सूर्यो धने शशी ।
सहजे च भवेद् भौमो, राजयोगं प्रचक्षते ॥१८॥

મીનનો શુક્ર હોય, બારમે બુધ હોય, લગ્નમાં સૂર્ય હોય, ધનમાં ચંદ્ર હોય તથા ત્રીજા સ્થાનમાં મંગળ હોય તો તે રાજયોગ કહેવાય છે.

भ्रातृस्थाने यदा जीवो, लाभस्थाने शशी भवेत् ।
उच्चेषु वा शुभाः केन्द्रे, लग्ने वा जीव एककः ॥१९॥

ત્રીજા ભવનમાં ગુરુ હોય અને અગિયારમા ભવનમાં ચંદ્ર હોય, અથવા ઉચ્ચ સ્થાનમાં શુભ ગ્રહો હોય અને કેંદ્રમાં કે લગ્નમાં એકલો ગુરુ હોય તો રાજયોગ થાય છે.

सिंहे जीवस्तुलाकीट-धनुर्मकरकेषु च ।
ग्रहाः स्थाने तदा जातो, देशभोगी भवेन्नरः ॥२०॥

સિંહનો ગુરૂ હોય તથા તુલા, વૃશ્ચિક, ધન અને મકરમાં પોતપોતાના સ્થાનના ગ્રહો હોય તેવા યોગમાં ઉત્પન્ન થયેલો મનુષ્ય દેશનો ભોક્તા (સ્વામી) થાય છે.

विद्यास्थाने यदा सौम्याः, कर्मस्थाने च चन्द्रमाः ।
धर्मस्थाने पुनः सौम्या–स्तदा राज्यं विधीयते ॥२१॥

પાંચમા સ્થાનમાં સૌમ્ય ગ્રહો હોય, દશમા સ્થાનમાં ચંદ્ર હોય અને નવમા સ્થાનમાં સૌમ્ય ગ્રહો હોય તેવા યોગમાં ઉત્પન્ન થયેલાને રાજયોગ કહેલો છે.

युग्मे वृषे मेषमीने, कुंभे च मकरे ग्रहाः ।
यद्वा ज्ञगुरुशुक्रेन्दु–राहवः स्युश्चतुष्टये ॥२२॥

મિથુન, વૃષ, મેષ, મીન, કુંભ અને મકરમાં સર્વ ગ્રહો રહેલા હોય અથવા બુધ, ગુરુ, શુક્ર, ચંદ્ર અને રાહુ એ ગ્રહો ચતુષ્ટયમાં એટલે પહેલા, ચોથા, સાતમા અને દશમા સ્થાનમાં રહ્યા હોય તો રાજયોગ થાય છે.

यद्वा तुर्ये सितारेन्दु–गुर्वर्कशनयः स्थिताः ।
योगेष्वेतेषु ये जाता–स्तेषां स्याद्राजयोगिता ॥२३॥

અથવા ચોથા સ્થાનમાં શુક્ર, મંગળ, ચંદ્ર, ગુરૂ, રવિ અને શનિ રહેલા હોય તો આ યોગોમાં ઉત્પન્ન થયેલા મનુષ્યોને રાજયોગ થાય છે.

जन्मचतुर्थे भवने, भार्गवरविराहुचन्द्रभौमेषु ।
जातो बुधयुक्तेषु च, पृथ्वीपालो भवेत्पुरुषः ॥२४॥

જન્મકુંડળીના ચોથા ભવનમાં બુધની સાથે શુક્ર, રવિ, રાહુ, ચંદ્ર કે મંગળ રહ્યા હોય તો તે યોગમાં ઉત્પન્ન થયેલો પુરુષ પૃથ્વીપાળ (રાજા) થાય છે.

जन्मचतुर्थे भवने, भार्गवगुरुचन्द्रभौमशनियुक्तः ।
जातं विदधाति रविः, पृथ्वीपालं न सन्देहः ॥२५॥

જન્મકુંડળીના ચોથા ભવનમાં રવિની સાથે શુક્ર, ગુરુ, ચંદ્ર, મંગળ કે શનિ રહ્યો હોય તો તે યોગ પૃથ્વીપાળને કરનારો છે. એમાં કાંઈ સંદેહ નથી.

धने व्ययेऽष्टमे षष्ठे, सौम्यक्रूरा युता यदि ।
यत्नात्स पुरुषो रक्ष्य, ईश्वरः कुलवर्द्धनः ॥२६॥

બીજા, બારમા, આઠમા અને છઠ્ઠા સ્થાનમાં જો સૌમ્ય તથા ક્રૂર ગ્રહો સાથે રહ્યા હોય તો તે યોગમાં ઉત્પન્ન થયેલા પુરુષનું યત્નથી રક્ષણ કરવું, કારણ કે તે કુળને વૃદ્ધિ પમાડનાર રાજા થાય છે.

तृतीये वैकादशे वा, त्रिकोणे भवेद्यदि ।
सप्तमे वा भवेज्जीवः, सुरूपो राजमानितः ॥२७॥

ત્રીજા, અગિયારમા, ત્રિકોણુ (નવમા, પાંચમા) કે સાતમા સ્થાનમાં ગુરુ હોય તો તેમાં ઉત્પન્ન થયેલો પુરુષ સારા રૂપવાળો અને રાજાનો માનીતો થાય છે.

गुरुर्लग्ने धने क्रूरो, व्यये क्रूरो भवेत्पुनः ।
सप्तमे भवने क्रूरो, धनसौभाग्यजातकम् ॥२८॥

લગ્નમાં ગુરુ, ધનમાં ક્રૂર, વ્યયમાં (બારમામાં) ક્રૂર અને સાતમા ભવનમાં ક્રૂર ગ્રહ હોય ત્યારે તે યોગ ધન અને સૌભાગ્યને વૃદ્ધિ કરનારો છે. આ પ્રમાણે બીજા ગ્રંથમાં કહેલા કુલ એકત્રીશ રાજયોગો થાય છે.

પૂર્ણભદ્ર જ્યોતિષમાં બે રાજયોગો આ પ્રમાણે કહ્યા છે.

यदि सर्वग्रहदृष्टिर्लग्ने, परिपतति दैवतवशेन ।
तद्भवति नृपतियोगः, कल्याणपरंपराहेतुः ॥२१॥
अन्योन्यस्वोच्चराशिस्थौ, यदि स्यातां ग्रहौ तदा ।
राजयोगं जिनाः प्राहु-र्दर्शने तु महाफलम् ॥३०॥

જો લગ્નમાં ભવિતવ્યતાના વશથી સર્વ ગ્રહોની દૃષ્ટિ પડતી હોય તો કલ્યાણની પરંપરાનો હેતુરૂપ રાજયોગ થાય છે ૧. પરસ્પરના બન્ને ગ્રહો જો ઉચ્ચ રાશિમાં રહેલા હોય તો તે યોગને જિનેશ્વરો રાજયોગ કહે છે. તેમનું પરસ્પર દર્શન તો મહાફળવાળું છે. ૨.

હવે બીજા છ યોગો કહે છે.—

रविवर्जं द्वादशगैरनुफाश्चन्द्राद्वितीयगैः सुनुफाः ।
उभयस्थितैर्दुरधरा, केमद्रुममन्यथैतेभ्यः ॥३१॥

જન્મપત્રિકામાં જે સ્થાને ચંદ્ર રહ્યો હોય તે સ્થાનથી બારમે સ્થાને સૂર્ય વિનાનો બીજો કોઈ પણ ગ્રહ રહેલો હોય તો તે અનુફા નામનો યોગ કહેવાય છે. ચંદ્રથી બીજે સ્થાને જો રવિ સિવાય કોઈ પણ ગ્રહ રહ્યો હોય તો સુનુફા નામનો યોગ થાય છે. ચંદ્રથી બારમા અને બીજા એ બન્ને સ્થાનોમાં જો રવિ સિવાય કોઈ પણ ગ્રહ રહ્યા હોય તો તે દુરધરા યોગ કહેવાય છે અને અન્યથા એટલે ચંદ્રથી બારમે તથા બીજે સ્થાને રવિ સિવાયનો કોઈ પણ ગ્રહ રહ્યો ન હોય તો કેમદ્રુમ નામનો યોગ થાય છે.

सूर्याद्व्ययगैर्वोशिद्वितीयगैश्चन्द्रवर्जितैर्वेशिः ।
उभयस्थैरुभयचरी राजयोगाः षडप्यमी ॥३२॥

જન્મપત્રિકામાં સૂર્ય જે સ્થાને રહેલો હોય તે સ્થાનથી બારમે સ્થાને ચંદ્ર સિવાય બીજો કોઈ ગ્રહ રહ્યો હોય તો વોશિ નામનો યોગ થાય છે, અને એ જ રીતે બીજે સ્થાને કોઈ ગ્રહ રહ્યો હોય તો વેશિ યોગ થાય છે, તથા બારમા અને બીજા એ બન્ને સ્થાનમાં ચંદ્ર સિવાયના કોઈ ગ્રહ રહ્યા હોય તો ઉભયચરી યોગ થાય છે. આ છએ યોગો રાજયોગ કહેવાય છે. અહીં મૂળ શ્લોકમાં જ છની સંખ્યા બતાવી હોવાથી

સાતમો કેમદ્રુમ યોગ (ઉપરના શ્લોકમાં કહેલો ચોથો યોગ) અધમ એટલે અશુભ છે એમ જાણવું. ચંદ્ર ઉપર સર્વ ગ્રહોની દૃષ્ટિ પડતી હોય તો તે જ યોગ ભગ્ન કેમદ્રુમ નામનો રાજયોગ થાય છે. આ સાતે રાજયોગો જાતકમાં કહેલા છે. લલ્લ તો કહે છે કે- "કેંદ્રસ્થાન કે ચંદ્રનું સ્થાન કોઈ પણ ગ્રહવડે યુક્ત હોય તો કેમદ્રુમ યોગ થતો નથી." આ પ્રમાણે કુલ ૪૦ રાજયોગ થાય છે. યાત્રાના યોગો સહિત સર્વ યોગો મળીને કુલ ૯૮૬ યોગો થયા.

હવે મૂળ ગ્રંથકાર ચિત્તની શુદ્ધિ સર્વ નિમિત્તો કરતાં બળવાન છે તે કહે છે.-

सकलेष्वपि कार्येषु, यात्रायां च विशेषतः ।
निमित्तान्यप्यतिक्रम्य, चित्तोत्साहः प्रगल्भते ॥६३॥

અર્થ—સર્વ કાર્યોમાં તથા વિશેષે કરીને યાત્રામાં તો સર્વ નિમિત્તોને ઉલ્લંઘન કરીને ચિત્તનો ઉત્સાહ જ અધિક ફળદાયક છે. જો કે નિમિત્ત એટલે શરીરના ડાબા તથા જમણા અંગનું ફરકવું વિગેરે કહેવાય છે તથા અંગનો સ્પર્શ વિગેરે ઇંગિત કહેવાય છે, દુર્ગા વિગેરે શકુન કહેવાય છે અને લગ્ન વિગેરે જ્યોતિષ કહેવાય છે તો પણ અહીં અભેદ કલ્પનાએ કરીને તે સર્વ નિમિત્ત શબ્દથી જ જાણી લેવાં.

હવે યાત્રામાં દિશાનો વિભાગ બતાવે છે.—

ऐन्द्यादि दिक्षु मातङ्ग-रथाश्व-नरवाहनैः ।
व्रजेत्क्रमेण भूपालो, दिक्पालोल्लासिमानसः ॥६४॥

અર્થ—રાજાએ પૂર્વ દિશામાં હસ્તીવડે, દક્ષિણમાં રથવડે, પશ્ચિમમાં અશ્વવડે અને ઉત્તરમાં શિબિકાદિકવડે દિક્પાલનું મનમાં સ્મરણ કરતાં પ્રયાણ કરવું. અહીં દિક્પાલ એટલે જવાની દિશાનો પતિ જાણવો. તે દિક્પતિ આ પ્રમાણે છે.—"પૂર્વનો ઇંદ્ર, અગ્નિ ખૂણાનો અગ્નિ, દક્ષિણનો યમ, નૈઋત્યનો નૈઋત, પશ્ચિમનો વરુણ, વાયવ્યનો વાયુ, ઉત્તરનો કુબેર અને ઈશાન ખૂણાનો સ્વામી ઈશાન છે." આમાંની જે દિશામાં જવું હોય તે દિશાના સ્વામીનું તથા સૂર્યાદિક ગ્રહોનું આનંદપૂર્વક ધ્યાન કરતાં પ્રયાણ કરવું, રત્નમાળામાં પણ કહ્યું છે કે—

"ध्यायन्नाशाधीश्वरं हृष्टचेताः, क्षोणीपालो निर्विलम्बं प्रयायात् ।"

"હર્ષયુક્ત ચિત્તથી દિશાના સ્વામીનું ધ્યાન કરતાં રાજાએ વિલંબ વિના જ પ્રયાણ કરવું."

॥ इति गमद्वारम् ॥ ८

॥ अथ वास्तुद्वारम् ॥ ९

આ પ્રમાણે ગમદ્વાર (યાત્રાદ્વાર) કહ્યું. હવે વાસ્તુદ્વાર કહે છે.—

वास्तु नव्यं विभूत्यायुः-कीर्तिकामो निवेशयेत् ।
ज्ञात्वाऽऽयर्क्षे व्ययांशांस्तु, चन्द्र-ताराबले अपि ॥६५॥

અર્થ—સંપત્તિ, આયુષ્ય અને કીર્તિની કામના (ઇચ્છા) વાળાએ આય ૧, નક્ષત્ર ૨, વ્યય ૩, અંશ ૪, ચંદ્રબળ ૫ અને તારાબળ જાણીને નવીન વાસ્તુ કરવું.

ઘર, હાટ (દુકાન) અને પ્રાસાદ વિગેરે વાસ્તુ કહેવાય છે. સંપત્તિ વિગેરે શબ્દોથી ગ્રંથકારે આ પ્રમાણે સૂચવ્યું છે.—

"कार्यसिद्धिसुखायूंषि, निमित्तशकुनादिभिः ।
ज्ञात्वा प्रष्टुर्गृहारंभे, कीर्तयेत् समयं सुधीः ॥"

"વિદ્વાને (જોશીએ) પૂછનાર ગૃહસ્થની કાર્યસિદ્ધિ, સુખ અને આયુષ્યાદિકને નિમિત્ત તથા શકુન વિગેરે વડે જાણીને ગૃહને આરંભ કરવાનો સમય કહેવો."

અહીં "શકુનાદિભિઃ" એ ઠેકાણે આદિ શબ્દ લખેલો છે તેથી અંગસ્પર્શાદિક ગ્રહણ કરવા. અહીં કોઈ શંકા કરે કે અંગસ્પર્શે કરીને શી રીતે નિર્ણય થાય? તે ઉપર લઘુ જાતકમાં કહ્યું છે કે—

"शीर्षमुखबाहु हृदयोदराणि, कटि बस्ति गुह्य संज्ञानि ।
ऊरू जानू जंघे चरणा, विति राशयोऽजाद्याः ॥"

શીર્ષ ૧, મુખ ૨, બાહુ ૩, હૃદય ૪, ઉદર ૫, કટિ ૬, બસ્તિ ૭, ગુહ્ય ૮, ઊરૂ ૯, જાનુ ૧૦, જંઘા ૧૧ અને ચરણ ૧૨ આ પ્રમાણે મેષથી આરંભીને મીન પર્યંત બારે રાશિનાં અનુક્રમે અંગો જાણવાં." અહીં મેષને આરંભીને એમ કહ્યું છે તોપણ જે તાત્કાલિક લગ્ન હોય તે જ મસ્તક જાણવું, અને ત્યારપછી અનુક્રમે બીજાં અંગો જાણવાં. (એટલે કે કોઈ ગૃહસ્થ ગૃહારંભના સમયને પૂછવા આવે તે વખતે વિદ્વાને પ્રશ્નકુંડળી કરવી. તેમાં જે લગ્ન આવે તે રાશિને જ શિર ગણવું અને ત્યારપછીની રાશિઓને અનુક્રમે મુખ વિગેરે ચરણ પર્યંત ગણવાં.) ત્યારપછી—

"कालपुंसो यदङ्गं तत्, स्प्रष्टा स्पृशति चेच्छुभैः ।
युक्तं विलोकितं वापि, सद्मनिर्माणमादिशेत् ॥"

"ઉપર પ્રમાણે થયેલા કાળપુરુષના જે કોઈ અંગને પૂછનાર સ્પર્શ કરે તે અંગ શુભ ગ્રહોએ યુક્ત હોય અથવા તેની દૃષ્ટિ પડતી હોય તો તે પ્રમાણે તેને ગૃહપ્રારંભનો સમય કહેવો." આ પ્રમાણે દૈવજ્ઞવલ્લભમાં કહ્યું છે.—

હવે આય વિગેરેને જ કહે છે.

ध्वजो धूमो हरिः श्वा गौः, खरो हस्ती द्विकः क्रमात् ।
पूर्वादिबलिनोऽष्टाया, विषमास्तेषु शोभनाः ॥६६॥

અર્થ—ધ્વજ ૧, ધૂમ ૨, હરિ (સિંહ) ૩, શ્વા (કૂતરો) ૪, ગો (ગાય-બળદ) ૫, ખર (ગધેડો) ૬, હસ્તી ૭ અને દ્વિક (કાગડો) ૮. આ આઠ આયો અનુક્રમે પૂર્વાદિક દિશાઓમાં બળવાન છે. તેમાંના વિષમ આયો (એકી આયો) સારા છે.

આ આઠ આયો પૂર્વ, અગ્નિ વિગેરે અનુક્રમથી આઠ દિશાઓમાં બળવાન છે, કારણ કે તેઓ સર્વદા તે તે દિશામાં જ રહેલા છે. કહ્યું છે કે-

"ईशानान्ते च दिग्भागे, पूर्वादिक्रमतः स्थिताः ।
अन्योऽन्याभिमुखा ह्येते, विज्ञेया वास्तुकर्मणि ॥"

"આ આયો પૂર્વ વિગેરે દિશાના ક્રમથી ઈશાન ખૂણા પર્યંત આઠે દિશામાં રહેલા છે, તેઓ વાસ્તુકાર્યમાં પરસ્પર સન્મુખ (સામસામા મુખે) રહેલા જાણવા."

આયોની સ્થાપના નીચે પ્રમાણે—

| | | |
|---|---|---|
| કાક ૮ | ધ્વજ ૧ શ્રી | ૨ ધૂમ |
| ગજ ૭ | | ૩ સિંહ |
| ખર ૬ | ૫ વૃષ | ૪ શ્વાન |

આ આઠે આયોમાં વિષમ એટલે પહેલો, ત્રીજો, પાંચમો અને સાતમો એ ચાર આયો સારા છે, તથા વિરુદ્ધ (અશુભ) સંજ્ઞાને લીધે વિરુદ્ધ ફળ આપનાર હોવાથી સમ આયો એટલે બીજો, ચોથો છઠ્ઠો અને આઠમો એ ચાર સારા નથી. આ આઠે નામો સાર્થક છે એટલે પોતાનાં નામ પ્રમાણે ગુણવાળા છે.

આ આયોને સ્થાપન (ગ્રહણ) કરવાની વ્યવસ્થા વિવેકવિલાસમાં આ પ્રમાણે કરી છે.

"[1]वृषं सिंहं गजं चैव, खेटकर्वटकोट्टयोः ।
द्विपः पुनः प्रयोक्तव्यो, वापीकूपसरस्सु च ॥१॥
मृगेन्द्रमासने दद्या—च्छयनेषु गजं पुनः ।
वृषं भोजनपात्रेषु, छत्रादिषु पुनर्ध्वजम् ॥२॥
अग्निवेश्मसु सर्वेषु, गृहे वह्न्युपजीविनाम् ।
धूमं नियोजयेत् केचित्, श्वानं म्लेच्छादिजातिषु ॥३॥
खरो वेश्यागृहे शस्तो, ध्वांक्षः शेषकुटीषु च ।
वृषः सिंहो गजश्चापि, प्रासादपुरवेश्मसु ॥४॥"

"ગામડાં તથા કિલ્લામાં વૃષ, સિંહ અને ગજનો આય લેવો. વાવ, કૂવા અને તળાવમાં ગજનો આય લેવો. આસનમાં સિંહનો આય દેવો. શય્યામાં ગજનો આય દેવો. ભોજનનાં પાત્રોમાં વૃષનો આય દેવો. છત્ર વિગેરેમાં ધ્વજનો આય દેવો. અગ્નિનાં સર્વ ગૃહોમાં તથા અગ્નિવડે આજીવિકા કરનારનાં ગૃહોમાં ધૂમ આય લેવો, મ્લેચ્છ વિગેરેના ઘરોમાં શ્વાનનો આય દેવો. વેશ્યાના ઘરમાં ખર આય દેવો સારો છે. નાની ઝુંપડીઓમાં

---

૧ वृषः सिंहो गजश्चैव, कुण्डे कर्कटकीटयोः । इति मुहूर्त्त चिन्तामणिवृत्तौ ।

કાકનો આય સારો છે. પ્રાસાદ (ચૈત્ય-રાજમહેલ) તથા નગરનાં ઘરોમાં વૃષ, સિંહ અને ગજ એ ત્રણે આયો શુભ છે."

હવે આયોનો વિનિમય એટલે એક આયને ઠેકાણે બીજા કોઈ આય લઈ શકાય કે નહીં ? તેનો નિયમ બતાવે છે.—

ध्वजः पदे तु सिंहस्य, तौ गजस्य वृषस्य ते ।
एवं निवेशमर्हन्ति, स्वतोऽन्यत्र वृषस्तु न ॥६७॥

અર્થ—સિંહને સ્થાને ધ્વજ, ગજને સ્થાને તે બન્ને એટલે ધ્વજ અને સિંહ, વૃષને સ્થાને તે ત્રણે એટલે ધ્વજ, સિંહ અને ગજ, આ પ્રમાણે એકને અભાવે બીજા આયો સ્થાપન કરવા યોગ્ય છે, પણ વૃષ આય પોતાના સ્થાનથી બીજે સ્થાને લેવો નહીં.

જે સ્થાને સિંહનો આય પ્રાપ્ત થતો હોય ત્યાં ધ્વજનો આય લઈ શકાય છે અને સિંહ પણ લઈ શકાય છે, તેમાં કાંઈ દોષ નથી. એ રીતે આગળ પણ જાણવું. ગજનો આય પ્રાપ્ત થયો હોય ત્યાં ગજનો અથવા તો ધ્વજ અને સિંહનો આય પણ દેવો. વૃષનો આય પ્રાપ્ત થયો હોય તો તે વૃષનો અથવા ધ્વજ, ગજ અને સિંહનો પણ આય દઈ શકાય છે, પણ વૃષનો આય પ્રાપ્ત થયો હોય તો જ વૃષનો આય દેવો. અર્થાત્ બીજા આય પ્રાપ્ત થયા હોય ત્યાં વૃષનો આય દેવો નહીં.

આયાદિક લાવવાનું કરણ (રીત) કહે છે.—

आयो दैर्घ्यान्ययोर्घातः, फलमष्टहृतेऽधिकः ।
फलमष्टगुणं भा २७ प्तं, भं तत्राष्टहृते व्ययः ॥६८॥

અર્થ—વાસ્તુની લંબાઈ તથા પહોળાઇને ગુણતાં જે આવે તે ફળ કહેવાય છે. ફળને આઠે ભાગ લેતાં જે શેષ રહે તે આય જાણવો. ફળને આઠે ગુણીને સત્યાવીશે ભાગતાં જે શેષ રહે તે નક્ષત્ર જાણવું, તથા તે નક્ષત્રને આઠે ભાગ લેતાં જે શેષ રહે તે વ્યય જાણવો.

લંબાઈ અને અન્ય એટલે પહોળાઈ એ બેનો ગુણાકાર કરીએ ત્યારે ફળ થાય છે. તે ફળને આઠે ભાગ દેતાં બાકી જે વધે તે આય જાણવો. એ શબ્દાર્થ થયો. ભાવાર્થ આ પ્રમાણે—લંબાઈ તથા વિસ્તાર (પહોળાઇ) એ બેને પરસ્પર ગુણવા. ગુણાકાર કરવાથી જે સંખ્યા આવે તે ફળ કહેવાય છે. આનું બીજું નામ ક્ષેત્રફળ પણ કહેવાય છે. તે જ ફળના આંકને આઠે ભાગતાં જે બાકી શેષ રહે તે ઇષ્ટ વાસ્તુનો આય જાણવો, એટલે કે જો આઠે ભાગતાં એક બાકી રહે તો ધ્વજ આય અને બે બાકી વધે તો ધૂમ આય વિગેરે જાણવું, પણ જો શૂન્ય શેષ રહે તો છેલ્લો ધ્વાંક્ષ (કાક) આય જાણવો. અહીં પરંપરા આ પ્રમાણે છે–છ જવે કરીને એક આંગળ થાય છે, ચોવીસ આંગળનો એક હાથ અને ચાર હાથનો એક દંડ થાય છે. તેથી કરીને જ્યાં દંડ કે હાથવડે ક્ષેત્રનું માપ કર્યું હોય ત્યાં સર્વત્ર અમુક આંગળ વધારીને અથવા ઓછા કરીને ઇચ્છિત આય લાવવો, કેમકે જો દંડ કે હાથ ઉપર આંગળ વધારીએ નહીં અથવા તેમાંથી ઓછા કરીએ નહીં

અને આખે આખા દંડ કે હાથ જ રાખીએ તો તે દંડ અથવા હાથના આંગળ કરીને તેને આઠે ભાગીએ ત્યારે શૂન્ય જ શેષ રહે, તેથી છેલ્લો ધ્વાક્ષ (કાક) આય જ આવે અને તે આય ઉત્તમ જાતિનાં ઘરોમાં યોગ્ય-શુભ નથી. અહીં ભાવના એ છે જે—લંબાઈના અને પહોળાઈના આંગળનો ગુણાકાર કરવાથી ક્ષેત્રફળ થાય છે, એટલે કે તે વાસ્તુક્ષેત્રમાં સર્વ મળીને તેટલા જ અંગુલો હોય છે, અને આય તો આઠ જ છે, તેથી તે ક્ષેત્રફળના અંગુલને આઠે ભાગતાં જે આંક શેષ રહે તેટલામો ધ્વજાદિક આય થાય છે. તે આયમાં પણ વિષમ આય શ્રેષ્ઠ છે, પણ સમ આય શુભ નથી. તેથી કરીને હાથની ઉપર અમુક આંગળ વધારીને અથવા અમુક આંગળ ઓછા કરીને કોઈ પણ પ્રકારે તેવી લંબાઈ અને પહોળાઈ લેવી કે જે પ્રકારે ક્ષેત્રફળને આઠે ભાગતાં વિષમ (એકી) આંક બાકી શેષ રહે. તે વિષે દૈવજ્ઞવલ્લભમાં કહ્યું છે કે—

"न हस्तमानेन गुणान्वितं स्या-द्यदा तदा तद्गणितोक्तयुक्त्या ।
प्रदाय हित्वा यदि वाऽङ्गुलानि, प्रसाधयेत् क्षेत्रफलं शुभायम् ॥"

"જ્યારે કેવળ હાથના જ માને કરીને ક્ષેત્રફળ ગુણ યુક્ત ન થાય ત્યારે તેના ગણિતની કહેલી યુક્તિવડે તે હાથમાં અમુક અંગુલ ઉમેરીને અથવા તેમાંથી અમુક અંગુલ ઓછા કરીને શુભ આયવાળું ક્ષેત્રફળ સાધવું." અહીં "શુભ આયવાળું" એમ કહ્યું તે ઉપલક્ષણ હોવાથી નક્ષત્રાદિક પણ તે ગૃહમાં જે પ્રકારે અનુકૂળ થાય તે પ્રકારે ક્ષેત્રફળ સાધવું. નક્ષત્રના અનુકૂળનો પ્રકાર આગળ "प्रारभ्यं संमुखे चन्द्रे" એ ૭૪ મા શ્લોકમાં કહેવામાં આવશે. અહીં વાસ્તુશાસ્ત્રમાં આ રીતે વિશેષ કહ્યું છે.

"गृहेषु कर्मिहस्तेन, मानं स्वामिकरेण वा ।
देवतानां तु धिष्ण्येषु, कर्मिहस्तेन केवलम् ॥"

"ઘરોને વિષે કારીગરના હાથે કરીને અથવા ઘરધણીના હાથે કરીને માન કરવું, પરંતુ દેવતાના ઘરમાં (દેવાલયમાં) તો કેવળ કારીગરના હાથે કરીને જ એટલે કાંબિકે કરીને જ માન કરવું." તથા દેવાલયને વિષે ભીંતોનું જાડપણું ક્ષેત્રફળની અંદર ગણવું અને બીજાં ઘરોમાં ભીંતોને ક્ષેત્રફળની બહાર ગણવી. તે વિષે વ્યવહારપ્રકાશમાં કહ્યું છે કે—

"क्षेत्रफलान्तर्भित्ती-र्देवगृहेऽपि प्रकारयेद्विद्वान् ।
आक्रम्य बाह्यभूमिं, क्षेत्राद् भित्तीर्नृणां गेहे ॥"

"વિદ્વાન પુરુષે દેવાલયને વિષે જ ભીંતોને ક્ષેત્રફળની અંદર કરાવવી અને મનુષ્યોનાં ઘરને વિષે ક્ષેત્રફળની બહારની ભૂમિને ઓળંગીને ભીંતો કરાવવી."

इति आयाः

હવે વાસ્તુનું જન્મનક્ષત્ર કહે છે.—સામાન્ય રીતે વાસ્તુનું જન્મનક્ષત્ર કૃત્તિકા છે. તેને માટે વ્યવહારપ્રકાશમાં કહ્યું છે કે—

"भाद्रपदतृतीयायां, शनिदिवसे कृत्तिकाप्रथमपादे ।
व्यतिपाते राज्यादौ, विष्ट्यां वास्तोः समुत्पत्तिः ॥"

ભાદ્રપદ માસની ત્રીજ અને શનિવારને દિવસે કૃત્તિકા નક્ષત્રના પહેલા પાદમાં વ્યતિપાતના યોગમાં રાત્રિની આદિમાં વિષ્ટિમાં વાસ્તુનો જન્મ છે."

ઇષ્ટ વાસ્તુનું જન્મનક્ષત્ર આ પ્રમાણે આવે છે—ફળને આઠ ગણું કરવું. મૂળ શ્લોકમાં અધિક શબ્દ છે તેનો સર્વત્ર સંબંધ કરવો. ફળને આઠે ગુણી સત્યાવીશે ભાગ દેતાં જે અધિક શેષ રહે, તેટલામું ઇષ્ટ વાસ્તુનું જન્મનક્ષત્ર જાણવું. આ જન્મનક્ષત્રથી જ ઘરધણીની સાથે એટલે ઘરધણીના જન્મનક્ષત્રની સાથે ષડાષ્ટક વિગેરેનો વિચાર કરાય છે.

ઉપર કહેલા નક્ષત્રના આંકને એટલે ઈષ્ટ વાસ્તુનું જન્મનક્ષત્ર જેટલામું હોય તેટલી સંખ્યાને આઠે ભાગ લેતાં જે બાકી શેષ રહે તે (તેટલામો) વ્યય જાણવો. જો આઠે ભાગ ન ચાલે તો તે નક્ષત્રનો આંક જ વ્યયનો આંક જાણવો. તે વ્યય ત્રણ પ્રકારનો છે— પિશાચ, યક્ષ અને રાક્ષસ. તે વિષે સારંગ કહે છે કે—

"पैशाचस्तु समायः स्या-द्राक्षसश्चाधिके व्यये ।
आयान्न्यूनतरो यक्षो, व्ययः श्रेष्ठोऽष्टधा त्वयम् ॥
शान्तः क्रूरः प्रद्योतश्च, श्रेयानथ मनोरमः ।
श्रीवत्सो विभवश्चैव, चिन्तात्मको व्ययोऽष्टमः ॥"

"જે વાસ્તુમાં વ્યયની સમાન (જેટલો) આય હોય તો તે પૈશાચ વ્યય કહેવાય છે, અને આય કરતાં વ્યય અધિક હોય તો તે રાક્ષસ વ્યય કહેવાય છે, તથા આય કરતાં વ્યય ઓછો હોય તો તે યક્ષ વ્યય કહેવાય છે. તેમાં આ છેલ્લો યક્ષ વ્યય શ્રેષ્ઠ છે. આ વ્યય પણ આયની જેમ આઠ પ્રકારનો છે. તેના નામ આ પ્રમાણે—શાંત ૧, ક્રૂર ૨, પ્રદ્યોત ૩, શ્રેયાન્ ૪, મનોરમ ૫, શ્રીવત્સ ૬, વિભવ ૭. તથા આઠમો ચિંતાત્મક ૮.

નક્ષત્રના આંકને આઠે ભાગતાં જે શેષ રહે તે વ્યય જાણવો એમ ઉપર કહ્યું, તેમાં જો એક શેષ રહે તો તે શાંત વ્યય જાણવો, બે શેષ રહે તો ક્રૂર વ્યય જાણવો. એ રીતે ગણતાં શૂન્ય શેષ રહે તો છેલ્લો ચિંતાત્મક વ્યય જાણવો.

હવે અંશોને લાવવાનો ઉપાય કહે છે.—

फले व्ययेन वेश्माख्या-क्षरैश्चाढ्ये त्रिभाजिते ।
अंशा शक्रान्तकक्ष्मापा-स्तेषु स्यादधमो यमः ॥६९॥

અર્થ—ક્ષેત્રફળના આંકમાં વ્યયનો આંક તથા ઘરના નામના અક્ષરોનો આંક ઉમેરવો. પછી તેને ત્રણે ભાગ દેવો. ભાગતાં જો એક શેષ રહે તો શક્ર (ઇંદ્ર) નામનો અંશ જાણવો, બે રહે તો અન્તક (યમ) અને શૂન્ય શેષ રહે તો ક્ષ્માપ (રાજા) નામનો અંશ જાણવો. આ ત્રણે અંશોમાં યમ નામનો બીજો અંશ અધમ-અશુભ છે.

ઉપર ઘરના નામના અક્ષરો કહ્યા, માટે ઘરોનાં નામોને કહે છે—

ध्रुवं धन्यं जयं नन्दं, खरं कान्तं मनोरमम् ।
सुमुखं दुर्मुखं क्रूरं, सुपक्षं धनदं क्षयम् ॥७०॥
आक्रन्दं विपुलं चैव, विजयं चेति षोडश ।
सम्प्रत्यमीषां पस्त्यानां, प्रस्तारः प्रतिपाद्यते ॥७१॥ युग्मम् ॥

અર્થ—ધ્રુવ ૧, ધન્ય ૨, જય ૩, નંદ ૪, ખર ૫, કાંત ૬, મનોરમ ૭, સુમુખ ૮, દુર્મુખ ૯, ક્રૂર ૧૦, સુપક્ષ ૧૧, ધનદ ૧૨, ક્ષય ૧૩, આક્રંદ ૧૪, વિપુલ ૧૫ અને વિજય ૧૬, એ સોળ ઘરોનાં નામો છે. અહીં અગિયારમા સુપક્ષને બદલે વિપક્ષ એવું નામ પણ કેટલાક કહે છે. હવે એ ઘરોના પ્રસ્તારને કહે છે.

આ ધ્રુવ વિગેરે નામો સાર્થક છે, તેથી કરીને ખર ૧, દુર્મુખ ૨, ક્રૂર ૩, ક્ષય ૪, આક્રંદ ૫, એ નામવાળાં ઘરો અશુભ છે. તેને માટે વાસ્તુશાસ્ત્રમાં કહ્યું છે કે—

"स्थैर्यं धनं जयः पुत्रा दारिद्र्यं सर्वसंपदः ।
मनोह्लादः श्रियो युद्धं, वैषम्यं बान्धवा धनम् ॥
क्षयश्च मृत्युरारोग्यं, सर्वसंपदिति क्रमात् ।
ध्रुवादीनां फलं ज्ञेयं"

ધ્રુવાદિક સોળ ઘરોનું અનુક્રમે આ પ્રમાણે ફળ જાણવું—સ્થિરતા ૧, ધન ૨, જય ૩, પુત્રો ૪, દારિદ્ર ૫, સર્વ સંપત્તિઓ ૬, મનનો આહ્લાદ (તુષ્ટિ) ૭, લક્ષ્મી ૮, યુદ્ધ ૯, વિષમપણું ૧૦, બંધુઓ ૧૧, ધન ૧૨, ક્ષય ૧૩, મૃત્યુ ૧૪, આરોગ્ય ૧૫ અને સર્વ સંપત્તિ ૧૬.

હવે પ્રસ્તારનો પ્રકાર કહે છે—

गुरोरधो लघुं न्यस्येत् पृष्ठे त्वस्य पुनर्गुरून् ।
अग्रतस्तूर्ध्ववद्देया—यावत्सर्वलघुर्भवेत् ॥७२॥

અર્થ—પહેલી પંક્તિમાં ચારે ગુરુ લખવા. બાકીની પંક્તિઓમાં પહેલા ગુરુની નીચે લઘુ મૂકવો, અને ત્યાર પછી ઉપરની જેમ એટલે ગુરુ મૂકવા અને જે પ્રસ્તારમાં પાછળ ખાલી સ્થાન રહે તે તે સ્થાનોમાં ગુરુ સ્થાપવા. એ રીતે કરતાં કરતાં છેલ્લો ભંગ સર્વ (ચારે) લઘુનો થાય ત્યાં સુધી સ્થાપવા અર્થાત્ ચાર અક્ષરવાળા વૃત્તની જાતિની જેમ અહીં સોળ ભંગ થાય છે. સ્થાપના—

| | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ઽ | ઽ | ઽ | ઽ | ઽ | ઽ | ઽ | ઽ | – | – | – | – | – | – | – | – |
| ઽ | ઽ | ઽ | ઽ | – | – | – | – | ઽ | ઽ | ઽ | ઽ | – | – | – | – |
| ઽ | ઽ | – | – | ઽ | ઽ | – | – | ઽ | ઽ | – | – | ઽ | ઽ | – | – |
| ઽ | – | ઽ | – | ઽ | – | ઽ | – | ઽ | – | ઽ | – | ઽ | – | ઽ | – |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ |

અહીં પ્રસ્તારની જ જેમ નષ્ટ અને ઉદ્દિષ્ટ વિગેરે પાંચ પ્રત્યય પણ સુગમ છે, પરંતુ ગ્રંથ ઘણો મોટો થવાના ભયથી તથા અહીં તેનો ઉપયોગ નહીં હોવાથી લખતા નથી.

હવે આ સોળ ભાંગાએ કરીને ઘરોનાં ધ્રુવાદિક નામો ઉત્પન્ન થાય છે, તે કહે છે.—

पूर्वादितो गृहद्वारा-दिक्ष्वलिन्दैर्लघूदितैः ।
प्रदक्षिणस्थैर्वेश्मानि, स्युर्ध्रुवादीनि षोडश ॥७२॥

અર્થ—ઘરના દ્વારથી પ્રદક્ષિણાને અનુક્રમે પૂર્વાદિક દિશામાં લઘુએ જણાવેલા અલિંદોએ કરીને ધ્રુવ વિગેરે સોળ ઘરો થાય છે. અલિંદ એટલે ઓશરી, ગોખર ઓરડી વિગેરે ઘરના નાના ભાગો જાણવા.

જે દિશામાં ઘરનું દ્વાર હોય તે તે ઘરની પૂર્વ દિશા જાણવી. ત્યાંથી જમણી બાજુની દિશાને દક્ષિણ સમજવી, તેથી જમણી પશ્ચિમ અને તેથી જમણી ઉત્તર એ રીતે દિશાઓ જાણવી. તે વિષે વિવેક વિલાસમાં કહ્યું છે કે—

"पूर्वादिदिग्विनिर्देश्या, गृहद्वारव्यपेक्षया ।
भास्करोदयदिक् पूर्वा, न विज्ञेया यथा क्षुते ॥"

"ઘરના દ્વારની અપેક્ષાએ કરીને પૂર્વાદિક દિશાઓ જાણવી, પણ સૂર્યોદયની દિશાને પૂર્વ ન ધારવી છીંકને વિષે પણ આ જ પ્રમાણે દિશાઓ ધારવામાં આવે છે." દૈવજ્ઞવલ્લભમાં પણ કહ્યું છે કે—

"गृहस्य मुखतः प्राचीं, प्रकल्प्य तत्प्रदक्षिणम् ।
पर्यटद्भिरलिन्दैः स्युः, प्रस्ताराद्वेश्मनां भिदाः ॥"

"ઘરના મુખથી (દ્વારથી) પૂર્વ દિશા કલ્પીને ત્યાંથી દક્ષિણ, દક્ષિણ એટલે જમણી, જમણી બાજુ અટન કરતા અલિંદોએ કરીને પ્રસ્તારને લીધે ઘરના પ્રકારો થાય છે."

અહીં પહેલા ભાંગામાં ચારે ગુરુ છે, માટે ઘરની પૂર્વાદિક ચારે દિશાઓ આવરણ રહિત જાણવી, એટલે કે કોઈ પણ દિશામાં અલિંદ નથી એમ જાણવું, કેમ કે જે ઠેકાણે લઘુ હોય તે જ દિશામાં અલિંદ હોય છે, તેથી કરીને જ્યાં એક પણ લઘુ નથી ત્યાં માત્ર એક ઓરડારૂપ જ ઘર છે. આ ઘરનું નામ ધ્રુવ છે, જ્યાં પૂર્વ દિશામાં અલિંદ હોય તે ધન્ય નામનું ઘર જાણવું, અને જ્યાં દક્ષિણમાં અલિંદ હોય તે જય નામનું ઘર જાણવું. એ રીતે જ્યાં જ્યાં લઘુ હોય તે તે દિશામાં લઘુ હોવાને લીધે એક, બે કે ત્રણ અલિંદો હોય છે. સોળમા ભાંગામાં તો ચાર અલિંદો હોય છે. પહેલા ઘરમાં તો લઘુ નહીં હોવાને લીધે એક પણ અલિંદ હોતો નથી. આ સોળે ઘરની સ્પષ્ટ સ્થાપનાઓ આ રીતે છે.




આ સ્થાપનાઓ એક ઓરડાવાળા ઘરની છે. બે ત્રણ વિગેરે ઓરડાવાળાં ઘર કરવાં હોય તો તેના અનેક ભેદો થાય છે. એક ઓરડાવાળા ઘરના પણ એકસો ને ચાર પ્રકાર સંભવે છે, પરંતુ અહીં તો માત્ર દિગ્દર્શનને માટે સોળ પ્રકાર જ કહ્યા છે. રત્નમાલાભાષ્યમાં કહ્યું છે કે—

"वेश्मनामेकशालानां, शतं स्याच्चतुरुत्तरम् ।
द्विपञ्चाशद्विशालानां, त्रिशालानां द्विसप्ततिः ॥"

"એક શાળા (ઓરડા)વાળાં ઘરોના એકસો ચાર ભેદ થાય છે. બે શાળાવાળા ઘરના બાવન (એકસો બાવન) ભેદ થાય છે અને ત્રણ શાળાવાળા ઘરના બોંતેર (એકસો બોંતેર) ભેદ થાય છે."

હવે વાસ્તુમાં ચંદ્રનું બળ કહે છે—

प्रारब्धं संमुखे चन्द्रे, न वस्तुं वास्तु कल्पते ।
पृष्ठस्थे खात्रपाताय, द्वयोस्तेन त्यजेद् गृही ॥७४॥

અર્થ—સન્મુખ ચંદ્રને વિષે આરંભેલું વાસ્તુ (ઘર) વસવા (રહેવા)ને લાયક નથી, તથા ચંદ્ર પાછળ છતે આરંભેલું વાસ્તુ ખાતર પાડવા માટે છે, તેથી ઘરધણીએ તે બન્ને ચંદ્રનો યોગ કરવો.

પરિઘ ચક્રની જેમ કૃત્તિકાથી આરંભીને સાત સાત નક્ષત્રો ચારે દિશામાં સ્થાપન કરવાં. પછી ઘરનું જે જન્મનક્ષત્ર આવતું હોય તે વિચારવું. તેમાં જો તે નક્ષત્ર ઘરના દ્વારની દિશામાં આવે તો તે ઘરની સન્મુખ ચંદ્ર છે એમ જાણવું. તે સન્મુખ થયેલો ચંદ્ર અશુભ છે, કારણ કે ઘરના આરંભમાં ચંદ્ર સન્મુખ રહેલો હોય તો ઘર કરાવનારનો તેમાં નિવાસ થતો નથી તથા જો ચંદ્ર પાછળની ભીંતની દિશાએ હોય તો તે ચંદ્ર ઘરની પાછળ છે એમ જાણવું. તે પણ અશુભ છે, કારણ કે ઘરના આરંભ વખતે ચંદ્ર પાછળ રહ્યો હોય તો તે ઘરમાં ચોરો ઘણું ખાતરો પાડે છે, પરંતુ જો બન્ને બાજુની ભીંતની દિશાએ ચંદ્ર આવતો હોય તો તે સારો છે. અહીં વિશેષ એ છે જે–પ્રાસાદને વિષે સન્મુખ ચંદ્ર શુભને માટે છે. તે વિષે વાસ્તુશાસ્ત્રમાં કહ્યું છે કે—

"प्रासादनृपसौधश्री–गृहेषु पुरतः शशी।"

"પ્રાસાદ (ચૈત્ય), રાજમહેલ અને લક્ષ્મીનાં ઘરોને વિષે સન્મુખ ચંદ્ર સારો છે." આ કારણથી જ મૂળ શ્લોકમાં ગૃહી શબ્દ લખ્યો છે.

॥ इति चन्द्रबलम् ॥

પ્રીતિ ષડાષ્ટક વિગેરે રાશિબળ પણ તત્ત્વથી ચંદ્રબળ જ છે. તારાનું બળ અહીં જુદું કહ્યું નથી, પરંતુ નક્ષત્રો કહેવાથી તે તારાબળ પણ સારી રીતે જણાયું હોવાથી સૂચન કર્યું છે એમ જાણવું. તે આ રીતે ગુરુ–શિષ્યની જેમ અહીં પણ ત્રીજી, પાંચમી અને સાતમી તારા તજવા લાયક છે. માત્ર ત્યાં ગુરુ–શિષ્યની પરસ્પર તારાઓ ગણાય છે. અને અહીં તો ઘરધણીની તારાથી ઘરની તારા સુધી ગણવાનું છે, કારણ કે ઘરધણીની જ પ્રીતિ ઈષ્ટ (વાંછિત) છે. તે વિષે સારંગ કહે છે કે—

"गणयेत् स्वामिनक्षत्रा–द्यावद्धिष्ण्यं गृहस्य च।
नवभिस्तु हरेद् भागं, शेषं तारा प्रकीर्तिता ॥१॥
शान्ता मनोरमा क्रूरा, विजया कलहोद्भवा।
पद्मिनी राक्षसी वीरा, आनन्दा चेति तारकाः ॥२॥"

"ઘર સ્વામીના નક્ષત્રથી ઘરના નક્ષત્ર સુધી ગણવું, જે સંખ્યા આવે તેને નવે ભાગ લેવો, જે અંક શેષ રહે તેટલામી તારા કહેલી છે. તે તારાઓનાં નામ આ પ્રમાણે શાંતા ૧, મનોરમા ૨, ક્રૂરા ૩, વિજયા ૪, કલહોદ્ભવા (કલહ ઉત્પન્ન કરનારી) ૫, પદ્મિની ૬, રાક્ષસી ૭, વીરા ૮, અને આનંદા ૯. આ તારાઓ પોતાનાં નામની સદૃશ ફળ આપનારી છે."

હવે આયાદિકનું ઉદાહરણ આપે છે.—જેમ કોઈ ઘરની લંબાઈ સાત હાથ અને નવ આંગળની હોય તથા પહોળાઈ પાંચ હાથ અને સાત આંગળની હોય. અહીં બન્ને હસ્તના આંકને આંગળ કરવા છે, માટે ચોવીશે ગુણવા. પછી તેમાં ઉપરના અંગુલ ઉમેરવા. તેમ કરવાથી લંબાઈ ૧૭૭ આંગળ થઈ અને પહોળાઈ ૧૨૭ અંગુલ થઇ. એ બન્ને અંકનો પરસ્પર ગુણાકાર કરવાથી ૨૨૪૭૯ આંગળનું ક્ષેત્રફળ થયું. આ ક્ષેત્રફળને આઠે ભાગ લેતાં શેષ ૭ રહે છે, તેથી તે ઘરનો સાતમો આય ગજ નામનો થયો. ૧

હવે નક્ષત્ર કહે છે-ક્ષેત્રફળ ૨૨૪૭૯ ને આઠે ગુણતાં ૧૭૯૮૩૨ થયા. તેને સત્યાવીશે ભાગ લેતાં શેષ ૧૨ રહ્યા, તેથી તે ઘરનું અશ્વિનીથી ગણતાં બારમું નક્ષત્ર ઉત્તરાફાલ્ગુની થયું. હવે તે ઘર કલ્પનાએ કરીને પૂર્વાભિમુખ છે, તેથી ઉત્તરાફાલ્ગુની નક્ષત્ર દક્ષિણ બાજુની ભીંતે આવવાથી તે સારું છે. ૨.

હવે તેનો વ્યય આ પ્રમાણે છે—નક્ષત્રનો આંક બારનો છે. તેને આઠે ભાગતાં શેષ ચાર રહે છે. ચોથો વ્યય શ્રેયાન નામનો છે તે શુભ છે. ૩.

તેનો અંશ આ પ્રમાણે છે-તે ઘરનું કલ્પનાએ કરીને ધ્રુવ નામ છે, તેથી તેમાં બે અક્ષર છે અને વ્યયની સંખ્યા ચારની છે, તે બન્ને આંક ક્ષેત્રફળમાં ઉમેરવાથી ૨૨૪૮૫ થાય છે. તેને ત્રણે ભાગ લેતાં શેષમાં શૂન્ય રહે છે, તેથી રાજા નામનો અંશ થયો, તે શુભ છે. ૪.

તે ઘરનું ચંદ્રબળ નક્ષત્ર કહેવાને અવસરે કહી દીધું છે ૫. રાશિબળ આગળ ઉપર કહેશે અને તારાબળ આ પ્રમાણે છે-ઘરધણીનું જન્મનક્ષત્ર કલ્પનાએ કરીને ધનિષ્ઠા છે. માટે ધનિષ્ઠાથી ગણતાં ઉત્તરાફાલ્ગુની આઠમી તારા થઈ. ૬.

હવે વાસ્તુનો પ્રારંભ કરવાના મહિનાઓ કહે છે.

वैशाखे श्रावणे मार्गे, पौषे फाल्गुन एव च ।
कुर्वीत वास्तुप्रारंभं, न तु शेषेषु सप्तसु ॥७६॥

અર્થ—વૈશાખ, શ્રાવણ, માર્ગશીર્ષ, પોષ અને ફાલ્ગુન માસમાં વાસ્તુનો આરંભ કરવો, પણ બીજા સાત માસમાં આરંભ કરવો નહીં. વાસ્તુનો આરંભ એટલે સૂત્રપાત (દોરી નાખવી તે) તથા ખાતમુહૂર્ત વિગેરે કાર્ય જાણવું.

દૈવજ્ઞવલ્લભમાં ઘરના આરંભ વિષે માસના ફળને આ પ્રમાણે કહે છે.

"शोकं धान्यं मृत्युदं पञ्चतां च,
स्वाप्तिं नैःस्व्यं संगरं वित्तनाशम् ।
स्वं श्रीप्राप्तिं वह्निभीतिं च लक्ष्मीं, कुर्युश्चैत्राद्या गृहारंभकाले ॥"

"ચૈત્ર માસમાં ઘર ચણાવવાનો આરંભ કર્યો હોય તો તે શોક કરાવે છે ૧, વૈશાખ માસ ધાન્યવૃદ્ધિ કરે છે ૨, જ્યેષ્ઠ માસ મૃત્યુને આપે છે ૩, અષાઢ માસ પણ મૃત્યુને

કરે છે ૪, શ્રાવણ માસ ધનની પ્રાપ્તિ કરાવે છે ૫, ભાદ્રપદ માસ નિર્ધનપણું કરે છે ૬, આશ્વિન માસ યુદ્ધ કરાવે છે ૭, કાર્તિક માસ ધનનો નાશ કરે છે ૮, માર્ગશીર્ષ માસ ધન પ્રાપ્ત કરે છે ૯, પોષ માસ પણ ધનની પ્રાપ્તિ કરે છે ૧૦, માઘ માસ અગ્નિનો ભય કરે છે ૧૧, તથા ફાલ્ગુન માસ લક્ષ્મી પ્રાપ્ત કરે છે ૧૨." અહીં સર્વે માસો ચાંદ્ર એટલે શુક્લ પ્રતિપદાથી આરંભીને જાણવા.

હવે ઘરના આરંભમાં સંક્રાંતિએ કરીને યુક્ત એવા સૂર્ય માસો કહે છે.

धामारभेतोत्तरदक्षिणास्यं, तुलालिमेषर्षभभाजि भानौ ।
प्राक्पश्चिमास्यं मृगकुंभकर्क–सिंहस्थिते द्व्यंगगते न किञ्चित् ॥७६॥

અર્થ—તુલા, વૃશ્ચિક, મેષ અને વૃષ એ ચાર સંક્રાંતિમાં ઉત્તર દ્વારનું કે દક્ષિણ દ્વારનું ઘર શરૂ કરવું. મકર, કુંભ, કર્ક અને સિંહ એ ચાર સંક્રાંતિમાં પૂર્વ કે પશ્ચિમ દ્વારવાળું ઘર શરૂ કરવું. તથા દ્વિસ્વભાવ રાશિ એટલે મિથુન, કન્યા, ધન અને મીન એ ચાર સંક્રાંતિમાં કોઈ પણ ઘરનો આરંભ કરવો નહીં, એટલે કે ચારે દિશાનાં દ્વારવાળું પણ ઘર શરૂ કરવું નહીં.

નારચંદ્રની ટિપ્પણીમાં તો આ પ્રમાણે લખ્યું છે.–'મેષ, ધન અને સિંહ એ ત્રણ સંક્રાંતિમાં પૂર્વ મુખવાળા ઘરનો આરંભ કરવાથી રાજાનો ભય થાય છે, વૃષ, કન્યા અને મકર સંક્રાંતિમાં દક્ષિણાભિમુખવાળા ઘરનો આરંભ કરવાથી પુત્રાદિકનું મૃત્યુ થાય છે. મિથુન, તુલા અને કુંભ સંક્રાંતિમાં પશ્ચિમ દ્વારવાળું ઘર શરૂ કરવાથી સંતાપ વિગેરે ઉત્પન્ન થાય છે. તથા કર્ક, વૃશ્ચિક અને મીન સંક્રાંતિમાં ઉત્તર દ્વારવાળું ઘર કરવાથી કુળનો ક્ષય થાય છે."

હવે કઈ દિશામાં પ્રથમ ખોદવાનો આરંભ કરવો ? તે કહે છે.—

भाद्रादित्रित्रिमासेषु पूर्वादिषु चतुर्दिशम् ।
भवेद्वास्तोः शिरः पृष्ठं, पुच्छं कुक्षिरिति क्रमात् ॥७७॥

અર્થ—ભાદ્રપદાદિક ત્રણ ત્રણ માસને વિષે પૂર્વાદિક ચાર દિશાએ અનુક્રમે વાસ્તુનું શિર, પૃષ્ઠ (પીઠ) પુચ્છ અને કુક્ષિ (પેટ) હોય છે.

અહીં વાસ્તુ પુરુષ જમણા અંગને દબાવીને (જમણે પડખે) સુતેલો નાગને આકારે રહેલો છે. તેમાં ભાદ્રપદ, આશ્વિન અને કાર્તિક માસમાં તે વાસ્તુનું મસ્તક પૂર્વ દિશામાં છે, દક્ષિણ દિશામાં પૃષ્ઠ છે, પશ્ચિમ દિશામાં પુચ્છ છે અને ઉત્તર દિશામાં કુક્ષિ છે. માર્ગશીર્ષ, પોષ અને માઘ માસમાં દક્ષિણ દિશાએ મસ્તક, પશ્ચિમ દિશાએ પૃષ્ઠ, ઉત્તર દિશાએ પુચ્છ અને પૂર્વ દિશાએ કુક્ષિ હોય છે. ફાલ્ગુન, ચૈત્ર અને વૈશાખ માસમાં પશ્ચિમ દિશાએ શિર, ઉત્તર દિશાએ પૃષ્ઠ, પૂર્વ દિશાએ પુચ્છ અને દક્ષિણ દિશાએ કુક્ષિ હોય છે. જ્યેષ્ઠ, અષાઢ અને શ્રાવણ માસમાં ઉત્તર દિશાએ શિર, પૂર્વ

દિશાએ પૃષ્ઠ, દક્ષિણ દિશાએ પુચ્છ અને પશ્ચિમ દિશાએ કુક્ષિ હોય છે. તાત્પર્ય એ છે જે કુક્ષિને વિષે જ પ્રથમ ખોદવાનો આરંભ કરવો. બીજી દિશામાં કરવો નહીં. તે વિષે દૈવજ્ઞવલ્લભમાં કહ્યું છે કે—

"शिरः खनेन्मातृपितॄन्निहन्यात्, खनेच्च पृष्ठे भयरोगपीडाः ।
पुच्छं खनेत् स्त्रीशुभगोत्रहानिः, स्त्रीपुत्ररत्नान्नवसूनि कुक्षौ ॥"

"જો પ્રથમ વાસ્તુનું શિર ખોદે તો માતા-પિતાનો નાશ થાય, પૃષ્ઠ ખોદે તો ભય, રોગ અને પીડા થાય, પુચ્છ ખોદે તો સ્ત્રી, શુભ અને ગોત્રની (કુળની) હાનિ (નાશ) થાય, અને કુક્ષિએ ખોદે તો સ્ત્રી, પુત્ર, રત્ન, અન્ન અને ધનની પ્રાપ્તિ થાય."

કેટલાક આ વાસ્તુને ઠેકાણે વત્સ એવું પણ નામ કહે છે. આ વાસ્તુના અંગ તથા દિશાના કહેવાએ કરીને ખાત વિગેરેની દિશાનો નિયમ કહ્યો. પણ વિદિશાનો નિયમ વાસ્તુશાસ્ત્રમા આ પ્રમાણે કહ્યો છે.—

"ईशानादिषु कोणेषु, वृषार्दानां त्रिके त्रिके ।
शेषाहेराननं त्याज्यं, विलोमेन प्रसर्पतः ॥"

"વૃષાદિક ત્રણ ત્રણ સંક્રાંતિએ ઈશાનાદિક ખૂણાને વિષે વિલોમ (ઉલટા) પણાએ કરીને ચાલતા શેષનાગનું મુખ ત્યાગ કરવા લાયક છે. અર્થાત્ વિલોમપણાએ કરીને શેષનાગ ત્રણ ત્રણ માસે ફરે છે, તેથી જ્યારે તેનું મુખ ત્રણ માસ (વૈશાખ, જ્યેષ્ઠ, અષાઢ) સુધી ઈશાનમા હોય છે ત્યારે અગ્નિ ખૂણામાં ત્રણ માસ સુધી નાભિ હોય છે, નૈર્ઋત્યમાં ત્રણ માસ સુધી પુચ્છ હોય છે અને વાયવ્ય ખૂણો ખાલી હોય છે. તે ખાલી ખૂણો ખાત વિગેરેમાં શ્રેષ્ઠ છે. જ્યારે બીજા ત્રણ માસ સુધી વાયવ્યમાં મુખ હોય છે ત્યારે ઈશાનમાં નાભિ, અગ્નિમાં પુચ્છ અને નૈર્ઋત્ય ખાલી હોય છે. એ પ્રમાણે વિલોમપણાએ કરીને શેષનાગ ફરે છે. તેમાં વૃષાદિક ત્રણ સંક્રાંતિ સુધી ઈશાનમાં મુખ હોય છે, સિંહાદિક ત્રણ સંક્રાંતિ સુધી વાયવ્યમાં મુખ હોય છે, વૃશ્ચિક વિગેરે ત્રણ સંક્રાંતિ સુધી નૈર્ઋત્યમાં મુખ હોય છે, તથા કુંભાદિક ત્રણ સંક્રાંતિ સુધી અગ્નિમાં મુખ હોય છે. એ પ્રમાણે—

"त्रिदिक्त्रयं स्पृशंस्तिष्ठेत्, स्ववक्त्रनाभिपुच्छकैः ।
शेषस्तत् त्रितयं त्यक्त्वा, भूखातकार्यमाचरेत् ॥
नाभौ च म्रियते भार्या, धनं पुच्छे मुखे पतिः ।
इति मत्वा शिलान्यासे, भूखाते तत्त्रयं त्यजेत् ॥"

"શેષનાગ પોતાનાં મુખ, નાભિ અને પુચ્છે કરીને ત્રણ વિદિશાનો સ્પર્શ કરીને રહે છે, તેથી તે ત્રણેનો ત્યાગ કરીને પૃથ્વીનું ખાતકર્મ કરવું, કેમકે તે શેષની નાભિમાં ખાતકર્મ કરવાથી ઘરધણીની સ્ત્રી મરણ પામે છે, પુચ્છમાં ખોદવાથી ધનનો નાશ થાય

છે, અને મુખે ખોદવાથી ઘરધણી મરણ પામે છે. આ પ્રમાણે જાણીને ભૂખાતને વિષે શિલાસ્થાપન કરતી વખતે તે ત્રણે અવયવોનો ત્યાગ કરવો."

હવે આયાદિક કહેવાનું તાત્પર્ય કહે છે—

समाधिकव्ययं कर्तुः, समनामयमांशकम् ।
विरुद्धराशितारं च, विनाऽन्यद्वेश्म शोभनम् ॥७८॥

અર્થ—સમ અથવા અધિક વ્યયવાળું, કર્તાની સમાન નામવાળું, યમ અંશવાળું તથા વિરુદ્ધ રાશિ અને તારાવાળું ઘર મૂકીને બીજું ઘર સારૂં છે.

જે ઘરમાં આયની સમાન (જેટલો) અથવા અધિક વ્યય આવતો હોય તો તે ઘર ત્યાગ કરવા લાયક છે. એ રીતે સર્વત્ર જાણવું. આમ કહેવાથી વ્યય કરતાં આય અધિક હોય તો તે શ્રેષ્ઠ છે, એમ જાણવું. તે આય પણ વિષમ (એકી) હોય તો તે સ્થિર હોવાથી અતિ શ્રેષ્ઠ છે. તે વિષે લલ્લ કહે છે કે- "कुर्यात् स्थिराधिकायं स्वयोनिभं शुद्धतारांशम् ।" "સ્થિર અને અધિક આયવાળું પોતાની યોનિના નક્ષત્રવાળું તથા શુદ્ધ તારા અને અંશવાળું ઘર કરવું." તથા જે ઘરનું નામ એટલે તેના અક્ષરો કર્તાના નામની તુલ્ય હોય તે ઘર પણ ત્યાગ કરવા લાયક છે. જે ઘરમાં યમના અંશની ઉત્પત્તિ થતી હોય, જે ઘરની રાશિની સાથે ઘરધણીની રાશિનો શત્રુ ષડાષ્ટક કે બીયાબારમું ઉત્પન્ન થતું હોય, તથા જે ઘરની તારા ઘરધણીની તારાથી ત્રીજી, પાંચમી કે સાતમી હોય તેમજ મૂળ શ્લોકમાં 'ચ' શબ્દ લખ્યો છે, માટે જે ઘરનું નક્ષત્ર રાક્ષસગણમાં હોય અથવા તો ઘરધણીના નક્ષત્રની યોનિ સાથે વિરુદ્ધ કે બળવાન યોનિવાળું હોય તો આ સર્વ જાતનું ઘર તજવા લાયક છે. તે વિષે લલ્લ કહે છે કે—

"आयविरुद्धे भवने न सुखं षडष्टके स्थिते मरणम् ।
न धनं द्विर्द्वादशके नवपञ्चमके त्वपत्यमृतिः ॥१॥
निधनं सप्तमतारे, पञ्चमतारे च तेजसो हानिः ।
विपदस्तृतीयतारे, यमांशके गृहपतेर्मृत्युः ॥२॥"

"આયે કરીને વિરુદ્ધ ઘર હોય તો વસનારને સુખ ઉપજે નહીં. ષડાષ્ટક હોય તો મરણ થાય, બીયાબારમું હોય તો ધનનો નાશ થાય, નવ પંચમ હોય તો પુત્રનું મરણ થાય, સાતમી તારા હોય તો ઘરધણીનું મરણ થાય, પાંચમી તારા હોય તો તેજની હાનિ થાય, ત્રીજી તારા હોય તો વિપત્તિ આવે અને યમાંશ હોય તો ગૃહપતિનું મરણ થાય." અહીં નાડીવેધ હોય તો તે શ્રેષ્ઠ જ છે, કેમકે નાડીવેધ હોય તો યોનિની વિરૂદ્ધતા વિગેરે દોષોની પણ અદુષ્ટતા સંભવે છે.

અહીં કોઈ શંકા કરે કે-જે ઘરમાં બે પાદનું કે ત્રણ પાદનું નક્ષત્ર હોય ત્યાં ઘરની રાશિ શી રીતે જાણવી? અને રાશિ જણાયા વિના ષડાષ્ટક વિગેરેનો વિચાર શી રીતે થાય? આનો જવાબ એ છે જે-તે વખતે નક્ષત્રનો પાદ લાવવો પડે છે, તેની રીત આ પ્રમાણે વ્યવહારપ્રકાશમાં કહી છે.—

"क्षेत्रफले रद ३२ गुणिते, भक्ते वस्वभ्रभूमिभिः १०८ शेषात् ।
त्र्येकान्नवभिः शेषं पादो, लब्धं वृषाद्भगणः ॥"

"ક્ષેત્રફળને બત્રીશે ગુણી એકસો ને આઠે ભાગ લેવો. જે શેષ રહે તેમાંથી એક ઓછો કરી તેને નવે ભાગ દેવો. તેમાં શેષ રહે તે પાદ અને ભાગમાં જે આવે તે (તેટલામો) વૃષ રાશિથી રાશિ સમજવો." દૃષ્ટાંત તરીકે કહેલા ઘરનું નક્ષત્ર ઉત્તરા-ફાલ્ગુની ત્રણ પાદવાળું છે, તેથી તેમાં જ આનો ભાવાર્થ ભાવીએ-પ્રથમ આણેલું ક્ષેત્રફળ ૨૨૪૭૯ છે, તેને બત્રીશે ગુણીએ ત્યારે ૭૧૯૩૨૮ થાય. તેને એકસો ને આઠે ભાગતાં શેષ ૪૮ રહે છે, તેમાંથી એક ઓછો કરતાં ૪૭ થાય, તેને નવે ભાગ દેતાં ભાગમાં પાંચ આવ્યા, માટે વૃષ રાશિથી પાંચમી રાશિ કન્યા છે. બાકી બે વધ્યા, માટે ઉત્તરા-ફાલ્ગુની નક્ષત્રનો બીજો પાદ તે ઘરનો આવ્યો. હવે ઘરધણીનો જન્મ ધનિષ્ઠાના ઉત્તરાર્ધમાં હોવાથી તેની જન્મ રાશિ કુંભ થઈ. તે કુંભ રાશિ વિષમ (એકી) છે, તેથી કુંભથી ગણતાં કન્યા રાશિ આઠમી થઈ, માટે તે પ્રીતિ ષડાષ્ટક થયું, કેમકે "ओजात्स्यादष्टमे प्रीतिः" વિષમ રાશિથી આઠમી રાશિવાળા સાથે પ્રીતિ ષડાષ્ટક થાય છે." એમ પ્રથમ કહી ગયા છે. હવે બ્રાહ્મણાદિક વર્ણોને આશ્રીને ઘરના આય તથા મુખ (દ્વાર)ની વ્યવસ્થા કહે છે.—

क्रमाद्विप्रादिवर्णानां, विषमायैर्ध्वजादिभिः ।
धीमद्भिर्धाम निर्दिष्टं, प्रतीच्यादिमुखं क्रमात् ॥७९॥

અર્થ—બ્રાહ્મણાદિક ચાર વર્ણોને અનુક્રમે વિષમ એવા ધ્વજાદિક આયે કરીને અનુક્રમે પશ્ચિમ વિગેરે દિશાના દ્વારવાળુ ઘર પંડિતોએ કહેલું છે, એટલે કે બ્રાહ્મણે ધ્વજ આય-વાળું પશ્ચિમદ્વારવાળું ઘર કરવું, કેમકે ધ્વજ પૂર્વ દિશામાં રહેલો છે, અને તેથી પશ્ચિમા-ભિમુખ દ્વાર હોવાથી તે ધ્વજ બ્રાહ્મણને પ્રવેશ કરતી વખતે સન્મુખ રહેલો છે. તેથી તે શુભને માટે છે. એ જ પ્રમાણે સિંહના આયને વિષે ઉત્તરાભિમુખ દ્વારવાળું રાજાએ ઘર કરવું. કારણ કે સિંહ દક્ષિણ દિશામાં રહેલો હોવાથી પ્રવેશ કરતાં સન્મુખ થાય, માટે તે શુભ છે. એ જ પ્રમાણે બીજાઓને વિષે પણ જાણવું, એટલે કે વૈશ્યોએ વૃષના આયવાળું પૂર્વાભિમુખ દ્વારવાળું ઘર કરવું, અને શૂદ્રોએ ગજના આયવાળું દક્ષિણાભિમુખ દ્વારવાળું કરવું.

હવે આયાદિકનો અપવાદ કહે છે. (એટલે કે કયે ઠેકાણે આયાદિક ન લેવા તે કહે છે.)—

ये गृहेऽलिन्दनिर्यूह–निर्गमाद्याश्चतुर्दिशम् ।
न तेष्वायादिकं योज्यं, बाह्यभूपासु वास्तुनः ॥८०॥

અર્થ—ઘરને વિષે જે અલિંદ (ઓશરી, પરસાળ વિગેરે નાના ખંડ), *નિર્યૂહ એટલે ભીંત વિગેરેની બહાર નીકળેલ કાષ્ઠ વિશેષ એટલે મદંલક વિગેરે, નિર્ગમ એટલે દરવાજો, દ્વાર વિગેરે, તથા શ્લોકમાં આદિ શબ્દ છે માટે પ્રગ્રીવ એટલે ઝરુખા, ગોખ વિગેરે જાણવા. આ સર્વે વાસ્તુની બહાર શોભારૂપ હોવાથી તેઓને વિષે આયાદિક ગ્રહણ કરવા નહીં.

હવે સૂત્રપાત વિગેરેનું મુહૂર્ત કહે છે—

सूत्रस्य सिद्धिर्वसुनाथहस्त–मैत्रस्थिरस्वातिशतर्क्षपुष्यैः ।
न्यासः शिलायाः करपुष्यमार्ग–पौष्णध्रुवेषु श्रवणे च शस्तः ॥८१॥

અર્થ—ધનિષ્ઠા, હસ્ત, મૈત્ર (ચિત્રા, અનુરાધા, રેવતી, મૃગશિર), સ્થિર (રોહિણી, ઉત્તરાષાઢા, ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાભાદ્રપદ), સ્વાતિ, શતતારકા અને પુષ્ય એટલાં નક્ષત્રોએ કરીને સૂત્રની સિદ્ધિ થાય છે, એટલે કે તે નક્ષત્રોમાં સૂત્રપાત કરવો. તથા શિલાનું સ્થાપન હસ્ત, પુષ્ય, મૃગશિર, રેવતી, ધ્રુવ (રોહિણી, ત્રણ ઉત્તરા) અને શ્રવણ એટલાં નક્ષત્રોમાં પ્રશસ્ત છે.

તિથિ તથા વારની શુદ્ધિ તો રિક્તા વિગેરેનો ત્યાગ કરવાથી સ્પષ્ટ જ છે. તે વિષે બ્રહ્મશભુટીકામાં કહ્યું છે કે—

"एकादशी द्वितीया पञ्चमी सप्तमी तृतीया च ।
प्रतिपद्दशमी चेष्टा त्रयोदशी पौर्णमासी च ॥
सूर्येन्दुजीवसौम्यानां, भार्गवस्य च वासरे ।
सूत्रपातादिकं कार्यं, निष्पत्तिमभिवाञ्छता ॥"

અગિયારશ, બીજ, પાંચમ, સાતમ, ત્રીજ, પડવો, દશમ, તેરશ અને પૂનમ તથા રવિવાર, સોમવાર, ગુરુવાર, બુધવાર અને શુક્રવાર આટલા તિથિ વારે સમૃદ્ધિને ઇચ્છતા પુરુષે સૂત્રપાતાદિક કાર્ય કરવું."

હવે ઘરના આરંભમાં લગ્નબળ કહે છે.—

चरादन्यत्र लग्नेन्द्वोः शुभैः संयुक्तदृष्टयोः ।
कर्मस्थितेषु सौम्येषु, गेहारंभः शुभावहः ॥८२॥

અર્થ—લગ્ન તથા ચંદ્ર ચર થકી અન્યત્ર સ્થાને હોય એટલે કે [1]સ્થિર અથવા [2]દ્વિસ્વભાવવાળું લગ્ન હોય અને ચંદ્ર પણ સ્થિર અથવા દ્વિસ્વભાવવાળી રાશિમાં રહ્યો હોય તથા તે બન્ને શુભ ગ્રહોએ યુક્ત અથવા તેના પર શુભ ગ્રહોની દૃષ્ટિ પડતી હોય તથા [3]સૌમ્ય ગ્રહો કર્મ એટલે દશમે સ્થાને રહ્યા હોય તો તે વખતે ઘરનો આરંભ શુભકારક છે.

---

* ખીલીઓ

૧. વૃષ, સિંહ, વૃશ્ચિક અને કુંભ. ૨ મિથુન, કન્યા, ધન અને મીન. ૩ ચંદ્ર, બુધ, ગુરુ અને શુક્ર.

केन्द्रत्रिकोणगैः सौम्यैः, क्रूरैः शत्रुत्रिलाभगैः ।
शुभाय भवनारंभो-ऽष्टमः क्रूरस्तु मृत्यवे ॥८३॥

અર્થ—કેન્દ્રસ્થાને (પહેલે, ચોથે, સાતમે અને દશમે સ્થાને) તથા ત્રિકોણમાં (નવમે તથા પાંચમે સ્થાને) સૌમ્ય ગ્રહો રહ્યા હોય, અને [1]ક્રૂર ગ્રહો છઠ્ઠે, ત્રીજે કે અગિયારમે સ્થાને રહ્યા હોય તો તે વખતે ઘરનો આરંભ કરવો શુભ છે. પરંતુ કોઈ પણ ક્રૂર ગ્રહ આઠમે સ્થાને રહ્યો હોય તો ઘરધણીના મૃત્યુને માટે છે.

અહીં આટલો વિશેષ દૈવજ્ઞવલ્લભમાં કહ્યો છે—

"गुरुर्लग्ने जले शुक्रः, स्मरे ज्ञः सहजे कुजः ।
रिपौ भानुर्यदा वर्ष-शतायुः स्याद् गृहं तदा ॥१॥"

"ગૃહના આરંભ સમયે જો લગ્નમાં ગુરુ હોય, જળ (૧૦) સ્થાને શુક્ર હોય, સ્મર (૭) સ્થાને બુધ હોય, સહજ (૩) સ્થાને મંગળ હોય અને શત્રુ (૬) સ્થાને સૂર્ય હોય તો તે ઘર સો વર્ષના આયુષ્યવાળું થાય છે."

"सितो लग्ने गुरुः केन्द्रे, खे बुधो रविरायगः ।
निवेशे यस्य तस्यायु-र्वेश्मनः शरदां शतम् ॥२॥"

"જે ઘરના આરંભે લગ્નમાં શુક્ર હોય, કેન્દ્રમાં ગુરુ હોય, દશમે સ્થાને બુધ હોય અને આય એટલે અગિયારમે સ્થાને રહેલો રવિ હોય તો તે ઘરનું આયુષ્ય સો શરદ્-ઋતુ સુધી (સો વર્ષનું) થાય છે."

"त्रिशत्रुसुतलग्नस्थैः, सूर्यारेज्यसितैर्भवेत् ।
प्रारंभः सद्मनो यस्य, तस्यायुर्द्वे समाशते ॥३॥"

ત્રીજે સ્થાને સૂર્ય હોય, છઠ્ઠે સ્થાને મંગળ, પાંચમે સ્થાને ગુરુ અને લગ્નમાં શુક્ર રહેલો હોય તે વખતે જે ઘરનો આરંભ કર્યો હોય તે ઘરનું આયુષ્ય બસો વર્ષનું થાય છે."

"व्योम्नि चन्द्रः सुखे जीवो, लाभे भौमशनैश्चरौ ।
यस्य धाम्नः समाशीतिं, स्थितिस्तस्य श्रिया युता ॥४॥"

"જે ઘરના પ્રારંભ વખતે દશમે સ્થાને ચંદ્ર હોય, સુખ (૪) સ્થાને ગુરુ હોય તથા લાભ (૧૧) સ્થાને મંગળ અને શનિ હોય તો તે ઘરની સ્થિતિ લક્ષ્મી સહિત એંશી વર્ષ સુધી રહે છે."

"स्वोच्चस्थे लग्नगे शुक्रे, हिबुकस्थेऽथवा गुरौ ।
स्वोच्चे मन्देऽथवा लाभे, धाम्नः सश्रीः स्थितिश्चिरम् ॥५॥"

---

[1] શનિ, રવિ અને મંગળ.

"જે ઘરના પ્રારંભ વખતે શુક્ર પોતાના ઉચ્ચ સ્થાનનો થઈને લગ્નમાં રહ્યો હોય, અથવા ગુરુ હિબુક (૪) સ્થાને રહ્યો હોય, અથવા શનિ ઉચ્ચ સ્થાનનો થઈને લાભ (૧૧) સ્થાને રહ્યો હોય તો તે ઘરની સ્થિતિ લક્ષ્મી સહિત ચિર કાળ રહે છે એટલે અમિત સ્થિતિ હોય છે."

જે આ વિશેષો તથા ગૃહારંભના લગ્નમાં કહેવાય છે તે જિનાલય વિગેરેના પ્રારંભના લગ્નને વિષે પણ જાણવા.

"स्वर्क्षे चन्द्रे विलग्नस्थे, जीवे कंटकवर्तिनि ।
भवेल्लक्ष्मीयुते धाम्नि, भूरिकालमवस्थितिः ॥३॥"

"જે ઘરના પ્રારંભે ચંદ્ર પોતાના નક્ષત્રમાં રહીને લગ્ને રહ્યો હોય, તથા ગુરુ કંટક (૧-૪-૭-૧૦) સ્થાને રહ્યો હોય તો તે ઘર લક્ષ્મી યુક્ત થાય છે, તથા તેમાં ચિર કાળ સ્થિતિ થાય છે. અર્થાત્ તેમાં રહેનારાઓ ચિર કાળ સુધી રહે છે."

"स्वमित्रोच्चगृहांशस्थै–स्तद्वंश्याश्चिरमासते ।
खगैरन्यगतैरन्ये, नीचगैश्चापि निर्धनाः ॥७॥"

"ઘરના પ્રારંભ સમયે ગ્રહો પોતાના સ્થાનમાં, મિત્રના સ્થાનમાં તથા ઉચ્ચ સ્થાનમાં અને વળી પોતાના અંશમાં, મિત્રના અંશમાં તથા ઉચ્ચ અંશમાં રહ્યા હોય તો તેમાં તે ઘરધણીના વંશજો ચિર કાળ રહે છે, અને જો તેથી અન્ય સ્થાનોમાં રહ્યા હોય તો તે ઘરધણીના વંશજોથી બીજા જનો ચિર કાળ તેમાં રહે છે, પણ જો ગ્રહો નીચ સ્થાનમાં રહ્યા હોય તો તેમાં વસનારાઓ નિર્ધન રહે છે."

"अनस्तगैः सितेज्येन्दु–जन्मराशिविलग्नपैः ।
स्वोच्चस्वक्षेत्रभागस्थै–र्भवेच्छ्रीसौख्यदं गृहम् ॥८॥"

"શુક્ર, ગુરુ, ચંદ્ર, જન્મનો સ્વામી, રાશિનો સ્વામી અને લગ્નનો સ્વામી આટલા ગ્રહો અસ્ત પામેલા ન હોય તથા પોતાના ઉચ્ચ સ્થાને, પોતાના ક્ષેત્રમાં અને પોતાના અંશમાં રહેલા હોય તો તે ઘર લક્ષ્મી તથા સુખને આપનારું થાય છે."

"गृहिणीन्दौ गृहस्थोऽर्के, गुरौ सौख्यं सिते धनम् ।
विबले नाशमायाति, नीचगेऽस्तंगतेऽपि च ॥९॥"

"ઘરના આરંભ સમયે ચંદ્ર નિર્બળ હોય, નીચ સ્થાને રહ્યો હોય અથવા અસ્ત પામ્યો હોય તો ઘરધણીની સ્ત્રી નાશ પામે છે. એ જ રીતે સૂર્ય નિર્બળ, નીચ કે અસ્ત હોય તો ઘરધણી નાશ પામે છે. ગુરુ નિર્બળ, નીચ કે અસ્ત હોય તો સુખનો નાશ થાય છે અને શુક્ર નિર્બળ, નીચ કે અસ્ત હોય તો ધનનો નાશ થાય છે."

આ પ્રમાણે દૈવજ્ઞવલ્લભમાં કહ્યું છે. તથા—

"गृहेषु यो विधिः कार्यो, निवेशनप्रवेशयोः ।
स एव विदुषा कार्यो, देवतायतनेष्वपि ॥१॥"

"ઘરનું સ્થાપન કરવાનો તથા તેમાં પ્રવેશ કરવાનો જે વિધિ કહેલો છે તે જ વિધિ વિદ્વાને દેવાલયોને વિષે પણ કરવો (કહેવો-જાણવો.)" એમ વ્યવહાર પ્રકાશમાં કહ્યું છે.

લગ્નને વિષે દોષને કહે છે.—

वर्णेशो दुर्बलः कुर्या-दावर्षाद्न्यहस्तगम् ।
एकोऽपि द्यून-कर्म-स्थः, परांशे स्याद्यदि ग्रहः ॥८४॥

અર્થ-જો વર્ણનો સ્વામી દુર્બળ હોય તથા સાતમા અને દશમા સ્થાનમાં રહેલો એક પણ ગ્રહ જો બીજાના નવાંશમાં હોય તો તે ઘર એક વર્ષમાં બીજા ધણીને હાથ જાય. અહીં શ્લોકના ઉત્તરાર્ધમાં કહેલો એકલો જ યોગ હોય તો કહેલું ફળ અનેકાંત (અનિશ્ચિત) જાણવું અને પૂર્વાર્ધમાં કહેલો યોગ હોય તો અવશ્ય ફળ મળે એમ જાણવું, પણ બન્ને યોગો અન્ય ગ્રહના નવાંશમાં રહ્યા હોય તો જલદીથી ઘરનો નાશ થાય છે.

યાત્રા કરીને પાછા વળેલા રાજાદિકનો સામાન્ય રીતે ઘર પ્રવેશ અથવા નવા ઘરમાં પ્રવેશ કરવાનો વિધિ કહે છે—.

गृहप्रवेशं सुविनीतवेषः, सौम्येऽयने वासरपूर्वभागे ।
कुर्याद्विधायालयदेवतार्चां, कल्याणधीर्भूतबलिक्रियां च ॥८५॥

અર્થ—સારો વિનયવાળો વેષ ધારણ કરીને કલ્યાણબુદ્ધિવાળા રાજાદિકે સૌમ્ય અયનમાં દિવસના પહેલા ભાગને વિષે ગૃહદેવતાની પૂજા તથા ભૂતને બલિદાનની ક્રિયા કરીને ગૃહપ્રવેશ કરવો.

અહીં સારો વિનયવાળો વેષ ધારણ કરવો એટલે કે અતિ ઉદ્ધત વેષ ન કરવો, પણ પવિત્ર અને ઉચિત વેષ પહેરવો. સૌમ્ય અયન એટલે ઉત્તરાયણ જાણવું. તે વિષે કહ્યું છે કે—

सौम्यायने कर्म शुभं विधेयं, यद्गर्हितं तत्खलु दक्षिणे च ।

સૌમ્ય અયન એટલે ઉત્તરાયણમાં શુભ કાર્ય કરવું, અને જે નિંદિત કાર્ય છે તે દક્ષિણાયનમાં કરવું. અહીં શુભ કાર્યમાં પણ આટલો વિશેષ છે.—

"मासादिसंख्यानियतं, सीमन्तोन्नयनादिकम् ।
याम्यायनादौ तत्सर्वं, क्रियमाणं न दुष्यति ॥१॥"

"જે શુભ કાર્યમાં માસાદિકની સંખ્યા । જ નિયમ કરેલો હોય એવાં સીમંત વિગેરે સર્વ કાર્યો દક્ષિણાયનાદિકમાં કરવાથી પણ દોષ નથી." એમ ત્રિવિક્રમ કહે છે. અહીં યામ્યાદૌ-દક્ષિણાયનાદિકમાં એ ઠેકાણે આદિ શબ્દ લખેલો છે તેથી અધિક માસ તથા ક્ષય માસ પણ આવાં કાર્યોમાં નિંદ્ય નથી એમ જાણવું.

મૂળ શ્લોકમાં દિવસનો પહેલો ભાગ કહ્યો છે. તેનો અર્થ ચઢતે દિવસે જાણવો. ગૃહદેવતાની પૂજા એટલે વાસ્તુશાસ્ત્રમાં કહેલી વાસ્તુની-પૂજા. ભૂતબલિદાન એટલે દિશાઓ તથા વિદિશાઓમાં ભૂતને બલિદાન આપવું તે. કલ્યાણબુદ્ધિવાળા એટલે કે ગૃહપ્રવેશ-સમયે ચિત્તમાં સદ્બુદ્ધિ રાખવી.

ગૃહપ્રવેશમાં વાર તથા નક્ષત્રનો નિયમ કહે છે.

प्रविशेद्वेश्म वारेषु, हित्वार्कक्षितिनन्दनौ ।
भैश्च पुष्यध्रुवस्वाति, धनिष्ठामृदुवारुणैः ॥८६॥
विधाय वामतः सूर्यं, पूर्णकुंभपुरस्सरः ।
गृहं यद्दिङ्मुखं तद्दिग्, द्वारधिष्ण्ये विशेषतः ॥८७॥

અર્થ—રવિવાર તથા મંગળવારને વર્જીને બીજા વારોમાં પુષ્ય, ધ્રુવ સંજ્ઞાવાળા (રોહિણી અને ત્રણ ઉત્તરા), સ્વાતિ, ધનિષ્ઠા, મૃદુ સંજ્ઞાવાળા (મૃગશિર, ચિત્રા, અનુ-રાધા અને રેવતી) તથા શતભિષક્ એટલાં નક્ષત્રોમાં સૂર્યને ડાબી બાજુ રાખીને પૂર્ણ કુંભ સહિત ઘરમાં પ્રવેશ કરવો. તેમાં પણ જે દિશાના મુખવાળું ઘર હોય તે દિશાના દ્વારનું નક્ષત્ર હોય તો તે વિશેષ શુભ છે.

અહીં પ્રવેશ કરતી વખતે ગોચર અને અષ્ટક વર્ગની વિધિએ કરીને ચંદ્ર અનુકૂળ હોય, રિક્તા તિથિ ન હોય તથા વિષ્કંભાદિક કુયોગ ન હોય એ પોતાની મેળે જાણી લેવું. તે વિષે વ્યવહારપ્રકાશમાં કહ્યું છે કે—

"तारेन्द्वोर्बलकाले तिथावरिक्तेऽह्नि शुभदस्य ।"

"તારા અને ચંદ્રનું બળ હોય ત્યારે રિક્તાને વર્જીને બીજી તિથિમાં અને શુભ-દાયક દિવસે ગૃહપ્રવેશ કરવો."

મૂળ શ્લોકમાં રવિ અને મંગળને વર્જવાનું કારણ એ છે કે તે બન્ને વારો રોગ તથા રક્ત પ્રકોપને કરનારા છે. વર્જ્ય નક્ષત્રનું ફળ દૈવજ્ઞવલ્લભમાં આ પ્રમાણે કહ્યું છે.—

"विशाखासु राज्ञी सुतो दारुणेषु, प्रणाशं प्रयात्युग्रभेषु क्षितीशः ।
गृहं दह्यते वह्निना वह्निधिष्ण्ये, चरैः क्षिप्रधिष्ण्यैश्च भूयोऽपि यात्रा ॥१॥"

"વિશાખામાં ગૃહપ્રવેશ કરવાથી રાણીનો નાશ થાય, દારુણ નક્ષત્રોમાં પ્રવેશ કરવાથી પુત્રનો નાશ થાય, ઉગ્ર નક્ષત્રોમાં પ્રવેશ કરવાથી રાજાનો નાશ થાય, અગ્નિના નક્ષત્ર (કૃત્તિકા)માં પ્રવેશ કરવાથી તે ઘર અગ્નિ વડે બળી જાય, તથા ચર અને ક્ષિપ્ર નક્ષત્રોમાં પ્રવેશ કરવાથી ફરી યાત્રા કરવી પડે છે."

મૂળ શ્લોકમાં પૂર્ણ કુંભ સહિત પ્રવેશ કરવાનું કહ્યું એટલે કે જળથી ભરેલા કળશોને (કળશવાળી સ્ત્રીઓને) આગળ કરીને પ્રવેશ કરવો. જે દિશાના મુખવાળું ઘર હોય એમ જે કહ્યું તેનો અર્થ એ કે-પૂર્વ દિશાની સન્મુખ ઘર હોય તો પૂર્વ દ્વારવાળાં

કૃતિકાદિક સાત નક્ષત્રો છે, માટે તે નક્ષત્રોમાં પ્રવેશ કરવાનો અધિકાર છે. તેથી કરીને પૂર્વે કહેલા ગુણવાળું પણ પ્રવેશનું નક્ષત્ર જો ઘરની સન્મુખની દિશાના દ્વારવાળું હોય તો તે અત્યંત શુભ જાણવું. વિશેષમાં લલ્લ કહે છે કે—

"सर्वग्रहैर्विमुक्तं प्रवेशभं शस्यते प्रयत्नेन ।
कैश्चित्सौम्यसमेतं शुभप्रदं कीर्तितं मुनिभिः ॥१॥"

"સર્વ ગ્રહને છોડીને પ્રયત્ન વડે જો પ્રવેશનું નક્ષત્ર લીધું હોય તો તે વખાણવા લાયક છે. કેટલાક મુનિઓ કહે છે કે તે પ્રવેશનું નક્ષત્ર સૌમ્ય (રવિ, મંગળ અને શનિ વર્જિત) ગ્રહોએ કરીને સહિત હોય તો તે શુભકારક છે."

નવા ઘરમાં પ્રવેશ કરવો હોય તો શુક્રનું સન્મુખપણું તજવા યોગ્ય છે. તે વિષે ત્રિવિક્રમે કહ્યું છે કે—

"त्यजेत् कुतारां प्रस्थाने, शुक्रज्ञौ गृहवेशके ।
यात्रासु च नवोढस्त्री-वर्जं संमुखदक्षिणौ ॥१॥"

"પ્રસ્થાન કરતી વખતે કુતારાને વર્જવી, નવીન વિવાહેલ સ્ત્રીને છોડીને બીજાને ગૃહપ્રવેશમાં તથા યાત્રામાં સન્મુખ કે જમણી બાજુએ રહેલા શુક્ર અને બુધને તજવા."

હવે લગ્નબળ કહે છે.—

जन्मराशिविलग्नाभ्यां, प्रथमोपचयस्थितम् ।
लग्नं स्थिरं तदंशश्च, प्रवेशे सद्भिरिष्यते ॥८८॥

અર્થ—સત્પુરુષોએ ગૃહપ્રવેશને વિષે જન્મની રાશિથી અને જન્મલગ્નથી પ્રથમ તથા ઉપચયસ્થાનમાં રહેલું સ્થિર લગ્ન તથા તેનો અંશ (નવાંશ) ઇચ્છેલો છે. અહીં પ્રથમ સ્થાન એટલે જન્મરાશિ અને જન્મલગ્ન રૂપ જ લગ્ન હોય તો તે ગૃહપ્રવેશમાં પ્રશસ્ય છે. તે વિષે લલ્લ કહે છે કે—

"स्वनक्षत्रे स्वलग्ने वा, स्वमुहूर्त्ते स्वके तिथौ ।
गृहप्रवेशमांगल्यं सर्वमेतत्तु कारयेत् ॥१॥
क्षुरकर्म विवादं च, यात्रां चैव न कारयेत् ।"

પોતાના (જન્મના) નક્ષત્રમાં, પોતાના લગ્નમાં, પોતાના મુહૂર્ત્તમાં અને પોતાની તિથિમાં ગૃહપ્રવેશ તથા સર્વ માંગલિક કાર્ય કરાવવાં, પરંતુ ક્ષૌર કર્મ, વિવાદ તથા યાત્રા એ ત્રણ કાર્ય કરાવવાં નહી." જન્મરાશિ અને જન્મલગ્ન થકી ઉપચયસ્થાનમાં (૩-૬-૧૦-૧૧) રહેલો પણ રાશિ પ્રશસ્ય છે. તે વિષે લલ્લ કહે છે કે—

"आरोग्यदो १ धनहरो २ धनदः ३ सुखघ्नः ४,
पुत्रान्तको ५ ऽरिगणहा ६ ऽथ नितम्बिनीघ्नः ७ ।
प्राणान्तकृत् ८ पिटकदो ९ ऽर्थ १० धनौघ ११ भीदो १२,
जन्मर्क्षतस्तदुदयाच्च विलग्नराशिः ॥१॥"

"જન્મ નક્ષત્રથી તથા તેના ઉદયથી લગ્નનો રાશિ જો પહેલે સ્થાને હોય તો આરોગ્ય આપે છે, બીજે હોય તો ધનનો નાશ કરે છે, ત્રીજે હોય તો ધનને આપે છે, ચોથે હોય તો સુખનો નાશ કરે છે. પાંચમે હોય તો પુત્રનો નાશ કરે, છઠ્ઠે હોય તો શત્રુના સમૂહનો નાશ કરે, સાતમે હોય તો સ્ત્રીનો નાશ કરે, આઠમે હોય તો પોતાના પ્રાણનો નાશ કરે, નવમે હોય તો વ્યાધિ કરે, દશમે હોય તો ધનને આપે, અગિયારમે હોય તો ધનનો સમૂહ આપે અને બારમે હોય તો ભયને આપે છે."

મૂળ શ્લોકમાં સામાન્ય રીતે સ્થિર લગ્ન કહ્યું છે, તો પણ તે સ્થિર લગ્ન ગામનું લેવું, પણ અરણ્યનું લેવું નહીં, એટલે કે વૃષ કે કુંભ લગ્નમાં કે તેના નવાંશમાં ગૃહપ્રવેશ કરવો શ્રેષ્ઠ છે, કેમ કે તે બે લગ્ન જ ગ્રહણ કરવા લાયક (ગ્રાહ્ય) છે. મૂળમાં તેનો અંશ કહ્યો છે તે સાથે ચ શબ્દ લખ્યો છે. માટે દ્વિસ્વભાવવાળા લગ્ન તથા અંશ (નવાંશ) ગૃહપ્રવેશમાં દૂષિત નથી. કેમકે ચર લગ્ન તથા ચર અંશનો જ દોષ કહ્યો છે. તે વિષે લલ્લ કહે છે કે—

"पुनः प्रयाणं मेषे स्याद्, मृत्युः कर्के तुले रुजः ।
धान्यनाशो मृगे लग्नै-रंशश्च फलमीदृशम् ॥१॥"

"મેષ લગ્નમાં કે તેના અંશ (નવાંશ)માં ગૃહપ્રવેશ કરવાથી ફરીને પ્રયાણ કરવું પડે છે, કર્કમાં કે તેના અંશમાં ગૃહપ્રવેશ કરવાથી મૃત્યુ થાય છે, તુલા કે તેના અંશમાં કરવાથી વ્યાધિ થાય છે. અને મકરમાં કરવાથી ધાન્યનો નાશ થાય છે. આ પ્રમાણે ચર લગ્નનું તથા તેના અંશનું ફળ છે."

ગ્રહોની વ્યવસ્થા નવીન ઘરના સ્થાપન કરવામાં જે કહી છે તેજ ગૃહપ્રવેશમાં પણ છે, તેથી કરીને જૂદી પાડીને કહી નથી. ગ્રહોના ત્રણ પ્રકાર જ્યોતિષસારમાં આ પ્રમાણે કહ્યા છે—

"कुरा ति छ गारसगा, सोमा किंदे तिकोणगे सुहया ।
कूर ठम अइ असुहा, सेसा मज्झिम गिहारंभे ॥१॥
किंद ठमंति १२ कुरा, असुहा ति इगारहा सुहा सव्वे ।
कूरा त्रीआ असुहा, सेस समा गिहपवेसे अ ॥२॥"

"નવીન ઘરનો આરંભ કરવામાં ક્રૂર ગ્રહો (રવિ, મંગળ, શનિ, રાહુ) ત્રીજે, છઠ્ઠે તથા અગિયારમે સ્થાને હોય તો તે સારા (ઉત્તમ) છે. સૌમ્ય ગ્રહો કેન્દ્ર (૧-૪-૭-૧૦) સ્થાનમાં તથા ત્રિકોણ (૯-૫) સ્થાનમાં હોય તો તે સારા છે. ક્રૂર ગ્રહો આઠમે સ્થાને રહ્યા હોય તો તે અત્યંત અશુભ (અધમ) છે. બાકીના ગ્રહો આઠમા સ્થાનમાં રહ્યા હોય તો તે મધ્યમ છે. (૧) ગૃહપ્રવેશ કરવામાં ક્રૂર ગ્રહો કેન્દ્ર (૧-૪-૭-૧૦) સ્થાનમાં આઠમે સ્થાને તથા બારમે સ્થાને હોય તો તે અશુભ (અધમ) છે, સર્વે ગ્રહો ત્રીજે તથા

અગિયારમે સ્થાને રહ્યા હોય તો તે શુભ (ઉત્તમ) છે. ક્રૂર ગ્રહો બીજે સ્થાને હોય તો તે અશુભ (અધમ) છે. બાકીના મધ્યમ છે." યંત્ર નીચે પ્રમાણે—

ગૃહસ્થાપન અને ગૃહપ્રવેશમાં ગ્રહોની વ્યવસ્થા—

| ગ્રહ | ઉત્તમ | મધ્યમ | અધમ |
|---|---|---|---|
| રવિ | ૩-૬-૧૧ | ૯-૫ | ૮-૧-૪-૭-૧૦-૧૨-૨ |
| ચંદ્ર | ૧-૪-૭-૧૦-૯-૫-૩-૧૧ | ૮-૨-૬-૧૨ | ૦ |
| મંગળ | ૩-૬-૧૧ | ૯-૫ | ૮-૧-૪-૭-૧૦-૧૨-૨ |
| બુધ | ૧-૪-૭-૧૦-૯-૫-૩-૧૧ | ૮-૨-૬-૧૨ | ૦ |
| ગુરુ | ૧-૪-૭-૧૦-૯-૫-૩-૧૧ | ૮-૨-૬-૧૨ | ૦ |
| શુક્ર | ૧-૪-૭-૧૦-૯-૫-૩-૧૧ | ૮-૨-૬-૧૨ | ૦ |
| શનિ | ૩-૬-૧૧ | ૯-૫ | ૮-૧-૪-૭-૧૦-૧૨-૨ |
| રાહુ | ૩-૬-૧૧ | ૯-૫ | ૮-૧-૪-૭-૧૦-૧૨-૨ |

વિશેષમાં ભાસ્કર કહે છે કે—

"रात्रौ विवाहभे शस्तः, सन्मुहूर्ते स्थिरोदये ।
वधूप्रवेशो नैवात्र, प्रतिशुक्राद् भयं विदुः ॥१॥

"રાત્રે વિવાહના નક્ષત્રમાં શુભ મુહૂર્ત અને સ્થિર લગ્નમાં વહુનો પ્રવેશ પ્રશસ્ત છે, તેમાં સામા (સન્મુખ) શુક્રનો ભય કહ્યો નથી."

તથા રત્નમાળામાં આ પ્રમાણે કહ્યું છે.—

"पुनर्वसौ च सूतिका–गृहस्य निर्मितिः स्मृता ।
विरञ्चिविष्णुभान्तरे, प्रवेशनं च तत्र तु ॥१॥"

"સૂતિકાગૃહનું નિર્માણ પુનર્વસુ નક્ષત્રમાં કહ્યું છે; અને તેમાં પ્રવેશ કરવાનું અભિજિત્ તથા શ્રવણ એ બે નક્ષત્રોની વચ્ચે કહ્યું છે. અહીં પુનર્વસુ નક્ષત્ર લેવાનું કારણ એ છે જે તેનો સ્વામી દેવમાતા છે માટે તથા અભિજિત્ અને શ્રવણની વચ્ચે પ્રવેશ કરવાનું કારણ એ છે જે તેમના સૃષ્ટિકર્તા (બ્રહ્મા) અને પાલનકર્તા (વિષ્ણુ) સ્વામી છે માટે. પ્રવેશ કરવામાં અતિ ઉત્સુકતા હોય તો આ બે નક્ષત્રોના ઉદયની (લગ્નની) વચ્ચે પ્રવેશ કરવો.

॥ इति वास्तुद्वारम् ॥९॥

ચોથો વિમર્શ સંપૂર્ણ

# ॥ પાંચમો વિમર્શઃ ॥

## ॥ अथ विलग्नद्वारम् ॥१०॥

હવે દશમું વિલગ્ન (વિવાહ) દ્વાર કહે છે.

लग्नं विवाहे दीक्षायां, प्रतिष्ठायां च शस्यते ।
रवौ मकरकुंभस्थे, मेषादित्रयगेऽपि च ॥१॥

અર્થ—વિવાહ, દીક્ષા અને પ્રતિષ્ઠાને વિષે મકર, કુંભ અને મેષાદિક ત્રણ (મેષ, વૃષ તથા મિથુન) સંક્રાંતિના સૂર્ય હોય ત્યારે લગ્ન (મુહૂર્ત્ત) લેવું એ શુભ છે.

અહીં દીક્ષાએ કરીને ઉપસ્થાપના (વડી દીક્ષા) જાણવી, પ્રતિષ્ઠા એટલે જિનબિંબ, જિનપ્રાસાદ વિગેરેની સ્થાપના. શ્લોકમાં ચ શબ્દ લખ્યો છે તે નહીં કહેલાને પણ ગ્રહણ કરવા માટે છે, તેથી રાજ્યાભિષેક અને આચાર્યપદાભિષેકનું પણ ગ્રહણ કરવું શુભ છે એટલે અવશ્ય આદરવા વડે કરીને બહુ માનેલું છે. આ વિવાહાદિક કાર્યો શુદ્ધ લગ્નના બળે કરીને જ કરવા લાયક છે, તે સિવાય કરવા લાયક નથી, અને બીજાં કાર્યો તો દિવસ અને નક્ષત્રની શુદ્ધિ હોય ત્યારે માત્ર સારા મુહૂર્ત્તમાં પણ કરવા લાયક છે. અહીં કોઈ શંકા કરે કે–"જો જન્મ લગ્નથી જ શુભાશુભ ફળ થાય છે તો આ વિવાહાદિકના લગ્નનું પ્રબળપણું વિચારવાનું શું પ્રયોજન છે? અને જો કદાચ વિવાહાદિકના લગ્નના બળનું જ પ્રમાણ હોય તો પછી જાતકાદિક શાસ્ત્રોનું નિરર્થકપણું થશે." આ શંકાનો જવાબ આપતાં આચાર્ય મહારાજ કહે છે કે—"એમ ન બોલવું, કારણ કે જાતકાદિકમાં જે શુભાશુભ ફળ કહેલું છે તે (ફળ)ની વિવાહદિકના લગ્નના બળથી અધિકતા કે ન્યૂનતા થાય છે. જેમ કે જન્મનું (જન્મલગ્નનું) ફળ શુભ છતાં પણ દશા પ્રવેશને કાળે જે તત્કાળનું લગ્ન આવે તેમાં દશાનો પતિ (સ્વામી) અને તેના મિત્રાદિક, લગ્નાદિક સ્થાનમાં રહ્યા હોય તથા ચંદ્રથી મિત્રસ્થાનમાં, ઉચ્ચ સ્થાનમાં, ઉપચયસ્થાનમાં અને ત્રિકોણાદિક સ્થાનમાં રહ્યા હોય તો તેનું ફળ અત્યંત શુભ કહ્યું છે. તે વિષે બૃહજ્જાતકમાં આ પ્રમાણે કહ્યું છે.—

"पाकस्वामिनि लग्नगे सुहृदि वा वर्गेस्य सौम्येऽपि वा,
प्रारब्धा शुभदा दशा त्रिदशषड्लाभेषु वा पाकपे ।
मित्रोच्चोपचयत्रिकोणमदने पाकेश्वरस्य स्थित-
श्चन्द्रः सत्फलबोधनानि कुरुते पापानि चातोऽन्यथा ॥१॥"

"પાકનો સ્વામી એટલે દશાનો સ્વામી લગ્નસ્થાનમાં કે મિત્રના સ્થાનમાં રહ્યો હોય અથવા પોતાના વર્ગ સંબંધી સૌમ્ય ગ્રહ સાથે રહ્યો હોય તે વખતે આરંભ

થયેલી દશા શુભ ફળ આપનારી જાણવી. અથવા દશાનો સ્વામી ત્રીજે, દશમે, છટ્ઠે કે અગિયારમે સ્થાને હોય તો પણ તે શુભ છે, તથા દશાના સ્વામીના મિત્રસ્થાનમાં, ઉચ્ચ સ્થાનમાં, ઉપચયસ્થાનમાં, ત્રિકોણ સ્થાનમાં કે સ્વભુવનમાં ચંદ્ર રહ્યો હોય તો તે સત્ ફળના બોધને કરે છે, તેનાથી અન્ય સ્થાનમાં રહ્યો હોય તો પાપને કરે છે અશુભ ફળદાયક છે."

વળી પ્રાણીઓનું જન્મલગ્ન અશુભ છતાં પણ તત્કાળના વિવાહાદિક લગ્નના બળથી શુભ પણ થાય છે, માટે સર્વ ઉપર કહેલું નિર્દોષ એટલે યુક્તિ યુક્તજ છે."

"विवाहादौ स्मृत : सौर :" વિવાહાદિક કાર્યમાં સૌર (સૂર્ય સંબંધી) માસ કહ્યો છે." એ પ્રમાણે રત્નમાળાના ભાષ્યમા કહ્યુ છે, તેથી લગ્નમાં સૂર્યસંક્રાંતિથી પ્રવર્તેલા સૌર માસનો નિયમ કહ્યો. હવે ચાંદ્ર (ચંદ્ર) સંબંધી માસનો નિયમ કહે છે.–

माघफाल्गुनयो राधज्येष्ठयोश्चापि मासयोः ।
लग्नं श्रेयः परे त्वाहुस्तद्वत्कार्तिकमार्गयोः ॥२॥

અર્થ—માઘ અને ફાલ્ગુન માસમાં તથા વૈશાખ અને જયેષ્ઠ માસમાં પણ શુભ લગ્ન છે. વળી બીજા આચાર્યો કાર્તિક અને માર્ગશીર્ષ માસમાં પણ તે જ પ્રમાણે એટલે શુભ લગ્નને કહે છે.

આ શુકલ પ્રતિપદ્થી આરંભીને ચાંદ્ર માસો જ ગ્રહણ કરવા. અહીં કોઈ શંકા કરે કે જયેષ્ઠ માસમાં તો મિથુન સંક્રાંતિ હોય છે, અને તે સંક્રાંતિ તો ઉપરના (પહેલા) શ્લોકમાં પણ ગ્રહણ કરવાની કહી છે, તેથી અહીં ફરીથી જયેષ્ઠ માસનું ગ્રહણ કેમ કર્યું ? આ શંકાનો જવાબ એ છે જે–અષાઢ માસમાં કદાચિત્ મિથુન સંક્રાંતિ આવતી હોય તો પણ સર્વથા તે અષાઢ માસનો નિષેધ કરવા માટે અહીં જયેષ્ઠ માસનું ગ્રહણ કર્યું છે. કેટલાક આચાર્યોએ મિથુન સંક્રાંતિ હોય તો અષાઢ માસની શુકલ દશમી સુધીનો પ્રથમ ત્રિભાગ ગ્રહણ કરવાનો કહ્યો છે. તે વિષે ત્રિવિક્રમ કહે છે કે— "કૈશ્ચિદિષ્ટસ્ત્ર્યંશ : શુચેરપીતે" કેટલાએકે અષાઢ માસનો પહેલો ત્રિભાગ પણ ઇચ્છયો છે." મૂળ શ્લોકમાં કાર્તિક તથા માર્ગશીર્ષ માસ પણ મતાંતરે લીધા છે, પરંતુ તે માસ અધમ હોવાથી તેમાં હીન જાતિના મનુષ્યોનો વિવાહ થઈ શકે છે એમ જાણવું. તેમાં પણ કાર્તિક શુકલ એકાદશી પછી જ થઈ શકે એમ જાણી લેવું. તે વિષે વ્યવહારપ્રકાશમાં કહ્યું છે કે—

"कार्तिकमासे शुद्धिर्गुरोर्विलोक्या रवेश्च चन्द्रबलम् (ले) ।
अक्रूरयुते धिष्ण्ये देवोत्थानाद्दशाहं स्यात् ॥१॥"

કાર્તિક માસમાં દેવ ઉઠયા (એકાદશી) પછી ગુરુની તથા સૂર્યની શુદ્ધિ જોવી. ક્રૂર ગ્રહ રહિત નક્ષત્રમાં ચંદ્ર બળવાન હોય તો દશ દિવસ વિવાહ થઈ શકે."

આ ઉપર કહેલા છ માસ સિવાય બીજા બાકીના છ ચંદ્ર માસમાં લગ્ન ગ્રહણ કરવું નહીં એમ સિદ્ધ થયું. વળી પાકશ્રીકાર તો આ પ્રમાણે કહે છે–"કાર્તિક વિગેરે ત્રણ ત્રણ માસમાં અનુક્રમે ચાર સ્થિર રાશિનાં લગ્નો અમૃતસ્વભાવવાળાં છે. તે આ પ્રમાણે–કાર્તિકાદિક ત્રણ માસમાં વૃષ લગ્ન શુભ છે, માઘાદિક ત્રણ માસમાં સિંહ લગ્ન શુભ છે, વૈશાખાદિક ત્રણ માસમાં વૃશ્ચિક લગ્ન શુભ છે, અને શ્રાવણાદિક ત્રણ માસમાં કુંભ લગ્ન શુભ છે. આ રાશિઓના વર્ગોત્તમના મધ્યમ અંશના ઉદયમાં સર્વ કાર્યની સિદ્ધિ થાય છે.

જે વર્ષ માસાદિકમાં લગ્ન ગ્રહણ કરવામાં આવતું નથી તેને કહે છે.—

जीवे सिंहस्थे धन्वमीनस्थितेऽर्के,
विष्णौ निद्राणे चाधिमासे च लग्नम् ।
नीचेऽस्तं वाप्ते लग्ननाथेऽशपे वा,
जीवे शुक्रे वाऽस्तं गते वाऽपि नेष्टम् ॥३॥

અર્થ—બૃહસ્પતિ સિંહ રાશિમાં રહેલો હોય, સૂર્ય ધન અથવા મીન સંક્રાંતિમાં રહેલો હોય, વિષ્ણુ સુતેલા હોય, અધિક માસ હોય, લગ્નનો અથવા અંશનો સ્વામી નીચ સ્થાને રહ્યો હોય અથવા અસ્ત પામ્યો હોય, તથા ગુરુ કે શુક્ર અસ્ત પામ્યા હોય ત્યારે લગ્ન લેવું ઇષ્ટ નથી.

સિંહ રાશિમાં રહેલો બૃહસ્પતિ હોય તો લગ્ન લેવું ઇષ્ટ નથી તે વિષે સપ્તર્ષિ કહે છે કે—

"गुरुर्मघायां पुरुषं, हन्ति भाग्ये स्थितः स्त्रियम् ।
उत्तराफल्गुनीपादे, द्वयं हन्ति न संशयः ॥१॥"

"મઘા નક્ષત્રમાં રહેલો બૃહસ્પતિ પુરુષને હણે છે, પૂર્વાફાલ્ગુનીમાં રહ્યો હોય તો સ્ત્રીને હણે છે, અને ઉત્તરાફાલ્ગુનીના પહેલા પાદમાં રહ્યો હોય તો બન્નેને હણે છે. તેમાં કાંઈ પણ સંદેહ નથી. (આ સવા બે નક્ષત્રો સિંહ રાશિનાં છે)."

"गोदावर्युत्तरतो, यावद् भागीरथीतटं याम्यम् ।
तत्र विवाहो नेष्टः, सिंहस्थे देवपतिपूज्ये ॥२॥"

"બૃહસ્પતિ સિંહ રાશિમાં રહ્યો હોય ત્યારે ગોદાવરી નદીના ઉત્તર કાંઠાથી આરંભીને ગંગા નદીના દક્ષિણ કાંઠા સુધીના વચલા પ્રદેશમાં વિવાહ કરવાનું ઇચ્છયું નથી."

કેટલાએક આ પ્રમાણે કહે છે.–જ્યાં સુધી બૃહસ્પતિ મઘા નક્ષત્રને ઉલ્લંઘન ન કરે ત્યાં સુધી સિંહસ્થનો દોષ મોટો છે. તે વિષે શૌનક કહે છે કે—

"पितृभे यदि सुरपूज्यो, नीचर्क्षे वाऽथवाऽरिसंयुक्तः ।
कन्योढा वैधव्यं, प्रयाति संवत्सरैः षड्भिः ॥१॥

"જો બૃહસ્પતિ મઘા નક્ષત્રમાં હોય, અથવા નીચ રાશિમાં હોય, અથવા શત્રુ-સ્થાન વડે સંયુક્ત હોય તો તેવા લગ્નમાં પરણેલી કન્યા છ વર્ષે વિધવા થાય છે,"

જો મઘા નક્ષત્રને ઉલ્લંઘન કરી ગયો હોય તો તેટલો બધો દોષ નથી. તેથી કરીને કન્યાકાળના અતિક્રમણથી, વરના લોભથી કે દેશના ઉપદ્રવ વિગેરેના હેતુથી સંપૂર્ણ સિંહસ્થનો ત્યાગ કરવો અશકય હોય તો તેઓ મઘામાં રહેલા ગુરુનો જ ત્યાગ કરે છે. તેઓ કહે છે કે

"बहवोऽप्येवं जगदुः, सिंहारूढोऽपि वृत्रशत्रुगुरुः ।
समतिक्रान्तमघर्क्षो, न विरुद्धः सर्वकार्येषु ॥१॥"

"ઘણા આચાર્યો કહે છે કે ઈન્દ્રનો ગુરુ બૃહસ્પતિ સિંહ પર આરૂઢ થયો હોય તો પણ મઘા નક્ષત્રને ઉલ્લંઘન કરી ગયો હોય તો સર્વ કાર્યમાં વિરુદ્ધ નથી."

પરાશર કહે છે કે "સિંહમાં રહેલા બૃહસ્પતિએ જો સિંહના પહેલા પાંચ નવાંશો ભોગવી લીધા હોય તો અમુક દેશમાં સિંહસ્થનો દોષ લાગતો નથી. તે આ પ્રમાણે—

"सिंहस्थे ज्योऽनुसिंहांशाज्जाह्नवीतीरयोर्द्वयोः ।
न दुष्टो गंगयोर्मध्य-देशेषु तु स दुःखदः ॥१॥"

"સિંહમાં રહેલો બૃહસ્પતિ સિંહના પ્રથમ પાંચ નવાંશ ભોગવ્યા પછી ગોદાવરીના દક્ષિણ કાંઠે તથા ગંગાના ઉત્તર કાંઠે દુષ્ટ નથી. ગોદાવરી તથા ગંગાજીના મધ્ય ભાગમાં તો દુઃખદાયક છે.

વળી સપ્તર્ષિઓ આ પ્રમાણે કહે છે. "અમુક દેશમાં સિંહસ્થ ગુરુ પ્રથમથી જ અદુષ્ટ છે. તે આ પ્રમાણે—

"भागीरथ्युत्तरे तीरे, गौदावर्याश्च दक्षिणे ।
विवाहो व्रतबन्धो वा, सिंहस्थे ज्ये न दुष्यति ॥१॥"

"સિંહસ્થ ગુરુ હોય ત્યારે ગંગાના ઉત્તર કાંઠે તથા ગોદાવરીના દક્ષિણ કાંઠે વિવાહ અથવા વ્રતબંધ (દીક્ષા, ઉપનયન વિગેરે) કરવાનો દોષ નથી."

વળી બીજા આચાર્યો આ પ્રમાણે કહે છે—"મેષ રાશિમાં સૂર્ય હોય ત્યારે જો લગ્ન ગ્રહણ કર્યું હોય તો મઘા નક્ષત્ર ભોગવાઈ જવાથી સિંહસ્થ ગુરુનો દોષ નથી." તેઓ કહે છે કે—

"सिंहठिअ जइ जीवो मह, भुत्तं होइ अह रवि मेसे ।
ता कुणह निव्विसंकं, पाणिग्गहणाइ कल्लाणं ॥१॥

"સિંહસ્થ ગુરુએ જો મઘા નક્ષત્ર ભોગવી લીધું હોય, અને મેષ રાશિમાં સૂર્ય હોય તો નિઃશંકપણે પાણિગ્રહણાદિક શુભ કાર્યો કરવાં."

અહીં આ સર્વે ગ્રન્થાંતરોના સંવાદો વિવાહના ફળને આશ્રીને દેખાડયા છે, પરંતુ પ્રતિષ્ઠા અને દીક્ષા વિગેરે સર્વ કાર્યોમાં પણ આને અનુસરીને જ ફળ કહેવું. એજ પ્રમાણે આગળ પણ જાણવું,

મૂળ શ્લોકમાં ધન અને મીન સંક્રાંતિમાં વિવાહનો નિષેધ કર્યો છે. ત્યાં વિશેષ આ પ્રમાણે જાણવો.—

झषो न निन्द्यो यदि फाल्गुने स्या-
दजस्तु वैशाखगतो न निन्द्यः ।
मध्वाश्रितौ द्वावपि वर्जनीयौ,
मृगस्तु पौषेऽपि गतो न निन्द्यः ॥१॥

"જો ફાલ્ગુન માસમાં મીનના સૂર્ય હોય તો તે નિંદ્ય નથી, અને વૈશાખ માસમાં પણ મેષ હોય તો તે પણ નિંદ્ય નથી, પરંતુ ચૈત્ર માસમાં મીન કે મેષ સંક્રાંતિ હોય તો તે બન્ને વર્જવા યોગ્ય છે: તથા પોષ માસમાં મકર હોય તો પણ તે નિંદ્ય નથી." આ વિદ્યાધરી વિલાસ ગ્રંથમાં કહ્યું છે.

આ શ્લોકને જ કેટલાએક આ પ્રમાણે બોલે છે.

"झषो न निन्द्यो यदि फाल्गुने स्या-
दजस्तु चैत्रेऽपि गतो न निन्द्यः ।
मृगस्तु पौषेण च संप्रयुक्तो,
वशिष्ठगर्गादिभिरेतदुक्तम् ॥१॥

"ફાલ્ગુન માસમાં મીન હોય તો તે નિંદ્ય નથી, મેષ રાશિ ચૈત્ર માસમાં હોય તોપણ તે નિંદ્ય નથી, મકર રાશિ પોષ માસમાં હોય તો તે પણ નિંદ્ય નથી, એમ વશિષ્ઠ, ગર્ગ વિગેરે ઋષિઓ કહે છે." આ પાઠમાં આટલો વિશેષ જાણવો કે ચૈત્ર માસને વિષે પણ જો મેષના સૂર્ય હોય તો લગ્ન ગ્રહણ કરવામાં દોષ નથી. વળી રત્નમાળાભાષ્યમાં તો આ પ્રમાણે કહ્યું છે—

"कर्कादि राशिषट्कं च, पूर्वार्धं पौषचैत्रयोः ।
अस्तमितं गुरुं शुक्रं, त्यजेच्चूडादिकर्मणि ॥१॥

"કર્કથી આરંભીને ધન સુધીની છ સંક્રાંતિને, પોષ તથા ચૈત્ર માસના પૂર્વાર્ધ (પહેલા પખવાડીયા)ને અને ગુરુ તથા શુક્રના અસ્તને ચૂડાદિક કર્મમાં વર્જવા." અહીં પોષ તથા ચૈત્ર માસના પૂર્વાર્ધને તજવાનું કહ્યું છે તેને નહીં સહન કરતો શ્રીપતિ આ પ્રમાણે કહે છે.

"सौम्यायनेऽप्यविकलौ, पौषचैत्रौ परित्यजेत् ।
पक्षोऽपरः शुभः केश्चि-न्न चैतद्युक्तिमद्वचः ॥१॥"

" ઉત્તરાયણને વિષે પણ પોષ તથા ચૈત્ર માસ સંપૂર્ણ ત્યાગ કરવા લાયક છે, કેટલાક આચાર્યોએ શુક્લ પક્ષને શુભ કહ્યો છે, પણ તે વચન યુક્તિવાળું નથી." એમ દૈવજ્ઞવલ્લભમાં કહ્યું છે.

મૂળ શ્લોકમાં " વિષ્ણુ સુતેલા હોય " એમ જે કહ્યું છે તે લોકરૂઢિએ કરીને જાણવું, એટલે અષાઢ શુક્લ એકાદશીથી કાર્તિક શુક્લ એકાદશી સુધીનો કાળ જાણવો. મૂળ શ્લોકમાં અધિક માસ વર્જવાનો કહ્યો છે, તે અધિક માસ આ પ્રમાણે થાય છે.-કોઈ પણ માસથી અમાવાસ્યાને વિષે એક સક્રાંતિ બેઠી હોય અને બીજી સંક્રાંતિ ત્યાર પછીના માસની પ્રતિપદાને દિવસે બેઠી હોય ત્યારે વચ્ચેનો જે સંક્રાંતિ રહિત માસ રહ્યો તે અધિક માસ કહેવાય છે. કહ્યું છે કે—

" एकोऽमावास्यायां भवेद्भवेत् संक्रमः परो दर्शात् ।
ऊर्ध्वं जायेत यदा तदाऽधिमासः शुभेऽनिष्टः ॥१॥ "

" એક સૂર્યનું સંક્રમણ (સંક્રાંતિ) અમાવાસ્યાને દિવસે હોય અને બીજું સંક્રમણ આવતી અમાવાસ્યા પછી હોય ત્યારે વચ્ચેનો અધિક માસ થાય છે. તે અધિક માસ શુભ કાર્યમાં અનિષ્ટ છે."

વિશેષ આ પ્રમાણે છે.—

" मासद्वयेऽब्दमध्ये तु, संक्रान्तिर्न यदा भवेत् ।
प्राकृतस्तत्र पूर्वः स्याद्-धिमासस्तथोत्तरः ॥१॥ "

"એકજ વર્ષમાં જ્યારે બે માસને વિષે સંક્રાંતિ ન હોય ત્યારે પૂર્વનો માસ પ્રાકૃત અને પછીનો માસ અધિક જાણવો." અહીં પ્રાકૃત એટલે પ્રકૃતિ–ધર્મવ્યવહાર તે સંબંધી અર્થાત્ વિવાહ, દીક્ષા, પ્રતિષ્ઠા વિગેરે શુભ કાર્યને યોગ્ય એવો અર્થ જાણવો. એક વર્ષમાં બે માસ અધિક હોય ત્યારે જો પહેલાને અધિક માસ કહીએ તો તેમાંનો પહેલો માસ ધર્મકર્મના વ્યવહારને યોગ્ય છે, અને બીજો નહીં, પણ બીજા માસને જો અધિક ગણીએ તો તે બેમાનો બીજો માસ ધર્મવ્યવહારને યોગ્ય જાણવો એમ કાળનિર્ણય ગ્રંથમાં કહ્યું છે. બ્રહ્મસિદ્ધાંતમાં પણ કહ્યું છે કે—" વર્ષ મધ્યે માસદ્વયવૃદ્ધૌ પ્રથમમાસ-વૃદ્ધૌ કર્મકૃદાદ્યોઽપરસ્ત્વ-શુભ ઇતિ " " એક વર્ષમાં બે માસની વૃદ્ધિ હોય ત્યારે પહેલા માસની વૃદ્ધિ કરીએ તો પહેલો માસ કર્મને લાયક છે અને બીજો અશુભ છે."

મૂળ શ્લોકમાં " અધિમાસે ચ" અહીં ચ શબ્દ છે તેથી ક્ષય માસ પણ લગ્નમાં તજવા યોગ્ય છે. તે ક્ષય માસ આ પ્રમાણે જાણવો.—જ્યારે એક સંક્રાંતિ શુક્લ પ્રતિ-પદ્‌ને દિવસે હોય અને બીજી સંક્રાંતિ તે જ માસની અમાવાસ્યાને દિવસે અર્થાત્ અમાવાસ્યા સુધીમાં હોય ત્યારે તે બે સંક્રાંતિવાળો ક્ષય માસ કહેવાય છે. તે ક્ષય માસ કાર્તિક, માર્ગશીર્ષ કે પોષ એ ત્રણમાંથી જ કોઈ એક સંભવે છે. તે વિષે કાળનિર્ણય ગ્રંથમાં કહ્યું છે કે,—

"असंक्रान्तिमासोऽधिमासः स्फुटं स्यात्,
द्विसंक्रान्तिमासः क्षयाख्यः कदाचित् ।
क्षयः कार्तिकादित्रये नान्यतः स्यात्,
ततो वर्षमध्येऽधिमासद्वयं स्यात् ॥१॥"

"જે માસમાં સંક્રાંતિ ન હોય તે અધિક માસ કહેવાય છે, અને કોઈક વખત એક માસમાં બે સંક્રાંતિ હોય એવો ક્ષય માસ પણ હોય છે. તે ક્ષય માસ કાર્તિક વિગેરે ત્રણ માસમાં જ હોય છે, તથા તે વર્ષમાં બે અધિક માસ આવે છે." તથા—

"यस्मिन्मासे न संक्रान्तिः, संक्रान्तिद्वयमेव वा ।
मलमासः स विज्ञेयः, सर्वकार्येषु वर्जितः ॥१॥"

"જે માસમાં સંક્રાંતિ ન હોય, અથવા જે માસમાં બે સંક્રાંતિ હોય તે મલમાસ જાણવો. આ માસ સર્વ કાર્યમાં વર્જિત છે." આ પ્રમાણે કાઠગૃહ્યમાં કહ્યું છે.

મૂળશ્લોકમાં "નીચેઽસ્તં વેતિ" એટલે લગ્નનો તથા અંશનો સ્વામી નીચ સ્થાનમાં રહેલો હોય તો તે ત્યાગ કરવા યોગ્ય છે. તે વિષે પ્રશ્નપ્રકાશમાં કહ્યું છે કે—

"त्रि १ द्वये २ कगुणा ३ र्धबलः ४ खग ऊच्चग
१ वक्र २ शीघ्र ३ नीचस्थः ४ ।"

"ગ્રહ ઉચ્ચ સ્થાને રહ્યો હોય તો તેનું બળ ત્રણ ગણું હોય છે, વક્ર ગતિ વાળો હોય તો તેનું બળ બમણું હોય છે, શીઘ્ર ગતિવાળો હોય તો એક ગણું હોય છે, અને નીચ સ્થાનમાં રહ્યો હોય તો તેનું અર્ધ બળ હોય છે." પરંતુ અસ્ત પામેલો હોય તો તેનું કાંઈ પણ બળ નથી. માત્ર એક બુધ ગ્રહ અસ્ત પામેલો કે ઉદય પામેલો હોય તો તે વિવાહાદિકના લગ્નમાં સમાન ફળવાળો જ છે. કહ્યું છે કે—

"रविकिरणमध्यवर्ती चरति सदा सवितृमंडले शशिजः ।
तस्मान्न दोषकृत्स्यात् सोऽस्तं यातोऽपि भांशपतिः ॥१॥"

"સૂર્યનાં કિરણોના મધ્યમાં વર્તનારો બુધ સર્વદા સૂર્યમંડળમાં જ ગતિ કરે છે, તેથી કરીને તે અસ્ત પામેલો હોય તો પણ બુધ દોષ કરનાર થતો નથી."

ગ્રહોના ઉદય અને અસ્તના દિવસથી સંખ્યા સામાન્ય રીતે આ પ્રમાણે જ્યોતિષસારમાં કહેલી છે.—

"छस्सयसठ ६६० छतीसा ३६ तिन्नि बहुत्तर
३७२ दुएगपन्नासा २५१ ।
तिन्निबायाला ३४२ अंगारयमाई
उदयदिवस कमा ॥१॥

सुन्नरवि १२० सोल १६ दसणा ३२ नंद ९
वयालीस ४२ पच्छिमत्थदिणा।
भोमाई तह पुव्वे वुहसिअ छत्तीस
३६ सगसयरी ७७॥२॥"

"મંગળનો ઉદય ૬૬૦ દિવસ રહે છે, બુધનો દિવસ ૩૬ દિવસ રહે છે. ગુરુનો ઉદય ૩૭૨ દિવસ, શુક્રનો ૨૫૧ અને શનિનો ઉદય ૩૪૨ દિવસ રહે છે (૧), મંગળનો અસ્ત ૧૨૦ દિવસ સુધી રહે છે, બુધનો અસ્ત ૧૬ દિવસ રહે છે, ગુરુનો અસ્ત ૩૨ દિવસ, શુક્રનો ૯ અને શનિનો અસ્ત ૪૨ દિવસ રહે છે. આ સર્વે પશ્ચિમદિશામાં અસ્ત પામે તેને આશ્રીને દિવસોની સંખ્યા કહી છે, પણ પૂર્વમાં અસ્ત હોય તો બુધ ૩૬ દિવસ અને શુક્ર ૭૭ દિવસ સુધી અસ્ત રહે છે. ૨."

ગ્રહોનો ઉદય અને અસ્ત થવાનો પ્રકાર આ પ્રમાણે છે.—

"सूर्यांः १२ सप्तदश १७ त्रिभूपरिमिता
१३ रुद्रा ११ नवा ९ न्धीन्दवः १४,
कालांशाः शशिनोऽसृजोर्ज्ञगुरुणः
काव्यस्य मन्दस्य च"

"સૂર્યના ૧૨ ત્રિંશાંશને મધ્યે ચંદ્ર આવે ત્યારે તેનો અસ્ત થાય છે, ૧૭ ત્રિંશાંશને મધ્યે મંગળ આવે, ૧૩ ત્રિંશાંશને મધ્યે બુધ આવે, ૧૧ ત્રિંશાંશને મધ્યે ગુરુ આવે, ૯ ત્રિંશાંશને મધ્યે શુક્ર આવે અને ૧૪ ત્રિંશાંશને મધ્યે શનિ આવે ત્યારે તેમનો અસ્ત થાય છે. તેટલા ત્રિંશાંશની બહાર હોય ત્યારે તેમનો ઉદય જ હોય છે." એમ ખંડખાદ્યના ભાષ્યમાં કહ્યું છે.

મૂળ શ્લોકમાં "અસ્તં વાપ્તે" લગ્નનો તથા અંશનો સ્વામી અસ્ત પામ્યો હોય તો તે વર્જ્ય છે" એમ જે કહ્યું છે તે ઉપલક્ષણ છે, તેથી કરીને લગ્નનો અથવા અંશનો સ્વામી ક્રૂર ગ્રહે કરીને યુક્ત હોય અથવા ક્રૂર ગ્રહની તેના પર દૃષ્ટિ પડતી હોય તો પણ તે લગ્ન અશુભ જાણવું.

મૂળ શ્લોકમાં ગુરુ અથવા શુક્રનો અસ્ત હોય તો તે લગ્ન અશુભ છે એમ કહ્યું. તે વિષે લલ્લ કહે છે કે—

"अस्तमिते भृगुतनये नारी म्रियते बृहस्पतौ पुरुषः।"

"વિવાહના લગ્ન સમયે શુક્રનો અસ્ત હોય તો સ્ત્રી મરણ પામે છે. અને ગુરુનો અસ્ત હોય તો પુરુષનું મરણ નીપજે છે." કેટલાએક આચાર્યો આમ પણ કહે છે.—

"अभिजिद्दारुणादित्य–रेवतीसंगते सति।
तदा लोपगते जीवे, विवाहादि विवर्जयेत्॥२॥"

"અભિજિત્, શતભિષક્, પુનર્વસુ અને રેવતીએ કરીને યુક્ત એવો ગુરુ હોય તો તે લોપગત કહેવાય છે. તે વખતે વિવાહાદિક શુભ કાર્યને વર્જવાં." અહીં આ પ્રમાણે સંપ્રદાય છે.—બારે મહીનાઓ એકાંતર નક્ષત્રના નામે કરીને ચિહ્નવાળા છે. જેમ કે અશ્વિની નક્ષત્રે કરીને આશ્વિન માસ, કૃત્તિકા વડે કાર્તિક, મૃગશિર વડે માર્ગશીર્ષ, પુષ્ય વડે પૌષ માસ વિગેરે. આ રીતે એકાંતર ગણતાં પણ જે જે નક્ષત્ર વચ્ચે અધિક રહેલાં છે તે નક્ષત્રો અભિજિત્, શતભિષક્, રેવતી અને પુનર્વસુ છે. આ નક્ષત્રોમાં ગુરુ રહેલો હોય તો તે વખતે લોપગત કહેવાય છે. તે વખતે લગ્ન ગ્રહણ કરવું નહી. તથા સારંગ કહે છે કે—

"अस्तं गते भृगुसुते, भवेद्यदि बुधोदयः ।
पुत्राष्टकस्य जननी, तदोढा कन्यका भवेत् ॥१॥"

'શુક્ર અસ્ત પામ્યો હોય અને જો બુધનો ઉદય હોય તો તે વખતે વિવાહિત થયેલી કન્યા આઠ પુત્રની માતા થાય છે. અર્થાત્ તે લગ્ન શુભ છે."

વળી ગર્ગ કહે છે કે—

"शशांकजो यदोदेति, गुरोरस्तमनं यदि ।
पुत्राष्टकस्य जननी, तदोढा कन्यका भवेत् ॥१॥"

બુધનો ઉદય હોય અને જો ગુરુનો અસ્ત હોય તો તે વખતે વિવાહિત થયેલી કન્યા આઠ પુત્રની માતા થાય છે."

"શુક્રના અસ્તમાં દીક્ષાનો દોષ નથી" એમ દિનશુદ્ધિ ગ્રંથમાં કહ્યું છે. વિશેષમાં એમ જાણવું કે જેમ ગુરુના અસ્તમાં લગ્ન ઇષ્ટ નથી તે જ રીતે ગુરુ નીચ સ્થાનમાં રહ્યો હોય તોપણ તે ઇષ્ટ નથી, તે વિષે વિવાહપટલમાં કહ્યું છે કે—

"वाक्पतौ मकरराशिमुपेते, पाणिपीडनविधिर्न विधेयः ।
तत्र दूषणमुशन्ति मुनीन्द्राः, केवलं परमनीचनवांशे ॥१॥"

"ગુરુ મકર રાશિમાં રહેલો હોય ત્યારે પણિગ્રહણનો વિધિ કરવા યોગ્ય નથી. તેમાં પણ માત્ર અત્યંત નીચ નવાંશમાં જ દૂષણ છે એમ મુનીંદ્રો કહે છે."

"પાંચ જ નીચ નવાંશોનો ત્યાગ કરવો" એમ અન્ય ગ્રંથમાં કહ્યું છે. તેમાં લોકરૂઢિએ પરમ નીચ અંશ પર્યંત પહેલા પાંચ ત્રિંશાંશરૂપ નીચાંશો ત્યાગ કરેલા છે. જો કે લોકમાં સર્વત્ર માત્ર પાંચમો ત્રિશાંશ જ પરમ નીચ છે, છતાં પાંચમા ત્રિંશાંશ સુધીના પાંચે ત્રિંશાંશો વર્જવાનું કહ્યું તે લોકરૂઢિને અનુસરીને કહ્યું છે એવું જ્યોતિષ-શાસ્ત્રના વેત્તાઓનું વચન છે.

મૂળ શ્લોકમાં "जीवे सिंहस्थे" એ વચન વડે વર્ષની અને "धन्वमीनस्थितेऽर्के" એ વચન વડે માસની શુદ્ધિ કહી. વળી કાંઈક માસની શુદ્ધિ તથા દિવસ અને નક્ષત્રની શુદ્ધિ "ज्येष्ठापत्यस्य न ज्येष्ठे" (મિશ્રદ્વાર શ્લોક ૬) તથા "उद्वाहे मृगपैत्रर्क्षे"

(મિશ્ર દ્વાર શ્લોક ૭) એ શ્લોકમાં કહેશે. સમયની શુદ્ધિ આ પ્રમાણે જાણવી. રાત્રિનો મધ્ય ભાગ અને દિવસના મધ્ય ભાગને વિષે લગ્ન ગ્રહણ કરવું નહીં. તે વિષે ગદાધર કહે છે કે—

"निवसति मुहूर्त्तकालो महानिशायां च दिनदले यस्मात् ।
दश पूर्वं दश परतस्तस्माद्वर्ज्याश्चरपलानि ॥१॥"

"મધ્ય રાત્રીએ તથા દિવસના મધ્ય ભાગે મુહૂર્ત્તકાળ રહે છે, માટે તે સમયે પ્રથમના તથા પછીના દશ દશ પળનો ત્યાગ કરવો."

કોઈ આચાર્યો એમ કહે છે કે—"દિવસના પાછલા ભાગમાં એટલે કે મધ્યાહ્નકાળ પછી પ્રતિષ્ઠા, વિવાહ વિગેરેનું લગ્ન આવે નહીં (શુભ નથી), અને તેથી કરીને જ ગૃહપ્રવેશના અધિકારમાં "सौम्येऽयने वासरपूर्वभागे" (વાસ્તદ્વાર શ્લોક ૮૫) એ શ્લોકમાં દિવસનો પૂર્વ ભાગ લીધો છે." આ તેમનું કહેવું અયુક્ત છે, કેમ કે વિવાહમાં દિવસના પાછલા ભાગે સૂત્રકાર જ લગ્ન લેવાની આજ્ઞા આપવાના છે. તે બાબત "विवाहे त्वर्कार्की त्रिरिपुनिधनायेषु शुभदौ" (મિશ્રદ્વાર શ્લોક ૩૬) એ શ્લોક આગળ કહેશે. વળી વિવાહના લગ્નમાં અપરાહ્ન (દિવસનો પાછલો ભાગ) ન લઈએ તો સૂર્યનું આઠમા સ્થાનમાં રહેવાપણું સંભવતું નથી, (અને લગ્નથી સૂર્ય આઠમે હોય તો તેને શુભ કહેવામાં આવશે તે શી રીતે ઘટે ?) પરંતુ અપરાહ્નમાં પ્રતિષ્ઠાદિકના લગ્નને ગ્રહણ કરવાનો વ્યવહાર પ્રાયે દેખાતો નથી અને વિવાહનું લગ્ન તો અપરાહ્નમાં ગ્રહણ કરતા કવચિત્ જોવામાં પણ આવે છે. તેથી કરીને આ વિષે વૃદ્ધો જ પ્રમાણ ભૂત છે.

जीर्णः शुक्रोऽहानि पञ्च प्रतीच्यां, प्राच्यां बालस्त्रीण्यहानीह हेयः ।
त्रिघ्नान्येवं तानि दिग्विपरीत्ये, पक्षं जीवोऽन्ये तु सप्ताहमाहुः ॥४॥

અર્થ—શુક્રને પશ્ચિમ દિશામાં પાંચ દિવસ સુધી વૃદ્ધ જાણવો, અને પૂર્વ દિશામાં ત્રણ દિવસ બાળક જાણવો, પરંતુ દિશાના વિપરીતપણાને વિષે તે દિવસો ત્રણ ગુણા જાણવા. આ બન્ને અવસ્થા લગ્નમાં તજવા યોગ્ય છે. ગુરુ બન્ને અવસ્થામાં એક પક્ષ (પંદર દિવસ) ત્યાગ કરવા યોગ્ય છે, અને બીજા આચાર્યો તો સાત દિવસ ત્યાગ કરવા યોગ્ય કહે છે.

વિવેચન શ્લોકમાં "જીર્ણ" શબ્દે કરીને અસ્તનું સૂચન કર્યું છે, તેથી અસ્ત પામવાની તૈયારીવાળો એવો અર્થ જાણવો. "બાળ" શબ્દે કરીને ઉદયનું સૂચન કર્યું છે, અર્થાત્ નવો ઉદય પામેલો એવો અર્થ જાણવો. દિશાના વિપરીતપણાને વિષે એટલે કે જો પૂર્વ દિશામાં અસ્ત થવાનો હોય અને પશ્ચિમમાં ઉદય થયો હોય તો તે દિવસોને ત્રણ ગુણા એટલે પંદર અથવા નવ દિવસ તજવાના જાણવા, એટલે કે પૂર્વમાં ઉદય પામેલો શુક્ર બાળ હોવાથી ત્રણ દિવસ ત્યાગ કરવો, પણ પશ્ચિમમાં ઉદય પામે તો તે

નવ દિવસ બાળ હોવાથી તેટલા દિવસો વર્જવા. તથા જો પૂર્વમાં અસ્ત પામવાનો હોય તો વૃદ્ધપણાને લીધે તેના પંદર દિવસ વર્જવા, પણ પશ્ચિમમાં અસ્ત પામવાનો હોય તો પાંચ દિવસ વર્જવા. મૂળ શ્લોકમાં ગુરુને પંદર દિવસ તજવાનું કહ્યું છે, એટલે કે નવો ઉદય પામે ત્યારે તે બાળક હોય છે અને અસ્ત પામવાની સન્મુખ હોય ત્યારે તે વૃદ્ધ કહેવાય છે. તે બન્ને અવસ્થામાં પંદર દિવસ તજવા યોગ્ય છે. "ગુરુ પણ ત્રણ દિવસ બાળક છે અને પાંચ દિવસ વૃદ્ધ છે" એમ પણ કેટલાક કહે છે, પરંતુ ગુરુનો પૂર્વ દિશામાં અસ્ત અને પશ્ચિમ દિશામાં ઉદય થતો નથી. બીજાઓ એટલે સપ્તઋષિ વિગેરે તો ગુરુ અને શુક્ર એ બન્ને બન્ને દિશામાં અસ્ત કે ઉદય હોય તો પણ સાત દિવસની બાલ્યાવસ્થા તથા વૃદ્ધાવસ્થા કહે છે. આ બન્નેની બાલ્યાવસ્થા કે વૃદ્ધાવસ્થા હોય ત્યારે લગ્ન લેવું નહીં. એ તાત્પર્ય છે. "બાલ્ય તથા વૃદ્ધપણાની અવસ્થાની કલ્પના નિર્બળપણારૂપ તેના ફળને જણાવવા માટે જ કરેલી છે, પણ વાસ્તવિક રીતે તેમની અવસ્થાઓ હોતી નથી" એમ રત્નમાળાભાષ્યમાં કહ્યું છે.

વિશેષ આ પ્રમાણે જાણવો.—

"अरिगयनीए वक्क अत्थमिए लग्गरासि निसिनाहे ।
अबले रविगुरुसुक्के सामि अदिट्ठं चयह लग्गं ॥१॥

"લગ્નરાશિનો સ્વામી તથા ચંદ્ર શત્રુના સ્થાનમાં હોય, નીચના હોય, વક્ર હોય કે અસ્ત પામેલા હોય, તથા રવિ, ગુરુ અને શુક્ર નિર્બળ હોય, તથા સ્વામીની દૃષ્ટિ ન પડતી હોય એવું લગ્ન, આ સર્વે ત્યાગ કરવા યોગ્ય છે." આ ભંગને દેનારા લગ્નના દોષો સર્વત્ર વર્જ્ય છે.

॥ इति लग्नद्वारम् ॥ १०॥

॥ अथ मिश्रद्वारम् ॥११॥

હવે મિશ્ર નામનું અગિયારમું દ્વાર કહે છે. તેમાં પ્રથમ લગ્ન ગ્રહણ કરવામાં ગ્રહગોચરની શુદ્ધિ કહે છે.—

लग्ने गुरोर्वरस्याथ, ग्राह्यं चान्द्रबलं बुधैः ।
शिष्यस्थापककन्यानां, जीवेन्द्वर्कबलानि च ॥५॥

અર્થ—પંડિતોએ લગ્ન વખતે ગુરુનું તથા વરનું ચંદ્રબળ ગ્રહણ કરવું. તથા શિષ્ય, સ્થાપક અને કન્યાને ગુરુ, ચંદ્ર અને સૂર્યનાં બળ ગ્રહણ કરવાં.

વિવેચન—દીક્ષા તથા પ્રતિષ્ઠાના લગ્નમાં ગુરુ (આચાર્ય) ને અને વિવાહના લગ્નમાં વરને ચંદ્રબળ હોવું જોઇએ. તે ચંદ્રબળ પૂર્વે કહેલા વિધિએ કરીને રાશિગોચર ૧, નવાંશગોચર ૨, અષ્ટવર્ગ શુદ્ધિ ૩, શુભ તારા ૪, શુભ અવસ્થા ૫, વામ (ડાબો) વેધ ૬, શુક્લ તથા કૃષ્ણ પક્ષનો પ્રારંભ ૭, મિત્ર તથા અધિમિત્રના ઘર (સ્થાન) માં

રહેવું ૮, સૌમ્ય ગ્રહના સ્થાનમાં રહેવું ૯, મિત્ર તથા અધિમિત્રના અંશમાં રહેવું ૧૦, સૌમ્ય ગ્રહના અંશમાં રહેવું ૧૧, મિત્ર તથા અધિમિત્રના ગ્રહની સાથે રહેવું ૧૨, સૌમ્ય ગ્રહની સાથે રહેવું ૧૩, મિત્ર તથા અધિ મિત્રના સ્થાનની દૃષ્ટિ ૧૪ અને સૌમ્ય ગ્રહની દૃષ્ટિ ૧૫. આ પંદર પ્રકારમાંથી કોઈ પણ પ્રકારે ચંદ્રની અનુકૂળતારૂપી બળ અવશ્ય ગ્રહણ કરવું. તે વિષે કહ્યું છે કે—

"सर्वत्रामृतरश्मेर्बलं, प्रकल्प्यान्यखेटजं पश्चात् ।
चिन्त्यं यतः शशाङ्के, बलिनि समस्ता ग्रहाः सबलाः ॥१॥"

"સર્વત્ર (સર્વ પ્રકારનાં લગ્નમાં અથવા શુભ કાર્યમાં) પ્રથમ ચંદ્રનું બળ ગ્રહણ કરીને પછી બીજા ગ્રહોનું બળ ચિંતવવું, કારણ કે ચંદ્ર બળવાન્ હોય તો સર્વે ગ્રહો બળવાન્ હોય છે."

મૂળ શ્લોકમાં શિષ્ય-દીક્ષા લેનાર અથવા પદવીને વિષે જેને સ્થાપન કરવો હોય તે, સ્થાપક-દ્રવ્યનો વ્યય કરનાર જે શ્રાવક વિગેરે હોય તે, તેમણે ગુરુ, ચંદ્ર અને સૂર્યનું બળ અવશ્ય ગ્રહણ કરવું. તે વિષે કહ્યું છે કે—

"रविशशिजीवैः सबलैः शुभदः स्याद् गोचरः"

"રવિ, ચંદ્ર અને ગુરુ બળવાન્ હોય તો ગોચર શુભદાયી થાય છે." ગ્રહોના બળના તરતમપણા વિગેરેનો વિભાગ આ પ્રમાણે છે.

"पूर्णखेटाष्टकबलमूनं पादेन गोचरं प्रोक्तम् ।
वेधोत्थमर्धमानं पादबलं दृष्टितः खचरे ॥१॥"

"આઠ ગ્રહોનું બળ હોય તો તે પૂર્ણ એટલે ૨૦ વસા બળ જાણવું, ગોચરનું બળ એક પાદ હીન એટલે ૧૫ વસા કહેલું છે, વેધથી ઉત્પન્ન થયેલું બળ અર્ધું એટલે ૧૦ વસા કહ્યું છે, તથા દૃષ્ટિથી એટલે એક ગ્રહ પર બીજા ગ્રહની દૃષ્ટિ પડતી હોય તેવું બળ એક પાદ એટલે પાંચ વસા કહેલું છે." આ સામાન્યથી સર્વ ગ્રહોને આશ્રીને કહ્યું. તેમાં એક ચંદ્રને આશ્રીને વિશેષ છે તે કહે છે.

"एणाङ्के गोचरबल-मष्टक तारोत्थ वेध पक्षभवम् ।
क्रमशस्तारा वेधज पक्षभवानीह गौणानि ॥२॥"

"ચંદ્રને વિષે ગોચરબળ ૧, અષ્ટ વર્ગનું બળ ૨, તારાથી ઉત્પન્ન થયેલું બળ ૩. વેધનું બળ ૪ અને પક્ષ (પખવાડીયા)થી ઉત્પન્ન થયેલું બળ ૫, આ પાંચ પ્રકારનાં બળમાંથી અનુક્રમે તારા ૧, વેધ ૨ અને પક્ષ થી ૩ ઉત્પન્ન થયેલુ બળ ગૌણ છે, એટલે કે આ ત્રણ બળ ઉત્તરોત્તર હીન, હીનતર અને હીનતમ છે." બાકીનાં પહેલાં બે બળનું સ્વરૂપ આ પ્રમાણે છે.—

"ग्रहगोचराष्टवर्गौ तुल्यबलौ शुद्धिकारणादनयोः ।
एकेनापि बलेन प्राप्तेन भवेत्सुशुद्धिरिह ॥३॥"

"ગ્રહગોચર અને અષ્ટ વર્ગ એ બન્ને શુદ્ધિનું કારણ હોવાથી તુલ્ય બળવાળા છે. તે બેમાંથી એકનું પણ બળ પ્રાપ્ત થયું હોય તો તેથી અહીં લગ્નમાં સારી શુદ્ધિ થાય છે."

"चेद् गोचरान्न हि भवेत्तदाऽष्टवर्गाद्विलोक्यते शुद्धिः ।
गोचरतोऽष्टकवर्गौ बलवानुद्वाहदीक्षादौ ॥४॥"

"જો ગોચરથી શુદ્ધિ ન આવતી હોય તો અષ્ટ વર્ગથી શુદ્ધિ જોવી, અને વિવાહ તથા દીક્ષાદિકમાં ગ્રહગોચર કરતાં અષ્ટ વર્ગ વધારે બળવાન્ છે.."

"तस्मादष्टकशुद्धिर्गुरोर्विलोक्या रवेश्च चन्द्रस्य ।
निधना ८ न्त्या १२ म्बु ४ गतेष्वपि
रेखाधिक्यात्सुशुद्धिः स्यात् ॥५॥"

"તેથી કરીને ગુરુની, સૂર્યની અને ચંદ્રની અષ્ટ વર્ગ શુદ્ધિ જોવી કે જેથી કરીને તેઓ (ગુરુ, સૂર્ય અને ચંદ્ર) ચોથે, આઠમે કે બારમે સ્થાને રહ્યા હોય તો પણ રેખાના અધિકપણા થકી સારી શુદ્ધિ થાય."

"समशुद्धिरपि श्रेष्ठा शुद्धिपतेर्यदि भवेच्छुभा रेखा ।
शुद्धीशस्य न रेखा यदा तदा षड्विधादिवीर्यवतः ॥३॥"

"જો શુદ્ધિ (લગ્ન શુદ્ધિ)ના સ્વામીની રેખા શુભ હોય તો સમાન શુદ્ધિ પણ શ્રેષ્ઠ છે, અને જ્યારે શુદ્ધિના સ્વામીની રેખા શુભ ન હોય તો છ પ્રકારાદિક વીર્ય થકી શુભ જાણવી."

"मित्रग्रहस्य रेखा समरेखां शुद्धिमुत्तमां कुरुते ।
तामन्तरेण मुनिभिर्न ह्यधिकाऽपि प्रशस्यते रेखा ॥७॥"

"મિત્રગ્રહની રેખા સમરેખાવાળી શુદ્ધીશની શુદ્ધિને ઉત્તમ કરે છે, તે (મિત્રગ્રહની રેખા) વિના બીજી અધિક રેખાને પણ મુનિઓએ વખાણી નથી, એટલે કે મિત્રગ્રહની રેખા જ પ્રશંસા યોગ્ય છે."

"समशुद्ध्यामष्टकतः शुद्धिपते रेखिकामृते वेधात् ।
शुभदे ग्रहे सति शुभा शुद्धिः स्यात्प्रोच्यते विबुधैः ॥८॥"

"અષ્ટકથી સમશુદ્ધિને વિષે શુદ્ધિ પતિની રેખા ન આવતી હોય અને વેધથી શુભ દાયક ગ્રહ આવતો હોય તો તે પણ પંડિતોએ શુભ શુદ્ધિ કહી છે."

"नवमद्विपञ्चमगतः समरेखोऽप्यधिकशुभफलः सूर्यः ।
संक्रमकालेन्दुबलात् समोऽपि सर्वत्र शुभदोऽर्कः ॥९॥"

"નવમા, બીજા અને પાંચમા સ્થાનમાં રહેલો સમાન રેખાવાળો પણ સૂર્ય અધિક શુભ ફળ દેનારો છે, અને સંક્રાંતિને વખતે ચંદ્રના બળથી સમાન એવો પણ સૂર્ય સર્વત્ર શુભને દેનારો છે."

"दशमादूर्ध्वं केवललग्नबलेन स्त्रिया विवाहः स्यात् ।
शुद्धिर्नैवालोक्या रवीज्ययोः पूजयोद्वाहः ॥१०॥"

"દશ વર્ષની વય થયા પછી કન્યાના વિવાહ માત્ર લગ્નના જ બળથી થાય છે, તેમાં સૂર્ય તથા ગુરુની શુદ્ધિ જોવાની જ નથી, પરંતુ તે સૂર્ય અને ગુરુ અશુદ્ધ હોય તો તેમની પૂજા વડે વિવાહ કરવો. અર્થાત્ તેની પૂજા કરવાથી દોષનો નાશ થાય છે." આ સર્વ વ્યવહારપ્રકાશમાં કહેલું છે.

વળી વ્યવહારસારમાં આ પ્રમાણે કહ્યું છે—

जन्मद्विपञ्चनवमद्युनगः खरांशुः,
पूजां च वाञ्छति न चाष्टचतुर्व्ययस्थः ।
जीवस्त्रिजन्मदशमारिगतस्तु पूजा-
मिच्छेत् कदाचिदपि नाष्टचतुर्व्ययस्थः ॥१॥"

"સૂર્ય પહેલે, બીજે, પાંચમે, નવમે અને સાતમે સ્થાને રહ્યો હોય તો તે પૂજાને ચાહે છે, એટલે કે પૂજા કરવાથી તેની શુદ્ધિ થાય છે, પરંતુ આઠમે, ચોથે કે બારમે સ્થાને રહ્યો હોય તો તે પૂજાને ચાહતો નથી, એટલે કે તે સ્થાનો અત્યંત અશુભ હોવાથી તેની પૂજા કરવાથી પણ તે અનુકૂળ થતો નથી. તે જ પ્રમાણે ગુરુ ત્રીજે, પહેલે, દશમે અને છટ્ઠે સ્થાને રહ્યો હોય તો તે પૂજાને ઇચ્છે છે, પણ આઠમે, ચોથે કે બારમે સ્થાને રહ્યો હોય તો તે કદાપિ પૂજાને ઇચ્છતો નથી."

પરંતુ ગર્ગાચાર્ય તો એમ કહે છે કે—

"गोचरविरुद्धे जीवे वैधव्यमेव पूजा त्वप्रमाणम्"

"જો ગુરુ ગોચરવડે કરીને વિરૂદ્ધ હોય તો તે કન્યાને વિધવાપણું જ થાય છે, અને તેની જે પૂજા કરવી તે તો અપ્રમાણ છે"

'હવે અવશેષ રહેલી માસશુદ્ધિ, દિનશુદ્ધિ અને નક્ષત્રશુદ્ધિ એક શ્લોકે કરીને કહે છે.-

ज्येष्ठापत्यस्य न ज्येष्ठे मासि स्यात् पाणिपीडनम् ।
न पुनस्त्रयमप्येतन्मासाहर्भेषु जन्मनः ॥६॥

અર્થ—મોટા પુત્ર-પુત્રીનું પાણિગ્રહણ જ્યેષ્ઠ માસમાં કરવું નહીં, તથા ત્રણે કાર્યો જન્મના માસમાં, જન્મના દિવસમાં (તિથિમાં) અને જન્મના નક્ષત્રમાં કરવાં નહીં.

વિવેચન—મૂળ શ્લોકમાં "જ્યેષ્ઠ અપત્ય' કહ્યો છે, તેથી પુત્ર તથા પુત્રી બન્ને સમજવાં. "પાણિપીડન" (પાણિગ્રહણ) એ શબ્દનું ઉપલક્ષણ હોવાથી બીજાં શુભ કાર્યો પણ જાણવાં. તે વિષે હર્ષપ્રકાશમાં કહ્યું છે કે—"सुहकज्जे वज्जे सव्वहिं पि जिठस्स जिठं ति" "સર્વ શુભ કાર્યમાં જ્યેષ્ઠ (મોટા) અપત્ય (પુત્ર-પુત્રી)ને જ્યેષ્ઠ માસ વર્જવો.' તથા—

"ज्येष्ठे न ज्येष्ठयोः कार्यं नृनार्योः पाणिपीडनम् ।
तयोरेकतमे (रे) ज्येष्ठे ज्येष्ठोऽपि न विरुध्यते ॥१॥"

"જ્યેષ્ઠ પુરુષ અને નારી (વર-કન્યા)નું પાણિગ્રહણ જ્યેષ્ઠ માસમાં કરવું નહીં, પરંતુ તે વર-કન્યામાંથી જો એક જ્યેષ્ઠ હોય તો જ્યેષ્ઠ માસ પણ વિરુદ્ધ (અશુભ) નથી."

મૂળ શ્લોકમાં ત્રણે કાર્યો કહ્યાં છે તે દીક્ષા ૧, પ્રતિષ્ઠા ૨ અને વિવાહ ૩ સમજવાં. તથા "માસાહર્ભેષુ" એટલે જન્મ સંબંધી માસ, દિવસ (તિથિ) અને નક્ષત્રને વિષે વિવાહ વિગેરે વર્જવા. અહીં વિવાહમાં વર કન્યાના, દીક્ષામાં શિષ્યના અને પ્રતિષ્ઠામાં સ્થાપકના માસાદિક વર્જવા એમ સ્વયં જાણી લેવું. કેટલાએક કહે છે કે-"જો પક્ષ (પખવાડીયું) જુદો હોય તો જન્મ માસ પણ વિરુદ્ધ નથી. જન્મતિથિ પણ દિવસ અને રાત્રિના વિભાગના વિપર્યાસે કરીને અવિરૂદ્ધ છે. (એટલે કે જો (તિથિની) રાત્રીએ જન્મ હોય તો દિવસ વિરુદ્ધ નથી, અને દિવસે જન્મ હોય તો રાત્રિ વિરૂદ્ધ નથી.) જન્મનક્ષત્ર પણ રાશિનું ભિન્નપણું હોય તો તે શુભ જ છે, એટલે અશુભ (વિરૂદ્ધ) નથી. (જેમ કે કૃત્તિકાના પહેલા પાદમાં જન્મ હોય તો તે મેષ રાશિ છે, માટે કૃત્તિકાના બીજા, ત્રીજા કે ચોથા પાદમાં વૃષ રાશિ હોવાથી તે ત્રણ પાદ શુભ છે.) આ ત્રણે બાબત વિષે વ્યવહારસારમાં કહ્યું છે કે—

जन्ममासि विपरीतपक्षयोर्व्यत्यये दिननिशोर्जनुस्तिथौ ।
जन्मभेऽपि किल राशिभेदतः, पाणिपीडनविधिर्न दुष्यति ॥१॥

"જન્મમાસમાં જો વિપરીત (ભિન્ન) પક્ષ હોય, જન્મની સ્થિતિમાં જો દિવસ રાત્રિનો વિપર્યય (ઉલટપાલટ) હોય અને જન્મનક્ષત્રમાં પણ જો રાશિનો ભેદ હોય તો પાણિગ્રહણનો વિધિ દૂષણ પામતો નથી."

અથવા તો એક (સમાન) પક્ષમાં પણ આ રીતે જન્મ માસ પણ વિરૂદ્ધ નથી— શુક્લ પંચમીને રોજ કાર્ય કરવાની ઇચ્છા છે, અને શુક્લ અષ્ટમી જન્મતિથિ છે, આ પ્રમાણે હોય તો દોષ નથી, કારણ કે તે પુરૂષનો જન્મ માસ શુક્લ અષ્ટમીથી શરૂ થાય છે, તેથી શુક્લ પંચમી તત્ત્વથી ભિન્ન માસમાં જ રહેલી ગણાય, પણ જો આથી વિપરીત હોય (એટલે કે શુક્લ પંચમીનો જન્મ હોય અને શુક્લ અષ્ટમીએ કાર્ય કરવું હોય) તો જન્મ માસનો દોષ લાગે જ છે. આ પ્રમાણે જ્યોતિષના વિદ્વાનો કહે છે. વ્યવહાર પ્રકાશમાં તો આ પ્રમાણે કહ્યું છે.— "શુભ (સૌમ્ય) ગ્રહ બળવાન થઈને કેન્દ્ર સ્થાનમાં રહ્યો હોય તો જન્મ નક્ષત્ર પણ દૂષિત નથી. તે વિષે કહ્યું છે કે—

"नो जन्मभं च कार्यं, वलिनि शुभं केन्द्रगे सौम्ये"

"સૌમ્ય ગ્રહ બળવાન્ થઈને કેન્દ્રમાં રહ્યો હોય તો શુભ કાર્ય કરવું. તેમાં જન્મ નક્ષત્રનો દોષ નથી."

હવે દિનશુદ્ધિને જુદી કહે છે.—

सादिमं ग्रहणस्याहः, सप्ताहं च तदग्रतः ।
त्यजेत्त्रिशांशमेकैकं, प्राक् पश्चाच्चापि संक्रमात् ॥७॥

અર્થ—આદિના દિવસ સહિત ગ્રહણનો દિવસ તથા તેની પછીના સાત એમ નવ દિવસો વર્જવા. તેમજ સંક્રાંતિની પહેલાનો તથા પછીનો એક એક ત્રિંશાંશ તજવો. અર્થાત્ કુલ ત્રણ દિવસ વર્જવા.

વિસ્તરાર્થ—આદિ સહિત એટલે ચતુર્દશી સહિત. કેટલાએક ત્રયોદશીને પણ વર્જે છે. તેઓ કહે છે કે—

"त्रयोदशीतो दशाहं सूर्येन्दुग्रहणे त्यजेत् ।"

"સૂર્ય અને ચંદ્રના ગ્રહણમાં ત્રયોદશીથી આરંભીને દશ દિવસ વર્જવા." ગ્રહણની પછીના સાત દિવસ વર્જવાના કહ્યા છે, તો પણ તેમાં આ પ્રમાણે વિશેષ જાણવો.—

"सर्वग्रस्तेषु सप्ताहं, पञ्चाहं स्याद्दलग्रहे ।
त्रिद्व्येकार्धाङ्गुलग्रासे, दिनत्रयं विवर्जयेत् ॥१॥"

"ગ્રહણમાં સર્વ ગ્રાસ (ખગ્રાસ) થયો હોય તો પછીના સાત દિવસો તજવા, અર્ધ ગ્રાસ થયો હોય તો પાંચ દિવસ તજવા, તથા ત્રણ, બે, એક કે અર્ધ આંગળ ગ્રાસ થયો હોય તો ત્રણ દિવસ વર્જવા." આ અંગિરાનું વચન છે.

વળી દૈવજ્ઞવલ્લભમાં આ પ્રમાણે વિશેષ કહ્યો છે.

राहौ दृष्टे शुभं कर्म, वर्जयेद्दिवसाष्टकम् ।
त्यक्त्वा वेतालसंसिद्धिं, [1]पापदंभमयं (भयदं) तथा ॥१॥"

"રાહુનું દર્શન થાય ત્યારથી આઠ દિવસ સુધી શુભ કર્મ વર્જવું જોઇએ, પરંતુ વેતાલ (ભૂત-પ્રેતાદિક) નું સાધન તથા પાપ અને દંભમય એવું અશુભ કર્મ (અથવા પાપ દેનારું અને ભય દેનારું અશુભ કર્મ) વિના, એટલે કે તેવાં કર્મમાં વર્જવાના નથી.

મૂળ શ્લોકમાં ત્રિંશાંશ એટલે સંક્રાતિના માસનો ત્રીશમો ભાગ એટલે સામાન્યે કરીને એક દિવસ. સંક્રાંતિના દિવસની પહેલાનો અને પછીનો એક એક દિવસ તથા સંક્રાંતિનો દિવસ એમ ત્રણ દિવસ વર્જવા. તે વિષે હરિભદ્રસૂરી પણ કહે છે કે—

"संकंतीए पुव्वं संकंतिदिणं तयग्गिमं च दिणं । वज्जिज्जंति०"

"સંક્રાંતિનો પૂર્વ દિવસ, સંક્રાંતિનો દિવસ અને તેની પછીનો દિવસ વર્જવો." નારચંદ્રમાં પણ કહ્યું છે કે—

"त्यज संक्रमवासरं पुनः सह पूर्वेण च पश्चिमेन च ।"

"પૂર્વના અને પછીના દિવસ સહિત સંક્રાંતિનો દિવસ તું તજ."

---

૧ પાપદ ભયદં પાઠાંતર.

"અત્યંત આવશ્યક તથા ઉતાવળના કાર્યમાં જો ત્રણ દિવસનો ત્યાગ ન થઈ શકે તો સંક્રમણસમયની પૂર્વની અને પછીની સોળ સોળ ઘડીઓ અવશ્ય તજવી" એમ ઘણા આચાર્યોનો મત છે.

भद्रार्धयामगण्डान्तकुलिकोत्पातदूषितम् ।
दिनं तपसि राकां च स्थापने च कुजं त्यजेत् ॥८॥

અર્થ—ભદ્રા, અર્ધ પ્રહર, ગંડાંત, કુલિક અને ઉત્પાતે કરીને દૂષિત એવા દિવસનો ત્યાગ કરવો, તથા દીક્ષામાં પૂર્ણિમાનો ત્યાગ કરવો, અને પ્રતિષ્ઠામાં મંગળવારનો ત્યાગ કરવો.

વિવેચન-ભદ્રા, વિગેરે અસાધ્ય દોષોએ કરીને લગ્ન પણ હણાય છે એટલે દૂષિત થાય છે. તે વિષે વિવાહવૃંદાવનમાં કહ્યું છે કે—

"गंडान्तेषु सवैधृतावुभयतः संक्रान्तियामद्वये,
यामार्धव्यतिपातविष्टिकुलिकैर्भग्नं विलग्नं जगुः ।"

"અર્ધ પ્રહર, વ્યતિપાત, વિષ્ટિ (ભદ્રા) અને કુલિકે કરીને સહિત લગ્નને તથા ગંડાંતમાં, વૈધૃતિમાં અને સંક્રાંતિના પૂર્વના અને પછીના બે પહોરમાં રહેલ લગ્નને ભગ્ન (નાશ) કહે છે."

મૂળ શ્લોકમાં ઉત્પાત લખ્યો છે તે પૂર્વે વર્ણન કરેલા પૃથ્વી સંબંધી વિગેરે ઉત્પાતો જાણવા. સારંગ તો ઉત્પાતમાં પાંચ દિવસ તજવાનું કહે છે. તે આ પ્રમાણે—

"निर्घातोल्कामहीकंपग्रहभेदादिदर्शने ।
आ पञ्चवासरादूढा नाशमाप्नोति कन्यका ॥१॥"

"નિર્ઘાત, ઉલ્કાપાત, પૃથ્વીકંપ અને ગ્રહનો ભેદ એ વિગેરે ઉત્પાતો જોવામાં આવે ત્યારથી પાંચ દિવસ સુધીમાં જો કન્યા વિવાહિત થઈ હોય તો તે મૃત્યુ પામે છે." તથા—

"दम्पत्योः सह मरणं पाणिग्रहणोदिते केतौ ।"

"પાણિગ્રહણને દિવસ જો કેતુનો ઉદય હોય તો વર-વહુનું સાથે જ મરણ થાય,"

દીક્ષામાં પૂર્ણિમા તજવાનું મૂળ શ્લોકમાં કહ્યું છે, પણ પ્રતિષ્ઠામાં તેનો ત્યાગ નથી. તેને માટે નારચંદ્રમાં કહ્યું છે કે—

"त्र्येकद्वितीयपञ्चमदिनानि पक्षद्वयेऽपि शस्तानि ।
शुक्लेऽन्तिमत्रयोदशदशमान्यपि च प्रतिष्ठायाम् ॥१॥"

"પ્રતિષ્ઠામાં બન્ને પક્ષની ત્રીજ, એકમ, બીજ અને પાંચમ એટલા દિવસો શુભ છે, તથા શુકલ પક્ષની છેલ્લી (પૂર્ણિમા), તેરસ અને દશમ પણ શુભ છે."

મૂળ શ્લોકમાં સ્થાપને એટલે સર્વ પ્રતિષ્ઠામાં મંગળવાર વર્જ્ય છે. તે વિષે રત્નમાલામાં કહ્યું છે કે—

"तेजस्विनी १ क्षेमकृ २ दग्निदाह-
विधायिनी ३ स्याद्वरदा ४ दृढा च ५ ।
आनन्दकृ ६ त्कल्पनिवासिनी ७ च,
सूर्यादिवारेषु भवेत् प्रतिष्ठा ॥१॥"

"રવિવારે પ્રતિષ્ઠા કરવાથી પ્રતિમાનું તથા પ્રતિષ્ઠા કરાવનારનું તેજ વૃદ્ધિ પામે છે. સોમવારે કરેલી પ્રતિષ્ઠા ક્ષેમકુશળ કરનારી થાય છે, મંગળવારે કરવાથી અગ્નિદાહ કરનારી થાય છે, બુધવારે વર (મનવાંછિત)ને આપનારી થાય છે, ગુરુવારે દઢ થાય છે, શુક્રવારે આનંદ કરનારી થાય છે અને શનિવારે કરેલી પ્રતિષ્ઠા કલ્પ પર્યંત એટલે ચંદ્ર સૂર્ય રહે ત્યાં સુધી સ્થિર રહેનારી થાય છે. રવિ વિગેરેના લગ્નમાં તથા ષડ્વર્ગમાં પણ પ્રતિષ્ઠા કરી હોય તો પણ તેનું ફળ આ જ પ્રમાણે જાણી લેવું એમ રત્નમાલાના ભાષ્યમાં કહ્યું છે."

મૂળ શ્લોકમાં "સ્થાપને ચ' એ સ્થળે ચ શબ્દ છે માટે દીક્ષા, વિવાહ અને રાજ્યાભિષેક વિગેરે કાર્યોમાં પણ મંગળવારનો ત્યાગ કરવો. તે વિષે યતિવલ્લભમાં કહ્યું છે કે—

"राजाभिषेके विवाहे, सत्क्रियासु च दीक्षणे ।
धर्मार्थकामकार्ये च, शुभा वाराः कुजं विना ॥१॥"

"રાજાના અભિષેકમાં, વિવાહમાં, શુભ ક્રિયામાં, દીક્ષામાં તથા ધર્મ, અર્થ અને કામના કાર્યમાં મંગળ સિવાયના બીજા વારો શુભ છે."

શ્રીપતિએ તો "વિવાહમાં રવિ, મંગળ અને શનિવાર દારિદ્રય તથા દૌર્ભાગ્યને દેનારા છે, અને સોમવાર સપત્ની (શોક)ને આપનાર છે" એમ કહ્યું છે. દૈવજ્ઞવલ્લભમાં આ પ્રમાણે વિશેષ કહ્યો છે.—

"कृष्णपक्षे निषिद्धेषु, वारधिष्ण्यक्षणादिषु ।
संकीर्णानां प्रशंसन्ति, दारकर्म न संशयः ॥१॥"

"સંકર જાતિના વર-કન્યાનો વિવાહ કૃષ્ણ પક્ષમાં અને નિષેધ કરેલા વાર, નક્ષત્ર તથા ક્ષણાદિકમાં શુભ છે, તેમાં કાંઈ સંશય નથી."

હવે નક્ષત્રનો નિયમ કહે છે.—

उद्वाहे मृगपैत्रर्क्षे, प्रतिष्ठायां तु ते उभे ।
आदित्यपुष्यश्रवण-धनिष्ठाभिः समं शुभे ॥९॥

અર્થ—વિવાહમાં મૃગશીર્ષ અને મઘા એ બે નક્ષત્રો શુભ છે, અને પ્રતિષ્ઠામાં પુનર્વસુ, પુષ્ય, શ્રવણ અને ધનિષ્ઠા સહિત તે બે એટલે કે મૃગશીર્ષ અને મઘા પણ શુભ છે, એટલે કે આ ૭ નક્ષત્રો શુભ છે.

વિવેચન—અહીં પ્રતિષ્ઠા એટલે પ્રસ્તાવથી જિનબિંબ વિગેરેની પ્રતિષ્ઠા જાણવી. બીજા દેવોની પ્રતિષ્ઠામાં તો નક્ષત્રોનો નિયમ રત્નમાલામાં આ પ્રમાણે કહ્યો છે.

"रोहिण्युत्तरपौष्णवैष्णवकरादित्याश्विनीवासवा-
नुराधैन्दवजीवभेषु गदितं विष्णोः प्रतिष्ठापनम् ।
पुष्यश्रुत्यभिजित्सु चेश्वरकयोर्वित्ताधिपस्कन्दयो-
र्मैत्रे तिग्मरुचेः करे निर्ऋतिभे दुर्गादिकानां शुभम् ॥१॥"

"વિષ્ણુની પ્રતિષ્ઠા રોહિણી, ત્રણે ઉત્તરા, રેવતી, શ્રવણ, હસ્ત, પુનર્વસુ, અશ્વિની, ધનિષ્ઠા, અનુરાધા, મૃગશીર્ષ તથા પુષ્ય, આટલાં નક્ષત્રોમાં શુભ કહેલી છે. મહાદેવ અને બ્રહ્માની પ્રતિષ્ઠા પુષ્ય, શ્રવણ અને અભિજિત્ નક્ષત્રમાં શુભ છે. કુબેર અને કાર્તિકસ્વામીની પ્રતિષ્ઠા અનુરાધામાં શુભ છે. સૂર્યની પ્રતિષ્ઠા હસ્ત નક્ષત્રમાં શુભ છે, તથા દુર્ગા વિગેરે દેવતાઓની પ્રતિષ્ઠા મૂળ નક્ષત્રમાં શુભ છે." અહીં સૂર્યની પ્રતિષ્ઠા હસ્ત નક્ષત્રમાં કહી તે સંક્ષેપથી કહ્યું છે. તે વિષે ભીમપરાક્રમ ગ્રંથમાં વિસ્તારથી આ પ્રમાણે કહ્યું છે.—

"भगधिष्ण्यचतुष्केण, मैत्राहिर्बुध्नपूषभैः ।
सपुनर्वसुभिः कुर्यात्, प्रतिष्ठामुष्णरोचिषः ॥१॥"

"ભગ નક્ષત્રથી ચાર એટલે પૂર્વાફાલ્ગુની, ઉત્તરાફાલ્ગુની, હસ્ત અને ચિત્રા તથા પુનર્વસુ સહિત અનુરાધા, ઉત્તરાભાદ્રપદ અને રેવતી, આ આઠ નક્ષત્રોમાં સૂર્યની પ્રતિષ્ઠા કરવી." ઉપરના શ્લોકમાં દુર્ગાદિકાનાં એ પદમાં આદિ શબ્દ હોવાથી ભૂત, યક્ષ, ગણ અને સર્પ વિગેરેની પ્રતિષ્ઠા પણ મૂળ નક્ષત્રમાં કરવી. તથા—

"गणपरिवृढरक्षोयक्षभूतासुराणां,
प्रथमफणिसरस्वत्यादिकानां च पौष्णे ।
श्रवसि सुगतनाम्नो वासवे लोकपानां,
निगदितमखिलानां स्थापनं च स्थिरेषु ॥२॥"

"ગણ, પરિવૃઢ, રાક્ષસ, યક્ષ, ભૂત, અસુર, શેષનાગ અને સરસ્વતી વિગેરેની પ્રતિષ્ઠા રેવતી નક્ષત્રમાં કરવી. સુગત (બૌદ્ધ)ની પ્રતિષ્ઠા શ્રવણ નક્ષત્રમાં કરવી, લોકપાળોની પ્રતિષ્ઠા ધનિષ્ઠામાં કરવી, અને બીજા સમગ્ર ઇંદ્રાદિક દેવોની સ્થાપના સ્થિર (રોહિણી ઉત્તરાષાઢા, ઉત્તરાફાલ્ગુની અને ઉત્તરાભાદ્રપદ) નક્ષત્રોમાં કરવી" તથા—

"सप्तर्षयो यत्र चरन्ति धिष्ण्ये,
कार्या प्रतिष्ठा खलु तत्र तेषाम् ।
श्रीव्यासवाल्मीकिघटोद्भवानां,
तथा स्मृता वाक्पतिभे ग्रहाणाम् ॥३॥"

"સપ્તર્ષિઓ જે નક્ષત્રમાં ચાલતા હોય તે જ નક્ષત્રમાં તેમની પ્રતિષ્ઠા કરવી તથા શ્રીવ્યાસ, વાલ્મીકિ અને અગત્સ્યની પ્રતિષ્ઠા પણ તે જ નક્ષત્રમા એટલે જે નક્ષત્રમા સપ્તર્ષિ હોય તેમાં જ કરવી, તથા ગ્રહોની પ્રતિષ્ઠા પુષ્ય નક્ષત્રમાં અને પોતપોતાના વારમાં કરવી." અહીં સપ્તર્ષિઓ જે નક્ષત્રમાં ચાલે છે એમ કહ્યું તેનો ભાવાર્થ આ પ્રમાણે છે.—

"आसन्मघासु मुनयः, शासति राज्यं युधिष्ठिरे नृपतौ ।
षड्द्विकपञ्चद्वि २५२६ मितः, शककालस्तस्य राज्ञश्च ॥१॥
एकैकस्मिन् धिष्ण्ये, शतं शतं ते चरन्ति वर्षाणाम् ।
प्रागुत्तरतश्चैते, सदोदयन्ते ससाध्वीकाः ॥२॥"

"યુધિષ્ઠિર રાજા રાજ્ય કરતા હતા ત્યારે સપ્તર્ષિઓ મઘા નક્ષત્રમાં હતા. તે રાજાના શકનો કાળ ૨૫૨૬ વર્ષનો હતો, એટલે કે તે રાજાની પછી ૨૫૨૬ વર્ષ ગયાં ત્યારે શાલિવાહનનો શક પ્રવર્ત્યો. હવે તે સપ્તર્ષિઓ સો સો વર્ષે એક એક નક્ષત્રમાં ચાલે છે, એટલે કે એક નક્ષત્રમાં તેઓની સો વર્ષ સુધી સ્થિતિ છે, તેથી કરીને શકના પ્રારંભે તેઓ પુષ્ય નક્ષત્રમાં હતા એમ સિદ્ધ થયું. એ સપ્તર્ષિઓ અરુંધતી સહિત નિરંતર ઇશાનમાં ઉદય પામે છે." આ સપ્તર્ષિઓના ઉદયની વ્યવસ્થા આ પ્રમાણે છે.-

"पूर्वे भागे भगवान्मरीचिरपरे स्थितो वशिष्ठोऽस्मात् ।
तस्याङ्गिरास्ततोऽत्रिस्तस्यासन्नः पुलस्त्यश्च ॥१॥
पुलहः क्रतुरिति भगवानासन्नानुक्रमेण पूर्वाद्याः ।
तत्र वशिष्ठं मुनिवरमुपस्थिताऽरुन्धती साध्वी ॥२॥"

"પૂર્વ ભાગે ભગવાન મરીચિ રહેલા છે, તથા પશ્ચિમ ભાગે વશિષ્ઠ રહેલા છે, તેની સમીપે અંગિરા, તેની સમીપે અત્રિ, તેની સમીપે પુલસ્ત્ય, તેની સમીપે પુલહ અને તેની સમીપે ભગવાન ક્રતુ રહેલા છે. આ પ્રમાણે સમીપના અનુક્રમે કરીને પૂર્વ, પશ્ચિમ ભાગે તેઓ રહેલા છે. તેમ વશિષ્ઠ મુનિવરની સમીપે સાધ્વી (સતી) અરૂંધતી રહેલી છે." આ સપ્તર્ષિનું સ્વરૂપ વરાહસંહિતામાં કહેલું છે. તથા-

"स्वातिथिक्षणनक्षत्र-करणेषु न्यसेत्सुरान् ।
वापीकूपतडागाद्यं, न्यसेद्वरुणदैवते ॥१॥
अहिर्बुध्नाधिपे लेप्य-मारामा तथाऽनिले ।
गृहस्थापनयोगा ये, तानप्यत्र विचिन्तयेत् ॥२॥"

"દેવોને પોતાની તિથિ, ક્ષણ, નક્ષત્ર અને કરણમાં સ્થાપન કરવા, વાવ, કૂવા, તળાવ વિગેરેને શતભિષક્ નક્ષત્રમાં સ્થાપન કરવા, લેપ્ય મૂર્તિને ઉત્તરાભાદ્રપદમાં સ્થાપન કરવી, બગીચા વિગેરેને સ્વાતિ નક્ષત્રમાં સ્થાપન કરવા તેમજ ઘરને સ્થાપન કરવામાં જે

યોગો કહ્યા છે તે પણ અહીં વિચારવા." આ પ્રમાણે દૈવજ્ઞવલ્લભમાં કહ્યું છે. આ અન્ય દેવો વિગેરેની પ્રતિષ્ઠા વિગેરેનું સ્વરૂપ જ્યોતિષના વિદ્વાનોને સંમત છે, માટે પ્રસંગને લીધે લખ્યું છે.

दीक्षायां त्वाश्विनादित्य-वारुणश्रुतयः शुभाः ।
त्रिषु मैत्रं करं स्वाति-मूलः पौष्णं ध्रुवाणि च ॥१०॥

અર્થ—અશ્વિની, પુનર્વસુ, શતભિષક્ અને શ્રવણ એ નક્ષત્રો દીક્ષામાં શુભ છે. અનુરાધા, હસ્ત, સ્વાતિ, મૂળ, રેવતી અને ધ્રુવ (રોહિણી અને ત્રણે ઉત્તરા), એ નક્ષત્રો ત્રણેમાં એટલે પ્રતિષ્ઠા, દીક્ષા અને વિવાહમાં શુભ છે.

વિસ્તરાર્થ—દિનશુદ્ધિ વિગેરે ગ્રંથમાં પૂર્વભાદ્રપદ અને પુષ્યમાં પણ દીક્ષા કહી છે. કહ્યું છે કે—

" उत्तररोहिणिहत्थाणुराहसयभिसयपुव्वभद्दवया ।
पुस्सं पुणवसुरेवइ मूलास्सिणि सवणसाइ वए ॥१॥"

"ત્રણે ઉત્તરા, રોહિણી, હસ્ત, અનુરાધા, શતભિષક્, પૂર્વભાદ્રપદ, પુષ્ય, પુનર્વસુ, રેવતી, મૂળ, અશ્વિની, શ્રવણ અને સ્વાતિ, આટલાં નક્ષત્રો વ્રત (દીક્ષા)માં શુભ છે." તથા–

" मृगचित्राधनिष्ठान्य-मृदुक्षिप्रचरध्रुवैः ।
शिष्यस्य दीक्षणं कार्यं, तथा मूलाजपादयोः ॥१॥"

"મૃગશિર, ચિત્રા, ધનિષ્ઠા વિના, મૃદુ, ક્ષિપ્ર, ચર અને ધ્રુવ સંજ્ઞાવાળાં નક્ષત્રોમાં યથા–મૃદુ (અનુરાધા, રેવતી), ક્ષિપ્ર (પુષ્ય, અભિજિત્, હસ્ત, અશ્વિની), ચર (શ્રવણ, સ્વાતિ, પુનર્વસુ), ધ્રુવ (રોહિણી ત્રણ ઉત્તરા) તથા મૂળ અને પૂર્વભાદ્રપદ એ નક્ષત્રોમાં શિષ્યને દીક્ષા આપવી."

મૂળ શ્લોકમાં ત્રિષુ લખ્યું છે તેનો અર્થ પ્રતિષ્ઠા, દીક્ષા અને વિવાહ એ ત્રણે કાર્યો જાણવાં. તે ત્રણે કાર્યોનાં નક્ષત્રોની સ્થાપના આ પ્રમાણે—

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| જૈનપ્રતિષ્ઠા નક્ષત્રો | રો૦ | મૃ૦ | પુ૦ | પુ૦ | મ૦ | ઉ.ફા૦ | હ૦. | |
| | સ્વા૦ | અનુ૦ | મૂ૦ | ઉ.ષા૦ | શ્ર૦ | ધ૦ | ઉ.ભા૦ | રે૦. |
| દીક્ષા નક્ષત્રો | અ૦ | રો૦ | પુન૦ | ઉ.ફા૦ | હ૦ | સ્વા૦ | અનુ૦ | |
| | મૂ૦ | ઉ.ષા૦ | શ્ર૦ | શ૦ | ઉ.ભા૦ | રે૦ | ૦ | ૦ |
| વિવાહના નક્ષત્રો | રો૦ | મૃ૦ | મ૦ | ઉ.ફા૦ | હ૦ | સ્વા૦ | અનુ૦ | |
| | મૂ૦ | ઉ૦ષા૦ | ઉ૦ભા૦ | રે૦ | ૦ | ૦ | ૦ | ૦ |

વિવાહનાં નક્ષત્રોમાં વિશેષ કહે છે.—

स्त्रियः प्रियत्वमुद्वाहे, मूलाहिर्बुध्नवैश्वभैः ।
पौष्णब्राह्ममृगैः पुंसां, मिथः शेषैस्तु पञ्चभिः ॥११॥

અર્થ—મૂળ, ઉત્તરાભાદ્રપદ કે ઉત્તરાષાઢા નક્ષત્રમાં વિવાહ થયા હોય તો સ્ત્રીનું પ્રિયપણું થાય છે, રેવતી, રોહિણી અને મૃગશિરમાં વિવાહ થયા હોય તો પુરુષનું પ્રિયપણું થાય છે, તથા બાકીનાં પાંચ નક્ષત્રોમાં વિવાહ થયા હોય તો બન્નેનું પરસ્પર પ્રિયપણું થાય છે.

વિસ્તરાર્થ—સ્ત્રીનું પ્રિયપણું એટલે કે પુરુષને સ્ત્રી જેટલી વહાલી લાગે તેટલો પુરુષ સ્ત્રીને વહાલો ન લાગે, અર્થાત્ સ્ત્રીનું સારું સૌભાગ્ય હોય. આ મૂળ વિગેરે ત્રણ નક્ષત્રો પૂર્વે નક્ષત્રના અધિકારમાં ચંદ્રની સાથે ઉત્તરાર્ધના યોગવાળાં કહ્યાં છે. પુરુષનું પ્રિયપણું થાય છે એટલે સ્ત્રીને પુરુષ વહાલો લાગે છે, પણ પુરુષને સ્ત્રી તેવી વહાલી લાગતી નથી, અર્થાત્ સ્ત્રીનું તેવું સૌભાગ્ય ન હોય. આ રેવતી વિગેરે ત્રણ નક્ષત્રો પૂર્વાર્ધના યોગવાળાં નક્ષત્રોમાં ગણાવ્યાં છે. બાકીનાં પાંચ એટલે મઘા, ઉત્તરાફાલ્ગુની, હસ્ત, સ્વાતિ અને અનુરાધા, આ પાંચ નક્ષત્રો મધ્યમ યોગવાળાં કહ્યાં છે. આ અગિયાર નક્ષત્રો જ વિવાહનાં હોવાથી બાકીનાં નક્ષત્રો અહીં ગણાવ્યાં નથી. વળી દૈવજ્ઞવલ્લભમાં કહ્યું છે કે—

"वल्लभः स्यान्नरो नार्या, बलिभिः पुरुषग्रहैः ।
स्त्रीग्रहैः पुरुषस्य स्त्री, सर्वैः प्रेमोभयोरपि ॥१॥"

"વિવાહના લગ્નમાં પુરુષના ગ્રહો બળવાન્ હોય તો સ્ત્રીને પુરુષ વધારે પ્રિય લાગે, અને સ્ત્રીના ગ્રહો બળવાન્ હોય તો પુરુષને સ્ત્રી વધારે પ્રિય લાગે, તથા બન્નેના ગ્રહો બળવાન્ હોય તો પરસ્પર પ્રેમ રહે."

वर्णकाद्यं विवाहर्क्षे, कुमार्या वरणं पुनः ।
स्वातिपूर्वानुराधाभि-र्वैश्वत्रयहुताशभैः ॥२१॥

અર્થ—વર્ણક (વરણુ) વિગેરે કાર્ય વિવાહના નક્ષત્રમાં કરવાં, અને કુમારીનું વરણ (વેસવાળ) સ્વાતિ, ત્રણ પૂર્વા, અનુરાધા, વૈશ્વત્રય (ઉત્તરાષાઢા, શ્રવણ અને ધનિષ્ઠા) તથા કૃત્તિકા નક્ષત્રમાં કરવું.

વિસ્તરાર્થ—વર્ણક એટલે ભીંત વિગેરે પર ચિત્રનું કર્મ કરવું તે, અથવા વર વહુનું વર્ણક નામનું મંગળકર્મ છે તે. વર્ણકાદ્ય એ પદમાં આદ્ય શબ્દ લખ્યો છે, તેથી નીચેના શ્લોકમાં કહેલાં કુસુંભાદિક સર્વ વિવાહનાં કાર્યો વિવાહના જ નક્ષત્રોમાં કરવાં.

लग्नादर्वाग्न कुर्वीत, त्रिषष्ठनवमे दिने ।
कुसुंभमंडपारंभ-वेदीवर्णयवारकान् ॥१२॥

અર્થ—લગ્નના દિવસની પહેલાં ત્રીજે, છઠ્ઠે કે નવમે દિવસે કુસુંભ, મંડપનો આરંભ, વેદિકા, વર્ણક અને યવારક (જુવારા વાવવા તે) તથા ઉપલક્ષણથી કન્યાનું વરણ આદિક કાર્યો કરવાં નહી.

नान्ये प्रतिष्ठां जन्मर्क्षे, दशमे षोडशे च भे ।
अष्टादशे त्रयोविंशे, पञ्चविंशे च मन्यते ॥१४॥

અર્થ—કેટલાક આચાર્યો પ્રતિષ્ઠા કરવા લાયક પ્રતિમા અને પ્રતિષ્ઠા કરાવનાર એ બન્નેના જન્મનક્ષત્રમાં જન્મનક્ષત્રનું જ્ઞાન ન હોય તો નામનક્ષત્રમાં તે જન્મનક્ષત્રથી દશમા, સોળમા, અઢારમા, ત્રેવીશમા અને પચીશમા નક્ષત્રમાં પ્રતિષ્ઠાને માનતા નથી (પ્રતિષ્ઠા કરવાની સંમતિ આપતા નથી).

શ્રી હરિભદ્રસૂરિ તો આ પ્રમાણે કહે છે—

"कारावयस्स जम्मण रिक्खं दस सोलसं तहठारं
तेवीस पंचवीसं बिंबपइठाइ वज्जिज्जा ॥१॥"

"પ્રતિષ્ઠા કરાવનારનું જન્મનક્ષત્ર તથા તે જન્મનક્ષત્રથી દશમું, સોળમું, અઢારમું, ત્રેવીશમું અને પચીશમું, એટલાં નક્ષત્રો બિંબની પ્રતિષ્ઠામાં તજવાં." (અર્થાત્ બિંબનાં જન્માદિક નક્ષત્રો તજવાનાં કહ્યાં નથી.)

વિશેષમાં આ નક્ષત્રોની સંજ્ઞા આ પ્રમાણે છે.

"जन्माद्यं दशमं कर्म, संघातं षोडशं पुनः ।
अष्टादशं समुदयं, त्रयोविंशं विनाशभम् ॥१॥
मानसं पञ्चविंशं भ–मिति षड्भोऽखिलः पुमान् ।
जातिदेशाभिषेकैश्च, नव धिष्ण्यानि भूपतेः ॥२॥"

"પહેલું નક્ષત્ર જન્મ નામનું છે, દશમું કર્મ નામનું, સોળમું સંઘાત નામનું, અઢારમું સમુદય નામનું, ત્રેવીશમું વિનાશ નામનું અને પચીશમું નક્ષત્ર માનસ નામનું છે. એ પ્રમાણે સમગ્ર પુરુષ છ નક્ષત્રવાળો છે. તથા જાતિનક્ષત્ર, દેશનક્ષત્ર અને અભિષેકનક્ષત્રે કરીને રાજાનાં નવ નક્ષત્રો છે."

જાતિનક્ષત્રો આ પ્રમાણે છે—

"विप्राणां कृत्तिकापूर्वा, राज्ञां पुष्यस्तथोत्तराः ।
सेवकानां धनिष्ठेन्द्रा–चित्रामृगशिरांसि च ॥१॥
उग्राणां भानि वायव्य–मूलार्द्राशततारकाः ।
कर्षकाणां मघाः पौष्ण–मनुराधा विरञ्चिभम् ॥२॥
वणिजामश्विनी हस्तो–ऽभिजिता (दा) दित्यमेव च ।
चांडालानां श्रुतिः सार्पं, यमदेवं द्विदैवतम् ॥३॥"

"બ્રાહ્મણ જાતિનાં નક્ષત્રો કૃત્તિકા તથા ત્રણ પૂર્વા છે, રાજાઓનાં પુષ્ય તથા ત્રણ ઉત્તરા છે, સેવક જાતિનાં ધનિષ્ઠા, જ્યેષ્ઠા, ચિત્રા અને મૃગશિર છે, ઉગ્ર જાતિનાં સ્વાતિ, મૂળ, આર્દ્રા અને શતતારકા છે, કર્ષક (ખેડુત) જાતિનાં મઘા, રેવતી, અનુરાધા અને રોહિણી છે. વણિક્ જાતિનાં અશ્વિની, હસ્ત, અભિજિત્ અને પુનર્વસુ છે, તથા ચંડાળ જાતિનાં શ્રવણ, અશ્લેષા, ભરણી અને વિશાખા છે."

દેશનક્ષત્રો પદ્મચક્રમાં આપ્યાં છે તે જાણવાં, અને રાજ્યાભિષેકનું જે નક્ષત્ર તે અભિષેકનક્ષત્ર જાણવું. (તે વિષે આગળ ૭૯ મા શ્લોકમાં કહેશે.)

અહીં કોઈ શંકા કરે કે—"જન્મનક્ષત્રાદિકનો ત્યાગ શા માટે કરવો ?" તેનો જવાબ કહે છે—"પ્રાયે કરીને નક્ષત્રો ક્રૂર ગ્રહાદિકવડે પીડાય છે, માટે જો ઈષ્ટ પુરુષનાં જન્મનક્ષત્રાદિક પ્રતિષ્ઠાદિક કાર્યને વિષે લેવામાં આવે તો તે (જન્મનક્ષત્રાદિક) ક્રૂર ગ્રહાદિકવડે પીડા પામવાથી તે પુરુષનું અનિષ્ટ થાય છે, અને જો તે (જન્મનક્ષત્રાદિક) લેવામાં ન આવે તો તે નક્ષત્ર પીડા પામ્યા છતાં 'પણ અનિષ્ટ ફળ દેવામાં સમર્થ થતાં નથી' એમ શી રીતે જાણવું ? એ શંકા પર જવાબ આપે છે કે—

"विलग्नस्थोऽष्टमो राशि-र्जन्मलग्नात् सजन्मभात् ।
न शुभः सर्वकार्येषु, लग्नाच्चन्द्रास्तथाष्टमः ॥१॥"

જન્મલગ્નથી કે જન્મનક્ષત્રથી ગણતાં આઠમો રાશિ જો લગ્નમાં રહ્યો હોય તો તે સર્વ કાર્યોમાં શુભ નથી, તથા લગ્નથી આઠમે સ્થાને ચંદ્ર હોય તો તે પણ શુભ નથી." ઈત્યાદિક દૈવજ્ઞવલ્લભમાં કહ્યું છે.

જેમ આવા પ્રકારના લગ્નાદિક યોગો ઘણીવાર મળે છે, પરંતુ તેઓ કાંઈ પણ અનિષ્ટ ફળ દઈ શકતા નથી, પણ જ્યારે તેઓ (યોગો) યાત્રાદિકમાં આવે છે ત્યારે પ્રાયે કરીને અવશ્ય અનિષ્ટ ફળ આપે છે. તે જ પ્રમાણે અહીં પણ જાણવું.

જન્મનક્ષત્રાદિક નવે નક્ષત્રની પીડા તથા તેમનું ફળ આ પ્રમાણે કહ્યું છે.—

"केत्वर्कार्किभिराक्रान्तं, भौमवक्रभिदाहतम् ।
उल्काग्रहणदग्धं च, नवधाऽपि न भं शुभम् ॥१॥"

"કેતુ, સૂર્ય અને શનિએ આક્રમણ કરેલું નક્ષત્ર, મંગળે વક્ર ગ્રહે અને ભિદાએ (ભિન્ન નક્ષત્રે) હણેલું નક્ષત્ર તથા ઉલ્કાનું નક્ષત્ર, ગ્રહણનું નક્ષત્ર, એમ દગ્ધ નક્ષત્ર, એ નવ પ્રકારનું નક્ષત્ર શુભ નથી." (અર્થાત્ આ નક્ષત્રો પીડા પામેલાં—હણાયેલાં કહેવાય છે.)

"देहविनाशो जन्मर्क्ष-पीडने कर्मणश्च कर्मर्क्षे ।
उत्सवबांधवनाशौ, समुदयसंघातयोर्हतयोः ॥२॥"

"જન્મનક્ષત્ર પીડા પામ્યું હોય તો શરીરનો નાશ થાય, કર્મનક્ષત્ર પીડાયું હોય તો કર્મ (કાર્ય)નો નાશ થાય, સમુદયનક્ષત્ર હણાયું (પીડા પામ્યું) હોય તો ઓચ્છવનો નાશ થાય અને સંઘાતનક્ષત્ર હણાયું હોય તો બંધુનો નાશ થાય."

"स्वतनुविनाशो नाशिके, हते मानसे मनस्तापः ।
कुलदेशस्त्रीनाशो जा–तिभदेशाभिषेकेषु ॥३॥"

"વિનાશનક્ષત્ર હણાયું હોય તો પોતાના શરીરનો નાશ થાય, માનસનક્ષત્ર હણાયું હોય તો મનમાં સંતાપ (ઉદ્વેગ) થાય, જાતિનક્ષત્ર હણાયું હોય તો કુળનો નાશ થાય, દેશનક્ષત્ર હણાયું હોય તો દેશનો નાશ થાય છે અને અભિષેકનક્ષત્ર નાશ પામ્યું હોય તો સ્રીનો નાશ થાય છે.

અભિષેકનક્ષત્ર તથા દેશનક્ષત્ર આ પ્રમાણે છે.—

"राज्याभिषेकदिवसे-ऽभिषेकधिष्ण्यं च देशनक्षत्रम् ।
पद्मविभागे ज्ञेयं, प्रादक्षिण्येन भूमध्यात् ॥४॥"

"રાજ્યાભિષેકને દિવસે જે નક્ષત્ર હોય તે અભિષેકનક્ષત્ર જાણવું, અને પૃથ્વીના મધ્ય ભાગથી પ્રદક્ષિણાના ક્રમે પદ્મચક્રના વિભાગમાં દેશનક્ષત્ર જાણવું." (એટલે કે પૃથ્વીના મધ્ય ભાગથી જે દિશા કે વિદિશામાં જે દેશ હોય તે દિશા કે વિદિશામાં પદ્મચક્રને વિષે જે નક્ષત્રો હોય તે દેશ નક્ષત્રો જાણવાં.)

પદ્મચક્રની સ્થાપનાની રીત આ પ્રમાણે છે.—

"कर्णिकाष्टदलैराढये, पद्मे नाभौ दलेषु च ।
प्राच्यादिस्थेषु भानीह, न्यस्याग्निभत्रयादितः ॥५॥"

"કર્ણિકા (નાભિ) તથા આઠ પાંખડી સહિત એક પદ્મ (કમળ) કરવું, તેની નાભિને વિષે તથા પૂર્વાદિકના અનુક્રમે રહેલી પાંખડીઓને વિષે કૃતિકાથી આરંભીને ત્રણ ત્રણ નક્ષત્રો મૂકવાં."

પદ્મચક્ર યંત્ર



"त्रितयैराग्नेय्याद्यैः, क्रूरग्रहपीडितैः क्रमेण नृपाः ।
पाञ्चालो १ मागधिकः, २ कालिंगश्च ३ क्षयं यान्ति ॥६॥
आवन्त्यो ४ ऽथानर्तो ५, मृत्युं चायाति सिन्धुसौवीरः ६ ।
राजा च हारहूरो ७, मद्रेशो ८ ऽन्यश्च कौणिन्दः ९ ॥७॥

"કૃત્તિકાદિક ત્રણ નક્ષત્રો જો ક્રૂર ગ્રહવડે પીડાયેલ હોય તો પાંચાલ દેશનો રાજા નાશ પામે છે. ૧ એ જ પ્રમાણે પૂર્વ દિશા વિગેરેના અનુક્રમે રહેલાં નક્ષત્રો પીડાયેલાં હોય તો અનુક્રમે મગધ દેશનો રાજા ૨, કલિંગનો રાજા ૩, અવન્તીનો રાજા ૪, આનર્તનો રાજા ૫, સિંધુસૌવીરનો રાજા ૬, હારહૂરનો રાજા ૭, મદ્ર દેશનો રાજા ૮ અને કૌણિંદ દેશનો રાજા ૯, ક્ષય પામે છે." (એટલે કે પૂર્વ દિશામાં રહેલાં આર્દ્રાદિક ત્રણ નક્ષત્રો પીડાયાં હોય તો મગધ દેશનો રાજા નાશ પામે છે, અગ્નિ ખૂણામાં રહેલાં અશ્લેષાદિક ત્રણ નક્ષત્રો પીડિત હોય તો કલિંગ દેશનો રાજા ક્ષય પામે છે. એ રીતે ઈશાન સુધી જાણવું.) આ ઉપર કહેલા દેશો અનુક્રમે કર્ણિકા (નાભિ) ને વિષે તથા પૂર્વ, અગ્નિ, દક્ષિણ વિગેરે આઠ દિશાઓની પાંખડીઓને સ્થાને રહેલા છે, તેથી તે તે નક્ષત્રો પીડાયાથી તે તે દેશના રાજાનો ક્ષય થાય છે. આ દેશાધિપના નામની ગણતરી માત્ર દિશાને જ ઉદ્દેશીને કરી છે, તેથી ઉપર પ્રમાણે નવ ખંડ વડે કલ્પના કરેલી આ આખી પૃથ્વીને વિષે જે જે ખંડમાં જે જે દેશો રહેલા હોય તે તે દેશો (દેશાધિપતિઓ) તે તે નક્ષત્રો પીડા પામવાથી પીડાય છે—નાશ પામે છે એમ જાણી લેવું. નરપતિજયચર્યામાં માં તો આ પદ્મચક્રને ઠેકાણે કૂર્મસ્થાપના કરીને પણ આ જ ભાવાર્થ વર્ણવ્યો છે. કેટલાક આચાર્યો જન્મનક્ષત્રની જ જેમ ઓગણીશમું આધાન નક્ષત્ર પણ ક્રૂર ગ્રહવડે પીડા પામ્યું હોય તો તે પ્રવાસ આપનાર હોવાથી તેને વર્જે છે. આ સર્વ હકીકત લલ્લે રચેલા રત્નકોશમાં લખેલી છે.

ગ્રહનું દુષ્ટપણું હોય તો નવાંશે કરીને શુદ્ધ એવું પણ લગ્ન અશુદ્ધ (અશુભ) જ છે, એમ સપ્તર્ષિએ કહેલું હોવાથી યથોક્ત નક્ષત્રોના પ્રકાર કહે છે.

क्रूरेण मुक्तमाक्रान्तं, भोग्यं ग्रहणभं तथा ।
दुष्टं ग्रहोदयास्ताभ्यां, ग्रहैर्भिन्नं च भं त्यजेत् ॥१५॥

અર્થ—ક્રૂર ગ્રહે મૂકી દીધેલું નક્ષત્ર, આક્રમણ કરેલું નક્ષત્ર અને ભોગ્ય નક્ષત્ર, તથા ગ્રહણનું નક્ષત્ર, ગ્રહોના ઉદય અને અસ્તવડે દોષ પામેલું નક્ષત્ર અને ગ્રહોએ ભેદેલું નક્ષત્ર, આટલાં નક્ષત્રો તજવા યોગ્ય છે.

અહીં ગ્રહનું ક્રૂરપણું સ્વાભાવિક જાણવું, પરંતુ જેમ ક્ષીણપણાએ કરીને ચંદ્રનું ક્રૂરપણું કહ્યું છે અને પાપગ્રહની સાથે રહેવાથી જ બુધનું ક્રૂરપણું કહ્યું છે, એવું

ઉપાધિથી થયેલું ક્રૂરપણું અહીં જાણવું નહીં, તેથી અહીં એ ભાવાર્થ થયો કે જે નક્ષત્ર ક્રૂર એટલે રવિ, મંગળ, શનિ અને રાહુમાંથી કોઈ પણ ગ્રહે ભોગવીને મૂકી દીધેલું હોય તે નક્ષત્ર, તથા આક્રમણ કરેલું એટલે તે જ ક્રૂર ગ્રહે ભોગવાતું નક્ષત્ર, તથા ભોગ્ય એટલે તે જ ક્રૂર ગ્રહે હમણાં તરત જ ભોગવવાનું હોય તે નક્ષત્ર, આ ત્રણે નક્ષત્રો તજવા યોગ્ય કહ્યાં છે. તેમનાં ફળ આ પ્રમાણે સારંગ કહે છે.

" क्रूराश्रितक्रूरविमुक्तक्रूर–गन्तव्यधिष्ण्येषु कुमारिकाणाम् ।
वदन्ति पाणिग्रहणे मुनीन्द्रा, वैधव्यमब्दैस्त्रिभिरत्रिमुख्याः ॥१॥ "

" ક્રૂર ગ્રહે આશ્રિત કરેલું (ભોગવાતું) ક્રૂર ગ્રહે ભોગવીને મૂકી દીધેલું અને ક્રૂર ગ્રહે ગંતવ્ય એટલે હજુ હવે ભોગવવાનું, એ ત્રણમાંથી કોઈ પણ નક્ષત્રમાં કુમારિકાનું પાણિગ્રહણ (વિવાહ) કર્યું હોય તો તે કન્યા ત્રણ વર્ષની અંદર વિધવાપણું પામે છે એમ અત્રિ વિગેરે મુનીંદ્રો કહે છે. "

બીજા આચાર્યો કહે છે કે—

" भुक्तं भोग्यं च नो त्याज्यं, सर्वकर्मसु सिद्धिदम् ।
यत्नात्त्याज्यं तु सत्कार्ये, नक्षत्रं राहुसंयुतम् ॥१॥ "

" ક્રૂર ગ્રહે ભોગવેલું તથા ભોગવવાનું એ બે નક્ષત્રો સર્વ કર્મમાં સિદ્ધિ આપનાર હોવાથી તજવા યોગ્ય નથી, પરંતુ શુભ કાર્યને વિષે રાહુ વડે યુક્ત એવું નક્ષત્ર અવશ્ય યત્નથી ત્યાગ કરવા યોગ્ય છે."

ગ્રહણનક્ષત્ર એટલે જે દિનનક્ષત્રમાં (દનઇયા નક્ષત્રમાં) સૂર્ય કે ચંદ્રનું ગ્રહણ થયું હોય તે. ગ્રહના ઉદય અને અસ્તવડે દોષ પામેલું નક્ષત્ર એટલે જે દિનનક્ષત્રમાં ગ્રહોનો ઉદય કે અસ્ત થયો હોય તે. આગમને વિષે વક્ર ગ્રહે આક્રમણ કરેલું (ભોગવાતું) નક્ષત્ર પણ તજવા યોગ્ય કહ્યું છે. " વિડ્ડેરમવદ્દારિયં " રવિધર નક્ષત્ર એટલે અપદ્વારિત નક્ષત્ર તજવા યોગ્ય છે. " અહીં અપદ્વારિત એટલે વક્ર ગ્રહે આક્રમણ કરેલું એવો અર્થ છે. ગ્રહોએ ભેદેલું એટલે ભૌમ (મંગળ) વિગેરે પાંચ તારાગ્રહો કૃત્તિકા, રોહિણી વિગેરે જે નક્ષત્રોની વચ્ચે ભેદીને જાય છે તે ગ્રહભિન્ન કહેવાય છે. તે વિષે લગ્નશુદ્ધિમાં કહ્યું છે કે—"મજ્ઝેણ ગહો જસ્સ ઉ ગચ્છઈ તં હોઈ ગહભિન્નં " "ગ્રહ જેની મધ્યે થઈને જાય છે તે ગ્રહભિન્ન કહેવાય છે." નારચંદ્ર ટિપ્પણીમાં તો એમ લખ્યું છે કે— "જેના પર ગ્રહોની ડાબી તથા જમણી દૃષ્ટિ પડતી હોય તે ગ્રહભિન્ન કહેવાય છે." અહીં દૃષ્ટિ જાણવાને માટે સાત રેખાવાળા ચક્રની જેમ કૃત્તિકા નક્ષત્રથી આરંભીને સાત સાત નક્ષત્રો ચારે દિશામાં સ્થાપવાં. તે આ પ્રમાણે—

| | કૃ૦ | રો૦ | મૃ૦ | આ૦ | પુ૦ | પુ૦ | અ૦ | |
|---|---|---|---|---|---|---|---|---|
| ભ૦ | | | | | | | | મ૦ |
| અ૦ | | | | | | | | પૂ૦ |
| રે૦ | | | | | | | | ઉ૦ |
| ઉ૦ | | | | | | | | હ૦ |
| પૂ૦ | | | | | | | | ચિ૦ |
| શ૦ | | | | | | | | સ્વા૦ |
| ધ૦ | | | | | | | | વિ૦ |
| | શ્ર૦ | અ૦ | ઉ૦ | પૂ૦ | મૂ૦ | જ્યે૦ | અ૦ | |

ત્યાર પછી—

"यस्मिन् धिष्ण्ये स्थितः खेट–स्ततो वेधत्रयं भवेत् ।
ग्रहदृष्टिप्रभावेण, वामदक्षिणसम्मुखम् ॥१॥"
वक्रगे दक्षिणा दृष्टि–र्वामदृष्टिश्च शीघ्रगे ।
भौमादिपञ्चकस्य स्या–न्मध्यदृष्टिश्च मध्यमे (गे) ॥२॥
राहुकेतू सदा वक्रौ, सदा शीघ्रौ विधूष्णगू ।
क्रूरा वक्रा महाक्रूराः, सौम्या वक्रा महाशुभाः ॥३॥
वेधद्वयं भजति धिष्ण्यमिभारिदंष्ट्रा–
संस्थानदिग्द्वयगतोड्डुगतग्रहाभ्याम् ।
एकं तथाऽभिमुखसंस्थितमध्यनासा–
पर्यन्तभागधृतधिष्ण्यगतग्रहेण ॥४॥"

"જે નક્ષત્રમાં કોઈ પણ ગ્રહ રહ્યો હોય તે નક્ષત્રથી ગ્રહની દૃષ્ટિના પ્રભાવને લીધે ડાબો, જમણો અને સન્મુખ એવા ત્રણ વેધ થાય છે (૧). તેમાં જો વક્ર ગતિવાળો ગ્રહ હોય તો તેની જમણી દૃષ્ટિ પડે છે, શીઘ્ર ગતિવાળો હોય તો તેની ડાબી દૃષ્ટિ પડે છે, અને મંગળ વિગેરે પાંચમાંથી કોઈ મધ્ય ગતિવાળો હોય તો તેની મધ્ય એટલે સન્મુખ દૃષ્ટિ પડે છે. (૨). તેમાં રાહુ અને કેતુ એ બે ગ્રહો નિરંતર વક્ર ગતિવાળા જ હોય છે, તથા ચંદ્ર અને સૂર્ય એ બે નિરંતર શીઘ્ર ગતિવાળા જ હોય છે.

તેમાં જો ક્રૂર ગ્રહો વક્ર થયા હોય તો તે અત્યંત ક્રૂર જાણવા, અને સૌમ્ય ગ્રહો વક્ર થયા હોય તો તે અતિ શુભ જાણવા (૩). જે નક્ષત્રથી સિંહની દાઢાના સંસ્થાનની જેમ (તિર્છા) બે દિશામાં જે બે નક્ષત્રો રહેલાં હોય તે બે નક્ષત્રો ઉપર જે બે ગ્રહો રહેલા હોય તે બે ગ્રહોએ કરીને પ્રથમનું નક્ષત્ર બે વેધને ભજે (પામે) છે, તથા તે જ પ્રથમનું નક્ષત્ર પોતાની સન્મુખ રહેલા મધ્ય નાસિકાના પર્યંત ભાગ ઉપર રહેલા નક્ષત્ર ઉપર જે ગ્રહ હોય તે ગ્રહે કરીને ત્રીજો સન્મુખ વેધ થાય છે (૪)." આ પ્રમાણે નરપતિજયચર્યામાં કહ્યું છે. આનું ઉદાહરણ આપવાથી બરાબર સમજાશે, માટે ઉદાહરણ આપે છે કે—કોઈ કાર્ય મૃગશિર નક્ષત્રમાં કરવા ધાર્યું છે અને ચિત્રા નક્ષત્રમાં મંગળ વિગેરે સાત ગ્રહોમાંનો કોઈ પણ વક્રી ગ્રહ રહ્યો હોય તો તેના વક્ર ગતિપણાને લીધે જમણી દૃષ્ટિ મૃગશિર ઉપર પડી. તથા રેવતી નક્ષત્રમાં સૂર્યાદિક સાત ગ્રહોમાંનો કોઈ પણ અતિચારી (શીઘ્ર ગતિવાળો) ગ્રહ હોય તો તેના શીઘ્ર ગતિપણાને લીધે ડાબી દૃષ્ટિ મૃગશિર ઉપર પડી. એ પ્રમાણે બન્ને તરફથી ગ્રહની દૃષ્ટિ પડવાને લીધે તે મૃગશિર નક્ષત્ર ગ્રહભિન્ન થયું કહેવાય. વળી ઉત્તરાષાઢા નક્ષત્રમાં મંગળ વિગેરે પાંચ ગ્રહોમાંનો કોઈ પણ મધ્ય ગતિવાળો ગ્રહ હોય તો સન્મુખ દૃષ્ટિએ કરીને તે મૃગશિરનો ત્રીજો વેધ પણ થયો. એ જ રીતે બીજાં નક્ષત્રોના સંબંધમાં પણ જાણવું, પરંતુ આ ત્રીજો સન્મુખ નામનો વેધ "વેધૈનૈકાર્ગલો૦" એ આ જ વિમર્શના સત્તરમા શ્લોકમાં કહેશે, અને બીજા બે વેધનો અહીં અધિકાર છે.

અશુદ્ધ નક્ષત્રની શુદ્ધિ ક્યારે થાય? તે કહે છે.—

धिष्ण्यं कार्याय पर्याप्तं, चन्द्रभोगाद् ग्रहाहतम् ।
शुद्धं षड्भिर्भवेन्मासै-रुपरागपराहतम् ॥१६॥

અર્થ—ગ્રહથી હણાયેલું નક્ષત્ર ચંદ્રવડે ભોગવાયા પછી શુભ કાર્યને માટે પર્યાપ્ત (યોગ્ય) થાય છે અને ઉપરાગ (ગ્રહણ)થી હણાયેલું નક્ષત્ર છ માસે કરીને શુદ્ધ થાય છે.

અહીં પર્યાપ્ત એટલે યોગ્ય થાય છે એવો અર્થ કરવો. ગ્રહથી હણાયેલું નક્ષત્ર એટલે ક્રૂર ગ્રહે ભોગવીને મૂકી દેવાથી, ભોગવાતા—પણાથી કે ભોગ્યપણાથી દૂષિત કરેલું, અથવા ગ્રહોએ ઉદય કે અસ્ત કરવાએ કરીને દૂષિત કરેલું અથવા વક્રી ગ્રહે આક્રમણ વિગેરે કરવાવડે કરીને દૂષિત કરેલું જે નક્ષત્ર તે. ચંદ્રના ભોગથી એટલે ગ્રહે કરેલો દોષ દૂર થયા પછી જો તે નક્ષત્ર ચંદ્રે ભોગવ્યું હોય તો તે આદરવા યોગ્ય છે-શુભ છે. તે વિષે વરાહ કહે છે કે—

"दोषैर्मुक्तं यदा धिष्ण्यं, पश्चाच्चन्द्रेण संयुतम् ।
ततः पश्चा-द्विशुद्धं स्यान्नान्यथा शुभदं भवेत् ॥१॥"

"દૂષિત નક્ષત્ર પ્રથમ તો દોષથી મુક્ત થાય, અને પછી તે ચંદ્રવડે સંયુક્ત થાય –ભોગવાય, ત્યાર પછી તે શુદ્ધ થાય છે, અન્યથા એટલે તે પહેલાં તે શુભ ફળને આપનારું થતું નથી."

લલ્લ તો આ પ્રમાણે કહે છે—

"तत्सूर्येन्द्वोर्भोगात्कर्म–ण्यत्वं प्रयाति भूयोऽपि।
धिष्ण्यं कर्मसु शुद्धं, तापनिषेकात्सुवर्णमिव ॥१॥"

"તે (દૂષિત થયેલું) નક્ષત્ર ફરીથી સૂર્ય અને ચંદ્રના ભોગવ્યા પછી શુભ કાર્યને માટે યોગ્ય થાય છે. જેમ અશુદ્ધ સુવર્ણ અગ્નિમાં તપાવીને જળમાં નાખ્યા પછી કાર્ય (અલંકાર) કરવામાં શુદ્ધ થાય છે તેમ. અર્થાત્ તે નક્ષત્ર પ્રથમ સૂર્ય વડે તપાવાય છે, અને પછી ચંદ્રવડે શાંત કરાય છે."

ઉપરાગથી એટલે ચંદ્ર કે સૂર્યના ગ્રહણથી હણાયેલું એટલે દૂષિત થયેલું જે નક્ષત્ર હોય તે ગ્રહણનક્ષત્ર કહેવાય છે. તે છ માસ સુધી શુભ કાર્યમાં વર્જવા યોગ્ય છે. કેટલાક આચાર્યો એમ કહે છે કે–જ્યાં સુધી તે નક્ષત્રને ફરીથી સૂર્ય ન ભોગવે ત્યાં સુધી તે વર્જવા યોગ્ય છે. અહીં વિશેષ આ પ્રમાણે છે.—

"पक्षान्तरेण ग्रहणद्वयं स्या–द्यदा तदाद्यग्रहणोपगं भम्।
पक्षाद्विशुद्धं भवति द्वितीय–ग्रहोपगं शुध्यति मासषट्कात् ॥१॥"

"એક પખવાડીયાને આંતરે જ જો બે ગ્રહણ થતાં હોય તો પહેલા ગ્રહણથી દૂષિત થયેલું નક્ષત્ર એક પખવાડીયાએ કરીને (બીજું ગ્રહણ આવે ત્યારે) શુદ્ધ થાય છે અને બીજા ગ્રહણથી દૂષિત થયેલું નક્ષત્ર છ મહીને શુદ્ધ થાય છે" એમ સપ્તર્ષિઓ કહે છે.

વળી જે નક્ષત્રમાં કેતુનો ઉદય થયો હોય તે જ નક્ષત્રમાં છ માસ સુધી કેતુ રહે છે, તેથી તે નક્ષત્ર પણ છ માસ સુધી તજવા યોગ્ય છે તથા જે દિનનક્ષત્રમાં મંગળ વિગેરે પાંચ તારાગ્રહ માંહેના કોઈ પણ બે તારાગ્રહનો પરસ્પર ભેદ (વેધ) થતો હોય તો તે નક્ષત્ર પણ છ માસ સુધી તજવા યોગ્ય છે. તે વિષે વિવાહવૃન્દાવનને વિષે કહ્યું છે કે—

"यस्मिन् धिष्ण्ये वीक्षितौ राहुकेतू, भेदस्ताराखेटयोर्यत्र च स्यात्।
आषण्मासांस्तत्र लग्नेन्दुभाजि, भ्राजिष्णु स्यान्नो शुभं कर्म किञ्चित् ॥१॥"

"જે દિનનક્ષત્રમાં રાહુ અને કેતુ જોયા હોય, અને જે નક્ષત્રમાં મંગળાદિક બે તારાગ્રહનો પરસ્પર ભેદ–વેધ થતો હોય તે લગ્નના ચંદ્રવડે શોભતા એવા નક્ષત્રમાં છ માસ સુધી કોઈ પણ શુભ કાર્ય કર્યું હોય તો તે શોભાવાળું એટલે શુભ ફળદાયક થતું નથી." જે દિનનક્ષત્રમાં સૂર્ય કે ચંદ્રનું ગ્રહણ થતું હોય તે નક્ષત્રમાં રાહુ જોયો કહેવાય છે, અને જે નક્ષત્રમા કેતુનો ઉદય થતો હોય તે નક્ષત્રમા કેતુ જોયેલો કહેવાય છે. અહીં કોઈને શંકા થાય કે કેતુના ઉદયનું નક્ષત્ર શી રીતે જાણી શકાય? આ શંકાના ઉત્તરમા ત્રિવિક્રમશતકની ટીકામાં લખેલા શ્લોકો અહીં લખે છે.—

"मेषेऽर्के सति रेवत्यां, यदि याति विधुंतुदः।
भाद्रमासोत्तरार्धे स्यात्, पुष्ये केतूदयस्तदा ॥१॥"

"મેષ સંક્રાંતિમાં જો રેવતી નક્ષત્રને વિષે રાહુ રહ્યો હોય તો ભાદરવા માસના બીજા પખવાડીયામાં પુષ્ય નક્ષત્રને વિષે કેતુનો ઉદય થાય છે. ૧."

"सूर्ये वृषस्थितेऽश्विन्यां, यदि याति विधुंतुदः ।
आश्विनस्योत्तरार्धे त-द्रोहिण्यां केतुरीक्ष्यते ॥२॥"

"વૃષ રાશિમાં સૂર્ય રહ્યો હોય ત્યારે જો અશ્વિની નક્ષત્રમાં રાહુ રહ્યો હોય તો આશ્વિન માસના બીજા પખવાડીયાને વિષે રોહિણી નક્ષત્રમાં કેતુ દેખાય છે-ઉદય પામે છે. ૨."

"भरण्यां मिथुनस्थेऽर्के, यदि याति विधुंतुदः ।
कार्तिकस्योत्तरार्धे त-दार्द्रायां केतुदर्शनम् ॥३॥"

"મિથુન રાશિમાં સૂર્ય રહ્યો હોય ત્યારે જો ભરણી નક્ષત્રમાં રાહુ રહ્યો હોય તો કાર્તિક માસના બીજા પખવાડીયામાં આર્દ્રા નક્ષત્રને વિષે કેતુનું દર્શન થાય છે. ૩."

"कर्कस्थेऽर्के कृत्तिकायां, यदि याति विधुंतुदः ।
मार्गशीर्षापरार्धे तत्, केतूदयः पुनर्वसौ ॥४॥"

"કર્ક રાશિમાં સૂર્ય રહ્યો હોય ત્યારે જો કૃત્તિકા નક્ષત્રમાં રાહુ રહ્યો હોય તો માર્ગશીર્ષ માસના બીજા પખવાડીયામાં પુનર્વસુ નક્ષત્રને વિષે કેતુનો ઉદય થાય છે. ૪."

"सिंहेऽर्के सति रोहिण्यां, यदि याति विधुंतुदः ।
पौषमासापरार्धे त-दश्लेषायां शिखीक्ष्यते ॥५॥"

"સિંહ સંક્રાંતિ હોય ત્યારે જો રોહિણી નક્ષત્રમાં રાહુ રહેલો હોય તો પોષ માસના બીજા પખવાડીયામાં અશ્લેષા નક્ષત્રને વિષે કેતુ દેખાય છે-ઉદય પામે છે. ૫."

"कन्यास्थेऽर्के मृगशीर्षे, यदि याति विधुंतुदः ।
माघमासोत्तरार्धे त-च्चित्रायां दृश्यते शिखी ॥६॥"

"સૂર્ય કન્યા રાશિમાં રહ્યો હોય ત્યારે જો રાહુ મૃગશીર્ષ નક્ષત્રમાં રહ્યો હોય તો માઘ માસના બીજા પખવાડીયામાં ચિત્રા નક્ષત્રને વિષે કેતુ દેખાય છે. ૬."

"तुलार्के सति आर्द्रायां, यदि याति विधुंतुदः ।
फाल्गुनस्योत्तरार्धे स्या-न्मूले केतूदयस्तदा ॥७॥"

"તુલા રાશિમાં સૂર્ય હોય ત્યારે જો આર્દ્રા નક્ષત્રમાં રાહુ રહેલો હોય તો ફાલ્ગુન માસના બીજા પખવાડીયામાં મૂળ નક્ષત્રને વિષે કેતુનો ઉદય થાય છે. ૭."

"वृश्चिकेऽर्के पुनर्वस्वो-र्यदि याति विधुंतुदः ।
चैत्रमासोत्तरार्धे स्यात्, स्वातौ केतूदयस्तदा ॥८॥"

"વૃશ્ચિક રાશિનો સૂર્ય હોય ત્યારે જો પુનર્વસુ નક્ષત્રમાં રાહુ રહેલો હોય તો ચૈત્ર માસના બીજા પખવાડીયામાં સ્વાતિ નક્ષત્રને વિષે કેતુનો ઉદય થાય છે. ૮."

"धनुःस्थिते रवौ पुष्यं, यदि याति विधुंतुदः ।
वैशाखस्योत्तरार्धे स्या-न्मूले केतूदयस्तदा ॥९॥"

"ધન રાશિમાં સૂર્ય રહ્યો હોય ત્યારે જો પુષ્ય નક્ષત્રમાં રાહુ રહેલો હોય તો વૈશાખ માસના બીજા પખવાડીયામાં મૂળ નક્ષત્રને વિષે કેતુનો ઉદય થાય છે. ૯."

"अश्लेषां मकरस्थेऽर्के, यदि याति विधुंतुदः ।
ज्येष्ठमासोत्तरार्धे त-ज्ज्येष्ठायां दृश्यते शिखी ॥१०॥"

"સૂર્ય મકર રાશિમાં રહ્યો હોય ત્યારે જો રાહુ અશ્લેષા નક્ષત્રમાં રહ્યો હોય તો જયેષ્ઠ માસના બીજા પખવાડીયામાં જ્યેષ્ઠા નક્ષત્રને વિષે કેતુ દેખાય છે. ૧૦."

"कुंभस्थेऽर्के मघाधिष्ण्यं, यदि याति विधुंतुदः ।
आषाढमासोत्तरार्धे, श्रुतौ केतूदयस्तदा ॥११॥"

"સૂર્ય કુંભ રાશિમાં રહ્યો હોય ત્યારે જો રાહુ મઘા નક્ષત્રમાં હોય તો અષાઢ માસના બીજા પખવાડીયામાં શ્રવણ નક્ષત્રને વિષે કેતુનો ઉદય હોય છે. ૧૧."

"मीनेऽर्केऽपरफल्गुन्यां, यदि याति विधुंतुदः ।
श्रावणस्योत्तरार्धे त-द्वारुणे दृश्यते शिखी ॥१२॥"

"મીન રાશિમાં સૂર્ય રહ્યો હોય ત્યારે જો રાહુ ઉત્તરાફાલ્ગુની નક્ષત્રમાં હોય તો શ્રાવણ માસના બીજા પખવાડીયામાં શતભિષક્ નક્ષત્રને વિષે કેતુ દેખાય છે–ઉદય પામે છે, ૧૨."

ઉલ્કાપાત અને ચંદ્ર–સૂર્યના પરિવેષથી દૂષિત થયેલું નક્ષત્ર પણ છ માસ સુધી શુભ કાર્યમાં વર્જવા યોગ્ય છે એમ કેટલાક આચાર્યો કહે છે.

वेधेनैकार्गलोत्पात–पातलत्ताभिधैरपि ।
दोषैरुपग्रहाद्यैश्च, नक्षत्रं दुष्टमुत्सृजेत् ॥१७॥

અર્થ–વેધવડે કરીને એટલે સાત અને પાંચ રેખાવાળા ચક્રે કરીને બતાવેલાં વેધ-વડે દૂષિત થયેલું તથા એકાર્ગલ, ઉત્પાત, પાત અને લત્તા નામના દોષે કરીને દૂષિત થયેલું, તથા ઉપગ્રહાદિકે કરીને દૂષિત થયેલું નક્ષત્ર શુભ કાર્યમાં તજવા યોગ્ય છે.

ઉત્પાત એટલે જે દિવસે ભૌમ વિગેરે ઉત્પાતો થયા હોય તે દિવસનું નક્ષત્ર ઉત્પાત-વડે દૂષિત કહેવાય છે. શ્લોકમાં અપિ શબ્દ હોવાથી યુદ્ધાદિકવડે દૂષિત થયેલું નક્ષત્ર પણ તજવા યોગ્ય છે. આ સર્વે દોષોથી દૂષિત થયેલાં નક્ષત્રો તે તે દોષથી મુક્ત થયા પછી જ્યારે ચંદ્રવડે ભોગવાઈ જાય ત્યારે તે શુદ્ધ થાય છે એમ રત્નમાળાના ભાષ્યમાં કહ્યું છે.

હવે વેળા (સમય)ની શુદ્ધિ કહે છે.—

अर्केन्द्वोर्भुक्तांशकराशियुतौ क्रान्तिसाम्यनामाऽयम् ।
चक्रदले व्यतिपातः पातश्चक्रे च वैधृतस्त्याज्यः ॥१८॥

અર્થ—સૂર્ય અને ચંદ્રના ભુક્ત અંશ તથા રાશિને એકઠા કરવાથી ક્રાંતિસામ્ય નામનો દોષ થાય છે. તેમાં જો તે એકઠા કરેલા રાશિની સંખ્યા અર્ધચક્ર એટલે છની આવે તો તે ક્રાંતિસામ્યનું નામ વ્યતિપાત કહેવાય છે, અને જો ચક્ર એટલે બારની સંખ્યા આવે તો તેનું પાત તથા વૈધૃત એવું નામ કહેવાય છે. આ બન્ને પ્રકારનો ક્રાંતિસામ્ય દોષ શુભ કાર્યમાં તજવા યોગ્ય છે.

વિસ્તરાર્થ—સ્પષ્ટ કરેલા સૂર્ય અને ચંદ્રને અયનાંશો સહિત કરવા. પછી તેમાં ભુક્ત અંશ તથા રાશિ નાખવા. તેમાં જો રાશિના અંકને સ્થાને છની કે બારની સંખ્યા આવે તો ક્રાંતિસામ્યનો સંભવ છે એમ જાણવું. તે વેળા તજવા યોગ્ય છે. તે ક્રાંતિસામ્ય નામનો દોષ જો છની સંખ્યાવડે થયો હોય તો તેનું વ્યતિપાત એવું નામ કહેવાય છે, અને જો બારની સંખ્યાવડે થયો હોય તો તેનાં પાત અને વૈધૃત એવાં બે નામ કહેવાય છે. અહીં તાત્પર્ય એ છે કે—આ ક્રાંતિસામ્યની વેળા નિશ્ચયથી કહી શકાતી નથી, કારણ કે વર્ષે વર્ષે તે વેળા અનિયમિત વખતે આવે છે. તેને માટે વિવાહવૃંદાવનને વિષે કહ્યું છે કે—

"त्रिभागशेषे ध्रुवनाम्नि चैन्द्रत्र्यंशे गते सम्प्रति संभवोऽस्य ।"

"વિષ્કંભાદિક યોગો માંહેના ધ્રુવ નામના યોગનો ત્રીજો ભાગ શેષ રહે ત્યારે અને ઐંદ્ર નામના યોગના ત્રણ ભાગ વીતી જાય ત્યારે હાલના સમયમાં આ ક્રાંતિસામ્ય નામના દોષનો સંભવ છે."

ત્યાર પછી કોઈએ આમ કહ્યું છે.—

"पुर्वार्धे पुनरैन्द्रस्य, पश्चिमार्धे ध्रुवस्य च ।"

"ઐંદ્રના પહેલા અર્ધ ભાગમાં અને ધ્રુવના પાછલા અર્ધા ભાગમાં આ ક્રાન્તિસામ્યનો સંભવ છે." હમણાં તો—

"ब्रह्मणश्चरणे शेषे, ध्रुवस्य चरणे गते ।
तत्संभव इत्याहुर्ज्ञाः० ॥१॥

"બ્રહ્મા નામના યોગનો ચોથો ભાગ શેષ રહે ત્યારે અને ધ્રુવ યોગનો એક પાદ (ચોથો ભાગ) જાય ત્યારે તે ક્રાંતિસામ્યનો સંભવ છે એમ જ્યોતિષશાસ્ત્ર જાણનારાઓ કહે છે.

આ બાબત શી રીતે નિશ્ચય કરવો ? તે માટે કહે છે કે—તે[1] વખતના સૂર્ય અને ચંદ્રને રાશિ, અંશ વિગેરે રૂપે સ્પષ્ટ કરીને તે વર્ષના અયનાંશોને તે (સ્પષ્ટ કરેલા સૂર્ય અને ચંદ્ર)માં નાખવા. પછી તે બન્નેને એકઠા કરવા. તેમાં જો રાશિની સંખ્યા છ અથવા બાર આવે તો ક્રાંતિસામ્યનો સંભવ છે એમ જાણવું. તેમાં પણ આ પ્રમાણે

૧. જે વખતે કાર્ય કરવાનું હોય તે વખતના

વિશેપ જાણવું.—જો છની કે બારની સંખ્યા પૂરેપૂરી એટલે કે અંશ, કળેથી વિગેરેને સ્થાને શૂન્ય જ આવે અને માત્ર રાશિને સ્થાને જ છ કે બારની સંખ્યાજને આવે તો તે જ વખતે ક્રાંતિસામ્ય છે એમ જાણવું, પરંતુ જો છ કે બારનીતિ-સંખ્યા ઉપર અંશ, કળા વિગેરે કાંઈ પણ અધિક આવે તો તેટલું ક્રાંતિસામ્ય વીતીગ્ય ગયું છે એમ જાણવું, અને જો છ કે બારની સંખ્યાથી કંઈક ન્યૂન હોય તો હવે પછીતે ક્રાંતિસામ્ય થશે એમ જાણવું. ક્રાંતિસામ્ય વીતી ગયાને કેટલો કાળ થયો અથવા કેટલારિ કાળ પછી ક્રાંતિસામ્ય થશે ? તે જાણવાની ઇચ્છા થાય તો આ રીતે કરવું.—સૂર્ય અને ચંદ્રની ગતિને [1]કળા તથા વિકળારૂપે સ્પષ્ટ કરીને તે બન્નેને એકત્ર કરી તે સર્વની સે વિકળા કરવી. (કરી રાખવી) ત્યાર પછી અયનાંશ સહિત સૂર્ય અને ચંદ્રને એકત્ર કરી ? છ અથવા બારની સંખ્યાથી જે કાંઇ અધિક રાશિ, અંશ વિગેરે હોય તેમાંથી પહેલા રાશિના અંકને છોડીને બીજા અંશ વિગેરેની વિકળા કરવી. પછી આ વિકળારૂપ કરેલા અંકને ઉપર વિકળારૂપ કરી રાખેલા ગતિના અંકવડે ભાગ દેવો. ભાગમાં જે આવે તેટલા દિવસ જાણવા. શેષ રહેલા અંકને સાઠે ગુણીને તેજ ગતિના અંકવડે ભાગ દેવો. જે આવે તેટલી ઘટી જાણવી. ફરીથી તેજ પ્રમાણે શેષ રહેલાને સાઠે ગુણી તેજ ગતિના અંક વડે ભાગ દેતાં જે સંખ્યા આવે તેટલા પળ જાણવા. એટલા દિવસ ઘટી અને પળ વીતી ગયા એટલે કે એટલા દિવસ, ઘટી અને પળની પહેલાં ક્રાંતિ સામ્ય વીતી ગયું એમ જાણવું.

પરંતુ જો છની કે બારની સંખ્યા કાંઈક ન્યૂન હોય તો તે સર્વને છ અથવા બારમાંથી બાદ કરી જે શેપ રહે તેની વિકળા કરવી. તે વિકળાના અંકને પ્રથમની જ જેમ ગતિની વિકળાના અંક વડે ભાગ દેવો. ભાગમાં જે આવે તે દિવસ જાણવા. પછી પૂર્વની જ જેમ શેપને સાઠે ગુણી તેને ગતિની વિકળાવડે ભાગ દેવો. ભાગમાં જે આવે તે ઘટી જાણવી. એ જ પ્રમાણે ફરીથી ગુણાકાર તથા ભાગાકાર કરી પળ કાઢવા. આટલો કાળ ગયા પછી કાંતિસામ્ય આવશે એટલે કે તેટલા દિવસ, ઘટી અને પળ ગયા પછી ક્રાંતિસામ્ય થશે એમ જાણવું. જો પહેલી વાર ભાગ દેતાં ભાગમાં કાંઈ ન આવે તો દિવસને સ્થાને શૂન્ય જાણવું, એટલે કે ક્રાંતિસામ્ય વીત્યાને અથવા આવવામાં એક દિવસ ગયો અથવા થવાનો નથી, પરંતુ કેટલીએક ઘડીઓ અને પળોજ ગઈ કે જવાની છે, અને જો બીજીવાર ભાગ દેતાં પણ ભાગમાં કાંઈ ન આવે તો ઘટીને સ્થાને પણ શૂન્ય જાણવું. એટલે કે કાંતિસામ્ય વીત્યાને અથવા થવાને ઘડીઓ પણ ગઈ નથી અથવા આવવાની નથી, પરંતુ કેટલાએક પળોજ વીત્યા કે વીતવાના છે એમ જાણવું.

આનું ઉદાહરણ આપવાથી આ વિષય બરાબર સમજાશે. તેથી પ્રથમ છની સંખ્યાનું ઉદાહરણ આપે છે.—

---

૧. ઘટી ૨ પળ.

સંવત ૧૫૧૨ ની સાલમાં વૈશાખ સુદિ ૧૦ ગુરૂવારે મઘા નક્ષત્રમાં પ્રાતઃકાળે ઘડી ૧ પળ ૪૫ સમયે ધ્રુવ યોગને પહેલો પાદ પૂર્ણ થયો છે. તે વખતે ક્રાંતિસામ્યને વિચાર કરીએ છીએ.—તે વખતે સ્પષ્ટ સૂર્ય રાશિ ૦, અંશ ૧૮, કળા ૫૦ અને વિકળા ૨૬ છે. તે વર્ષમાં અયનાંશો ૧૫, કળા ૩૪ છે. તેને સ્પષ્ટ સૂર્યમાં નાખવાથી અયનાંશ સહિત સૂર્ય ૧–૪–૨૪–૨૬ થયો. સૂર્યની ગતિ સ્પષ્ટ કળા ૫૭, વિકળા ૫૮ છે. તે વખતે સ્પષ્ટ ચંદ્ર ૪–૧૧–૨–૩૦ છે. તેમાં અયનાંશ ૧૫, કળા ૩૪ ભેળવવાથી અયનાંશ સહિત ચંદ્ર ૪–૨૬–૩૬–૩૦ થયો. ચંદ્રની ગતિ સ્પષ્ટ કળા ૭૫૦ છે. હવે અયનાંશ સહિત સૂર્ય અને ચંદ્રને એકત્ર કરીએ ત્યારે ૬–૧–૦–૫૬ થયા, માટે આ સમયે ક્રાંતિ-સામ્ય વીતી ગયું છે. તેને વીત્યાને કેટલો વખત થયો? તે જાણવા માટે અંશ (૧) ને સાઠે ગુણી કળા કરવી એટલે ૬૦ થયા. તેને ફરીથી વિકળા કરવા માટે સાઠે ગુણી ૫૬ વિકળા ભેળવવાથી ૩૬૫૬ વિકળા થઈ. ત્યાર પછી ઉપર કહેલી સૂર્યની સ્પષ્ટ ગતિ ૫૭ કળા ૫૮ વિકળા તથા ચંદ્રની સ્પષ્ટ ગતિ કળા ૭૫૦ એ બેને એકત્ર કરવી. એટલે કળા ૮૦૭, વિકળા ૫૮ થઈ. કળાને વિકળા કરવા માટે સાઠે ગુણી ૫૮ વિકળા ઉમેરવાથી ૪૮૪૭૮ વિકળા થઈ. પછી પૂર્વના અંક ૩૬૫૬ ને આ ૪૮૪૭૮ અંકે ભાગ લેવાનો છે, પરંતુ ભાગ ચાલતો નથી, તેથી દિવસને ઠેકાણે ૦ આવ્યું, ત્યાર પછી તે ૩૬૫૬ અંકને સાઠે ગુણવાથી ૨૧૯૩૬૦ થયા, તેને તે ૪૮૪૭૮ અંકે ભાગ દેતાં ૪ ઘડી પ્રાપ્ત થઈ. શેષ ૨૫૪૪૮ ને સાઠે ગુણી ફરીથી તેજ ૪૮૪૭૮ અંકે ભાગ દેતાં ૩૧ પળ લાધ્યા તેથી ૪ ઘડી અને ૩૧ પળ પહેલાં ક્રાંતિસામ્ય વીતી ગયું છે એમ સિદ્ધ થયું.

હવે બારની સંખ્યાનું ઉદાહરણ આ પ્રમાણે—સંવત ૧૫૧૩ની સાલમાં લૌકિક વૈશાખ વદિ ૮ મંગળવારે ધનિષ્ઠા નક્ષત્રમાં ઘડી ૧૮, પળ ૫૪ સમયે બ્રહ્મ યોગને છેલ્લો પાદ અવશેષ રહ્યો છે. તે વખતે ક્રાંતિસામ્યને વિચાર કરીએ છીએ.—તે વખતે રાશિ, અંશ, કળા અને વિકળારૂપે સ્પષ્ટ કરેલો સૂર્ય ૧–૦–૪૧–૧૩ છે. તેમાં અયનાંશ ૧૫, કળા ૩૪ નાખવાથી અયન સહિત સૂર્ય ૧–૧૬–૧૫–૧૩ થયો. રવિની ગતિ સ્પષ્ટ કળા ૫૭, વિકળા ૩૦ છે, તે વખતે સ્પષ્ટ ચંદ્ર ૯–૨૯–૧૦–૫૩ છે. તેમાં અયનાંશ ૧૫, કળા ૩૪ ભેળવવાથી ૧૦–૧૪–૪૪–૫૩ થાય છે. ચંદ્રની ગતિ સ્પષ્ટ કળા ૮૪૨, વિકળા ૬ છે. હવે અયનસહિત સૂર્ય અને ચંદ્રને ભેળવવાથી ૦–૧–૦–૬ થાય છે. અહીં પણ ક્રાંતિસામ્ય વીતી ગયું છે એમ જાણવું. વીત્યાને કેટલો વખત થયો છે? તે જાણવા માટે અહીં પણ પ્રથમની જ જેમ સર્વ રીત કરવાથી ઘડી ૪ આવે છે, તેથી ક્રાંતિ-સામ્ય વીત્યાને ચાર ઘડી થઈ એમ જાણવું.

એજ પ્રમાણે છ અથવા બારની સંખ્યા કાંઈક ન્યૂન હોય તો ક્રાંતિસામ્ય કેટલા વખત પછી આવશે? તેને માટે ઉપર કહેલી રીતે દિવસ અને ઘડી વિગેરે કાઢવા. ગ્રહો અને ગ્રહોની ગતિને સ્પષ્ટ કરવાનો વિધિ (રીત) આગળ કહેવામાં આવશે.

આ ક્રાંતિસામ્યના સંભવનું સ્થાન સૂત્રકારે સ્થૂલ પ્રમાણથી કહ્યું છે. તેથી અમે પણ તેને અનુસરીને સ્થૂલ પ્રમાણનું જ વિવરણ કર્યું છે, પરંતુ કોઈને સૂક્ષ્મ દૃષ્ટિથી જોવું હોય, જેમ કે ક્રાંતિસામ્યનો આરંભ ક્યારે થયો? તે કેટલા વખત સુધી રહીને ક્યારે તે પૂર્ણ થયું? ક્રાંતિસામ્ય શબ્દનું સાર્થક નામ શું? એટલે કે એનું ક્રાંતિસામ્ય એવું નામ કેમ કહેવાયું? છ અને બારની સંખ્યાની ઉત્પત્તિ છતાં પણ ક્રાંતિસામ્ય થતું નથી એ ક્યારે અને શી રીતે? ક્રાંતિસામ્ય છતાં પણ તે ક્યારે અને શી રીતે દોષકારી ન હોય? ઇત્યાદિ સૂક્ષ્મ પ્રમાણને ઈચ્છનારે કરણકુતૂહલ, ભાસ્કર સિદ્ધાંત વિગેરે ગ્રંથો જોવા.

અહીં કોઈ શંકા કરે છે કે-તમે પ્રથમ એવું કહ્યું કે ક્રાંતિસામ્યનું સ્થાન માસે માસે અને વર્ષે વર્ષે ફરે છે, તો તેને ફરવાના સ્થાનની કાંઈ પણ સીમા છે કે નહીં? આ શંકાનો જવાબ આપતાં કહે છે કે—હા, છે. તે આ પ્રમાણે—

"गण्डोत्तरार्धाच्छुक्लादेः, क्रान्तिसाम्यस्य संभवः ।
सार्धपञ्चसु योगेषु, तत्त्र्यहं परिवर्जयेत् ॥१॥"

"ગંડના ઉત્તરાર્ધથી અને શુક્લ યોગની આદિથી આરંભીને સાડા પાંચ યોગ સુધી ક્રાંતિસામ્યનો સંભવ છે. તેના ત્રણ દિવસ વર્જવા યોગ્ય છે. ગંડ યોગના ઉત્તરાર્ધથી આરભીને (એટલે ગંડ યોગના બે પાદ ગયા પછી) સાડા પાંચ યોગ સુધી (એટલે વજ્ર યોગ પૂર્ણ થાય ત્યાં સુધી) તથા શુકલ યોગને પહેલેથી જ આરંભીને સાડા પાંચ યોગ સુધી (એટલે પ્રીતિ યોગના બે પાદ પૂર્ણ થાય ત્યાં સુધી) ક્રાંતિસામ્યનો સંભવ છે. આ સિવાય બીજા યોગોમાં તેનો સંભવ જ નથી. એમ ખંડખાદ્ય ભાષ્ય વિગેરેમાં કહ્યું છે. અર્થાત્ આ બે સ્થાને સાડા પાંચ યોગને વિષે જ ક્રાંતિસામ્ય ફર્યા કરે છે, એ સાડા પાંચ યોગને ઉલ્લંઘન કરીને બીજા કોઈ પણ યોગમાં કોઈ પણ વખત ક્રાંતસામ્ય ગયું (થયું) નથી તેમ જશે (થશે) પણ નહીં. આ ક્રાંતિસામ્ય દોષના ત્રણ દિવસ વર્જવાના કહ્યા છે, એટલે કે હાલના સમયમાં બ્રહ્મ યોગનો અન્ત્ય પાદ અને ધ્રુવ યોગનો આદ્ય પાદ એ બે સ્થાનથી પાછળ ચાલતું (રહલું) ક્રાંતિસામ્ય કદાચિત્ આગળને (પછીને) દિવસે જાય છે, તેથી કરીને ક્રાંતિસામ્યના સંભવના સ્થાનવાળો એક એક દિવસ અને આગળ પાછળનો એક એક દિવસ એમ ત્રણ દિવસ તજવાના છે. અથવા બીજી રીતે પણ ત્રણ દિવસ ત્યાગ કરવાનું આ પ્રમાણે કહ્યુ છે—

"गतमेष्यद्वर्तमानं, सुखलक्ष्म्यायुषां क्रमात् ।
क्रान्तिसाम्यं सृजेद्धानिं, त्र्यहं तेनात्र वर्ज्यताम् ॥१॥"

"જે દિવસે ક્રાંતિસામ્ય હોય તે દિવસથી પહેલાંનો દિવસ સુખની હાનિ કરે છે, તેની પછીનો દિવસ લક્ષ્મીની હાનિ કરે છે, અને ક્રાંતિસામ્યનો દિવસ આયુષની હાનિ કરે છે, માટે આ ત્રણ દિવસો વર્જવા યોગ્ય છે."

કેટલાક આચાર્યો ક્રાંતિસામ્યવાળો એક જ દિવસ વર્જવાનું કહે છે, અને બીજા કેટલાક તો તે દિવસે પણ ક્રાંતિસામ્ય થવાનો સમય જ માત્ર તજવાનો કહે છે. તેઓ કહે છે કે-

॥ अथ दोष भंग प्रकरणम् ॥

"विषप्रदिग्धेन हतस्य पत्रिणा, मृगस्य मांसं सुखदं क्षताहते ।
यथा तथैव व्यतिपातयोगे, क्षणोऽत्र वर्ज्यो न तिथिर्न वारः ॥१॥"

"જેમ વિષ લગાવેલા બાણથી હણાયેલા મૃગનું ક્ષત (ક્ષતના સ્થાન) વિનાનું બીજું સર્વ માંસ સુખકારક છે તેમ વ્યતિપાત (ક્રાંતિસામ્ય) યોગને વિષે પણ તે યોગનો સમય જ વર્જવા યોગ્ય છે, પરંતુ આખી તિથિ કે આખો વાર વર્જવા યોગ્ય નથી."

ક્રાંતિસામ્યની વેળાનો નિશ્ચિત સમય તથા તે ક્રાંતિસામ્ય કેટલો વખત રહે છે તેનું પરિમાણ કરણકુતૂહલ વિગેરે ગ્રંથમાં કહેલા વિધિને અનુસારે જાણવું એમ પ્રથમ કહી ગયા છીએ. આ ક્રાંતિસામ્ય મોટો દોષ ગણાય છે. તે વિષે લલ્લ કહે છે કે—

"खड्गाहतोऽग्निना दग्धो, नागदष्टोऽपि जीवति ।
क्रान्तिसाम्यकृतोद्वाहो, म्रियते नात्र संशयः ॥१॥"

"તલવારથી હણાયેલો, અગ્નિથી બળેલો અને સર્પથી ડસાયેલો પુરુષ કદાચ જીવી શકે છે, પરંતુ ક્રાંતિસામ્યમાં વિવાહિત થયેલો પુરુષ મરી જ જાય છે, તેમાં કાંઈ પણ સંશય નથી."

આ વિવાહના વિષયમાં તજવા યોગ્ય અઢાર દોષોના સંગ્રહનો શ્લોક આ પ્રમાણે છે.

"स्युर्वेधः पातलत्ते ग्रहमलिनमुडु क्रूरवारा ग्रहाणां,
जन्मर्क्षं विष्टिरर्धप्रहरककुलिकोपग्रह-क्रान्त्यवस्थाः ।
कर्कोत्पातादि घंटो विगतबलशशी दुष्टयोगार्गलाख्या,
गण्डान्तो दग्धरिक्ताप्रमुखतिथिरथो नामतोऽष्टादशैते ॥१॥"

"વેધ ૧, પાત ૨, લત્તા ૩, ગ્રહ વડે મલિન (દૂષિત) થયેલું નક્ષત્ર ૪, ક્રૂર વાર ૫, ગ્રહોનું જન્મનક્ષત્ર ૬, વિષ્ટિ ૭, અર્ધપ્રહર ૮, કુલિક ૯, ઉપગ્રહ ૧૦, ક્રાંતિ, ૧૧, અવસ્થા ૧૨, કર્ક, ઉત્પાત વિગેરે ૧૩, ઘંટ ૧૪, નિર્બળ ચંદ્ર ૧૫, દુષ્ટ યોગો તથા અર્ગલ યોગ ૧૬, ગંડાંત ૧૭, તથા દગ્ધ અને રિક્તા વિગેરે તિથિ ૧૮, આ નામના અઢાર દોષો જાણવા." અહીં ગ્રહ વડે મલિન થયેલું નક્ષત્ર એટલે क्रूरेण मुक्तमाक्रान्तं (વિમર્શ ૫, શ્લોક ૧૫) એ શ્લોકમાં કહેલા દોષથી દૂષિત થયેલું અને વળી ચંદ્રના ભોગવવા વડે હજુ સુધી શુદ્ધ થયેલું ન હોય એવું નક્ષત્ર. ક્રૂર વારે કરીને ક્રૂર હોરા પણ અહીં જાણવી (દોષમાં ગણવી) ગ્રહોનું જન્મનક્ષત્ર भरचितुत्तरे० એ પૂર્વોક્ત શ્લોકમાં તથા विशाखाकृत्तिके० એ પૂર્વોક્ત શ્લોકમાં કહેલું જાણવું. અર્ધપ્રહર અને કુલિકના દોષ માટે સારંગ કહે છે કે—"यामार्धेन भवेच्छोषः कुलिकेन तनुक्षयः"— "અર્ધપ્રહરમાં કાર્ય કરવાથી શરીરનો શોષ થાય છે અને કુલિક યોગમાં કરવાથી શરીરનો ક્ષય (નાશ) થાય છે." તથા—

"लग्नं पञ्च चतुर्वर्गं, दुष्यते क्रूरहोरया।
अपि षड्वर्गसंशुद्धं, कुलिकेन विहन्यते ॥१॥"

"લગ્ન પાંચ કે ચાર વર્ગે કરીને શુદ્ધ હોય તો તે ક્રૂર હોરાએ કરીને દૂષણ પામે છે, અને છ વર્ગે કરીને શુદ્ધ હોય તો પણ તે કુલિકે કરીને હણાય છે—દૂષિત થાય છે." એમ રત્નમાલાના ભાષ્યમાં કહ્યું છે.

અહીં અર્ધપ્રહર અને કુલિક કહેવાએ કરીને કાળવેળા, કંટક અને ઉપકુલિક પણ જાણવા, તેથી તે પણ શક્તિ પ્રમાણે ત્યાગ કરવા. ઉપગ્રહે કરીને દુષ્ટ રવિયોગો પણ અહીં જાણવા. ક્રાંતિએ કરીને સૂર્યસંક્રાંતિ તથા ક્રાન્તિસામ્ય એ બન્ને સમજવા. અવસ્થાએ કરીને ચંદ્રની પ્રોષિત વિગેરે દુષ્ટ અવસ્થાઓ જાણવી કર્ક, ઉત્પાત વિગેરે, અહી આદિ શબ્દ છે માટે તિથિ અને નક્ષત્રને આશ્રીને તથા તિથિ અને વારને આશ્રી ઉત્પન્ન થતા જે મૃત્યુ, કાણ, સંવર્તક અને વજ્રપાત વિગેરે યોગો કહેલા છે તે સર્વે અહીં જાણવા. ઘંટ શબ્દે કરીને ભામાએ કરીને સત્યભામાની જેમ યમઘંટ યોગ જાણવો. અહીં યમઘંટને જે જૂદો પાડીને ગણાવ્યો છે તે તેનું અતિ દુષ્ટપણું જણાવવા માટે ગણાવ્યો છે. તે વિષે લલ્લ કહે છે કે—

"यमघण्टे गते मृत्युः, कुलोच्छेदः करग्रहे।
कर्तुर्मृत्युः प्रतिष्ठायां, शिशुर्जातो न जीवति ॥१॥"

"યમઘંટ યોગમાં જો પ્રયાણ કર્યું હોય તો તે પ્રયાણ કરનારનું મરણ થાય છે, વિવાહ કર્યા હોય તો કુળનો નાશ થાય છે, પ્રતિષ્ઠા કરી હોય તો પ્રતિષ્ઠા કરનારનું મરણ થાય છે, અને જો બાળકનો જન્મ થયો હોય તો તે બાળક જીવતો નથી એટલે મરણ પામે છે."

નિર્બળ ચંદ્રે કરીને ગોચરાદિક વડે વિરુદ્ધ (અશુભ) ચંદ્રને પણ દૂષિત જાણવો, તથા કૃષ્ણપક્ષમાં વિરુદ્ધ તારા પણ દૂષિત જાણવી. દુષ્ટ યોગો વિષ્કંભ વિગેરેમાંના જાણવા. અર્ગલ એટલે એકાર્ગલ. આ યોગ વિષ્કંભ વિગેરે યોગોમાના કુયોગોમાં જ સંભવે છે, તેથી તેની સાથે જ ભણ્યો છે. ગંડાતે કરીને વિવાહવૃંદાવન વિગેરે ગ્રંથોમાં કહેલો તિથ્યાદિકનો સંધિદોષ પણ જાણવો. "દગ્ધરિક્તાપ્રમુખ" આ પદમાં પ્રમુખ—આદિ શબ્દ લખ્યો છે તેથી પક્ષચ્છિદ્ર, ક્રૂર તિથિ. અવમ તિથિ તથા ફલ્ગુ તિથિ પણ જાણવી. તે વિષે સારંગ કહે છે કે—

"सूर्योदये यथा तारा, विनश्यन्ति समन्ततः।
यथाग्निरम्बुना लग्नं, तथा वृद्धिक्षये तिथिः (थेः) ॥१॥"

"જેમ સૂર્યનો ઉદય થાય ત્યારે ચોતરફથી તારાઓ નાશ પામે છે. તથા જેમ જળ વડે કરીને અગ્નિ ઓલવાઈ જાય છે તેમ તિથિની વૃદ્ધિ અથવા ક્ષય થવાથી લગ્ન વિનાશ પામે છે."

આ ઉપર કહેલા અઢાર દોષો શુદ્ધ નક્ષત્રના બળે કરીને છાયા લગ્ન વિગેરેમાં જ્યારે પ્રતિષ્ઠા કે દીક્ષા વિગેરે કાર્ય કરવામાં આવે છે ત્યારે પણ અવશ્ય વર્જવા યોગ્ય

છે, તો પછી ઘટિકા લગ્નને વિષે ત્યાગ કરવામાં તો શું કહેવું ? અર્થાત્ અવશ્ય વર્જવાજ જોઇએ. આ દોષોની મધ્યે કેટલાક દોષોનો ભંગવિધિ પૂર્વાચાર્યોએ આપ્રમાણે કહ્યા છે.—

"लग्ने गुरुः सौम्ययुतेक्षितो वा,
लग्नाधिपो लग्नगतस्तथा वा ।
कालाख्यहोरा च यदा शुभा स्याद्;
भवेद्यदोषस्य तदा हि भङ्गः ॥१॥"

"વિવાહ સમયે ગુરુ સૌમ્ય ગ્રહે યુક્ત હોય, અથવા સૌમ્ય ગ્રહની તેના પર દૃષ્ટિ પડતી હોય, અથવા લગ્નનો સ્વામી હોય અથવા લગ્નમાં રહેલો હોય, તથા જ્યારે કાળ-હોરા શુભ (સારી) હોય ત્યારે નક્ષત્રવેધ નામના દોષનો ભંગ થાય છે, એટલે કે આ દોષ લાગતો નથી." અહીં નક્ષત્રવેધનો જ ભંગ કહ્યો છે, તેથી નક્ષત્રના પાદ વેધરૂપ દોષનો ભંગ થતો નથી એમ જાણવું. વળી વ્યવહાર પ્રકાશમાં તો વેધને ઉલટો શુભ પણ કહ્યો છે, તે આ રીતે.—

"सौम्यैश्चरणान्तरितः शुभः शुभैः केन्द्रगैर्वेधः ।"

"પાદોના આંતરામાં રહેલા સૌમ્ય ગ્રહોએ કરીને વેધ શુભ છે તથા શુભ (સૌમ્ય) ગ્રહો કેંદ્ર સ્થાનમાં રહ્યા હોય તો વેધ શુભ છે."

"एकार्गलोपग्रहपातलत्ता-जामित्रकर्तर्युदयादिदोषाः ।
लग्नेऽर्कचन्द्रेज्यबले विनश्य-न्त्यर्कोदये यद्वदहो तमांसि ॥१॥"

"એકાર્ગલ, ઉપગ્રહ, પાત, લત્તા, જામિત્ર અને કર્તરીનો ઉદય એ વિગેરે દોષો સૂર્ય, ચંદ્ર અને ગુરુએ કરીને બળવાન લગ્ન હોય તો નાશ પામે છે. જેમ સૂર્યના ઉદયે અંધકાર નાશ પામે છે તેમ" આ પ્રમાણે સપ્તર્ષિઓ કહે છે. તથા કેટલાક આચાર્યો કહે છે કે—

"अंगेषु बंगेषु वदन्ति पातं, सौराष्ट्रयाम्ये खचरस्य लत्ताम् ।
उपग्रहं मालवसैन्धवेषु, गण्डान्तयुक्तिं सकले पृथिव्याम् ।१।"

"અંગ તથા બંગ દેશમાં પાત દોષ વર્જવાનો કહ્યો છે, સૌરાષ્ટ્ર દેશ તથા દક્ષિણ દેશમાં ગ્રહની લત્તાને વર્જવાની કહી છે, માલવ અને સિંધ દેશમાં ઉપગ્રહને વર્જવાનો કહ્યો છે, તથા પૃથ્વી પર સર્વ સ્થાને ગંડાંતને વર્જવાનો કહ્યો છે." વળી વામદેવ તો આ પ્રમાણે કહે છે.—

"लत्तां बंगालदेशे च, पातं कौशलिके त्यजेत् ।
उपग्रहं गौडदेशे, वेधं सर्वत्र वर्जयेत् ।

બંગાલ દેશમાં લત્તાનો ત્યાગ કરવો, કોશલ દેશમાં પાતનો ત્યાગ કરવો, ગૌડ દેશમાં ઉપગ્રહનો ત્યાગ કરવો અને વેધનો સર્વ દેશમાં ત્યાગ કરવો."

॥ इति पात २ लत्तो ३ प्रग्रहै ४ कार्गलानां ५ भंगः ॥५॥

"होराः क्रूराः सौम्यवर्गाधिके स्यु-र्लग्ने मोघाः सौम्यवारे च राव्याम् ।
पापारिष्टं निष्फलं शक्तिभाजां, स्यात् षड्वर्गे लग्नगे सद्ग्रहाणाम् ॥१॥"

"લગ્નમાં સૌમ્ય ગ્રહોનો વર્ગાધિક હોય તો તથા સૌમ્ય વારોમાં અને રાત્રિમાં ક્રૂર હોરા નિષ્ફળ થાય છે. લગ્નમાં સૌમ્ય ગ્રહોનો ષડ્વર્ગ હોય તો પુણ્યવંતોને પાપી ગ્રહોનું અરિષ્ટ નિષ્ફળ થાય છે.

ત્રિવિક્રમ પણ કહે છે કે—

"क्रूरस्य कालहोरां च, क्रूरवारे दिवा त्यजेत् ।"

"ક્રૂરની કાળહોરા ક્રૂર વારને વિષે દિવસે તજવી," એટલે કે જો દિનવાર ક્રૂર હોય અને દિવસે કાર્ય કરવું હોય તો ક્રૂર હોરા તજવી, પરંતુ જો સૌમ્ય (શુભ) કાળહોરા હોય તો તે ક્રૂર વારના દોષનો નાશ કરે છે, માટે તે ગ્રહણ કરવા યોગ્ય છે, અને જો વારજ સૌમ્ય હોય તો દિવસે અથવા રાત્રિએ હોરા જોવાની કાંઈ જરૂર નથી.

જન્મનક્ષત્રના દોષનો ભંગ આગળ કહેવાતા કર્કાદિકના ભંગની જેમ જ જાણવો. ૮, વિષ્ટિ દોષનો ભંગ છે નહીં. જો કદાચ તેનો ભંગ હોય તો "विष्टिपुच्छे ध्रुवं जयः" "વિષ્ટિના પુચ્છમાં કાર્ય કરવાથી નિશ્ચે જય થાય છે." ઇત્યાદિ જાણવું. ૯. અવસ્થા દોષનો ભંગ આગળ શિવચક્ર વડે કહેવાતા નિર્બળ ચંદ્રના દોષના ભંગની જેમ જાણવો. ૧૦. કર્ક. ઉત્પાત વિગેરે દોષોનો ભંગ આ રીતે છે.—

"अयोगास्तिथिवारर्क्ष–जाता येऽमी प्रकीर्तिताः ।
लग्ने ग्रहबलोपेते, प्रभवन्ति न ते क्वचित् ॥१॥
यत्र लग्नं विना कर्म, क्रियते शुभसंज्ञकम् ।
तत्रैतेषां हि योगानां, प्रभावाज्जायते फलम् ॥२॥"

"તિથિ, વાર અને નક્ષત્રથી ઉત્પન્ન થયેલા જે કુયોગો કહેલા છે તે ગ્રહના બળે કરીને યુક્ત એવા લગ્નને વિષે કોઈ પણ વખત સમર્થ થતા નથી–બાધ કરી શકતા નથી, પરંતુ જ્યાં લગ્ન વિનાજ શુભ કાર્ય કરવામાં આવે ત્યાંજ આ યોગો સમર્થ હોવાથી તેનું ફળ થાય છે." એમ વ્યવહારસારમાં કહ્યું છે.

યમઘંટની દૂષિત ઘડીઓ આ પ્રમાણે જાણવી.—

"पनरस तेर ट्ठारस–एगा सग सत्त अट्ठ घडिआओ ।
जमघंटस्स उ दुट्ठा, रविमाइसु सत्तवारेसु ॥१॥"

"રવિવારથી આરંભીને સાત વારોને વિષે યમઘંટની દુષ્ટ ઘડીઓ આ પ્રમાણે જાણવી–રવિવારે પંદર ઘડી, સોમવારે તેર ઘડી, મંગળવારે અઢાર ઘડી, બુધવારે એક

ઘડી, ગુરૂવારે સાત ઘડી, શુક્રવારે સાત ઘડી અને શનિવારે આઠ ઘડી તજવા યોગ્ય છે." આ પ્રમાણે શ્રીહરિભદ્ર સૂરિએ કહ્યું છે. બીજા તો એમ કહે છે કે–

"तिथि रस रुद्रा म्बरगुण–सार्धहया ऋतु खगुण मितघटिकाः ।
त्याज्या घंटे रव्यादि–ष्वाद्या उत्तरास्तु शनिबुधयोः ॥१॥

"રવિવારે યમઘંટની પહેલી પંદર ઘડીઓ તજવી, સોમવારે પહેલી છ ઘડી તજવી, મંગળવારે પહેલી અગિયાર ઘડી, બુધવારે છેલ્લી ત્રીશ ઘડી, ગુરૂવારે પહેલી સાડીસાત ઘડી, શુક્રવારે પહેલી સાઠ ઘડી અને શનિવારે છેલ્લી ત્રીશ ઘડી તજવા યોગ્ય છે. બાકીની ઘડીઓ અદુષ્ટ એટલે અશુભ નથી.

નિર્બળ ચંદ્રનો દોષ "लग्न गुरोर्वरस्य०" (વિમર્શ ૫ શ્લોક ૫)એ શ્લોકમાં કહેલા પંદર પ્રકારમાંહેલા કોઈ પણ પ્રકારે કરીને ચંદ્રની અનુકૂળતા સર્વથા ન થાય તો શિવચક્રના બળે કરીને હણાય છે, કેમકે શિવચક્ર ચંદ્રાદિકના પ્રતિકૂળપણાને હણે છે, એમ કહ્યું છે. ૧૩. વિષ્કંભ વિગેરે યોગોમાં જે દુષ્ટ યોગો છે તેમની દુષ્ટ ઘડીઓ જ અવશ્ય તજવાની છે, બીજી ઘડીઓ તજવામાં જેવી ઇચ્છા એમ કહ્યું છે, માટે તે દોષનો ભંગ પ્રગટ જ છે. ૧૪. ગંડાંત તો લગ્ન, તિથિ અને નક્ષત્રના ત્રીજા ત્રીજા ભાગને આંતરે થાય છે, તેથી તે દોષનો ભંગ નથી. તથા સર્વે તિથિઓ, નક્ષત્રો અને યોગોની સંધિમાં જે સંધિ નામનો દોષ કહ્યો છે તેનો ભંગ આ પ્રમાણે છે.—

"धिष्ण्यस्यादावन्ते, त्यजेच्चतस्रो घटीः करग्रहणे ।
यदि शुद्धे द्वे धिष्ण्ये, विवाहयोग्ये तदा श्रेष्ठे ॥१॥"

"પાણિગ્રહણમાં નક્ષત્રની આદિની તથા અંતની ચાર ઘડીઓ તજવી. તેમાં જો તે બન્ને નક્ષત્રો વિવાહને યોગ્ય હોય તો તે શ્રેષ્ઠ છે. (અર્થાત્ તેની ઘડીઓ તજવાની જરૂર નથી.)" એમ વ્યવહાર પ્રકાશમાં કહ્યું છે. તથા—

"गुरुर्भृगुर्वा केन्द्रे वा, त्रिकोणे वा यदा भवेत् ।
भसन्धिस्तिथिसन्धिश्च, योगसन्धिर्न दोषदः ॥१॥
येऽन्ये सन्धिकृता दोषा–स्ते सर्वे विलयं ययुः ।
इति प्रोक्तं तु गर्गेण, वशिष्ठात्रिपराशरैः ॥२॥"

"ગુરુ કે શુક્ર જો કેન્દ્ર કે ત્રિકોણ સ્થાનમાં હોય તો નક્ષત્રસંધિ, તિથિસંધિ અને યોગસંધિ એ દોષને દેનારા થતા નથી, તથા સંધિએ કરેલા જે બીજા દોષો હોય તે પણ નાશ પામે છે, એમ ગર્ગે, વશિષ્ઠે, અત્રિએ અને પરાશર ઋષિએ કહ્યું છે."

॥ इति भतिथियोगादिसन्धिदोषभंगः ॥१५॥

તિથિદોષનો ભંગ "तिथिरेकगुणा प्रोक्ता०" (તિથિનું ફળ એક ગણું છે) એ વચનથી સ્પષ્ટ જ છે. અથવા "दिने बलवती तिथिः" (તિથિનું બળ દિવસે હોય છે), "तिथ्यर्धे तिथिफलं समादिश्यम्" (તિથિના અર્ધા ભાગમાં તિથિનું ફળ કહેવું) વિગેરેથી જાણવું ૧૬. તથા–

"सर्वेषां तु कुयोगानां, वर्जयेद् घटिकाद्वयम् ।
उत्पातमृत्युकाणानां, सप्त षट् पञ्च नाडिकाः ॥१॥"

"સર્વે કુયોગોની બબ્બે ઘડી વર્જવી, ઉત્પાત યોગની સાત ઘડી, મૃત્યુ યોગની છ અને કાણ યોગની પાંચ ઘડી વર્જવી" એમ નારચંદ્રની ટિપ્પણીમાં કહ્યું છે. કેટલાએક મૃત્યુ યોગની બાર ઘડીઓ ત્યાગ કરવાનું કહે છે. તથા—

"यमघंटे नवाष्टौ च, कालमुख्यां विवर्जयेत् ।
दग्धे तिथौ कुवारे च, नाडिकानां चतुष्टयम् ॥१॥"

"યમઘંટની નવ ઘડીઓ અને કાળમુખીની આઠ ઘડીઓ વર્જવી, તથા દગ્ધ તિથિમાં અને કુવારમાં ચાર ચાર ઘડીઓ તજવી" એમ પણ કેટલાએક કહે છે. તથા—

"कुतिहि कुवार कुजोगा, विट्ठी वि अ जम्मरिक्ख दड्ढतिही ।
मज्झण्हदिणाओ परं, सव्वं पि सुभं भवेऽवस्सं ॥१॥"

"કુતિથિ, કુવાર કુયોગ, વિષ્ટિ, જન્મનક્ષત્ર અને દગ્ધ તિથિ એ સર્વે મધ્યાહ્ન પછી અવશ્ય શુભ થાય છે" એમ હર્ષપ્રકાશમાં કહ્યું છે. લલ્લ પણ કહે છે કે—

"विष्टयामङ्गारके चैव, व्यतिपातेऽथ वैधृते ।
प्रत्यरे जन्मनक्षत्रे, मध्याह्नात्परतः शुभम् ॥१॥"

"વિષ્ટિ, અંગારક, વ્યતિપાત, વૈધૃત, પ્રત્યર (સાતમી તારા) અને જન્મનક્ષત્ર આ દિવસોને વિષે મધ્યાહ્ન પછીનો કાળ શુભ છે.' અહીં "પ્રત્યર" શબ્દનો અર્થ સાતમી તારા છે અને તેના ઉપલક્ષણથી ત્રીજી, પાંચમી અને આધાન તારા પણ જાણવી, તેથી કરીને તે તારાઓને વિષે પણ મધ્યાહ્ન પછીનો કાળ શુભ જાણવો. આ પ્રમાણે સામાન્ય રીતે પ્રતિષ્ઠામાં ઘણા દોષોનો ભંગ કહ્યો.

॥ इति सामान्येन प्रतिष्ठायां बहुदोषभंगः ॥

હવે પ્રતિષ્ઠામાં લગ્નના અંશનો નિયમ કહે છે.—

लग्नं श्रेष्ठं प्रतिष्ठायां, क्रमान्मध्यमथावरम् ।
द्व्यङ्गं स्थिरं च भूयोभि-र्गुणैराढ्यं चरं तथा ॥१९॥"

અર્થ—જિનેશ્વરની પ્રતિષ્ઠાને વિષે દ્વિસ્વભાવ લગ્ન શ્રેષ્ઠ છે, સ્થિર લગ્ન મધ્યમ છે અને ચર લગ્ન કનિષ્ઠ છે, પરંતુ તે ચર લગ્ન જો અત્યંત બળવાન્ ઘણા શુભ ગ્રહોએ કરીને સહિત હોય તો તે પણ ત્રીજા ભાગે ગ્રહણ કરવા લાયક છે. સ્થાપના નીચે પ્રમાણે—

| | | | | | |
|---|---|---|---|---|---|
| દ્વિસ્વભાવ | ૩ | ૬ | ૯ | ૧૨ | ઉત્તમ |
| સ્થિર | ૨ | ૫ | ૮ | ૧૧ | મધ્યમ |
| ચર | ૧ | ૪ | ૭ | ૧૦ | અધમ |

બીજા દેવોની પ્રતિષ્ઠામાં આ પ્રમાણે લગ્નો જાણવાં.—

"सिंहोदये दिनकरो घटमे विधाता,
नारायणस्तु युवतौ मिथुने महेशः ।
देव्यो द्विमूर्तिभवनेषु निवेशनीयाः,
क्षुद्राश्चरे स्थिरगृहे निखिलाश्च देवाः ॥१॥"

"સિંહ લગ્નમાં સૂર્યની સ્થાપના કરવી, કુંભ લગ્નમાં બ્રહ્માની સ્થાપના કરવી, કન્યા લગ્નમાં વિષ્ણુની, મિથુન લગ્નમાં મહાદેવની, દ્વિસ્વભાવવાળાં લગ્નમાં દેવીઓની, ચર લગ્નમાં ક્ષુદ્ર (વ્યંતર વિગેરે) દેવોની અને સ્થિર લગ્નમાં બીજા સર્વ દેવો (ઇંદ્રાદિક) ની પ્રતિષ્ઠા કરવી" એમ રત્નમાળામાં કહ્યું છે. વળી લલ્લ તો આમ કહે છે.—

"सौम्यैर्देवाः स्थाप्याः क्रूरै-र्गन्धर्वयक्षरक्षांसि ।
गणपतिगणांश्च नियतं, कुर्यात्साधारणे लग्ने ॥१॥"

"સૌમ્ય લગ્નમાં દેવોની પ્રતિષ્ઠા કરવી, ક્રૂર લગ્નમાં ગંધર્વ, યક્ષ અને રાક્ષસની પ્રતિષ્ઠા કરવી તથા ગણપતિ અને ગણોની સ્થાપના અવશ્ય સાધારણ લગ્નમાં કરવી."

अंशास्तु मिथुनः कन्या, धन्वाद्यार्धं च शोभनाः ।
प्रतिष्ठायां वृषः सिंहो, वणिग्मीनश्च मध्यमाः ॥२०॥

અર્થ—પ્રતિષ્ઠાને વિષે મિથુન, કન્યા અને ધનનો પ્રથમ અર્ધ એટલા અંશો સારા (ઉત્તમ) છે તથા વૃષ, સિંહ, તુલા અને મીન એટલા અંશો મધ્યમ છે.

ધન અંશનો પ્રથમ અર્ધ એટલે તે લગ્નનો અઢારમો અંશ જાણવો. વૃષ વિગેરે અંશોને મધ્યમ કહ્યા તેનું કારણ એ છે જે દેવનું અત્યંત પૂજ્યપણું છતાં પણ તે અંશો દેવાલયના કર્તા તથા પ્રતિષ્ઠા કરનારને હાનિ કરનારા છે. એમ મધ્યમ કહેવાથી જ સિદ્ધ થાય છે. બાકીના એટલે મેષ, કર્ક, વૃશ્ચિક, મકર અને કુંભના અંશો તથા ધન અંશનો છેલ્લો અર્ધ ભાગ અધમ જ છે. તે વિષે નારચંદ્રની ટિપ્પણીમાં કહ્યું છે કે—

"[1]मेषांशे स्थापितो देवो, वह्निदाहभयावहः १।
वृषांशे म्रियते कर्त्ता, स्थापकश्च ऋतुत्रये २।
मिथुनांशः शुभो नित्यं, भोगदः सर्वसिद्धिदः ३ ॥१॥ षट्पदी ॥"

१ 'मेषांशे स्थापितं बिम्बं, वह्निदाहभयावहं !' इत्यपि प्रत्यन्तरे.

"મેષાંશમાં દેવની પ્રતિષ્ઠા કરવાથી અગ્નિના દાહરૂપ ભય ઉત્પન્ન થાય છે ૧, વૃષાંશમાં સ્થાપના કરવાથી પ્રતિષ્ઠાના કર્તા ગુરુ તથા સ્થાપના કરનારનું ત્રણ ઋતુમાં એટલે છ માસની અંદર મૃત્યુ થાય છે ૨, અને મિથુનાંશ નિરંતર શુભ છે. ભોગને આપનાર છે અને સર્વ સિદ્ધિને કરનાર છે ૩."

"कुमारं तु हन्ति कर्कः, कुलनाशं ऋतुत्रये ।
विनश्यति ततो देवः, षड्भिरब्दैर्न संशयः ४ ॥२॥"

પ્રતિષ્ઠામાં જો કર્કાંશ લીધો હોય તો તે કુમારને (પ્રતિષ્ઠા કરનારના પુત્રને) હણે છે અને ત્રણ ઋતુમાં એટલે છ માસમાં તેના કુળનો નાશ થાય છે. ત્યારપછી છ વર્ષની અંદર દેવ (પ્રતિમા)નો પણ નાશ થાય છે, તેમાં સંશય નથી."

"सिंहांशे शोकसंतापः, कर्तृस्थापकशिल्पिनाम् ।
संजायते पुनः ख्याता, लोकेऽर्चा सर्वदैव हि ५ ॥३॥"

સિંહાંશમાં સ્થાપના કરવાથી પ્રતિષ્ઠાકારક ગુરુ, સ્થાપના કરનાર અને શિલ્પી (કારીગર)ને શોક સંતાપ ઉત્પન્ન થાય છે, પરંતુ તે પ્રતિમા સર્વદા લોકમાં પ્રસિદ્ધિને પામે છે—પૂજાય છે."

"भोगः सदैव कन्यांशे, देवदेवस्य जायते ।
धनधान्ययुतः कर्ता, मोदते सुचिरं भुवि ६ ॥४॥"

"કન્યાંશમાં પ્રતિષ્ઠા કરવાથી સર્વદા દેવાધિદેવને ભોગ (પૂજા) પ્રાપ્ત થાય છે, અને પ્રતિષ્ઠા કરનાર ધન ધાન્યથી યુક્ત થઈને ચિર કાળ સુધી પૃથ્વી પર આનંદ પામે છે."

"उच्चाटनं भवेत् कर्तु-र्बधश्चैव सदा भवेत् ।
स्थापकस्य भवेन्मृत्यु-स्तुलांशे वत्सरद्वये ७ ॥५॥"

તુલાંશમાં પ્રતિષ્ઠા કરવાથી પ્રતિષ્ઠાકારક ગુરુનું ઉચ્ચાટન (નાશ) થાય છે અને નિરંતર તેનો બંધ થાય છે, તથા બે વર્ષની અંદર પ્રતિષ્ઠા કરનારનું મરણ થાય છે."

"वृश्चिके च महाकोपं, राजपीडासमुद्भवम् ।
अग्निदाहं महाघोरं, दिनत्रये विनिर्दिशेत् ८ ॥६॥"

"વૃશ્ચિકાંશમાં પ્રતિષ્ઠા કરી હોય તો ત્રણ દિવસમાં રાજપીડાથી ઉત્પન્ન થયેલો મહાકોપ તથા મહા ભયંકર અગ્નિનો દાહ થાય એમ કહેવું."

"धन्वांशे धनवृद्धिः स्यात्, सद्भोगं च सदा सुरैः ।
प्रतिष्ठापककर्तारौ, नन्दतः सुचिरं भुवि ९ ॥७॥"

"ધનાંશમાં પ્રતિષ્ઠા કરવાથી ધનની વૃદ્ધિ થાય છે, અને નિરંતર દેવો પાસેથી સારા ભોગ પ્રાપ્ત થાય છે, તથા પ્રતિષ્ઠા કરનાર અને આચાર્ય ચિરકાળ સુધી પૃથ્વી પર આનંદ પામે છે.

"मकरांशे भवेन्मृत्युः कर्तृस्थापकशिल्पिनाम् ।
वज्राच्छस्त्राद्वा विनाश-स्त्रिभिरब्दैर्न संशयः १० ॥८॥"

"મકરાંશમાં પ્રતિષ્ઠા કરી હોય તો પ્રતિષ્ઠાપક આચાર્ય, પ્રતિષ્ઠા કરાવનાર તથા શિલ્પીનું મૃત્યુ થાય છે, તથા ત્રણ વર્ષની અંદર વજ્રથી કે શસ્ત્રથી તેનો (બિંબનો) નાશ થાય છે, તેમા કાંઈ પણ સંશય નથી."

"घटांशे भिद्यते देवो, जलपातेन वत्सरात् ।
जलोदरेण कर्ता च, त्रिभिरब्दैर्विनश्यति ११ ॥९॥"

"કુંભાંશમાં પ્રતિષ્ઠા કરી હોય તો એક વર્ષની અંદર જળના પડવાથી દેવ (પ્રતિમા) ભેદાય છે-નાશ પામે છે અને પ્રતિષ્ઠા કરનાર ત્રણ વર્ષમાં જલોદરની વ્યાધિથી નાશ પામે છે."

"मीनांशे त्वर्च्यते देवो, वासवाद्यैः सुरासुरैः ।
मनुष्यैश्च सदा पूज्यो, विना कारापकेन तु १२ ॥१०॥"

"મીનાંશમાં પ્રતિષ્ઠા કરવાથી તે દેવ (પ્રતિમા) ઇંદ્ર વિગેરે સુર-અસુરોએ પૂજાય છે, તથા કરાવનાર વિના બીજા સર્વ મનુષ્યોએ પણ સદા પૂજાય છે. અર્થાત્ કરાવનાર મરણ પામે છે."

રત્નમાળામાં તો મંગળને વર્જીને બીજા સર્વે ગ્રહોના છ વર્ગો પ્રતિષ્ઠામાં શુભ કહ્યા છે.

હવે દીક્ષાને વિષે લગ્નાંશો કહે છે.—

व्रताय राशयो द्व्यङ्गाः, स्थिराश्चापि वृषं विना ।
मकरश्च प्रशस्याः स्यु-र्लग्नांशादिषु नेतरे ॥२१॥

અર્થ—દીક્ષાને વિષે, લગ્નમાં તથા નવમાંશમાં દ્વિસ્વભાવ રાશિઓ, વૃષ વિનાની સ્થિર રાશિઓ અને મકર રાશિ, એટલી રાશિઓ શુભ છે. તે સિવાયની બીજી રાશિ શુભ નથી.

અર્થાત્ મિથુન, સિંહ, કન્યા, વૃશ્ચિક, ધન, મકર, કુંભ અને મીન. એ આઠ રાશિઓ શુભ છે, બીજી મેષ, વૃષ, કર્ક અને તુલા એ ચાર રાશિઓ લગ્નમાં, નવાંશોમાં અને "આદિ" શબ્દ કહ્યો છે માટે દ્વાદશાંશમાં પણ ત્યાગ કરવા લાયક છે. તે વિષે નારચંદ્રમાં કહ્યું છે કે—

"भृगोरुदयवारांश-भवनेक्षणपञ्चके ।
चन्द्रांशोदयवारे च, दर्शने च न दीक्षयेत् ॥१॥"

"શુક્રનો ઉદય એટલે શુક્ર લગ્નમાં રહ્યો હોય ૧, શુક્રવાર ૨, લગ્નમાં શુક્રનો નવાંશો ૩, શુક્રનું ભવન વૃષ અને તુલા ૪, તથા શુક્રનું ઈક્ષણ એટલે સંપૂર્ણ દૃષ્ટિવડે

શુક્ર લગ્નને કે સાતમા સ્થાનને જોતો હોય ૫, આ પાંચ વખતે દીક્ષા દેવી નહીં. તથા ચંદ્રનો અંશ–ચંદ્રનો નવાંશો ૧, ચંદ્રનો ઉદય એટલે ચંદ્ર લગ્નમાં રહ્યો હોય ૨, ચંદ્રનો વાર–સોમવાર ૩, તથા ચંદ્રનું દર્શન ૪, આ ચાર વખતે દીક્ષા લગ્ન દેવું નહીં." એ પ્રમાણે ૭ વર્ગની શુદ્ધિ જાણવી. તથા—

"जीवमन्दबुधार्काणां, षड्वर्गो वारदर्शने ।
शुभावहानि दीक्षायां, न शेषाणां कदाचन ॥१॥"

"ગુરુ, શનિ, બુધ અને સૂર્યનો ષડ્વર્ગ, વાર અને દર્શન દૃષ્ટિ, એટલાં દીક્ષાને વિષે શુભ છે અને બીજા (ચંદ્ર, મંગળ અને શુક્ર)ના ષડ્વર્ગાદિક કદાપિ શુભ નથી." વળી હર્ષપ્રકાશમાં તો વૃષાંશ શુક્રવારે હોય તો પણ તે વર્ગોત્તમ હોવાથી શુભ કહ્યો છે. કહ્યું છે કે—

"मेसविसाणं मुत्तुण, सेसरासीण पंचमे अंसे ।
न य दिक्खिज्ज जओ सो, विणसइ तह तह पओगाओ ।१।"

"મેષ અને વૃષના પાંચમા અંશ વિના બીજી રાશિઓના પાંચમા અંશમાં દીક્ષા દેવી નહીં, કારણ કે તે તથા તથા પ્રયોગથી નાશ પામે."

હવે વિવાહમાં લગ્ન અને અંશ વિગેરે કહે છે.—

विवाहे नाग्रहः कोऽपि, लग्नानामिह केवलम् ।
नवांशा धनुराद्यार्ध–युग्मकन्यातुलाः शुभाः ॥२२॥

અર્થ—વિવાહને વિષે લગ્નનો કાંઈ પણ આગ્રહ નથી. અહીં તો કેવળ ધનનો પૂર્વાર્ધ, મિથુન, કન્યા અને તુલા એટલી રાશિના નવાંશો જ શુભ છે.

આગ્રહ એટલે અમુક લગ્નો ગ્રહણ કરવાં અને અમુક લગ્નો ત્યાગ કરવાં એવો જે નિયમ તે આગ્રહ કહેવાય છે, જેમ પ્રતિષ્ઠા અને દીક્ષામાં લગ્ન સંબંધી નિયમ છે તેમ વિવાહમાં ખાસ નિયમ નથી. કેવળ આ વિવાહના વિષયમાં ગમે તે લગ્ન હો, પરંતુ નવાંશો તો ઉપર કહેલા જ મનુષ્ય જાતિ હોવાથી ગ્રહણ કરવા. બીજા ગ્રહણ કરવા નહીં. રત્નમાળાભાષ્યમાં કહ્યુ છે કે—

"मनुष्यांशेभ्योऽन्यत्रासती दरिद्रा च स्यात्"

"મનુષ્ય જાતિના અંશોથી અન્ય અંશોમાં વિવાહ કરવાથી તે સ્ત્રી અસતી અને દરિદ્ર થાય છે." વળી કેટલાક કહે છે કે—

"धनुपि पराभवयुक्ता"

"ધનાંશ લગ્ન કરવાથી પરણેલી સ્ત્રી પરાભવે કરીને યુક્ત થાય છે," પરંતુ ગ્રંથકારના મતમાં તો ધનનો ઉત્તરાર્ધ જ વિરુદ્ધ છે. અને પૂર્વાર્ધ તો મનુષ્ય જાતિ છે, તેથી શુભ છે. વળી રત્નમાળામાં તો લગ્નનો પણ નિયમ આ પ્રમાણે કહ્યો છે.–

"कन्या नृयुग्मं च वणिग्विलग्ने,
स्थितो विवाहः शुभमादधाति।"

જો લગ્નમાં કન્યા, મિથુન કે તુલા રાશિ રહી હોય તો તેમાં કરેલો વિવાહ શુભ-કારક છે." આ લગ્નોમાં પણ નવાંશાનો નિયમ ઉપર કહ્યા પ્રમાણે જ જાણવો. તે વિષે ભાસ્કર કહે છે કે—

"निन्द्येऽपि लग्ने द्विपदांश इष्टः,
कन्यादिलग्नेष्वपि नान्यभागः।"

"લગ્ન નિંદ્ય (અશુભ) હોય તો પણ મનુષ્યના નવાંશા જ ઇષ્ટ છે અને કન્યાદિક શુભ લગ્નોમાં પણ બીજો (મનુષ્ય સિવાયનો) અંશ ઇષ્ટ નથી." વળી વ્યવહારપ્રકાશમાં તો આ પ્રમાણે કહે છે.—

"धन्वांशो न बुधास्ते, भौमास्ते नो तुलांशकः कार्यः।
न तुलांशश्चरलग्ने, देयस्तुलमकरसंस्थेन्दौ ॥१॥"

"બુધનો અસ્ત હોય તો ધનનો નવાંશો લેવો નહીં, મંગળનો અસ્ત હોય ત્યારે તુલનો અંશ દેવો નહીં અને તુલ તથા મકરનો ચંદ્ર હોય ત્યારે ચર લગ્નમાં તુલનો અંશ દેવો નહીં."

હવે સર્વ (ત્રણે) પ્રકારનાં લગ્નને વિષે સાધારણ નિયમ કહે છે–

त्रिष्वपि क्रूरमध्यस्थौ, शुक्रक्रूराश्रितद्यूनौ।
नेष्टौ लग्नविधू केन्द्र–स्थितसौम्यौ तु तौ मतौ ॥२३॥"

અર્થ–ત્રણે (પ્રતિષ્ઠા, દીક્ષા અને વિવાહ)ને વિષે બે ક્રૂર ગ્રહની મધ્યમાં (વચ્ચે) જો લગ્ન કે ચંદ્ર રહેલો હોય તો તે ઇષ્ટ (શુભ) નથી. તથા લગ્ન કે ચંદ્રથી સાતમું સ્થાન શુક્ર કે ક્રૂર ગ્રહે આશ્રિત કર્યું હોય તો તે ઇષ્ટ નથી, પરંતુ જો લગ્ન કે ચંદ્રથી કેંદ્રના ચારે સ્થાનમાં સૌમ્ય ગ્રહો રહ્યા હોય તો તે (લગ્ન અને ચંદ્ર) ઇષ્ટ છે.

ત્રણેને વિષે એટલે પ્રતિષ્ઠા, દીક્ષા અને વિવાહને વિષે બે ક્રૂર ગ્રહની મધ્યમાં રહેલો જો લગ્ન કે ચંદ્ર હોય એટલે કે લગ્નની બન્ને બાજુએ એટલે બીજા અને બારમા સ્થાનને વિષે ક્રૂર ગ્રહો હોય અને તે જ રીતે ચંદ્રની પણ બન્ને બાજુએ ક્રૂર ગ્રહો હોય તો આ આ બન્ને પ્રકારે ક્રૂર કર્તરી કહેવાય છે. આ પ્રત્યેક ક્રૂર કર્તરી ત્રણ ત્રણ પ્રકારની છે–અતિ દુષ્ટા ૧. દુષ્ટા ૨. અને અલ્પ દુષ્ટા ૩. તેમાં જો ધન એટલે બીજા સ્થાનમાં રહેલો ક્રૂર ગ્રહ વક્રી હોય, અને વ્યય (બારમા) સ્થાનમાં રહેલો ક્રૂર ગ્રહ મધ્યમ ગતિવાળો હોય તો બન્ને બાજુથી સંઘટ્ટ થવાથી (લગ્નની સાથે અથડાવાથી) તે ક્રૂર કર્તરી અતિ દુષ્ટ કહેવાય છે. તેની સ્થાપના આ પ્રમાણે–




જ્યારે વ્યય (બારમા) સ્થાનમાં રહેલો ક્રૂર ગ્રહ અતિચારવાળો (શીઘ્ર ગતિવાળો) હોય ત્યારે તે ક્રૂર કર્તરી વિશેષે કરીને અતિ દુષ્ટ જાણવી, કેમકે તેનાં સંઘટ્ટો શીઘ્રપણે થાય છે માટે. ૧. જ્યારે ધન (૨) અને વ્યય (૧૨) બન્ને સ્થાનમાં રહેલા ક્રૂર ગ્રહો મધ્ય ગતિવાળા હોય, અથવા તે બન્ને સ્થાનમાં રહેલા ક્રૂર ગ્રહો વક્ર ગતિવાળા હોય તો તે ક્રૂર કર્તરી મધ્યમ દુષ્ટ છે, કારણ કે લગ્નને એક બાજુથી જ સંઘટ્ટો થાય છે. ૨. પરંતુ જ્યારે ધન (૨) સ્થાનમાં રહેલો ક્રૂર ગ્રહ મધ્યમ ગતિવાળો હોય અને વ્યય (૧૨) સ્થાનમાં રહેલો વક્રી હોય ત્યારે તે ક્રૂર કર્તરી અલ્પ દુષ્ટ જાણવી, કારણ કે તે બન્ને બાજુની કર્તરીનો વિયોગ થાય છે. તેમાં પણ જો ધન (૨) સ્થાનમાં રહેલો ક્રૂર ગ્રહ અતિચારી (શીઘ્ર ગતિવાળો) હોય તો તે વિશે કરીને અલ્પ દુષ્ટ છે, કારણ કે તેનો શીઘ્રપણે વિયોગ થાય છે. ૩. આની ભાવના ઉપર આપેલી સ્થાપનાને વિષે સ્વયં કરી લેવી. એ જ પ્રમાણે ચંદ્રની બન્ને બાજુએ ક્રૂર ગ્રહો રહેલા હોય તો તેની પણ ત્રણે પ્રકારની ક્રૂર કર્તરી જાણી લેવી. અહીં આ પ્રમાણે વિશેષ છે—

"क्रूरग्रहस्यान्तरगा तनुर्भवेद्, मृतिप्रदा शीतकरश्च रोगदः ।
शुभैर्धनस्थैरथवाऽन्त्यगे गुरौ, न कर्तरी स्यादिह भार्गवा विदुः ॥१॥"
"त्रिकोणकेन्द्रगो गुरु–स्त्रिलाभगो रविर्यदा ।
तदा न कर्तरी भवे–ज्जगाद बादरायणः ॥२॥"

"બે ક્રૂર ગ્રહની મધ્યે લગ્ન રહ્યું હોય તો તે (કર્તરી) મૃત્યુને કરે છે અને ચંદ્ર રહ્યો હોય તો તે રોગને કરે છે, પરંતુ ધન (૨) સ્થાનમાં શુભ ગ્રહ રહ્યો હોય અથવા બારમા સ્થાનમાં ગુરુ રહ્યો હોય તો કર્તરી થતી નથી એમ ભાર્ગવ કહે છે. (૧). જ્યારે ત્રિકોણમાં કે કેંદ્રમાં ગુરુ રહ્યો હોય અને ત્રીજા તથા અગિયારમા સ્થાનમાં રવિ રહ્યો હોય ત્યારે પણ કર્તરી થતી નથી એમ બાદરાયણ (વ્યાસ) કહે છે. ૨."

વળી જો કદાચ બીજું લગ્ન નહી મળવાથી ક્રૂર કર્તરીનો ત્યાગ થઈ શકે તેમ ન હોય તો લગ્નની બંને બાજુના પંદર પંદર ત્રિંશાંશોની અંદર જો ક્રૂર ગ્રહો આવતા હોય તો તે ક્રૂર કર્તરી અવશ્ય તજવા યોગ્ય છે. એ જ રીતે ચંદ્રના વિષયમાં પણ જાણવું. તે વિષે વ્યવહારપ્રકાશમાં કહ્યું છે કે—

"पूर्वे पश्चात् पापा–स्त्रिंश्यंशा १५ यादमध्यगश्चन्द्रः ।
वर्जयितव्या योगे, यस्मात् राश्यंशरश्मियुतिः ॥१॥"

"ચંદ્રની પૂર્વે અને પછીના પંદર અંશોની અંદર જો પાપ ગ્રહરુપી કર્તરી હોય તો તે વર્જવી. કારણ કે તે રાશિ અને અંશની કળાની યુતિ કહેવાય છે."

મૂળ શ્લોકમાં शुक्र क्रूर० એમ કહ્યું છે તેનો અર્થ આ પ્રમાણે છે-લગ્નથી કે ચંદ્રથી જો સાતમા સ્થાનમાં શુક્ર કે ક્રૂર ગ્રહ હોય તો તે જામિત્ર નામનો દોષ કહેવાય છે. તે વિષે સારંગ કહે છે કે—

"उदयात्सप्तमसंस्थे, शुक्रे सूर्येऽथवा शनौ राहौ ।
वैधव्यं क्षितितनये, सप्तमगे कन्यका म्रियते ॥१॥"

"લગ્નથી સાતમે સ્થાને શુક્ર, સૂર્ય, શનિ કે રાહુ રહ્યો હોય તો તે સ્ત્રીને વિધવાપણું પ્રાપ્ત થાય છે અને સાતમે સ્થાને મંગળ રહ્યો હોય તો તે વિવાહિત કન્યા મરણ પામે છે." તથા—

"सुक्कं १ गारय २ मंदाण, ३ सत्तमे ससहरे गहिअदिक्खो ।
पीडिज्जए अवस्सं सत्थ–१ कुसीलत्त २ वाहीहिं ३ ॥१॥"

"શુક્રથી સાતમે સ્થાને ચંદ્ર હોય તો તેવા લગ્નમાં દીક્ષિત થયેલો શસ્ત્રવડે અવશ્ય પીડા પામે છે, મંગળથી સાતમો ચંદ્ર હોય તો કુશીળપણાથી પીડાય છે અને શનિથી સાતમો ચંદ્ર હોય તો વ્યાધિથી પીડાય છે" એમ લગ્નશુદ્ધિમાં કહ્યું છે. તથા—

"शुक्रार्कशनिभौमानां, सप्तमेन्दौ विवाहिता ।
ससापत्न्या च विधवा, निष्पुत्रा स्वैरिणी क्रमात् ॥१॥"

"શુક્રથી સાતમે ચંદ્ર હોય તેવે સમયે કન્યાનો વિવાહ કર્યો હોય તો તે સપત્ની (શોકય) વાળી થાય છે, સૂર્યથી સાતમો ચંદ્ર હોય તો તે વિધવા થાય છે, શનિથી સાતમો ચંદ્ર હોય તો તે પુત્રરહિત થાય છે અને મંગળથી સાતમે સ્થાને ચંદ્ર હોય તો તે કુલટા થાય છે" એમ દૈવજ્ઞવલ્લભમાં કહ્યું છે. અહીં કોઈ ઠેકાણે રાહુને માટે કાંઈ વિશેષ કહ્યું નથી, તેથી તેનું ફળ શનિની પ્રમાણે જાણવું. વિશેષ એ છે કે—

"द्वौ ग्रहौ यदि जामित्रे, क्रूरौ सौम्यौ च संस्थितौ ।
अब्दत्रयेण दारिद्र्यं, कन्या प्राप्नोति दारुणम् ॥१॥"

"જો જામિત્ર સ્થાનમાં બે ક્રૂર ગ્રહો અને બે સૌમ્ય ગ્રહો રહેલા હોય તો તે કન્યા ત્રણ વર્ષમાં ભયંકર દારિદ્ર પામે છે" એમ દૈવજ્ઞવલ્લભમાં કહ્યું છે.

મૂળ શ્લોકમાં જે શુક્રક્રૂર ० કહ્યું છે તેનો અપવાદ મૂળ શ્લોકમાં જ કેન્દ્રસ્થિત ० એ વિગેરે પદોથી કહે છે.—લગ્નથી અને ચંદ્રથી જો ચારે કેન્દ્રસ્થાનમાં સૌમ્ય ગ્રહો હોય તો શુક્ર કે ક્રૂર ગ્રહે આશ્રય કરેલા સાતમા સ્થાનવાળા લગ્ન અને ચંદ્ર શુભ માનેલા છે, એટલે કે કોઈક વખત આદર કરવા લાયક પણ છે. વળી સારંગ તો ચંદ્રથી કેન્દ્રસ્થાનમાં કરેલા ક્રૂર ગ્રહનો દોષ આ પ્રમાણે કહે છે. —

"लग्नाम्बुसप्तव्योमस्थो, भवेत्क्रूरग्रहो विधोः ।
आपीडा चैव संपीडा, भृग्वाद्या वर्तिताः क्रमात् ॥१॥
आत्मनो बन्धुवर्गस्य, जायायाः कर्मणः क्रमात् ।
विनाशो जायते नूनं, तद्वेलाकार्यकारिणः ॥२॥"

"ચંદ્રથી પહેલે ૧, ચોથે ૨, સાતમે ૩ અને દશમે ૪ સ્થાને જો ક્રૂર ગ્રહ રહ્યો હોય તો તે અનુક્રમે આપીડા ૧, સંપીડા ૨, ભૃગ્વાદિક ૩ અને વર્તિતા ૪ એવે નામે કહેવાય છે. તે વેળાએ કાર્ય કરવાથી અનુક્રમે પોતાનો ૧, બંધુવર્ગનો ૨, સ્ત્રીનો ૩ અને કર્મનો ૪ નાશ થાય છે." એટલે કે ચંદ્રથી પહેલે સ્થાને ક્રૂર ગ્રહ હોય તો તે આપીડા કહેવાય છે અને તેનું ફળ આત્માનો નાશ છે. વિગેરે.

અહીં કોઈને શંકા થાય કે—આ સ્થળે લગ્ન અને ચંદ્રના ગુણ તથા દોષ સરખા કેમ કહ્યા? આ શંકાનો જવાબ એ છે જે—

"लग्नबलाच्छारीरं, चन्द्रबलान्मानसं ग्रहाः सर्वे ।
दद्युर्भावाश्रयजं, शुभमशुभं वा फलं नियमात् ॥१॥"

"સર્વે ગ્રહો લગ્નના બળથી શરીર સંબંધી અને ચંદ્રના બળથી મન સંબંધી ભાવના આશ્રયથી ઉત્પન્ન થતું શુભ અથવા અશુભ ફળ અવશ્ય આપે છે" એમ વ્યવહાર પ્રકાશમાં કહ્યું છે.

હવે ચંદ્રથી સાતમા સ્થાનમાં રહેલા ક્રૂર ગ્રહથી ઉત્પન્ન થતા જામિત્ર નામના દોષનો ભંગ કહે છે.

गुरुर्बुधश्च शीतांशु–सप्तमक्रूरदोषहृत् ।
पुष्टयेन्दुं दृशा पश्यन्, लग्नखाम्बुत्रिकोणगः ॥२४॥"

અર્થ—લગ્નમાં, દશમા સ્થાનમાં, ચોથા સ્થાનમાં કે ત્રિકોણ (૯–૫)માં રહેલો ગુરુ અથવા બુધ જો પુષ્ટ દૃષ્ટિએ કરીને ચંદ્રને જોતો હોય તો તે ચંદ્રથી સાતમા સ્થાનમાં રહેલા ક્રૂર ગ્રહથી ઉત્પન્ન થતા દોષને હરણ કરે છે. અહીં પુષ્ટ દૃષ્ટિએ કરીને એટલે સંપૂર્ણ દૃષ્ટિએ અથવા ત્રિપાદ દૃષ્ટિએ કરીને એમ જાણવું.

હવે દીક્ષા સમયે ચંદ્રની સાથે રહેલા બીજા ગ્રહોનું ફળ કહે છે.

दीक्षायां कुरुते चन्द्रः, क्रमाद् भौमादिभिर्युतः ।
कलिं भियं मृतिं नैःस्व्यं, विपदं भूमिभृद्भयम् ॥२५॥"

અર્થ—દીક્ષા સમયે જો ચંદ્ર મંગળની સાથે રહ્યો હોય તો તે ક્લેશને કરે છે, બુધની સાથે રહ્યો હોય તો તે ભયને કરે છે, ગુરુની સાથે રહ્યો હોય તો મૃત્યુને કરે

છે, શુક્રની સાથે હોય તો નિર્ધનપણું કરે છે. શનિની સાથે હોય તો વિપત્તિને કરે છે અને સૂર્યની સાથે રહ્યો હોય તો તે રાજભય ઉત્પન્ન કરે છે.

મંગળથી આરંભીને સૂર્ય સુધી અનુક્રમે કલેશ વિગેરે ઉપર કહેલાં ફળો જાણવાં. વિશેષ એ છે જે "नीचेऽस्तं वाप्ते०" (વિમર્ષ ૫, શ્લોક ૩) એ ઠેકાણે ગ્રહોના અસ્તમયના વિષયમાં જે કાળાંશો કહેલા છે તેમના અર્ધ ભાગમાં જો ગ્રહોનો યોગ હોય તો તે યોગ દૂષિત છે અને જો તે ગ્રહો તે કાળના અર્ધ વિભાગને પામ્યા ન હોય અથવા તેને ઉલ્લંઘન કરી ગયા હોય તો કહેલા દોષો ઉત્પન્ન થાય ખરા, પરંતુ તે દોષો પાછા નિવૃત્તિ પણ પામે છે. તે વિષે શૌનક કહે છે કે—

"योगा यथोक्तफलदाः, कालार्धविभागसंश्रितानां तु ।
अप्राप्तातीताना–मिच्छामात्रं फलं तेषाम् ॥१॥"

"કાળના અર્ધ વિભાગને આશ્રય કરેલા (પામેલા) ગ્રહોના યોગો કહ્યા પ્રમાણે ફળને આપનારા હોય છે, પરંતુ તે અર્ધ વિભાગને પામ્યા ન હોય અથવા તેને ઉલ્લંઘન કરી ગયા હોય તો તે યોગોનું ફળ ઇચ્છામાત્ર જ છે."

હવે વિવાહ અને દીક્ષા એ બન્નેનો સાધારણ નિયમ કહે છે.—

विवाहदीक्षयोर्लग्ने, द्यूनेन्दू ग्रहवर्जितौ ।
शुभौ केचित्तु जीवज्ञ–युक्तमिन्दुं शुभं विदुः ॥२६॥

અર્થ—વિવાહ તથા દીક્ષાના લગ્નમાં સાતમું સ્થાન તથા ચંદ્ર એ બન્ને સ્થાન ગ્રહે કરીને રહિત હોય તો તે શુભ છે. કેટલાએક તો ગુરુ અને બુધે કરીને યુક્ત એવો ચંદ્ર હોય તો તેને શુભ કહે છે.

સાતમું સ્થાન ગ્રહે કરીને રહિત હોય તો તે શુભ છે. તેને માટે સપ્તર્ષિ કહે છે કે–

"वैधव्यं सापत्न्यं, वन्ध्यात्वं निष्प्रजत्वं दौर्भाग्यम् ।
वेश्यात्वं गर्भच्युति–रर्काद्या लग्नतोऽस्तगाः कुर्युः ॥१॥"

"લગ્નથી સાતમે સ્થાને સૂર્ય રહેલો હોય તો તે વિવાહિત થયેલી કન્યાને વિધવાપણું કરે છે, ચંદ્ર રહ્યો હોય તો સપત્ની (શોક્ય) ને કરે છે, મંગળ રહ્યો હોય તો વંધ્યાપણું કરે છે, બુધ રહ્યો હોય તો પ્રજારહિતપણું (વંધ્યાપણું) કરે છે, ગુરુ રહ્યો હોય તો દૌર્ભાગ્યપણું કરે છે, શુક્ર રહ્યો હોય તો વેશ્યાપણું કરે છે, અને શનિ રહ્યો હોય તો ગર્ભપાત કરે છે."

ચંદ્ર પણ એકલો જ રહ્યો હોય તો તે શુભ છે. કેટલાએક બુધ અને ગુરુ સહિત એવા ચંદ્રને શુભ કહે છે, કારણ કે તેઓ બુધ અને ગુરુ સિવાયના બીજા ગ્રહોની સાથે રહેલા ચંદ્રનું ફળ આ પ્રમાણે કહે છે.—

"रविणा सणि भोमेहिं, सुक केऊहिं राहुणा ।
एगरासिगए चंदे, जुइदोसो पवुच्चइ ॥१॥"

दरिद्दा समणी चेव, मरणं ससवत्तिआ ।
कवालिणी अ दुस्सीला, कमा नारी विवाहिआ ॥२॥"

"ચંદ્ર જે રાશિમાં (સ્થાનમાં) રહ્યો હોય તે જ રાશિમાં જો રવિ ૧, શનિ ૨, મંગળ ૩, શુક્ર ૪, કેતુ ૫ કે રાહુ ૬ રહ્યો હોય તો તે યુતિ દોષ કહેવાય છે. તે યુતિ દોષમાં વિવાહિત થયેલી નારી અનુક્રમે આ પ્રમાણે ફળ પામે છે.-રવિની યુતિ હોય તો તે સ્ત્રી દરિદ્ર થાય છે ૧. શનિની યુતિ હોય તો તે સાધ્વી થઈ જાય છે ૨, મંગળની યુતિ હોય તો તે મરણ પામે છે ૩, શુક્રની યુતિ હોય તો તે સપત્નીવાળી થાય છે ૪, કેતુની હોય તો તે કાપાલિની (પરિવ્રાજિકા) થાય છે ૫, અને રાહુની યુતિ હોય તો તે કુશીળવાળી (કુલટા) થાય છે ૬."

શુક્ર અને ચંદ્રની યુતિ વિવાહને વિષે સર્વથા ત્યાગ કરવા યોગ્ય છે એમ વ્યવહાર-સારમાં કહ્યું છે, પણ સત્યસૂરિ તો આ પ્રમાણે કહે છે.—

" अन्यर्क्षेऽन्यगृहे वा, कुजबुधगुरुशुक्रशौरिभिः सार्धम् ।
न भवति दोषाय शशी, प्रदक्षिणं याति यदि चैषाम् ॥१॥"

"અન્ય નક્ષત્રમાં કે અન્ય સ્થાનમાં મંગળ, બુધ, ગુરુ, શુક્ર કે શનિની સાથે ચંદ્રમા રહ્યો હોય, અને વળી જો તે ચંદ્ર તે મંગળાદિકની દક્ષિણ (જમણી) બાજુએ ચાલતો હોય તો તે ચંદ્ર દોષને માટે નથી."

વિશેષમાં દૈવજ્ઞવલ્લભ કહે છે કે—

"द्व्याद्यैः क्रूरैर्युते चन्द्रे व्यसुः प्रव्रजितः शुभैः ।"

"બે અથવા તેથી અધિક ક્રૂર ગ્રહોએ કરીને અથવા સૌમ્ય ગ્રહોએ કરીને યુક્ત એવો ચંદ્ર હોય ત્યારે જો દીક્ષા લીધી હોય તો તે મરણ પામે છે.''

ઉપર ત્રેવીશમા શ્લોકમાં લગ્નથી કે ચંદ્રથી સાતમા સ્થાનમાં શુક્ર કે ક્રૂર ગ્રહ રહ્યો હોય તો તેને જામિત્ર દોષ કહ્યો છે, તે દોષનો મતાંતરે કરીને અપવાદ (ભંગ) કહે છે.—

पञ्चपञ्चाशमेवांशं, जामित्रं परमं परं ।
अंशादुज्झन्ति लग्नेन्द्वो-र्गर्हितग्रहदूषितम् ॥२७॥

અર્થ—કેટલાક આચાર્યો કહે છે કે લગ્ન અને ચંદ્રના જે અંશ કાર્ય વખતે અધિકાર કર્યો હોય તે અંશથી પંચાવનમો જ અંશ નિંદિત (શુક્ર કે ક્રૂર) ગ્રહે કરીને દૂષિત હોય તો તે પરમ જામિત્ર નામનો દોષ છે, માટે તેનો ત્યાગ કરવો.

લગ્ન અને ચંદ્રના અધિકાર કરેલા અંશથી પંચાવનમો જ અંશ નિંદિત ગ્રહે કરીને યુક્ત હોય તો તે નિંદિત ગ્રહના જ કારણથી પરમ જામિત્ર નામનો દોષ થાય છે, માટે તેને જ કેટલાક આચાર્યો તજે છે—તજવાનું કહે છે. ભાવાર્થ એ છે કે—

જેટલામો નવાંશો લગ્નને વિષે અધિકાર (સ્વીકાર) કર્યો હોય તેટલામોજ સાતમા સ્થાનની રાશિમાં રહેલો નવાંશો પંચાવનમો હોય છે. તે જ રીતે ચંદ્ર પણ જે રાશિમાં જેટલામા નવાંશામાં હોય તે રાશિથી સાતમી રાશિનો તેટલામો નવાંશો ચંદ્રના નવાંશાથી પંચાવનમો હોય છે, તેથી લગ્નના અંશથી અથવા ચંદ્રના અંશથી પંચાવનમા નવાંશામાં જો ક્રૂર ગ્રહ કે શુક્ર હોય તો તે પરમ જામિત્ર નામનો દોષ થાય છે. જેમ મેષ રાશિના પહેલા અંશમાં લગ્ન અથવા ચંદ્ર હોય અને તુલાના પહેલા અંશમાં ક્રૂર ગ્રહ કે શુક્ર હોય, અથવા મેષના બીજા અંશમાં લગ્ન કે ચંદ્ર હોય અને તુલાના પણ બીજા અંશમાં ક્રૂર ગ્રહ કે શુક્ર હોય, અથવા એજ રીતે ત્રીજા, ચોથા વિગેરે અંશોમાં તે તે પ્રમાણે હોય તો તે અવશ્ય તજવા યોગ્ય છે. કહ્યું છે કે—

"लग्नेन्दुसंयुतादंशात्, पञ्चपञ्चाशदंशके ।
ग्रहोऽन्यो यद्यसौ दोषो, न गुणैरपि हन्यते ॥१॥"

"લગ્ન કે ચંદ્રના અધિકાર કરેલા અંશથી પંચાવનમા અંશને વિષે જો કોઈ ગ્રહ આવતો હોય, અને જો તે દોષરૂપ થતો હોય તો તે દોષ બીજા ગુણોએ કરીને પણ હણાતો નથી" એમ દૈવજ્ઞવલ્લભમાં કહ્યું છે, પરંતુ જો પંચાવનમા અંશથી ન્યૂન અથવા અધિક અંશે શુક્ર કે ક્રૂર ગ્રહ હોય તો તે જામિત્ર નામનો જ દોષ કહેવાય છે, પણ તે પરમ જામિત્ર થતો નથી. જેમ કે મેષ રાશિના ત્રીજા અંશમાં લગ્ન કે ચંદ્ર હોય અને તુલાના પહેલા કે બીજા અંશમાં શુક્ર કે ક્રૂર ગ્રહ હોય ત્યારે તે ત્રેપનમો કે ચોપનમો અંશ થયો અને જ્યારે મેષના પહેલા અંશમાં લગ્ન કે ચંદ્ર હોય અને તુલાના બીજા, ત્રીજા કે ચોથા અંશમાં ક્રૂર ગ્રહ કે શુક્ર હોય ત્યારે તે મેષના પહેલા અંશથી છપ્પનમો, સત્તાવનમો કે અઠ્ઠાવનમો અંશ થયો. વિગેરે સ્થળે કેવળ જામિત્ર દોષ થાય છે, અને આ દોષ અત્યંત દુષ્ટ નથી એવો તેનો મત છે. આ મત ઘણાને પણ સંમત છે.

હવે પ્રતિષ્ઠાને આશ્રીને ગ્રહોની યુતિ અને દૃષ્ટિનું ફળ કહે છે—

स्थापने स्युर्विधौ युक्ते, दृष्टे चाऽऽरादिभिः क्रमात् ।
अग्निभी ऋद्धि सिद्धार्चा, श्रीपञ्चत्वाग्निभीतयः ॥२८॥

અર્થ—પ્રતિષ્ઠાને વિષે જો ચંદ્ર મંગળે કરીને યુક્ત અથવા દૃષ્ટ (જોયેલો) હોય તો અગ્નિનો ભય થાય ૧, બુધે કરીને યુક્ત કે દૃષ્ટ હોય તો સમૃદ્ધિ પ્રાપ્ત થાય ૨, ગુરુએ કરીને યુક્ત કે દૃષ્ટ હોય તો સિદ્ધાર્ચા એટલે પ્રતિમા અધિષ્ઠાયક દેવ સહિત (પ્રભાવવાળી) થાય ૩, શુક્રે કરીને યુક્ત કે દૃષ્ટ હોય તો લક્ષ્મી પ્રાપ્ત થાય ૪, શનિએ કરીને યુક્ત કે દૃષ્ટ હોય તો મૃત્યુ થાય ૫, અને રવિએ કરીને યુક્ત કે દૃષ્ટ હોય તો અગ્નિનો ભય થાય ૬. વળી "गुरुणा सर्वपूजिता" ચંદ્ર જો ગુરુએ કરીને યુક્ત કે દૃષ્ટ હોય તો તે પ્રતિમા સર્વને પૂજવા લાયક થાય છે" એમ દૈવજ્ઞવલ્લભમાં કહ્યું છે.

આ શ્લોકમાં સામાન્યથી દૃષ્ટિ શબ્દ કહ્યો છે, તો પણ પુષ્ટ એટલે સંપૂર્ણ અથવા ત્રિપાદ દૃષ્ટિ જાણવી.

હવે સર્વ શુભ કાર્યનાં લગ્નોમાં સાધારણ રીતે તજવા યોગ્ય સમય છ શ્લોકે કરીને કહે છે.—

जन्मराशिं जनेर्लग्नं, ताभ्यामन्त्यं तथाऽष्टमम् ।
लग्नलग्नांशयोश्चेशौ, लग्नात् षष्ठाष्टमौ त्यजेत् ॥२९॥

અર્થ—જન્મની રાશિને, જન્મના લગ્નને, તે બન્નેથી બારમા તથા આઠમા (લગ્ન)ને તથા લગ્ન અને લગ્નાંશના સ્વામીઓ જો લગ્નથી છઠ્ઠે કે આઠમે હોય તો તેને તજવા.

જન્મની રાશિને તજવી એટલે જન્મની જે રાશિ હોય તે રાશિ લગ્નકુંડળીમાં પહેલા ભુવનમાં આવવી ન જોઈએ, અને તે જન્મરાશિ દીક્ષામાં શિષ્યની, પ્રતિષ્ઠામાં સ્થાપક અને શિષ્ય એ બન્નેની તથા વિવાહમાં વર અને કન્યા એ બન્નેની તજવાની છે. એ પ્રમાણે આગળ પણ સર્વત્ર જાણવું. જન્મનું લગ્ન અહીં વર્જવાનું કહ્યું છે, પરંતુ નારચંદ્રમાં તે વર્જ્યું નથી. જન્મરાશિ અને જન્મલગ્નથી બારમા તથા આઠમા લગ્નને અહીં વર્જવાનાં કહ્યાં છે તે પ્રમાણે કોઈએ ચોથાને પણ વર્જવાનું કહ્યું છે. તે વિષે વ્યવહારપ્રકાશમાં કહ્યું છે કે—

"दम्पत्योरुपचयर्क्षं, जन्मर्क्षादुदयतश्च शुभलग्नम् ।
निधनं व्ययं च हिबुकं, नेष्टं शेषाणि मध्यानि ॥१॥"

વર વહુની જન્મરાશિથી તથા જન્મલગ્નથી ઉપચય (૩–૬–૧૧) સ્થાનમાં રહેલી રાશિ જો વિવાહ સમયે લગ્નમાં હોય તો તે શુભ લગ્ન છે, અને આઠમા, બારમા કે ચોથા સ્થાનની રાશિ જો લગ્નમાં હોય તો તે અશુભ છે, અને બાકીનાં લગ્નો મધ્યમ છે." તથા—

"चतुर्थद्वादशे कार्ये, लग्ने बहुगुणे यदि ।
अष्टमं तु न कर्तव्यं, यदि सर्वगुणान्वितम् ॥१॥"

"જો ચોથું અને બારમું લગ્ન ઘણા ગુણવાળું હોય તો તે કરવા લાયક છે શુભ છે, પરંતુ જો આઠમું લગ્ન સર્વ ગુણે કરીને યુક્ત હોય તો પણ તે કરવા લાયક નથી" એમ ગર્ગ કહે છે. વિશેષ એ છે જે—

"अष्टमर्क्षोदयोद्भूत–दोषो नश्यति भावतः ।
लग्नेशाष्टमराशीशौ, मिथो मित्रे यदा तदा ॥१॥"

જો લગ્નનો સ્વામી અને આઠમી રાશિનો સ્વામી પરસ્પર મિત્ર હોય તો આઠમી રાશિથી અને લગ્નની રાશિથી ઉત્પન્ન થયેલો દોષ ભાવથી નાશ પામે છે" એમ બૃહસ્પતિ કહે છે.

"तथा चतुर्थं रिष्फं वा, मित्रत्वेन शुभं स्मृतम् ।
गुरुणा भृगुणा केन्द्र–त्रिकोणस्थेन चेक्षितम् ॥१॥"

"તથા ચોથું અને બારમું લગ્ન પરસ્પર મિત્રપણાએ કરીને યુક્ત હોય, અને કેન્દ્ર કે ત્રિકોણમાં રહેલા ગુરુ કે શુક્રની તેના પર દૃષ્ટિ પડતી હોય તો શુભ કહેલું છે" એમ સારંગ કહે છે. તથા—

"होराष्टमं जन्मगृहाष्टमं वा, लग्नं शुभं ज्ञेज्यसितेक्षितं चेत् ।"

જો આઠમી હોરાનું લગ્ન હોય કે જન્મના સ્થાનથી આઠમા સ્થાનની રાશિનું લગ્ન હોય, અને તેના પર જો બુધ, ગુરુ કે શુક્રની દૃષ્ટિ પડતી હોય તો તે લગ્ન શુભ છે" એમ કેશવ કહે છે. તથા—

"जन्मगृहजन्मभाभ्या–मष्टमभवनं मृतिप्रदं लग्ने ।
व्ययहिबुककेन्द्रसंस्थैः, शुभग्रहैः शोभनं बलिभिः ॥१॥"

"જન્મની રાશિથી કે જન્મના ગ્રહથી આઠમું ભવન જો લગ્નમાં હોય તો તે મૃત્યુ આપનારું છે, પરંતુ જો બારમા, ચોથા કે કેન્દ્રસ્થાનમાં બળવાન શુભ ગ્રહો હોય તો તે શુભ છે." એમ વ્યવહાર પ્રકાશમાં કહ્યું છે.

મૂળ શ્લોકમાં लग्नलग्नांशयोश्च એ પદમાં च શબ્દ લખ્યો છે. તેથી દ્રેષ્કાણનો સ્વામી પણ લગ્નથી છઠ્ઠે કે આઠમે હોય તો તે પણ તજવા યોગ્ય છે. તે વિષે લલ્લ કહે છે કે—

"लग्नस्थेऽपि गुरौ दुष्टः, षष्ठस्थो लग्ननायकः ।"

"લગ્નમાં ગુરુ રહ્યો હોય તો પણ જો લગ્નનો સ્વામી છઠ્ઠા સ્થાનમાં રહ્યો હોય તો તે દુષ્ટ–અશુભ છે." લક્ષ્મીધર પણ કહે છે કે—

"विलग्नाधिपतौ षष्ठे, वैधव्यं स्यात्तथांशपे ।
द्रेष्काणाधिपतौ मृत्यु–र्विलग्ने बलवत्यपि ॥१॥

"લગ્નનો સ્વામી તથા નવાંશાનો સ્વામી જો છઠ્ઠે સ્થાને રહ્યો હોય તો વિધવાપણું પ્રાપ્ત થાય છે, અને દ્રેષ્કાણનો સ્વામી છઠ્ઠે હોય તો લગ્ન બળવાન છતાં પણ મૃત્યુ થાય છે."

લગ્નનો સ્વામી આઠમે સ્થાને હોય તો તે અશુભ જ છે. તેથી પણ (તે કરતાં પણ) જો આઠમા ભવનમાં રહેલો લગ્નનો સ્વામી લગ્નના દ્રેષ્કાણથી બાવીશમા દ્રેષ્કાણમાં હોય તો તે ઘણોજ અશુભ છે. વળી જો લગ્નનો સ્વામી અને આઠમા ભવનનો સ્વામી એકજ દ્રેષ્કાણમાં રહ્યા હોય તો તે કરતાં અત્યંત વધારે અશુભ છે. લગ્નના, નવમાંશના અને દ્રેષ્કાણના સ્વામી જો છઠ્ઠે કે આઠમે રહ્યા હોય તો તેનું ફળ રત્નમાલાભાષ્યમાં આ પ્રમાણે કહ્યું છે.—

"वर्षमासदिनैर्गेह–द्रेष्काणनवमांशपाः ।
राशिमानेन दास्यन्ति, फलमित्याह शौनकः ॥१॥"

"છઠ્ઠે કે આઠમે સ્થાને રહેલો લગ્નનો સ્વામી રાશિને અનુસારે એટલે જેટલામી રાશિ હોય તેટલી સંખ્યાવાળા વર્ષે કરીને તેનું ફળ આપે છે. એ જ પ્રમાણે દ્રેષ્કાણનો સ્વામી તેટલે માસે અને નવમાંશનો સ્વામી તેટલા દિવસે ફળ આપે છે. એમ શૌનક કહે છે."

મૂળ શ્લોકમાં **षष्ठाष्टमौ** કહ્યુ છે. તેના ઉપલક્ષણથી બારમા સ્થાનમાં રહેલો લગ્નનો સ્વામી પણ શુભ નથી. તેથી કરીને લગ્નનો અને લગ્નાંશનો સ્વામી છઠ્ઠે, આઠમે કે બારમે હોય તો તે શુભ નથી. એમ સિદ્ધ થયું. તેનો અપવાદ આ પ્રમાણે છે—વૃશ્ચિક લગ્ન કે વૃશ્ચિકનો નવમાંશ ગ્રહણ કર્યો હોય તો તેનો સ્વામી મંગળ જો મેષ રાશિમાં રહ્યો હોય તો કાંઈપણ દોષ નથી; કેમ કે તે બન્નેનો સ્વામી (મંગળ) એક જ છે એ જ રીતે વૃષનું લગ્ન અથવા તેનો અંશ ગ્રહણ કર્યો હોય ત્યારે તેનો સ્વામી શુક્ર જો તુલામાં રહ્યો હોય તથા કુંભ લગ્ન અથવા તેનો અંશ ગ્રહણ કર્યો હોય ત્યારે તેનો સ્વામી શનિ જો મકરમાં રહ્યો હોય તો બન્નેનો સ્વામી એક હોવાથી કાંઈ પણ દોષ નથી. કહ્યું છે કે—

"न वृश्चिकं हन्ति कुजोऽजवर्ती,
वृषं न शुक्रोऽपि तुलाधरस्थः ।
तथैव कुंभं रविजो न हन्ति,
मृगस्थितो वा तनुगं व्ययस्थः ॥१॥"

"મેષ રાશિના લગ્નમા રહેલો મંગળ વૃશ્ચિકને હણતો નથી, તુલા રાશિના લગ્નમાં રહેલો શુક્ર વૃષને હણતો નથો, તથા મકર રાશિરૂપ વ્યય (૧૨) સ્થાનમાં રહેલો મંગળ પહેલા સ્થાનમાં રહેલા કુંભને હણતો નથી." વળી આજ યુક્તિએ કરીને મેષ કે તુલા રાશિમાં જન્મલગ્ન કે જન્મરાશિ હોય તો તે મેષ અને તુલાથી આઠમા રહેલા વૃશ્ચિક અને વૃષ પણ લગ્નપણે ગ્રહણ કરવામાં આવે તો તે દોષને માટે નથી. તે વિષે વિવાહ-વૃંદાવનમાં કહ્યું છે કે—

"व्यलिवृषं जननर्क्षविलग्नयो–र्भवनमष्टममभ्युदितं त्यजेत् ।"

"જન્મરાશિ અને જન્મલગ્નને વિષે (મધ્યે) વૃશ્ચિક અને વૃષ સિવાય બીજા આઠમા ભવનરૂપ લગ્ન તજવા યોગ્ય છે. અર્થાત્ વૃશ્ચિક અને વૃષ એ બેજ આઠમા સ્થાનમાં રહેલા સારા છે." તથા—

"जन्मराशिजन्मलग्नाभ्यां द्वादशमष्टमं च लग्नेशं त्यजेत् ।

"જન્મરાશિ અને જન્મલગ્નથી બારમો અને આઠમો લગ્નનો સ્વામી તજવા યોગ્ય છે" એમ પણ રત્નમાલાભાષ્યમાં કહ્યું છે.

इन्दुक्रूरयुतं लग्नं, तथा लग्नोदितांशकान् ।
अधिकांशग्रहं दूष्य–गृहाद्र्वागपि त्यजेत् ॥२०॥

અર્થ—લગ્નમાં ચંદ્ર કે કોઈ પણ ક્રૂર ગ્રહ હોય તો તે લગ્ન તજવું, તથા લગ્નમાં કહેલા નવાંશો જો ચંદ્ર કે ક્રૂર ગ્રહે કરીને યુક્ત હોય તો તે પણ તજવા, તથા લગ્નના ઈષ્ટ અંશથી અધિક અંશમાં રહેલા ગ્રહને (ચંદ્ર અથવા ક્રૂર ગ્રહને) દુષિત સ્થાનથી પહેલાં પણ તજવો.

લગ્નમાં ચંદ્ર તથા ક્રૂર ગ્રહને તજવા માટે લલ્લ પણ કહે છે કે—

"सौम्यग्रहयुक्तमपि, प्रायः शशिनं विवर्जयेल्लग्ने।
क्रूरग्रहं न लग्ने, कुर्यान्नवपञ्चमधने वा ॥१॥"

"લગ્નમાં ચંદ્ર જો સૌમ્ય ગ્રહે કરીને યુક્ત હોય તો પણ તે પ્રાયે કરીને તજવા લાયક છે. (અર્થાત્ ક્રૂર ગ્રહે કરીને યુક્ત હોય તો અવશ્ય તજવા યોગ્ય છે.) તથા લગ્નમાં ક્રૂર ગ્રહને કરવો નહીં એટલે તજવા યોગ્ય છે, તેજ પ્રમાણે નવમા સ્થાનમાં અને બીજા સ્થાનમાં પણ ક્રૂર ગ્રહ તજવો." તથા—

"लग्नस्थे तपने व्यालो, १ रसातलमुखः कुजे २।
क्षयो मन्दे ३ तमो राहौ, ४ केतावन्तकसंज्ञितः ५॥१॥
योगेष्वेषु कृतं कार्य, मृत्युदारिद्र्यशोकदम्।"

"લગ્નમાં સૂર્ય રહ્યો હોય તો તે વ્યાલ યોગ કહેવાય છે ૧, મંગળ રહ્યો હોય તો તે રસાતલમુખ નામનો યોગ કહેવાય છે ૨. શનિ હોય તો ક્ષય યોગ ૩, રાહુ હોય તો તમ યોગ ૪ અને કેતુ હોય તો તે અંતક નામનો યોગ કહેવાય છે ૫. આ યોગમાં કરેલું કાર્ય મૃત્યુ, શોક અને દારિદ્રય આપનારું થાય છે" એમ દૈવજ્ઞવલ્લભ કહે છે.

"लग्नोदितांशिकान्" એટલે લગ્નને વિષે ઉદિત એટલે કહેલા જે કન્યાદિક નવાંશો છે તે પણ ચંદ્ર કે ક્રૂર ગ્રહે યુક્ત હોય તો તજવા લાયક છે એટલે કે જે રાશિમાં ચંદ્ર કે ક્રૂર ગ્રહ હોય તે રાશિના નામવાળો લગ્નેશનો (લગ્નના સ્વામીનો) નવાંશક પણ તજવા યોગ્ય છે. તે વિષે ગદાધર કહે છે કે—

"यस्मिन् राशौ भवेच्चन्द्र–स्तमंशं परिवर्जयेत्।
तस्माद् भवेच्च वैधव्य–मावर्षान्मुनयो जगुः ॥१॥
यस्मिन् राशौ भवेत् क्रूर–स्तमंशं परिवर्जयेत्।
लग्ने मृत्युं विजानीयात्, पञ्चमेऽब्दे न संशयः ॥२॥

"જે રાશિમાં ચંદ્ર હોય તે અંશને લગ્નમાં વર્જવો, કારણ કે તેથી એક વર્ષ સુધીમાં કન્યાને વિધવાપણું પ્રાપ્ત થાય છે એમ મુનિઓ કહે છે. વળી જે રાશિમાં ક્રૂર ગ્રહ હોય તે અંશને પણ લગ્નમાં વર્જવો, કારણ કે તેથી પાંચમે વર્ષે મૃત્યુ થાય છે એમ જાણવું. તેમાં કાંઈ પણ સંશય નથી."

તથા अधिकांशग्रह એટલે લગ્નમાં અધિકાર કરેલો જે અંશ ઉદય પામેલો હોય તે અંશથી અધિક એટલે આગળના અંશોમાં જે ગ્રહ રહ્યો હોય તે ગ્રહ ભાવરીતિએ

કરીને આગળના સ્થાનમા જ રહેલો કહેવાય છે, કારણ કે તે આગળના સ્થાનનું જ ફળ આપે છે. તેથી આ રીતિએ કરીને પણ તે ગ્રહે તે સ્થાન આશ્રય કરાતું છતું જો દોષને પામતું હોય તો તે પહેલાના સ્થાનમાં રહેલા ગ્રહને પણ તજવો જોઇએ. અર્થાત્ તે ગ્રહે તે સ્થાન પ્રાપ્ત નથી કર્યું તો પણ તે (સ્થાન) દૂષિત છે. તે વિષે ભાસ્કર કહે છે કે—

"लग्नोदितांशाभ्यधिको ग्रहो यो, भावेऽग्रिमे भावफलेन स स्यात् ।
ग्रहो यदा भावफलेन याति, स्थाने निषिद्धे तमपीह जह्यात् ॥१॥"

"લગ્નમા કહેલા અંશથી અધિક અંશમાં રહેલો જે ગ્રહ હોય તે ભાવફળે કરીને આગળના સ્થાનમાં છે એમ ગણવો, તેથી જો કોઈ પણ ગ્રહ ( ક્રૂર ગ્રહ ) ભાવફળે કરીને નિષિદ્ધ (દૂષિત) સ્થાનમાં ગયો હોય તો તેને પણ અહીં (લગ્નમાં) તજવો." અહીં એ ભાવાર્થ છે કે—લગ્નના જે (જેટલા) અંશો કહેલા હોય તે (તેટલા) અંશોમાં જે ગ્રહ રહ્યો હોય તે ગ્રહ તે જ સ્થાનના ફળને આપે છે અને જે ગ્રહ તેટલા અંશોને ઉલ્લંઘન કરીને રહ્યો હોય તે ગ્રહ આગળના સ્થાનના ફળને આપનારો હોય છે. એ જ રીતે બીજા, ત્રીજા, ચોથા વિગેરે સર્વ સ્થાનોમાં જાણવું તે વિષે ભાસ્કરે જ કહ્યુ છે કે—

"लग्नस्य येंऽशा उदिता ग्रहोय-स्तेषु स्थितः स्थानफलं स दत्ते ।
यस्तानतीतः स भवेद् द्वितीयः, स्थानेषु शेषेष्वपि चिन्त्यमेतत् ॥१॥"

લગ્નના જે (જેટલા) અંશો કહેલા હોય તે (તેટલા) અંશો સુધીમાં જે ગ્રહ રહેલો હોય તે ગ્રહ તેજ સ્થાનના ફળને આપે છે. અને જે ગ્રહ તે અંશોને ઉલ્લંઘન કરી ગયો હોય તે ગ્રહ બીજો (બીજા સ્થાનમાં રહેલો) થાય છે. એ જ રીતે બીજાં સર્વે સ્થાનોમાં જાણવું." દૈવજ્ઞવલ્લભમાં પણ કહ્યું છે કે—

"लग्नस्थः प्रोच्यते सोऽत्र, ग्रहो य उदितांशगः ।
द्वितीयोऽनुदितांशस्थः, सर्वराशिष्वयं क्रमः ॥१॥"

"જે ગ્રહ કહેલા અંશોમાં રહેલો હોય તે ગ્રહ અહીં લગ્નમાં રહેલો કહેવાય છે અને જે ગ્રહ કહેલા અંશોમાં રહેલો ન હોય અર્થાત્ તેને ઉલ્લંઘન કરી ગયો હોય તે ગ્રહ બીજા સ્થાનમાં રહેલો કહેવાય છે. આજ ક્રમ સર્વ રાશિઓને વિષે જાણવો." અહીં સર્વ રાશિઓને વિષે એમ જે કહ્યું તેનું તાત્પર્ય આ પ્રમાણે છે.—લગ્નમાં રહેલો જેટલામો અંશ કાર્ય વખતે વર્તતો હોય તેટલામો જ અંશ બારે સ્થાનોને વિષે વર્તે છે એમ જાણવું; તેથી કરીને જે કોઈ સ્થાનને વિષે જે ગ્રહ વર્તમાન અંશને ઓળંગીને રહ્યો હોય તે (ગ્રહ) તેની આગળના સ્થાનમાં જ રહેલો જાણવો. તેથી કરીને "दूषितगृहाद्-र्वागपि त्यजेत्" દૂષિત સ્થાનથી પહેલાં પણ વર્જવો" એમ જે મૂળ શ્લોકમાં કહ્યું તેનો આજ ભાવાર્થ (તાત્પર્ય) થયો. આ રીતે પણ આગળના સ્થાનમાં રહેલો આ (વર્તમાન) ગ્રહ તજવાનો કહ્યો હોય તો તેવું લગ્ન લેવું નહીં. જેમ કોઈ પ્રતિષ્ઠામાં કન્યા

લગ્ન છે અને કાર્ય વખતે છઠ્ઠો મિથુનાંશ ગ્રહણ કર્યો છે. તેથી જો કુંભ (લગ્નથી છઠ્ઠી) રાશિમાં સાતમા, આઠમા, વિગેરે અંશોમાં મંગળ રહ્યો હોય તો તે (ગ્રહ) ભાવરીતિએ કરીને મીનમાં રહેલો હોવાથી સાતમા સ્થાનમાંજ ગણાય, (અને સાતમું સ્થાન વર્જ્ય છે.) તેથી કરીને તે લગ્ન (કન્યા લગ્ન) પણ ત્યાગ કરવા લાયક છે. તેની સ્થાપના આ પ્રમાણે.—




આજ પ્રમાણે સર્વત્ર જાણવું. અહીં કોઈ શંકા કરે કે—

"જ્યારે આ ભાવરીતિએ કરીને દૂષિત થયેલું સ્થાન તજવા યોગ્ય કહ્યું ત્યારે એજ રીતિએ જે સ્થાન ગ્રહે કરીને શોભિત હોય તે સ્થાન આદરવા લાયક પણ થશે." આવી શંકા કરવી નહીં, કેમ કે આવા (ભાવરીતિથી થયેલા) ગુણોનું કૃત્રિમપણું હોવાથી અનાદર કરવાને જ યોગ્ય છે. કહ્યું છે કે—

"नाङ्गीकारो भावजानां गुणानां, तद्दोषाणां तत्त्वतस्त्याग एव ।
भावव्यक्तावष्टमत्वं गतोऽपि, त्याज्यो लग्नात्सप्तमः सप्तसप्तिः ॥१॥"

"ભાવરીતિથી ઉત્પન્ન થયેલા ગુણોનો અંગીકાર કરવો નહીં અને તેનો (ભાવરીતિથી ઉત્પન્ન થયેલા) દોષોને વાસ્તવિક રીતે ત્યાગ જ કરવાનો છે, તેથી કરીને ભાવની સ્પષ્ટતાને વિષે (ભાવરીતિએ કરીને) સૂર્ય લગ્નથી આઠમા સ્થાનમાં ગયો હોય તો પણ તે લગ્નથી સાતમા સ્થાનમાં જ છે, માટે તેનો ત્યાગ કરવો."—તથા—

"सप्तमस्थो यदा चन्द्रो, भवेद् भावफलाष्टमः ।
न तदा दीयते लग्नं, शुभैः सर्वग्रहैरपि ॥१॥"

"સાતમા સ્થાનમાં રહેલો ચંદ્ર જો ભાવફળે કરીને આઠમો થતો હોય તો તે વખતે સર્વ ગ્રહો શુભ હોય તો પણ લગ્ન દેવું નહી" તથા—

"प्रत्याख्येयः पाक्षिकोऽपीह दोषः, सम्यग्व्यापी यो गुणः सोऽनुगम्यः ।
यस्मादंशैर्लग्नभावाधिकः स–न स्याद् भूत्यै भार्गवः पञ्चमोऽपि ॥१॥"

"આ વિવાહાદિકના લગ્નમાં એક પક્ષનો દોષ પણ નિષેધ–અનાદર કરવા લાયક છે, અને જે ગુણ સારી રીતે વ્યાપીને રહ્યો હોય તે જ અનુસરવા યોગ્ય છે, જેથી કરીને અંશોએ કરીને લગ્નના ભાવથી અધિક થયેલો પાંચમો શુક્ર પણ આબાદીને માટે નથી (શુભ નથી). અર્થાત્ ચોથા સ્થાનમાં રહેલો શુક્ર જો અંશોએ કરીને લગ્નના ભાવથી અધિક સ્થાનમાં એટલે પાંચમા સ્થાનમાં જતો હોય તો પણ તે શુભ નથી." આ સર્વ હકીકત વિવાહને આશ્રીને વિવાહ વૃંદાવનાદિક ગ્રંથોમાં કહી છે.

भवेज्जन्मनि जन्मर्क्षान् मृत्युधामनि यो ग्रहः ।
शुभोऽपि लग्नवर्त्येष, सर्वकार्येषु नो शुभः ॥२१॥

અર્થ—જન્મ સમયે જન્મરાશિથી અથવા જન્મ લગ્નથી આઠમા સ્થાનમાં જે ગ્રહ રહ્યો હોય તે જો કદાચ શુભ હોય તો પણ વિવાહાદિક સર્વ શુભ કાર્યમા લગ્નને વિષે વર્તતો તે ગ્રહ શુભ નથી.

જન્મને વિષે એટલે જન્મસમયે. જન્મર્ક્ષાત્ એટલે ઋક્ષ શબ્દના બે અર્થ હોવાથી જન્મરાશિથી અથવા જન્મલગ્નથી. શુભ હોય તો પણ અર્થાત્ ક્રૂર ગ્રહનું તો શું કહેવું? વળી ભાસ્કર તો આ પ્રમાણે કહે છે—

" जन्मर्क्षजन्मलग्नाभ्यां, यौ रन्ध्रेशावथाष्टमे ।
लग्ने तांश्च तदंशांश्च, तद्राशीनपि च त्यजेत् ॥१॥"

"જન્મરાશિથી તથા જન્મલગ્નથી જે આઠમા સ્થાનમાં સ્વામી લગ્નને વિષે આઠમે હોય તે આઠમાના સ્વામી તથા તેના અંશો તથા તે આઠમી રાશિનો ત્યાગ કરવો."

शनिस्त्रिकोणकेन्द्रस्थो, बलीयान् सुहृदीक्षितः ।
कुजः केन्द्रान्त्यधर्माष्ट-स्थितो वा भद्रभञ्जनः ॥३२॥

અર્થ—ત્રિકોણમાં કે કેન્દ્રસ્થાનમાં રહેલો શનિ અતિ બળવાન અને તેના મિત્રવડે જોવાયેલો (તેના પર તેના મિત્રની દૃષ્ટિ પડતી) હોય અથવા કેન્દ્રસ્થાનમાં બારમા સ્થાનમાં, નવમા સ્થાનમાં કે આઠમા સ્થાનમાં રહેલો મંગળ પણ અત્યંત બળવાન અને તેના મિત્રવડે જોવાયેલો હોય તો ભદ્રભંજન નામનો યોગ થાય છે. આ કુયોગની સાર્થક સંજ્ઞા છે. અર્થાત્ અશુભ છે. આઠમા સ્થાનમાં રહેલા મંગળનું ફળ ગર્ગે આ પ્રમાણે કહ્યું છે.–

" लग्नाद् भौमेऽष्टमगे, दम्पत्योर्वह्निना मृतिः समकम् ।
जन्मनि यो वाऽष्टमग–स्तस्मिँल्लग्नं गते वाऽपि ॥१॥"

"મંગળ જો લગ્નથી આઠમા સ્થાનમાં રહ્યો હોય અથવા જન્મસમયે જે ગ્રહ આઠમો હોય તે ગ્રહ જો વિવાહના લગ્નમાં રહ્યો હોય તો પણ તે વર વહુનું એક સાથે જ અગ્નિથી મૃત્યુ થાય છે."

रविः कुजोऽर्कजो राहुः, शुक्रो वा सप्तमस्थितः ।
हन्ति स्थापककर्तारौ, स्थाप्यमप्यविलम्बितम् ॥३३॥

અર્થ—રવિ, મંગળ, શનિ, રાહુ અથવા શુક્ર જો સાતમા સ્થાનમાં રહ્યા હોય તો પ્રતિષ્ઠા કરનાર ગુરુને, પ્રતિમા સ્થાપના કરનારને અને બિંબને પણ શીઘ્રપણે હણે છે. આ શ્લોક પ્રતિષ્ઠાને આશ્રીને જાણવો.

लग्ना १म्बु ४ स्मर ७ गो राहुः, सर्वकार्येषु वर्जितः ।
त्रिषडेकादशः शस्तो, मध्यमः शेषराशिषु ॥३४॥

અર્થ—પહેલા, ચોથા અને સાતમા સ્થાનમાં રહેલો રાહુ સર્વ કાર્યમાં વર્જ્ય છે. ત્રીજા, છઠ્ઠા અને અગિયારમા સ્થાનમાં રહ્યો હોય તો તે શુભ છે અને તે સિવાય બીજા સ્થાનોમા રહ્યો હોય તો તે મધ્યમ છે.

સર્વ કાર્યમાં એટલે દીક્ષા, પ્રતિષ્ઠા વિગેરે (વિવાહ) કાર્યમાં. કેતુને માટે નારચંદ્રમાં કહ્યું છે કે—"પહેલા અને સાતમા સ્થાનમાં રહેલો તથા ચંદ્રે કરીને યુક્ત એટલે ચંદ્રની સાથે રહેલો કેતુ તજવા યોગ્ય છે, ત્રીજા, છઠ્ઠા અને અગિયારમા સ્થાનમાં રહ્યો હોય તો તે ગ્રહણ કરવા યોગ્ય (શુભ) છે અને બાકીનાં સ્થાનોમાં રહ્યો હોય તો તે મધ્યમ છે." આ ઉપરથી એ સિદ્ધ થયું કે—રાહુ જો નવમે કે બારમે રહ્યો હોય તો તે પણ શ્રેષ્ઠ છે. અન્યથા (જો શ્રેષ્ઠ ન હોય તો) કેતુને ત્રીજા કે છઠ્ઠા સ્થાનની પ્રાપ્તિનો અસંભવ થાય.

આ રીતે સામાન્યથી ઘટિકા લગ્નને વિષે વર્જ્ય દોષો કહ્યા.

---

હવે પ્રતિષ્ઠાદિક સર્વ કાર્યના ઘટિકા લગ્નમાં સાધારણ ભંગ આપનારી (અશુભ) ગ્રહોની સંસ્થા (વ્યવસ્થા) આ પ્રમાણે છે–શનિ, રવિ, ચંદ્ર અને મંગળ લગ્નમાં રહ્યા હોય તો તે અશુભ છે. ચંદ્ર, મંગળ, બુધ, ગુરુ અને શુક્ર આઠમા સ્થાનમાં રહ્યા હોય તો તે અશુભ છે. ચંદ્ર, શુક્ર, લગ્નનો સ્વામી અને તેના અંશનો સ્વામી છઠ્ઠે સ્થાને રહ્યા હોય તો તે અશુભ છે, તથા સાતમા સ્થાને રહેલા સર્વે ગ્રહો અશુભ છે. તે વિષે ત્રિવિક્રમ કહે છે કે—

"त्याज्या लग्नेऽब्धयो मन्दात्, षष्ठे शुक्रेन्दुलग्नपाः ।
रन्ध्रे चन्द्रादयः पञ्च, सर्वेऽस्तेऽब्जगुरू समौ ॥१॥"

"લગ્નને વિષે શનિથી આરંભીને ચાર ગ્રહો (શનિ, રવિ, ચંદ્ર મંગળ) વર્જ્ય છે. છઠ્ઠા સ્થાનને વિષે શુક્ર ચંદ્ર અને લગ્નનો સ્વામી વર્જ્ય છે, આઠમા સ્થાનમાં ચંદ્રથી આરંભીને પાંચ ગ્રહો (ચંદ્ર, મંગળ, બુધ, ગુરુ, શુક્ર) વર્જ્ય છે, પરંતુ કેટલાકના મતે ચંદ્ર અને ગુરુ એ બે ગ્રહો સાતમા સ્થાનમાં સમ એટલે ઉદાસી (મધ્યમ) છે. અહીં રાહુને શનિ જેવો જાણવો."

સર્વ કાર્યોમાં શુભ ગ્રહની સંસ્થા દૈવજ્ઞવલ્લભમાં આ પ્રમાણે કહી છે—

"लग्नादुपचयस्थे ३–६–१०–११, ऽर्केऽन्त्या १२ स्त ७ कर्मा १० य ११ गे विधौ ।
क्षोणीपुत्रेऽर्कपुत्रे च, दुश्चिक्य ३ रिपु ६ लाभ ११ गे ॥१॥
त्यक्तरिष्या १२ ष्टमे ८ सौम्ये, जीवेऽष्टा ८ रि ६ व्ययो १२ ज्झिते ।
सर्वकार्याणि सिध्यन्ति, त्यक्तषट्सप्तमे सिते ॥२॥"

"લગ્નથી ઉપચય (૩–૬–૧૦–૧૧) સ્થાનમાં સૂર્ય રહ્યો હોય, બારમા, સાતમા, દશમા અને અગિયારમા સ્થાનમાં ચંદ્ર રહ્યો હોય, મંગળ અને શનિ ત્રીજા, છઠ્ઠા અને અગિયારમા સ્થાનમાં રહ્યા હોય, બુધ બારમા અને આઠમા સિવાય બીજા કોઈ પણ સ્થાનમાં રહ્યો હોય, ગુરુ આઠમા, છઠ્ઠા અને બારમા સિવાય બીજા કોઈપણ સ્થાનમાં રહ્યો હોય, તથા શુક્ર છઠ્ઠા અને સાતમા સ્થાન સિવાય બીજા કોઈ પણ સ્થાનમાં રહ્યો હોય તો સર્વ કાર્યો સિદ્ધ થાય છે." આ ઉત્તમ અને અશુભ (અધમ) પ્રકારની સંસ્થાથી જે ગ્રહો બાકી રહ્યા હોય તે મધ્યમ સંસ્થાના જાણવા. યંત્ર આ પ્રમાણે—

| | ઉત્તમ | મધ્યમ | અધમ |
|---|---|---|---|
| રવિ | ૩-૬-૧૦-૧૧ | ૨-૪-૫-૮-૯-૧૨ | ૧-૭ |
| ચંદ્ર | ૧૨-૭-૧૦-૧૧ | ૩-૨-૪-૫-૯ | ૬-૮-૧ |
| મંગળ | ૩-૬-૧૧ | ૨-૪-૫-૯-૧૦-૧૨ | ૧-૭-૮ |
| બુધ | ૧-૨-૩-૪-૫-૬-૭-૯-૧૦-૧૧ | ૧૨ | ૮ |
| ગુરુ | ૧-૨-૩-૪-૫-૭-૯-૧૦-૧૧ | ૬-૧૨ | ૮ |
| શુક્ર | ૧-૨-૩-૪-૫-૮-૯-૧૦-૧૧-૧૨ | ૦ | ૬-૭ |
| શનિ | ૩-૬-૧૧ | ૨-૪-૫-૮-૯-૧૦-૧૨ | ૧-૭ |
| રાહુ | ૩-૬-૧૧ | ૨-૫-૮-૯-૧૦-૧૨ | ૧-૪-૭ |
| કેતુ | ૩-૬-૧૧ | ૨-૫-૮-૯-૧૦-૧૨ | ૧-૪-૭ |

આ રીતે સર્વ કાર્યમાં સામાન્ય રીતે ગ્રહોની સંસ્થા છે. હવે દીક્ષાના લગ્નમાં અસાધારણ (વિશેષ) શુભ ગ્રહોની સંસ્થાને કહે છે.—

दीक्षायां तरणिर्धनत्रितनयारिस्थः शशी द्वि त्रि षट्-
व्योमस्थः क्षितिभूस्त्रिषड्दशगो ज्ञेज्यौ व्ययाष्टोज्झितौ ।
शुक्राऽन्त्यारिसुतत्रिधर्मधनगो मन्दो धनभ्रातृषट्-
पुत्रच्छिद्रगतश्च शोभनतमः सर्वे च लाभस्थिताः ।३५।

અર્થ—દીક્ષાની લગ્નકુંડળીમા જો સૂર્ય બીજે, ત્રીજે, પાંચમે કે છટ્ઠે સ્થાને રહ્યો હોય તો તે અત્યંત શુભ છે. ચંદ્ર બીજે, ત્રીજે, છટ્ઠે કે દશમે સ્થાને રહ્યો હોય તો તે શુભ છે, મંગળ ત્રીજે, છટ્ઠે, દશમે સ્થાને રહેલો શુભ છે, બુધ તથા ગુરુ બારમા તથા આઠમા સિવાયના ૧-૨-૩-૪-૫-૬-૭ ૯-૧૦-૧૧ સ્થાનોમાં રહેલા શુભ છે, શુક્ર બારમે, છટ્ઠે. પાંચમે, ત્રીજે. નવમે કે બીજે સ્થાને રહેલો શુભ છે, તથા શનિ બીજે, ત્રીજે, છટ્ઠે, પાંચમે કે આઠમે રહેલો શુભ છે. વળી સર્વે ગ્રહો અગિયારમે સ્થાને રહ્યા હોય તો તે શુભ છે. આ સર્વ ગ્રહો ઉપર કહેલા સ્થાનોમાં રહ્યા હોય તો દીક્ષાના લગ્નમા શ્રેષ્ઠ હોવાથી તેઓ રેખા આપનારા છે એમ જાણવું. હર્ષપ્રકાશ વિગેરે ગ્રંથોમા તો ગ્રહોની ઉત્તમાદિક ત્રણ પ્રકારની રચના આ પ્રમાણે કહી છે—

"दु पण छ रवि ति दु छ सग्गी कुज ति च दह दुह
ति दु छ पण दसमो ।
किंद तिकोण य गुरु सुक्को ति अ छ नव बारसमो ॥१॥

मंदो दु पण छ अडमो, सुक्क विणा सव्विगारसहा सुहया ।
चंदाउ कूर सत्तम, अइअसुहा दिक्खसमयम्मि ॥२॥
रवि ति ३ ससि सत्त दसमो, बुहेग चउ सत्त नव
गुरु ति छ दो ।
सुको दु पंच सणि तिअ, मज्झिम सेसा असुह सव्वे ॥३॥ "

"દીક્ષાને સમયે રવિ બીજે, પાંચમે અને છટ્ઠે રહ્યો હોય, ચંદ્ર ત્રીજે, બીજે, કે છટ્ઠે રહ્યો હોય, મંગળ ત્રીજે, છટ્ઠે કે દશમે હોય, બુધ ત્રીજે, બીજે, છટ્ઠે, પાંચમે કે દશમે હોય, ગુરુ કેંદ્ર કે ત્રિકોણ (૧-૪-૭-૧૦-૯-૫) સ્થાને હોય, શુક્ર ત્રીજે, છટ્ઠે, નવમે કે બારમે હોય, શનિ બીજે, પાંચમે, છઠ્ઠે કે આઠમે હોય તથા શુક્ર વિના બીજા સર્વે ગ્રહો અગિયારમે સ્થાને હોય તો આ સર્વે શુભ (ઉત્તમ) છે. તેમજ ચંદ્રથી સાતમે સ્થાને ક્રૂર ગ્રહ રહ્યા હોય તો તે અત્યંત અશુભ છે. તથા રવિ ત્રીજે સ્થાને રહ્યો હોય, ચંદ્ર સાતમે કે દશમે સ્થાને હોય, બુધ પહેલે, ચોથે, સાતમે કે નવમે સ્થાને હોય, ગુરુ ત્રીજે, છઠ્ઠે કે બીજે સ્થાને હોય, શુક્ર બીજે કે પાંચમે હોય અને શનિ ત્રીજે સ્થાને હોય તો તે સર્વે મધ્યમ છે. બાકીના સર્વે અશુભ છે." સ્થાપના નીચે પ્રમાણે—

| | ઉત્તમ | મધ્યમ. | અધમ |
|---|---|---|---|
| રવિ | ૨-૫-૬-૧૧ | ૩ | ૧-૪-૭-૮-૯-૧૦-૧૨ |
| ચંદ્ર | ૨-૩-૬-૧૧ | ૭-૧૦ | ૧-૪-૫-૮-૯-૧૨ |
| મંગળ | ૩-૬-૧૦-૧૧ | ૦ | ૧-૨-૪-૫-૭-૮-૯-૧૨ |
| બુધ | ૩-૨-૬-૫-૧૦-૧૧ | ૧-૪-૭-૯ | ૮-૧૨ |
| ગુરુ | ૧-૪-૭-૧૦-૯-૫-૧૧ | ૩-૬-૨ | ૮-૧૨ |
| શુક્ર | ૩-૬-૯-૧૨ | ૨-૫ | ૧-૭-૪-૮-૧૦-૧૧ |
| શનિ | ૨-૫-૬-૮-૧૧ | ૩ | ૧-૪-૭-૯-૧૦-૧૨ |
| રાહુ | ૩-૬-૧૧ | ૨-૫-૮-૯-૧૦-૧૨ | ૧-૪-૭ |
| કેતુ | " | | |

અહીં આ રહસ્ય છે.—

"अहवावि मज्झिमबलं, काऊण सणिं गुरुं च बलवंतं ।
अवलं सुक्कं लग्गे तो, दिक्खं दिज्जा सीसस्स ॥१॥ "

"અથવા તો લગ્નમાં શનિને મધ્યમ બળવાળો કરીને, ગુરુને બળવાન કરીને તથા શુક્રને બળરહિત કરીને શિષ્યને દીક્ષા દેવી" એમ શ્રી હરિભદ્ર સૂરિ કહે છે.

આ ગ્રહો અનુક્રમે મધ્યમ બળવાન, ઉત્કૃષ્ટ બળવાન અને હીન બળવાળા આ પ્રમાણે થાય છે. બીજે, પાંચમે, આઠમે અને અગિયારમે સ્થાને રહેલો શનિ એ એ સ્થાનો પણફરનાં હોવાથી મધ્યમ બળવાન છે અને છટ્ઠું સ્થાન આપોક્લિમનું છે તો પણ દિગ્બળ સહિત હોવાથી મધ્યમ બળવાન છે, ગુરુ કેન્દ્રમાં કે ત્રિકોણમાં હોય ત્યારે તે બળવાન જ હોય છે એ પ્રગટ જ છે. ગુરુને અગિયારમા હર્ષસ્થાન આગળ કહેવાશે, તેથી તે સ્થાનમાં પણ તે બળવાન છે. તથા ત્રીજું, છટ્ઠું, નવમું અને બારમું એ સ્થાનો આપોક્લિમનાં હોવાથી ત્યાં રહેલો શુક્ર હીન બળવાળો છે. તે વિષે ત્રૈલોક્યપ્રકાશમાં કહ્યું છે કે—

"रूपा २० र्धं १० पाद ५ वीर्याः स्युः, केन्द्रादिस्था नभश्चराः।"

"કેન્દ્રમાં રહેલાં ગ્રહો પૂર્ણ એટલે વીશ વસા બળવાન હોય છે, પણફર સ્થાનમાં રહેલા ગ્રહો મધ્યમ એટલે દશ વસા બળવાન હોય છે અને આપોક્લિમ સ્થાનમાં રહેલા ગ્રહો હીન બળવાન એટલે પાંચ વસા બળવાન હોય છે."

તેથી કરીને જ આ ઉપરના ગ્રહો ઉત્તમ ભંગમાં સ્થાપન કર્યા છે. બાકીના ગ્રહો જે સ્થાનમાં રહીને સર્વની સંમતિએ રેખાને આપનારા છે તે પણ ઉત્તમ ભંગમાં દાખલ કર્યા છે. જે ગ્રહો રેખાને આપનાર છતાં પણ ગ્રંથાંતરમાં તેમને વિસંવાદ છે તેઓને મધ્યમ ભંગમાં ગણ્યા છે. સાતમા સ્થાને રહેલો ચંદ્ર પ્રસ્તુત (ઉપરની ત્રણ) ગાથાને અનુસરવા માટે જ મધ્યમ ભંગમાં લખ્યો છે. આ બન્ને ભંગથી બાકી રહેલા ગ્રહોને અધમ ભંગમાં ગણ્યા છે. અગિયારમે સ્થાને રહેલો શુક્ર સૂત્રમાં (મૂળ શ્લોકમાં) રેખા આપનાર કહ્યો છે તો પણ નારચંદ્ર, લગ્નશુદ્ધિ વિગેરે ગ્રંથોમાં તેનો નિષેધ હોવાથી અધમ ભંગમાં લખ્યો છે.

હવે વિવાહના લગ્નમાં રેખા આપનારી ગ્રહોની સંસ્થા કહે છે.—

विवाहे त्वर्कार्की त्रि रिपु निधना येषु शुभदौ,
विधुः स्वरत्र्यायेषु क्षितितनय आय त्रि रिपु गः।
बुधेज्यौ सप्ताष्टव्यय विरहितावास्फुजिदरि—
स्मराष्टान्त्यान्मुक्त्वा वितनु सुख कामेष्वथ तमः ॥२६॥

અર્થ—વિવાહની લગ્નકુંડળીમાં સૂર્ય અને શનિ જો ત્રીજા, છટ્ઠા, આઠમા કે અગિયારમા સ્થાને રહ્યા હોય તો તે શુભ ફળ આપનારા છે. ચંદ્ર બીજા, ત્રીજા કે અગિઆરમા, સ્થાને રહ્યો હોય તો તે શુભ છે મંગળ અગિયારમે, ત્રીજે કે છટ્ઠે રહેલો શુભ છે. બુધ અને ગુરુ સાતમા, આઠમા અને બારમા સ્થાન સિવાયનાં (૧, ૨, ૩, ૪, ૫, ૬, ૯, ૧૦,૧૧) સ્થાનોમાં રહેલા હોય તો તે શુભ છે. શુક્ર છટ્ઠા, સાતમા, આઠમા અને બારમા સ્થાન સિવાયનાં (૧, ૨, ૩, ૪. ૫, ૯, ૧૦, ૧૧) સ્થાનોમાં રહેલો હોય તો તે સારો છે, અને શનિ પહેલા, ચોથા અને સાતમા સ્થાન સિવાયનાં (૨. ૩, ૫, ૬, ૮. ૯, ૧૦, ૧૧, ૧૨) સ્થાનોમાં રહેલો સારો છે.

ચંદ્રનું બીજું, ત્રીજું અને અગિયારમું સ્થાન શુભ કહ્યું છે. તે વિષે લલ્લ કહે છે કે—

"यत्रेन्दुर्नायगतो न, तृतीयो न द्वितीयगश्चापि ।
अनुकूलैरपि शेषै–स्तल्लग्नं वर्जयेन्मतिमान् ॥१॥"

"જે લગ્નકુંડળીમાં ચંદ્ર અગિયારમે સ્થાને રહ્યો ન હોય અથવા ત્રીજે સ્થાને રહ્યો ન હોય અથવા બીજે સ્થાને પણ ન રહ્યો હોય તો બીજા ગ્રહો અનુકૂળ હોય તો પણ તેવું લગ્ન બુદ્ધિમાને વર્જવું."

મૂળ સૂત્રમાં "सप्ताष्टव्यय०" એમ જે કહ્યું છે તેને માટે શૌનક કહે છે કે—

"सप्तमगते बुधे सति, सप्ताब्दान्मारयेत् पतिं कन्या ।
मासत्रयेण कन्या, निधनगते पञ्चतां याति ॥१॥"
आयुःसौभाग्ययोर्भङ्गः, पुंसां द्यूनगते गुरौ
भृगौ तु योषितामाह, विवाहे देवलो मुनिः ॥२॥"

"વિવાહકુંડળીમાં જો બુધ સાતમે સ્થાને રહ્યો હોય તો તે કન્યા પોતાના પતિને સાત વરસ સુધીમાં મારે છે (અર્થાત્ તેનો પતિ મરણ પામે છે) અને જો બુધ આઠમે સ્થાને રહ્યો હોય તો ત્રણ માસની અંદર કન્યા મરણ પામે છે. ૧ વળી સાતમા સ્થાનમાં ગુરુ રહ્યો હોય તો પુરુષનાં આયુષ્ય અને સૌભાગ્યનો નાશ થાય છે અને જો શુક્ર સાતમે સ્થાને રહ્યો હોય તો કન્યાનાં આયુષ્ય તથા સૌભાગ્યનો નાશ થાય છે એમ દેવલ મુનિ કહે છે."

મૂળ શ્લોકમાં "आस्फुजित्" શબ્દ લખ્યો છે તેનો અર્થ "શુક્ર" છે. વળી મૂળમાં "अरिस्मराष्ट०" વિગેરે કહ્યું છે તેને માટે દૈવજ્ઞવલ્લભમાં કહ્યું છે કે—

"लग्नस्थेऽपि गुरौ दुष्टो, भृगुः षष्ठोऽष्टमः कुजः"

"ગુરુ લગ્નમાં હોય તો પણ છઠ્ઠો શુક્ર તથા આઠમો મંગળ દુષ્ટ છે."

મૂળ શ્લોકમાં "वितनु०" વિગેરે કહ્યું છે તે વિષે શૌનક કહે છે કે—

"लग्नस्थो वरमरणं, राहुर्दिशति द्यूने कनीमरणम् ।"

"રાહુ લગ્નમાં રહ્યો હોય તો તે વરનું મૃત્યુ કહે છે અને સાતમે સ્થાને રહ્યો હોય તો તે કન્યાનું મરણ કહે છે."

"त्याज्या लग्नेऽब्धयो मन्दात्" લગ્નને વિષે શનિથી આરંભીને ચાર ગ્રહો (શનિ, રવિ, સોમ, મંગળ) વર્જ્ય છે. આ શ્લોકનાં અપવાદસ્થાનો કહે છે. ચોથા વિના બાકીનાં પાંચમા, સાતમા, નવમા, દશમા સ્થાનમાંથી કોઈ સૌમ્ય સ્થાનમાં રહેલો શુભ ગ્રહોએ જોયેલો ચંદ્ર રેખાને આપવાવાળો છે.

હવે છઠ્ઠા, આઠમા અને બારમા સ્થાનનું અશુભપણું હોવાથી તે સ્થાનોમાં ગ્રહોની સ્થિતિના નિશ્ચયનો સંગ્રહ કહે છે. (અર્થાત્ આ સ્થાનો અશુભ છે તો પણ અમુક અમુક ગ્રહો તે સ્થાનોએ શુભ છે. એ વાત કહે છે.)

विवाहे नाष्टमाः श्रेष्ठाः, पञ्च सूर्यशनी विना ।
षष्ठौ चेन्दुसितौ तद्व-दन्त्येऽन्त्य इति केचन ॥३७॥

અર્થ—વિવાહમાં સૂર્ય અને શનિ વિનાના પાંચ ગ્રહો આઠમે સ્થાને શ્રેષ્ઠ નથી. એટલે કે સૂર્ય તથા શનિ આઠમે સ્થાને શ્રેષ્ઠ છે બીજા ગ્રહો શ્રેષ્ઠ નથી. છઠ્ઠે સ્થાને રહેલા ચંદ્ર અને શુક્ર પણ તે જ પ્રમાણે જાણવા, એટલે કે ચંદ્ર અને શુક્ર છઠ્ઠે સ્થાને શ્રેષ્ઠ નથી. અને બાકીના પાંચ ગ્રહો શ્રેષ્ઠ જ છે. વળી કેટલાક કહે છે કે અન્ત્ય એટલે બારમા સ્થાનમાં રહેલો અન્ત્ય ગ્રહ એટલે કેતુ શ્રેષ્ઠ નથી. આ ઉત્તમ ભંગમાં ગ્રહોની સંસ્થા જાણવી. વિશેષ આ પ્રમાણે છે.—

"भौमे लग्नकलत्रनैधनगते शुक्रेऽरिसप्ताष्टगे,
चन्द्रे रन्ध्रविलग्नषष्ठनिरते लग्नास्तगे भास्वति ।
तद्वद्भानुसुते गुरौ निधनगे सौम्येऽष्टजामित्रगे,
जायाम्भोनिधिलग्नभाजि तमसि प्राहुर्न पाणिग्रहम् ॥१॥"

"પહેલા, સાતમા અને આઠમા સ્થાનમાં મંગળ રહ્યો હોય, શુક્ર છઠ્ઠે, સાતમે કે આઠમે સ્થાને હોય, ચંદ્ર આઠમે, પહેલે કે છઠ્ઠે સ્થાને હોય, સૂર્ય પહેલે કે સાતમે સ્થાને હોય, શનિ પણ તે જ પ્રમાણે એટલે પહેલે કે સાતમે સ્થાને હોય, ગુરુ આઠમે સ્થાને રહ્યો હોય, બુધ આઠમે કે સાતમે સ્થાને રહ્યો હોય, તથા રાહુ સાતમે, ચોથે કે પહેલે સ્થાને રહ્યો હોય તો તે વખતે પાણિગ્રહણ (વિવાહ) કહ્યું નથી." આ સ્થાનોએ આ ગ્રહો અધમ છે. એમ યતિવલ્લભમાં કહ્યું છે. આ બન્ને ભંગથી બાકી રહેલા ગ્રહો તથા સ્થાનો મધ્યમ ભંગમાં જાણવાં. તેની સ્થાપના નીચે પ્રમાણે.

વિવાહકુંડળીની ગ્રહસંસ્થા—

| | ઉત્તમ | મધ્યમ | અધમ |
|---|---|---|---|
| રવિ | ૩-૬-૮-૧૧ | ૨-૪-૫-૯-૧૦-૧૨ | ૧-૭ |
| ચંદ્ર | ૨-૩-૧૧ | ૪-૫-૭-૯-૧૦-૧૨ | ૧-૬-૮ |
| મંગળ | ૩-૬-૧૧ | ૨-૪-૫-૯-૧૦-૧૨ | ૧-૭-૮ |
| બુધ | ૧-૨-૩-૪-૫-૬-૯-૧૦-૧૧ | ૧૨ | ૭-૮ |
| ગુરુ | ૧-૨-૩-૪-૫-૬-૯-૧૦-૧૧ | ૭-૧૨ | ૮ |
| શુક્ર | ૧-૨-૩-૪-૫-૯-૧૦-૧૧ | ૧૨ | ૬-૭-૮ |
| શનિ | ૩-૬-૮-૧૧ | ૨-૪-૫-૯-૧૦-૧૨ | ૧-૭ |
| રાહુ-કેતુ | ૨-૩-૫-૬-૮-૯-૧૦-૧૧ | ૧૨ | ૧-૪-૭ |

હવે ચાર શ્લોકે કરીને વિવાહના લગ્નને વિષે કહે છે.—

चन्द्रे च लग्ने च चरेऽङ्गनाग्रहै-र्दृष्टे च केन्द्रे बलिभिः श्रिते चरैः १।
युग्मर्क्षगे वाऽथ विधौ विलोकिते, पापग्रहैः स्याद्युवतेः पतिद्वयम् ॥३८॥

અર્થ—ચર એવા ચંદ્ર અને લગ્ન સ્ત્રીના ગ્રહોએ જોયેલ હોય અને બળવાન ચર ગ્રહોએ કેન્દ્રસ્થાનનો આશ્રય કર્યો હોય તો ૧. અથવા મિથુન રાશિમાં રહેલો ચંદ્ર પાપ ગ્રહોએ જોયેલ હોય તો ૨. તે સ્ત્રીને બે પતિ થાય છે.

ચંદ્ર ચર રાશિમાં રહ્યો હોય અને લગ્ન પણ ચર હોય, તથા તે ચંદ્ર અને લગ્નને વિષે સ્ત્રીના ગ્રહોની દૃષ્ટિ પડતી હોય, તથા કેન્દ્ર એટલે એક પણ કેન્દ્રનું સ્થાન બળવાન ચર ગ્રહોએ એટલે યાયિ સંજ્ઞાવાળા સૂર્ય, ચંદ્ર, મંગળ અને શુક્રે અધિષ્ઠિત હોય તો એક (પહેલો) યોગ થાય છે. ૧. અથવા મિથુન રાશિમાં રહેલો ચંદ્ર પાપ ગ્રહોએ સંપૂર્ણ દૃષ્ટિ વડે જોવાયેલ હોય તો બીજો યોગ થાય છે. ૨ આ બેમાંથી એક પણ યોગ હોય તો તે સ્ત્રીને બે પતિ થાય છે. તે વિષે દૈવજ્ઞવલ્લભમાં કહ્યું છે કે—

"चरराशौ विलग्नेन्दो-रङ्गनाग्रहदृष्टयोः ।
बलिभिर्यायिभिः केन्द्रे, भजेन्नारी पतिद्वयम् ॥१॥
चन्द्रे युग्मस्थिते पापै-र्दृष्टेऽन्यो योषितः पतिः ।"

"ચર રાશિમાં રહેલા લગ્ન તથા ચંદ્ર સ્ત્રીના ગ્રહોએ જોયેલા હોય અને વળી કેન્દ્રસ્થાનમાં બળવાન યાયિ સૂર્ય, ચંદ્ર, મંગળ કે શુક્ર હોય તો તે સ્ત્રી બે પતિને ભજે છે. ૧. અથવા મિથુન રાશિમાં રહેલો ચંદ્ર પાપ ગ્રહોએ જોયેલ હોય તો પણ તે સ્ત્રીને બીજો પતિ થાય છે."

તથા—

रविचन्द्रकुजैर्नीचै-र्लग्नेशे शत्रुराशिगे ।
निर्वीर्ये चापि जामित्रे, युवत्या निरपत्यता ॥३९॥

અર્થ—રવિ, ચંદ્ર અને મંગળ નીચના હોય તો એક યોગ. ૧. લગ્નનો સ્વામી શત્રુની રાશિમાં રહ્યો હોય તો બીજો યોગ. ૨. અથવા સાતમું સ્થાન વીર્ય રહિત હોય તો ત્રીજો યોગ. ૩. આ ત્રણમાંથી કોઈ પણ યોગ હોય તો તે સ્ત્રી સંતતિ રહિત થાય છે. અહીં સ્વામી, સૌમ્ય ગ્રહની યુતિ કે દૃષ્ટિનો અભાવ તથા તે ગ્રહોનું ક્રૂર હોવાપણું એ વિગેરે વડે સાતમા સ્થાનનું વીર્ય રહિતપણું જાણવું.

તથા—

जामित्रेशः पतिः स्त्रीणां, श्वशुरौ भृगुभास्करौ ।
तैरुच्चादिस्थितैस्तेषां, श्रेयः स्यादन्यदन्यथा ॥४०॥

અર્થ—જે ગ્રહ સાતમા સ્થાનનો સ્વામી હોય તે સ્ત્રીનો પતિ જાણવો, તથા શુક્ર અને સૂર્ય સ્ત્રીના સાસુ અને સસરો જાણવા. આ ગ્રહો ઉચ્ચ વિગેરે સ્થાને રહ્યા હોય તો

તેઓનું (પતિ વગેરેનું) શ્રેય-શુભ થાય છે, અને અન્યથા એટલે ઉચ્ચાદિક સ્થાને ન રહ્યા હોય તો તેઓનું અશ્રેય-અશુભ થાય છે.

"શ્વશુરૌ" એટલે શુક્ર સાસુ અને સૂર્ય સસરો એ બેનો એકશેષ સમાસ કરવાથી "શ્વશુરૌ" થયું છે. "તૈઃ" એટલે તે સાતમા સ્થાનનો સ્વામી વિગેરે. "ઉચ્ચાદિ" એટલે પોતાના ઉચ્ચ સ્થાને રહ્યો હોય તો તે દીપ્ત ૧, પોતાની રાશિમાં હોય તો સ્વસ્થ ૨, મિત્રના સ્થાનમાં હોય તો મુદિત ૩, પોતાના વર્ગમાં રહ્યો હોય તો શાંત ૪, પ્રગટ કિરણોને ધારણ કરતો હોય તો શક્ત ૫, પોતાના નીચ સ્થાનને ઉલ્લંઘન કરીને પોતાના ઉચ્ચ સ્થાનની સન્મુખ થયો હોય તો પ્રવૃદ્ધવીર્ય ૬, પોતાના અંશમાં રહ્યો છતો સૌમ્ય ગ્રહોએ જોયેલ હોય તો અધિવીર્ય ૭, સૂર્યથી હણાયેલો હોય તો વિકલ ૮, પોતાના શત્રુના સ્થાનમાં હોય તો ખળ ૯, ગ્રહે જીતાયેલો હોય તો પીડિત ૧૦ અને નીચ રાશિમાં રહ્યો હોય તો દીન ૧૧. આ પ્રમાણે લલ્લે કહેલી ગ્રહોની અગિયાર અવસ્થામાંની શુભ અવસ્થામાં રહેલા સાતમા સ્થાનના સ્વામી શુક્ર અને સૂર્યે કરીને તે પતિ, સાસુ અને સસરાનું શ્રેય-શુભ થાય છે, અને અન્યથા એટલે આ અવસ્થામાંની અશુભ અવસ્થામાં રહેલા સાતમા સ્થાનના સ્વામી, શુક્ર અને સૂર્યે કરીને અનુક્રમે તે પતિ, સાસુ અને સસરાનું અશ્રેય થાય છે.

તથા—

लग्नोदितांशः स्वेशेन, युतो दृष्टोऽथवा नृणाम् ।
तद्वज्जामित्रगः स्त्रीणा-मिष्टोऽनिष्टो विपर्यये ॥४१॥

અર્થ—લગ્નનો ઉદિતાંશ જો પોતાના સ્વામીએ યુક્ત અથવા દૃષ્ટ હોય તો તે પુરુષો (વર)ને ઇષ્ટ-શુભ છે. વળી સાતમા સ્થાનમાં રહેલો પણ તે જ પ્રમાણે હોય તો તે સ્ત્રીઓને ઇષ્ટ-શુભ છે, અને તેથી વિપરીત હોય તો અનિષ્ટ-અશુભ છે.

લગ્નમાં અધિકાર કરેલો જે ઉદયી નવાંશો હોય તે લગ્નોદિતાંશ કહેવાય છે. તે નવાંશાના નામની રાશિ કુંડળીમા કોઈ પણ સ્થાને રહી હોય, પરંતુ જો તે પોતાના સ્વામીએ યુક્ત અથવા દૃષ્ટ હોય તો તે લગ્નોદિતાંશ સ્વેશયુતદૃષ્ટ કહેવાય છે. તે પુરુષોને એટલે વરને ઇષ્ટ છે. તથા લગ્નમાં રહેલો જેટલામો અંશ ઉદયી છે તેટલામો સાતમા સ્થાનનો અંશ જો પ્રથમની જ જેમ એટલે સ્વેશયુતદૃષ્ટ હોય તો સ્ત્રીઓને એટલે કન્યાને શુભ ફળદાયી છે, પરંતુ તેથી વિપરીત એટલે ઉદયી લગ્નાંશ જો સ્વેશયુતદૃષ્ટ ન હોય તો પતિનું મરણ થાય છે અને તેટલામો સાતમા સ્થાનનો અંશ જો સ્વેશયુત દૃષ્ટ ન હોય તો વહુનું મરણ થાય છે.

અહીં તાત્પર્ય આ પ્રમાણે છે—આ એક ઉદય અને અસ્તનો પ્રકાર છે. તે વિષે યતિવલ્લભમાં કહ્યું છે કે—

"लग्नोदिते तत्प्रभुणा नवांशे, दृष्टे युते चोदयशुद्धिरुक्ता ।
तत्सप्तमांशे तु कलत्रभाजि, सस्वामिनेत्थं कथितास्तशुद्धिः ॥१॥

"લગ્નનો ઉદયથી નવાંશો જો તેના સ્વામીએ દૃષ્ટ અથવા યુક્ત હોય તો તે ઉદય-શુદ્ધિ કહી છે અને સ્ત્રીના (સાતમા) સ્થાનને ભજનારો તેનો સાતમો અંશ પોતાના સ્વામીએ દૃષ્ટ કે યુક્ત હોય તો તે અસ્તશુદ્ધિ કહી છે." અહીં "तत्सप्तमांशे" તેનો સાતમો અંશ એમ જે કહ્યું છે તેનો અર્થ આ પ્રમાણે છે.—લગ્નમાં જેટલામો અંશ ઉદય પામેલો હોય તેટલામો કલત્ર (સ્ત્રી) નામના સાતમા સ્થાનનો અંશ લગ્નના ઉદિતાંશથી ગણીએ તો સાતમો જ થાય છે. આ એક પ્રકારની ઉદયશુદ્ધિ અને અસ્ત-શુદ્ધિની રીત છે અને બીજી રીત આગળ કહેશે, અને તે ઉદયાસ્તશુદ્ધિના બન્ને પ્રકારો વિવાહના લગ્નમાં અવશ્ય ગ્રહણ કરવા યોગ્ય છે.

વળી ભાસ્કર નામના આચાર્ય તો તેટલામો (જેટલામો લગ્નોદિતાંશ હોય તેટલામો) પાંચમા સ્થાનમાં રહેલો પુત્ર નવાંશો પણ સ્વેશયુતદૃષ્ટ હોવો જોઈએ એમ ઇચ્છે છે. તે કહે છે—

"नाथायुक्तेक्षिता लग्न-भार्यापुत्रनवांशकाः ।
क्रमात् पुंस्त्रीसुतान् घ्नन्ति, न घ्नन्ति युतवीक्षिताः ॥१॥"

"લગ્નના, સ્ત્રીના (સાતમા સ્થાનના) અને પુત્રના (પાંચમા સ્થાનના) નવાંશો પોતપોતાના સ્વામીએ યુક્ત કે દૃષ્ટ ન હોય તો તે અનુક્રમે પુરુષ (વર)ને, વહુને અને પુત્રને હણે છે. પરંતુ જો યુક્ત કે દૃષ્ટ હોય તો તે તેઓને હણતા નથી."

હવે નવ શ્લોક વડે સર્વ કાર્યમાં સાધારણ એવા ગ્રહસંસ્થારૂપ શુભાશુભ યોગોને કહે છે—

लाभेऽर्कारौ शुभा धर्मे, श्रीवत्सो यद्यरौ शनिः १ ।
अर्धेन्दुर्विक्रमे मन्दो, रविर्लाभे रिपौ कुजः २ ॥४२॥

અર્થ—જો અગિયારમા સ્થાનમાં રવિ અને મંગળ હોય, નવમા સ્થાનમાં શુભ ગ્રહો (સૌમ્ય ગ્રહો) હોય અને છઠ્ઠા સ્થાનમાં શનિ હોય તો તે શ્રીવત્સ યોગ કહેવાય છે. ૧. અહીં "यद्यरौ" એટલે "જો અરિ (શત્રુ) સ્થાનમાં" એમ "જો" શબ્દ લખવાનું આ તાત્પર્ય છે.–જે જે ગ્રહો જે જે સ્થાને નિયમિત કર્યા છે તે તે ગ્રહો તે તે સ્થાને જ હોવા જોઈએ, અને બીજા ગ્રહો ગમે તે સ્થાને હોય તો પણ આ યોગ થાય છે, એ પ્રમાણે સર્વ યોગોમાં જેમ સંભવે તેમ જાણવું. વિક્રમ (૩) સ્થાનમાં શનિ હોય, લાભ (૧૧) સ્થાનમાં રવિ હોય અને રિપુ (૬) સ્થાનમાં મંગળ હોય તો બીજો અર્ધેન્દુ નામનો યોગ છે. ૨.

शंखः शुभग्रहैर्बन्धु–धर्मकर्मस्थितैर्भवेत् ३ ।
ध्वजः सौम्यैर्विलग्नस्थैः, क्रूरैश्च निधनाश्रितैः ४ ॥४३॥
गुरुर्धर्मे व्यये शुक्रो, लग्ने ज्ञश्चेत्तदा गजः ५ ।
कन्यालग्नेऽलिगे चन्द्रे, हर्षः शुक्रेज्ययोर्मृगे ६ ॥४४॥

અર્થ—બંધુ (૪) સ્થાનમાં, ધર્મ (૯) સ્થાનમાં અને કર્મ (૧૦) સ્થાનમાં શુભ ગ્રહો રહ્યા હોય તો શંખ યોગ થાય છે. ૩ લગ્નમાં સૌમ્ય ગ્રહો રહ્યા હોય અને નિધન (૮) સ્થાનમાં ક્રૂર ગ્રહો રહ્યા હોય તો ધ્વજ યોગ થાય છે. ૪ ધર્મ (૯) સ્થાનમાં ગુરુ રહ્યો હોય, વ્યય (૧૨) સ્થાનમાં શુક્ર હોય અને લગ્નમાં બુધ હોય તો ગજ યોગ થાય છે. ૫. કન્યા રાશિનું લગ્ન હોય અને વૃશ્ચિક (૮) રાશિમાં ચંદ્ર રહ્યો હોય તથા મકર રાશિમાં શુક્ર અને ગુરુ રહેલા હોય તો હર્ષ યોગ થાય છે. ૬. અહીં હર્ષ યોગમાં કન્યા લગ્નનો નિયમ કરવાથી એવું જણાવે છે કે બીજા યોગોમાં લગ્નનો કાંઈ પણ નિયમ નથી. હર્ષ યોગની સ્થાપના આ પ્રમાણે—




धनुरष्टमगैः सौम्यैः, पापैर्व्ययगतैर्भवेत् ७ ।
कुठारो भार्गवे षष्ठे, धर्मस्थेऽर्के शनौ व्यये ८ ॥४५॥
मुशलो (लं) बन्धुगे भौमे, शनावन्त्येऽष्टमे विधौ ९ ।
चक्रं च प्राचि चक्रार्धे, चन्द्रात् पापशुभैः क्रमात् १० ॥४६॥

અર્થ—આઠમા સ્થાનમાં સૌમ્ય ગ્રહો રહ્યા હોય, અને બારમા સ્થાનમાં પાપ ગ્રહો રહ્યા હોય તો ધનુષ યોગ થાય છે. ૭. છઠ્ઠા સ્થાને શુક્ર હોય, ધર્મ (૯) સ્થાને સૂર્ય હોય અને બારમે સ્થાને શનિ હોય તો કુઠાર યોગ થાય છે. ૮. બંધુ (૪) સ્થાને મંગળ હોય, બારમે સ્થાને શનિ હોય અને આઠમે સ્થાને ચંદ્ર હોય તો મુશળ યોગ થાય છે. ૯. ચંદ્ર (કુંડળી)ના પૂર્વ અર્ધ ભાગમાં પ્રથમ ચંદ્ર અને ત્યારપછી પાપ ગ્રહ અને શુભ ગ્રહ એવા ક્રમથી ચંદ્ર યોગ થાય છે. ૧૦ એટલે કે લગ્ન જેટલા નવાંશો ઉદિત હોય તેટલા દશમા સ્થાનના નવાંશોની પછી અપ્રદક્ષિણાને ક્રમે ગમન કરતાં (જતાં) ચોથા સ્થાનના તેટલા જ અંશો સુધી ચક્ર (કુંડળી) નો પૂર્વાર્ધ કહેવાય છે. તે પૂર્વાર્ધમાં પ્રથમ ચંદ્ર મૂકવો, અને ત્યારપછીનાં સ્થાનોમાં પ્રથમ પાપ ગ્રહ અને ત્યાપછીના સ્થાનમાં શુભ ગ્રહ મૂકવો. એ અનુક્રમે ગ્રહોની સંસ્થાને વિષે ચક્ર યોગ થાય છે. ચક્ર યોગની સ્થાપના—




कूर्मः पुत्रार्थरन्ध्रान्त्येष्वारमन्देन्दुभास्करैः ।
वापी पापैस्तु केन्द्रस्थै-र्योगाः स्युर्द्वादशेत्यमी ॥४७॥

અર્થ—પાંચમા સ્થાનમાં મંગળ, બીજા સ્થાને શનિ, આઠમા સ્થાને ચંદ્ર અને બારમા સ્થાને સૂર્ય હોય તો કૂર્મ યોગ થાય છે. આ પ્રમાણે આ કૂર્મ યોગમાં સ્થાનોનો

અને ગ્રહોનો અનુક્રમ જાણવો. ૧૧ તથા કેન્દ્રમાં પાપ ગ્રહો રહ્યા હોય તો વાપી નામનો યોગ થાય છે, ૧૨. આ રીતે આ બાર યોગો થાય છે.

રત્નમાલામા ગજ વિગેરે ચાર યોગોનું લક્ષણ પ્રમાણે કહ્યું છે.

"तनुनवभवगैः क्रमेण योगो, बुधविबुधार्चितपङ्गुभिर्गजः स्यात् १ ।
व्ययरिपुहिबुकेषु वक्रशुक्र–द्युमणिसुतैः क्रमशः कुठार एषः २ ॥१॥
रविकविरविजेन्दुभिः क्रमेण, व्ययधनषड्निधनेषु कूर्म एषः ३ ।
व्ययनिधनतनूषु मन्दचन्द्रा–रुणकिरणैर्मुशलं जगुर्मुनीन्द्राः ४ ॥२॥

"પહેલા સ્થાનમા બુધ, નવમા સ્થાનમાં ગુરુ અને અગિયારમા સ્થાનમાં ... (શનિ) રહ્યા હોય તો ગજ યોગ થાય છે. ૧. બારમા સ્થાનમાં શનિ, છઠ્ઠા સ્થાનમાં શુક્ર અને ચોથા સ્થાનમાં બુધ રહ્યો હોય તો કુઠાર યોગ થાય છે. ૨. બારમા સ્થાનમાં સૂર્ય, બીજા સ્થાનમાં શુક્ર, છઠ્ઠા સ્થાનમાં શનિ અને આઠમા સ્થાનમાં ચંદ્ર હોય તો કૂર્મ યોગ થાય છે. ૩. બારમા સ્થાનનમાં શનિ, આઠમા સ્થાનમાં ચંદ્ર અને પહેલા સ્થાનમાં સૂર્ય હોય તો મુશળ યોગ થાય છે. ૪. એમ મુનીંદ્રો કહે છે."

एभ्यः श्रीवत्सपूर्वाः षट्, पूर्वे सर्वेषु कर्मसु ।
श्रेयस्तमा धनुर्मुख्या–स्त्वन्यथा स्युः षडुत्तरे ॥४८॥

અર્થ—આ બારે યોગમાંના શ્રીવત્સાદિક પહેલા છ યોગો સર્વ કાર્યમાં અત્યંત શુભ છે અને ધનુષ વિગેરે બાકીના છ યોગો અન્યથા એટલે અત્યંત અશુભ છે. વિશેષ આ પ્રમાણે છે.—

"उदयट्ठमगे मम्मं १, नवपंचमि कूरकंटयं भणियं २ ।
दसमचउत्थे सल्लं ३, कूरा उदयत्थितं छिद्दं ४ ॥१॥
मम्मदोसेण मरणं, कंटयदोसेण कुलक्खओ होइ ।
सल्लेण रायसत्तू, छिद्दे पुत्तं विणासेइ ॥२॥"

"ક્રૂર ગ્રહો પહેલે અને આઠમે સ્થાને રહ્યા હોય તો મર્મ નામનો દોષ થાય છે. ૧. નવમે અને પાંચમે સ્થાને રહ્યા હોય તો ક્રૂરકંટક કહ્યો છે. ૩. દશમે અને ચોથે સ્થાને રહ્યા હોય તો શલ્ય હોય છે. ૩. અને પહેલે તથા સાતમે સ્થાને રહ્યા હોય તો છિદ્ર દોષ થાય છે, ૪. મર્મ દોષે કરીને પોતાનું મરણ થાય છે. કંટક દોષે કરીને કુલનો ક્ષય થાય છે, શલ્ય દોષે કરીને રાજા શત્રુરૂપ થાય છે, અને છિદ્ર દોષ હોય તો પુત્રનો વિનાશ થાય છે." એમ પૂર્ણભદ્ર કહે છે.

आनन्दजीवनन्दनजीमूतजय स्थिरामृता योगाः ।
ज्ञगुरुसितैः प्रत्येकं, द्विकत्रिकैश्चापि लग्नगतैः ॥४९॥

અર્થ—બુધ, ગુરુ અને શુક્ર એ દરેક દરેક, બબ્બે અને ત્રણે લગ્નમાં રહ્યા હોય તો તેણે કરીને અનુક્રમે આનંદ ૧, જીવ ૨, નંદન ૩, જીમૂત ૪, જય ૫, સ્થિર ૬ અને અમૃત ૭, એ સાત યોગ થાય છે.

લગ્નમાં રહેલા દરેક બુધ, ગુરુ અને શુક્રે કરીને અનુક્રમે આનંદાદિક ત્રણ યોગ થાય છે, (એટલે કે લગ્નમાં બુધ હોય તો આનંદ ૧, ગુરુ હોય તો જીવ ૨, અને શુક્ર હોય તો નંદન ૩ યોગ થાય છે,) લગ્નમાં બુધ અને ગુરુ રહ્યા હોય તો જીમૂત ૪ યોગ થાય છે, બુધ અને શુક્ર હોય તો જય ૫ યોગ થાય છે, ગુરુ અને શુક્ર હોય તો સ્થિર ૬ યોગ થાય છે, તથા લગ્નમાં બુધ, ગુરુ અને શુક્ર ત્રણે રહ્યા હોય તો અમૃત ૭ યોગ થાય છે. અહીં દ્વિકનો અર્થ બબ્બે અને ત્રિકનો અર્થ ત્રણ થાય છે.

योगा यथार्थनामानः, सर्वेपूत्तमकर्मसु ।
ऐश्वर्यराज्यसाम्राज्य-विधातारः क्रमादमी ॥५०॥

અર્થ—આ સાતે યોગો સર્વ ઉત્તમ કાર્યમા યથાર્થ નામવાળા હોવાથી શુભ છે; તથા આ યોગો અનુક્રમે ઐશ્વર્ય, રાજ્ય અને સામ્રાજ્યને કરનારા છે. રાજાઓને જે શાસન કરે તે સમ્રાટ્ કહેવાય છે, તેથી સામ્રાજ્યનો અર્થ ચક્રવર્તીપણું થાય છે. અનુક્રમે ઐશ્વર્યાદિકને કરનારા છે એટલે કે એક એક ગ્રહવાળો યોગ હોય તો ઐશ્વર્ય આપે, બબ્બે ગ્રહનો યોગ હોય તો રાજ્ય આપે, અને ત્રણે ગ્રહોનો યોગ હોય તો સામ્રાજ્ય આપે, આ રીતે સર્વ (૧૨-૪-૭) મળીને ત્રેવીશ યોગ થાય છે.

હવે પ્રતિષ્ઠાના લગ્નમાં રેખાને આપનારી ગ્રહસંસ્થા કહે છે.—

प्रतिष्ठायां श्रेष्ठो रविरुपचये ३-६-१०-११ शीतकिरणः,
स्वधर्माढ्ये तत्र २-३-६-९-१०-११ क्षितिजरविजौ
त्र्यायरिपुगौ ३-११-६ ।
बुधस्वर्ग्याचार्यौ व्ययनिधनवर्जौ १-२-३-४-५-६-७-
९-१०-११ भृगुसुतः,
सुतं यावल्लग्नान्नवमदशमायेष्वपि तथा १-२-३-४-५-
९-१०-११ ॥५१॥

અર્થ—પ્રતિષ્ઠામાં સૂર્ય જો ઉપચય (૩-૬-૧૦-૧૧) સ્થાનમાં રહ્યો હોય તો તે શ્રેષ્ઠ છે. ચંદ્ર ધન (૨) અને ધર્મ (૯) સ્થાન સહિત પૂર્વનાં સ્થાનોમાં (૨-૩-૬-૯-૧૦-૧૧) રહ્યો હોય તો તે શ્રેષ્ઠ છે. મંગળ અને શનિ ત્રિ, આય અને રિપુ (૩-૧૧-૬) સ્થાનમાં શ્રેષ્ઠ છે બુધ અને ગુરુ વ્યય (૧૨) તથા નિધન (૮) એ બે સ્થાન સિવાય બાકીનાં (૧-૨-૩-૪-૫-૬-૭-૯-૧૦-૧૧) સ્થાનોમાં શ્રેષ્ઠ છે. તથા શુક્ર લગ્નથી સુત (પાંચમા) ભવન સુધી ૧-૨-૩-૪-૫ નવમા, દશમા અને અગિયારમા સ્થાને રહેલો શ્રેષ્ઠ છે.

વળી ત્રિવિક્રમે ભંગ દેનારા ગ્રહો આ પ્રમાણે કહ્યા છે—

"लग्नमृत्युसुतास्तेषु, पापा रन्ध्रे शुभाः स्थिताः ।
त्याज्या देवप्रतिष्ठायां, लग्नषष्ठाष्टगः शशी ॥१॥"

"પાપ ગ્રહો એટલે રવિ, મંગળ, શનિ અને રાહુ જો પહેલા, આઠમા, પાંચમા અને સાતમા સ્થાનમાં રહ્યા હોય, શુભ ગ્રહો આઠમા સ્થાનમાં રહ્યા હોય, અને ચંદ્ર પહેલા છઠ્ઠા કે આઠમા સ્થાનમાં રહ્યો હોય તો આ રીતની ગ્રહસંસ્થા દેવની પ્રતિષ્ઠામાં તજવા યોગ્ય છે." આથી કરીને એક પણ ગ્રહ ભંગ દેનારા સ્થાનમાં રહ્યા હોય તો રેખાએ કરીને અધિક એવા પણ લગ્નને વિષે પ્રતિષ્ઠા કરવી નહીં, પરંતુ ભંગ દેનાર સ્થાન એક પણ ન હોય અને કેટલાક ગ્રહો ઇષ્ટ હોય તથા કેટલાક ગ્રહો અનિષ્ટ હોય તો પણ રેખાએ કરીને અધિક એવા લગ્નને વિષે પ્રતિષ્ઠા કરવી. વળી કેટલાક આચાર્યોએ "છઠ્ઠો ચંદ્ર પ્રતિષ્ઠામાં રેખા આપનાર છે." એમ કહ્યું છે, તે અમુક પ્રકારના યોગને આશ્રીનેજ કહ્યું છે અન્યથા પ્રકારે તે રેખા આપનાર થતો નથી એમ જાણવું. આ પ્રમાણે ત્રિવિક્રમશતકની ટીકામાં કહ્યું છે.

વળી નારચંદ્રમાં તો ઉત્તમ ૧, મધ્યમ ૨, વિમધ્યમ ૩ અને અધમ ૪. એ રીતે ગ્રહોની ચાર ભંગી કહી છે. તે આ પ્રમાણે—

"त्रिरिपा १ वासुतखे २ स्वत्रिकोणकेन्द्रे ३ विरैस्मरेऽत्रा ४ ग्न्यर्थे ५
लाभे ६ क्रूर १ बुधा २ चिंत ३ भृगु ४ राशि ५
सर्वे ६ क्रमेण शुभाः ॥१॥"

ક્રૂર ગ્રહો (રવિ, મંગળ, શનિ, રાહુ) ત્રીજે તથા છઠ્ઠે સ્થાને શુભ છે. બુધ પહેલેથી સુત સ્થાન સુધી (૧-૨-૩-૪-૫) તથા ખ (૧૦) સ્થાનમાં શુભ છે. ગુરુ સ્વ (૨), ત્રિકોણ (૯-૫) અને કેન્દ્ર (૧-૪-૭-૧૦) સ્થાનમાં શુભ છે. શુક્ર ઉપરનાં સાત સ્થાનો (૨-૯-૫-૧-૪-૭-૧૦)માંથી ધન (૨) અને સ્મર (૭) સ્થાન રહિત એટલે ૯-૫-૧-૪-૧૦ એ પાંચ સ્થાનોમાં શુભ છે. ચંદ્ર અગ્નિ (૩) અને અર્થ (૨) સ્થાનોમાં શુભ છે. તથા સર્વે ગ્રહો લાભ (૧૧) સ્થાનમાં શુભ છે." વળી

"खेऽर्कः केन्द्रारिधर्मेषु, शशी ज्ञोऽरिनवास्तगः ।
षष्ठेज्यः स्वत्रिगः शुक्रो, मध्यमाः स्थापनक्षणे ॥२॥
आरेन्द्वर्काः सुतेस्तारि-रिष्ये शुक्रस्त्रिगो गुरुः ।
विमध्यमाः शनिर्धीखे, सर्वे शेषेषु निन्दिताः ॥३॥"

"દશમે સ્થાને રહેલો સૂર્ય, કેન્દ્ર (૧-૪-૭-૧૦), અરિ (૬) અને ધર્મ (૯) સ્થાને રહેલો ચંદ્ર છઠ્ઠે, સાતમે અને નવમે સ્થાને બુધ હોય, છઠ્ઠે સ્થાને ગુરુ હોય, શુક્ર બીજે કે ત્રીજે સ્થાને હોય તો તે પ્રતિષ્ઠાને સમયે મધ્યમ છે. મંગળ, ચંદ્ર અને સૂર્ય પાંચમે

સ્થાને રહ્યા હોય, શુક્ર છઠ્ઠે, સાતમે કે બારમે સ્થાને હોય, ગુરુ ત્રીજે સ્થાને હોય, શનિ પાંચમે કે દશમે સ્થાને હોય તો તે વિમધ્યમ જાણવા. શેષ સ્થાનોમાં સર્વે ગ્રહો અધમ છે.”

પ્રતિષ્ઠાને વિષે ગ્રહસંસ્થાનો યંત્ર

| | ઉત્તમ | મધ્યમ | વિમધ્યમ | અધમ |
|---|---|---|---|---|
| રવિ | ૩-૬-૧૧ | ૧૦ | ૫ | ૧-૨-૪-૭-૮-૯-૧૨ |
| ચંદ્ર | ૨-૩-૧૧ | ૧-૪-૬-૭-૯-૧૦ | ૫ | ૮-૧૨ |
| મંગળ | ૩-૬-૧૧ | ૦ | ૫ | ૧-૨-૪-૭-૮-૯-૧૦-૧૨ |
| બુધ | ૧-૨-૩-૪-૫-૧૦-૧૧ | ૬-૭-૯ | ૦ | ૮-૧૨ |
| ગુરુ | ૧-૨-૪-૫-૯-૭-૧૦-૧૧ | ૬ | ૩ | ૮-૧૨ |
| શુક્ર | ૧-૪-૫-૯-૧૦-૧૧ | ૨-૩ | ૬-૭-૧૨ | ૮ |
| શનિ | ૩-૬-૧૧ | ૦ | ૫-૧૦ | ૧-૨-૪-૭-૮-૯-૧૨ |
| રાહુ, કેતુ | ૩-૬-૧૧ | ૨-૪-૫-૮-૯-૧૦-૧૨ | ૦ | ૧-૭ |

પૂર્ણભદ્ર ગ્રહસંસ્થાના ફળને આ પ્રમાણે કહે છે—

“प्रासादभंग हानी धनं, स्वजनपुत्रपीडरिपुघाताः ।
स्त्रीमृतिमृतिधर्मगमाः, सुखर्द्धिशोकास्तनोः प्रभृति सूर्यात् ॥१॥”

“પ્રતિષ્ઠા લગ્નમાં જો સૂર્ય પહેલે સ્થાને રહ્યો હોય તો પ્રાસાદનો નાશ થાય ૧, બીજે હોય તો હાનિ થાય ૨, ત્રીજે હોય તો ધન મળે ૩, ચોથે હોય તો સ્વજનને પીડા થાય ૪, પાંચમે હોય તો પુત્રપીડા થાય ૫, છઠ્ઠે હોય તો શત્રુનો નાશ થાય ૬, સાતમે હોય તો સ્રીનું મરણ થાય ૭, આઠમે હોય તો પોતાનું મરણ થાય ૮, નવમે હોય તો ધર્મનો નાશ થાય ૯, દશમે હોય તો સુખ મળે ૧૦, અગિયારમે હોય તો ઋદ્ધિ મળે ૧૧ અને બારમે હોય તો શોક થાય. ૧૨.”

“कर्तृविनाशधनागमसौभाग्य–द्वन्द्वदैन्यरिपुविजयाः ।
शशिनोऽसुखमृतिविघ्ना, नृपपूजा विषयवसुहानी ॥२॥”

"શુક્ર બળહીન હોય, ચંદ્રનો પુત્ર (બુધ) બળવાન હોય અથવા લગ્નમાં રહ્યો હોય તથા ગુરુ અગિયારમે સ્થાને રહ્યો હોય ત્યારે બ્રહ્માની પ્રતિમા સ્થાપન કરવી."

"शुक्रोदये नवम्यां, बलवति चन्द्रे कुजे गगनसंस्थे ।
त्रिदशगुरौ बलयुक्ते, देवीनां स्थापयेदर्चाम् ॥४॥"

"નવમીને દિવસે શુક્રનો ઉદય હોય, ચંદ્ર બળવાન હોય, મંગળ દશમે સ્થાને રહ્યો હોય અને ગુરુ બળવાન હોય ત્યારે દેવીની પ્રતિમા સ્થાપવી."

"बुधलग्ने जीवे वा, चतुष्टयस्थे भृगौ हिबुकसंस्थे ।
वासवकुमारयक्षेन्दु–भास्कराणां प्रतिष्ठा स्यात् ॥५॥"

"બુધ લગ્નમાં રહ્યો હોય, અથવા ગુરુ ચતુષ્ટય (૧–૪–૭–૧૦) સ્થાનમાં રહ્યો હોય અને શુક્ર હિંબુક (૪) સ્થાનમાં રહ્યો હોય ત્યારે ઈન્દ્ર, કાર્તિક સ્વામી, યક્ષ, ચંદ્ર અને સૂર્યની પ્રતિષ્ઠા કરવી,"

"यस्य ग्रहस्य यो वर्ग–स्तेन युक्ते निशाकरे ।
प्रतिष्ठा तस्य कर्तव्या, स्वस्ववर्गोदयेऽपि वा ॥६॥"

"જે ગ્રહનો જે વર્ગ હોય તે વર્ગે કરીને યુક્ત ચંદ્ર હોય ત્યારે તે ગ્રહની પ્રતિષ્ઠા કરવી, અથવા પોતપોતાના વર્ગનો ઉદય હોય ત્યારે કરવી.

"अस्मात्कालाद्भ्रष्टास्ते, कारकसूत्रधारकर्तॄणाम् ।
क्षयमरणबन्धनामय–विवादशोकादिकर्तारः ॥७॥"

"આ ઉપર કહેલા સમયથી રહિત કાળે પ્રતિષ્ઠા કરી હોય તો તે દેવો કરાવનાર, સુથાર અને કરનારના ક્ષય, મરણ, બંધન, વ્યાધિ, વિવાદ અને શોક વિગેરેને કરનાર થાય છે."

વિશેષ એ છે જે–રેખા આપનારા દરેક ગ્રહોએ કરીને સર્વ કાર્યોમાં વીશ વિંશોપકવાળું લગ્ન થાય છે. તે આ પ્રમાણે.—

"अद्धुठ वसा रविणो पण, ससिणो तिन्नि हुंति तह गुरुणो ।
दो दो बुहसुक्काणं, सड्ढा सणिभोमराहूणं ॥१॥"

"સૂર્યના સાડા ત્રણ વસા, ચંદ્રના પાંચ વસા, ગુરુના ત્રણ, બુધના તથા શુક્રના બે બે અને શનિ, મંગળ તથા રાહુના દોઢ દોઢ વસા હોય છે." આ સર્વ મળીને વીસ વસા એટલે વિંશોપક થાય છે.

હવે પ્રતિષ્ઠાના લગ્નમાં વિશેષ કહે છે

बलहीनाः प्रतिष्ठायां, रवीन्दुगुरुभार्गवाः ।
गृहेश गृहिणी सौख्य–स्वामि हन्युर्यथाक्रमम् ॥५२॥

અર્થ—જો પ્રતિષ્ઠામાં સૂર્ય, ચંદ્ર, ગુરુ અને શુક્ર બળહીન હોય તો તેઓ અનુક્રમે ઘરના સ્વામીને, તેની સ્ત્રીને, સુખને તથા ધનને હણે છે. એટલે કે સૂર્ય બળહીન હોય તો ઘરના સ્વામીનો નાશ થાય છે, ચંદ્ર બળહીન હોય તો તેની સ્ત્રીનો નાશ થાય છે વિગેરે અહીં બળહીન એટલે પહેલા અઢાર પ્રકારે અથવા નવ પ્રકારે ગ્રહોની નિર્બળતા કહી છે. તે જાણવી, અથવા તો નીચ, ક્રૂર ગ્રહે યુક્ત કે અસ્ત પામેલો જે ગ્રહ હોય તે નિર્બળ જ કહ્યો છે.

તથા—

तनु १ बन्धु ४ सुत ५ द्यून–धर्मेषु ९ तिमिरान्तकः ।
सकर्मसु १० कुजार्की च, संहरन्ति सुरालयम् ॥५३॥

અર્થ—પહેલા, ચોથા, પાંચમા, સાતમા કે નવમા સ્થાનમાં જો સૂર્ય રહ્યો હોય અને ઉપરનાં (પાંચ) સ્થાનોમાં કે દશમા સ્થાનમાં મંગળ કે શનિ રહ્યો તો તે દેવાલયનો નાશ કરે છે.

હવે સર્વ કાર્યમાં શુભ ગ્રહોની શક્તિ તથા તેના ફળને કહે છે.-

सौम्यवाक्पतिशुक्राणां, य एकोऽपि बलोत्कटः ।
क्रूरैरयुक्तः केन्द्रस्थः, सद्योऽरिष्टं पिनष्टि सः ॥५४॥

અર્થ—બુધ, ગુરુ અને શુક્રમાનો કોઈ પણ એક બલોત્કટ (બલિષ્ઠ) હોય તેમજ ક્રૂર-ગ્રહ તેની સાથે રહેલો ન હોય અને તે પોતે કેન્દ્રસ્થાનમાં રહ્યો હોય તો તે તત્કાળના રિષ્ટ યોગનો નાશ કરે છે.

અહીં બલોત્કટ કહ્યો છે, તેથી ગ્રહોને વિષે વીશ પ્રકારે બળ કહેલું છે. તે આ પ્રમાણે.—

"स्वमित्रर्क्षोच्चमार्गस्थः, स्वमित्रवर्गगोदितः ।
जयी चोत्तरचारी च, सुहृत्सौम्यावलोकितः ॥१॥
त्रिकोणायगतो लग्नात्, हर्षी वर्गोत्तमांशगः ।
मुथुशिलं मूशरिफं, यदि सौम्यैर्ग्रहैः सह ॥२॥
सर्वयोगे भवेदेवं, बलानां विंशतिर्ग्रहे ।
यावद्बलयुताः खेटा–स्तावद्विंशोपकाः फलम् ॥३॥"

'ગ્રહ પોતાના સ્થાનમાં રહેલો હોય ૧, મિત્રના સ્થાનમાં રહેલો હોય ૨, પોતાના નક્ષત્રમાં રહેલો હોય ૩, ઉચ્ચ સ્થાને રહેલો હોય ૪, માર્ગમાં રહેલો (માર્ગી) હોય ૫, પોતાના વર્ગમાં રહેલો હોય ૬, મિત્રના વર્ગમાં રહેલો હોય ૭, ઉદય પામેલો હોય ૮, જયવાળો હોય ૯, ઉત્તરચારી હોય ૧૦, મિત્રે જોયેલો હોય ૧૧, સૌમ્ય ગ્રહે જોયેલો હોય ૧૨, ત્રિકોણમાં રહેલો હોય ૧૩, લગ્નથી અગિયારમે સ્થાને રહેલો

હોય ૧૪, ત્રણ પ્રકારનો હર્ષી હોય ૧૭, વર્ગોત્તમના નવાંશકમાં રહેલો હોય ૧૮, સૌમ્ય ગ્રહની સાથે [1]મુથુશિલ યોગ હોય ૧૯, સૌમ્ય ગ્રહની સાથે [2]મૂશરિફ યોગ હોય ૨૦, આ સર્વ યોગ થાય તો ગ્રહને વિષે વીશ વસા બળ થાય. જેટલા બળવાળા ગ્રહો હોય તેટલા વિંશોપકા (વસા) ફળ જાણવું."

ઉપર ત્રણ પ્રકારનો હર્ષી ગ્રહ કહ્યો છે. તેમાં ગ્રહોનું હર્ષસ્થાન ચાર પ્રકારે કહેલું છે તે આ પ્રમાણે—

"गोत्र्यङ्गैकायधीरिष्य-स्थानानि भास्करादिषु ।
हर्षस्थानमिदं पूर्वं, सर्वेषु स्वोच्चभं परम् ॥१॥
निशि सायं दिने योषित्, पुंग्रहैश्च परं क्रमात् ।
तुर्यं व्योमस्तनुं याव-त्तुर्याद्यावच्च सप्तमम् ॥२॥
पुंग्रहेषु तनोर्याव-त्तुर्यं सप्तमतो नभः ।
स्त्रीग्रहेषु मुदः स्थानं, फलं तदनुमानतः ॥३॥"

"સૂર્યાદિ સાતે ગ્રહોને વિષે અનુક્રમે નવમું, ત્રીજું, છઠ્ઠું, પહેલું, અગિયારમું, પાંચમું અને બારમું. આ સ્થાનો પ્રથમ હર્ષસ્થાન છે ૧. સાતે ગ્રહોનાં જે ઉચ્ચ સ્થાન છે તે બીજું હર્ષસ્થાન છે ૨. સ્ત્રીરુપ એવા ચંદ્ર તથા શુક્ર રાત્રિ તથા સંધ્યાએ હોય રવિ, મંગળ, ગુરુ આદિ પુરુષરૂપ ગ્રહો દિવસે હોય તો આ ગ્રહોનું ત્રીજું હર્ષસ્થાન છે ૩. પુરુષરૂપ રવિ, મંગળ, ગુરુ આદિ ગ્રહોને વિષે ચોથું દશમાંથી લગ્ન સુધી (૧૦-૧૧-૧૨-૧), ચોથેથી સાતમા (૪-૫-૬-૭) સ્થાનો તથા સૂર્ય, ચંદ્ર તથા શુક્રાદિક ગ્રહોને વિષે લગ્નથી ચોથા સુધી (૧-૨-૩-૪), સાતમાથી દશમા સુધી (૭-૮-૯-૧૦), આ સ્થાનો ચોથું હર્ષસ્થાન છે ૪, તેનું ફળ તે સ્થાનોના અનુસારે જાણવું.

આમાં ઉચ્ચ હર્ષસ્થાન પૂર્વે કહેલું છે, તેથી અહીં ગણ્યું નથી. એ રીતે અહીં ત્રણ પ્રકારનું હર્ષસ્થાન કહ્યું. પૂર્વે કહેલી અગિયાર અવસ્થાઓને મધ્યે જે ગ્રહ શુભ અવસ્થાવાળો હોય અથવા છ પ્રકાર આદિ બળે કરીને યુક્ત હોય તે બળી (બળવાન્) જાણવો. એ રીતે અન્ય સ્થળે પણ ગ્રહોની સબળતા જાણવી.

મૂળ શ્લોકમા સદ્યો રિષ્ટ એટલે તત્કાળનો રિષ્ટ યોગ, એટલે કે તે વખતે (કાર્ય વખતે) જે લગ્ન, તિથિ, વાર વિગેરે હોય તેમના યોગે કરીને જે રિષ્ટ યોગ ઉત્પન્ન થયો હોય તે. જેમ મધ અને ઘીના સમાન યોગે વિષ યોગ થાય છે. આવા રિષ્ટ યોગનો નાશ કરે છે એમ જાણવું. તે રિષ્ટ યોગ આ પ્રમાણે થાય છે.—

"उदयाद् गतलग्नमिति, (तिं) संक्रान्तेर्भुक्तदिवसमितियुक्ताम् ।
सैकां च विधाय बुधः, पृथक् पृथक् पञ्चधा न्यसेत् ॥१॥

---

૧ મુથુશિલ, ૨ મૂશરિફ, આ બે યોગનું સ્વરૂપ ચતુર્થ પ્રકાશના ૪૭ શ્લોકના અર્થમાં છે.

क्षिप्त्वा तत्र क्रमशः तिथि-१५ रवि १२ दश १० वसु
८ मुनीन् ७ भजेन्नवभिः ।
शेषाङ्कः शरसङ्ख्यो, यदि भवति तदा वदेन्निपुणः ॥२॥
कलह १ कृशानुभीति, २ भूपभयं ३ चौरविद्रवो ४ मृत्युः ५ ।
क्रमशो भवेत् प्रतिष्ठा-परिणयनादौ तदा रिष्टम् ॥३॥"

'ઉદયથી ગયેલા લગ્નના પ્રમાણને સંક્રાંતિના ભુક્ત (ભોગવાયેલા) દિવસના પ્રમાણવડે યુક્ત કરી તેમાં એક નાખવો. પછી બુધને જુદા જુદા પાંચ પ્રકારે સ્થાપન કરવો. તેમાં દરેકમાં અનુક્રમે ૧૫-૧૨-૧૦-૭૮ અને ૯ ઉમેરવા. પછી તેને નવે ભાગ દેવો શેષમાં જો પાંચ વધે તો નિપુણ પુરુષે રિષ્ટ યોગ કહેવો. પ્રતિષ્ઠા અને વિવાહાદિકમાં તેનું ફળ આ પ્રમાણે છે—જો એક શેષ રહ્યો હોય તો કલહ થાય, બે શેષ રહ્યા હોય તો અગ્નિથી ભય થાય, ત્રણ રહ્યા હોય તો રાજાથી ભય થાય, ચાર રહ્યા હોય તો ચોરનો ઉપદ્રવ થાય અને પાંચ રહ્યા હોય તો મરણ થાય."

આ પ્રમાણે જ્યોતિષસાર વિગેરેમાં કહ્યું છે. અથવા.—

"तिथिवारभलग्नाङ्कान्, संमील्य न्यस्य पञ्चशः ।
रसा रामा मही नागा वेदास्तेषु क्रमाद् ध्रुवाः ॥१॥
क्षेप्यास्ततो ग्रहैर्भागे, पञ्चशेषे फलं क्रमात् ।
रुजाग्निक्षितिभृच्चौर-भयं मृत्युभयं तथा ॥२॥
राशिपञ्चकशेषाणां, योगे तु नवभिर्हृते ।
पञ्चशेषे भवेन्नाग-भीतिर्लग्ने निशागते ॥३॥"

"તિથિ, વાર, નક્ષત્ર અને લગ્નના અંકને એકઠા કરીને તેને પાંચ વાર સ્થાપન કરવા. તેમાં અનુક્રમે છ, ત્રણ, એક, આઠ અને ચાર નાખવા. ત્યારપછી તેને નવે ભાગ દેવો. ભાગ દેતાં એકથી પાંચ સુધી જો શેષ રહે તો અનુક્રમે આ પ્રમાણે ફળ જાણવું. એક શેષ રહે તો વ્યાધિ થાય, બે રહે તો અગ્નિથી ભય થાય. ત્રણ રહે તો રાજાથી ભય થાય, ચાર રહે તો ચોરથી ભય થાય અને પાંચ શેષ રહે તો મૃત્યુભય થાય. રાત્રિના લગ્નમાં પાંચે રાશિમાં જે શેષ રહેલ હોય તેને એકઠા કરીને પછી નવે ભાગ દેતાં જો પાંચ શેષ રહે તો સર્પનો ભય થાય.

॥ इति बुधपञ्चकदोषः ॥

મૂળ શ્લોકમાં "પિનષ્ટિ" એટલે "(તત્કાળ રિષ્ટ યોગનો) નાશ કરે છે" એમ કહ્યું. તે વિષે જાતકવૃત્તિમાં પણ એમ જ લખ્યું છે કે—"બુધ, ગુરુ અને શુક્રના ઉત્કૃષ્ટ બળે કરીને તથા રિષ્ટ યોગ કરનારા ગ્રહો ઉપર તેમની (બુધ, ગુરુ અને શુક્રની)

પુષ્ટ (પૂર્ણ) દૃષ્ટિ પડવાથી સર્વે રિષ્ટ યેગોની નિર્બળતા થાય છે, એમ કહ્યું છે. તેથી અહીં પણ તે જ પ્રકારે કહ્યું.

હવે તે (બુધ, ગુરુ અને શુક્ર)ના જ ઉચ્ચપણાને વિષે શક્તિનું ફળ કહે છે—

**वलिष्ठः स्वोच्चगो दोषा-नशीतिं शीतरश्मिजः ।**
**वाक्पतिस्तु शतं हन्ति, सहस्रं चासुरार्चितः ॥५५॥**

અર્થ—બલિષ્ઠ અને પોતાના ઉચ્ચ સ્થાનમાં રહેલો બુધ એંશી દોષોને હણે છે, (એવોજ) ગુરુ સો દોષોને હણે છે અને (એવોજ) શુક્ર હજાર દોષોને હણે છે.

બલિષ્ઠ એટલે સૂર્યના બિંબની સાથે રહેલો ન હોય એ આદિએ કરીને અત્યંત બળવાન. આ (બલિષ્ઠ) તથા પોતાના ઉચ્ચ સ્થાનમાં રહેલો એ બંને વિશેષણો ગુરુ અને શુક્રને પણ જોડવાં-જાણવાં. દોષો એટલે પાદગત વેધ, ક્રાંતિસામ્ય વિગેરે અસાધ્ય દોષો સિવાયના બીજા દોષોને હણે છે એમ પોતાની મેળે જાણવું. વળી એંશી, સો અને હજાર એવા શબ્દો અહીં લખ્યા છે તે ઘણા, અતિઘણા અને તેથી પણ ઘણા જાણવા, પરંતુ કહેલી સંખ્યાવાળા જ ન જાણવા, અભિપ્રાય એ છે કે બુધ, ગુરુ અને શુક્ર બલિષ્ઠ અને પોતાના ઉચ્ચ સ્થાનમાં રહેલા હોય તો પ્રતિષ્ઠાદિક કાર્ય કરવું શુભ છે. એ જ પ્રમાણે આગળ પણ જાણવું.

આ ત્રણે ગ્રહો કેન્દ્રમાં રહ્યા હોય તો તેની કેટલી શક્તિ હોય તે કહે છે—

**बुधो विनार्केण चतुष्टयेषु, स्थितः शतं हन्ति विलग्नदोषान् ।**
**शुक्रः सहस्रं विमनोभवेषु, सर्वत्र गीर्वाणगुरुस्तु लक्षम् ॥५६॥**

અર્થ—સૂર્યની સાથે નહીં રહેલો બુધ ચારમાંથી કોઈ પણ કેન્દ્રસ્થાનમાં રહ્યો હોય તો તે લગ્નના સો દોષોને હણે છે, સૂર્ય વિનાનો શુક્ર સાતમા સિવાય બાકીના કોઈપણ કેન્દ્રસ્થાનમાં રહ્યો હોય તો તે લગ્નના હજાર દોષોને હણે છે અને સૂર્ય વિનાનો ગુરુ સર્વત્ર એટલે ચારમાંના કોઈપણ કેન્દ્રસ્થાનમાં રહ્યો હોય તો તે લગ્નના લાખ દોષોને હણે છે.

**विनार्केण** સૂર્ય વિના એ પદ ત્રણેની સાથે જોડવું, **विमनोभवेषु** એટલે સાતમા સ્થાનને વર્જીને બાકીનાં કેન્દ્રસ્થાનોમાં સર્વત્ર એટલે કેંદ્રનાં ચારે સ્થાનોમાં રત્નમાલાના ભાષ્યમાં **विमनोभवेषु** એ પદ ત્રણે ગ્રહોને વિષે જોડ્યું છે. તે વિવાહ અને દીક્ષાને આશ્રીને અહીં પણ અવશ્ય જોડવું, કેમકે "**विवाहदीक्षयोर्लग्नेद्यूनेन्दुग्रहवर्जितौ** વિવાહ અને દીક્ષાના લગ્નમાં સાતમું તથા ચંદ્રનું સ્થાન એ બે સ્થાન ગ્રહરહિત હોવા જોઈએ" એમ કહ્યું છે. મૂળમાં લાખ દોષોને હણવાનું કહ્યું. તે વિષે કહ્યું છે કે—

**"तिथिवासरनक्षत्र-योगलग्नक्षणादिजान् ।**
**सबलान् हरतो दोषान्, गुरुशुक्रौ विलग्नगौ ॥१॥**

त्रिकोणकेन्द्रगा वाऽपि, भङ्गं दोषस्य कुर्वते ।
वक्रनीचारिगा वाऽपि, ज्ञजीवभृगवः शुभाः ॥२॥

"લગ્નમાં રહેલા ગુરુ અને શુક્ર તિથિ, વાર, નક્ષત્ર, યોગ, લગ્ન અને મુહૂર્તથી ઉત્પન્ન થયેલા બળવાન દોષોને (પણ) હણે છે. બુધ, ગુરુ અને શુક્ર જો ત્રિકોણ કે કેંદ્રમાં રહ્યા હોય તો તે દોષને નાશ કરે છે, તથા તે બુધ, ગુરુ અને શુક્ર વક્ર હોય, નીચના હોય અથવા શત્રુના સ્થાનમાં રહેલા હોય, પરંતુ શુભ હોય, તો તે પણ દોષને નાશ કરે છે." અહીં "શુભ હોય તો" એમ જે કહ્યું તેને ભાવાર્થ આ પ્રમાણે છે.—

"वक्रारिनीचराशिस्थः शुभकृत्प्रोच्यते गुरुः ।
स्वोच्चांशस्थः स्ववर्गस्थो, भृगुणा ज्ञेन वा युतः ॥१॥"

"જો ગુરુ વક્રી હોય, નીચ સ્થાનમાં રહ્યો હોય અથવા શત્રુના સ્થાનમાં રહ્યો હોય, પરંતુ પોતાના ઉચ્ચ અંશમાં રહ્યો હોય, પોતાના વર્ગમાં રહ્યો હોય અને શુક્ર કે બુધની સાથે રહ્યો હોય તો તે શુભ કહેવાય છે" એમ વ્યવહારપ્રકાશમાં કહ્યું છે.

વિશેષ એ છે કે—અહીં દોષો બે પ્રકારના જાણવા. તેમાં કેટલાક દોષો પોતે એકલા જ લગ્નને હણે છે—દૂષિત કરે છે, અને કેટલાક બે ત્રણ મળીને જ લગ્નને હણે છે, પણ એકલા હણી શકતા નથી. તેમાં એકલા દોષો આ પ્રમાણે છે.—

દીક્ષામાં પૂર્ણિમા તિથિ ૧, પ્રતિષ્ઠામાં મંગળવાર ૨, પ્રતિષ્ઠાદિકમાં ગુરુને ચંદ્રનું બળ ન હોય તે ૩, શિષ્ય અને સ્થાપકને ગુરુ, ચંદ્ર અને સૂર્ય એ ત્રણેનાં બળ હોવાં જોઈએ તે ન હોય તે ૪, વિવાહમાં વરને ચંદ્રનું બળ ન હોય તે ૫, કન્યાને ગુરુ, ચંદ્ર અને સૂર્ય એ ત્રણેનાં બળ હોવાં જોઈએ તે ન હોય તે ૬, શિષ્ય, સ્થાપક, વર અને કન્યાને જન્મની રાશિનું લગ્ન ૧૦, તે ચારેને જન્મલગ્નનું લગ્ન હોય તે ૧૪, તથા તે ચારેને જન્મરાશિથી આઠમું લગ્ન ૧૮, જન્મલગ્નથી આઠમું લગ્ન ૨૨, જન્મરાશિથી બારમું લગ્ન ૨૬, અને જન્મલગ્નથી બારમું લગ્ન ૩૦, તે જ શિષ્યાદિક ચારેને જન્મની રાશિથી આઠમા સ્થાનમાં રહેલા ગ્રહોનું [1]તાત્કાલિક લગ્નમાં (લગ્ન કુંડળીમાં) પહેલા ભવનમાં રહેવાપણું ૩૪, અથવા જન્મલગ્નથી આઠમા સ્થાનમાં રહેલા ગ્રહોનું તાત્કાલિક લગ્નમાં પહેલા ભવનમાં રહેવાપણું ૩૮, તે ચારેનાં જન્મનક્ષત્રો ૪૨, પ્રતિષ્ઠાદિક સર્વ કાર્યના લગ્નમાં ક્રૂર ગ્રહોએ ભોગવીને મૂકેલ ૪૩, ભોગ્ય (ભોગવવાનું) ૪૪ અને આક્રમણ કરેલું નક્ષત્ર ૪૫, અથવા ગ્રહવિદ્ધ નક્ષત્ર ૪૬, ગ્રહભિન્ન (ગ્રહે ભેદેલું) નક્ષત્ર ૪૭, ગ્રહોના ઉદયવડે દૂષિત થયેલું ૪૮ તથા અસ્ત વડે દૂષિત થયેલું ૪૯, વક્ર ગ્રહે આક્રમણ કરેલું ૫૦, ઉલ્કાપાત વિગેરે ઉત્પાતથી દૂષિત થયેલું નક્ષત્ર ૫૧, લગ્નગંડાંત ૫૨, તિથિગંડાંત ૫૩, નક્ષત્રગંડાંત ૫૪, એકાર્ગલ ૫૫, વિષ્ટિ ૫૬, વ્યતિપાત ૫૭, વૈધૃત ૫૮, ક્રાંતિસામ્ય ૫૯, સંક્રાંતિની પૂર્વની તથા પછીની સોળ ઘડીએ

૧. જે વખતે કાર્ય કરવું હોય તે જ વખતે

૬૦, અર્ધયામ ૬૧, કુલિક ૬૨, ગ્રહણનું નક્ષત્ર ૬૩, ગ્રહણથી દૂષિત થયેલા દિવસો ૬૪, લગ્નથી ૬૫, ચંદ્રથી ૬૬, કે તે બંનેથી ૬૭, સાતમે સ્થાને રહેલો ક્રૂર ગ્રહ, તે ત્રણેથી સાતમે સ્થાને રહેલો શુક્ર ૭૦, અશુભ વાર તથા હોરા ૭૧, અશુભ સ્થાને રહેલા ગ્રહો ૭૨, ભાવરીતિથી પણ નિષિદ્ધ સ્થાનમાં આવતા ગ્રહો ૭૩, લગ્નની ૭૪, ચંદ્રની, અથવા તે બંનેની ૭૬, આગળ પાછળના પંદર ત્રિંશાંશની મધ્યે બે ક્રૂર ગ્રહો આવવાથી ક્રૂર કર્તરી થાય છે તે, લગ્નનો સ્વામી ૭૭, નવાંશાનો સ્વામી ૭૮, અથવા તે બને ૭૯, ભવે કરીને છઠ્ઠા હોય તે, અથવા તે ત્રણે ભાવે કરીને આઠમા હોય તે ૮૨, નહીં કહેલા નવાંશક ૮૩, આશ્રિતપણાએ કરીને ચંદ્રથી અશુદ્ધ થયેલું ૮૪, કે ક્રૂર ગ્રહથી અશુદ્ધ થયેલું લગ્ન ૮૫, અથવા તેમનો નવાંશક ૮૭, ઉદયની અશુદ્ધિ ૮૮, તથા અસ્તની અશુદ્ધિ ૮૯,

"एषां मध्यादेकेनापि, हि दोषेण दूष्यते लग्नम् ।
द्वित्रैर्दोषैर्मिलितैर्यैर्न शुभं तानथो वक्ष्ये ॥१॥"

"આ ઉપર ગણાવેલા દોષોમાંના એક દોષે કરીને પણ લગ્ન દૂષિત થાય છે. હવે જે બે ત્રણ દોષો મળીને લગ્નને અશુભ કરે છે તે દોષોને હું કહીશ—કહું છું."

"चन्द्रस्य मृतावस्था १ यमा–हिरक्षोऽग्निपः क्षणो यत्र २ ।
अवमं त्रिदिनस्पृग्वा, ३ भवेत्तदा लग्नमशुभाय ॥२॥"

"જે લગ્નને વિષે ચંદ્રની મરણાવસ્થા હોય ૧, જે મુહૂર્તનો યમ, સર્પ, રાક્ષસ કે અગ્નિ સ્વામી હોય ૨, તથા અવમ (ક્ષય) અથવા ત્રણ દિવસને સ્પર્શ કરનારી (ફલ્ગુ) તિથિ હોય તો તે લગ્ન અશુભને માટે છે."

"पापग्रहलता १ चेदु–पग्रहः २ स्याद्वरायुधः पातः ३ ।
ज्ञात्वैवं त्रिभिरेतै–र्भवेत्तदा लग्नमशुभाय ॥३॥"

"જો પાપ (દુષ્ટ) ગ્રહની લતા હોય ૧, ઉપગ્રહ હોય ૨, તથા શ્રેષ્ઠ આયુધવાળો પાત હોય ૩, આ પ્રમાણે આ ત્રણ કુયોગો વડે દૂષિત થયેલું લગ્ન હોય તો તે અશુભને માટે છે."

द्विव्ययगाश्चेत्क्रूराः, १ सौम्यानां केन्द्रसंस्थितिर्न भवेत् १ ।
लग्नपतिर्दुष्टयुतो, ३ भवेत्तदा लग्नमशुभाय ॥४॥"

"જો ક્રૂર ગ્રહો બીજા કે બારમા સ્થાનમાં રહ્યા હોય ૨, સૌમ્ય ગ્રહો–કેન્દ્રસ્થાનમાં રહેલા ન હોય ૩, અને લગ્નનો સ્વામી દુષ્ટ ક્રૂર ગ્રહની સાથે રહેલો હોય ૩, તો તે લગ્ન અશુભને માટે છે."

"शुभदृग्हीनं, लग्नं १, प्रश्नतिभं नो शुभैर्युतं दृष्टम् २ ।
केन्द्रस्थाश्चेन्न शुभा, ३ भवेत्तदा लग्नमशुभाय ॥५॥"

"જો શુભ ગ્રહની દૃષ્ટિ રહિત લગ્ન હોય ૧, જન્મની રાશિ શુભ ગ્રહોએ સહિત કે દૃષ્ટ ન હોય ૨, તથા કેંદ્રસ્થાનમાં શુભ ગ્રહો ન હોય ૩, તો તે લગ્ન અશુભને માટે છે." અહીં प्रसूतिभं એટલે શિષ્ય, સ્થાપક, કન્યા અને વરની જન્મરાશિ શુભ ગ્રહોએ યુક્ત અથવા દૃષ્ટ ન હોય એમ જાણવું.

"रविजीवौ समरेखौ, शुद्धयां १ लग्नेऽपि मध्यभावफलौ २ ।
केन्द्रगतौ नो सौम्यौ, ३ भवेत्तदा लग्नमशुभाय ॥६॥"

"જો સૂર્ય અને ગુરુ શુદ્ધિને વિષે સમ રેખાવાળા હોય ૧, લગ્નને વિષે પણ મધ્યમ ફળવાળા હોય ૨, તથા કેંદ્રમાં બે સૌમ્ય ગ્રહો રહેલા ન હોય ૩ તો તે લગ્ન અશુભને માટે છે."

"व्ययगः सौरो १ नवमे, पापखगः सद्ग्रहैर्वियुक्तः स्यात् ।
भृगुसुतयुक्तश्चन्द्रो,३ भवेत्तदा लग्नमशुभाय ॥७॥

"જો બારમા સ્થાનમાં શનિ હોય ૧, નવમા સ્થાનમાં શુભ ગ્રહ રહિત એકલો પાપ ગ્રહ જ રહ્યો હોય ૨, અને ચંદ્ર શુક્રે કરીને યુક્ત હોય તો તે લગ્ન અશુભને માટે છે." પ્રતિષ્ઠામાં શુક્ર અને ચંદ્રનો યોગ શ્રેષ્ઠ છે, તેથી વિવાહાદિકમાં આ યોગ અશુભ જાણવો.

"अन्त्यचतुर्थ लग्नं १, जन्मतिथि २ मास एव जन्माख्यः ३ ।
फाल्गुनमीनार्कयुति ४-र्भवेत्तदा लग्नमशुभाय ॥८॥"

"બારમું કે ચોથું લગ્ન હોય ૧, જન્મની તિથિ હોય ૨, જન્મનો માસ હોય ૩, તથા ફાલ્ગુન માસમાં મીન સંક્રાંતિ હોય ૪, તો તે લગ્ન અશુભને માટે છે."

આ સર્વે સમુદાયવાળા દોષો બુધ, ગુરુ, શુક્ર અને કેંદ્રાદિક સ્થાનમાં રહ્યા હોય તો હણાય છે. તે વિષે વ્યવહાર પ્રકાશમાં કહ્યું છે કે—

"हन्ति शतं दोषाणां, शशिजः समुदायिनां हि केन्द्रस्थः ।
शुक्रो हन्ति सहस्रं, बली गुरुर्लक्षमेकं हि ॥१॥"

"કેંદ્રમાં રહેલો બુધ સમુદાયવાળા સો દોષોને હણે છે. બળવાન શુક્ર હજારને હણે છે અને ગુરુ લાખ સમુદાયી દોષોને હણે છે."

જે એકલા દોષ છે તે બે પ્રકારના છે—સાધ્ય અને અસાધ્ય. તેમાં ગંડાંત, વિષ્ટિ, પરમ જામિત્ર અને વેધ વિગેરે દોષો અસાધ્ય છે. આ દોષો હોય ત્યારે સર્વ ગ્રહોનું બળ વિગેરે વિવિધ ગુણો છતાં પણ લગ્ન ગ્રહણ કરવા લાયક નથી. કહ્યું છે કે—

"एकोऽपि दूषयेद्दोषः, प्रवृद्धं गुणसंचयम् ।
सम्पूर्णं पञ्चगव्येन, मद्यबिन्दुर्घटं यथा ॥१॥"

"જેમ દુધ, દહીં, ઘી વિગેરે પંચ ગવ્યે કરીને સંપૂર્ણ ભરેલા ઘડાને એક જ મદિરાનું બિંદુ દૂષિત કરે છે તેમ વૃદ્ધિ પામેલા ગુણસમૂહને એકજ દોષ દૂષિત કરે છે."

જે સાધ્ય દોષો છે તેમના પ્રતિકારને બે શ્લોક વડે કહે છે.—

लग्नजातान्नवांशोत्थान्, क्रूरदृष्टिकृतानपि ।
हन्याज्जीवस्तनौ दोषान्, व्याधीन् धन्वन्तरिर्यथा ॥५७॥"

અર્થ—લગ્નથી ઉત્પન્ન થયેલા, નવાંશકથી ઉત્પન્ન થયેલા અને ક્રૂર દૃષ્ટિએ કરેલા પણ દોષોને પહેલા સ્થાનમાં રહેલો ગુરુ હણે છે. જેમ શરીરમાં રહેલા વ્યાધિઓને ધન્વંતરિ હણે છે તેમ.

તનૌ એટલે મૂર્તિ (પહેલા) સ્થાનમાં રહેલો અતિ બલિષ્ઠ ગુરુ આ દોષોને હણે છે. લગ્નથી ઉત્પન્ન થયેલા એટલે "जन्मराशि जनेर्लग्ने" (વિમર્શ ૫, શ્લોક ૫૯) એ શ્લોકમાં કહેલા દોષોને. નવાંશકથી ઉત્પન્ન થયેલા એટલે જે નવાંશકનો અધિકાર કર્યો ન હોય અર્થાત્ નિષેધ કર્યો હોય એ વિગેરેથી ઉત્પન્ન થયેલા દોષોને. ક્રૂર દૃષ્ટિએ કરેલા એટલે "स्थापने स्युर्विधौ दृष्टे युक्ते च"(વિમર્શ ૫, શ્લોક ૨૮)માં કહેલા છે તે દોષોને હણે છે આથી કરીને—

"दर्शने यदि स्यादंश–द्वादशकमध्यगः क्रूरः ।
इन्दोर्लग्नस्य तथा न, शुभः सर्वेषु कार्येषु ॥१॥"

ચંદ્ર અને લગ્નની દૃષ્ટિએ જો બાર અંશ સુધીમાં ક્રૂર ગ્રહ રહેલો હોય તો તે કોઈ પણ (શુભ) કાર્યમાં શુભ નથી."

આ શ્લોકનો ભાવાર્થ આ પ્રમાણે છે.—પોતે પોતાના ત્રિંશાંશમાં રહેલા લગ્ન, ચંદ્ર અને બીજા સર્વે ગ્રહો તાત્કાલિક (જે કાળે કાર્ય કરવાનું હોય તે કાળના) સ્પષ્ટ કરવા. પછી જે ગ્રહોએ લગ્ન અને ચંદ્ર દેખાતા હોય એટલે લગ્ન અને ચંદ્ર ઉપર જે ગ્રહોની દૃષ્ટિ પડતી હોય તે ગ્રહોના અને લગ્ન તથા ચંદ્રના ભોગવાયેલા ત્રિંશાંશો બાદ કરવા. તેમાં જો બાકી બાર સુધી રહે તો ક્રૂર ગ્રહ અશુભ જાણવો અને સૌમ્ય ગ્રહ હોય તો તે શુભ જાણવો. જેમકે—વીશમા અંશમાં રહેલો શનિ આઠમા અંશમાં રહેલા લગ્ન કે ચંદ્રને જુવે છે. તેથી વીશમાંથી આઠને બાદ કરતાં બાકી બાર રહે છે, માટે તે અશુભ છે. એ પ્રમાણે અગિયાર, દશ વિગેરે બાકી રહે તો તે પણ વર્જવા યોગ્ય છે, પરંતુ બાર કરતાં વધારે અંશમાં રહેલા ક્રૂર ગ્રહની દૃષ્ટિ દોષવાળી–વર્જ્ય નથી.

મૂળ શ્લોકમાં "ક્રૂર દૃષ્ટિએ કરેલા પણ" એમ પણ એટલે અપિ શબ્દ લખ્યો છે તેથી ક્રૂર ગ્રહની સાથે રહેવાથી પણ ઉત્પન્ન થયેલા દોષો અહીં જાણવા. તે વિષે "दीक्षायां कुरुते चंद्रः" (વિમર્શ ૫, શ્લોક ૨૫) એ શ્લોકમાં કહ્યું છે. વ્યાધીન્ એટલે જેમ શરીરમાં રહેલા વ્યાધીઓને ધન્વતરિ હણે છે.

હવે શુભ ગ્રહોની દૃષ્ટિની કેટલી શક્તિ હોય છે? તે કહે છે.—

लग्नात् क्रूरो न दोषाय, निन्द्यस्थानस्थितोऽपि सन् ।
दृष्टः केन्द्रत्रिकोणस्थैः, सौम्यजीवसितैर्यदि ॥५८॥

અર્થ—ક્રૂર ગ્રહ લગ્નથી નિંદ્ય સ્થાનમાં રહેલો હોય તો પણ જો તે કેંદ્ર કે ત્રિકોણમાં રહેલા બુધ, ગુરુ અને શુક્રે જોયેલો હોય (આ ગ્રહોની તેના પર દૃષ્ટિ પડતી હોય) તો તે દોષને માટે નથી.

નિંદ્ય સ્થાન એટલે આ પાંચમા વિમર્શમાં "त्रिष्वपि क्रूरमध्यस्थौ" (શ્લોક ૨૩) "भवेज्जन्मनि जन्मर्क्षात्" (૩૧) "शनिस्त्रिकोण केन्द्रस्थ" (૩૨), "रविःकुजोऽर्कजो राहुः" (૩૩), "तनुबन्धुसुतद्यून" (૫૩), ઈત્યાદિ શ્લોકોમાં કહેલા તે તે દોષોનો આ અપવાદ છે. 'દૃષ્ટ:" એટલે જોયેલો એમ સામાન્ય રીતે કહ્યું છે. તો પણ અહીં પુષ્ટ દૃષ્ટિ જાણવી. વળી જો તે ક્રૂર ગ્રહને બુધ, ગુરુ અને શુક્ર સાથે સ્વાભાવિક અથવા તાત્કાલીક મૈત્રી હોય તો દૃષ્ટિથી અધિક વિશેષ થયો એમ જાણવું. કેંદ્ર અને ત્રિકોણમાં રહેલા એટલું કહ્યું છે તેના ઉપલક્ષણથી પોતાના ઉચ્ચ સ્થાનમાં રહેલા એ વિગેરે વડે અત્યંત બલિષ્ઠ હોય તે પણ જાણવા. કહ્યું છે કે–

"क्रूरा हवंति सोमा, सोमा दुगुणं फलं पयच्छंति ।
जइ पासइ किंदठिओ, तिकोणपरिसंठिओ वि गुरू ॥१॥"

"જો કેંદ્રમાં રહેલો અથવા ત્રિકોણમાં રહેલો ગુરુ ક્રૂર ગ્રહોને જોતો હોય તો તે ક્રૂર ગ્રહો સૌમ્ય થઈ જાય છે. અને સૌમ્ય ગ્રહોને જોતો હોય તો તે બમણા શુભ ફળને આપે છે."

હવે શુભ ગ્રહોની સંસ્થાને કહે છે.—

त्रिकोणकेन्द्रायगतैः, शुभग्रहैर्विसप्तमेनासुरपूजितेन च ।
स्युः क्रूरचन्द्रैः रिपुविक्रमायगैः, कर्तुः श्रियः सन्निहिताश्च देवताः ॥५९॥

અર્થ—શુભ ગ્રહો ત્રિકોણ, કેંદ્ર અને અગિયારમા સ્થાને રહ્યા હોય, તેમાં પણ શુક્ર સાતમા સિવાય બીજા સ્થાનોમાં રહ્યો હોય, તથા ક્રૂર ગ્રહો અને ચંદ્ર છઠ્ઠા, ત્રીજા અને અગિયારમા સ્થાને રહ્યા હોય આવી ગ્રહસંસ્થા સમયે કાર્ય કર્યું હોય તો કર્તાને લક્ષ્મી મળે છે અને પ્રતિમાની સાંનિધ્યમાં દેવતા રહે છે.

સાતમા સ્થાનને વર્જીને કેંદ્ર, અથવા ત્રિકોણમાં રહેલો શુક્ર જાણવો. ક્રૂરચંદ્રૈ: એટલે ક્રૂર ગ્રહો અને ચંદ્ર, તે ચંદ્ર અને ક્રૂર ગ્રહો પ્રતિષ્ઠાદિક લગ્નમાં ત્રીજે, છઠ્ઠે અને અગિયારમે સ્થાને રહ્યા હોય તો જ તે શુભ છે. અહીં આ પ્રમાણે અપવાદ છે.—

"पापोऽपि कर्तृजन्मेशः, केन्द्रस्थः शस्यते ग्रहः ।
अशून्यानि च केन्द्राणि, मूर्तौ जीवज्ञभार्गवाः ॥१॥"

"કર્તાના જન્મનો સ્વામી પાપી-ક્રૂર હોય તો પણ જો તે ગ્રહ કેંદ્રમાં રહ્યો હોય તો તે શુભ છે. અને કેંદ્રસ્થાન અશૂન્ય હોય તો તે વખાણવા લાયક છે, તથા પહેલા સ્થાનમાં રહેલા બુધ, ગુરુ અને શુક્ર શુભ છે." ભાવાર્થ એ છે કે-કર્તા એટલે પ્રતિષ્ઠા કરાવનાર, શ્રાવક, દીક્ષા લેનાર શિષ્ય અથવા દીક્ષા દેનાર ગુરુના જન્મને વિષે અથવા નામને વિષે જે રાશિ હોય તેનો સ્વામી પાપી હોય તો પણ જો તે કેંદ્રમાં રહ્યો હોય તો શુભ છે, અને કેંદ્રસ્થાને શુભ ગ્રહો સહિત હોય તો તે શ્રેષ્ઠ છે, પણ શૂન્ય હોય તો તે શ્રેષ્ઠ નથી.

મૂળ શ્લોકમાં "સંનિહિતા" એટલે પ્રતિમાને વિષે દેવતા સાંનિધ્ય કરે છે એટલે રહે છે. આવા પ્રકારના લગ્ન વખતે પ્રતિષ્ઠા કરવી એ તાત્પર્ય છે. અહીં પ્રતિષ્ઠાને આશ્રીને આ ગ્રહસંસ્થા કહી છે, પરંતુ આવી ગ્રહસંસ્થા સર્વ શુભ કાર્યમાં સિદ્ધિ આપનારી છે એમ જાણવું.

હવે ઉદય અને અસ્તની શુદ્ધિ કહે છે.—

पश्यन्नंशाधिपो लग्नं, भवेदुदयशुद्धये ।
अंशास्तेशस्तु लग्नास्तमस्तशुद्ध्यै विलोकयन् ॥६०॥

અર્થ—જો અંશાધિપતિ લગ્નને જોતો હોય તો તે ઉદય શુદ્ધિને માટે છે, પરંતુ અંશ (નવમાંશ લગ્ન)થી સાતમા સ્થાનનો સ્વામી જો લગ્નથી સાતમા સ્થાનને જોતો હોય તો તે અસ્તશુદ્ધિને માટે થાય છે.

અહીં અંશાધિપ અંશ શબ્દે કરીને અહીં સર્વત્ર નવાંશક જ ગ્રહણ કરવો, કેમકે તે નવાંશને વિષે જ ઉદય અને અસ્તની શુદ્ધિ જોવાય છે. વળી "प्रभुरिह नवांशः" અહીં નવાંશો જ પ્રભુ છે એમ કહ્યું છે, પરંતુ દ્વાદશાંશ કે ત્રિંશાંશને વિષે આ શુદ્ધિ જોવાતી નથી. "ઉદય શુદ્ધયે" અહીં ચતુર્થી વિભક્તિ તાદર્થ્ય—તેને અર્થે એવા અર્થમાં છે. એજ પ્રમાણે આગળ પણ જાણવું. તેથી કરીને-ઉદય પામેલો નવાંશનો સ્વામી પોતાના સ્થાનમાં રહીને જો લગ્નને જોતો હોય તો ઉદયશુદ્ધિ થાય છે, કેમકે લગ્ન જોવામાં [1]ત્યાં રહેલા નવાંશકનું પણ [2]તેનાથી અપૃથક્ (અભિન્ન)પણાએ કરીને જોવાપણું છે. અંશાધિપઃ એ ઉપલક્ષણ છે, તેથી કરીને પ્રશ્નાદિકના લગ્ન વિષે લગ્નનો સ્વામી જ લગ્નને જોતો હોવો જોઈએ. કહ્યું છે કે—"शिरःशून्यं तदा लग्नं यदा स्वामी न पश्यति"। "જ્યારે લગ્નનો સ્વામી લગ્નને જોતો ન હોય ત્યારે તે લગ્ન મસ્તક રહિત છે એમ જાણવું." અંશાસ્તેશઃ-અસ્ત એટલે સાતમું સ્થાન, તેથી કરીને આવો અર્થ જાણવો કે—લગ્નને વિષે જે રાશિના નામનો નવાંશક હોય તે રાશિથી જે અસ્ત—સાતમું સ્થાન. તે સાતમાનો સ્વામી જો લગ્નની અપેક્ષાએ સાતમા સ્થાનને જોતો હોય તો અસ્તશુદ્ધિ જાણવી. ભાવાર્થ એ છે જે—કર્ક લગ્નનો ત્રીજો કન્યા નવાંશક ગ્રહણ કર્યો હોય ત્યારે જો નવાંશકની કન્યા રાશિથી સાતમા સ્થાનમાં રહેલી મીન રાશિનો સ્વામી ગુરુ-મેષ, વૃશ્ચિક, વૃષ, કન્યા,

૧. પોતાને સ્થાને. ૨. લગ્નથી

તુલા, મિથુન અને કર્કમાંના કોઈ પણ સ્થાનમાં રહીને કર્ક લગ્નથી સાતમી મકર રાશિને જોતો હોય તો કર્ક લગ્નના કન્યા નવાંશકમાં અસ્તશુદ્ધિ થઈ જાણવી એ રીતે બીજે ઠેકાણે પણ જાણવું. કેટલાક આચાર્યો કહે છે કે—"લગ્નના નવાંશકની સમાન નામવાળી રાશિ કોઈ પણ સ્થાને રહીને પોતાના સ્વામી વડે જોવાતી હોય ત્યારે ઉદયશુદ્ધિ કહેવાય છે" તે વિષે હરિભદ્ર સૂરિ પણ કહે છે કે—

"उदयत्थसुद्धिमिण्हिं, भणामि उदओ नवंसगो इत्थ ।
तम्मि अ लग्गविइणे, सुनाहदिट्ठे उदयसुद्धी ॥१॥"

"હવે હું ઉદય અને અસ્તની શુદ્ધિને કહું છું—અહીં ઉદયશુદ્ધિ નવમાંશમાં રહી છે, તે ઉદયશુદ્ધિમાં લગ્નમાં અંગીકાર કરેલ નવમાંશને નવમાંશનો સ્વામી જોતો હોય તો ઉદયશુદ્ધિ જાણવી."

આનું ઉદાહરણ એ છે જે—મિથુન લગ્નનો મીન નવાંશક લીધો હોય ત્યારે તે (મીન)ના સ્વામી ગુરુએ જો મીન રાશિ જોવાતી હોય તો ઉદયશુદ્ધિ જાણવી. એ રીતે સર્વે ઠેકાણે જાણવું. સ્થાપના આ પ્રમાણે.—




વ્યવહારપ્રકાશમાં તો આ બંને પ્રકારની શુદ્ધિને ઘણી માની છે. એટલું તેનું ફળ ઉત્તમ કહ્યું છે. તે આ પ્રમાણે.—

"अंशाधिपतेर्दृष्टि–र्यदांशकेऽशास्तपस्य भागास्ते १ ।
भागपतेर्लग्ने वा–ऽप्यंशा–स्तपतेर्विलग्नास्ते २ ॥१॥
उदयास्तस्य च यदि, दृष्टेः शुद्धिर्भवेद्विलग्नेऽत्र ।
कान्ताया माङ्गल्यान्य–तनूनि तनौ प्रजायन्ते ॥२॥"

"લગ્નમાં ગ્રહણ કરેલ નવમાંશના સ્વામીની જો નવમાંશ ઉપર દૃષ્ટિ હોય તો ઉદય શુદ્ધિ. નવમાંશથી સાતમા સ્થાનના સ્વામીની દૃષ્ટિ નવમાંશથી સાતમા સ્થાન ઉપર હોય તો અસ્તશુદ્ધિ. અથવા નવમાંશના સ્વામીની લગ્ન ઉપર દૃષ્ટિ હોય તો ઉદય શુદ્ધિ. નવમાંશથી સાતમાના સ્વામીની લગ્નથી સાતમા સ્થાન ઉપર દૃષ્ટિ હોય તો અસ્તશુદ્ધિ. અહીં લગ્નને વિષે જો દૃષ્ટિથી ઉદય અને અસ્તની શુદ્ધિ હોય તો સ્ત્રીના શરીરમાં ઘણાં માંગલિક થાય છે."

યતિવલ્લભમાં તો આ પ્રમાણે પણ કહ્યું છે."

"उदयास्तांशतुल्याख्य–राश्योरपि विलोकने ।
योगेऽथवा परे प्राहु–रुदयास्तविशुद्धताम् ॥१॥"

"ઉદયાંશ અને અસ્તાંશની તુલ્ય નામવાળી બંને રાશિના જોવામાં અથવા યોગમાં કેટલાક આચાર્યો ઉદય અને અસ્તની શુદ્ધિ કહે છે." અહીં વિલોકને એટલે પોતપોતાના સ્વામીએ (તે બંને રાશિને) જોયેલ હોય તો. યોગે — ઉદયાંશ અને અસ્તાંશના નામવાળી બંને રાશિઓ પોતપોતાના સ્વામીએ અધિષ્ઠિત હોય તો.

આ ઉદય અને અસ્તની શુદ્ધિના પ્રકરણથી માત્ર દૃષ્ટિનુંજ કામ છે, તેથી તે દૃષ્ટિ પુષ્ટ અથવા અપુષ્ટ ગમે તે હોય તેમાં કાંઈ પણ વિશેષ જાણવો નહીં.

विवाहेषु द्वयोर्ग्राह्या, विशुद्धिरुदयास्तयोः ।
प्रतिष्ठादीक्षयोस्तावा–नस्तशुद्धौ तु नाग्रहः ॥६१॥"

અર્થ—વિવાહને વિષે ઉદય અને અસ્ત બંનેની શુદ્ધિ અવશ્ય ગ્રહણ કરવી, પરંતુ પ્રતિષ્ઠા અને દીક્ષામાં અસ્તની શુદ્ધિ માટે એટલો બધો આગ્રહ નથી.

ગ્રાહ્યા એ શબ્દમાં આવશ્યક અર્થમાં ધ્યણ્ પ્રત્યય થયેલો હોવાથી "અવશ્ય ગ્રહણ કરવી" એવો અર્થ થાય છે. અસ્તશુદ્ધિ માટે આગ્રહ નથી એટલે કે ઉદયશુદ્ધિ તો સર્વ કાર્યના લગ્નમાં હોવીજ જોઈએ–એ અભિપ્રાય છે.

આ બાબતમાં શ્રીહરિભદ્ર સૂરિ તો આ પ્રમાણે કહે છે.

" वयगहणपइट्ठासु, उदयत्थविसुद्धिवज्जिअं पि सुहं ।
मन्नंति केइ लग्गं, तं च मयं बहुमयं नेयं ॥१॥"

"કેટલાક આચાર્યો વ્રતગ્રહણ (દીક્ષા) અને પ્રતિષ્ઠામાં ઉદય અને અસ્તની શુદ્ધિ રહિત લગ્નને પણ શુભ માને છે. આ મત ઘણાને સંમત છે એમ જાણવું."

આ રીતે ગ્રહણ કરવા લાયક લગ્નનો અને તેના નવાંશાદિકનો ગુણ દોષની ચિંતા (વિચાર) કરવાપૂર્વક નિર્ણય કર્યા છતાં પણ તે સમય ક્યારે આવે છે? તે જાણવા માટે લગ્નથી કાળ લાવવાનો પ્રકાર કહેવાનો છે. તેમાં પ્રથમ લગ્નનું માન (પ્રમાણ) કહે છે.—

मध्ये मेषझषौ पलैर्भनयनै २२७ र्मातङ्गतत्त्वै २५८ र्वृषः,
कुम्भो वा मिथुनः पुनर्मकरवत्तर्काभ्रधूमध्वजैः ३०६ ।
कर्की धन्विवदम्बराम्बुधिगुणै ३४० रश्वाङ्घिरामैरलिः ३४०,
सिंहश्चाथ कनीघटौ ग्रहरदै ३२९ रुद्यन्त्यमी राशयः ॥६२॥

અર્થ—મધ્ય દેશમાં મેષ અને મીન રાશિ ૨૨૭ પળોએ કરીને ઉદય પામે છે, વૃષ અને કુંભ ૨૫૮ પળોએ કરીને ઉદય પામે છે, મિથુન અને મકર ૩૦૬ પળોએ કરીને ઉદય પામે છે, કર્ક અને ધન ૩૪૦ પળે, સિંહ અને વૃશ્ચિક ૩૪૦ પળે તથા કન્યા અને તુલા ૩૨૯ પળોએ કરીને ઉદય પામે છે.

મધ્યે એટલે हिमवद्विन्ध्ययोर्मध्यं "હિમાલય અને વિંધ્યાચળ પર્વતનો મધ્ય" ઈત્યાદિ નિઘંટુમાં કહેવાથી મધ્ય દેશમાં આ આ રાશિઓ આટલા આટલા પળોએ કરીને ઉદય

પામે છે. પળ એટલે એક ઘડીનો સાઠમો ભાગ. એક પળનું પ્રમાણ સાઠ ગુરુ અક્ષરોએ કરીને થાય છે. તે સાઠ ગુરુ અક્ષરવાળો કામક્રીડા નામનો છંદ (શ્લોક) હોય છે. તે આ પ્રમાણે.—

"देवः श्रीसर्वज्ञो विश्वश्रीशः सिद्धिस्त्रीकान्तः,
कामद्रुद्रोहाग्निर्मायादोषाभास्वान्नीरागः ।
चन्द्रश्वेतश्लोकः स्याद्वादारामाब्दो लोकार्च्यो,
वीतापायः शान्तो लोकेभ्योऽसंख्यं सौख्यं देयात् ॥१॥"

"વિશ્વની લક્ષ્મીના સ્વામી, સિદ્ધિરૂપી સ્ત્રીના પતિ, કામદેવરૂપી વૃક્ષનો નાશ કરવામાં અગ્નિ સમાન, માયારૂપી રાત્રિનો નાશ કરવામાં સૂર્ય સમાન, રાગ રહિત, ચંદ્ર જેવા ઉજ્જવળ કીર્તિવાળા, સ્યાદ્વાદરૂપી આરામ (બાગ)ને નવપલ્લવિત કરવમાં મેઘ સમાન, ત્રિભુવનના લોકને પૂજ્ય, કષ્ટ રહિત અને શાંત એવા શ્રીસર્વજ્ઞ દેવ લોકોને અસંખ્ય સુખ આપો."

એક પળના માનવાળો આવો શ્લોક સાઠ વાર બોલવાથી એક ઘડી થાય છે. અહીં કોઈ શંકા કરે કે—"પળના પ્રમાણવાળા શ્લોકનું બોલવું શીઘ્ર શીઘ્રતરપણે અથવા મંદ મંદતરપણે પણ સંભવે છે, તેથી આ કહેલું પળનું માન શી રીતે મળતું આવે?" આનો ઉત્તર એ છે જે—"શીઘ્રતા અને મંદિતારહિત મધ્યમપણે બોલવું એ જ અહીં ઇચ્છેલું છે, કેમકે સર્વ વ્યવહારો લોકમાં મધ્યમ પ્રમાણે કરીને જ પ્રવર્તે છે. અથવા સૂક્ષ્મ દૃષ્ટિવાળાને આ બીજી રીતે પણ જાણવું કે સંગીતશાસ્ત્રમાં પ્રસિદ્ધ એવા પંચમાતૃક નામના તાલને અવિચ્છિન્નપણે (એક ધારાએ) ચોવીશ વાર હાથ અને મુખ વડે સમ્યક્ પ્રકારે સ્પષ્ટ કરવાથી સર્વથા પ્રકારે વિસંવાદ વિના જ એક જળપળ થાય છે." તાલનું સ્વરૂપ તથા તેને સ્પષ્ટ કરવાનો વિધિ સંગીતશાસ્ત્રને જાણનારાઓ પાસેથી જાણવો.

મૂળ શ્લોકમાં ભનયને : ૨૨૭ કહ્યા છે. તેમાં આ પ્રમાણે સંપ્રદાય છે.—

"लङ्कोदया नागतुरङ्गदस्रा २७८, गोऽङ्काश्विना २९९
शमरदा ३२३ विनाड्यः ।
क्रमोत्क्रमस्थाश्चरखंडकैः, क्रमोत्क्रमस्थैश्च विहीनयुक्ताः ॥१॥
मेषादिषण्णामुदयाः स्वदेशे, तुलादितोऽमी च षडुत्क्रमस्थाः ।"

"લંકા નગરીના ઉદયનું-લગ્નનું માન ૨૭૮-૨૯૯ અને ૩૨૩ પળોનું છે. આ પળોને અનુક્રમે તથા ઉત્ક્રમે સ્થાપન કરવા. (તેથી કરીને મેષથી કન્યા સુધીના લગ્નનું માન થયું. હવે તેજ પાછા ઉત્ક્રમે કરીને તુલાથી મીન સુધીનું માન જાણવું. તે નીચેની સ્થાપનાથી સ્પષ્ટ સમજાશે.) પછી જે દેશના લગ્નનું માન કરવું હોય તે દેશના પોતાના

ચરખંડોએ કરીને અનુક્રમે રહેલા ઉપરના (૨૭૮-૨૯૯-૩૨૩) ત્રણ અંકને અનુક્રમે કરીને જ રહિત કરવા (બાદ કરવા), અને ઉત્ક્રમે રહેલા (૩૨૩-૨૯૯-૨૭૮) ત્રણ અંકને ઉત્ક્રમે કરીને યુક્ત-સહિત કરવા, તેથી તે છ અંકો પોતાના દેશમાં મેષાદિક છ રાશિનાં લગ્ન થયાં એમ જાણવું અને તે જ છ અંકો ઉત્ક્રમે સ્થાપના કરવાથી તુલાદિક છ રાશિનાં લગ્ન જાણવાં."

લંકાના લગ્નના પળોના માનની સ્થાપના ક્રમ અને ઉત્ક્રમ વડે આ પ્રમાણે છે.—

| | | |
|---|---|---|
| મેષ | ૨૭૮ | મીન |
| વૃષ | ૨૯૯ | કુંભ |
| મિથુન | ૩૨૩ | મકર |
| કર્ક | ૩૨૩ | ધન |
| સિંહ | ૨૯૯ | વૃશ્ચિક |
| કન્યા | ૨૭૮ | તુલા |

આ લગ્નમાનના પળોમાંથી જ "અયનલવ૦" ઈત્યાદિ નીચે કહેલા કરણકુતૂહલની રીતે કરીને પ્રાપ્ત થયેલા પોતપોતાના દેશના ચરખંડોને અનુક્રમે બાદ કરવાથી તથા સહિત કરવાથી પોતપોતાના દેશનાં લગ્નમાન આવે છે. તે રીત આ પ્રમાણે છે.

"अयनलवदिनैः प्राग्मेषसंक्रान्तिकालाद्,
भवति दिवसमध्ये या प्रभाऽक्षप्रभा सा ।
दश १० गज ८ दश १० निघ्नि सा प्रभाऽन्या त्रिभक्ता,
प्रतिगृहचरखंडानीति तज्ज्ञा वदन्ति ॥१॥"

"જે દિવસે સૂર્ય મેષ રાશિમાં સંક્રમે છે તે દિવસની પહેલાંના અયનાંશના દિવસો મૂકીને પછીના દિવસે મધ્યાહ્નસમયે જે દેશમાં જેટલી દેહની છાયા થતી હોય તે છાયા વિષુવચ્છાયા અને અક્ષપ્રભા એવે નામે કહેવાય છે. તે છાયાને (અંગુલની સંખ્યાને) ત્રણ વાર સ્થાપન કરી તેને અનુક્રમે ૧૦-૮ અને ૧૦ વડે ગુણવી. પછી છેલ્લી સંખ્યાને ત્રણ વડે ભાગ દેવો. તેમ કરવાથી ત્રણે ઠેકાણે જે સંખ્યા આવી તે ચરખંડા કહેવાય છે." તેથી કરીને મધ્ય દેશમાં ૫૧-૪૧-૧૭ ચરખંડા આવે છે. પછી ઉપર લંકા લગ્નના શ્લોકમાં "क्रमोत्क्रमस्थाश्चरखंडकैः स्वैः" "અનુક્રમે અને ઉત્ક્રમે રહેલા તે લંકા લગ્નના પળો અનુક્રમે તથા ઉત્ક્રમે સ્થાપન કરેલા ચરખંડો વડે રહિત અને સહિત કરવા" એમ કહ્યું છે. માટે જેમ લંકા લગ્નની ત્રણ રાશિને અનુક્રમે (૨૭૮-૨૯૯-૩૨૩) તથા ઉત્ક્રમે (૩૨૩-૨૯૯-૨૭૮) કરીને સ્થાપન કરી છે, તેજ રીતે ચરખંડોની ત્રણ રાશિને પણ અનુક્રમે (૫૧-૪૧-૧૭) તથા ઉત્ક્રમે (૧૭-૪૧-૫૧) સ્થાપન કરવી. પછી પ્રથમનાં ત્રણ લંકા લગ્નોમાંથી પ્રથમની ત્રણ ચરખંડોની રાશિને બાદ કરવી, અને પછીનાં ત્રણ લગ્નોમાં પછીની ત્રણ રાશિઓ નાંખવી-ભેળવવી તેમ કરવાથી મધ્ય દેશમાં મેષથી કન્યા સુધીની છ રાશિઓનાં લગ્નો થયાં. તેજ છ લગ્નો ઉત્ક્રમે સ્થાપન કરવાથી તુલાને

આરંભી મીન પર્યંતનાં લગ્નો થાય છે. તેથી સ્થાપના નીચે પ્રમાણે —

મધ્ય દેશમાં લગ્નના માનની સ્થાપના

| | | |
|---|---|---|
| મેષ | ૨૨૭ | મીન |
| વૃષ | ૨૫૮ | કુંભ |
| મિથુન | ૩૦૬ | મકર |
| કર્ક | ૩૪૦ | ધન |
| સિંહ | ૩૪૦ | વૃશ્ચિક |
| કન્યા | ૩૨૯ | તુલા |

એમ ધારો કે મધ્ય દેશમાં મધ્યાહ્નની છાયા અંગુલ ૫ અને વ્યંગુલ ૮ ની છે. તેને ત્રણ વાર સ્થાપન કરતાં ૫–૮, ૫–૮, ૫–૮, પ્રથમને ૧૦ વડે ગુણતાં ૫૦–૮૦ આવ્યા. ૮૦ વ્યંગુલને, ૬૦ વડે ભાગ દેતાં ભાગમાં એક આવ્યો, તે ૫૦ માં ઉમેરતાં ૫૧ થયા. એજ રીતે બીજી ૫–૮ સંખ્યાને આઠે ગુણતાં ૪૦–૬૪. ૬૪ માંથી એકને ઉપર નાખતાં ૪૧ થયા. ત્રીજી સંખ્યાને તેજ રીતે દશે ગુણતાં ૫૧ આવ્યા, તેને ત્રણે ભાગ દેતાં ૧૭ આવ્યા, તેથી ૫૧–૪૧–૧૭ એ ચરખંડો થયા. (આ દેહછાયાનું પ્રમાણ ગ્રંથમાં આપ્યું નથી. સમજૂતીને માટે અનુમાને લખ્યું છે.)

તે જ રીતે અણહિલ્લપુર પાટણમાં ૫૩–૪૩–૧૮ ચરખંડો થાય છે. કેવી રીતે થાય છે? તે બતાવે છે.—

"अणहिल्लपुरे तस्मिन्, दिने मध्याह्नसंभवा ।
छाया विषुवती पञ्चा-ङ्गुला व्यङ्गुलविंशतिः ॥१॥
दशाद्विघ्ने द्वये षष्टया, हृतेऽथ व्यङ्गुलाङ्कके ।
लब्धं चोपरि संयोज्यं, मानमेवं ततो भवेत् ॥२॥"

"અણહિલ્લપુર પાટણમાં તે દિવસે મધ્યાહ્નસમયે વિષુવતી નામની દેહછાયા અંગુલ ૫ અને વ્યંગુલ ૨૦ ની છે. આ બંને (૫–૨૦)ને દશ, આઠ અને દશ વડે ગુણવા. વ્યંગુલના અંકને સાઠે ભાગ દેતાં ભાગમાં આવેલા અંકને ઉપર અંગુલના અંકમાં ચડાવવો. તેમ કરવાથી ઉપર કહેલું (૫૪–૪૩–૧૮) ચરખંડોનું માન થશે." આ સર્વ રીત મુહૂર્તસારમાં કહી છે.

ત્યાર પછી આ (૫૩–૪૩–૧૮) ચરખંડો વડે લંકાનાં લગ્નોનો સંસ્કાર કરવાથી અણહિલ્લપુર પાટણનાં લગ્નો થાય છે, તે બાબત કહે છે.—

श्रीमद्गौर्जरपत्तने त्वजझषौ तत्त्वाक्षिभि २२५ र्गोघटौ,
षट्तत्त्वैः २५६ शरखाग्निभिश्च ३०५ मिथुनो मार्गाननो वा पलैः ।
कर्की क्ष्मातिशयै ३४१ र्धनुर्वेदलिवत्सिंहो द्विवेदत्रिकैः ३४२,
कन्येन्दु त्रिदशै ३३१ स्तुलावदुदयं यान्तीति मेषादयः ॥६२॥

અર્થ—શ્રીમદ્ ગુર્જર દેશના પાટણમાં મેષ અને મીન લગ્ન ૨૨૫ પળોએ કરીને ઉદય પામે છે. વૃષ અને કુંભ ૨૫૬ પળોએ કરીને, મિથુન અને મકર ૩૦૫ પળો વડે, કર્ક અને ધન ૩૪૧ પળો વડે, સિંહ અને વૃશ્ચિક ૩૪૨ પળો વડે તથા કન્યા અને તુલા ૩૩૧ પળો વડે ઉદય પામે છે. એટલે કે આટલા આટલા (ઉપર કહેલા) પળો વડે તે તે મેષાદિક લગ્નો ઉદય પામે છે. તેની સ્થાપના નીચે પ્રમાણે.—

| | | |
|---|---|---|
| મેષ | ૨૨૫ | મીન |
| વૃષ | ૨૫૬ | કુંભ |
| મિથુન | ૩૦૫ | મકર |
| કર્ક | ૩૪૧ | ધન |
| સિંહ | ૩૪૨ | વૃશ્ચિક |
| કન્યા | ૩૩૧ | તુલા |

હવે લગ્નોનું ઉદય સંબંધી ઘડીઓનું માન અને હોરાદિકનું પળમાન પ્રસંગ હોવાથી લખે છે.

| લગ્નોનાં માન ઘડી–પલ | હોરાંઓનાં માન પલ–અક્ષર | દ્રેષ્કાણોનાં માન પલ–અક્ષર | નવાંશોના માન પલ-અક્ષર-વ્યક્ષર | દ્વાદશાંશોનું માન પલ–અક્ષર | ત્રિંશાંશોનાં માન પલ–અક્ષર |
|---|---|---|---|---|---|
| મેષ ૩–૪૫ | ૧૧૨–૩૦ | ૭૫ | ૨૫ | ૧૮–૪૫ | ૭–૩૦ |
| વૃષ ૪–૧૬ | ૧૨૮ | ૮૫–૨૦ | ૨૮–૨૬–૪૦ | ૨૧–૨૦ | ૮–૩૨ |
| મિથુન ૫–૫ | ૧૫૨—૩૦ | ૧૦૧–૪૦ | ૩૩–૫૩–૨૦ | ૨૫–૨૫ | ૧૦–૧૦ |
| કર્ક ૫–૪૧ | ૧૭૦–૩૦ | ૧૧૩–૪૦ | ૩૭–૫૩–૨૦ | ૨૮–૨૫ | ૧૧–૨૨ |
| સિંહ ૫–૪૨ | ૧૭૧ | ૧૧૪ | ૩૮ | ૨૮–૩૦ | ૧૧–૨૪ |
| કન્યા ૫–૩૧ | ૧૬૫–૩૦ | ૧૧૦–૨૦ | ૩૬–૪૬–૪૦ | ૨૭–૩૫ | ૧૧–૨ |
| તુલા ૫–૩૧ | ૧૬૫–૩૦ | ૧૧૦–૨૦ | ૩૬–૪૬–૪૦ | ૨૭–૩૫ | ૧૧–૨ |
| વૃશ્ચિક ૫–૪૨ | ૧૭૧ | ૧૧૪ | ૩૮ | ૨૮–૩૦ | ૧૧–૨૪ |
| ધન ૫–૪૧ | ૧૭૦–૩૦ | ૧૧૩–૪૦ | ૩૭–૫૩–૨૦ | ૨૮–૨૫ | ૧૧–૨૨ |
| મકર ૫–૫ | ૧૫૨–૩૦ | ૧૦૧–૪૦ | ૩૩–૫૩–૨૦ | ૨૫–૨૫ | ૧૦–૧૦ |
| કુંભ ૪–૧૬ | ૧૨૮ | ૮૫–૨૦ | ૨૮–૨૬–૪૦ | ૨૧–૨૦ | ૮–૩૨ |
| મીન ૩–૪૫ | ૧૧૨–૩૦ | ૭૫ | ૨૫ | ૧૮–૪૫ | ૭–૩૦ |

વિશેષ આ પ્રમાણે છે.—

" रेवत्युदयाश्व्यादी–न्युद्गच्छन्ति जलपलैः क्रमशः ।
चित्रान्तान्यृतुनन्दै ९६–र्द्विसरूपै १०२ रष्टखावनिभिः १०८ ॥१॥

शरकुकुमिः ११५ खद्विकुमि-१२० युगगुणरूपै १३४ र्वसुदधिमृगांकैः १४८
शशिपञ्चकुमि १५१ त्रिशरक्ष्माभिः, १५३ करविषयवसुधाभिः १५२ ॥२॥
त्रिषुकुमि १५३ रष्टयुगकुमि, १४८ रगचतुरेकैः १४७ षडब्धिकुमि १४६ रेवम् ।
हस्तादेः प्रतिलोमं, स्वात्याद्युदये क्रमान्मानम् ॥३॥
अभिजिच्च वसुजिनै २४८-रिति ऋक्षाणामुदयपलसंस्था ।"

"રેવતીના ઉદય થયા પછી અશ્વિનીથી આરંભીને ચિત્રા પર્યંતનાં નક્ષત્રો અનુક્રમે નીચે લખેલા જળપળોએ કરીને ઉદય પામે છે, અશ્વિની ૯૬, ભરણી ૧૦૨, કૃત્તિકા ૧૦૮, રોહિણી ૧૧૫, મૃગશિર ૧૨૦, આર્દ્રા ૧૩૪, પુનર્વસુ ૧૪૮, પુષ્ય ૧૫૧, અશ્લેષા ૧૫૩, મઘા ૧૫૨, પૂર્વાફાલ્ગુની ૧૫૩, ઉત્તરાફાલ્ગુની ૧૪૮, હસ્ત ૧૪૭, અને ચિત્રા ૧૪૬ જળપળોએ કરીને ઉદય પામે છે. હસ્તાદિકના ઉત્ક્રમે કરીને સ્વાતિ, વિશાખા વિગેરેના ઉદયનું માન જાણવું. તથા અભિજિત્ નક્ષત્ર ૨૪૮ જળપળોએ કરીને ઉદય પામે છે. આ પ્રમાણે નક્ષત્રોના ઉદયના પળોની સંસ્થા જાણવી." સ્થાપના નીચે પ્રમાણે.—

| | | |
|---|---|---|
| રે. | ૯૬ | અ. |
| ઉ. | ૧૦૨ | ભ. |
| પૂ. | ૧૦૮ | કૃ. |
| શ. | ૧૧૫ | રો |
| ધ. | ૧૨૦ | મૃ. |
| શ્ર. | ૧૩૪ | આ. |
| ઉ. | ૧૪૮ | પુ. |
| પૂ. | ૧૫૧ | પુ. |
| મૂ. | ૧૫૩ | અ. |
| જ્યે. | ૧૫૨ | મ. |
| અ. | ૧૫૩ | પૂ. |
| વિ. | ૧૪૮ | ઉ. |
| સ્વા. | ૧૪૭ | હ. |
| | ૧૪૬ | ચિ. |
| અભિજિત્ ૨૪૮ | | |

આ નક્ષત્રોમાં અભિજિત્‌ને વર્જીને અશ્વિનીથી સવા બબે નક્ષત્રોનું માન મેળવવાથી ઉપર કહેલું રાશિનું માન થાય છે. (જેમકે —અશ્વિની ૯૬, ભરણી ૧૦૨ અને કૃત્તિકાના પહેલા પાદના પળો ૨૭ મેળવવાથી ૨૨૫ પળ થયા, તેથી ઘડી ૩ પળ ૪૫ મેષ રાશિના લગ્નનું માન થયું. કૃત્તિકાના પાછલા ત્રણ પાદના પળો ૮૧, રોહિણીના ૧૧૫ અને મૃગશિરના બે પાદના પળો ૬૦ મેળવવાથી કુલ પળો ૨૫૬ થયા, તેથી ઘડી ૪ પળ ૧૬ વૃષ રાશિનું માન થયું. એ રીતે સર્વત્ર જાણવું.)

હવે રાશિઓની વિશેષ સંજ્ઞાને તથા તેના પ્રમાણને કહે છે.—

द्वादशराशिर्भगणो, राशिस्तु त्रिंशता भवति भागैः ।
भागे षष्टिर्लिप्ता, लिप्ता षष्ट्या विलिप्ताभिः ॥६४॥

અર્થ—બાર રાશિ મળીને એક ભગણ (નક્ષત્રોનો સમૂહ) કહેવાય છે. (એટલે કે બાર રાશિ અને ભગણ એ બે નામ સમાન છે.) ત્રીસ ભાગે કરીને એક રાશિ થાય છે, એક ભાગમાં ૬૦ લિપ્તા હોય છે, અને એક લિપ્તા ૬૦ વિલિપ્તાએ કરીને થાય છે.

ભાગનું બીજું નામ ત્રિંશાંશ પણ કહેવાય છે. તેનું માન આ રીતે છે.—

"लग्नानां सर्वदेशेषु, यन्मानं घटिकादिकम् ।
तच्च द्विघ्नं पलाद्यं, स्यान्मानं त्रिंशांशकस्य हि ॥१॥"

"સર્વ દેશોમાં લગ્નોનું જે ઘટિકાદિક માન કહ્યું છે તે બમણું કરવાથી જે સંખ્યા આવે તેટલા પળાદિક ત્રિશાંશનું માન થાય છે." (કારણ કે એક ઘડીના બે ત્રિંશાંશ હોય છે, તેથી ઘડીને બમણી કરીએ તો તેટલા પળ એક ત્રિશાંશના થાય છે.)

લિપ્તાનું બીજું નામ કળા અને વિલિપ્તાનું બીજું નામ વિકળા પણ છે. વિશેષ એ કે-એક વિલિપ્તા (વિકળા)ની સાઠ પરમ વિકળા હોય છે. તે પરમ વિકળાનું બીજું નામ અક્ષર કહેવાય છે. એક અક્ષરના પણ સાઠ વ્યક્ષરો હોય છે, પરંતુ તે (વ્યક્ષર) અત્યંત સૂક્ષ્મ કાળ હોવાથી વ્યવહારને યોગ્ય નથી.

લગ્નોનું માન કહ્યું. હવે સૂર્યને સ્પષ્ટ કરવા માટે બારે સંક્રાંતિઓની અંતરાલ (વચ્ચેની) ઘડીઓને કહે છે.—

सङ्क्रान्त्यन्तरनाडिका अथ धृति १८ र्मेषादितोऽश्वेषुभि ५७–
र्भूतेभै ८५ र्मुनिगोभि ९७ रष्टवसुभि ८८ र्नेत्रर्तुभि ६२ र्भै २७ स्तथा ।
अत्यष्टिश्च १७ समन्विता त्रिनवभिः ९३ खेटर्तुभिः ६९ खर्तुभिः ६०,
सप्ताङ्गै ६७ र्निधिकुञ्जरै ८९ रथ धृति १८ श्चन्द्रेक्षणैश्च २१ क्रमात् ॥६५॥

અર્થ—હવે સક્રાંતની અંતરાલ ઘડીઓ મેષ રાશિથી અનુક્રમે આ પ્રમાણે છે.—મેષ અને વૃષ સંક્રાંતિની વચ્ચે ૧૮૫૭ ઘડીઓ હોય છે, એટલે કે મેષ સંક્રાંતિ બેસે ત્યારથી ૧૮૫૭ ઘડીઓ જાય ત્યારે વૃષ સંક્રાંતિ બેસે, અને ત્યાર પછી ૧૮૮૫ ઘડીઓ જાય ત્યારે મિથુન સંક્રાંતિ બેસે. અર્થાત્ મેષ સંક્રાંતિ ૧૮૫૭ ઘડી સુધી રહે છે, વૃષ સંક્રાંતિ ૧૮૮૫ ઘડી સુધી હોય છે. એ જ રીતે મિથુનની ઘડીઓ ૧૮૯૭ છે, કર્કની ૧૮૮૮, સિંહની ૧૮૬૨, કન્યાની ૧૮૨૭, તુલાની ૧૭૯૩, વૃશ્ચિકની ૧૭૬૯, ધનની ૧૭૬૦, મકરની ૧૭૬૭, કુંભની ૧૭૮૯ અને મીનની ૧૮૨૧ ઘડીઓ છે.

સૂર્યની સંક્રાંતિ—સંક્રમણ બાર રાશિઓને વિષે હોય છે. તેમના આંતરામાં એટલી એટલી ઘડીઓ હોય છે. મૂળ શ્લોકમાં "ધૃતિ" શબ્દ લખ્યો છે, તે અઢાર અક્ષરની છંદો જાતિ છે, તેથી અઢારની સંખ્યા જાણવી, અને "અત્યષ્ટિ" શબ્દ સત્તર અક્ષરની છંદો જાતિ હોવાથી તેનો અર્થ સત્તરની સંખ્યા જાણવી. મેષાદિક થકી એટલે મેષ અને વૃષ સંક્રાંતિની વચ્ચે ધૃતિ એટલે ૧૮ અશ્વેષુભિઃ એટલે ૫૭ વડે સહિત એટલે કે અઢારસોને સતાવન વડે યુક્ત કરવા તેટલી ઘડીઓ હોય છે. એ રીતે આગળ પણ જાણવું.

સંક્રાંતિઓના અંતરની ભુક્તિનો યંત્ર

| | | | | | |
|---|---|---|---|---|---|
| મેષ | ૧૮૫૭ | વૃષ | તુલા | ૧૭૯૩ | વૃશ્ચિક |
| વૃષ | ૧૮૮૫ | મિથુન | વૃશ્ચિક | ૧૭૬૯ | ધન |
| મિથુન | ૧૮૯૭ | કર્ક | ધન | ૧૭૬૦ | મકર |
| કર્ક | ૧૮૮૮ | સિંહ | મકર | ૧૭૬૭ | કુંભ |
| સિંહ | ૧૮૬૨ | કન્યા | કુંભ | ૧૭૮૯ | મીન |
| કન્યા | ૧૮૨૭ | તુલા | મીન | ૧૮૨૧ | મેષ |

હવે સૂર્યને સ્પષ્ટ કરવા માટે આ ઉપર કહેલી ઘડીઓએ કરીને સૂર્યને સ્પષ્ટ કરવાની રીત બતાવે છે.—

**स्फुटोऽथ भानुर्गतनाडिकाभ्यः, संक्रान्तितः खज्वलना हताभ्यः ।**
**भागादिभिः स्वान्तरभुक्तिलब्धै, राश्यादिकः स्याद् गतराशियुक्तैः ॥६६॥**

અર્થ—ચાલતી સંક્રાંતિની વીતી ગયેલી ઘડીઓને ત્રીસે ગુણવી, પછી તેને ઉપર કહેલી પોતાની અન્તરભુક્તિ વડે ભાગ દેવો. તેમ કરવાથી ભાગાદિક (અંશ વિગેરે) આવે છે, અને ગયેલી રાશિએ યુક્ત કરવાથી રાશિ વિગેરે રૂપ સૂર્ય સ્પષ્ટ થાય છે.

ઇષ્ટ (કાર્ય) સમયે ચાલતી સંક્રાંતિની જેટલી ઘડીઓ ગઈ હોય તે સર્વને એકત્ર કરી ત્રીસે ગુણવી. સ્વાન્તર ભુક્તિ–પોતાની અંતરભુક્તિ અને સંક્રાંતિની અંતરાલ ઘડીઓ એ બન્નેનો એક જ અર્થ છે. પછી પોતાની અંતર ભુક્તિ વડે ભાગ દઈ ને અંશ, કળા અને વિકળારૂપ ત્રણ પ્રકારનું ફળ ગ્રહણ કરવું (કાઢવું). પછી ગયેલી રાશિએ એટલે જેટલી રાશિઓ સૂર્યે ભોગવી લીધી હોય તેનો અંક ઉપર મૂકવો. એમ કરવાથી રાશિ વિગેરે એટલે રાશિ, અંશ, કળા અને વિકળારૂપ સૂર્ય સ્પષ્ટ થાય છે.

ઉદાહરણ વિક્રમસંવત ૧૫૧૨ વર્ષે વૈશાખ સુદ ૭ સોમવારે પુષ્ય નક્ષત્રમાં મેષ રાશિમાં સૂર્યની સંક્રાંતિ થયા પછી સત્તરમે દિવસે કર્ક લગ્નનો નવાંશક કાર્ય કરવામાં લીધેલો છે તે વખતે મેષ સંક્રાંતિની ૯૯૪ ઘડીઓ વ્યતીત થઈ છે. તે આ પ્રમાણે.—

સોળથી કાંઈક અધિક દિવસો નિર્ગમન થયા છે, તો પણ પ્રથમ સ્થૂળ દૃષ્ટિથી જોતાં સૂર્યે મેષના સોળ ત્રિંશાંશો ભોગવી લીધા છે. શેષ ચૌદ ત્રિંશાંશો રહ્યા. તેના [1]પળ ૧૦૫ થયા. વૃષનું માન ૨૫૬ પળ, મિથુનનું માન ૩૦૫ પળો તથા કર્કના પહેલા બે નવાંશના પળો ૭૫ અને અક્ષર ૪૬ છે, તે ૪૬ અર્ધા ઉપર હોવાથી એક પળ ગણતાં કુલ પળ ૭૬ થયા, તે સર્વ પળો એકત્ર કરવાથી ૭૪૨ થયા. તેને ૬૦ વડે ભાગ દેતાં ભાગમાં ૧૨ આવ્યા, તે (૧૨) લગ્નના દિવસની ઘડીઓ થઈ. શેષ પળો ૨૨ રહ્યા, તથા મેષ સંક્રાંતિના દિવસની શેષ ઘડીઓ ૨૨ છે. વળી સંક્રાંતિના દિવસ અને લગ્નના દિવસની અન્તરાલે સોળ દિવસ હોવાથી તેની ઘડીઓ ૯૬૦ થઈ. તે સર્વને એકત્ર કરતાં ૯૯૪ ઘડી અને ૨૨ પળ મેષ સંક્રાંતિની ગત ઘડીઓ થઈ.

૧. એક ત્રિશાંશના ૭ા પળ છે તેથી, જુઓ ઉપર ત્રિશાંશાના માનનો કોઠો.

આ ગત ઘડી ૯૯૪ ને ત્રીશે ગુણતાં ૨૯૮૨૦ થયા. તેને મેષ અને વૃષ સંક્રાંતિની અંતરભુક્તિ જે ઉપર ૧૮૫૭ ઘડીની કહી છે તેના વડે ભાગ દેતાં સોળ લાધ્યા. તે (૧૬) ભાગ એટલે અંશ કહેવાય છે. ભાગ દેતાં શેષ ૧૦૮ રહે છે, તેને ૬૦ વડે ગુણી ઉપરના ૨૨ પળો નાંખવાથી ૬૫૦૨ થયા. તેને ફરીથી ૧૮૫૭ વડે ભાગ દેતાં ભાગમાં ૩ લાધ્યા તે કળા થઈ. શેષ ૯૩૧ રહ્યા. તેને પણ ૬૦ વડે ગુણીએ ત્યારે ૫૫૮૬૦ થાય. તેને પણ ૧૮૫૭ વડે ભાગ દેતાં ભાગમાં આવેલ ૩૦ વિકળા થઈ. શેષ ૧૫૦ વધ્યા તેનો ત્યાગ કર્યો. આ પ્રમાણે ભાગ (અંશ), કળા અને વિકળાએ કરીને અંશાદિક સૂર્ય સ્પષ્ટ થયો. પછી મૂળ શ્લોકમાં વીતી ગયેલી રાશિએ યુક્ત કરવાનું કહ્યું છે, તેથી વૃષ વિગેરે સંક્રાંતિ હોત તો ગયેલી રાશિ પૂર્વે મૂકાત, અને રાશ્યાદિક પણ થાત, પરંતુ અહીં તો ભુક્ત રાશિ એકે નથી તેથી રાશિને સ્થાને ૦ શૂન્ય મૂકવું, તેથી કરીને કાર્યને સમયે સ્ફુટ સૂર્ય રાશિ ૦, અંશ ૧૬, કળા ૩ અને વિકળા ૩૦ થયો.

હવે સ્પષ્ટ થયેલા સૂર્યથી અયનાંશ સહિત સૂર્યનું ભોગ્ય માન લાવવા રીત કહે છે.–

गणितविदुपदेशात्तत्र दत्त्वाऽयनांशान्,
पुनरपि भगणार्धं रात्रिलग्ने तु दद्यात् ।
अथ हत उदयस्त्रिर्भुक्तशेषैर्लवाद्यै–
रुपरि च खगुणाप्तः स्यात्पलात्मार्कभोग्यम् ॥६७॥

અર્થ—ગણિતના જાણનારના ઉપદેશથી આવેલા અયનાંશોને તે સ્પષ્ટ કરેલા સૂર્યમાં નાખવા, પરંતુ જો રાત્રિનું લગ્ન હોય તો તેમાં ફરીથી ભગણાર્ધ એટલે ૬ ભેળવવા. (તેમ કરવાથી અયનાંશ સહિત સૂર્ય થાય છે.) (હવે સૂર્યનું ભોગ્ય માન લાવવાની રીત કહે છે.—) અથ એટલે સાયનાંશ સૂર્ય કર્યા પછી (કરવાથી) જે રાશિનો ઉદય હોય તેના પળોને ત્રણ વાર સ્થાપન કરી તે દરેકને ભુક્તથી શેષ રહેલા લવ (અંશ) વિગેરે વડે ગુણવા. (પછી છેલ્લા બે અંકને ઉત્ક્રમથી સાઠે ભાગ દઈ દઈને ઉપર ચડાવવા. ઉપર જે અંક આવે તેને ત્રીશે ભાગતાં જે લાધે તેટલા પળો સૂર્ય ભોગ્ય કહેવાય છે.

તત્ર એટલે સ્પષ્ટ કરેલા સૂર્યમાં તે વર્ષના અયનાંશો નાખવા. અહીં એકલા અયનાંશો કહ્યા છે, તોપણ કળાદિક પણ નાખવી એમ સમજવું, કેમકે તે કળાદિક પણ અયનાંશ રૂપ જ છે. એ રીતે સર્વત્ર જાણવું, પણ જો રાત્રિને વિષે લગ્ન હોય તો તે રાશિમાં ફરીથી છ ઉમેરવા. આમ કરવાથી ઉપર જે રાશિ (મેષાદિક) આવે તે ભુક્ત જાણવી, અને જે રાશિ તેની પછીની હોય તે ઉદય કહેવાય છે. તે ઉદય રાશિનું જે પળરૂપ માન કહ્યું હોય તે પળોને ત્રણ વાર સ્થાપન કરવા. હવે ભુક્ત રાશિની ઉપરાંત જે અંશ, કળા અને વિકળા હોય તે ભુક્ત કહેવાય છે, માટે તેને બાદ કરતાં જે અંશ, કળા અને વિકળા આવે તેણે કરીને ત્રણ વાર સ્થાપન કરેલું તે લગ્નનું માન (ઉદય રાશિનું પળરૂપ માન) અનુક્રમે ગુણવું. છેલ્લા બે અંકને સાઠે ભાગ દઈ દઈને પહેલા પહેલાની સંખ્યામાં નાંખવાથી જે સંખ્યા પહેલા અંકમાં થાય તેને ત્રીશે ભાગ દેતાં જેટલા લાધે તેટલા

પળવાળું અર્ક ભોગ્ય થાય છે. બાકી રહેલા અંકને સાઠે ગુણી ત્રીશે ભાગ દેતાં ઉપરના પળ ઉપરાંત અક્ષરો પણ આવે છે.

હવે ઉદાહરણમાં ઘટાવતાં પહેલાં પ્રથમ અયનાંશ લાવવા માટે ગણિતના જ્ઞાનવાળાનો ઉપદેશ બતાવે છે.—વિક્રમ સંવત ૫૭૯ મા વર્ષથી આરંભીને તથા શાલિવાહનના ૪૪૪ વર્ષથી આરંભીને ૧૪૦૪ વર્ષ સુધી દરેક વર્ષે એક કળા, એક વિકળા અને વીશ પરમ વિકળા વૃદ્ધિ પામે છે. ૬૦ કળાએ કરીને એક અયનાંશ થાય છે, તેથી કરીને ૧૪૦૪ વર્ષે કરીને ૨૩ અંશો, ૫૫ કળા અને બાર વિકળા વધે છે. એ પ્રમાણે અયનાંશની વૃદ્ધિ ઇચ્છેલી છે. પછી તેજ ક્રમે કરીને હાનિ પામતા તે અયનાંશો તેટલાંજ એટલે ૧૪૦૪ વર્ષે કરીને ખાલી થઈ જશે. એ પ્રમાણે વારંવાર તે અયનાંશોની વૃદ્ધિ અને હાનિ જાણવી. લગ્નમાં, ક્રાંતિસામ્યમાં અને ચર લાવવામાં આ અયનાંશોનો ઉપયોગ છે કહ્યું છે કે—

"अयनांशाः सदा देया, लग्ने क्रान्तौ चरागमे।"

"લગ્નમાં, ક્રાંતિસામ્યમાં અને ચર લાવવામાં હંમેશાં અયનાંશો દેવા."

હવે ઉદાહરણમાં લીધેલા ઇષ્ટ કાળને વિષે અયનાંશો લાવવા માટે આ રીત છે.—

"आषाढे विक्रमं नन्द-सप्तेषू ५७९ नं त्रिधा कु १ भू १।
नखै २० र्निघ्नं भजेत् षष्ट्या, लब्धे स्युरयनांशकाः॥१॥"

"અષાડ માસથી શરૂ થતા વિક્રમ સંવતમાંથી ૫૭૯ બાદ કરી બાકી રહે તેને ત્રણ વાર સ્થાપન કરવા. પછી તે ત્રણેને અનુક્રમે ૧-૧-૨૦ વડે ગુણવા. પછી તેને છેલ્લા અંકથી સાઠે ભાગ દઈ દઈને પૂર્વ પૂર્વ અંકમાં નાખવાથી અયનાંશો થાય છે."

ભાવાર્થ એ-છે કે-ચૈત્ર માસથી શાલિવાહનનો શક શરૂ થાય છે. તેમાં ૧૩૫ નાખવાથી વિક્રમ સંવત થાય છે તે સંવત અષાડ માસથી શરૂ થાય છે. તે સ્થાપન કરવો તે સવત પ્રકૃત ઉદાહણમાં ૧૫૧૨ છે. તેમાથી ૫૭૯ બાદ કરતાં શેષ ૯૩૩ રહે છે. આ અંકને ત્રણ વાર તેને સ્થાપન કરી તેને અનુક્રમે ૧-૧-૨૦ વડે ગુણવા (તેથી ૯૩૩-૯૩૩-૧૮૬૬૦ થાય છે) તેને છેલ્લેથી સાઠે ભાગ દઈ દઈને ઉપર ચડાવવાથી ૧૫ અંશ ૫૩ કળા અને ૪૪ વિકળા થઈ આ અયનાંશનું માન ૧૫૫૨ મા વર્ષમાં સૂક્ષ્મ દૃષ્ટિથી આવે છે, પરંતુ દરેક વર્ષે કાંઈક અધિક એવી એક એક કળાજ વધે છે. એવું સ્થૂળ માનજ ઘણા જ્યોતિર્વિદોને સંમત છે, તેથી અમે પણ સ્થૂલ માનજ અહીં લઈએ છીએ, તેથી કરીને ૧૫૧૨ મા વર્ષે ૧૫ અંશ અને ૩૪ કળા આવે છે. આ અયનાંશને સ્પષ્ટ કરેલા સૂર્યમાં નાખવાથી અંશ ૩૧, કળા ૩૭ અને વિકળા ૩૦ થાય છે. હવે દરેક રાશિનું માન ૩૦ અંશ જ હોય છે, તેથી આ અયનાંશની અપેક્ષાએ કરીને જોતાં સૂર્યે આખી મેષ રાશિ ભુક્ત થઈ ગઈ. અને વૃષ રાશિનો ૧ અંશ, ૩૭ કળા અને ૩૦ વિકળા પણ ભુક્ત થઈ એમ સિદ્ધ થયું. સ્થાપના—૧-૧-૩૭-૩૦. આ અથવા સાયનાંશ એટલે અયનાંશ સહિત સૂર્ય થયો.

હવે પ્રકૃત ઉદાહરણમાં વૃષનો ઉદય છે. તેનું માન ૨૫૯ પળો છે, તેને ત્રણ વાર સ્થાપન કરવા—૨૫૯–૨૫૯–૨૫૯. પછી સૂર્યે ભોગવેલા માનમાંથી અંશાદિકની અપેક્ષાએ શેષ અંશાદિક કાઢીએ (એટલે કે અંશ ૧, કળા ૩૭ અને વિકળા ૩૦ કાઢીએ) ત્યારે અંશ ૨૮, કળા ૨૨, વિકળા ૩૦ રહે. આ ત્રણ અંક વડે ઉપરની ત્રણ રાશિઓ અનુક્રમે ગુણતાં ૭૨૬૮–૫૬૩૨–૭૬૮૦ થાય છે. તેને સાઠે ભાગ દઈ દઈને પૂર્વની રાશિમાં નાખવાથી ૭૨૬૪ થાય છે તેને ૩૦ વડે ભાગ દેતાં ૨૪૨ પળો લાધ્યા. આ સૂર્ય ભોગ્ય પળમાન આગળ પણ ઉપયોગમાં આવશે, માટે સ્થાપી રાખવું

હવે ઇષ્ટ લગ્નનું ભુક્ત લાવવા વડે કરીને ઇષ્ટ સમયને સ્પષ્ટ કરવા માટે કહે છે.—

इष्टाद् भुक्तनवांशकैर्दशगुणैस्त्र्यामैर्लवाद्यं फलं,
लग्नं सायनमूर्ध्वराशिसहितं सैकप्रवृत्त्यंशकम् ।
तद्भुक्तेन लवादिना तदुदयः क्षुण्णो हृतस्त्रिंशता,
भास्वद्भोग्ययदान्तरोदयपुतः कालः पलात्मा भवेत् ॥६८॥

અર્થ—ઇષ્ટ લગ્ના ભુક્ત નવાંશોને દશે ગુણી ત્રણે ભાગ દેતાં જે અંશાદિક ફળ આવે તે લગ્ન જાણવું. તેને અયન સહિત કરવું. પછી ઉપર (પહેલા) રાશિ સહિત (ગયેલી રાશિ સહિત) કરવું, પછી એક પ્રવૃત્ત્યંશ સહિત કરવું. તેટલા અંશાદિક ભુક્ત થાય, તે ભુક્ત વડે તે (લગ્ન)ના ઉદયને ગુણવો. પછી તેને ત્રીશે ભાગ દેવો. પછી તે સૂર્ય ભોગ્ય અને આંતરોદય સહિત કરીએ ત્યારે તેટલા પળરૂપ ઇષ્ટ સમય સ્પષ્ટ થાય છે.

લગ્નમાં જે નવાંશક ઇષ્ટ હોય તેની પહેલાં જેટલા નવાંશક ગયા હોય તેને દશે ગુણી ત્રણે ભાગવા. જે લાધે તે અંશ, કળા અને વિકળારૂપ ત્રણ પ્રકારનું ફળ થાય છે. તેને જ લગ્ન જાણવું. તે લગ્નને અયન સહિત તથા વ્યતીત થયેલી રાશિ સહિત કરીને તેમાં એક પ્રવૃત્ત્યંશ એટલે અધિકાર કરેલા નવાંશકનો ત્રીજો ભાગ નાખવો, પરંતુ પ્રતિષ્ઠા અને વિવાહમાં જો ધનુષ રાશિનો નવાંશક લીધો હોય તો તેમાં નવાંશકના ત્રીજા ભાગનું પણ અર્ધ નાખવું, કેમકે તે કાર્યમાં ધનુષના નવાંશકનો પહેલો અર્ધ ભાગ જ ઇચ્છેલો છે. આ રીતે કરવાથી જેટલા અંશ, કળા અને વિકળા થાય તેટલા ભુક્ત જાણવા. તે ભુક્ત એવા અંશ, કળા અને વિકળા વડે કરીને ઇષ્ટ લગ્નનું પળરૂપ માન ત્રણ વાર સ્થાપન કરીને ગુણવું. પછી તેને પ્રથમની જેમ સાઠે ભાગ દઈ દઈને પૂર્વ પૂર્વમાં નાખી ઉપરનો (પહેલો) જે એક આવે તેને ત્રીશે ભાગ દેતાં જે પળ અને અક્ષરરૂપ માન આવે તે ઇષ્ટ લગ્ને ભુક્ત (ભોગવેલું) કહેવાય છે. તેની અંદર પૂર્વે આણેલું સૂર્ય ભોગ્ય નાખવું, તથા સૂર્યે આક્રમણ કરેલી રાશિની અને ઇષ્ટ લગ્નની અંતરાલે જેટલાં લગ્નો રહ્યાં હોય તેનાં પળરૂપ માનોને પણ તેમાં નાખવાં. આ રીતે કરવાથી જે અંક આવે તેટલા પળોએ કરીને સૂર્યોદય પછી ઇષ્ટ લગ્નનો ઇષ્ટ અંશ આવે છે.

ઉદાહરણ—પ્રકૃત ઉદાહરણમાં કર્ક લગ્નનો ત્રીજો કન્યા નવાંશક ગ્રહણ કર્યો છે, તેથી

ઇષ્ટ એવા કન્યા નવાંશકની પહેલાં બે નવાંશો વ્યતીત થયા છે, માટે બેને દશે ગુણતાં વીશ થયા. તેને ત્રણે ભાગતાં ૬૨ ત્રિંશાંશો લાધ્યા અને શેષ ૨૩ રહ્યા, એટલે કે જેટલા ત્રણ ભાગે કરીને એક ત્રિંશાંશક થાય તેટલા બે ભાગ, તેથી કરીને અંશ ૬ અને કળા ૪૦ થાય છે, કારણ કે એક એક (દરેક) ત્રિંશાંશની ૬૦ કળાઓ હોવાથી બે ત્રિભાગે કરને [1]૪૦ કળાઓ જ થાય છે. આ લગ્ન થયુ તેને અયન સહિત કરવું છે. માટે અયનાંશ ૧૫ અને કળા ૩૪ ભેળવવી (૨૨—૧૪ થાય છે.) તથા જેટલી રાશિઓ વ્યતીત થઈ હોય તેટલો અંક રાશિને સ્થાને મૂકવો. તે અહીં કર્ક લગ્ન ગ્રહણ કરેલું હોવાથી ત્રણનો અંક આવશે, તથા અંશના અંકમાં એક પ્રવૃત્ત્યંશ અને ૭ કળા નાખવી કારણ કે દરેક નવાંશકમાં ત્રણ ત્રિંશાંશો અને વીશ કળાઓ હોય છે. તેનો ત્રીજો ભાગ તેટલો જ (૧–૭) થાય છે, તેથી કરીને ત્રણ રાશિઓ વ્યતીત થઈ અને ચોથી કર્ક રાશિના ૨૩ અંશો અને ૨૧ કળાઓ પણ વ્યતીત થઈ, તેથી (૩-૨૩-૨૧) એટલું ભુક્ત (વ્યતીત થયેલી) રાશિનો ઉપયોગ નથી, તેથી તેણે ભુક્ત એટલે ચાલતા કર્ક લગ્ન વડે ભુક્ત એવા અંશ ૨૩ કળા ૨૧ વડે તેનો ઉદય એટલે અહીં પ્રકૃત હોવાથી કર્કનો ઉદય ૩૪૧ પળના સ્વરૂપવાળો છે તેને બે વાર સ્થાપન કરીને ગુણવો. જો વિકળા હોત તો ત્રણ વાર સ્થાપન કરીને ત્રીજો અંક વિકળા વડે પણ ગુણાત, પણ અહીં તો વિકળા નથી, તેથી બે વાર સ્થાપન કરવાનું કહ્યું છે. આ રીતે કરવાથી (૩૪૧ ને બે વાર ૨૩ અને ૨૧ વડે ગુણવાથી) ૭૮૪૩-૭૧૬૧ થાય છે. બીજા અંકને ૬૦ વડે ભાગ દેતાં ભાગમાં ૧૧૯ આવ્યા તેને પ્રથમના અંકમાં નાખવાથી ૭૯૬૨ થયા. તેને ત્રીશે ભાગતાં ૨૬૫ પળો લાધી. શેષ ૧૨ રહ્યા તેને ૬૦ વડે ગુણી ૩૦ વડે ભાગ દેતાં અક્ષર ૨૪ લાધ્યા. આ પળ ૨૬૫, અક્ષર ૨૪ કર્ક લગ્નનું ભુક્ત થયું. તેને સૂર્યના ભોગ્ય સહિત તથા આંતરોદયના લગ્નના પળો સહિત કરવુ છે, તેથી અહીં સૂર્યના ભોગ્ય પળો ૨૪૨ છે. તે ત્રણેને એકત્ર કરવાથી ૮૧૨ પળો એટલે કે ૧૩ ઘડી અને ૩૨ પળો થયા. આટલો વખત સૂર્યોદયથી જાય ત્યારે કર્ક લગ્નના કન્યા નવાંશક આવે છે.

અહીં વિશેષ આ પ્રમાણે છે.—

"द्वयोर्नवांशयोः शुद्धिः, प्रतिष्ठायां विलोक्यते ।
आद्येऽधिवासना बिम्बे, द्वितीये च शलाकिका ॥१॥
संस्थाप्य लग्नमानं, गुणयेन्मध्यनवांशकैः ।
नवभिस्तु हृते भागे, लब्धेऽन्तरपलागमः ॥२॥"

"પ્રતિષ્ઠામાં બે નવાંશકની શુદ્ધિ હોવી જોઈએ. તેમાં પહેલા નવાંશકમાં બિંબની અધિવાસના કરવી, અને બીજામાં અંજનશલાકા કરવી. તે શુદ્ધિ જોવાની રીત આ પ્રમાણે લગ્નનું માન સ્થાપન કરીને તેને મધ્ય (વચ્ચે) ના નવાંશકોવડે ગુણવું. પછી તેને નવવડે ભાગ દેવાથી જે લાધે તે અંતર પળો આવે છે."

[1] બે ત્રિંશાંશની ૧૨૦ કળા થાય તેનો ત્રીજો ભાગ ૪૦ થાય.

અહીં માત્ર કલ્પિત ઉદાહરણ આ પ્રમાણે જાણવું.—પ્રતિષ્ઠામાં આજ કર્ક લગ્નનો ત્રીજો કન્યા નવાંશક અને આઠમો કુંભ નવાંશક ગ્રહણ કરવાના છે. તેથી કુંભ નવાંશકની પહેલાં કન્યાદિક પાંચ નવાંશકો છે, માટે કર્ક લગ્નનું માન જે ૩૪૧ છે તેને પાંચે ગુણીએ ત્યારે ૧૭૦૫ થાય છે. તેને નવે ભાગ દેતાં ભાગમાં ૧૮૯ પળો ( એટલે ઘડી ૩ પળ ૯ ) આવે છે. તેને ત્રીજો કન્યા નવાંશક ગ્રહણ કરવા માટે સ્પષ્ટ કરેલા ૧૩ ઘડી અને ૩૨ પળરૂપ કાળમાં નાખવાથી ઘડી ૧૬, પળ ૪૧ થયા. આટલો વખત જાય ત્યારે કુંભના નવાંશકની વેળા આવે છે.

હવે લગ્નના અંશ ( નવાંશક )નો સમય સ્પષ્ટ કરવા માટે અયનાંશની અપેક્ષા વિના બીજો પ્રકાર કહે છે. અથવા તો—

**संक्रान्तिराशेर्गतनाडिकानां, माने दिवा निश्यथ सप्तमस्य ।**
**संक्रान्तिभोगेन हृते तदीय–त्र्यंशान्विते शेषमिहार्कभोग्यम् ॥६९॥**

અર્થ—દિવસે લગ્ન હોય તો સંક્રાંતિની રાશિનું માન ગયેલી ઘડીઓ વડે ગુણવું, અને રાત્રિએ લગ્ન હોય તો સાતમી રાશિનું માન ગયેલી ઘડીઓ વડે ગુણવું. પછી તેને સંક્રાંતિની ભુક્તિવડે ભાગ દઈ તેમાં તેજ રાશિનો ત્રીજો ભાગ નાખવો. શેષ રહે તે અહીં સૂર્ય ભોગ્ય જાણવું.

દિવસનું લગ્ન હોય તો સૂર્યસંક્રાંતિની રાશિનું માન સંક્રાંતિના સમયથી આરંભીને લગ્નના સમય સુધીમાં જેટલી ઘડીઓ ગઈ હોય તેટલી ઘડીઓ વડે ગુણવું. રાત્રિનું લગ્ન હોય તો સૂર્યસંક્રાંતિની રાશિથી જે સાતમી રાશિ હોય તેનું માન ગુણવું. ત્યારપછી પોતાની ( સંક્રાંતિની ) અંતરભુક્તિવડે તેને ભાગ દેવો. ભાગમાં જે આવે તેમાં પ્રસ્તુત રાશિનો ત્રીજો ભાગ જુદો પાડીને નાખવો. તેમ કરવાથી જે થાય તે સૂર્ય ભુક્ત કહેવાય છે. તે સૂર્ય ભુક્તને સૂર્યસંક્રાંતિની રાશિમાંથી બાદ કરવું. જે શેષ રહે તે સૂર્ય ભોગ્ય કહેવાય છે.

જેમકે પ્રકૃત ઉદાહરણમાં જ દિવસના લગ્નમાં સૂર્યસંક્રાંતિની રાશિ મેષ છે. તેનું માન ૨૨૫ છે. સંક્રાંતિના સમયની પછી અને લગ્નની પહેલાં જે ગયેલી ઘડીઓ ૯૯૪ છે તે બંનેનો ગુણાકાર કરતાં ૨૨૩૬૫૦ થયા. તેને પોતાની અંતરભુક્તિ ૧૮૫૭ વડે ભાગ લેતાં ૧૨૦ પળ લાધ્યા. ત્યારપછી સૂર્યસંક્રાંતિની રાશિના માનનો ત્રીજો ભાગ તેમાં નાખવો, એટલે કે અહીં મેષનું માન ૨૨૫ છે, તેને ત્રણે ભાગતાં ૭૫ લાધ્યા. તે પૂર્વના ૧૨૦ માં નાખવાથી ૧૯૫ થયા. આ સૂર્ય ભુક્ત થયું. સૂર્યસંક્રાંતિની રાશિ મેષના માનરૂપ ૧૧૫ પળમાંથી તે ૧૯૫ બાદ કરીએ ત્યારે બાકી ૩૦ પળો રહે, આ સૂર્ય ભોગ્ય થયું. આ પ્રમાણે દિવસના લગ્નમાં જાણવું. હવે રાત્રિનું લગ્ન હોય ત્યારે સૂર્યસંક્રાંતિની રાશિથી સાતમી રાશિનો સૂર્ય ભુક્ત ઘડીઓ સાથે ગુણાકાર. તેની અંતરભુક્તિ વડે ભાગાકાર વિગેરે સર્વ સૂર્યસંક્રાંતિની રાશિની પ્રમાણેજ કરવું.

भुक्तेऽथ लग्नस्य तदंशकाच्च, दद्यात् त्रिभागावुदयप्रवृत्त्योः ।
तल्लग्नभुक्तं च तथाऽर्कभोग्यं, कालोऽन्तरालोदययुक् पलात्मा ॥७०॥

અર્થ—ત્યારપછી તેના અંશની (ઈષ્ટ નવાંશક)ની પહેલાં લગ્નના ભુક્તમાં ઉદય અને પ્રવૃત્તિના ત્રિભાગો નાખવા. તે લગ્ન ભુક્ત કહેવાય છે. ત્યારપછી તે લગ્ન ભુક્ત તથા સૂર્ય ભોગ્યને અંતરાલના ઉદય સહિત કરવાથી જે આવે તેટલા પળોવાળો કાળ ઇષ્ટ લગ્નનો છે એમ જાણવું.

અર્થ—ત્યારપછી તદંશકાત્ એટલે ઇષ્ટ નવાંશકની પહેલાં લગ્નના ભુક્તને વિષે ઉદય અને પ્રવૃત્તિના ત્રિભાગો નાખવા એવો સંબંધ છે. ભાવાર્થ આ પ્રમાણે છે,—અધિકાર કરેલા નવાંશકની પહેલાં જેટલું લગ્નનું ભુક્ત હોય તેને સ્પષ્ટ કરીને તેને વિષે તેજ લગ્નનો ત્રિભાગ અને પ્રવૃત્ત્યંશ નામના તેજ નવાંશકના ત્રિભાગને નાખવા. ત્યારપછી તે લગ્ન ભુકત, પૂર્વે આણેલું સૂર્ય ભોગ્ય અને અંતરાલ લગ્નનું પળમાન એ ત્રણેને એકત્ર કરવાં. જેટલા પળો આવે તેટલા પળોએ કરીને સૂર્યોદય પછી ઇષ્ટ લગ્નનો ઇષ્ટ નવાંશક આવે છે.

જેમકે—અહીં કર્કનું માન ૩૪૧ છે. તેને નવવડે ભાગ દેવાથી ૩૮ પળો એક નવાંશકનું માન થયું. હવે અહીં ઇષ્ટ નવાંશક (કન્યા નામનો) ત્રીજો છે, તેની પહેલાં બે નવાંશો ગયા છે, તેથી ૩૮ ને બમણા કરતાં ૭૬ પળો થયા. આટલું તે લગ્ન ભુકત થયું. ત્યારપછી તેમાં કર્ક લગ્નના માન ૩૪૧ ને ત્રણે ભાગ દેતાં ૧૧૪ પળો લાધ્યા. આ ઉદયનો ત્રિભાગ થયો તેને લગ્ન ભુકત ૭૬ પળોમાં નાખવાથી ૧૯૦ થાય. ત્યારપછી જે નવાંશક ગ્રહણ કર્યો છે તેનું માન ૩૮ પળનું છે. તેનો વિભાગ ૧૨ પળ થાય છે. તે પણ તેમાં (૧૯૦ માં) નાખવાથી ૨૦૨ થયા. પછી સૂર્ય ભોગ્ય પળો ૩૦, તથા સૂર્ય સંક્રાંતિનો (મેષ) રાશિને અને ઇષ્ટ લગ્ન (કર્ક) ને અંતરાલે વૃષ અને મિથુન છે. તેમનું માન ૨૫૬–૩૦૫ છે. સર્વની સ્થાપના—૨૦૨–૩૦–૨૫૬–૩૦૫ આ સર્વે એકત્ર કરવાથી ૭૯૩ પળો થયા. તેને ૬૦ વડે ભાગ દેતાં ઘડી ૧૩ પળ ૧૩ લાધ્યા. આટલો કાળ સૂર્યોદયથી જાય ત્યારે કન્યા નવાંશક આવે છે. આ બીજી રીત હોવાથી પળોમાં પૂર્વની કરતાં ફેરફેર આવ્યો તેમાં કાંઈ દોષ નથી. એમ બીજે ઠેકાણે પણ જાણવું.

આ પ્રમાણ લગ્નને આશ્રીને સમય લાવવાની રીત કહી. હવે તેની પ્રતીતિને માટે બે શ્લોકે કરીને સમયને આશ્રીને લગ્ન લાવવાની રીત બતાવે છે.—

त्यक्त्वार्कभोग्यं च पलात्मकाला–द्भागादिभोग्यं तरणौ निदध्यात् ।
क्रमेण शेषानुदयान् विशोध्य, राशीन्न्यसेत्तत्प्रमितांश्च भानौ ॥७१॥

અર્થ—પળરૂપ કરેલા કાળમાંથી સૂર્ય ભોગ્ય બાદ કરવું. પછી અંશાદિક ભોગ્યને સૂર્યમાં નાખવું. પછી અનુક્રમે શેષ ઉદયોને શોધી (બાદ કરી) તેટલી રાશિઓને સૂર્યમાં નાખવી.

કોઈક માણસ ઘડી, પળ વિગેરે ઇષ્ટ કાળ બોલીને પ્રશ્ન કરે કે—"એ વખતે કયું લગ્ન, અંશ વિગેરે છે." તે વખતે તેણે કહેલી ઘડી વિગેરે સર્વના પળો કરવા. પછી તે પળરૂપ કરેલા કાળમાંથી સૂર્ય-ભોગ્ય જેટલા પળો હોય તેટલા બાદ કરવા. પછી અયનાંશો સહિત સ્પષ્ટ કરેલા સૂર્યે જે રાશિ આક્રાંત કરી હોય તે રાશિનું શેષ રહેલું જે અંશ કળા અને વિકળારૂપ સૂર્ય ભોગ્ય હોય તેને સૂર્યમાં અને સાયનાંશ સ્પષ્ટ કરેલા સૂર્યમાં જ નાખવું. એટલે કે તે રાશિ સંપૂર્ણ કરીને લખવી. ત્યાર પછી તે પળરૂપ કરેલા કાળમાંથી સૂર્યે આક્રાંત કરેલી રાશિની પછીનાં પળરૂપ લગ્નો (પછીના લગ્નોના પળો) જેટલા નીકળે તેટલા કાઢીને તેટલી રાશિનો અંક સૂર્યના અંકમાં નાખવો.

शेषादथ खगुण ३० गुणा–दविशुद्धोदयहृतादवाप्तेन ।
भागादिना सनाथो, दिननाथो निरयनांशको लग्नम् ॥७२॥

અર્થ—ત્યાર પછી શેષને ૩૦ વડે ગુણવા. પછી તેને અશુદ્ધ ઉદય (લગ્ન) વડે ભાગ દેતાં પ્રાપ્ત-થયેલા (લાધેલા) અંશાદિક વડે સૂર્યને સહિત કરવો. પછી તે સૂર્યને અયનાંશ રહિત કરવો. એમ કરવાથી લગ્ન આવશે.

ત્યાર પછી (એટલે પળરૂપ લગ્ન કાઢ્યા પછી) શેષ રહેલા એટલે કે જે શેષમાંથી લગ્ન શોધી ન શકાય (રાશિ કાઢી ન શકાય) તેવા શેષને ૩૦ વડે ગુણવા. તેને અશુદ્ધ (નહીં શોધેલા—નહીં બાદ કરેલા) લગ્નના માન વડે ભાગ દેતાં જે અંશ, કળા અને વિકળા લાધે તેને સૂર્યમાં નાખવા. પછી તેમાંથી અયનાંશો બાદ કરવા. શેષ રહે તે ઇષ્ટ કાળે સ્પષ્ટ લગ્ન અને નવાંશક થયા.

આ ઉદાહરણ પહેલા પ્રકારમાં ભાવે છે—કોઈએ ઘડી ૧૩, પળ ૩૨ કહ્યા. તેના પળો કર્યા ત્યારે ૮૧૨ પળો થયા. તેમાંથી સૂર્ય ભોગ્ય ૨૪૨ પળો બાદ કર્યા. શેષ ૫૭૦ રહ્યા. હવે અયનાંશો સહિત કરેલો સ્પષ્ટ સૂર્ય રાશિ ૧-૧-૩૭-૩૦ છે. તેમાં વૃષ રાશિનું શેષ માન અંશ ૨૮, કળા ૨૨, વિકળા ૩૦ નાખવું. તેથી સૂર્ય રાશિ ૨-૦-૦-૦ થયો. પછી પળરૂપ કરેલો કાળ ૫૭૦ છે. તેમાંથી સૂર્યાક્રાંત વૃષ રાશિની પછીની મિથુન રાશિનું ૩૦૫ પળોનું માન કાઢી શકાય છે, તેથી એક રાશિ સૂર્યમાં નાખવાથી તે સૂર્ય રાશિ ૩-૦-૦-૦ થયો. પછી ૫૭૦ માંથી (મિથુનના પળો) ૩૦૫ કાઢી લેતાં શેષ ૨૬૫ રહે તેમાંથી કર્ક રાશિનું માન ૩૪૧ પળો કાઢી શકાતા નથી, તેથી તે શેષને ૩૦ વડે ગુણવાથી ૭૯૫૦ થયા. તેને અશુદ્ધ (નીકળી નહીં શકેલા—બાદ કરી શકાયા નહીં એવા) કર્કના માનપળો ૩૪૧ વડે ભાગ દેતાં અંશ ૨૩, કળા ૧૮, વિકળા ૪૯ એમ ત્રણ પ્રકારનું ફળ લાધ્યું. તેને સૂર્યમાં નાખ્યું, તેથી રાશિ ૩-૨૩-૧૮-૪૯ થયા. તેમાંથી અયનાંશો ૧૫ અંશ, ૩૪-કળા બાદ કરવાથી શેષ લગ્ન ૩-૭-૪૪-૪૯ રહ્યું, એટલે કે કર્ક રાશિના ૭ અંશ, ૪૪ કળા અને ૪૯ વિકળા ભુક્ત-ભોગવાયા છે એમ સિદ્ધ થયું. હવે એક એક નવાંશકમાં ત્રણ ત્રિંશાંશ અને ચોથા ત્રિંશાંશની ૨૦ કળાઓ હોય છે, તેથી ૬ અંશો અને ૪૦ કળાઓ કાઢી લેવાથી એ

નવાંશો ગયા કહેવાય. બાકી એક અંશ અને સાત કળાઓ પ્રવૃત્તિને માટે આપેલી હતી, તે છે એમ જાણવું, બે ત્રણ કળાઓ વધારે હોય તેમાં કાંઈ દોષ નથી, કેમકે લગ્નની કળાઓ અત્યંત સૂક્ષ્મ છે, તેથી તેટલો ફેર આવે જ.

વિશેષમાં સ્થૂળ દૃષ્ટિથી દિવસે કાળને આશ્રીને લગ્ન અને અંશ (નવાંશક) લાવવાની રીત આ પ્રમાણે છે.—

"अष्टांशं प्रति धीवेदाः ४५, संक्रान्तेर्गतवासराः।
तदैक्याद्भ्रामा ३० प्तं, लग्नमाक्रान्तराशितः ॥१॥
शेषे षष्टिहते भक्ते, द्विशत्या लब्धमंशकः।
होराद्युक्ताङ्कभक्तेऽत्र, होराद्यमपि लभ्यते ॥२॥"

"અષ્ટાંશ (યામ) પ્રત્યે ૪૫ પળોનો એક ધ્રુવક થાય છે. હવે ઇષ્ટ કાળને ધ્રુવકે ગુણી તેમાં સંક્રાંતિના ગયેલા દિવસો ઉમેરવા. પછી તેને ૩૦ વડે ભાગ દેવો. જે લાધે તે સંક્રાંતિની રાશિથી લગ્ન જાણવું. પછી શેષને ૬૦ વડે ગુણી ૨૦૦ વડે ભાગ દેતાં જે લાધે તે નવાંશક જાણવો. તથા ૬૦ વડે ગુણેલા અંકને હોરાદિકના અંક વડે ભાગ દેવાથી હોરાદિક પણ પ્રાપ્ત થાય છે"

અષ્ટાંશ એટલે યામ (પ્રહર–પહોર), દરેક યામ પ્રત્યે ૪૫ પળોનો ધ્રુવક હોય છે. તેથી પહેલો યામ પૂર્ણ થાય ત્યારે ૪૫ અને બીજો યામ પૂર્ણ થાય ત્યારે ૯૦. એ પ્રમાણે ધ્રુવકની ઉત્પત્તિ છે. જે વખતે જેટલું દિનમાન હોય તે વખતે તે દિનમાનનો જે ચોથો ભાગ થાય તે એક એક યામનું માન જાણવું, તેથી એક યામના માનની ઘડીઓએ વિભક્ત ૪૫ ધ્રુવકથી જે પ્રાપ્ત થાય તે જ દરેક ઘડી પ્રત્યે ધ્રુવક જાણવો. જેમકે અહીં મેષ સંક્રાંતિમાં સૂર્ય આવ્યા પછી સત્તરમે દિવસે દરેક યામ પોણી આઠ આઠ ઘડીનો છે. તેની દરેક ઘડી પ્રત્યે લગભગ છ પળનો એક ધ્રુવક ત્રિરાશિની રીતે આવે છે, તે આ રીતે—તે દિવસે એક યામનું માન ઘડી ૭ અને પળ ૪૨ છે -તેના પળ કરીએ ત્યારે ૪૬૨ થાય છે, તેથી જો ૪૬૨ પળોએ કરીને ૪૫ પળોનો એક ધ્રુવક હોય તો એક ઘડી એટલે ૬૦ પળે કરીને કેટલો ધ્રુવક થાય? એ ત્રિરાશિની સ્થાપના-૪૬૨-૪૫—૬૦. અહીં મધ્ય રાશિને છેલ્લી રાશિ સાથે ગુણતાં ૨૭૦૦ થયા. તેને પહેલી રાશિએ ભાગ દેતાં પળો ૫ અને અક્ષર ૫૦ થયા. જો કે આટલું પ્રમાણ થયું, તોપણ ૬ પળમાં જરાક જ ઓછુ હોવાથી પરિપૂર્ણ ૬ પળ જાણવા, તેથી ચાલતા ઉદાહરણમાં ૧૩ ઘડી છે, તેને ૬ વડે ગુણતાં ૭૮ થાય, તેમાં ઉપરના ૩૨ પળો છે, માટે તેની અપેક્ષાએ ત્રણ પળો નાખવાથી ૮૧ થયા. તેમાં સંક્રાંતિના ગત (વીતેલા) દિવસો ૧૬ નાખવાથી ૯૭ થયા. તેને ૩૦ વડે ભાગ દેતાં ભાગમાં ૩ આવ્યા. શેષ ૭ રહ્યા. માટે ૩ લગ્ન વીતી ગયાં અને ચોથા કર્ક લગ્નના ૭ ત્રિંશાંશ પણ ગયા. હવે નવાંશક લાવવાની ઇચ્છા થાય તો ૭ ને ૬૦ વડે ગુણતાં ૪૨૦ થયા તેને ૨૦૦ વડે ભાગ દેતાં ૨ લાધ્યા, અને

શેષ ૨૦ રહ્યા, તેથી નવાંશક ૨ ગયા અને ત્રીજા કન્યા નવાંશકની ૨૦ કળાઓ પણ ગઈ, એમ જાણવું, "होरादिक०" એટલે ૬૦ વડે ગુણેલા અંકને હોરાદિકના અંક જે ૯૦૦-૬૦૦-૧૫૦-૬૦ છે તે વડે પૃથક્ પૃથક્ ભાગ દેવાથી હોરા, દ્રેષ્કાણ, દ્વાદશાંશ અને ત્રિંશાંશ પણ થાય છે, નવાંશકનું પ્રભુપણું (બળવાનપણું) હોવાથી તેને જુદો કહ્યો છે. આ રીતે કરવાથી કળા સુધીનું જ માન સ્પષ્ટ થાય છે, પણ વિકળા આવી શકતી નથી અને તેથી જ આ રીત સ્થૂળ કહી છે.

અહીં કોઈને શંકા થાય કે—"જો સર્વત્ર નવાંશકનું જ પ્રભુપણું હોય તો શા માટે લગ્નનો અને ગ્રહોના ત્રિંશાંશો સ્પષ્ટ કર્યા છે?" આનો ઉત્તર એ છે જે—"त्रिष्वपि क्रूरमध्यस्थौ" (૫-૨૩) એ શ્લોકમાં લગ્ન અને ચંદ્રને વિષે પંદર ત્રિંશાંશની મધ્યે ક્રૂર ગ્રહ રહ્યો હોય તો ક્રૂર કર્તરી થાય છે, એ વિચાર કહ્યો છે, તેથી કરીને "दर्शने यदि स्यादंशद्वादशक मध्यगः क्रूरः (૫-૫૭ અર્થમાં) એ શ્લોકમાં લગ્ન અને ચંદ્રની ઉપર ક્રૂર ગ્રહની દૃષ્ટિનો વિચાર કહ્યો છે, માટે ત્રિંશાંશનો આવે સ્થાને ઉપયોગ કહેલો જ છે. (નિષ્ફળ નથી.) તેમજ લગ્નને વિષે જે ષડ્વર્ગ હોય તે ક્રૂર ગ્રહ સંબંધી છે કે સૌમ્ય ગ્રહ સંબંધી છે? આ ગ્રહ સ્વવર્ગમાં રહેલો છે કે અન્ય વર્ગમાં રહેલો છે? ઇત્યાદિ વિચારમાં પણ તેનો ઉપયોગ છે.

શંકા—કળા વિગેરેને જે સ્પષ્ટ કરવાની રીત કહી તેનો ક્યાં ઉપયોગ છે?

ઉત્તર—જ્યારે કળાનો અંક સાઠની અપેક્ષાએ અર્ધ (૩૦) કરતાં વધારે હોય ત્યારે તે આખો ગણીને ત્રિંશાંશમાં ભેળવાય છે અને એ જ પ્રમાણે વિકળા પણ ત્રીશથી અધિક હોય તો કળામાં એક નાખવામાં આવે છે તથા જાતક વિગેરે ગ્રંથોમાં અંશાયુ, પિંડાયુ, દશા અને અંતર્દશા વિગેરે લાવવામાં કળા વિગેરેની સ્પષ્ટતાનો વિશેષ ઉપયોગ છે, માટે અહીં તેનો વધારે વિસ્તાર કરતા નથી.

આ પ્રમાણે દિવસે લગ્નના અંશો લાવવાની રીત કહી. હવે રાત્રિને વિષે તે લાવવાની રીત બતાવે છે.—

"रात्रौ तु मूर्ध्नि यद्धिष्ण्यं, तस्मान्नक्षत्रमष्टमम् ।
उदेति पूर्वस्यां तेन, लग्नोदयविनिर्णयः ॥१॥"

"રાત્રિએ જે નક્ષત્ર માથે (મધ્યમાં) હોય તેનાથી આઠમું નક્ષત્ર પૂર્વ દિશામાં ઉદય પામે છે, તેણે કરીને લગ્નના ઉદયનો નિર્ણય કરવો.'

તથા રેવતીનો ઉદય થયા પછી અશ્વિનીનો ઉદય થાય ત્યાં સુધી અશ્વિનીના જ ચારે પાયા ઉદય પામે છે. એ જ રીતે અશ્વિનીનો ઉદય થયા પછી ભરણીનો ઉદય થાય ત્યાં સુધી ભરણીના જ ચારે પાયાનો ઉદય થાય છે. એ પ્રમાણે મસ્તક પર રહેલા નક્ષત્રના પાયાની કલ્પનાએ કરીને ઉદય પામેલો નવાંશક પણ નિશ્ચય કરવો. આ પ્રમાણે લગ્નનું સ્પષ્ટીકરણ કર્યું.

હવે પ્રાયે કરીને દિવસે કાળનું જ્ઞાન શંકુ છાયાને આધીન છે, તેથી કરીને કાળ થકી છાયા અને છાયાથી કાળ આણીને બતાવે છે. તેમાં પ્રથમ સૂક્ષ્મ રીતે દિનમાન લાવવાની રીત આ પ્રમાણે છે.

"दत्तायनांशा रविभुक्तभागाः, पलेन गुण्या दिनवृद्धिहान्योः।
षष्टयाभिलब्धं घटिकाद्यमेतत्, स्यादाढयमूनं प्रथमद्युमानात् ॥१॥"

"સૂર્યે ભોગવેલા અંશોમાં અયનાંશો નાખવા. પછી તેને દિવસની વૃદ્ધિ અથવા હાનિના પળો વડે ગુણવા. તેને ૬૦ વડે ભાગ દેવાથી જે ઘડી વિગેરે લાધે તે સંક્રાંતિના પહેલા દિવસના માનમાં નાખવા અથવા ઓછા કરવા."

ઇષ્ટ દિવસને વિષે સૂર્યે પોતે આક્રમણ કરેલી રાશિના જેટલા ત્રિંશાંશો ભોગવ્યા હોય તેમાં તે વર્ષના અયનાંશો નાખી તેને ઉપર (પ્રથમ) જે રાશિ આવી હોય તે રાશિ સંબંધી પૂર્વે કહેલા કર્કેત્યાદિ (પત્ર ૧૭) ને આધારે દિનની વૃદ્ધિ અથવા હાનિના જે પળો હોય તે વડે ગુણી સાઠે ભાગતાં જે લાધે તે ઘડી વિગેરેને રસદ્ધિનાઢય (૧-૧૫ના અર્થમાં પત્ર ૧૭) ઇત્યાદિ શ્લોકમાં કહેલા મુખ્ય અહર્માન (દિનમાન) માં મકરાદિક છ રાશિમાં સૂર્ય હોય તો નાખવા અને કર્કાદિક છ રાશિમાં સૂર્ય હોય તો તેમાંથી બાદ કરવા. એમ કરવાથી સ્પષ્ટ દિનમાન આવશે. તે દિનમાનને સાઠ ઘડીના પ્રમાણવાળા રાત્રિ-દિવસના માનમાંથી શોધીએ ત્યારે શેષ રહેલું રાત્રિમાન સ્પષ્ટ થાય છે. આ દિનમાન તથા રાત્રિમાન કુલિકને સ્પષ્ટ કરવો એ વિગેરેમાં ઉપયોગી છે.

ઉદાહરણ-અહીં-ઇષ્ટ દિવસે મેષ રાશિનો સૂર્ય થયા પછી સત્તરમે દિવસે પ્રાતઃ કાળે ઘડી ૧૩ પળ ૩૨ સમયે "स्फुटोथ भानुः" (૫-૬૬) ઇત્યાદિ રીતિએ કરીને સ્પષ્ટ કરેલા સૂર્ય વડે ભોગવાયેલા અંશો ૧૬, કળા ૩, વિકળા ૩૦ થઈ છે. તેમાં અયનાંશ ૧૫, કળા ૩૪ નાખવાથી રાશિ ૧, અંશ ૧, કળા ૩૭, વિકળા ૩૦ થાય છે. અહીં અયનાંશ સહિત કરેલા સૂર્યે મેષ રાશિ સંપૂર્ણ ભોગવી, તથા વૃષ રાશિનો અંશ ૧, કળા ૩૭, વિકળા ૩૦ પણ ભોગવી એમ સિદ્ધ થયું, તેથી અહીં વૃષ રાશિ સંબંધી દિવસની વૃદ્ધિ પળ ૨, અક્ષર ૫૨ છે, તેથી અંશાદિક અંકો ગોમૂત્રિકાની રીતે બે સ્થાને સ્થાપન કરી એક સ્થાને ૨ વડે અને બીજે સ્થાને ૫૨ વડે ગુણવાના છે.

સ્થાપના—

| ૨ | ૫૨ |
|---|---|
| ૧ | ૧ |
| ૩૭ | ૩૭ |
| ૩૦ | ૩૦ |

ગુણવાથી

| ૨ | |
|---|---|
| ૭૪ | ૫૨ |
| ૬૦ | ૧૯૨૪ |
| | ૧૫૬૦ |

છેલ્લા (૧૫૬૦) અંકને ૬૦ વડે ભાગ દેતાં ભાગમાં ૨૬ આવ્યા તેને ઉપર (૧૯૨૪)માં નાખ્યા ત્યારે ૧૯૫૦ થયા. આ રાશિને પહેલી રાશિના નીચલા અંક ૬૦માં નાખવાથી ૨૦૧૦ થયા. તેને ૬૦ વડે ભાગ દેતાં ૩૩ લાધ્યા. તેને ઉપરના (૫૨) અંકમાં નાખવાથી ૮૫ પળ થયા, તેમાં પહેલી રાશિમાં સમ પંક્તિએ રહેલા અંક ૭૪માં નાખવાથી ૧૫૯ થયા, તેને ૬૦ વડે ભાગ દેતાં શેષ ૩૯ અક્ષર રહ્યા અને ભાગમાં ૨ પળ આવ્યા, તેને ઉપરના બે પળમાં નાખવાથી પળો ૪ થયા. તેને ૬૦ વડે ભાગ દેતાં ભાગ ચાલતો નથી, માટે ઘડીને સ્થાને શૂન્ય આવી. સ્થાપના-ઘડી ૦, પળો ૪, અક્ષર ૩૯. આ રાશિને વૃષના પહેલા દિવસના અહર્માન ઘડી ૩૧, પળ ૪૬માં નાખવાથી ઘડી ૩૧, પળ ૫૦, અક્ષર ૩૯ થયા. આ તે દિવસનું સ્પષ્ટ માન થયું તથા તે દિવસની રાત્રિનું માન ઘડી ૨૮, પળો ૯, અક્ષર ૨૧ થાય છે. (૬૦ માંથી ૩૧-૫૦-૩૯ બાદ કરવાથી.)

હવે એ જ માનથી મધ્ય છાયા લાવવાની રીત કહે છે.—

"ज्येष्ठादिनादिनं शोध्यं, शेषाद्दशगुणात्स्वतः।
त्यजेत्सप्तशरै ५७ र्लब्धं, सूर्यै १२ र्मध्याह्नपः स्मृताः ॥१॥"

"મોટા દિનમાનમાંથી ઇષ્ટ દિવસનું દિનમાન બાદ કરવું. બાકી રહેલાને દશે ગુણવા. પછી તેને ૫૭ વડે ભાગ દેવો. જે લાધે તેને ૧૨ વડે ભાગ દેવો. જે લાધે તે મધ્યાહ્નના પાદ (પારેયા-પગલાં) જાણવા."

ઇષ્ટ દિવસનું અહર્માન (દિનમાન) મોટા અહર્માનમાંથી બાદ કરવું. શેષ રહે તેને દશે ગુણવા. ત્યાર પછી "સ્વતઃ" એટલે તે જ અંકને નીચે મૂકી ૫૭ વડે ભાગ દેતાં જે લાધે તે મુખ્ય અંકમાંથી બાદ કરવું. જો ભાગ ન ચાલે અને ૫૭ની અપેક્ષાએ ઉપરનો અંક અર્ધથી અધિક હોય તો એક આખો ગ્રહણ કરીને મુખ્ય અંકમાંથી બાદ કરવો. ત્યાર પછી તેને ૧૨ વડે ભાગ દેવો. જે લાધે તે મધ્યાહ્નની છાયાના પાદ જાણવા અને શેષ રહે તે અંગુલ જાણવા.

જેમ કે—અહીં ઇષ્ટ દિનમાન (ઘડી ૩૧, પળ ૫૦, અક્ષર ૩૯) ને મોટા દિનમાન ઘડી ૩૩, પળ ૪૮માંથી બાદ કર્યું, ત્યારે ઘડી ૧, પળ ૫૭, અક્ષર ૨૧ રહ્યા. આ શેષ હોવાથી તેને દશ વડે ગુણી ૬૦ વડે ભાગ દઈ દઈને ઉપર ઉપર નાખવાથી નીચે (શેષ) ૩૩ રહ્યા અને ઉપર (ભાગમાં) ૧૯ આવ્યા. આ (૧૯)ને ૫૭ વડે ભાગી શકાશે નહી. તેમજ ૫૭ની અપેક્ષાએ અર્ધથી અધિક પણ નથી, તેથી તે રીત કર્યા વિના જ તે (૧૯)ને બારે ભાગ દેતાં ૧ પાદ લાધ્યો. શેષ અંગુલ ૭ અને ૩૩ વ્યંગુલ થયા. આ પ્રમાણે ઇષ્ટ દિવસની મધ્યાહ્ન છાયા થઈ.

હવે આ મધ્યાહ્ન છાયાથી ઇષ્ટ કાળની છાયા લાવવાની રીત કહે છે.—

"खमही कर २१० हतदिवसे, विहृते वाञ्छितपलैर्द्युगतशेषैः ।
लब्धं मध्यपदैर्युग् नग ७–रहितं स्यात् पदच्छायां ॥१॥
शेषमर्क १२ गुणं कृत्वा, वाञ्छितैस्तु पलैर्हृतम् ।
लब्धमङ्गुलसंज्ञं स्या–देवं छायाङ्गुलागमः ।२॥"

'ઇષ્ટ દિનમાનને ૨૧૦ વડે ગુણવું'. તેને વાંછિત દિનના (મધ્યાહ્ન પહેલાં હોય તો) ગયેલા [1]પળોએ અથવા (મધ્યાહ્ન પછી હોય તો) શેષ પળોએ ભાગ દેવો. જે લાધે તેને મધ્યાહ્નની છાયાના પાદે કરીને યુક્ત કરી તેમાંથી ૭ બાદ કરતાં જે રહે તે પાદછાયા જાણવી. ભાગ દેતાં જે શેષ રહ્યા હોય તેને બારે ગુણી તે જ વાંછિત પળોએ ભાગ દેવો. જે લાધે તે અંગુલ (શેષ રહે તે વ્યંગુલ) થાય છે. આ પ્રમાણે છાયાના અંગુલ અને વ્યંગુલ આવે છે."

ઉદાહરણ–ઇષ્ટ દિવસનું દિનમાન ઘડી ૩૧, પળ ૫૦, અક્ષર ૩૯ છે, તે સર્વને ૨૧૦ વડે ગુણવાથી ૬૫૧૦, ૧૦૫૦૦, ૮૧૯૦ થયા. તેને ૬૦ વડે ભાગ દઈ દઈ ઉપર ઉપર નાખવાથી નીચે (છેલ્લે) ૩૦, તેની ઉપર (પહેલાં) ૧૬, અને તેની પણ ઉપર ૬૬૮૭ થયા. પછી "દ્યુગત" એટલે દિવસનો પૂર્વ ભાગ હોય તો ગયેલા પળો વડે અને દિવસનો પાછલો ભાગ હોય તો શેષ (બાકી રહેલા) પળો વડે ભાગ દેવો એમ કહ્યું છે. તેથી અહીં પ્રથમ આણેલી ઘડી ૧૩, પળ ૩૨ છે. તેના પળો ૮૧૨ થયા. આ ૮૧૨ વડે તેનો (૬૬૮૭) ભાગ દેવો. ભાગમાં ૮૧૨ આવ્યા, તે પાદ થયા. શેષ ૧૯૧ રહ્યા. તેને ૧૨ વડે ગુણી નીચેના ૧૬ નાખવાથી ૨૩૦૮ થયા. તેને ૮૧૨ વડે ભાગ દેતાં ભાગમાં ૨ અંગુલ લાધ્યા. શેષ ૬૮૪ રહ્યા. તેને વ્યંગુલ લાવવા માટે ૬૦ વડે ગુણી નીચેના ૩૦ ભેળવવાથી ૪૧૦૭૦ થયા. તેને પણ ૮૧૨ વડે ભાગ દેતાં ભાગમાં ૫૦ વ્યંગુલ આવ્યા. શેષ ૪૭૦ રહ્યા તેનો ત્યાગ કરવો, (અથવા અર્ધ ઉપર હોવાથી ૫૦ માં એક વધારી ૫૧ વ્યંગુલ કરવા) તેથી પાદ ૮,[2] અંગુલ ૨, વ્યંગુલ ૫૦ (૫૧) થયા. તેમાં મધ્યાહ્નની છાયાના પાદ ૧, અંગુલ ૭, વ્યંગુલ ૩૩ નાખવાથી પાદ ૯, અંગુલ ૧૦, વ્યંગુલ ૨૩ (૨૪) થયા. પાદના અંકમાથી ૭ બાદ કરતાં પાદ ૨, અંગુલ ૧૦, વ્યંગુલ ૨૩ (૨૪) થયા. આ સાત અંગુલની શંકુ છાયા ૧૩ ઘડી અને ૩૨ પળ સમયે થઈ એમ સિદ્ધ થયું.

હવે તેની પ્રતીતિને માટે એ જ છાયાથી આ કાળ લાવે છે.—

"साद्रि ७ शङ्कुपदैरर्क १२–गुणैर्मध्याङ्गुलोनितैः ।
द्विवेद ४२ घ्ने भक्ते, द्युगतं शेषमाप्यते ॥१॥"

---

૧. વાંછિત (ઇષ્ટ) દિવસને જેટલા ઘડી તથા પળ હોય તે સર્વના પળ કરવા.

૨. આ ૮મા મધ્યાહ્નની છાયા નાખી તેમાથી ૭ બાદ કરવાના છે. તે શેષની રીત બતાવ્યા પછી કહેશે.

"શંકુના પાદમાં ૭ ઉમેરી બારે ગુણી અંગુલ કરવા. (તેમાં ઉપર વધેલા અંગુલ પણ નાખવા.) પછી મધ્યાહ્નની છાયાના અંગુલ કરી તેમાંથી બાદ કરવા. જે શેષ રહે તેણે કરીને ઇષ્ટ દિવસના દિનમાનને (ઘડી, પળ અને અક્ષરને) ૪૨ વડે ગુણીને ભાગ દેવો. જે આવે તે ગયેલો દિવસ જાણવો એટલે તેટલી ઘડી અને પળ દિવસ ચડયો છે એમ જાણવું."

જેમ કે—અહીં શંકુના પાદ ૨ છે, તેમાં ૭ નાખવાથી ૯ થયા. તેને બારે ગુણવાથી ૧૦૮ અંગુલ થયા. તેમાં ઉપર વધેલા અંગુલ ૧૦ નાખવાથી ૧૧૮ થયા. હવે મધ્યાહ્નની છાયા પાદ ૧, અંગુલ ૭ છે, તેના અંગુલ કરવાથી ૧૯ થયા. તે ૧૯ ને ૧૧૮ માંથી બાદ કરતાં ૯૯ રહ્યા. હવે તે દિવસના દિનમાનના [1]ત્રણ અંકને પૃથક્ ૪૨ વડે ગુણી ૬૦ વડે ભાગ દઈને ઉપર ઉપર નાખવાથી નીચે ૪૨, તેની ઉપર ૨૮ અને તેની પણ ઉપર ૧૩૩૭ આવે છે. તેને ૯૯ વડે ભાગ દેતાં ૧૩ ઘડી લાધી. શેષ ૫૦ રહ્યા. તેને ૬૦ વડે ગુણી તેમાં નીચેના ૨૮ મેળવવાથી ૩૦૨૮ થયા. તેને ૯૯ વડે ભાગ દેતાં પળ ૩૦ લાધ્યા. શેષ ૫૮ રહ્યા. તેને ૬૦ વડે ગુણી નીચેના ૪૨ નાખવાથી ૩૫૨૨ થયા. તેને પણ ૯૯ વડે ભાગ દેતાં અક્ષર ૩૫ લાધ્યા. શેષ ૫૭ રહ્યા. તે (૫૭) ૯૯ ની અપેક્ષાએ અર્ધાધિક હોવાથી અક્ષરમાં એક વધાર્યો, તેથી અક્ષર ૩૬ થયા. આ (૩૬) પણ ૬૦ ની અપેક્ષાએ અર્ધાધિક હોવાથી પળમાં એક વધાર્યો, તેથી પળ ૩૧ થયા. તેથી કરીને ૨ પાદ, ૧૦ અંગુલ અને ૨૪ વ્યંગુલની છાયા હોય ત્યારે ૧૩ ઘડી અને ૩૧ પળ જેટલો દિવસ ચડેલો હોય એમ સિદ્ધ થયું અને દિવસના પાછલા ભાગમાં જો આ છાયા લઈએ તો તેટલા ઘડી, પળ દિવસ બાકી રહ્યો છે એમ જાણવું. આ બીજી રીત હોવાને લીધે એક-બે પળનો ફરક પડે તેમાં કાંઈ પણ દોષ નથી એમ જાણવું. આ રીતે પ્રસંગને લીધે છાયા અને કાળ લાવવાની રીત કહી.

હવે પ્રકૃત હોવાથી ગ્રહોનું અને તેમની ગતિનું સ્પષ્ટીકરણ કહે છે.—

"गतेष्टनाड्यो गुणिताः खखेभैः, ८००–६००–४००–२००
सर्वर्क्षनाडीविहृताः कलाद्यम् ।
भुक्तर्क्षयुक्तं सकला ग्रहाः स्युः,
षष्ट्या हतेष्वष्टशतेषु भुक्तिः ॥१॥"

---

૧ ઉપર દિનમાન ઘડી ૩૧, પળ ૬૦, અક્ષર ૩૧ લખેલા છે. ગણિતની રીતે પણ તેટલા જ થાય છે, પરંતુ અહીં ઘડી ૩૧–૫૦–૪૧ લઈને ગણિત કર્યું હોય તેમ જણાય છે. અન્યથા ગણિત મળતુ આવતું નથી. પ્રથમ ગણિતના ૩૯ ને બદલે અર્ધાધિક વધેલા કરીને ૪૦ તો થઈ શકે છે, તેને બદલે ૪૧ અક્ષર લીધા, તેનું કારણ બીજી રીત હોવાથી તેટલો ફરક લેવામાં અડચણ નથી એમ ધારવું યોગ્ય છે.

"ઇષ્ટ દિવસે જે ગ્રહ હોય તેની ગયેલી ઘડીઓ ૮૦૦-૬૦૦-૪૦૦ કે ૨૦૦ વડે ગુણવી. ત્યાર પછી તેને નક્ષત્રની સર્વ ઘડીઓ વડે ભાગ દેવો. જે આવે તે કળાદિક જાણવા. પછી તેમાં ભોગવાઈ ગયેલી નક્ષત્રોની કળાઓ નાખવી. તે કળા પણ ૮૦૦-૬૦૦-૪૦૦ કે ૨૦૦ હોય છે. પછી તેને ૬૦ વડે ભાગ દેતાં જે આવે તે અંશાદિક જાણવા. (આ રીતે ગ્રહો સ્પષ્ટ થાય છે.) પછી ૮૦૦ વિગેરેને સાઠે ગુણી નક્ષત્રની સર્વ ઘડીઓ વડે ભાગ દેવાથી તે ગ્રહોની ગતિ આવે છે."

આ શ્લોકનું ભાષ્ય આ પ્રમાણે છે.—

"इष्टात्प्राग्गतनाड्यो-ऽष्टशताद्यैर्गुणितास्ततः ।
सर्वर्क्षघटिकाभक्ताः, कलाद्याः स्युरिति स्फुटम् ॥१॥
भुक्तऋक्षाष्टशत्यादि-प्रमाणसहितास्ततः ।
षष्टिभक्तेंऽशकादि स्या-च्छेषे षष्टिगुणे ततः ॥२॥
सर्वर्क्षघटिकाभक्ते, लब्धं स्याद्विकलादिकम् ।
एवं स्पष्टा ग्रहाः सर्वे, कर्तव्या गणकोत्तमैः ॥३॥"

"ઇષ્ટ ગ્રહની પહેલાં જેટલી ઘડીઓ ગઈ હોય તેને આઠસો વિગેરે વડે ગુણવી. ત્યાર પછી નક્ષત્રની સર્વ ઘડીઓ વડે ભાગ દેવો, ભાગ દેતાં જે આવે તે કળાદિક સ્પષ્ટ રીતે આવે છે. ત્યાર પછી ભોગવાયેલાં નક્ષત્રોનું જે આઠસો વિગેરે પ્રમાણ છે તેને કળાઓમાં નાખવું. પછી તેને ૬૦ વડે ભાગ દેતાં જે લાધે તે અંશાદિક જાણવા. તથા તે ૮૦૦ વિગેરેને ૬૦ વડે ગુણી નક્ષત્રની સર્વ ઘડીઓ વડે ભાગ દેવો. જે લાધે તે કળા અને શેષ રહે તે વિકળારૂપ તે ગ્રહોની ગતિ સ્પષ્ટ થાય છે. આ રીતે ગણિત જાણનારાઓએ સર્વે ગ્રહો સ્પષ્ટ કરવા."

અહીં આઠસો વિગેરે કહ્યું છે તેનો અર્થ આ પ્રમાણે છે.—આખા નક્ષત્રની ગત નાડીઓ વડે ગુણવા હોય તો તે આખા નક્ષત્રનો ભોગવટો આઠસો કળાનો છે, માટે આઠસો વડે ગુણાકાર કરવો અને જ્યાં નક્ષત્રના ત્રણ પાદની, બે પાદની કે એક પાદની ગત નાડીઓ ઇષ્ટ હોય ત્યાં અનુક્રમે છસો, ચારસો અને બસો વડે ગુણાકાર કરવો. એમ જાણવું. નક્ષત્રની સર્વ ઘડીઓ વડે ભાગ દેવાનું કહ્યું ત્યાં પણ આખા (ચાર પાદવાળા) નક્ષત્રની, ત્રણ પાદવાળા, બે પાદવાળા કે એક પાદવાળા નક્ષત્રની સર્વ ઘડીઓ વડે તે તે ઠેકાણે ભાગાકાર જાણવો. એ જ પ્રમાણે ભોગવાયેલાં નક્ષત્રોના આઠસો વિગેરે પ્રમાણે કરીને સહિત કરવાનું કહ્યું છે, ત્યાં પણ એક, બે કે ત્રણ પાદ ભોગવાઈ ગયાનો સંભવ હોય ત્યારે પણ અનુક્રમે ૨૦૦-૪૦૦ કે ૬૦૦ કળાઓનો લાધેલી કળાઓમાં પ્રક્ષેપ કરવો એમ જાણવું. "ઋક્ષ' શબ્દનો અર્થ "રાશિ" પણ થઈ શકે છે, તેથી તે ગ્રહે જેટલી રાશિઓ ભોગવી હોય તે રાશિનો અંક પણ માથે (ઉપર) લખવો.

આ જ અર્થ સ્પષ્ટપણે કહે છે.—

"इन्दोर्गुण्या गता घट्यो-ऽष्टशत्या प्रतिभं सदा।
भौमसूर्यज्ञशुक्राणां, गुण्या अष्टशतादिभिः ॥१॥
शनिवाक्पतिराहूणां, द्विशत्या पादगत्वातः।
गता घट्यो हता भांह्रि-घट्याप्तं स्यात्कलादिकम् ॥२॥
राहोर्वामगतित्वेन, लब्धा या विकलाः कलाः।
शोध्यास्ता द्विशतीमध्या-च्छेषं भोग्यकला इह ॥३॥"

"ચંદ્રની ગત ઘડીઓને ૮૦૦ વડે ગુણવી. મંગળ, સૂર્ય, બુધ અને શુક્રની ગત ઘડીઓ ૮૦૦ વિગેરે વડે ગુણવી. એક પાદમાં રહેલા હોવાથી શનિ, ગુરુ અને રાહુની ગત ઘડીઓ ૨૦૦ વડે ગુણવી. પછી તેને નક્ષત્રના પાદની સર્વ ઘડીઓ વડે ભાગ દેવાથી જે લાધે તે કળાદિક ભુક્ત થાય છે, પરંતુ રાહુ વામ ગતિવાળો હોવાથી જે કળા, વિકળા લાધે તે બસોમાંથી બાદ કરવી. જે બાકી રહે તે ભોગ્ય કળાદિક થાય છે."

ચંદ્રની ગત ઘડીઓ ૮૦૦ વડે ગુણવાની કહી તેનું કારણ એ છે જે—સર્વત્ર ચંદ્રનો ચાર (ગતિ) નક્ષત્રની અપેક્ષાએ કરીને જ ટીપણામાં લખ્યો હોય છે. મંગળ વિગેરેને આઠસો વિગેરેથી ગુણવાનું કહ્યું તેનું કારણ એ કે—ભૌમાદિકનો ચાર ટીપણામાં નક્ષત્રની અપેક્ષાએ તેમજ રાશિની અપેક્ષાએ પણ લખેલો હોય છે તથા શનિ વિગેરેનો ચાર તો નક્ષત્રના એક પાદની જ અપેક્ષાએ લખેલો હોય છે, તેથી એક પાદની અપેક્ષાએ જ તેઓની વર્તના કરવી, એટલે કે નક્ષત્રના એક પાદની ગયેલી ઇષ્ટ ઘડીઓ ૨૦૦ વડે ગુણતાં જે આવે તેને નક્ષત્રના એક પાદથી બીજા પાદમાં જતાં વચ્ચે જેટલી ઘડીઓ હોય તે સર્વ ઘડીઓ વડે ભાગ દેવો. જે કળાદિક લાધે તે ભુક્ત થાય છે, પરંતુ રાહુની વામ ગતિ હોવાથી જે લાધે તે ૨૦૦ માથી બાદ કરવી. શેષ રહે તે રાહુએ તે પાદનું ભોગ્ય થયું એમ જાણવું. પછી તેમાં ભોગ્ય નક્ષત્રની ૮૦૦ વિગેરે ઘડીઓ નાખવી. અહીં રાશિઓ પણ જેટલી ભોગ્ય હોય તે જ ઉપર લખવી. આ પ્રમાણે સૂર્યાદિક ગ્રહોની વર્તના કોઈ વખત એક પાદની અપેક્ષાએ અને કોઈ વખત બે-ત્રણ પાદની અપેક્ષાએ પણ કરવામાં આવે છે. માત્ર આ જ રીતિએ કરીને સૂર્યાદિક સાત ગ્રહો ભુક્તની અપેક્ષાએ સ્પષ્ટ થાય છે અને રાહુ તો ભોગ્યની અપેક્ષાએ સ્પષ્ટ થાય છે. જો રાહુની રાશિના અંકમાં છ નાખીએ તો કેતુ પણ ભોગ્યની અપેક્ષાએ જ સ્પષ્ટ થાય છે.

(ગ્રહોની ગતિ લાવવાની રીત-) ઉપરના પ્રથમ શ્લોકમાં "षष्टया हतेष्वष्टशतेषु भुक्तिः" (આઠસોને સાઠે ગુણતાં ભુક્તિ આવે છે.) આ ઠેકાણે "सर्वर्क्षनाडीविहतेषु" (નક્ષત્રની સર્વ ઘડીઓ વડે ભાગ દીધેલા એવા આઠસો) એટલું અધ્યાહાર છે, તેથી કરીને તેનો આવો અર્થ થાય છે.—આઠસોને અથવા સંભવ પ્રમાણે છસો, ચારસો કે બસોને સાઠે ગુણી નક્ષત્રની સર્વ ઘડીઓ વડે અથવા સંભવ પ્રમાણે ત્રણ, બે કે એક પાદની ઘડીઓ વડે ભાગ દેવાથી જે બે ફળ આવે તેટલી કળા-વિકળારૂપ ગ્રહોની દિવસ સંબંધી ગતિનું માન જાણવું.

હવે અહીં તત્કાળ ( ઇષ્ટ કાળ )ના નવ ગ્રહોને સ્પષ્ટ કરીને ઉદાહરણ બતાવે છે. તેમાં સૂર્ય તો પ્રથમ જ સ્પષ્ટ કરી બતાવ્યો છે, પરંતુ તેની ગતિ કહી નથી, તેથી તેનું બારે સંક્રાંતિમાં અનુક્રમે કળા વિકળા રૂપ દિવસની ગતિનું માન પ્રાયે કરીને આ પ્રમાણે હોય છે—

"वस्वर्थो निधयो ५८-९ नवेषुसधृति ५९-१८
द्विः षट्शरं ५६-५६ त्र्यूनिका,
षष्टिर्द्वादश ५७-१२ कुञ्जरेषुगगनं ५८-०
चैकोनषष्टिर्हयाः, ५९-७ ।
षष्टिर्विश्वयुता ६०-१३ कुषट् च सगुणा ६१-३ कञ्जं
द्वियुग्विंशतिः ६१-२२,
कञ्जं सन्निधि ६१-९ षष्टिका युगयुगं ६०-२२ खेटेषु
धृत्या युतम् ५९-१८ ॥१॥"

"મેષ રાશિની સંક્રાંતિમાં સૂર્યની ગતિ કળા ૫૮, વિકળા ૯ હોય છે, એ જ રીતે વૃષ—૫૯—૧૮, મિથુન—૫૬-૫૬, કર્ક—૫૭-૧૨, સિંહ—૫૮-૦, કન્યા—૫૯-૭, તુલા—૬૦—૧૩, વૃશ્ચિક-૬૧-૩, ધન-૬૧-૨૨, મકર—૬૧-૯, કુંભ-૬૦-૨૨, મીન—૫૯-૧૮."

તે દિવસે ચંદ્ર પુષ્ય નક્ષત્ર (તથા કર્ક રાશિ)માં છે. તેની ગત ઘડીઓ કાર્ય વખતે ૧૭ છે. તેને ૮૦૦ વડે ગુણતાં ૧૩૬૦૦ થયા. તેને પુષ્યની સર્વ ઘડીઓ ૬૬ વડે ભાગ દેતાં લાધેલી કળા ૨૦૬, વિકળા ૩, શેષ ૪૨. આ (૪૨) ૬૬ ની અપેક્ષાએ અર્ધાધિક હોવાથી વિકળા ૪ થઈ. પછી પુનર્વસુના છેલ્લા પાદની ૨૦૦ કળાઓ ઉપરની કળા (૨૦૬) માં નાખવાથી કળા ૪૦૬ થઈ. તેને ૬૦ વડે ભાગ દેતાં લાધ્યા અંશ ૬, કળા ૪૬, વિકળા ૪, ભુક્ત રાશિ ત્રણ હોવાથી તેને ઉપર લખ્યો, તેથી તે વખતે સ્પષ્ટ ચંદ્ર રાશિ ૩-૬-૪૬-૬ થયો. તેની ગતિ કળા ૭૨૭, વિકળા ૧૬ છે.

તે દિવસે મંગળ ઉત્તરભાદ્રપદમાં (તથા મીન રાશિમાં) છે. તે વખતે ગત ઘડીઓ ૧૪૯ છે. તે આ રીતે-ઉત્તરભાદ્રપદમાં મંગળ ૪૪. તે દિવસની શેષ ઘડીઓ ૧૬, કાર્યના દિવસની ઘડીઓ ૧૩ અને વચ્ચેના બે દિવસની ઘડીઓ ૧૨૦ છે. તે સર્વ મળવાથી ૧૪૯ થાય છે. તેને ૮૦૦ વડે ગુણવાથી ૧૧૯૨૦૦ થાય છે. તેને નક્ષત્રની સર્વ ઘડીઓ ૧૦૨૨ વડે ભાગવાથી કળા ૧૧૬, વિકળા ૩૮ થાય છે. પૂર્વભાદ્રપદના છેલ્લા પાદની ૨૦૦ કળાઓ ઉપરની કળાઓમાં નાખવાથી ૩૧૬ થાય છે. તેને ૬૦ વડે ભાગ દેતાં અંશ ૫, કળા ૧૬, વિકળા ૩૮ થઈ. ગત રાશિ ૧૧ નો અંક ઉપર મૂકવાથી સ્પષ્ટ મંગળ રાશિ ૧૧-૫-૧૬-૩૮ થયો. તેની ગતિ કળા ૪૬, વિકળા ૫૮ છે

તે દિવસે બુધ વૃષ રાશિમાં કૃત્તિકા નક્ષત્રમાં છે, તે વખતે ગત ઘડીઓ ૧૭૦ છે. તે આ રીતે.—વૃષમાં બુધ ૨૩. તે દિવસે શેષ ઘડીઓ ૩૭, કાર્યના દિવસની

ઘડીઓ ૧૩, વચ્ચેના બે દિવસની ઘડીઓ ૧૨૦, તે સર્વ મળી ૧૭૦ થાય છે. તેને કૃત્તિકાના ત્રણ પાદ જે વૃષમાં રહેલા હોવાથી ૬૦૦ વડે ગુણતાં ૧૦૨૦૦૦ થયા. ત્યારપછી તેને વૃષે બુ૦ થી આરંભીને રોહિ૦ બુ૦ ત્યાં સુધીના ત્રણ પાદની જે ઘડીઓ છે તે સર્વ ઘડીઓ ૪૫૭ છે. તે વડે ભાગ દેતાં કળા ૨૨૩, વિકળા ૧૧, શેષ ૩૧૩ રહ્યા. તે ૪૫૭ ની અપેક્ષાએ અર્ધાધિક હોવાથી વિકળા ૧૨ થઈ. કળાઓને ૬૦ વડે ભાગ દેતાં અંશ ૩ લાધ્યા. તેની ઉપર ભુક્ત રાશિ ૧ મૂકવાથી સ્પષ્ટ બુધ ૧-૩-૪૩-૧૨ થયા. તેની ગતિ ૬૦૦ ને ૬૦ વડે ગુણી ત્રણ પાદની ઘડીઓ ૪૫૭ વડે ભાગ દેતાં કળા ૭૮, વિકળા ૪૬ આવે છે.

તે દિવસે ગુરુ આર્દ્રાના પહેલા પાદમાં છે. તે વખતે ગત ઘડીઓ ૨૭૬ છે. તે આ રીતે.-રૌદ્રે પ્ર૦ ગુ૦ ૩૭. તે દિવસની શેષ ઘડીઓ ૨૩, કાર્યના દિવસની ઘડીઓ. ૧૩ અને વચ્ચેના ચાર દિવસની ઘડીઓ ૨૪૦ મળીને ૨૭૬ થાય છે. તેને ગુરુ એક પાદમાં રહેલ હોવાથી ૨૦૦ વડે ગુણતાં ૫૫૨૦૦ થયા. તેને આર્દ્રાના પહેલા પાદની સર્વ ભોગ ઘડીઓ ૧૧૯૨ વડે ભાગ દેતાં કળા ૪૬, વિકળા ૧૮ થઈ. કળામાં અર્ધા મૃગશિરની કળા ૪૦૦ નાખવાથી ૪૪૬ કળા થઈ. તેને ૬૦ વડે ભાગ દેતાં અંશ ૭ લાધ્યા. ઉપર ભુક્ત બે રાશિ મૂકવાથી સ્પષ્ટ ગુરુ ૨-૭-૨૬-૧૮ થયો. તેની ગતિ લાવવા માટે ૨૦૦ ને ૬૦ વડે ગુણી આર્દ્રાના એક પાદની સર્વ ઘડીઓ (૧૧૯૨) વડે ભાગ દેતાં કળા ૧૦, વિકળા ૪ થઈ.

તે દિવસે શુક્ર પૂર્વભાદ્રપદમાં છે. તે વખતે ગત ઘડીઓ ૫૪૧ છે. તે આ રીતે.- "પૂ. ભ. સિત" પૂર્વભાદ્રપદ શુક્ર ૧૨. તે દિવસની શેષ ઘડીઓ ૪૮, ઇષ્ટ દિન ઘડીઓ ૧૩ તથા વચ્ચેના આઠ દિવસની ઘડીઓ ૪૮૦ મળી ૫૪૧ થાય છે. તેને પૂર્વભાદ્રપદના ત્રણ પાદ કુંભના હોવાથી ૬૦૦ વડે ગુણતાં ૩૨૪૬૦૦ થાય છે. તેને "મીને સિ૦" મીનના શુક્ર તેની પહેલાંની સર્વ ઘડીઓ ૫૮૨ વડે ભાગ દેતાં કળા ૫૫૭, વિકળા ૪૪ થઈ. કળામાં છ ભુક્ત નવાંશકની કળા ૧૨૦૦ નાખવાથી કળા ૧૭૫૭, વિકળા ૪૪ થઈ. તેને ૬૦ વડે ભાગ દેતાં અંશો ૨૯ લાધ્યા. ઉપર ૧૦ રાશિ દેવાથી સ્પષ્ટ શુક્ર રાશિ ૧૦-૨૯-૧૭-૪૪ થયો. તેની ગતિ કળા ૬૧, વિકળા ૫૧ થાય છે.

તે દિવસે વક્ર શનિ અનુરાધાના ચોથા પાદમાં છે. તે વખતે ગત ઘડીઓ ૧૪૭૭ છે. તે આ રીતે—"पुनरनु० च श०" ૩૬. તે દિવસની શેષ ઘડીઓ ૨૪, ઇષ્ટ દિન ઘડીઓ ૧૩ અને વચ્ચેના ૨૪ દિવસની ઘડીઓ ૧૪૪૦ મળવાથી ૧૪૭૭ થાય છે. તેને શનિ એક પાદમાં રહેલો હોવાથી ૨૦૦ વડે ગુણતાં ૨૯૫૪૦૦. તેને ચોથા પાદની સર્વ ભોગ ઘડીઓ ૪૧૮૨ વડે ભાગ દેતાં કળા ૭૦, વિકળા ૩૮ થઈ. તેને શનિ વક્ર હોવાથી ૨૦૦ માંથી બાદ કરતાં કળા ૧૨૯, વિકળા ૨૨ રહી. તેમાં ચાર નવાંશકની કળા ૮૦૦ નાખવાથી કળા ૯૨૯ થઈ. તેને ૬૦ વડે ભાગ દેતાં અંશ ૧૫ લાધ્યા. ઉપર ૭ રાશિ દેવાથી સ્પષ્ટ શનિ રાશિ ૭-૧૫-૨૯-૨૨ થયો. તેની ગતિ કળા ૨, વિકળા ૫૨ છે.

તે દિવસે રાહુ ચિત્રાના છેલ્લા પાદમાં છે. તે વખતે ગત ઘડીઓ ૧૨૮૩ છે. તે આ રીતે. –ચિત્રા૦ ચ૦ રા૦ ૫૦ તે દિવસની શેષ ઘડીઓ ૧૦, કાર્ય દિન ઘડીઓ ૧૩ અને વચ્ચેના ૨૧ દિવસની ઘડીઓ ૧૨૬૦ મળી ૧૨૮૩ થાય છે. તેને રાહુ એક પાદમાં રહેલો હોવાથી ૨૦૦ વડે ગુણતાં ૨૫૬૬૦૦ થયા. તેને ચિત્રાના છેલ્લા પાદની સર્વ ભોગ ઘડીઓ ૩૭૭૪ વડે ભાગ દેતાં કળા ૬૭, વિકળા ૫૯ થઈ. તેને ૨૦૦ માંથી બાદ કરતાં કળા ૧૩૨, વિકળા ૧ રહી. કળામાં કન્યા રાશિમાં રહેલા ચિત્રાના ત્રીજા પાદની ૨૦૦ કળાઓ નાખવાથી ૩૩૨ કળા થઈ. તેને ૬૦ વડે ભાગ દેતાં અંશ ૫ લાધ્યા. ઉપર ૬ રાશિ દેવાથી ભોગ્યની અપેક્ષાએ સ્પષ્ટ રાહુ ૬–૫–૩૨–૧ થયો. તેની ગતિ કળા ૩, વિકળા ૧૧ આવે છે.

રાહુની રાશિના અંકમાં ૬ નાખવાથી સ્પષ્ટ કેતુ રાશિ ૦–૫–૩૨–૧ થાય છે. તેની ગતિ રાહુ પ્રમાણે જાણવી.

તે કાળના સ્પષ્ટ કરેલા નવ ગ્રહોની તથા તેમની ગતિની સ્થાપના–

| રવિ | ચંદ્ર | મંગળ | બુધ | ગુરુ | શુક્ર | શનિ | રાહુ | કેતુ |
|---|---|---|---|---|---|---|---|---|
| ૦ | ૩ | ૧૧ | ૧ | ૨ | ૧૦ | ૭ | ૬ | ૦ |
| ૧૬ | ૬ | ૫ | ૩ | ૭ | ૨૯ | ૧૫ | ૫ | ૫ |
| ૩ | ૪૬ | ૧૬ | ૪૩ | ૨૬ | ૧૭ | ૨૯ | ૩૨ | ૩૨ |
| ૩૦ | ૪ | ૩૮ | ૧૨ | ૧૮ | ૪૪ | ૨૨ | ૧ | ૧ |
| ૫૮ | ૭૨૭ | ૪૬ | ૭૮ | ૧૦ | ૬૧ | ૨ | ૩ | ૩ |
| ૯ | ૧૬ | ૫૮ | ૪૬ | ૪ | ૫૧ | ૫૨ | ૧૧ | ૧૧ |

અહીં કોઈને શંકા થાય કે—ગ્રહોને અને તેની ગતિને સ્પષ્ટ કરવાનું શું ફળ ? તેના જવાબ આ છે.—પ્રથમ કાર્યને સમયે સ્પષ્ટ કરેલા ગ્રહના કાળ પછી અને બીજું કાર્ય જે વખતે કરવું હોય તે વખતની પહેલાં જેટલી ઘડીઓ ગઈ હોય તે ઘડીઓને બે વાર સ્થાપન કરવી. પછી તેને કળા–વિકળારૂપ પ્રતિદિનની ગતિવડે અનુક્રમે ગુણવી. પછી તેને સાઠે ભાગતાં જે કળાદિક લાધે તેને પ્રથમના કાર્યની વેળાએ સ્પષ્ટ કરેલા ગ્રહોને મધ્યે નાખવા, પણ જો વક્રી ગ્રહ હોય તો તેમાંથી અને ભોગ્યની અપેક્ષાએ સ્પષ્ટ કરેલા રાહુમાંથી બાદ કરવા. તેમ કરવાથી બીજા કાર્યની વેળાએ ગ્રહો સ્પષ્ટ થાય છે.

ઉદાહરણ—પૂર્વે કહેલા જ વર્ષ, માસ અને પક્ષની (૧૯૫૨ના વૈશાખ સુદિ) ૧૩ ને દિવસે હસ્ત નક્ષત્રમાં સૂર્ય છતે ૮ ઘડી દિવસ ચડે તે સમયે કોઈએ કાર્ય કરવા ધાર્યું છે, તેથી આ વેળા અને પૂર્વે કહેલી વેળાનું અંતર ૩૫૫ ઘડીનું છે. તે આ રીતે–પૂર્વે વૈશાખ સુદિ ૭ ને દિવસે ૧૩ ઘડીઓ કહેલી છે, માટે તે દિવસની

શેષ ઘડીઓ ૪૭ રહી, તથા હસ્તના સૂર્યવાળા દિવસની (સુદિ ૧૩ની) ૮ ઘડીઓ છે, તથા વચ્ચેના પાંચ દિવસની ઘડીઓ ૩૦૦ થઈ. તે સર્વ મળી ૩૫૫ ઘડીઓ થઈ. હવે મેષમાં રહેલા સૂર્યની ગતિ કળા ૫૮, વિકળા ૯ છે તે વડે એ વાર સ્થાપન કરેલા ૩૫૫ને ગુણવા. સ્થાપના— ૫૮ / ૩૫૫ | ૯ / ૩૫૫ ગુણતાં | ૨૦૫૯૦ / ૩૧૯૫ નીચેના અંકને ૬૦ વડે ભાગ દેતાં ૫૩ લાધ્યા. તેને ઉપરના અંકમાં નાખવાથી ૨૦૬૪૩ થયા. તેને ૬૦ વડે ભાગ દેતાં કળા ૩૪૪ લાધી. શેષ વિકળા ૩ રહી. એ જ પ્રમાણે બીજા ચંદ્રાદિક ગ્રહોની કળા-વિકળા લાવીએ ત્યારે તે આ પ્રમાણે થાય છે.—

| | રવિ | ચંદ્ર | મંગળ | બુધ | ગુરુ | શુક્ર | શનિ | રાહુ | કેતુ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| કળા | ૩૪૪ | ૪૩૦૨ | ૨૭૭ | ૪૬૬ | ૫૯ | ૩૬૫ | ૧૬ | ૧૮ | ૧૮ |
| વિકળા | ૩ | ૫૯ | ૫૩ | ૨ | ૩૩ | ૫૬ | ૫૭ | ૫૦ | ૫૦ |

આ કળા વિકળા વડે સંસ્કાર[1] કરેલા પૂર્વના ગ્રહો બીજા કાર્ય સમયે આવા પ્રકારના થાય છે.—

| રવિ | ચંદ્ર | મંગળ | બુધ | ગુરુ | શુક્ર | શનિ | રાહુ | કેતુ |
|---|---|---|---|---|---|---|---|---|
| ૦ | ૫ | ૧૧ | ૧ | ૨ | ૧૧ | ૭ | ૬ | ૦ |
| ૨૧ | ૧૮ | ૯ | ૧૧ | ૮ | ૫ | ૧૫ | ૫ | ૫ |
| ૪૭ | ૨૯ | ૫૪ | ૨૯ | ૨૫ | ૨૩ | ૧૨ | ૧૩ | ૧૩ |
| ૩૩ | ૩ | ૩૧ | ૧૪ | ૫૧ | ૪૦ | ૨૫ | ૧૧ | ૧૧ |

હવે જે ગ્રહો તરત જ વક્ર થયા હોય અથવા વક્ર થવાની તૈયારીમાં હોય, તથા માર્ગીભૂત (માર્ગે રહેલા) હોય અથવા માર્ગની સન્મુખ હોય તેમનું સ્પષ્ટીકરણ કહે છે.

"वक्राग्रपश्चिमे भुक्ता, भोग्या मार्गाग्रपश्चिमे ।
अन्तरांशकला ग्राह्या स्तासां सीमा च सर्वभम् ॥१॥"
वक्रादूर्ध्वं फलं लब्धं, भुक्तभागौघतस्त्यजेत् ।
समोग्यभुक्तभागौघा--त्याज्यं मार्गादितः फलम् ॥२॥"

"વક્ર થયેલા ગ્રહની પછીની અને પહેલાંની ભુક્ત એવી અને માર્ગી થયેલા ગ્રહની પછીની તથા પહેલાંની ભોગ્ય એવી અંતરાંશ કળાઓ ગ્રહણ કરવી અને તે સર્વ કળાઓની જે સીમા તે સર્વભ કહેવાય છે. ૧. વક્રી થયા પછી લાધેલું જે ફળ તે ભુક્ત અંશ-કળાના સમૂહમાંથી બાદ કરવું અને માર્ગી થયા પછી તે લાધેલું ફળ ભોગ્ય સહિત કરેલા ભુક્ત અંશ-કળા ના સમૂહમાંથી બાદ કરવું."

---

[1] ૩૪૪ને ૬૦ વડે ભાગ દેતા ૫ અંશ આવ્યા. તે ૧૬મા નાખવાથી ૨૧ થયા. શેષ ૪૪ કળા રહી તે ૩માં નાખતાં ૪૭ થઈ. શેષ રહેલી ૩ વિકળા ૩૦માં નાખવાથી ૩૩ વિકળા થઈ.

આ બે શ્લોકોનું ભાષ્ય આ પ્રમાણે છે.—

"वक्रात् पूर्वगता नाड्यो, हताः स्वर्क्षकलादिभिः ।
सीमान्तसर्वभघटी-विभक्ताः स्युः स्फुटं कलाः ॥३॥
शेषे षष्टिगुणे सर्व-क्षलब्धे विकलागमः ।
भुक्तर्क्षयुक्ते तत्राङ्के, षष्टिभक्तेंऽशकादिकम् ॥४॥"
वक्रपश्चादपीत्थं स्यात्, सीमाधीष्ण्येऽग्रतः स्थिते ।
लब्धं फलं पुनस्त्याज्यं, भुक्तभागौघतस्तदा ॥५॥
मार्गात् पूर्वगता घट्यो, गुण्या भोग्यकलादिभिः ।
शेषं प्राग्वद्भोग्ययुक्त-भुक्तांशेभ्यः फलं त्यजेत् ॥६॥"
मार्गपश्चात्तु रूढयेति, वक्रिमार्गिग्रहाः स्फुटाः ।"

"વક્રીની પહેલાં ગયેલી કળાઓ પોતાના નક્ષત્રની કળાઓએ ગુણવી. તેને સીમાન્તની સર્વ નક્ષત્રની ઘડીઓએ ભાગ દેવાથી સ્ફુટ કળાઓ થાય છે. શેષને ૬૦ વડે ગુણી સર્વ નક્ષત્રની ઘડીઓએ ભાગ દેતાં વિકળા આવે છે. પછી તે અંકને ભુક્ત નક્ષત્રની ઘડીઓ સહિત કરીને ૬૦ વડે ભાગ દેતાં અંશાદિક આવે છે. હવે વક્રી થયા પછી પણ એ જ પ્રમાણે સીમા નક્ષત્ર આગળ રહે છને કરવું, પરંતુ તે વખતે ભુક્ત અંશોના સમૂહથી લાધેલા ફળને બાદ કરવું. હવે માર્ગી થયાની પૂર્વે ગયેલી ઘડીઓ ભોગ્ય કળાદિકે કરીને ગુણવી. બીજું પ્રથમની જેમ ભોગ્ય સહિત કરેલા ભુક્ત અંશોમાંથી ફળને બાદ કરવું, પરંતુ માર્ગી થયા પછી તો ¹ રૂઢિથી જાણવું. આ પ્રમાણે વક્રી અને માર્ગી ગ્રહો સ્ફુટ થાય છે."

આ શ્લોકોની વ્યાખ્યા આ પ્રમાણે છે.-વક્રાગ્રપશ્ચિમે એટલે ગ્રહનું વક્રપણું થવા પછી અને પહેલાં. માર્ગાગ્રપશ્ચિમે એટલે માર્ગી થયા પછી અને પહેલ अन्तरांशकला ग्राह्याः એટલે જેમ સ્વાભાવિક ગતિવાળા ગ્રહને સ્પષ્ટ કરવા માટે ગયેલી ઇષ્ટ ઘડીઓને ૮૦૦ કળા વડે ગુણવાનું કહ્યું છે તેમ અહીં (ગયેલી ઇષ્ટ ઘડીઓને) વક્રી અને માર્ગી થવાના સમયે ટીપ્પણમાં લખેલા ભુક્ત અંશો અને કળાએ એ કરીને ગુણવી. વિશેષ (તફાવત)એ કે વક્રી થયેલા ગ્રહની બન્ને તરફની (પછીની અને પહેલાંની) ભુક્ત કળાએ કરીને અને માર્ગી થયેલા ગ્રહની બન્ને તરફની ભોગ્ય કળાએ કરીને ગુણાકાર કરવો. "तासां सीमा च सर्वभं" એટલે પ્રસ્તાવને લીધે તાસાં-તે સર્વ નાડીઓ (ઘડીઓ)ને. ભાવાર્થ એ છે જે-જેમ બીજે ઠેકાણે સર્વે નક્ષત્રની ઘડીઓ વડે ભાગ દેવાનો કહ્યો તેમ ઇષ્ટ સમયે તે ગ્રહે આક્રમણ કરેલું નક્ષત્ર કે તેનો પાદ જે વખતે સ્પર્શ્યો હોય ત્યારથી આરંભીને વક્રી કે માર્ગી થાય ત્યાં સુધીની અથવા વક્રી કે માર્ગી થવાના સમયથી આરંભીને બીજા નક્ષત્રમાં કે તેના પાદમાં સંક્રમણ થાય ત્યાં સુધીની જે સર્વ ઘડીઓ હોય તે ઘડીઓ વડે ભાગ દેવો.

૧. આની રીત આગળ ટીકાના વિસ્તારથી જણાશે

ત્યાર પછી वक्रादूर्ध्वं એટલે જો વક્રી થયા પછી ગ્રહને સ્પષ્ટ કરવાનો હોય તો જે કળાદિક ફળ લાધેલું હોય તે વક્રી થવાના સમયે ટીપ્પણમાં લખેલા ભુક્ત અંશ અને કળાદિકમાંથી બાદ કરવું અને વક્રી થયા પહેલાં ગ્રહ સ્પષ્ટ કરવાનો હોય તો ગયેલી ઇષ્ટ ઘડીઓને કહેલી રીત પ્રમાણે ભુક્ત કળા વડે ગુણી તથા સર્વ ઘડીઓ વડે ભાગ દઈ જે લાધે તેને ભુક્ત નક્ષત્રની કળાએ યુક્ત કરવું, એ રીત સુગમ જ છે. मार्गोदितः એટલે કે જો માર્ગી થયા પહેલાં ગ્રહને સ્પષ્ટ કરવાનો હોય તો માર્ગી થવાને સમયે ટિપ્પનકમાં લખેલા ભુક્ત અંશો અને કળાઓમાં તેની જ ભોગ્ય કળાદિક મેળવીને પછી તે એકંદર થયેલા અંકમાંથી લાધેલી કળાદિક બાદ કરવી અને માર્ગી થયા પછી ગ્રહને સ્પષ્ટ કરવો હોય તો રૂઢિએ કરીને કરવો. એટલે કે-જેમ સ્વાભાવિક ગતિવાળા ગ્રહોની કળાઓ લાવીને તેમાં ભુક્ત નક્ષત્રની કળાઓ મેળવાય છે તે જ રીતે તે મેળવણી અહીં પણ કરવી. આ પ્રમાણે વક્રી અને માર્ગી થયેલા તથા વક્રી અને માર્ગી થવાની સન્મુખ થયેલા ગ્રહો સ્પષ્ટ થાય છે. આનું ઉદાહરણ બુધ અને શુક્રને આશ્રીને લખે છે, કારણ કે પ્રાયે કરીને આ બે ગ્રહો ઘણી વાર વક્રી અને માર્ગી થાય છે.

તેમાં વક્રી થયા પછીની રીત આ પ્રમાણે કરવી.—

વૃષ રાશિમાં વક્રી થયેલા બુધનું ગણિત આ પ્રમાણે છે.— વક્રી થયેલા દિવસની શેષ ઘડીઓ ૨૬, લગ્નના દિવસની ઘડીઓ ૧૦ તથા અંતરાળના (વચ્ચેના) ચાર દિવસોની ઘડીઓ ૨૪૦ એ સર્વ મળીને ૨૭૬ થઈ. આ અંક જૂદો રાખી મૂકવો. હવે બુધ જે દિવસે વક્ર થયો તે દિવસે વૃષ રાશિનું ભુક્ત કાઢવા માટે ટિપ્પનકમાં જોયું તો અંશ ૨૫, કળા ૪૪ છે. તે સર્વને કળા રૂપ કરતાં ૧૫૪૪ કળા થઈ. તેમાંથી કૃત્તિકાના ત્રણ પાદ અને રોહિણીના ચારે પાદની મળી ૧૪૦૦ કળાઓ બાદ કરીએ ત્યારે શેષ ૧૪૪ રહે છે. આ મૃગશીર્ષનું ભુક્ત આવ્યું. આટલા વડે' वक्राग्रपश्चिमेऽन्तरांशकला भुक्ता ग्राह्याः' "વક્રીની પછીની તથા પહેલાંની ભુક્ત અંશ કળાઓ ગ્રહણ કરવી." એટલાની વ્યાખ્યા પૂરી થઈ. ત્યાર પછી આ ૧૪૪ મૃગશીરના ભુક્ત વડે પૂર્વે આણેલી ૨૭૬ ગત ઇષ્ટ ઘડીઓને ગુણવાથી ૩૯૭૪૪ થાય છે. ત્યારપછી ટિપ્પનકમાં જોવું અને વક્રીના દિવસથી આરંભીને રોહિણીમાં બુધ ૭ ઘડી હોય ત્યાં સુધીની સર્વ ઘડીઓ એકત્ર મેળવવી. તે આ રીતે—વક્રીના દિવસની શેષ ઘડીઓ ૨૬, રોહિણીમાં આવેલો બુધ ઘડી ૭. તથા અંતરાળના ૬ દિવસની ઘડીઓ ૩૬૦ મળી ૩૯૩ થઈ. આ સર્વ નક્ષત્રની ઘડીઓ વડે પૂર્વે કહેલા અંક ૩૯૭૪૪ને ભાગ દેતાં ભાગમાં કળા ૧૦૧ આવી અને શેષ વિકળા ૮ રહી. આને પૂર્વે કહેલા મૃગશિરના ભુક્ત ૧૪૪માંથી બાદ કરીએ ત્યારે કળા ૪૨ વિકળા ૫૨ રહે છે આટલાએ કરીને "वक्रादूर्ध्वं फलं लब्धं भुक्तभागौघतस्त्यजेत्" "વક્રીની પછી જે ફળ લાધ્યું તેને ભુક્ત અંશના સમૂહમાંથી બાદ કરવું. એટલાની વ્યાખ્યા પૂરી થઈ. પછી તે કળા ૪૨, વિકળા ૫૨ ને કૃત્તિકાના ત્રણ પાદની અને રોહિણીના ચારે પાદની મળી ૧૪૦૦ ઘડીઓમાં નાખવાથી ૧૪૪૨ કળા અને ૫૨ વિકળા થઈ. કળાને ૬૦ વડે

ભાગ દેતાં ભાગમાં ૨૪ અંશો આવ્યા. તે ઉપર ભુક્ત રાશિ એક દેવાથી સ્પષ્ટ બુધ રાશિ ૧-૨૪-૨-૫૨ થયો.

હવે તે બુધની ગતિ આ પ્રમાણે લાવવી —આઠસોને ઠેકાણે અહીં ૧૪૪નો અંક છે, તેને ૬૦ વડે ગુણી સર્વ નક્ષત્રની ઘડીઓ ૩૯૩ વડે ભાગ દેતાં કળા ૨૧, વિકળા ૫૯ થઈ. આ વક્ર થયા પછી લગ્નને દિવસે બુધની ગતિ આવી. ગતિને સ્પષ્ટ કરવાનું ફળ પ્રથમની જેમ જ જાણવું. વિશેષ એ કે—આ ગતિ વડે ઈષ્ટ ઘડીઓને પૂર્વે કહેલી રીત પ્રમાણે ગુણવાથી જે કળાદિક ફળ લાધે તે બીજા કાર્યસમયે પૂર્વ કાર્યના સમયના ગ્રહોમાંથી બાદ કરીએ ત્યારે બીજા કાર્યસમયના ગ્રહો સ્પષ્ટ થાય છે.

હવે વક્ર થયા પહેલાંની વર્તના આ પ્રમાણે.—પુનર્વસુમાં શુક્ર ઘડી ૫૯ છે. તે દિવસની પછીને બીજે દિવસે ૧૦ ઘડી પછી લગ્ન લીધેલું છે, તેથી લગ્નના દિવસની ઘડી ૧૦ અને પુનર્વસુમાં શુક્ર આવ્યો તે દિવસની શેષ ઘડી ૧ મળી ૧૧ ઘડીઓ થઈ. ત્યાર પછી શુક્ર ક્યારે વક્ર થશે? તે માટે ટિપ્પનકમાં જોવું, ત્યારે લગ્નના દિવસની પછી વક્રી શુક્ર ઘડી ૪૯, અંશ ૨૧, કળા ૧૦ એ પ્રમાણે ટિપ્પનકમાં લખેલું જોયું. તેમાં અંશ વિગેરેની કળા કરવાથી ૧૨૭૦ થઈ. તેમાંથી મૃગશિરના બે પાદની અને આર્દ્રાના ચારે પાદની મળી ૧૨૦૦ કળાઓ બાદ કરતાં શેષ કળા ૭૦ રહી.[1] આ પુનર્વસુનું ભુક્ત થયું. આટલા વડે "वक्रादग्र पूर्वं चान्तरांशकला भुक्ता ग्राह्याः"—"વક્રની પછીની અને પહેલાંની ભુક્ત અંતરાશ કળા (વચ્ચે રહેલા અંશ-કળા) ગ્રહણ કરવી." એટલાની વ્યાખ્યા થઈ. ત્યારપછી આ પુનર્વસુની ભુક્ત કળા ૭૦ વડે ગત ઈષ્ટ ઘડીઓ ૧૧ ને ગુણતાં ૭૭૦ થઈ. ત્યારપછી ફરીથી ટિપ્પનકમાં જોવાથી પુનર્વસુમાં શુક્ર આવ્યો. તે દિવસની શેષ ઘડી ૧, વક્ર દિવસની ઘડીઓ ૪૯ અને અંતરાળના પાચ દિવસની ઘડીઓ ૩૦૦ મળીને ૩૫૦ થઈ. આ સર્વ નક્ષત્રની ઘડીઓ થઈ તે વડે પૂર્વે કહેલા ૭૭૦ ને ભાગ દેતાં કળા ૨ અને વિકળા ૧૨ આવી. આટલુ લગ્નસમયે શુક્રે પુનર્વસુનું ભુક્ત થયું. તેથી તેને મૃગશિરના બે પાદની તથા આર્દ્રાના ચારે પાદની મળી ૧૨૦૦ કળામાં નાખવાથી કળા ૧૨૦૨ અને વિકળા ૧૨ થઈ. કળાને ૬૦ વડે ભાગ દેતાં ભાગમાં ૨૦ અંશો લાધ્યા. તેની ઉપર બે રાશિ દેવાથી લગ્ન વેળાએ સ્પષ્ટ શુક્ર રાશિ ૨-૨૦-૨-૧૨ થયો.

હવે તેની ગતિ આ પ્રમાણે.—આઠસોને સ્થાને અહીં ૭૦નો અંક છે, તેને ૬૦ વડે ગુણી સર્વ નક્ષત્રની કળા ૩૫૦ વડે ભાગ દેતાં કળા ૧૨, વિકળા ૦ આવી. આ વક્ર થયા પહેલાં લગ્નને દિવસે શુક્રની ગતિ થઈ. આ ગતિ વડે ગુણવાથી જે કળાદિક ફળ આવે તે પૂર્વ કાળના ગ્રહોમાં મેળવવું.

હવે માર્ગી થયા પહેલાંની વર્તના આ પ્રમાણે —રોહિણીમાં બુધ ઘડી ૭ એ પ્રમાણે લખેલું હોવાથી જણાતા દિવસની પછી આઠમે દિવસે પાચ ઘડી ગયા પછી લગ્ન લીધેલું

૧ બાકી રહેલા ૭૦ ને ૬૦ વડે ગુણી ૩૫૦ વડે ભાગ દેતા ૧૨ વિકળા આવે છે.

છે, તેથી લગ્નના દિવસની ઘડી ૫, રોહિણીમાં બુધ આવ્યો તે દિવસની શેષ ઘડીઓ ૫૩ અને અંતરાળના સાત દિવસની ઘડીઓ ૪૨૦ મળીને ૪૭૮ ઘડીઓ થઈ તે ગત ઈષ્ટ ઘડીઓ જાણવી. ત્યારપછી ટિપ્પનકમાં જોયું તો લગ્નના દિવસની પછી સાતમે દિવસે માર્ગી બુધ ઘડી ૪૫, અંશ ૧૩, કળા ૧૩, વિકળા ૮ એ પ્રમાણે લખેલું જોયું. ત્યારપછી તે અંશાદિકને કળારૂપ કરવાથી ૭૯૩ કળા અને ૮ વિકળા થઈ. આ ટિપ્પનકમાં લખેલું અંશાદિક બુધે વૃષ રાશિનું ભુક્ત થયું એમ જાણવું અને ભોગ્ય તો કળા ૧૦૦૬ વિકળા ૫૨ છે, માટે આ ભોગ્ય વડે ગત ઈષ્ટ ઘડીઓ ૪૭૮ બે સ્થાને સ્થાપન કરી અનુક્રમે ગુણવી. સ્થાપના — ૧૦૦૬ / ૪૭૮ આટલાએ કરીને ''भोग्या मार्गाग्रपश्चिमे'—''માર્ગીને પહેલાંની અને પછીની ભોગ્ય કળા ગુણવી'' એમ કહેલું હોવાથી ભોગ્ય કળાઓ જ ગત ઈષ્ટ ઘડીઓ સાથે ગુણવા માટે ગ્રહણ કરી છે. તેને અનુક્રમે ગુણવાથી ૪૮૦૮૬૮ / ૨૪૮૫૬ થયું. નીચેના અંકને ૬૦ વડે ભાગ દેતાં ભાગમાં આવેલા ૪૧૪ ઉપરના અંકમાં નાખવાથી ૪૮૧૨૮૨ થયા. ત્યારપછી રોહિણીમાં બુધ આવ્યો. તે દિવસની શેષ ઘડીઓ ૫૩, માર્ગી બુધ થયો તે દિવસની શેષ ઘડીઓ ૪૫ તથા અંતરાળના ચૌદ દિવસની ઘડીઓ ૮૪૦ એ સર્વ મળીને ૯૩૮ થઈ. આ સર્વ નક્ષત્રની ઘડીઓ થઈ, તેના વડે પૂર્વે કહેલા ૪૮૧૨૮૨ ને ભાગ દેતાં કળા ૫૧૩ લાધી. શેષ વિકળા ૬ રહી. આટલું ફળ લાધ્યું. ત્યારપછી લગ્નના દિવસથી આઠમે દિવસે ટિપ્પનકમાં લખેલો માર્ગી બુધ અંશ ૧૩, કળા ૧૩, વિકળા ૮ છે, તેની કુલ કળા ૭૯૩, વિકળા ૮ રૂપ વૃષ રાશિનું જે ભુક્ત થયું છે તેને ભોગ્ય કળા ૧૦૦૬, વિકળા ૮ સહિત કરવાથી ૧૮૦૦ કળા થાય છે, તેમાંથી પૂર્વે લાધેલું ફળ કળા ૫૧૩, વિકળા ૬ બાદ કરવી, કેમકે ''सभोग्य भुक्तभागौघात् त्याज्यं मार्गादितः फलं''— ''ભોગ્ય સહિત કરેલા ભુક્ત અંશાદિકના સમૂહથી માર્ગીના લાધેલા ફળનો ત્યાગ કરવો'' એમ કહેલું છે. તેથી તે બાદ કરતાં કળા ૧૨૮૬ અને વિકળા ૫૪ રહી. કળાને ૬૦ વડે ભાગ દેતાં અંશ ૨૧, કળા ૨૬, વિકળા ૫૪ આવી. આટલું માર્ગી થયા પહેલાં લગ્નને દિવસે બુધે વૃષ રાશિનું ભુક્ત થયું. તેના ઉપર એક રાશિ દેવાથી સ્પષ્ટ બુધ રાશિ ૧–૨૧–૨૬–૫૪ થયો.

તેની ગતિ આ પ્રમાણે.—૧૦૦૬–૫૨. તેમાં પહેલા અંકને ૬૦ વડે ગુણી સર્વ નક્ષત્રની ઘડીઓ ૯૩૮ વડે ભાગ દેતાં કળા ૬૪, વિકળા ૧૩ આવી. આ રીત વડે પ્રાપ્ત થયેલું કળાદિક પૂર્વના ગ્રહોમાંથી બાદ કરવું.

હવે માર્ગી થયા પછી આ પ્રમાણે વર્તના કરવી.—માર્ગી બુધ જે દિવસે થયો તે દિવસે ૪૫ ઘડીએ થયેલો હોવાથી તે દિવસની શેષ ઘડીઓ ૧૫, લગ્ના દિવસની ઘડીઓ ૭ તથા અંતરાળના છ દિવસની ઘડીઓ ૩૬૦ સર્વ મળીને ૩૮૨ થઈ. આ ગત ઈષ્ટ ઘડીઓ થઈ, તેને બે વાર સ્થાપન કરવી. પછી માર્ગી બુધ ઘડી ૪૫, અંશ ૧૩, કળા ૧૩, વિકળા ૮, એ પ્રમાણે ટિપ્પનકમાં લખેલું છે, અને તેથી શેષ રહેલી ભોગ્ય કળા

૧૦૦૬, વિકળા ૫૨ છે, તેને ઉપરની ગત ઇષ્ટ ઘડીઓ ૩૮૨ વડે ગુણવી. કેમકે "**भोग्या मार्गाग्रपश्चिमे**" –"માર્ગીની પહેલાંની તથા પાછળની ભોગ્ય ઘડીઓ ગ્રહણ કરવી" એમ કહ્યું છે, તેથી તેને ગુણતાં ૩૮૪૬૨૩–૪ થયા. ત્યારપછી ફરીથી ટિપ્પનકમાં જોતા માર્ગી થયા. પછી ૧૪ દિવસે મૃગશિરમાં બુધ ૪૭ લખેલો જોયો, તેથી કરીને બુધના માર્ગી થવાના દિવસની શેષ ઘડીઓ ૧૫, મૃગશિરમાં બુધના આવવાના દિવસની ઘડીઓ ૪૭ તથા અંતરાળના તેર દિવસની ઘડીઓ ૭૮૦ એ સર્વ મળી ૮૪૨ ઘડીઓ થઈ. આ સર્વ નક્ષત્રની ઘડીઓ થઈ. આના વડે પૂર્વે કહેલા અંક ૩૮૪૬૨૩ ને ભાગ દેતાં કળા ૪૫૬, વિકળા ૪૮ થઈ. કળાને ૬૦ વડે ભાગ દેતાં અંશ ૭ લાધ્યા. શેષ કળા ૩૬ અને વિકળા ૪૮ રહી. આ અંકમા માર્ગી થવાના દિવસે લખેલા અંશ ૧૩, કળા ૧૩, અને વિકળા ૮ ઉમેરવી, કેમકે "**मार्गपश्चात्तु रूढया**" –"માર્ગી થયા પછીની વર્તના હોય તો રૂઢિ પ્રમાણે કરવું એટલે કે ઉમેરવા" એમ કહ્યું છે, માટે તે ઉમેરતાં અંશ ૨૦, કળા ૪૯, વિકળા ૫૬ થાય છે. આટલું પ્રમાણ લગ્ન સમયે બુધે વૃષ રાશિનું ભુક્ત થયું, તેના ઉપર એક રાશિ દેવાથી સ્પષ્ટ બુધ રાશિ ૧–૨૦–૪૯–૫૬ થયો.

તેની ગતિ આ પ્રમાણે. –૧૦૦૬–૫૨. તેમાં પહેલા અંકને ૬૦ વડે ગુણી સર્વ નક્ષત્રની ઘડીઓ ૮૪૨ વડે ભાગ દેવાથી કળા ૭૧ તથા વિકળા ૩૩ આવી. આ રીતે આવેલું કળાદિક ફળ પૂર્વે આણેલા ગ્રહોમાં ભેળવવું. આ રીતે બીજા ગ્રહોની વર્તના પણ ઉપર કહ્યા પ્રમાણે પોતાની બુદ્ધિથી કરવી. આ સર્વ ગણિત જ્યોતિર્વિંદોને નિરંતર ઉપયોગી હોવાથી તથા પ્રસંગ હોવાથી દેખાડયું છે.

હવે વિવાહમાં ગોધૂલિક લગ્ન કહે છે.—

**सन्ध्यालग्नमपि श्रेयो, गोखुरोत्खातधूलिभिः ।**
**गोपानां हीनवर्णानां, प्राच्यां च स्यात्करग्रहे ॥७३॥**

અર્થ— ગોવાળના, નીચ વર્ણના અને પૂર્વ દેશમાં રહેનારના વિવાહમાં ગાયની ખરીએ ઉડાડેલી ધૂળ વડે જણાતું સંધ્યા લગ્ન પણ શ્રેય (શુભ) છે.

સૂર્યના અસ્ત વખતે સૂર્યનું અર્ધ બિંબ દેખાતું હોય ત્યારથી આરંભીને ગાયની ખરીથી ઉડેલી ધૂળ જ્યાં સુધી શાંત ન થઈ હોય ત્યાં સુધી ગોધૂલિક લગ્નનો સમય હોય છે, તેથી કરીને જ અહીં શ્લોકમાં "ધૂલિભિઃ" એમ કહ્યું છે. અર્થાત્ જ્યાં સુધી તારા ન દેખાય ત્યાં સુધી જાણવું. જો સૂર્ય વાદળાથી ઢંકાયેલ હોય તો પ્રપુન્નાટ નામની ઔષધિના પત્રનું મળી જવું, પક્ષીઓના સમૂહનો કોલાહલ થવો તથા તેમનું પોતપોતાના માળા તરફ જવા માટે ઉત્સુકપણું એ વિગેરે ચિહ્નો વડે લગ્ન સમયનો નિર્ણય કરવો. મૂળ શ્લોકમાં "શ્રેયો"–શુભ છે એમ કહ્યું તે લોક રૂઢિથી કહ્યુ છે. તથા "હીનવર્ણાનાં" એટલે નીચ વર્ણ એ શબ્દ સામાન્ય રીતે કહ્યો છે, કારણ કે ગદાધર કહે છે કે—

" **घटिकालग्नाभावेऽङ्गीकार्यं गोरजोऽपि विप्रैश्च ।** "

"ઘટિકા લગ્નને અભાવે બ્રાહ્મણોએ ગોરજ (ગોધૂલિક) લગ્ન પણ અંગીકાર કરવું."

હવે ગોધૂલિક લગ્નમાં કેટલી શુદ્ધિ હોવી જોઈએ તે કહે છે.-

शीतद्युतिं षष्ठमथाष्टमं च, भद्रार्धयामौ कुलिकं च हित्वा ।
विनाऽपि लग्नांशखगानुकूल्यं, गोधूलिकं प्राग्रहरं वदन्ति ॥७४॥

અર્થ—છઠ્ઠો તથા આઠમો ચંદ્ર, ભદ્રા, અર્ધયામ અને કુલિકને છોડીને લગ્નનો નવાંશક અને નક્ષત્રની અનુકૂળતા ન હોય તો પણ ગોધૂલિક લગ્નને શ્રેષ્ઠ કહે છે.

લગ્નથી છઠ્ઠે કે આઠમે ચંદ્ર હોય તો તે કન્યાના મૃત્યુને દેનાર છે તથા "મંગળ પણ પહેલા કે આઠમા સ્થાનમાં રહ્યો હોય તો તે પતિના મૃત્યુને કરનાર હોવાથી તજવા યોગ્ય જ છે" એમ સારંગ કહે છે. અર્ધયામ તથા કુલિકને તજવાના લખ્યા છે. તેથી એવું સૂચન થાય છે કે ગોધૂલિક લગ્નમાં ગુરુ અને શનિવાર તજવાના છે, કારણ કે તે દિવસે અનુક્રમે અર્ધયામ અને કુલિકની ઉત્પત્તિ છે. (ગુરુવારે અર્ધયામ અને શનિવારે કુલિક થાય છે.) કેશવાર્ક તો આ પ્રમાણે કહે છે.—

"सार्के शनौ चिरविचित्रशिखण्डिसूनौ, तत्केवलं कुलिकयामदलोपलम्भात् ।"

"શનિવારે સૂર્ય છતાં ગોધૂલિક લગ્ન કરવું, કેમકે સૂર્યાસ્ત પછી કુલિક યોગ થાય છે, તથા ગુરુવારે સૂર્યાસ્ત પછી કરવું. કારણ કે તે પહેલાં અર્ધયામ યોગ થાય છે."

મૂળમાં ખગ શબ્દ લખ્યો છે તેનો અર્થ ગ્રહો થાય છે. તેમની અનુકૂળતા વિના પણ એમ મૂળમાં લખ્યું છે તો પણ ક્રાંતિસામ્ય વિગેરે મોટા દોષો અવશ્ય ત્યાગ કરવા યોગ્ય છે. તેને માટે વ્યવહારપ્રકાશમાં કહ્યું છે કે—

"क्रूरैर्युतनक्षत्रं, व्यतिपातं वैधृतिं च संक्रान्तिम् ।
क्षीणं चन्द्रं ग्रहणभ-शनिगुरुदिनक्रान्तिसाम्यानि ॥१॥"

दम्पत्योरष्टमभं लग्नात्, षष्ठाष्टमं च शीतांशुम् ।
रविजीवयोरशुद्धिं, विवर्ज्य गोधूलिकं शुभदम् ॥२॥

गोधूलिकापरिणयने, येषां केन्द्रोपगः शुभो न मृतौ ।
भौमो नोदयनिधने, तेषां सौख्यानि नान्येषाम् ॥३॥"

"ક્રૂર ગ્રહ વડે યુક્ત નક્ષત્ર, વ્યતિપાત, વૈધૃતિ, સંક્રાંતિ, ક્ષીણ ચંદ્ર, ગ્રહણ નક્ષત્ર, શનિવાર, ગુરુવાર, ક્રાંતિસામ્ય, લગ્નથી સ્ત્રી પુરુષને આઠમું નક્ષત્ર, છઠ્ઠો કે આઠમો ચંદ્ર તથા રવિ અને ગુરુની અશુદ્ધિ, આટલાને વર્જીને ગોધૂલિક લગ્ન શુભદાયક છે. ગોધૂલિકના વિવાહમાં જેઓને કેન્દ્રમાં શુભ ગ્રહ હોય અને મૃત્યુ (૮) સ્થાનમાં શુભ ગ્રહ ન રહ્યો હોય, તથા ઉદય (૧) અને નિધન (૮) સ્થાનમાં મંગળ રહેલો ન હોય તેમને સુખ છે. બીજાને નથી."

મૂળ શ્લોકમાં "प्राग्रहर" એટલે બીજા દોષોએ આ (ગોધૂલિક) જીતી શકાય તેવું નથી, માટે પ્રધાન–શ્રેષ્ઠ છે. તે વિષે સારંગ કહે છે કે—

"जामित्रं न विचिन्तयेत् ग्रहयुतं लग्नाच्छशाङ्काच्चथा,
नो वेधं न कुवासरं न च गतं नागामि भं पाप्मभिः ।
नो होरां न नवांशकं न च खगान्मूर्त्यादिभावस्थितान्,
हित्वा चन्द्रमसं षडष्टमगतं गोधूलिकं शस्यते ॥१॥"

"જામિત્ર (૭) સ્થાનનો [1]વિચાર કરવો નહીં, લગ્નથી તથા ચંદ્રથી ગ્રહ વડે યુક્તપણું વિચારવું નહીં, વેધનો વિચાર કરવો નહીં, અશુભ દિવસનો વિચાર કરવો નહીં, ક્રૂર ગ્રહ સાથે રહેલા અને રહેશે એવા નક્ષત્રનો વિચાર કરવો નહીં, હોરાનો વિચાર કરવો નહીં, નવાંશકનો વિચાર કરવો નહીં, તથા મૂર્તિ (૧૦)–આદિક સ્થાનોમાં રહેલા ગ્રહોનો પણ વિચાર કરવો નહીં. માત્ર છઠ્ઠા અને આઠમા ચંદ્રનો ત્યાગ કરવાથી જ ગોધૂલિક લગ્ન પ્રશસ્ય–શુભ છે."

આ શ્લોકમાં જો કે છઠ્ઠા, આઠમા ચંદ્રનો ત્યાગ જ અપેક્ષિત છે, બીજું કાંઈ પણ અપેક્ષિત નથી એમ કહ્યું છે, તો પણ આ પ્રમાણે જાણવું.—ગોધૂલિક લગ્ન લીધું હોય તો પણ વિવાહનું જ નક્ષત્ર અને તેની શુદ્ધિ હોવી જોઈએ, તથા વર્ષ, માસ, પક્ષ અને દિવસની શુદ્ધિ પણ અવશ્ય હોવી જોઈએ.

અહીં કોઈ શંકા કરે કે—જો બીજા દોષોએ નહીં જીતી શકાય એવું હોવાથી ગોધૂલિક લગ્ન પ્રધાન છે તો પૂર્વે કહેલાં લગ્નાદિકનાં ફળોનું અપ્રધાનપણું થશે?

ઉત્તર–ખરી વાત છે; કેમ કે ઉલ્લંઘન ન કરી શકાય એવા કુળ અને દેશના ધર્મને અનુસરવાથી કોઈ વાર તે લગ્નાદિક ફળોને અપ્રધાનપણાની પ્રાપ્તિ આવે તોપણ તે અનિષ્ટ નથી–ઇષ્ટ જ છે. કહ્યું છે કે—

"न शास्त्रदृष्ट्या विदुषां कदाचि–दुल्लंघनीयाः कुलदेशधर्माः ।
देशे गतोऽप्येकविलोचनानां, निमील्य नेत्रं निवसेन्मनीषी ॥१॥"

"વિદ્વાનોએ કોઈ વખત પણ શાસ્ત્રની દૃષ્ટિને લીધે કુળ, દેશ અને ધર્મનું ઉલ્લંઘન કરવું નહીં, કેમકે ડાહ્યો માણસ એક નેત્રવાળાના દેશમાં ગયો હોય તો તેણે ત્યાં પોતાનું એક નેત્ર બંધ કરીને જ વસવું જોઈએ."

આ રીતે અમુક કુળ અને દેશમાં ગોધૂલિકનું જ પ્રધાનપણું છે. પરંતુ લગ્નાદિકના ફળનું પ્રધાનપણું નથી. તેથી કાંઈ પણ દોષ આવતો નથી. વળી અમુક કુળ અને દેશના ધર્મ માત્ર ગોધૂલિકના જ વિષયવાળા છે એમ નથી, પરંતુ ગ્રહગોચરાદિક

[1] જામિત્ર સ્થાન શુદ્ધ છે કે અશુદ્ધ છે? તેનો વિચાર કરવો નહી. એ રીતે સર્વત્ર જાણવું.

વિષયવાળા પણ છે. જેમકે—વિવાહમાં નાગર લોકો છઠ્ઠા, આઠમા વિગેરેને ગણતા (અપેક્ષા રાખંતા) નથી, ભાર્ગવના વંશજોમાં ભાદ્રપદ શુકલ દશમને દિવસે જ વિવાહ કરવાની રીત છે, આ કુળધર્મ છે. દેશધર્મો આ પ્રમાણે છે. જેમકે—ગૌડ દેશના લોકો ગોચર વડે શ્રેષ્ઠ એવા સૂર્યની અપેક્ષા રાખે છે અને ગુરુની અષ્ટક વર્ગે કરીને અપેક્ષા કરે છે. દક્ષિણના લોકો ગુરુને ગોચર વડે કરીને શ્રેષ્ઠ ઇચ્છે છે અને સૂર્યને અષ્ટક વર્ગે કરીને શ્રેષ્ઠ ઇચ્છે છે. લાટ દેશના લોકો સૂર્યને તથા ગુરુને અષ્ટક વર્ગે કરીને તથા ગોચરવડે કરીને શ્રેષ્ઠ ઇચ્છે છે. માલવ દેશના લોકોને ગોચર પ્રમાણરૂપ નથી, પરંતુ અષ્ટક વર્ગ જ પ્રમાણ છે. બીજા દેશોમાં ગોચર તથા અષ્ટક વર્ગ બંને પ્રમાણ છે.

હવે પૂર્વે કહેલા છાયા લગ્નની જેવા જ બળવાળા ધ્રુવ લગ્નને કહે છે.—

स्युर्दीक्षास्थापनादीनि, ध्रुवचक्रे तिरःस्थिते ।
ऊर्ध्वे खातध्वजोच्छ्राय–प्रायाणि प्रायशः श्रिये ॥७५॥

અર્થ— ધ્રુવચક્ર તિરછું રહ્યું હોય ત્યારે દીક્ષા, સ્થાપના વિગેરે કાર્યો શુભદાયક છે, અને ખાત, ધ્વજારોપણ વિગેરે ઊંચાઈ જેવાં કાર્યો ધ્રુવચક્ર ઊર્ધ્વ રહ્યું હોય ત્યારે પ્રાયે કરીને કલ્યાણને માટે છે.

સ્થાપના એટલે પ્રતિષ્ઠા. આદિ શબ્દથી બીજું પણ સ્થિર કર્મ જાણવું. તિરઃ એટલે તિરછું ઊર્ધ્વ એટલે ઊંચું રહે છે તે. ધ્રુવની ચોતરફ રહેલું શ્રૃંખલક (ચક્ર) ડાબું ભમતું ભમતું એક રાત્રિ દિવસમાં બે વાર તિરછું અને બે વાર ઊર્ધ્વ આવે છે. તેથી કરીને—

"तिर्यगूर्ध्वं स्थिते चक्रे, तत्प्रान्तगततारके ।
समसूत्रे यदा स्यातां ध्रुवलग्नं भवेत्तदा ॥१॥"

"ધ્રુવચક્ર તિરછું અને ઊર્ધ્વ રહે છતે જ્યારે તેના છેડા પર રહેલા બે તારાઓ સરખી લાઈનમાં આવે ત્યારે ધ્રુવ લગ્ન થાય છે."

તે ધ્રુવ લગ્નના સમયનો અતિસૂક્ષ્મ દૃષ્ટિએ કરીને અથવા ધ્રુવને કરવાના યંત્રવડે કરીને નિશ્ચય કરવો, અને સ્થૂળ દૃષ્ટિએ તો પૂર્વાચાર્યોએ આ પ્રમાણે નિર્ણય કર્યો છે.—

"उदए महाधणिट्ठाण उड्ढं, अणुराहकित्ति धुव तिरिओ त्ति"

"મઘા અને ધનિષ્ઠાનો ઉદય હોય ત્યારે ધ્રુવ ઊર્ધ્વ હોય છે. અને અનુરાધા તથા કૃત્તિકાનો ઉદય હોય ત્યારે ધ્રુવ તિરછું હોય છે.

પરંતુ નક્ષત્રનું ઉદયપ્રમાણ બરાબર સ્પષ્ટ રીતે દૃષ્ટિગોચર થઈ શકતું નથી. તેથી મસ્તક પર (માથે–આકાશના મધ્યમાં) રહેલા નક્ષત્રની અપેક્ષાએ ધ્રુવ લગ્નનું સ્વરૂપ કહેવાય છે, તે આ પ્રમાણે–અશ્લેષા અને શ્રવણ નક્ષત્ર મસ્તક પરથી ઉતરતાં હોય ત્યારે ધ્રુવ તિરછું હોય છે, તથા ભરણી અને વિશાખા નક્ષત્ર મસ્તક પરથી ઉતરતાં હોય ત્યારે ધ્રુવ ઊર્ધ્વ હોય છે. તથા—

"स्यादूर्ध्वो मृगकर्के तु, समस्तिर्यक् तुलाजयोः ।
यथा तथा तु शेषेषु, लग्नेषु स्याद् ध्रुवं ध्रुवः ॥१॥"

"મકર અને કર્ક રાશિનું લગ્ન હોય ત્યારે ધ્રુવ ઊર્ધ્વ હોય છે, તથા તુલા અને મેષ રાશિનું લગ્ન હોય ત્યારે તે તિરછું હોય છે, અને બીજાં લગ્નો હોય ત્યારે તે અવશ્ય ગમે તે રીતે-અનિયમિત હોય છે."

"તે ધ્રુવ લગ્નનો સમય તે કાળે જે લગ્નનો ઉદય હોય તેના નવાંશક જેટલોજ હોય છે." એમ કેટલાક કહે છે. વળી બીજા કહે છે કે-"તે નવાંશકનો માત્ર મધ્યના ત્રિભાગ જેટલો જ હોય છે." આ ધ્રુવ લગ્નનું તિરછાપણું તથા ઊર્ધ્વપણું રાત્રિને આશ્રીને જ કહેવાય છે, પરંતુ દિવસને આશ્રીને કહેવાતું નથી, કારણ કે દિવસે તો તે સૂર્યના કિરણોથી લુપ્ત થાય છે.

મૂળ શ્લોકમાં "પ્રાયાણિ" એમ પ્રાય શબ્દ લખેલો હોવાથી યાત્રાદિક કાર્ય પણ ગ્રહણ કરવું. તે માટે કહ્યું છે કે—

"पृष्ठतो वा रविं कृत्वा, गच्छेद्दक्षिणगं तथा ।
उत्तानपादपुत्रस्य, शेखरे चोर्ध्वसंस्थिते ॥१॥"

"ઉત્તાનપાદના પુત્ર (ધ્રુવ)નું શેખર (મસ્તક) ઊર્ધ્વ રહેલું હોય ત્યારે સૂર્યને પાછળ કરીને અથવા દક્ષિણ (જમણો) કરીને પ્રયાણ કરવું."

હર્ષપ્રકાશમાં પણ ધ્રુવ લગ્ન કહ્યું છે તે આ પ્રમાણે.—

"जइ पुण तुरियं कज्जं, हविज्ज लग्गं न लब्भए सुद्धं ।
ता छायाधुवलग्गं, गहिअव्वं सयलकज्जेसु ॥१॥"

"જે કાર્ય જલદી કરવા લાયક હોય અને શુદ્ધ લગ્ન ન મળતું હોય તો સમગ્ર કાર્યમાં છાયા લગ્ન અને ધ્રુવ લગ્ન ગ્રહણ કરવાં."

હવે અહીં પ્રસંગોપાત રાજાદિકના અભિષેકનું મુહૂર્ત કહે છે.-

अभिषिक्तो महीपालः, श्रुतिज्येष्ठा लघुध्रुवैः ।
मृगानुराधापौष्णैश्च, चिरं शास्ति वसुन्धराम् ॥७६॥

અર્થ—શ્રવણ, જ્યેષ્ઠા, લઘુ (પુષ્ય, અભિજિત્ હસ્ત, આશ્વિની) ધ્રુવ (રોહિણી, ત્રણ ઉત્તરા), મૃગશિર, અનુરાધા અને રેવતી નક્ષત્રમાં રાજાને અભિષેક કર્યો હોય તો તે ચિર કાળ સુધી પૃથ્વીનું રાજ્ય કરે છે. આ તેર નક્ષત્રો અભિષેકનાં છે.

सबलत्वे जन्मदशा-लग्नेशानां कुजार्कयोरपि च ।
राज्ञां शुभोऽभिषेकः, सितगुरुशशिनां च वैपुल्ये ॥७७॥

અર્થ—કેન્દ્ર અને ત્રિકોણમાં રહેલા બળવાન્ ક્રૂર ગ્રહોએ અભિષેક કરાયેલો રાજા ક્રૂર થાય છે, તેવા જ શુભ ગ્રહોએ કરીને સૌમ્ય અને મિશ્ર ગ્રહોએ કરીને સાધારણ થાય છે.

જો ત્રિકોણ અને કેન્દ્રમાં રહેલા બળવાન ગ્રહો સર્વે ક્રૂર હોય તો રાજા ક્રૂર થાય છે, સર્વે શુભ ગ્રહો હોય તો રાજા સૌમ્ય થાય છે, અને જો મિશ્ર હોય એટલે કે કેટલાક ગ્રહો ક્રૂર હોય અને કેટલાક સૌમ્ય હોય તો સાધારણ એટલે અત્યંત ક્રૂર કે સૌમ્ય ન થાય. વળી "विधुगुरुशुक्रैः सार्कैः" આ શ્લોક જે ઉપનયનના અધિકારમાં કહ્યો છે તે અહીં પણ જાણવો.

હવે અભિષેકમાં મોટા દોષને કહે છે.—

चन्द्रे सौम्येऽपि वाऽन्यस्मिन्, रिपुरन्ध्रस्थिते ग्रहैः ।
क्रूरैर्विलोकिते मृत्यु-रभिषिक्तस्य निश्चितः ॥८३॥

અર્થ—ચંદ્ર અથવા બીજો કોઈપણ સૌમ્ય ગ્રહ છઠ્ઠે કે આઠમે સ્થાને રહ્યો હોય અને તેના પર ક્રૂર ગ્રહોની પૂર્ણ દૃષ્ટિ પડતી હોય તે વખતે અભિષેક કરેલા રાજાનું અવશ્ય મરણ થાય છે. અહીં "विलोकिते" એટલે પુષ્ટ (પૂર્ણ) દૃષ્ટિએ જોયેલો એવો અર્થ છે.

અભિષેકની વેળાએ તનુ (૧) વિગેરે સ્થાનોમાં પાપ ગ્રહો રહેલા હોય તેનું ફળ કહે છે.—

रोगी तनुस्थैरधनो धनान्त्यगै-र्दुःखी च पापैर्नृपतिस्त्रिकोण ९-५ गैः ।
पदच्युतोऽस्ताम्बुगतैर्मृतिस्थितै-रल्पायुराकाशगतैस्त्वकर्मकृत् ॥८४॥

અર્થ—અભિષેક વખતે પાપ ગ્રહો જો પહેલા સ્થાનમાં રહ્યા હોય તો તે રાજા રોગી રહે છે, બીજા અને બારમા સ્થાનમાં રહ્યા હોય તો નિર્ધન થાય છે, ત્રિકોણ (૯–૫)માં રહ્યા હોય તો દુઃખી થાય છે, સાતમે કે ચોથે રહ્યા હોય તો પદભ્રષ્ટ (રાજ્યભ્રષ્ટ) થાય છે, આઠમે રહ્યા હોય તો અલ્પ આયુષ્યવાળો થાય છે અને દશમા સ્થાનમાં રહ્યા હોય તો તે અકર્મકર થાય છે. અકર્મકર એટલે અકિંચિત્કર અર્થાત્ ઉદ્યમરહિત થાય છે.

इति वक्तव्यता येयं, भूपालस्याभिषेचने ।
आचार्यस्याभिषेकेऽपि, सा सर्वाप्यनुवर्तते ॥८५॥

અર્થ—આ પ્રમાણે રાજાના અભિષેકમાં જે આ વક્તવ્યતા (વ્યવસ્થા) કહી છે તે સર્વે આચાર્યના અભિષેકમાં પણ જાણવી.

શ્લોકમાં અપિ શબ્દ હોવાથી બીજા પણ (ઉપાધ્યાયાદિક) પદના સ્થાપનને વિષે પણ આ વ્યવસ્થા જાણવી, તેથી કરીને રાજ્યાભિષેક અને સૂરિપદાદિકમાં આ પ્રમાણે કુંડળી સિદ્ધ થાય છે.—

| | ઉત્તમ | મધ્યમ |
|---|---|---|
| રવિ | ૩–૧૧ | ૧–૨–૪–૫–૬–૭–૮–૯–૧૦–૧૨ |
| ચંદ્ર | ૧–૨–૩–૪–૫–૭–૯–૧૦–૧૧ | ૬–૮–૧૨ |
| મંગળ | ૩–૬–૧૧ | ૧–૨–૪–૫–૭–૮–૯–૧૦–૧૨ |
| બુધ | ૧–૨–૩–૪–૫–૭–૯–૧૦–૧૧ | ૬–૮–૧૨ |
| ગુરુ | ૧–૨–૩–૪–૫–૭–૯–૧૦–૧૧ | ૬–૮–૧૨ |
| શુક્ર | ૧–૨–૩–૪–૫–૭–૯–૧૦–૧૧ | ૬–૮–૧૨ |
| શનિ | ૩–૧૧ | ૧–૨–૪–૫–૬–૭–૮–૯–૧૦–૧૨ |
| રાહુ | ૩–૬–૧૧ | ૧–૨–૪–૫–૭–૮–૯–૧૦–૧૨ |

દૈવજ્ઞવલ્લભમાં વિશેષ એ છે જે.—

"राजयोगाः खयोगाश्च, चन्द्रयोगास्तथायुषः ।
सर्वेऽप्यत्र विकल्प्याः स्यु–र्वास्तुलग्नगुणाश्च ये ॥१॥"

"રાજયોગો, ખયોગો, ચંદ્રયોગો, તથા આયુષ્યના યોગો અને વળી જે વાસ્તુ લગ્નના ગુણો છે તે સર્વે અહીં વિચારવા–ગ્રહણ કરવા." એટલે કે પૂર્વે કહેલા રાજ-યોગો, ખયોગો, એટલે સૂર્યને બીજા ગ્રહો સાથે જે સંયોગ થવો તે ખયોગો, ચંદ્રને બીજા ગ્રહો સાથે જે સંયોગ થવો તે ચંદ્રયોગો કહેવાય છે, આયુષ્યના યોગો એટલે પૂર્વે જે અરિષ્ટ યોગો કહેલા છે તેમને નાશ કરનારા જે યોગો છે તેઓ આયુષ્યને હિતકારક હોવાથી આયુષ્યના યોગો કહેવાય છે. આ સર્વેનું સ્વરૂપ જાતકથી જાણવું. અત્ર એટલે અભિષેકના લગ્નમાં વિચારવા. વાસ્તુ લગ્નના ગુણો પૂર્વે કહેલા છે તે જાણવા.

વળી સર્વ ગ્રહોના બળે કરીને યુક્ત એવું લગ્ન ન મળે તો સર્વે કાર્યોમાં આ પ્રમાણે જાણવું.—

"पञ्चभिः शस्यते लग्नं, ग्रहैर्बलसमन्वितैः ।
चतुर्भिरपि चेत्केन्द्रे, त्रिकोणे वा गुरुर्भृगुः ॥१॥"

"બળે કરીને યુક્ત એવા પાંચ ગ્રહોએ કરીને લગ્ન વખાણવા લાયક છે. અથવા જો કેંદ્રમાં કે ત્રિકોણમા ગુરુ અને શુક્ર હોય તો બળે કરીને યુક્ત એવા ચાર ગ્રહોએ કરીને પણ તે લગ્ન પ્રશસ્ય છે."

અહી "પાંચ ગ્રહોએ કરીને" એમ કહ્યું છે તો પણ આ પ્રમાણે વિશેષ જાણવો.— ગુરુ, સૂર્ય અને ચંદ્ર એ ત્રણમાંથી એકનું પણ બળ ન હોય, અને બીજા પાંચ બળવાન્ હોય તો પણ તે લગ્ન આદર કરાતું નથી, એટલે પ્રશસ્ય નથી એમ રત્નમાલા ભાષ્યમાં કહ્યું છે. વળી કેટલાએક કહે છે કે—

"त्रयः सौम्यग्रहा यत्र, लग्ने स्युर्बलवत्तराः ।
बलवत्तदपि ज्ञेयं, शेषैर्हीनबलैरपि ॥१॥"

"જે લગ્નમાં ત્રણ સૌમ્ય ગ્રહો અત્યંત બળવાન્ હોય તે લગ્ન પણ બીજા ગ્રહો હીન બળવાળા છતાં બળવાન્ છે એમ જાણવું."

॥ इति एकादशं मिश्रद्वारम् ॥ ११

હવે સમગ્ર ગ્રંથના અર્થનું સમર્થન કરે છે.—

इत्युक्तखेटबलशालिनि दोषमुक्ते,
लग्ने शुभैश्च शकुनैः शशिनः प्रवाहे ।
कार्याणि भूमिजलतत्त्वगतौ कृतानि,
निर्दंभमाभ्युदयिकीं प्रथयन्ति लक्ष्मीम् ॥८६॥

અર્થ—આ પ્રમાણે કહેલા ગ્રહોના બળે કરીને શોભતા અને દોષે કરીને રહિત એવા ગ્નને વિષે શુભ શકુન જોઈને ચંદ્ર નાડી વહેતી હોય ત્યારે તેમાં પણ પૃથ્વી તત્ત્વ કે જળ તત્ત્વની ગતિ હોય ત્યારે (તેવા સમયે) કરેલાં કાર્યો દંભ રહિત અભ્યુદયની લક્ષ્મીને વિસ્તારે છે.

खेऽटन्ति—આકાશમાં ગતિ કરે તે ખેટ કહેવાય છે. અહીં अट् ધાતુથકી अच् પ્રત્યય થયો છે, અને "तत्पुरुषे कृति०" એ સૂત્રથી સપ્તમી વિભક્તિનો અલુક્ થવાથી ખેટ શબ્દ સિદ્ધ થયો છે. ખેટ એટલે ગ્રહો, તેમનું બળ. આમ કહેવાથી તિથિ વિગેરેનું બળ પણ જાણવું. દોષમુકતે એટલે મોટા દોષ રહિત, કારણ કે સર્વથા નિર્દોષ લગ્ન ઘણા દિવસોએ કરીને પણ મળી શકતું નથી, તેથી થોડા દોષવાળું અને ઘણા ગુણવાળું લગ્ન ગ્રહણ કરીને કાર્યો કરવાં, પરંતુ સર્વથા નિર્દોષ લગ્ન આવશે ત્યારે કાર્ય કરીશું એમ ધારીને ઘણો વિલંબ કરવો નહીં, કારણ કે ધન, યૌવન અને આયુષ્યની સ્થિરતા છે નહીં એવો અહીં અભિપ્રાય છે. કહ્યું છે. કે—

"यस्मादशेषगुणसंपदहोभिरल्पै–र्होराविदाऽपि गणकेन न लभ्यतेऽत्र ।
तस्मादनल्पगुणसंयुतमल्पदोषं, लग्नं नियोज्यमखिलेष्वपि मङ्गलेषु ॥१॥"

"જેથી કરીને સમગ્ર ગુણની સંપદાવાળું લગ્ન હોરાને જાણનાર ગણક (જોશી) પણ થોડા દિવસમાં મેળવી શકતો નથી તેથી કરીને સર્વ શુભ કાર્યમાં ઘણા ગુણવાળું તથા અલ્પ દોષવાળું લગ્ન ગ્રહણ કરવું,'

"स्वल्पो नानर्थकृद्दोषो, लग्ने बहुगुणे भवेत् ।
तोयबिन्दुरिव क्षिप्तः, समिद्धे कृष्णवर्त्मनि ॥२॥"

"સળગતા અગ્નિમાં નાખેલા જળના બિંદુની જેમ ઘણા ગુણવાળા લગ્નને વિષે થોડો દોષ અનર્થ કરનાર થતો નથી."

મૂળ શ્લોકમાં શકુન જોવાનું કહ્યું છે તે શકુન જાંઘિક-જાસુદ વિગેરે છે. શકુનનું પ્રધાનપણું વ્યવહારપ્રકાશમાં આ પ્રમાણે કહ્યું છે.-

"नक्षत्रस्य मुहूर्त्तस्य, तिथेश्च करणस्य च ।
चतुर्णामपि चैतेषां, शकुनो दण्डनायकः ॥१॥"

"નક્ષત્ર, મુહૂર્ત, તિથિ અને કરણ, એ ચારેનો દંડનાયક શકુન છે."

અહીં શકુનના સંબંધમાં અંગનું ફરકવું, મનની પ્રસન્નતા એ વિગેરે નિમિત્ત, પણ જાણવાં. આ શુભ શકુનાદિકે કરીને લગ્નની શુદ્ધિનો નિર્ણય કરી તેવા લગ્નને ગ્રહણ કરવાથી કાર્ય કરનારનો જય થાય છે. લલ્લ પણ કહે છે કે—

"अपि सर्वगुणोपेतं, न ग्राह्यं शकुनं विना ।
लग्नं यस्मान्निमित्तानां, शकुनो दण्डनायकः ॥१॥"

"લગ્ન સર્વ ગુણોએ કરીને યુક્ત હોય તોપણ શકુન વિના તે ગ્રહણ કરવું નહીં, કારણ કે સર્વ નિમિત્તનો દંડનાયક શકુન છે."

મૂળ શ્લોકમાં "शशिनः प्रवाहे" ચંદ્ર નાડી વહેતી હોય ત્યારે" એમ કહ્યું છે. તે વિષે અધ્યાત્મ શાસ્ત્રમાં ડાબી અને જમણી નાસિકા અનુક્રમે ચંદ્ર અને સૂર્ય નામની છે, તેથી કરીને—

"सार्धं घटीद्वयं नाडि-रेकैकार्कोदयाद्वहेत् ।
अरघट्टघटीभ्रान्ति-न्यायान्नाड्योः पुनः पुनः ॥१॥
शतानि तत्र जायन्ते, निःश्वासोच्छ्वासयोर्नव ।
खखषट्कुकरैः २१६०० सङ्ख्या-ऽहोरात्रे सकले पुनः ॥२॥
षट्त्रिंशद्गुरुवर्णानां, या वेला भणने भवेत् ।
सा वेला मरुतो नाड्या, नाड्यां सञ्चरतो लगेत् ॥३॥"

"જેમ અરઘટ્ટ (રેંટ)ની ઘડીઓ અનુક્રમે એક પછી એક ફર્યા કરે છે તેમ આ ચંદ્ર અને સૂર્ય નાડીમાંની એક એક (દરેક) નાડી સૂર્યોદયથી આરંભીને અઢી અઢી ઘડી વહેતી રહે છે. (એટલે સૂર્યોદયને આરંભીને અઢી ઘડી સુધી ચંદ્ર નાડી વહે છે, પછીની અઢી ઘડી સુધી સૂર્ય નાડી વહે છે, પછીની અઢી ઘડી ચંદ્ર નાડી વહે છે (વિગેરે) તે દરેક નાડીમાં નવસો ઉચ્છ્વાસ-નિઃશ્વાસ થાય છે, તેથી કરીને એક રાત્રિ-દિવસમાં થઈને કુલ ૨૧૬૦૦ ઉચ્છ્વાસ-નિઃશ્વાસ થાય છે. છત્રીશ ગુરુ અક્ષરો બોલતાં જેટલો વખત લાગે છે તેટલો વખત એક નાડીમાંથી બીજી નાડીમાં સંચાર કરતા વાયુને લાગે છે. (એટલે કે એક નાડીમાંથી બીજી નાડીમાં જતાં વાયુને તેટલી વાર લાગે છે. અર્થાત્ તેટલો વખત બન્ને નાસિકામાં સમાન વાયુ રહે છે.)"

તેમાં વામ ( ડાબી ) નાસિકા પેસતા વાયુએ કરીને પૂર્ણ થાય ત્યારે સર્વે શુભ કાર્યનો આરંભ કરવો. કહ્યું છે કે—

"लाभे दानेऽध्ययने, गुरुदेवाभ्यर्चने विषविनाशे ।
पुरमन्दिरप्रवेशे, गमागमादौ शुभा वामा ॥१॥"

"લાભમાં, દાનમાં, ભણવામાં, ગુરુ અને દેવની પૂજામાં, વિષ ઉતારવામાં, નગર અને ઘરમાં પ્રવેશ કરતી વખતે તથા જવા–આવવામાં વામ નાડી શુભ છે." તથા—

"पूजाद्रव्यार्जनोद्वाहे, दुर्गाद्रिसरिदाक्रमे ।
गमागमे जीविते च, गृहक्षेत्रादिसंग्रहे ॥१॥
क्रये विक्रयणे दृष्टौ, सेवायां विद्विषो जये ।
विद्यापट्टाभिषेकादौ, शुभेऽर्थे च शुभः शशी ॥२॥"

"પૂજામાં, દ્રવ્ય ઉપાર્જન કરવામાં, વિવાહમાં, તથા કિલ્લો, પર્વત અને નદીને ઉલ્લંઘન કરવામાં, જવા–આવવામાં, જીવિતમાં, ઘર ક્ષેત્ર વિગેરે લેવામાં ક્રય–વિક્રયમાં; દૃષ્ટિમાં, સેવામાં ( નોકરી રહેવામાં ), શત્રુનો જય કરવામાં, વિદ્યાના આરંભમાં અને રાજ્યાભિષેકમાં એ વિગેરે શુભ કાર્યમાં ચંદ્ર એટલે ચંદ્ર નાડી ( વામ નાડી ) શુભ છે."

મૂળ શ્લોકમાં "भूमिजलतत्त्वगतौ–" "પૃથ્વી તત્ત્વ અને જળ તત્ત્વની ગતિ હોય ત્યારે" એમ કહ્યું છે. તે વિષે કહ્યું છે કે–

"वायोर्वह्नेरपां पृथ्व्या, व्योम्नस्तत्त्वं वहेत्क्रमात् ।
वहन्त्योरुभयोर्नाड्यो–र्ज्ञातव्योऽयं क्रमः सदा ॥१॥"

"વહન થઈ ( ચાલતી ) બન્ને નાડીમાં વાયુ, અગ્નિ, જળ, પૃથ્વી અને આકાશનું તત્ત્વ અનુક્રમે વહે છે–ચાલે છે. આવો ક્રમ નિરંતર જાણવો."

એ પાંચે તત્ત્વોનો પ્રવાહ ( ગતિ–વહેવું તે ) આ પ્રમાણે છે,–

"ऊर्ध्वं वह्निरधस्तोयं, तिरश्चीनः समीरणः ।
पृथ्वी मध्यपुटे व्योम, सर्वगं वहते पुनः ॥१॥"

"અગ્નિ તત્ત્વ ઉંચે વહે છે, જળ તત્ત્વ નીચે વહે છે. વાયુ તત્ત્વ તિરછું વહે છે, પૃથ્વી તત્ત્વ મધ્ય પુટમાં વહે છે અને આકાશ તત્ત્વ સર્વવ્યાપક થઈને વહે છે."

તેનું પ્રમાણ આ રીતે છે.

"पृथ्व्याः पलानि पञ्चाश ५०–च्चत्वारिंश ४० तथाम्भसः ।
अग्नेस्त्रिंश ३० त्तथा वायो–र्विंशति २० र्नभसो दश १० ॥१॥"

"પૃથ્વી તત્ત્વનું પ્રમાણ ૫ળ ૫૦ છે, જળ તત્ત્વનું ૪૦ છે. અગ્નિનું ૩૦ વાયુનું ૨૦ અને આકાશ તત્ત્વનું પ્રમાણ ૧૦ પળનું છે."

આ રીતે એક એક નાડીનું પ્રમાણ ૧૫૦ પળો થાય છે. આ પ્રમાણે વામ નાડી વહેતી હોય ત્યારે પણ જ્યારે પૃથ્વી તત્ત્વ કે જળતત્ત્વ હોય ત્યારે શુભ કાર્ય કરવું, પરંતુ અગ્નિ, વાયુ અને આકાશ તત્ત્વમાં કરવું નહી. કહ્યું છે કે—

"तत्त्वाभ्यां भूजलाभ्यां स्या-च्छान्ते कार्ये फलोन्नतिः ।
दीप्तास्थिरादिके कृत्ये, तेजोवाय्वम्बरैः शुभम् ॥१॥
पृथ्व्यप्तेजोमरुद्व्योम-तत्त्वानां चिह्नमुच्यते ।
आद्ये स्थैर्यं स्वचित्तस्य, शैत्यकामक्षयौ परे ॥२॥
तृतीये कोपसंतापौ, तुर्ये चञ्चलता पुनः ।
पञ्चमे शून्यतैव स्या-दथवा धर्मवासना ॥३॥"

"પૃથ્વી અને જળ તત્ત્વ વડે શાંત કાર્ય કર્યું હોય તો ફળની ઉન્નતિ થાય છે. (શાંત કાર્યમાં આ બે તત્ત્વ શુભ છે.) દીપ્ત, અસ્થિર વિગેરે કાર્ય અગ્નિ, વાયુ અને આકાશ તત્ત્વ વડે કરવું શુભ છે. હવે પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ એ પાંચ તત્ત્વોનું ચિહ્ન કહે છે-પહેલા પૃથ્વી તત્ત્વમા કાર્ય કરવાથી પોતાના ચિત્તની સ્થિરતા થાય છે, બીજા જળ તત્ત્વમાં શીતળતા અને કામદેવનો ક્ષય થાય છે, ત્રીજા તેજ તત્ત્વમાં ક્રોધ અને સંતાપ થાય છે, ચોથા વાયુ તત્ત્વમાં મનની ચંચળતા થાય છે તથા પાંચમા આકાશ તત્ત્વમાં મનની શૂન્યતા જ થાય છે અથવા તો ધર્મની વાસના થાય છે"

તથા—

"श्रुत्योरङ्गुष्ठकौ मध्या-ङ्गुल्यौ नासापुटद्वये ।
सृक्वणोः प्रान्त्यकोपान्त्या-ङ्गुली शेषे दृगन्तयोः ॥१॥"
न्यस्यान्तस्तु पृथिव्यादि-तत्त्वज्ञानं भवेत् क्रमात् ।
पीत १ श्वेता २ रुण ३ श्यामै ४-र्बिन्दुभिर्निरुपाधि खम् ॥२॥
पीतः कार्यस्य संसिद्धिं, बिन्दुः श्वेतः सुखं पुनः ।
भयं सन्ध्यारुणो ब्रूते, हानिं भृङ्गसमद्युतिः ॥३॥
जीवितव्ये जये लाभे, सस्योत्पत्तौ च कर्षणे ।
पुत्रार्थे युद्धप्रश्ने च, गमनागमने तथा ॥४॥
पृथ्व्यप्तत्त्वे शुभे स्यातां, वह्निवातौ च नो शुभौ ।
अर्थसिद्धिः स्थिरोर्व्यां तु, शीघ्रमम्भसि निर्दिशेत् ॥५॥"

"બે કાનમાં બે અંગુઠા, બે નાસાપુટમાં બે મધ્ય (વચલી) આંગળી, બે ઓષ્ઠ ઉપર (હડપચીમાં) ટચલી તથા તેની પાસેની એ બન્ને આંગળીઓ તથા નેત્રના પ્રાંત ભાગમાં

શેષ (અંગુઠા પાસેની) બે આંગળીઓ રાખીને અંતઃકરણમાં ધ્યાન કરવાથી પૃથ્વ્યાદિક તત્ત્વોનું જ્ઞાન અનુક્રમે આ પ્રમાણે થાય છે.-પીત—પીળો—વર્ણ ભાસે તો પૃથ્વી તત્ત્વ, શ્વેત ભાસે તો જળ તત્ત્વ, અરૂણ—રાતો ભાસે તો તેજ તત્ત્વ. શ્યામ ભાસે તો વાયુ તત્ત્વ અને બિંદુ એટલે કાંઈ પણ ન ભાસે તો ઉપાધિ રહિત આકાશ તત્ત્વ છે એમ જાણવું. [1]પીતવર્ણ કાર્યની સિદ્ધિને કહે છે, બિંદુ તથા શ્વેત વર્ણ સુખને કહે છે, સંધ્યા જેવો રાતો વર્ણ ભયને કહે છે, ભમરા સરખી કાંતિવાળો શ્યામ વર્ણ હાનિને કહે છે. જીવિતમાં, જયમાં, લાભમાં, ધાન્યની ઉત્પત્તિમાં, ખેતીમાં, પુત્રને અર્થે, યુદ્ધના પ્રશ્નમાં તથા જવા-આવવામાં પૃથ્વી અને જળ તત્ત્વ શુભ છે, અગ્નિ અને વાયુ તત્ત્વ શુભ નથી પૃથ્વી તત્ત્વમાં કાર્ય કરવાથી અર્થની સિદ્ધિ સ્થિર થાય છે, અને જળ તત્ત્વમાં કાર્ય જલદી સિદ્ધ થાય છે. એમ જાણવું.-

વળી—

"षोडशाङ्गुलिका पृथ्वी १, जलं तु द्वादशाङ्गुलम् २ ।
तेजश्चाष्टाङ्गुलं ३ वायु-श्चतुरङ्गुलको मतः ४ ॥१॥
नैकमप्यङ्गुलं व्योम ५, वहतीति विनिर्णयः ।"

"પૃથ્વી તત્ત્વ સોળ આંગળ વહે છે ૧, જળ તત્ત્વ બાર આંગળ વહે છે ૨, તેજ તત્ત્વ આઠ આંગળ વહે છે ૩, વાયુ તત્ત્વ ચાર આંગળ વહે છે ૪ અને આકાશ તત્ત્વ એક આંગળ પણ વહેતું નથી. એ પ્રમાણે નિર્ણય કરેલો છે." એટલે કે જ્યારે નાસિકાનો વાયુ નાસિકાની બહાર વહેતો છતો સોળ આંગળ સુધી આકાશને વ્યાપે છે ત્યારે પૃથ્વી તત્ત્વ છે એમ સર્વત્ર જાણવું. અથવા તો આ વાક્યની બીજી રીતે પણ વ્યાખ્યા થઈ શકે છે, તે આ પ્રમાણે—દોષ રહિત લગ્નને વિષે પૃથ્વી અને જળ તત્ત્વની ગતિ હોય ત્યારે એવો સંબંધ કરવો, એટલે કે શુદ્ધ લગ્ન હોય તોપણ જ્યારે પૃથ્વી કે જળ તત્ત્વ હોય ત્યારે શુભ કાર્ય કરવું, પરંતુ અગ્નિ, વાયુ કે આકાશ તત્ત્વમાં કરવું નહીં.

કહ્યું છે કે—

"पृथ्वी राज्यं १ जलं वित्तं, २ वह्निर्हानिं ३ समीरणः ।
उद्वेगं ४ गगनं दत्ते, पञ्चतां ५ सर्वलग्नतः ॥१॥"

"સર્વ કાર્યના લગ્નને વિષે પૃથ્વી તત્ત્વ લીધું હોય તો તે રાજ્યને આપે છે ૧, જળ તત્ત્વ ધનને આપે છે ૨, અગ્નિ તત્ત્વ હાનિ કરે છે ૩, વાયુ તત્ત્વ ઉદ્વેગ ઉપજાવે છે ૪ અને આકાશ તત્ત્વ મરણ આપે છે ૫.

---

૧. પીત વર્ણ પૃથ્વી તત્ત્વ છે, તેમાં કાર્ય કરવાથી તે કાર્ય સિદ્ધ થાય છે એમ સર્વત્ર જાણવું.

આ તત્ત્વોની ઉત્પત્તિનો પ્રકાર આ પ્રમાણે છે.

" त्रिंशांशं पञ्चधा न्यस्या-द्दशाष्टषड्युगाश्विभिः ।
भूजलाग्न्यनिलव्योम्नां, समर्क्षे जायते मितिः ॥१॥
द्वयब्ध्यङ्गवसुदशभि-स्तद्वत्त्रिंशांशकाहतिः ।
खानिलाग्निजलेलाना-मोजराशौ मितिः स्मृता ॥२॥"

"સમ રાશિમાં ત્રિંશાંશને પાંચ પ્રકારે સ્થાપીને તે દરેકને અનુક્રમે ૧૦–૮–૬–૪–૨ વડે ગુણવાથી અનુક્રમે પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ અને આકાશ તત્ત્વનું પ્રમાણ થાય છે. તેજ રીતે વિષમ રાશિમાં ત્રિંશાંશને ૨–૪–૬–૮–૧૦ વડે ગુણવાથી અનુક્રમે આકાશ, વાયુ અગ્નિ, જળ અને પૃથ્વી તત્ત્વનું પ્રમાણ થાય એમ કહ્યું છે.

આ બે શ્લોકનો અર્થ આ પ્રકારે છે.—લગ્નના પળોનો જે ત્રીશમો ભાગ તે ત્રિંશાંશ કહેવાય છે. જેમકે મેષ લગ્નના પળો ૨૨૫ છે, તેનો ત્રિંશાંશ પળ ૭ અક્ષર ૩૦ આવે છે. આ ત્રિંશાંશને પાંચ વાર સ્થાપન કરી વિષમ રાશિ હોવાથી તેને ૨–૪–૬–૮– ૧૦ વડે ગુણવાથી અનુક્રમે આકાશ વિગેરે તત્ત્વોનું માન આવે છે અને સમ રાશિ હોય તો ૧૦–૮–૬–૪–૨ વડે ગુણવાથી અનુક્રમે પૃથ્વી વિગેરે તત્ત્વોનું માન આવે છે. અથવા તો જે લગ્નના જેટલા પળો હોય તે પળોને પ્રથમ ૧૫ વડે ભાગ દેવો. ભાગમાં જે આવે તેને વિષમ રાશિ હોય તો અનુક્રમે ૧–૨–૩–૪–૫ વડે ગુણવાથી આકાશ વિગેરે તત્ત્વોનું માન આવે છે. અને સમ રાશિ હોય તો ૫–૪–૩–૨–૧ વડે ગુણવાથી અનુક્રમે પૃથ્વી વિગેરે તત્ત્વોનું માન આવે છે. એમ કરવાથી જે તે નીચે સ્થાપના વડે સ્પષ્ટ કરી બતાવે છે.

મેષમાન પળ ૨૨૫
ત્રિંશાંશ પળ ૭ અક્ષર ૩૦
આકાશ તત્ત્વ પળ ૧૫
વાયુ તત્ત્વ પળ ૩૦
અગ્નિ તત્ત્વ પળ ૪૫
જળ તત્ત્વ ઘડી ૧
પૃથ્વી તત્ત્વ ઘડી ૧ પળ ૧૫
મિથુનમાન પળ ૩૦૫
ત્રિંશાંશ પળ ૧૦ અક્ષર ૧૦
આકાશ પળ ૨૦–૨૦
વાયુ પળ ૪૦–૪૦
તેજ ઘડી ૧–૧
જળ ઘડી ૧–૨૧–૨૦
પૃથ્વી ઘડી ૧–૪૧–૪૦
સિંહમાન પળ ૩૪૨

ત્રિંશાંશ પળ ૧૧ અક્ષર ૨૪
આકાશ પળ ૨૨–૪૮
વાયુ પળ ૪૫–૪૬
તેજ ઘડી ૧–૮–૨૪
જળ ઘડી ૧–૩૧–૧૨
પૃથ્વી ઘડી ૧–૫૪
તુલામાન પળ ૩૩૧
ત્રિંશાંશ પળ ૧૧–૨
આકાશ પળ ૨૨–૪
વાયુ પળ ૪૪–૮
તેજ ઘડી ૧–૬–૧૨
જળ ઘડી ૧–૨૮–૧૬
પૃથ્વી ઘડી ૧–૫૦–૨૦
ધનમાન પળ ૩૪૧
ત્રિંશાંશ પળ ૧૧–૨૨

આકાશ પળ ૨૨-૪૪
વાયુ પળ ૪૫-૨૮
તેજ ઘડી ૧-૮-૧૨
જળ ઘડી ૧-૩૦-૫૬
પૃથ્વી ઘડી ૧-૫૩-૪૦
કુંભમાન પળ ૨૫૬
ત્રિંશાંશ પળ ૮-૩૨
આકાશ પળ ૧૭-૪
વાયુ પળ ૩૪-૮
તેજ પળ ૫૧-૧૨
જળ ઘડી ૧-૮-૧૬
પૃથ્વી ઘડી ૧-૨૫-૨૦
વૃષમાન પળ ૨૫૬
ત્રિશાંશ પળ ૮ અક્ષર ૩૨
પૃથ્વી તત્ત્વ ઘડી ૧ પળ ૨૫
અક્ષર ૨૦
જળ તત્ત્વ ઘડી ૧-૮ ૧૬
તેજ તત્ત્વ પળ ૫૧-૧૨
વાયુ તત્ત્વ પળ ૩૪-૮
આકાશ તત્ત્વ પળ ૧૭-૪
કર્કમાન પળ ૩૪૧
ત્રિંશાંશ પળ ૧૧ અક્ષર ૨૨
પૃથ્વી ઘડી ૧-૫૩-૪૦
જળ ઘડી ૧-૩૦-૫૬
તેજ ઘડી ૧-૮-૧૨
વાયુ પળ ૪૫-૨૮
આકાશ પળ ૨૨-૪૪
કન્યામાન પળ ૩૩૧
ત્રિંશાંશ પળ ૧૧-૨
પૃથ્વી ઘડી ૧-૫૦-૨૦
જળ ઘડી ૧-૨૮-૧૬
તેજ ઘડી ૧-૬-૧૨
વાયુ પળ ૪૪-૮
આકાશ પળ ૨૨-૪
વૃશ્ચિકમાન પળ ૩૪૨
ત્રિશાંશ પળ ૧૧-૨૪
પૃથ્વી ઘડી ૧-૫૪
જળ ઘડી ૧-૩૧-૧૨
તેજ ઘડી ૧-૮-૨૪
વાયુ પળ ૪૫-૩૬
આકાશ પળ ૨૨-૪૮
મકરમાન પળ ૩૦૫
ત્રિશાંશ પળ ૧૦-૧૦
પૃથ્વી ઘડી ૧-૪૧-૪૦
જળ ઘડી ૧-૨૧-૨૦
તેજ ઘડી ૧-૧
વાયુ પળ ૪૦-૪૦
આકાશ પળ ૨૦-૨૦
મીનમાન પળ ૨૨૫
ત્રિશાંશ પળ ૭-૩૦
પૃથ્વી ઘડી ૧-૧૫
જળ ઘડી ૧
તેજ પળ ૪૫
વાયુ પળ ૩૦
આકાશ પળ ૧૫

આ રીતે હરેક લગ્નમાં પાંચ પાંચ તત્ત્વો અનુક્રમે તથા ઉત્ક્રમે હોય છે. વિશેષ એ છે કે—પૃથ્વી અને જળ તત્ત્વના પળો પણ જો છ વર્ગવડે શુદ્ધ હોય તો તે અત્યંત શુભ છે. તે આ પ્રમાણે—મેષ લગ્નમાં સાતમા તુલા અંશના પહેલા ૧૮ પળોમાં લગ્નની અશુદ્ધિ હોવાથી પાંચ વર્ગની શુદ્ધિ છે અને પૃથ્વી તત્ત્વ છે, તથા મેષ લગ્નમાં નવમા ધન અંશના છેલ્લા ૧૮ પળોમાં પાંચ વર્ગની વર્ગની શુદ્ધિ અને પૃથ્વી તત્ત્વ છે.

૧. વૃષ લગ્નમાં ત્રીજા મીન અંશના પહેલા ૭ પળોમાં છ વર્ગની શુદ્ધિ અને પૃથ્વી તત્ત્વ છે, તથા વૃષ લગ્નમાં પાંચમા વૃષ અંશના પહેલા ૧૪ પળોમાં છ વર્ગની શુદ્ધિ અને જળ તત્ત્વ છે. ૨. મિથુન લગ્નમાં છઠ્ઠા મીન અંશના પહેલા ૮ પળોમાં છ વર્ગની શુદ્ધિ અને જળ તત્ત્વ છે, અને પાંચ વર્ગની શુદ્ધિ તો દ્વાદશાંશની અશુદ્ધિ હોવાથી આખા નવાંશકમાં છે. ૩. કર્ક લગ્નમાં પહેલા કર્ક અંશના પહેલા ૨૮ પળોમાં છ વર્ગની શુદ્ધિ અને પૃથ્વી તત્ત્વ છે, તથા કર્ક લગ્નમાં ત્રીજા સંપૂર્ણ કન્યા અંશમાં છ વર્ગની શુદ્ધિ અને પૃથ્વી તત્ત્વ છે. ૪. સિંહ લગ્નમાં છઠ્ઠા કન્યા અંશમાં દશ પળ પછી ૨૮ પળોમાં લગ્નની અશુદ્ધિ હોવાથી પાંચ વર્ગની શુદ્ધિ અને જળ તત્ત્વ છે. ૫. કન્યા લગ્નમાં ત્રીજા મીન અંશમાં નવ પળ પછીની ૨૭ પળોમાં છ વર્ગની શુદ્ધિ અને પૃથ્વી તત્વ છે, ૬. તુલા લગ્નમાં આઠમા વૃષ અંશમાં પહેલા ૧૮ પળોમાં છ વર્ગની શુદ્ધિ અને પૃથ્વી તત્ત્વ છે, તથા તુલા લગ્નમા નવમાં મિથુન અંશમાં છેલ્લા ૨૭ પળોમાં છ વર્ગની શુદ્ધિ અને પૃથ્વી તત્ત્વ છે. ૭. વૃશ્ચિક લગ્નમાં ચોથા તુલા અંશમાં પહેલા ૨૮ પળોમાં લગ્નની અશુદ્ધિ હોવાથી પાંચ વર્ગની શુદ્ધિ અને જળ તત્ત્વ છે, ૮ ધન લગ્નમાં છઠ્ઠા સંપૂર્ણ કન્યા અંશમાં દ્રેષ્કાણની અશુદ્ધિ હોવાથી પાંચ વર્ગની શુદ્ધિ અને જળ તત્ત્વ છે, તથા ધન લગ્નમાં સાતમા તુલા અંશમાં છેલ્લા ૯ પળોમાં દ્વાદશાંશની અશુદ્ધિ હોવાથી પાંચ વર્ગની શુદ્ધિ અને પૃથ્વી તત્ત્વ છે, તથા ધન લગ્નમાં નવમા ધન અંશમાં પહેલા ૯ પળોમાં દ્વાદશાંશની અશુદ્ધિ હોવાથી પાંચ વર્ગની શુદ્ધિ અને પૃથ્વી તત્ત્વ છે. ૯. મકર લગ્નમાં પાંચમા વૃષ અંશમાં પહેલા ૧૬ પળોમાં લગ્નની અશુદ્ધિ હોવાથી પાંચ વર્ગની શુદ્ધિ અને જળ તત્ત્વ છે. ૧૦. કુંભ લગ્નમાં છઠ્ઠા વૃષ અંશમાં છેલ્લા ૨૦ પળોમાં લગ્નની અશુદ્ધિ હોવાથી પાંચ વર્ગની શુદ્ધિ અને જળ તત્ત્વ છે, તથા કુંભ લગ્નમાં આઠમા વૃષ અંશના છેલ્લા ૧૪ પળો અને નવમા મિથુન અંશના પહેલા ૭ પળો કુલ ૨૧ પળોમાં લગ્નની અશુદ્ધિ હોવાથી પાંચ વર્ગની શુદ્ધિ અને પૃથ્વી તત્ત્વ છે. ૧૧ મીન લગ્નમાં પહેલા કર્ક અંશમાં પહેલા ૧૮ પળોમાં છ વર્ગની શુદ્ધિ અને પૃથ્વી તત્ત્વ છે, તથા મીન લગ્નમાં ત્રીજા ૨૫ પળવાળા સંપૂર્ણ કન્યા અંશમાં છ વર્ગની શુદ્ધિ અને પૃથ્વી તત્ત્વ છે. ૧૨.

મૂળ શ્લોકમાં "कृतानि" — "કરેલા કાર્યો" એમ લખ્યું છે તે વિષે વૃદ્ધો કહે છે કે—દીક્ષા, પ્રતિષ્ઠા, તીર્થયાત્રા, પદવી આરોપણ વિગેરે કાર્યોની મધ્યે જે કોઈ કાર્યમાં જે નક્ષત્ર, જે વાર અને જે તિથિનો અધિકાર કર્યો હોય તે સર્વ સારી રીતે શુદ્ધ જોઈને રવિ યોગ અને સિદ્ધિયોગાદિક સહિત પ્રથમ દિનશુદ્ધિ અને પછી લગ્ન શુદ્ધિ અને ત્યાર પછી નવાંશશુદ્ધિ જોવી. સર્વથા પ્રકારે શુદ્ધ લગ્ન ન મળી શકે અને કાર્ય અવશ્ય કરવાનું હોય તો શુભ દિનશુદ્ધિમાં, છાયા લગ્નમાં, ધ્રુવ લગ્નમાં, વિજય મુહૂર્તમાં કે શુભ ચોઘડીયામાં કાર્ય કરવું એ સમગ્ર ગ્રંથનું રહસ્ય છે.

મૂળ શ્લોકમાં "प्रथयन्ति" લખ્યું છે, એટલે કે આ પ્રમાણે કરેલાં કાર્યો સર્વ પ્રકારના ઉદયને વિસ્તારે છે.

इति श्रीमति आरंभसिद्धिवार्तिके विलग्नमिश्रद्वारपरीक्षात्मकः
पञ्चमो विमर्शः संपूर्णः ॥५॥

આ રીતે શ્રી આરંભસિદ્ધિના વાર્તિક—ટીકામાં વિલગ્ન ૧ અને મિશ્ર ૨ દ્વારની પરીક્ષાવાળો પાંચમો વિમર્શ સંપૂર્ણ થયો.

---

" श्रीसूरीश्वरसोमसुन्दरगुरोर्निःशेषशिष्याग्रणी-
र्गच्छेन्द्रः प्रभुरत्नशेखरगुरुर्देदीप्यते सांप्रतम् ।
तच्छिष्याश्रवहेमहंसरचितस्यारंभसिद्धेः सुधी-
श्रृङ्गाराभिधवार्तिकस्य बुधभाः ५ सङ्ख्यो विमर्शोऽभवत् ॥१॥"

"હાલમાં સૂરીશ્વર શ્રી સોમસુંદર ગુરુના સર્વ શિષ્યોમાં મુખ્ય અને ગચ્છના સ્વામી પ્રભુ—પૂજ્ય રત્નશેખર ગુરુ અત્યંત દેદીપ્યમાન વર્તે છે. તેમના આજ્ઞાધીન શિષ્ય શ્રી હેમહંસે રચેલા આ આરંભસિદ્ધિના સુધીશ્રૃંગાર નામના વાર્તિકનો પાંચમો વિમર્શ સંપૂર્ણ થયો.

" विमर्शैः पञ्चभिः प्रेष्ठ--विषयैरिव संवृतम् ।
न कस्याह्लाददायीदं, सुधीश्रृङ्गारवार्तिकम् ॥२॥,'

ઉત્તમ પાંચ વિષયોની જેમ પાંચ વિમર્શોએ કરીને સંવરેલું આ સુધીશ્રૃંગાર નામનું વાર્તિક કોને આહ્લાદ આપનાર ન હોય ? અર્થાત્ સર્વને હર્ષ ઉત્પન્ન કરનારું છે.

" बहुज्योतिःशास्त्रात्मकमणिसुवर्णापणगणात्,
मया सारं सारं द्युतिमयमुपादाय किमपि ।
सुधीश्रृङ्गारोऽयं व्यरचि रुचिरः सैष सुधियां,
करे कण्ठे कर्णे हृदि च सुषमां पल्लवयतु ॥३॥"

"ઘણા જ્યોતિઃશાસ્ત્ર રૂપ મણિ અને સુવર્ણની દુકાનોના સમૂહથકી કાંઈક કાંતિમય સાર સાર વસ્તુ લઈને આ મનોહર સુધી શ્રૃંગાર (વિદ્વાનોને અલંકાર) રચ્યો છે, તેથી તે આ વિદ્વાનોના હાથમાં, કંઠમાં, કાનમાં અને હૃદયમાં સુખ ઉત્પન્ન કરો"

अथ प्रशस्तिः

"श्रीमच्चन्द्रकुले पुराऽजनि जगच्चन्द्रो गुरुर्यस्तपा-
चार्यख्यातिमवाप तीव्रतपसा तस्यान्वयेऽजायत ।
प्रौढः श्रीवरदेवसुन्दरगुरुस्तत्पट्टपूर्वागिरेः,
श्रृङ्गे श्रीप्रभुसोमसुन्दरगुरुर्भानुर्नवीनोऽभवत् ॥४॥"

જો જન્મરાશિ જાણવામાં ન હોય તો નામરાશિથો ગણવું, અને તે નામરાશિ અવકહડા ચક્રથી જાણવી. તે ચક્ર પ્રસિદ્ધ છે ૧૨.

॥ इति गोचरशुद्धिः ॥ १ ॥

॥ अथ दिनशुद्धिः ॥ २ ॥

सुहमास १ वार २ तिहि ३ रिक्ख ४–जोग ५ करणे ६
दिणम्मि सगुणंमि ७ ।
निद्दोसे ८ तह निद्दोस ९–सगुणरिक्खंमि १०
दिणसुद्धी ॥१३॥

દિનશુદ્ધિમાં આ પ્રમાણે દશ દ્વાર છે—શુભ માસ ૧, શુભ વાર ૨, શુભ તિથિ ૩, શુભ નક્ષત્ર ૪, શુભ યોગ ૫, શુભ કરણ ૬, સગુણ દિવસ ૭, નિર્દોષ દિવસ ૮, નિર્દોષ નક્ષત્ર ૯ અને સગુણ નક્ષત્ર ૧૦. ૧૩.

मिग्गसिराई मासट्ठ चित्त पोसाहिए वि मुत्तु सुहा ।
जइ न गुरू सुक्को वा, बालो वुड्ढो य अत्थमिओ ॥१४॥

માર્ગશીર્ષ માસથી આરંભીને આઠ માસ શુભ છે, તેમાં પણ ચૈત્ર, પોષ અને અધિક માસ વર્જીને સારા છે. તેમાં પણ જો ગુરુ કે શુક્ર બાળક, વૃદ્ધ કે અસ્ત પામેલો ન હોવો જોઈએ. ૧૪.

दस १० तिन्नि ३ दिणे बालो, पणदिण ५ पक्खं १५
च भिगुसुओ वुड्ढो ।
पच्छिमपुव्वासु कमा, गुरु वि जहसंभवं एवं ॥१५॥

શુક્ર પશ્ચિમ દિશામાં ઉદય પામ્યો હોય તો ઉદયથી દશ દિવસ સુધી બાળ જાણવો અને પૂર્વ દિશામાં ઉદય પામ્યો હોય તો ત્રણ દિવસ બાળ જાણવો તથા પશ્ચિમ દિશામાં અસ્ત પામે તો અસ્ત પામ્યા પહેલના પાંચ દિવસ વૃદ્ધ જાણવો, અને પૂર્વ દિશામાં અસ્ત પામવાનો હોય તો તે પહેલાં પંદર દિવસ વૃદ્ધ જાણવો. એ જ રીતે ગુરુ પણ જેમ સંભવે તેમ જાણવો. ૧૫. । ઇતિ માસાઃ ।

आइच्च बुह विहप्फइ, सणिवारा सुंदरा वयग्गहणे ।
बिंबपइट्ठाइ पुणो, विहप्फई सोम बुह सुक्का ॥१६॥

રવિ, બુધ, બૃહસ્પતિ (ગુરુ) અને શનિ એટલા વાર વ્રતગ્રહણમાં (દીક્ષામાં) શુભ છે, તથા બિંબપ્રતિષ્ઠામાં બૃહસ્પતિ, સોમ, બુધ અને શુક્રવાર શુભ છે. ૧૬.

॥ इति वाराः ॥

मुत्तुं चउदसि पनरसि, नवमट्ठमि छट्ठि बारसि चउत्थी।
सेसा उ वयग्गहणे, गुणावहा उभु वि पक्खे ॥१७॥

બંને પક્ષની ચૌદશ, પૂર્ણિમા અને અમાવાસ્યા, નોમ, આઠમ, છઠ્ઠ, બારશ અને ચોથ એટલી તિથિ વર્જીને બીજી તિથિઓ વ્રતગ્રહણમાં શુભ છે. ૧૭.

सियपक्खे पडिवय बीअ, पंचमी दसमि तेरसी पुन्ना।
कसिणे पडिवय बीआ, पंचमी सुहया पइट्ठाए ॥१८॥

પ્રતિષ્ઠામાં શુકલપક્ષની એકમ, બીજ, પાંચમ, દશમ, તેરશ અને પૂનમ તથા કૃષ્ણપક્ષની એકમ, બીજ અને પાંચમ એટલી તિથિઓ શુભ છે. ૧૮.

सव्वे वि वारतिहिओ, सुहया सइ सिद्धिजोगसब्भावे।
चंदंमि उवचयंमि, न उण नट्ठम्मि झीणे वा ॥१९॥

સર્વે વારો અને તિથિઓ સિદ્ધિયોગ હોય તો શુભ છે, પરંતુ ચંદ્ર ઉપચય હોય અને નષ્ટ કે ક્ષીણ ન હોય તો. ૧૯.

सियपडिवयाउ दस दिण, चंदो मज्झिमबलो मुणेयव्वो।
तत्तो अ उत्तमबलो, अप्पबलो तइय दसगम्मि ॥२०॥

શુકલપક્ષની એકમથી દશ દિવસ સુધી ચંદ્ર મધ્યમ બળવાળો જાણવો, ત્યારપછીના દશ દિવસ ઉત્તમ બળવાળો જાણવો અને ત્રીજા દશ દિવસ સુધી અલ્પ બળવાળો જાણવો. ૨૦. ઇતિ તિથયઃ

उत्तर रोहिणि हत्थाणुराह–सयभिसय पुव्वभद्दवया।
पुस्स पुणव्वसु रेवइ–मूलस्सिणि सवण साइ वए ॥२१॥

ત્રણે ઉત્તરા, રોહિણી, હસ્ત, અનુરાધા, શતભિષક્, પૂર્વાભાદ્રપદ, પુષ્ય, પુનર્વસુ, રેવતી, મૂળ, અશ્વિની, શ્રવણ અને સ્વાતિ આટલાં નક્ષત્રો વ્રતગ્રહણમાં (દીક્ષામાં) શુભ છે. ૨૧.

मह मियसिर हत्थुत्तर–अणुराहा रेवई सवण मूलं।
पुस्स पुणव्वसु रोहिणि–साइ धणिट्ठा पइट्ठाए ॥२२॥

મઘા, મૃગશિર, હસ્ત, ત્રણે ઉત્તરા, અનુરાધા, રેવતી, શ્રવણ, મૂળ, પુષ્ય, પુનર્વસુ, રોહિણી, સ્વાતિ અને ધનિષ્ઠા એટલાં નક્ષત્રો પ્રતિષ્ઠામાં શુભ છે. ૨૨.

कारावयस्स जम्मण–रिक्खं दस सोलसं तहऽट्ठारं।
तेवीसं पंचवीसं, बिंबपइट्ठाइ वज्जिज्जा ॥२३॥

બિંબપ્રતિષ્ઠાને વિષે પ્રતિષ્ઠા કરાવનારનું જન્મનક્ષત્ર, દશમું, સોળમું, અઢારમું, ત્રેવીશમું અને પચીશમું નક્ષત્ર વર્જવું. ૨૩. ઈતિ નક્ષત્રાણિ।

पढमो छट्ठो नवमो, दसमो तह तेरसो अ पन्नरसो।
सत्तरसेगुणवीसो, सत्तावीसो असुह जोगो ॥२४॥

વિષ્કંભાદિક ૨૭ યોગોમાંથી પહેલો, છઠ્ઠો, નવમો, દશમો, તેરમો, પંદરમો, સત્તરમો, ઓગણીશમો અને સત્યાવીશમો એટલા યોગો અશુભ છે. ૨૪.

छट्ठो छ ६ दसमो पण ५, पढमो नवमो अ पंच ५ घडिआओ।
तीसं ३० सत्तावीसो, नव ९ तेरसमो अ पन्नरसो ॥२५॥
सव्वं ६० सत्तरसेगुणवीसो, वज्जो अवस्समन्ने उ।
जोगा सव्वे वि सुहा, नायव्वा सव्वकज्जेसु ॥२६॥

છઠ્ઠા યોગની પ્રથમની છ ઘડીઓ શુભ કાર્યમાં અવશ્ય તજવી, દશમા યોગની પાંચ ઘડીઓ, પહેલાની અને નવમાની પાંચ ઘડીઓ, સત્યાવીશમાની ત્રીશ ઘડી, તેરમા અને પંદરમાની નવ ઘડીઓ. (૨૫) તથા સત્તરમા અને ઓગણીશમા યોગની સર્વ એટલે સાઠે ઘડીઓ અવશ્ય વર્જવી. બાકીના સર્વ યોગો સર્વ કાર્યમાં શુભકારી જાણવા. ૨૬. ઈતિ યોગા :

विट्ठिं विवज्जिऊणं, पाएण सुहाइं सव्वकरणाइं।

એક વિષ્ટિને વર્જીને બાકીનાં સર્વે કરણો પ્રાયે શુભકારી છે. ઈતિ કરણાનિ।

आणंदयरं च दिणं, सगुणं तह सिद्धिजोगजुअं ॥२७॥

સગુણ દિવસ હોય અને સિદ્ધિ યોગ વડે યુક્ત હોય તો તે આનંદકર જાણવો. ૨૭.

હવે સિદ્ધિ યોગનું સ્વરૂપ કહે છે.

सिअ १ बुह २ कुज ३ सणि ४ गुरुणो ५, पंचसु
पढमासु छट्ठि कुज सुक्का ६।
सत्तमि बुहे ७ अट्ठमि, सूरमंगला ८ नवमि सणिससिणो ९ ॥२८॥
दसमि गुरु १० इक्कारसि, गुरुसुक्का ११ बारसी बुहो अ सुद्धो १२।
तेरसि मंगलसुक्का १३ चोदसि, सणि १४ पंचदसि जीवो १५ ॥२९॥

એકમ ને શુક્રવાર હોય, બીજ ને બુધવાર હોય, ત્રીજ ને મંગળવાર હોય, ચોથ ને શનિવાર હોય, પાંચમ ને ગુરૂવાર હોય, છઠ્ઠ ને મંગળ કે શુક્ર હોય, સાતમ ને બુધ હોય, આઠમ ને રવિ કે મંગળ હોય, નોમ ને શનિ કે ચંદ્ર હોય, (૨૮) દશમ ને ગુરુ હોય, અગિયારશને ગુરુ કે શુક્ર હોય, બારશ ને બુધ હોય, તેરશ ન મંગળ કે શુક્ર

હોય, ચૌદશ ને શનિ હોય તથા પૂનમ ને ગુરુ હોય તો તે સિદ્ધિ યોગ કહેવાય છે. તે સર્વ કાર્યમાં શુભ છે. ૨૯. ઇતિ તિથિવાર સિદ્ધિયોગા :

हत्थुत्तर मूलाइं, रविणो सिद्धाइं पंच रिक्खाइं ।
रोहिणि मिअसिर पुस्सा, णुराह सवणाइं सोमेणं ॥३०॥

રવિવારે હસ્ત, ત્રણ ઉત્તરા અને મૂળ એ પાંચ નક્ષત્રોમાંનું કોઈ હોય તો સિદ્ધિ યોગ થાય છે. સોમવારે રોહિણી, મૃગશીર્ષ, પુષ્ય, અનુરાધા અને શ્રવણ હોય તો સિદ્ધિ યોગ થાય છે. ૩૦.

उत्तरभद्दवय स्सिणि, रेवइ रिक्खाइं तिन्नि भोमेणं ।
कित्तिय रोहिणि मिअसिर, पुस्स अणुराहा उ पंच बुहे ॥३१॥

મંગળવારે ઉત્તરાભાદ્રપદ, અશ્વિની અને રેવતી એ ત્રણ નક્ષત્ર હોય, બુધવારે કૃત્તિકા, રોહિણી, મૃગશિર, પુષ્ય, અનુરાધા એ પાંચ નક્ષત્ર હોય તો સિદ્ધિ યોગ જાણવો. ૩૧.

अस्सिणि पुस्स पुणवसु, अणुराहा रेवई अ गुरुवारे ।
सत्तम पढमिकारस, रेवइ अणुराह सवण सिए ॥३२॥

ગુરુવારે અશ્વિની, પુષ્ય, પુનર્વસુ, અનુરાધા અને રેવતી હોય, શુક્રવારે પુનર્વસુ, અશ્વિની, પૂર્વાફાલ્ગુની, રેવતી, અનુરાધા અને શ્રવણ હોય તો સિદ્ધિ યોગ થાય છે. ૩૨.

रोहिणि सवणं साई, सणिणा इय रिक्खवार सुह जोगा ।
अन्ने वि एवमाइ, वित्थरगंथेसु जाणिज्जा ॥३३॥

શનિવારે રોહિણી, શ્રવણ કે સ્વાતિ હોય તો સિદ્ધિ યોગ થાય છે. આ પ્રમાણે નક્ષત્ર અને વારથી થતા શુભ યોગો છે. આ વિગેરે બીજા પણ યોગો વિસ્તારવાળા ગ્રંથોથી જાણી લેવા. ૩૩.

॥ इति नक्षत्रवारसिद्धियोगाः ॥

॥ इति सिद्धियोगाः ॥

હવે કુમાર યોગ કહે છે.

अस्सिणि रोहिणि मूलं, हत्थ पुणव्वसु विसाह मह सवणा ।
भद्दवया वि अ पुव्वा, मंगल सिअ बुह ससी वारा ॥३४॥
दसमी छट्ठिकारसि, पडिवय पंचमिं तिहीणमन्नयरा ।
एसो कुमारजोगो, रिक्खतिहीवारजोगम्मि ॥३५॥

અશ્વિની, રોહિણી, મૂળ, હસ્ત, પુનર્વસુ, વિશાખા, મઘા, શ્રવણ અને પૂર્વાભાદ્રપદ એ નક્ષત્રોમાંનું કોઈ એક નક્ષત્ર હોય અને મંગળ, શુક્ર, બુધ અને સોમ એમાંનો કોઈ

પણ વાર હોય તથા દશમ, છઠ્ઠ, અગિયારશ, એકમ અને પાંચમ એમાંની કોઈ એક તિથિ હોય તો આ રીતે નક્ષત્ર, તિથિ અને વારના યોગથી કુમાર નામે યોગ થાય છે. ૩૫.।

॥ इति कुमारयोगः ॥

घरवेसमित्तयाधम्म-सिप्पविज्जाइया सुहा भावा ।
कायव्वा एएणं, विरुद्धजोगं विवज्जित्ता ॥३६॥

ગૃહપ્રવેશ, મિત્રતા, ધર્મ, શિલ્પવિદ્યા વિગેરે શુભ કાર્યો વિરુદ્ધ યોગને વર્જીને આવા શુભ યોગમાં કરવાં. ૩૬.

॥ इति सगुणदिनम् ॥

रयच्छन्नयाइ संकंति-गहणदड्ढाइआ य दिणदोसा ।
तह दिवसवारनक्खत्त, असुहजोगद्धपहराई ॥३७॥

રજશ્છન્નાદિક ૧, સંક્રાંતિ, સંક્રાંતિદગ્ધ અને ગ્રહણદગ્ધ તિથિ વિગેરે દિવસના દોષ ૨, દિવસ, વાર અને નક્ષત્રથી થતા અશુભ યોગ ૩, તથા અર્ધપ્રહરાદિક ૪, એ ચાર વર્જ્ય દ્વાર કહે છે. ૩૭.

रयच्छन्न १ मब्भच्छन्नं, पयंडपवणं ३ तहा समुग्घायं ४ ।
सुरधणु ५ परिवेस ६ दिसा-दाहाइ ७ जुअं दिणं दुट्ठं ॥३८॥

રજશ્છન્ન એટલે આકાશ રજથી-ધૂળથી ભરાઈ ગયું હોય ૧, આકાશ વાદળાંથી છવાઈ ગયું હોય ૨, પ્રચંડ પવન વાતો હોય ૩, સમુદ્ઘાત એટલે મોટા મોટા પડછંદા જેવા અવાજ થતા હોય ૪, આકાશમાં ઇંદ્રધનુષ દેખાતું હોય ૫. પરિવેસ એટલે ચંદ્ર તથા સૂર્યની ફરતું જે કુંડાળું થાય છે તે ૬. તથા દિશાદાહ એટલે સર્વ દિશાઓ બળતી હોય એવો દેખાવ થતો હોય, આ વિગેરે ઉત્પાતવડે યુક્ત એવો દિવસ દુષ્ટ—અશુભ છે. ૩૮.

॥ इति रजश्छन्नद्वारम् ॥

संकंतीए पुव्वं, संकंतिदिणं तयग्गिमं च दिणं ।
वज्जिज्जा तह संकंति, दड्ढतिहिओ अ एआओ ॥३९॥

સૂર્ય સંક્રાંતિ જે દિવસ બેસતી હોય તેની પહેલાનો એક દિવસ, તેની પછીનો એક દિવસ અને તે જ એક દિવસ એમ એ ત્રણ દિવસ તથા સંક્રાંતિએ કરીને દગ્ધ તિથિઓ આ આગળ ગાથામાં કહે છે તેને શુભ કાર્યમાં વર્જવી. ૩૯.

દગ્ધ તિથિ કહે છે.

धणुमीणगए बीआ, विसे अ कुंमे अ तह चउत्थीए ।
कक्कडमेसे छट्ठी अट्ठमि मिहुणो अ कन्ने अ ॥४०॥
विच्छियसीहे दसमी, तुले अ मयरे अ बारसी भणिया ।
एआ दड्ढतिहीओ, वज्जेअव्वा पयत्तेणं ॥४१॥

ધન કે મીનની સંક્રાંતિમાં બીજ દગ્ધ તિથિ કહેવાય છે. વૃષ કે કુંભ સંક્રાંતિમાં ચોથ, કર્ક કે મેષ સંક્રાતિમાં છઠ્ઠ, મિથુન કે કન્યા સંક્રાંતિમાં આઠમ (૪૦) વૃશ્ચિક કે સિંહ સંક્રાંતિમાં દશમ તથા તુલા કે મકર સંક્રાંતિમાં બારશ એ તિથિઓ દગ્ધ તિથિ કહેવાય છે. તે શુભ કાર્યમાં પ્રયત્ને કરીને વર્જવી. ૪૧.

ससिसूराणं गहणं, जंमि दिणंमि तमाइओ काउं।
सत्तदिणाइं वज्जह, ताइं जओ गहणदड्ढाइं ॥४२॥

ચંદ્ર અથવા સૂર્યનું ગ્રહણ જે દિવસ થયું હોય તે દિવસથી આરંભીને સાત દિવસ વર્જવા, કારણ કે તે ગ્રહણ દગ્ધ કહેવાય છે.

॥ इति संक्रांतिदग्धग्रहणदग्धतिथयः ॥

॥ इति दिनद्वारम् ॥

सूरे बारसि सोमे, इगारसी दसमि मंगले वज्जा।
नवमि बुहे गुरु अट्ठमि, सत्तमि सुक्कम्मि सणि छट्ठी ॥४३॥

બારશ ને રવિવાર હોય, અગિયારશને સોમવાર હોય, દશમ ને મંગળ હોય, નોમ ને બુધ હોય, આઠમ ને ગુરુ હોય, સાતમ ને શુક્ર હોય તથા છઠ્ઠ ને શનિવાર હોય તો તે વર્જ્ય છે. કારણ કે તે કર્ક યોગ કહેવાય છે. ૪૩

॥ इति कर्कयोगः ॥

ससिसूरदिणे सत्तमि, तइआ सुक्कम्मि छट्टि गुरुवारे।
पडिवय तइया य बुहे, विवज्जियाओ सुहे कज्जे ॥४४॥

સોમ કે રવિવારે સાતમ હોય, શુક્રવારે ત્રીજ હોય, ગુરુવારે છઠ્ઠ હોય, બુધવારે પડવો કે ત્રીજ હોય તો તે શુભ કાર્યમાં વર્જ્ય છે. કેમકે તે સંવર્તક યોગ કહેવાય છે. ૪૪.

॥ इति संवर्त्तकयोगः ॥

जिट्ठा महा विसाहा, अणुराहा रविदिणम्मि वज्जिज्जा।
आसाढाओ दुन्निय, तह य विसाहा उ सोमम्मि ॥४५॥

રવિવારને દિવસે જો જ્યેષ્ઠા, મઘા, વિશાખા કે અનુરાધા હોય તો તે વર્જ્ય છે, સોમવારે પૂર્વાષાઢા, ઉત્તરાષાઢા કે વિશાખા હોય તો તે વર્જ્ય છે. ૪૫.

सयभिस अद्द धणिट्ठा, मंगलवारम्मि पुव्वभद्दवया।
मूलऽस्सिणि भरणी, रेवइओ वज्जिज्ज बुहवारे ॥४६॥

મંગળવારે શતભિષક્, આર્દ્રા, ધનિષ્ઠા કે પૂર્વાભાદ્રપદ હોય; બુધવારે મૂળ, અશ્વિની, ભરણી કે રેવતી હોય તો તે પણ વર્જ્ય છે. ૪૬.

रोहिणि मिअसिर अद्दा, सयभिसयाओ विहप्फइदिणम्मि ।
रोहिणिमहअसिलेसा-पुस्साइं सुहाइं नो सुक्के ॥४७॥

ગુરુવારે રોહિણી, મૃગશિર, આર્દ્રા કે શતભિષક્ હોય, શુક્રવારે રોહિણી, મઘા, અશ્લેષા કે પુષ્ય હોય તો તે સુખકારક નથી. ૪૭.

उत्तरफग्गुणि हत्थो, चित्ताऽऽसाढा दुगं च एयाइं ।
पंच वि नक्खत्ताइं, सणिवारे वज्जिअव्वाइं ॥४८॥

શનિવારે ઉત્તરા ફાલ્ગુની, હસ્ત, ચિત્રા, પૂર્વાષાઢા કે ઉત્તરાષાઢા એ પાંચ નક્ષત્ર-માંનું કોઈ એક હોય તો તે વર્જવા યોગ્ય છે. ૪૮.

॥ इति वार नक्षत्राशुभयोगाः ॥

वज्जिज्ज भरणि चित्ता, उत्तरसाढा तहेव य धणिट्ठा ।
उत्तरफग्गुणि पुस्सं, रेवइ सुराइसु कमेणं ॥४९॥

રવિવારે ભરણી હોય, સોમવારે ચિત્રા હોય, મંગળવારે ઉત્તરાષાઢા હોય, બુધવારે ધનિષ્ઠા હોય, ગુરુવારે ઉત્તરા ફાલ્ગુની હોય, શુક્રવારે પુષ્ય હોય અને શનિવારે રેવતી હોય તો તે વર્જવા યોગ્ય છે. ૪૯

॥ इति ग्रहजन्मनक्षत्राशुभयोगः ॥

॥ इति अशुभ योग द्वारम् ॥

अद्धप्पहरो कुलीओ, उवकुलिओ असुहकालहोरा य ।
एए वि हु दिणदोसा, वज्जेअव्वा सुहे कज्जे ॥५०॥

અર્ધપ્રહર, કુલિક, ઉપકુલિક અને અશુભ કાળહોરા એ પણ દિવસના દોષો છે, તે શુભ કાર્યમાં તજવા યોગ્ય છે. ૫૦.

कुज-सिअ-रवि-बुह-सणि-ससि-गुरुवारेसु विवज्जणिज्जो य ।
अद्धप्पहरो बि ति चउ, पंच छ सत्त ट्ठमो कमसो ॥५१॥

મંગળવારે બીજો અર્ધ પ્રહર તજવા યોગ્ય છે, શુક્રવારે ત્રીજો, રવિવારે ચોથો, બુધવારે પાંચમો, શનિવારે છઠ્ઠો, સોમવારે સાતમો અને ગુરુવારે આઠમો અર્ધ પ્રહર (અર્ધો પહોર) તજવા યોગ્ય છે. ૫૧.

दिणवाराओ जइमा, सणिगुरुणो तइयमद्धपहरेसु ।
कुलिओ तह उवकुलिओ, जहसंखेणं मुणेयव्वो ॥५२॥

ઇષ્ટ દિવસના વારથી જેટલામો શનિવાર હોય તેટલામા અર્ધ પ્રહરને કુલિક યોગ

જાણુવો અને ઇષ્ટ દિવસના વારથી જેટલામો ગુરુવાર હોય તેટલામા અર્ધ પ્રહરને ઉપ-કુલિક જાણુવો. આ બન્ને યોગ અશુભ છે. ૫૨.

आ सु बु सो स गु मं, तं वलयं जाणाहि कालहोर त्ति ।
अड्ढाइज्जा घडिया, दिणवाराओ गणसु पढमं ॥५३॥

રવિવારે પહેલી હોરા રવિની, બીજી શુક્રની, ત્રીજી બુધની, ચોથી સોમની, પાંચમી શનિની, છઠ્ઠી ગુરુની, સાતમી મંગળની એ રીતે વલયાકારે છઠ્ઠે છઠ્ઠે વારે ગણતાં દરેક વારે ચોવીસ ચોવીસ હોરા હોય છે, જે વારે ગણુવી હોય તે વારે પહેલી પોતાની જ હોરા ગણુવી. તે દરેક હોરા અઢી ઘડીની હોય છે. ૫૩.

॥ इति अर्धप्रहरादिद्वारम् ॥

। इति मूलद्वारेषु निर्दोषमिति द्वारम् ।

संज्झागयं धूमिय, मालिंगिय दड्ढ विद्ध सोवगहं ।
लत्ता पाए कग्गल, दूसिअं ईअ दुट्ठरिक्खाइं ॥५४॥

સંધ્યાગત ૧, ધૂમિત ૨, આલિંગિત ૩, દગ્ધ ૪, વિદ્ધ ૫, સોપગ્રહ ૬, લતા ૭, પાત ૮ અને એકાર્ગલ ૯, આ નવ યોગથી દુષિત થયેલાં દુષ્ટ નક્ષત્ર તજવા યોગ્ય છે. ૫૪.

संझागयं रविगयं, विड्डेरं सग्गहं विलंबं च ।
राहुहयं गहभिन्नं, विवज्जए सत्त नक्खत्ते ॥५५॥

સંધ્યા સમયે ઉદય પામેલું નક્ષત્ર ૧, સૂર્ય સાથે રહેલું ૨, વિડ્વર ૩, ગ્રહ સહિત ૪, વિલંબી ૫, રાહુથી હણાયેલું ૬, ગ્રહથી ભેદાયેલું ૭. એ સાત નક્ષત્રો શુભ કાર્યમાં વર્જવા યોગ્ય છે. ૫૫.

संझागयंमि कलहो, आइच्चगए न होइ निव्वाणी ।
विड्डेरे परविजओ, सगहंमि अ विग्गहो होई ॥५६॥

दोसो असंगयत्तं, होइ कुभुत्तं विलंबिनक्खत्ते ।
राहुहयम्मि अ मरणं, गह भिन्ने सोणिअग्गालो ॥५७॥

સંધ્યાગત નક્ષત્રમાં કાર્ય કરવાથી કલહ થાય, સૂર્યગતમાં કરવાથી નિવૃત્તિ થાય નહીં, વિડ્વરમાં કરવાથી સામાનો વિજય છે, ગ્રહ સહિતમાં કરવાથી વિગ્રહ (લડાઈ) થાય. ૫૬. સૂર્યે ભોગવીને મૂકેલ એવા વિલંબી નક્ષત્રમાં કરવાથી અસંગતિપણું (વિવાદ) થાય છે. રાહુથી હણાયેલા નક્ષત્રમાં કાર્ય કરવાથી મરણુ થાય અને ગ્રહથી ભેદાયેલા નક્ષત્રમાં કાર્ય કરવાથી લોહીનું વમન થાય. ૫૭.

अत्थमणे संझागय-रविगय जहिअं ठिओ उ आइच्चो।
विड्डेरमवद्दारिय, सग्गहं कूरग्गहठिअं तु ॥५८॥
रविरिक्ख पिठओ जं, विलंबि राहुहयं जहिं गहणं।
मज्झेणं जस्स गहो, वच्चइ तं होइ गहभिन्नं ॥५९॥

સૂર્યાસ્તસમયે જે નક્ષત્ર પૂર્વ દિશામાં ઉગતું હોય તે સંધ્યાગત કહેવાય છે ૧, જે નક્ષત્રમાં સૂર્ય રહેલો હોય તે નક્ષત્ર રવિગત કહેવાય છે ૨, જે નક્ષત્ર વક્રી ગ્રહે અધિષ્ઠિત હોય તે વિડ્વર કહેવાય છે ૩, જે નક્ષત્ર ક્રૂર ગ્રહે અધિષ્ઠિત હોય તે ગ્રહ સહિત કહેવાય છે ૪, (૫૮) સૂર્યના નક્ષત્રની પાછળ જે નક્ષત્ર હોય તે વિલંબી નક્ષત્ર કહેવાય છે ૫, જે નક્ષત્રમાં ગ્રહણ થયું હોય તે નક્ષત્ર રાહુથી હણાયેલું કહેવાય છે (આ ગ્રહણનું નક્ષત્ર જ્યાં સુધી સૂર્ય વડે ન ભોગવાય ત્યાં સુધી અશુભ છે) ૬, તથા જે નક્ષત્રની મધ્યે કોઈ પણ ગ્રહ રહેલો હોય તે ગ્રહભિન્ન—ગ્રહથી ભેદાયેલું નક્ષત્ર કહેવાય છે ૭.

॥ इति संध्यागतादीनि ॥

सणिमंगलाण पुरो, धूमिय २ मालिंगियं च तज्जुत्तं ३।
आलिंगियस्स पच्छा, जं रिक्खं तं भवे दड्ढं ४ ॥६०॥

શનિ અને મંગળની સન્મુખ જે નક્ષત્ર હોય તે ધૂમિત કહેવાય છે ૨; અને શનિ કે મંગળથી યુક્ત જે નક્ષત્ર હોય તે આલિંગિત કહેવાય છે ૩, તથા આલિંગિતની પાછળ જે નક્ષત્ર હોય તે દગ્ધ કહેવાય છે ૪. ૬૦.

तिरियं सत्तसलाया, उड्ढाओ सत्त ताण मज्झेणं।
उवरिमपढमसलागाण, कित्तिया तयणु सेसाणि ॥६१॥

दाऊं नक्खत्ताइ, दिज्ज गहे तद्दिणंमि जो जत्थ।
तो जोइज्जा वेहं, गणयवरो य चंदरिक्खस्स ॥६२॥

जइ एगसलागाए, एक्कदिसिं हुज्ज चंदनक्खत्तं।
बीअदिसाए हुज्जा, को वि गहो तो भवे वेहो ॥६३॥

તિરછી (આડી) સાત શલાકા—લીટીઓ કરવી. તથા ઊભી પણ સાત શલાકા કરવી. તેની મધ્યે ઉપરની પ્રથમ શલાકાને છેડે કૃત્તિકા મૂકવું. ત્યારપછી બાકીનાં નક્ષત્રો અનુક્રમે મૂકવાં. (૬૧) પછી જે દિવસે કાર્ય કરવાનું હોય તે દિવસે જે ગ્રહો જે નક્ષત્રમાં હોય તે ગ્રહો તે નક્ષત્રમાં મૂકવા. પછી ચંદ્ર નક્ષત્રનો (ઇષ્ટ નક્ષત્રનો) વેધ ગણકવરે (જોશીએ) જોવો. (૬૨) તે આ રીતે—જે ચંદ્ર નક્ષત્ર (ઇષ્ટ નક્ષત્ર) એક શલાકા પર એક દિશામાં હોય તેની સામી દિશાએ તે જ શલાકા પર કોઈ પણ ગ્રહ હોય તો તે વેધ કહેવાય છે. ૬૩.

उत्तरसाढापाए, चउत्थए सवणपढमघडिआसु ।
चउसु य अभिई तत्थ, ट्ठिए गहे रोहिणी वेहो ॥६४॥

ઉત્તરાષાઢાનું ચોથું પાદ અને શ્રવણની પ્રથમની ચાર ઘડી. આટલો સમય અભિજિત્ નક્ષત્ર છે. તેમાં કોઈ ગ્રહ રહ્યો હોય તો રોહિણી નક્ષત્રની સાથે તેનો વેધ થાય છે. ૬૪.

पंच–ट्ठ–चउदस–ट्ठार–इगुणवीस–दुवीस–तेवीसे ।
चउवीसमे अ रिक्खे, उवग्गहो सूररिक्खाओ ॥६५॥

સૂર્યના નક્ષત્રથી પાંચમું, આઠમું; ચૌદમું; અઢારમું, ઓગણીશમું; બાવીશમું, ત્રેવીશમું અને ચોવીશમું જે નક્ષત્ર હોય તે ઉપગ્રહ કહેવાય છે. ૬૫

॥ इति उपग्रहद्वारम् ॥

रवि मंगल गुरू सणिणो, दुवालसं तइय छट्ठ अट्ठमयं ।
निअरिक्खाओ कमेणं, रिक्खं लत्तंति अग्गिमयं ॥६६॥

રવિ પોતાના નક્ષત્રથી આગળના બારમા નક્ષત્રને લાત મારે છે; મંગળ ત્રીજાને; ગુરૂ છઠ્ઠાને અને શનિ આઠમાને લાત મારે છે. ૬૬.

बुह सुक्क राहु पुन्निम–ससिणो पिठेण निययरिक्खस्स ।
सत्तम ७ पंचम ५ नवमं, ९ बावीसइमं २२ च लत्तंति ॥६७॥

બુધ પોતાના નક્ષત્રથી પાછળના સાતમા નક્ષત્રને લાત મારે છે; શુક્ર પાંચમાને; રાહુ નવમાને અને પૂર્ણિમાનો ચંદ્ર પોતાના નક્ષત્રથી પાછળના બાવીશમા નક્ષત્રને લાત મારે છે; અર્થાત્ બુધ પોતાના નક્ષત્રથી આગળના ત્રેવીશમા નક્ષત્રને; શુક્ર પચીશમાને, રાહુ એકવીશમાને અને ચંદ્ર આઠમા નક્ષત્રને લાત મારે છે. ૬૭.

॥ इति लत्ताद्वारम् ॥

अस्सेस महा चित्ता, अणुराहा सवण रेवई होई ।
जइमा रविरिक्खाओ, पाओ अरिसणीइ तइयंमि ॥६८॥

સૂર્યના નક્ષત્રથી અશ્લેષા, મઘા, ચિત્રા, અનુરાધા, શ્રવણ અને રેવતી, આ નક્ષત્રો જેટલામાં હોય, અશ્વિની નક્ષત્રથી ગણતાં તેટલામું નક્ષત્ર પાત નામે કહેવાય છે. જેમકે સૂર્યનું નક્ષત્ર કૃત્તિકા છે. તેનાથી અશ્લેષા સાતમું છે, તો અશ્વિનીથી સાતમું નક્ષત્ર પુનર્વસુ છે. માટે તે પુનર્વસુ પાત કહેવાય છે. તથા મઘા આઠમું છે, ચિત્રા બારમું છે, અનુરાધા પંદરમું છે, શ્રવણ વીશમું છે, અને રેવતી પચીશમું છે, માટે અનુક્રમે પુષ્ય, ઉત્તરા ફાલ્ગુની, સ્વાતિ, પૂર્વાષાઢા અને પૂર્વા ભાદ્રપદ એ નક્ષત્રો પાત કહેવાય છે. એ રીતે સર્વત્ર જાણવું. ૬૮. બીજી રીત નીચે પ્રમાણે છે.

आइच्चो जत्थ ठिओ, तत्तो अणुराह जइमिया होइ।
तत्तो छट्ठे छट्ठे, दस बीए पंचमे पाओ ॥६९॥

સૂર્ય જે નક્ષત્રમાં રહ્યો હોય તે નક્ષત્રથી અનુરાધા જેટલામું હોય, અશ્વિનીથી ગણતાં તેટલામું નક્ષત્ર પાત જાણવું. ત્યાંથી પાછું જે છટ્ઠું હોય, તે પાત જાણવું. ત્યાંથી વળી જે છટ્ઠું હોય તે પાત, ત્યાંથી જે દશમું હોય તે પાત, ત્યાંથી જે બીજું હોય તે પાત અને ત્યાંથી જે પાંચમું હોય તે પાત જાણવું. જેમકે કૃત્તિકા નક્ષત્રનો સૂર્ય હોય તો કૃત્તિકાથી અનુરાધા પંદરમું છે, તેથી અશ્વિનીથી ગણતાં પંદરમું જે સ્વાતિ તે પાત થયું. સ્વાતિથી છટ્ઠું પૂર્વાષાઢા પાત થયું. પૂર્વાષાઢાથી છટ્ઠું પૂર્વા ભાદ્રપદ પાત થયું. તેથી દશમું પુનર્વસુ, તેથી બીજું પુષ્ય અને તેથી પાંચમું ઉત્તરા ફાલ્ગુની પાત થયું. એટલે ઉપલી રીત પ્રમાણે જ મળતુ આવ્યું. ૬૯. અહીં અભિજિત્ ગણવાનું નથી એટલે સત્યાવીશ નક્ષત્ર ગણવાં.

पढमो छट्ठो नवमो, दसमो तह तेरसो अ पन्नरसो।
सत्तरसे गुणवीसो, सत्तावीसो अ एयाणं ॥७०॥
जो जोगो तस्संखं, रिक्खं जइमं हविज्ज रविरिक्खा।
तइमे ससिरिक्खे, अस्सिणीइओ इक्कलग्गलो होइ ॥७१॥

વિષ્કંભાદિક સત્યાવીશ યોગમાંનો પહેલો, છઠ્ઠો, નવમો, દશમો, તેરમો, પંદરમો, સત્તરમો, ઓગણીશમો અને સત્યાવીશમો એટલા યોગમાંનો જે યોગ (શૂળ) જેટલામો (૯) હોય અશ્વિનીથી તેટલામી (૯) સંખ્યાવાળું નક્ષત્ર (અશ્લેષા) રવિના નક્ષત્રથી (પૂર્વાષાઢાથી) ગણતાં જેટલામું (૧૮) થાય તેટલામું (૧૮) અશ્વિનીથી ચંદ્રનું નક્ષત્ર (જ્યેષ્ઠા) હોય તો એકાર્ગલ થાય છે. ૭૦–૭૧.

એકાર્ગલની બીજી રીત આ પ્રમાણે છે.—

तिरियं तेरस रेहा, एक्का तम्मज्झगामिणी उड्ढं।
काऊणं चक्कमिणं, सिररिक्खं दिज्ज तस्स सिरे ॥७२॥
विसमे जोगे इक्कं, अट्ठावीसं समंमि दिज्जाहि।
अद्धीकयंमि तंमि उ, जं तं इह मुणसु सिररिक्खं ॥७३॥
अस्सिणि अणुराहा चि य, मियसिर मूलो पुणव्वसू पुस्सो।
असलेस महा चित्ता, विक्खंभाईसु सिररिक्खा ॥७४॥

આડી તેર રેખા કરવી, તેમની મધ્યે એક ઊભી રેખા કરવી, એ પ્રમાણે ચક્ર કરીને તેના મસ્તક પર શિર નક્ષત્ર દેવું, પછી બીજાં નક્ષત્રો અનુક્રમે મૂકવાં. શિર નક્ષત્ર કયું સમજવું? તેની રીત આ પ્રમાણે—વિષ્કંભાદિક (અશુભ) યોગોમાંનો જે યોગ ઇષ્ટ દિવસે

હોય તે યોગ જો વિષમ (એકી) હોય તો તેમાં એક ઉમેરવો અને બેકી હોય તો તેમાં અઠયાવીશ ઉમેરવા. પછી તેને અર્ધા કરવા. જે શેષ રહે તેટલામુ નક્ષત્ર શિર નક્ષત્ર જાણવું એટલે કે તેટલામું નક્ષત્ર મસ્તક પર મૂકવું. તેનાં નામ આ પ્રમાણે છે. — વિષ્કંભયોગ હોય તો મસ્તક પર અશ્વિની આવે, અતિગંડ હોય તો અનુરાધા આવે, શૂળ હોય તો મૃગશિર, ગંડ હોય તો મૂળ, વ્યાઘાત હોય તો પુનર્વસુ, વજ્ર હોય તો પુષ્ય, વ્યતિપાત હોય તો અશ્લેષા, પરિઘ હોય તો મઘા અને વૈધૃતિ હોય તો ચિત્રા નક્ષત્ર મસ્તક પર આવે છે. (શુભ યોગમાં એકાર્ગલ થતો જ નથી.) ૭૨-૭૩-૭૪.

सिररिक्खाउ कमेणं, सत्तावीसं पि दिज्ज रिक्खाइं।
रेहासु तासु कमसो, रिक्खेसु अ ठवसु ससिसूरे ॥७५॥
एक्काए रेहाए जइ, दुन्नि वि हुंति चंद आइच्चा।
एक्कग्गलो हु एवं, जायइ नक्खत्तदोस त्ति ॥७६॥

પછી મસ્તકના નક્ષત્રથી અનુક્રમે તે રેખાઓ ઉપર અનુક્રમે સત્યાવીશ નક્ષત્રો મૂકવાં. પછી તે નક્ષત્રો ઉપર જયાં સંભવે ત્યાં સૂર્ય અને ચંદ્ર મૂકવા. (૭૫) હવે જો એક જ રેખા ઉપર સામસામા સૂર્ય અને ચંદ્ર બન્ને આવ્યા હોય તો તે એકાર્ગલ યોગ થયો જાણવો. આ નક્ષત્રનો દોષરૂપ છે. ૭૬.

॥ इति एकार्गल द्वारम् ॥

॥ इति मूलद्वारेषु निर्दोषनक्षत्रद्वारम् ॥

सगुणं पुण विन्नेयं, रिक्खं रविजोगसंजुअं तं च।
रविरिक्खाओ चउत्थ ४ छ ६ न्नव ९ दस १० तेरसं १३ वीसं २० ॥७७॥

સૂર્યના નક્ષત્રથી ચોથું, છઠ્ઠું, નવમું, દશમું, તેરમું અને વીશમું નક્ષત્ર જો હોય તો રવિ યોગ જાણવો. તે રવિ યોગ વડે યુક્ત એવા નક્ષત્રને સગુણ નક્ષત્ર જાણવું. ૭૭.

॥ इति सगुणनक्षत्रद्वारम् ॥

॥ इति दिनशुद्धिः ॥

इत्तो वि लग्गसुद्धि, सा पुण छवग्गसुद्धिओ होइ १।
उदयत्थसुद्धिओ २ तह, जहुत्तगहबलगुणेणं च ३ ॥७८॥

હવે લગ્નશુદ્ધિ કહીએ છીએ. તે (લગ્નશુદ્ધિ) છ વર્ગની શુદ્ધિ વડે હોય છે ૧, ઉદય અને અસ્તની શુદ્ધિ વડે હોય છે ૨, તથા યથોક્ત ગ્રહગળના ગુણ વડે હોય છે. ૩. ૭૮.

गिह १ होरा २ दिकाणा, ३ नव ४ बारस ५ तीस ६ अंसया य जहिं।
सोमग्गहाण तणपा, छवग्गसुद्धी तहिं लग्गे ॥७९॥

લગ્નના ગૃહ ૧, હોરા ૨, દ્રેષ્કાણુ ૩, નવાંશ ૪, દ્વાદશાંશ ૫ અને ત્રિંશાંશ ૬, એ છએના સ્વામી જો સૌમ્ય ગ્રહ હોય તો તે ષડ્વર્ગશુદ્ધિ કહેવાય છે. ૭૯.

जइ पुण छवग्गसुद्धी, संभवइ न चेव कह वि लग्गम्मि ।
तो पंचवग्गसुद्धी, विसुद्धिहेऊ वि लग्गस्स ॥८०॥

જો કદાચ કોઈ પણ પ્રકારે લગ્નમાં છ વર્ગની શુદ્ધિ ન સંભવે તો પાંચ વર્ગની શુદ્ધિ પણ લગ્નની શુદ્ધિનું કારણ છે. ૮૦.

एसा य बारसण्हं, लग्गाणं जंमि तीसइ विभागे ।
संभवइ तयं वुच्छं, लग्गपमाणं कहेऊणं ॥८१॥

પ્રથમ લગ્નનું પ્રમાણુ કહીને પછી આ લગ્નશુદ્ધિ બાર લગ્નોમાં જે ત્રિંશાંશમાં સંભવે છે તે હું કહીશ ૮૧.

दोइगुणवीस दोएगवन्न, सय तिन्नि तिजुअ तेआला ।
सगयाल सत्ततीसा, मेसाइ पला कमुक्कमओ ॥८२॥

મેષ લગ્નના ૨૧૯ પળ છે, વૃષના ૨૫૧ પળ છે, મિથુનના ૩૦૩, કર્કના ૩૪૩, સિંહના ૩૪૭ અને કન્યાના ૩૩૭ પળ છે. તેથી ઉત્ક્રમે બીજી છ રાશિના જાણવા, એટલે કે તુલાના ૩૩૭, વૃશ્ચિકના ૩૪૭, ધનના ૩૪૩, મકરના ૩૦૩, કુંભના ૨૫૧ અને મીનના ૨૧૯ પળ છે. ૮૨

विस १४ मयराण १४ चउदसे, अट्ठमए मीण ८ कक्क ८ कन्नाणं ८ ।
जायम्मि बारहे विच्छियस्स, १२ कुंभस्स छव्वीसे २६ ॥८३॥
चउवीसमे तुलाए २४, मेसस्सिगवीसमंमि भागम्मि २१ ।
सीहस्स ट्ठारसमे, १८ धण मिहुणाणं च सत्तरसे १७ ॥८४॥
इय तीसइभागेसु, छव्वग्गो हुंति पंचवग्गो वा ।
सोमग्गहाण तणओ, हियइच्छियकज्जसिद्धिकरो ॥८५॥

વૃષ અને મકરનું લગ્ન હોય તો તેનો ૧૪ મો ત્રિંશાંશ, મીન, કર્ક અને કન્યા લગ્ન હોય તો તેનો આઠમો ત્રિંશાંશ, વૃશ્ચિક લગ્નનો બારમો ત્રિંશાંશ, કુંભ લગ્નનો છવીશમો, તુલા લગ્નનો ચોવીશમો, મેષ લગ્નનો એકવીશમો, સિંહ લગ્નનો અઢારમો અને ધન તથા મિથુનનું લગ્ન હોય તો તેના સત્તરમા ત્રિંશાંશમાં છ વર્ગની અથવા પાંચ વર્ગની શુદ્ધિ હોય છે. તેમાં જો સૌમ્યગ્રહો સ્વામીઓ હોય તો તે હૃદયના ઇચ્છિત કાર્યની સિદ્ધિ કરનાર થાય છે. ૮૩-૮૪-૮૫.

अन्ने नवंसगं चिय, एगं चित्तूण सोमगहतणयं ।
पभणंति लग्गसुद्धिं, विणा वि छव्वग्गसुद्धीए ॥८६॥

કેટલાએક આચાર્યો છ વર્ગની શુદ્ધિ ન હોય તોપણ સૌમ્ય ગ્રહ જેનો સ્વામી હોય એવા એક નવાંશને જ ગ્રહણ કરીને લગ્નની શુદ્ધિ કહે છે. ૮૬.

गिह होराई लग्गे, गहस्स जं जस्स संतिअं होइ।
तं संपइ पयडत्थं, वुच्छं अवुहाण बोहत्थं ॥८७॥

. લગ્નને વિષે ગૃહ તથા હોરા વિગેરેને તથા જે લગ્નનો જે સ્વામી હોય તેને હવે અજ્ઞાત જનના બોધને માટે હું પ્રગટપણે કહું છું. ૮૭.

कुजसुक्कबुहिंदुरविबुह-सियकुजगुरुसणीसणीगुरुणं।
मेसाईआ उ बारस-लग्गाण घराइं जहसंखं ॥८८॥

મંગળ ૧, શુક્ર ૨, બુધ ૩, ચંદ્ર ૪, રવિ ૫, બુધ ૬, શુક્ર ૭, મંગળ ૮, ગુરૂ ૯, શનિ ૧૦, શનિ ૧૧ અને ગુરુ ૧૨ એ મેષ આદિક બાર લગ્નનાં ગૃહો અનુક્રમે છે. ૮૮.

॥ इति गृहम् ॥

लग्गस्सद्धं होरा, सा पढमा दिणयरस्स विसमंमि।
बीआ य तहिं ससिणो, विवज्जएणं समे लग्गे ॥८९॥

લગ્નનો અર્ધ ભાગ હોરા કહેવાય છે. તેમાં મેષ, મિથુન વિગેરે વિષમ (એકી) રાશિમાં પહેલી હોરા સૂર્યની અને બીજી હોરા ચંદ્રની છે અને વૃષ, કર્ક વિગેરે સમ રાશિમાં તેથી વિપરીત એટલે પહેલી હોરા ચંદ્રની અને બીજી સૂર્યની છે. ૮૯.

॥ इति होरा ॥

दिक्काणो अ तिभागो, सो पढमो निययरासिअहिवइणो।
बीओ पंचमपहुणो, तइओ पुण नवमगिहवइणो ॥९०॥

દ્રેષ્કાણ એ લગ્નનો ત્રીજો ભાગ છે. તેમાં પહેલો દ્રેષ્કાણ પોતાની રાશિના સ્વામીનો હોય, બીજો તેથી પાંચમી રાશિના સ્વામીનો અને ત્રીજો નવમા સ્થાન (રાશિ)ના સ્વામીનો હોય છે. ૯૦.

॥ इति द्रेष्काणः ॥

मेसे मेसाईआ, विसंमि मयराइया नवंसाओ।
मिहुणम्मि तुलाईया, कक्के कक्काइया हुंति ॥९१॥
पुण मेसमयरतुल-क्कक्कडाइया चउसु सीहमाईसु।
एवं धनुहाईसु वि, नवंसया हुंति नायव्वा ॥९२॥

મેષ લગ્નમાં મેષને આદિ લઈને નવ નવાંશે ગણવા, વૃષમાં મકરથી ગણવા, મિથુનમાં તુલાથી અને કર્કમાં કર્કથી ગણવા. (૯૧) એ જ રીતે સિંહ વિગેરે ચાર રાશિમાં અને ધનુ વિગેરે ચાર રાશિમાં અનુક્રમે મેષ, મકર, તુલા અને કર્કથી આરંભીને નવ નવ નવાંશે ગણવા. ૯૨.

॥ इति नवांशाः ॥

बारसभागो पयडो, सो पढमो निअरासिणो होई।
बीओ बीयस्स उ, जाव बार बारसस्स भवे ॥९३॥

દરેક રાશિમાં બાર બાર દ્વાદશાંશ હોય છે. તેમાં પહેલો દ્વાદશાંશ પોતાની રાશિનો જ હોય, બીજો પછીની જ રાશિનો હોય, એમ અનુક્રમે ગણતાં બારમો દ્વાદશાંશ પોતપોતાની રાશિથી બારમી રાશિનો આવે છે. ૯૩.

॥ इति द्वादशांशाः ॥

कुजसणिगुरुबुहसुक्का, पण ५ पण ६ अड ८ सत्त ७ पंच ५ अंसाणं।
विसमे तीसंसं पहू, विवज्जएणं समे लग्गे ॥९४॥

દરેક રાશિમાં ત્રીશ ત્રીશ ત્રિંશાંશ હોય છે. તેમાં વિષમ રાશિમાં પહેલા પાંચ ત્રિંશાંશોનો સ્વામી મંગળ છે, બીજા પાંચનો શનિ છે, ત્યારપછીના આઠનો ગુરુ છે, ત્યારપછીના સાતનો બુધ અને ત્યારપછીના (છેલ્લા) પાંચ ત્રિંશાંશોનો સ્વામી શુક્ર છે અને સમ રાશિમાં એથી વિપરીત જાણવું, એટલે કે ૫-૫-૮-૭-૫ અંશો ના સ્વામી અનુક્રમે શુક્ર, બુધ, ગુરુ, શનિ અને મંગળ જાણવા. ૯૪.

॥ इति त्रिंशांशाः ॥

ससहरगुरुबुहसुक्का, सोमा सामन्नओ मुणेयव्वा।
सेसा य हुंति कूरा, तज्जुअ बुह खीणससिणो अ ॥९५॥

ચંદ્ર, ગુરુ, બુધ અને શુક્ર એ ચાર ગ્રહો સામાન્ય રીતે સૌમ્ય જાણવા અને બાકીના (રવિ, મંગળ, શનિ) ક્રૂર જાણવા, તથા તે ક્રૂર ગ્રહે સહિત બુધ હોય તો તે ક્રૂર જાણવો અને ક્ષીણ ચંદ્રને પણ ક્રૂર જાણવો. ૯૫.

॥ इति षड्वर्गशुद्धिः ॥

उदयत्थसुद्धिमिन्हि, भणामि उदओ नवंसगो इत्थ।
तम्मिय लग्गविइन्ने, सनाहदिट्ठे उदयसुद्धी ॥९६॥

હવે ઉદયાસ્તની શુદ્ધિ કહું છું. ઈહાં તે લગ્નમાં વર્દ્ધતો જે નવમાંશ હોય તેનો સ્વામી લગ્નને દેખે તે ઉદયશુદ્ધિ જાણવી. ૯૬.

लग्गे नवंसगो जो, तस्सत्तमठाण अहिवई पिच्छे ।
लग्गा सत्तमठाणं, जइ तो इह अत्थसुद्धि त्ति ॥९७॥

લગ્નમાં જે નવાંશક હોય તેનાથી સાતમા સ્થાનનો સ્વામી જો લગ્નથી સાતમા સ્થાનને જુએ તો અહીં તે અસ્ત શુદ્ધિ કહેવાય છે. ૯૭.

वयगहणपइट्ठासु, उदयत्थविसुद्धिं वज्जिअं पि सुहं ।
मन्नंति केइ लग्गं, तं च मयं बहुसयं नेह ॥९८॥

વ્રતગ્રહણ (દીક્ષા) તથા પ્રતિષ્ઠાદિકમાં ઉદયાસ્તની વિશુદ્ધિ વિના પણ કેટલાએક લગ્નને શુભ માને છે, પણ તે મત ઘણાને સંમત નથી. ૯૮.

इह उदयत्थविसुद्धी, गहदिट्ठीए विणा न संभवइ ।
एएण पसंगेण, गहदिट्ठी संपवक्खामि ॥९९॥

આ ઉદયાસ્તની શુદ્ધિ ગ્રહની દૃષ્ટિ જાણ્યા વિના સંભવતી નથી, તેથી આ પ્રસંગે હું ગ્રહની દૃષ્ટિ કહું છું. ૯૯.

सव्वाणाओ दसमं, ठाणं तइयं च पायदिट्ठीए ।
पिच्छंति गहा नवमं, सपंचमं अद्ध दिट्ठीए ॥१००॥
पउणाए दिट्ठीए, चउत्थयं अट्ठमं च पिच्छंति ।
सव्वाए सत्तमयं, सुहासुहफलं च दिट्ठिसमं ॥१०१॥

સર્વ ગ્રહો પોતાના સ્થાનથી દશમા તથા ત્રીજા સ્થાનને એક પાદ દૃષ્ટિએ જૂએ છે, નવમા તથા પાંચમા સ્થાનને બે પાદ દૃષ્ટિએ જુએ છે. ચોથા તથા આઠમા સ્થાન નેપોણી એટલે ત્રણ પાદ દૃષ્ટિએ જુએ છે, અને સાતમા સ્થાનને સર્વ એટલે ચાર પાદ દૃષ્ટિએ જુએ છે. આ સર્વનું શુભાશુભ ફળ દૃષ્ટિની જેવું જાણવું ૧૦૦-૧૦૧.

॥ इति उदयास्तशुद्धिः ॥

लग्गस्स गहा बलिणो, हवंति ते जत्थ संठिया ठाणे
तं वुच्छं दिक्खाए, पढमं पच्छा पइट्ठाए ॥१०२॥

તે લગ્નના ગ્રહો જે સ્થાને રહીને બલવાન હોય છે. તે પ્રથમ હું દીક્ષાને આશ્રીને કહું છું પછી પ્રતિષ્ઠાને આશ્રીને કહીશ.

दिक्खा लग्गे दो पंच, छट्ठ इक्कारसो रवि सुहओ ।
चंदो बीओ तइओ, छट्ठो इक्कारसो तहय ॥१०३॥

દીક્ષા લગ્નમાં રવિ બીજે, પાંચમે, છઠ્ઠે કે અગિયારમે હોય તો તે શુભ છે, ચંદ્ર બીજે, ત્રીજે, છઠ્ઠે કે અગિયારમે શુભ છે. ૧૦૩.

तइओ छट्ठो दसमो, इक्कारसमो कुजो बुहो अ सुहो।
लग्गगओ चउ पंच, सत्तम नव दसमगो अ गुरू ॥१०४॥

મંગળ અને બુધ લગ્નથી ત્રીજે, છટ્ઠે, દશમે કે અગિયારમે હોય તો શુભ છે, ગુરુ પહેલે, ચોથે, પાંચમે, સાતમે, નવમે કે દશમે શુભ છે. ૧૦૪.

तइओ छट्ठो नवमो, दुवालसो सुंदरो भवे सुक्को।
बीओ पंचमओ, अट्ठमो अ इक्कारसो अ सणी ॥१०५॥

શુક્ર ત્રીજે, છટ્ઠે, નવમે કે બારમે હોય તો સારો અને શનિ બીજે, પાંચમે, આઠમે કે અગિયારમે હોય તો શુભ છે. ૧૦૫.

ઉપર કહેલાને જ સંક્ષેપથી કહે છે —

दुपणछट्ठा दुतिछट्ठे, तिछदसि तिछदसि तिकोणकिंदेसु।
तिछनवबारसि दुपणट्ठ, सव्विइगारेसियं सुत्तुं ॥१०६॥

લગ્નથી રવિ બીજે, પાંચમે, છટ્ઠે સારો, ચંદ્ર બીજે, ત્રીજે, છટ્ઠે શુભ, મંગળ ત્રીજે, છટ્ઠે, દશમે સારો, બુધ ત્રીજે, છટ્ઠે, દશમે સારો, ગુરુ ત્રિકોણ એટલે નવમે, પાંચમે તથા કેન્દ્ર એટલે પહેલે, ચોથે, સાતમે અને દશમે સારો, શુક્ર ત્રીજે, છટ્ઠે. નવમે અને બારમે સારો, તથા શનિ બીજે, પાંચમે અને આઠમે સારો. શુક્રને છોડીને સર્વે ગ્રહો અગિયારમે સ્થાને સારા. ૧૦૬.

गुरु बुह [1]ससिसूराणं, छव्वग्गो इह सुहो न सेसाणं।
जा उण छव्वग्गसुद्धि, पुव्वुत्ता सा पइट्ठाए ॥१०७॥

ગુરુ, બુધ, ચંદ્ર (શનિ) અને રવિનો છ વર્ગ (છ વર્ગની શુદ્ધિ) અહીં (દીક્ષામાં) શુભ છે, પણ બીજા ગ્રહોની શુદ્ધિ શુભ નથી. તથા પૂર્વે જે છ વર્ગની શુદ્ધિ કહી છે તે પ્રતિષ્ઠા આશ્રીને છે. ૧૦૭.

अहवा वि मज्झिमबलं, काऊण सणिं गुरुं च बलवंतं।
अबलं सुक्कं लग्गे, तो दिक्खं दिज्ज सीसस्स ॥१०८॥

અથવા તો લગ્નમાં શનિને મધ્યમ બળવાળો કરીને, ગુરુને બળવાન્ કરીને તથા શુક્રને નિર્બળ કરીને શિષ્યને દીક્ષા દેવી. ૧૦૮.

दु पण छ अट्ठेक्कारस, ठाणे मज्झिमबलो सणी होइ।
लग्गगओ चउ सत्तम-दसमो अ गुरू भवे बलवं ॥१०९॥

---

१ गुरु बुह सणि सूराण इति प्रत्यन्तरे.

બીજે, પાંચમે, છઠ્ઠે, આઠમે અને અગિયારમે સ્થાને રહેલો શનિ મધ્યમ બળવાળો હોય છે અને ગુરુ પહેલે, ચોથે, સાતમે તથા દશમે હોય તો તે બળવાન્ છે. ૧૦૯.

छट्ठो दुवालसो तह, अवलो सुक्को सुहो वयग्गहणे।
दो तइय पंच छट्ठि-क्कारसमो तह बुहो सुहओ ॥११०॥

તથા છઠ્ઠો અને બારમો શુક્ર નિર્બળ છે. તે વ્રતગ્રહણમાં શુભ છે, તથા બુધ બીજે, ત્રીજે, પાંચમે, છઠ્ઠે કે અગિયારમે હોય તો તે શુભ છે. ૧૧૦.

तइए छट्ठे दसमे, इक्कारसमंमि मंगले लग्गे।
दिक्खं पत्तो सत्तो, जायइ बहुनाणतवजुत्तो ॥१११॥

ત્રીજે, છઠ્ઠે, દશમે કે અગિયારમે મંગળ હોય એવા લગ્નને વિષે દીક્ષિત થયેલ સત્ત્વ (સાધુ) બહુ જ્ઞાન અને તપ વડે યુક્ત થાય છે. ૧૧૧.

सुक्कंगारयमंदाण, सत्तमे ससहरे गहियदिक्खो।
पीडिज्जए अवस्सं, सत्थदुसीलत्तवाहीहिं ॥११२॥

શુક્ર, મંગળ અને શનિથી સાતમે ચંદ્ર હોય અને જો દીક્ષા લીધી હોય તો શસ્ત્ર, દુઃશીલપણું અને વ્યાધિ વડે અવશ્ય તે પીડાય છે. ૧૧૨.

इय दिक्खाकुंडलिया, दिसमित्तं दंसिआ मए एवं।
वुच्छं इओ पइट्ठा-कुंडलियमहं समासेणं ॥११३॥

આ પ્રમાણે દીક્ષાની કુંડળી મેં દિગ્માત્ર દેખાડી છે. હવે પ્રતિષ્ઠાકુંડળીને સંક્ષેપથી કહું છું. ૧૧૩.

गुरुबुहसुक्का सुहया, लग्गगया मज्झिमो ससी लग्गे।
सूरंगारयसणिणो, वज्जेयव्वा पयत्तेणं ॥११४॥

ગુરુ, બુધ અને શુક્ર લગ્નમાં રહ્યા હોય તો તે શુભ છે; ચંદ્ર રહ્યો હોય તો તે મધ્યમ છે અને રવિ, મંગળ અને શનિને લગ્નમાં પ્રયત્નથી વર્જવા; એટલે કે તેઓ અશુભ છે. ૧૧૪.

गुरुबुहससिणो सुहया, बीए ठाणम्मि मज्झिमो सुक्को।
कज्जस्स विणासयरा, दिणयरसणिमंगला बीआ ॥११५॥

બીજા સ્થાનમાં ગુરુ, બુધ અને ચંદ્ર રહ્યા હોય તો તે શુભ છે; શુક્ર હોય તો તે મધ્યમ છે અને સૂર્ય, શનિ અને મંગળ કાર્યનો વિનાશ કરનારા છે, એટલે કે તેઓ અશુભ છે. ૧૧૫.

तइयम्मि सुहा रवि-ससिबुहभोमसणिच्छरा न संदेहो।
मज्झिमओ सुरमंती, सुक्को उ असुंदरो तइओ ॥११६॥

ત્રીજા સ્થાનમાં રહેલા રવિ, ચંદ્ર, બુધ; મંગળ અને શનિ શુભ છે, તેમાં કાંઈ પણ સંદેહ નથી, ગુરુ હોય તો તે મધ્યમ છે અને શુક્ર અશુભ છે. ૧૧૬.

लग्गाओ चउत्थगया, गुरुबुहसुक्का सुहावहा भणिया।
मज्झत्थो अ चउत्थो, चंदो सेसा गहा असुहा॥११७॥

લગ્નથી ચોથા સ્થાનમાં રહેલા ગુરુ, બુધ અને શુક્રને શુભાવહ કહ્યા છે. ચોથે સ્થાને રહેલો ચંદ્ર મધ્યમ છે અને બાકીના એટલે રવિ, મંગળ અને શનિ અશુભ છે. ૧૧૭.

रविससिकुजसुक्कसणी, पंचमठाणम्मि मज्झिमा नेआ।
बुहगुरुणो पुण दुन्नि वि, सव्वत्थपसाहया तत्थ॥११८॥

લગ્નથી પાંચમે સ્થાને રવિ, ચંદ્ર, મંગળ, શુક્ર અને શનિ હોય તો તે મધ્યમ જાણવા અને બુધ તથા ગુરુ એ બે ગ્રહો પાંચમે સ્થાને હોય તો સર્વ અર્થના સાધક છે. ૧૧૮.

रविससिकुजगुरुसणिणो, छट्ठे ठाणम्मि संठिआ सुहया।
सुक्कबुहा पुण छट्ठा, मज्झिमया हुंति नायव्वा॥११९॥

છટ્ઠે સ્થાને રહેલા રવિ, ચંદ્ર, મંગળ, ગુરુ અને શનિ શુભકારક છે અને શુક્ર તથા બુધ છટ્ઠે સ્થાને હોય તો તે મધ્યમ જાણવા. ૧૧૯.

सत्तमठाणम्मि गुरू, सुहओ सियससिबुहा य मज्झत्था।
सणिसूरमंगला पुण, वज्जेअव्वा पयत्तेणं॥१२०॥

સાતમે સ્થાને ગુરુ શુભ છે, શુક્ર, ચંદ્ર અને બુધ મધ્યમ છે, તથા શનિ, સૂર્ય અને મંગળ સર્વ પ્રયત્ને વર્જવા યોગ્ય છે—અશુભ છે. ૧૨૦.

आइच्च सोममंगल-बुहगुरुसुक्का विवज्जणिज्जाओ।
अट्ठमट्ठाणम्मि ठिया, (गया) सणिच्छरो मज्झिमो भणिओ॥१२१॥

આઠમા સ્થાને રહેલા સૂર્ય, ચંદ્ર, મંગળ, બુધ, ગુરુ અને શુક્ર વર્જવા યોગ્ય છે અને શનિને મધ્યમ કહ્યો છે. ૧૨૧.

नवमम्मि सुहा भणिया, सुक्कगुरू मज्झिमा य बुहससिणो।
वज्जेयव्वा य सया, सणिमंगलदिणयरा नवमा॥१२२॥

નવમે સ્થાને શુક્ર અને ગુરુ શુભ કહ્યા છે, બુધ અને ચંદ્ર મધ્યમ કહ્યા છે, અને નવમે સ્થાને રહેલા શનિ, મંગળ અને રવિ વર્જવા યોગ્ય છે. ૧૨૨.

बुहगुरुसुक्का तिन्नि वि, दसमम्मि हवंति कज्जसिद्धिकरा।
ससिसणिणो मज्झत्था, असुहा रविमंगला दुन्नि॥१२३॥

દશમે સ્થાને રહેલા બુધ, ગુરુ અને શુક્ર એ ત્રણે કાર્યની સિદ્ધિ કરનારા છે, ચંદ્ર અને શનિ મધ્યમ છે. અને રવિ તથા મંગળ એ બે અશુભ છે. ૧૨૩.

सूराईया सत्त वि, इक्कारसगा उ कज्जसिद्धिकरा।
बारसमा पुण सव्वे, विन्नेया अत्थहाणिकरा ॥१२४॥

રવિ વિગેરે સાતે ગ્રહો અગિયારમા હોય તો કાર્યની સિદ્ધિ કરનારા છે, અને બારમે સ્થાને હોય તો તે સર્વે કાર્યની હાનિ કરનારા છે. ૧૨૪.

હવે રવિ વિગેરે સાતે ગ્રહોના શુભ સ્થાનનો સંગ્રહ અનુક્રમે કહે છે.—

छट्ठे दुगे अ छट्ठे, आइम पण दसमयम्मि अति अट्ठे।
चउ नव दसगे ति छगे, सव्वेगारे न बारसमे ॥१२५॥

રવિ છઠ્ઠે સ્થાને હોય તો સારો છે, ચંદ્ર બીજે સ્થાને, મંગળ છઠ્ઠે સ્થાને; બુધ પહેલાં પાંચ એટલે પહેલે, બીજે, ત્રીજે; ચોથે, પાંચમે અને દશમે, ગુરુ ત્રીજું અને આઠમું મૂકીને અર્થાત્ પહેલે, બીજે, ચોથે, પાંચમે, છઠ્ઠે, સાતમે, નવમે અને દશમે સ્થાને શુભ, શુક્ર ચોથે, નવમે, અને દશમે અને શનિ ત્રીજે અને છઠ્ઠે સારો છે. સર્વે ગ્રહો અગિયારમે સ્થાને સારા છે અને બારમે સ્થાને અશુભ છે. ૧૨૫.

અથવા

अहवा इग दुग चउ पंच, नवम दसमा सुहा सोमा।
कूरा छट्ठा चंदो, वीओ सव्वे वि इक्कारा ॥१२६॥

અથવા તો સૌમ્ય ગ્રહો (ચંદ્ર, બુધ, ગુરુ, શુક્ર) પહેલે, બીજે, ચોથે, પાંચમે, નવમે અને દશમે સ્થાને શુભ છે. ક્રૂર ગ્રહો (રવિ, શનિ, મંગળ) છઠ્ઠે સ્થાને શુભ છે, ચંદ્ર બીજે સ્થાને શુભ છે, તથા સર્વ ગ્રહો અગિયારમે સ્થાને શુભ છે. ૧૨૬.

इय बिंबपइट्ठा, सूरिट्ठवण रायाभिसेअ वीवाहे।
अन्ने वि य सुहकज्जेसुं, कुण्डलिया कज्जसिद्धिकरा ॥१२७॥

આ પ્રમાણેની કુંડળી બિંબ પ્રતિષ્ઠા, સૂરિપદની સ્થાપના, રાજ્યાભિષેક, વિવાહ અને બીજાં પણ શુભ કાર્યોમાં કાર્યની સિદ્ધિ કરનારી છે. ૧૨૭.

जइ पुण तुरियं कज्जं, हविज्ज लग्गं न लब्भए सुद्धं।
तो धुवपयच्छायाई, निच्चं लग्गं गहेयव्वं ॥१२८॥

જો કદાચ શીઘ્રતાથી કાર્ય કરવું હોય અને શુદ્ધ લગ્ન ન મળતું હોય તો ધ્રુવ અને પદછાયાદિકે કરીને હંમેશાનું લગ્ન ગ્રહણ કરવું. ૧૨૮.

तिरियं ठियम्मि धुवए, करिज्ज दिक्खा पइट्ठमाइयं।
उद्धट्ठियम्मि तम्मि य, कुणसु धयारोवणप्पमुहं ॥१२९॥

ધ્રુવને તિરછો (આડો) રાખીને દીક્ષા અને પ્રતિષ્ઠાદિક કાર્ય કરવાં, અને તે ધ્રુવ ઊર્ધ્વ (ઊભો) રહ્યો હોય તો ધ્વજારોપણ આદિ કાર્ય કરવાં. ૧૨૯.

॥ इति ध्रुव लग्नं ॥

तणुछायाइपयाइं, सणिससिसुक्केसु अद्धनव लिज्जा।
अट्ठ बुहे नव भोमे, सत्तिक्कारस गुरुरवीसु ॥१३०॥

શનિ, સોમ અને શુક્રવારે શરીરની છાયાનાં સાડા આઠ પગલાં લેવાં, બુધવારે આઠ, મંગળવારે નવ, ગુરુવારે સાત અને રવિવારે અગિયાર પગલાં લેવાં. તે વખતે શુભ કાર્ય કરવું. ૧૩૦.

एयं छायालग्गं, बुहेहिं सव्वुत्तमं समक्खायं।
सव्वविसुद्धे वि दिणे, सुहावहं सव्वकज्जेसु ॥१३१॥

આ છાયા લગ્નને વિદ્વાનોએ સર્વોત્તમ કહ્યું છે, અને સર્વ વિશુદ્ધ દિવસે પણ આ લગ્ન સર્વ કાર્યમાં સુખકારક છે. ૧૩૧.

इय सुंदरे वि लग्गे, सुहसउणबलेण कुणसु किच्चाइं।
अहव निमित्तबलेणं, वयणमिणं हारिभद्दं ति ॥१३२॥

આ પ્રમાણે સુંદર લગ્નને વિષે પણ શુભ શકુનના બળે કરીને અથવા શુભ નિમિત્તના બળે કરીને કાર્યો કરવાં. એ પ્રમાણે ચૌદસો ચુમાળીશ ગ્રંથકર્તા શ્રી હરિભદ્ર સૂરિ મહારાજનું વચન છે. ૧૩૨.

इय तिविहसुद्धिजुत्तं, तीए विउत्तं च संसियं लग्गं।
जं किंचि इह अजुत्तं, वुत्तं सोहिंतु तं विउसा ॥१३३॥

આ પ્રમાણે ત્રણ પ્રકારની શુદ્ધિથી યુક્ત તથા ત્રણ અશુદ્ધિથી વિયુક્ત (રહિત) એવું લગ્ન કહ્યું. અહીં જે કાંઈ અયોગ્ય કહ્યું હોય તે વિદ્વાનોએ શોધવું. ૧૩૩.



અથ રત્નશેખરસૂરિ વિરચિત

# દિનશુદ્ધિ:

जोइमयं जोइगुरुं, वीरं नमिऊण जोइदीवाओ ।
दिणशुद्धि दीविअमिणं, पयडत्थं चेव पयडेमि ॥१॥

જ્યોતિષમય અને જ્યોતિષના ગુરુરૂપ શ્રી મહાવીર સ્વામીને નમસ્કાર કરીને જ્યોતિષરૂપી દીવા થકી આ પ્રગટ અર્થવાળા દિનશુદ્ધિ નામના દીપકને હું પ્રગટ કરું છું. ૧.

પ્રથમ વારના અધિપતિઓને તથા તેની સૌમ્ય વિગેરે સંજ્ઞાને કહે છે.

रविचंदभोमबुहगुरु-सुक्कसणीया कमेण दिणनाहा ।
चं सु गु सोमा मं स र-कूराय बुहो सहायसमो ॥२॥

રવિ, ચંદ્ર, ભૌમ, બુધ, ગુરુ, શુક્ર અને શનિ એ અનુક્રમે વારોના સ્વામી છે. તેમાં ચંદ્ર, શુક્ર અને ગુરુ એ ત્રણ સૌમ્ય છે. મંગળ, શનિ અને રવિ એ ત્રણ ક્રૂર છે, તથા બુધ સહાયની જેવો છે, એટલે કે સૌમ્ય ગ્રહ સાથે રહ્યો હોય તો સૌમ્ય છે, અને ક્રૂર સાથે રહ્યો હોય તો ક્રૂર છે. તથા એકલો જ હોય તો તે સૌમ્ય જ છે. ૨.

હવે વારને વિષે હોરાઓને કહે છે,—

चं स गु मं र सु बु वलय-कमसो दिणवारमाइ उ किच्चा ।
सड्ढघडी दोमाणा, होराहिव पुन्नफलजणया ॥३॥

અઢી ઘડીની એક હોરા હોવાથી એક રાત્રિ દિવસમાં ચોવીશ હોરા આવે છે. તે હોરાઓના સ્વામી આ પ્રમાણે છે—ચંદ્ર, શનિ, ગુરુ, મંગળ, રવિ, શુક્ર અને બુધ આ વલયાકારના અનુક્રમથી દિવસના વારને પ્રથમ કરીને અઢી ઘડીના પ્રમાણવાળી હોરાના અધિપતિઓ છે, એટલે કે સોમવારે પહેલી હોરા ચંદ્રની, બીજી શનિની, ત્રીજી ગુરુની, ચોથી મંગળની, પાંચમી રવિની; છઠ્ઠી શુક્રની અને સાતમી બુધની. પછી આઠમી ચંદ્રની, નવમી શનિની એમ અનુક્રમે ચોવીશે હોરાના સ્વામીઓ જાણવા. એ જ રીતે શનિવારે પહેલી હોરા શનિની, બીજી ગુરુની, ત્રીજી મંગળની એમ ગણતાં સાતમી ચંદ્રની, પછી ફરીને આઠમી શનિની વિગેરે. એ રીતે જે દિવસે જે વાર હોય તે વારના નામની પહેલી હોરા ગણીને ત્યારપછીના આ વલયમાં ગણાવેલા અનુક્રમે સ્વામીઓ જાણવા. આ હોરાના સ્વામીઓ વારના પૂર્ણ ફળને આપનારા છે, એટલે કે સૌમ્ય ગ્રહનો વાર અને સૌમ્ય ગ્રહની હોરા એ બંનેમાં કરેલું કાર્ય સંપૂર્ણ શુભ ફળ આપે છે. (હોરાનો અધિપતિ સારો ન હોય તો વારનું ફળ $\frac{૩}{૪}$ મળે છે, એમ અન્ય ગ્રન્થોમાં કહ્યું છે.) ૩.

હવે વારની પ્રવૃત્તિ ક્યારે થાય છે? તે કહે છે.—

विच्छिअकुंभाइतिए, निसिमुहि विसधणुहि ककितुलिमज्झे।
मकरमिहुण कन्नसिंहे, निसि अंते संकमइ वारो ॥४॥

વૃશ્ચિક અને કુંભાદિક ત્રણ એટલે કુંભ; મીન અને મેષ. આ ચાર સંક્રાંતિમાં વારની પ્રવૃત્તિ રાત્રિના પ્રારંભે થાય છે. વૃષ, ધન કર્ક અને તુલા એ ચાર સંક્રાંતિમાં રાત્રિના મધ્ય સમયે વારની પ્રવૃત્તિ થાય છે, તથા મકર, મિથુન, કન્યા અને સિંહ એ ચાર સંક્રાંતિમાં રાત્રિને અંતે વાર પ્રવર્તે છે. ૪.

હવે વારને આશ્રીને સુવેળાને કહે છે.—

चउघडिअ सुवेला एग दो छच्च सूरे,
पण इग अड सोमे अट्ठ चऊ सत्त भोमे।
छ तिअ अड बुहंमी पंच दो सत्त जीवे,
छ अडिग चउ सुक्के तिन्नि सत्तट्ठ पंच ॥५॥

રવિવારે પહેલું, બીજું અને છઠ્ઠું એ ત્રણ ચોઘડીયાં સુવેળા કહેવાય છે, સોમવારે પાંચમું, પહેલું અને આઠમું ચોઘડીયું સુવેળા છે, મંગળવારે આઠમું; ચોથું અને સાતમું, બુધવારે છઠ્ઠું, ત્રીજું અને આઠમું; ગુરુવારે પાંચમું, બીજું અને સાતમું; શુક્રવારે છઠ્ઠું, આઠમું, પહેલું અને ચોથું; તથા શનિવારે ત્રીજું, સાતમું, આઠમું અને પાંચમું ચોઘડીયું સુવેળા છે. ૫.

હવે કુલિક, કંટક, ઉપકુલિક તથા કાળવેળાને કહે છે.—

रविबुहसुक्का सत्तउ, हायंता कुलिअ कंट उवकुलिआ।
अड ति छ इग चउ सग दो, सूराइसु कालवेलाओ ॥६॥

રવિવારે સાતમો અર્ધપ્રહર (ચોઘડીયું) કુલિક યોગ કહેવાય છે, બુધવારે સાતમો અર્ધપ્રહર કંટક યોગ કહેવાય છે. અને શુક્રવારે સાતમો અર્ધપ્રહર ઉપકુલિક યોગ કહેવાય છે. ત્યારપછીના વારે એક એક અર્ધપ્રહરની હાનિ કરીને કુલિક, કંટક અને ઉપકુલિક યોગ કહેવા. તે નીચેના યંત્રથી જાણવા.

| યોગ | રવિ | સોમ | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ | |
|---|---|---|---|---|---|---|---|---|
| કુલિક | ૭ | ૬ | ૫ | ૪ | ૩ | ૨ | ૧ | અર્ધપ્રહર |
| કંટક | ૩ | ૨ | ૧ | ૭ | ૬ | ૫ | ૪ | અર્ધપ્રહર |
| ઉપકુલિક | ૫ | ૪ | ૩ | ૨ | ૧ | ૭ | ૬ | અર્ધપ્રહર |

રવિવારે આઠમો અર્ધપ્રહર કાળવેળા કહેવાય છે, સોમવારે ત્રીજો અર્ધપ્રહર, મંગળવારે છઠ્ઠો, બુધવારે પહેલો, ગુરુવારે ચોથો, શુક્રવારે સાતમો અને શનિવારે બીજો અર્ધ-પ્રહર કાળવેળા કહેવાય છે. ૬.

હવે વર્જ્ય અર્ધપ્રહર તથા ગમનાદિકમાં વર્જ્ય દિશાને કહે છે.—

ता चउजुअ अद्धपहरा, तेसिं सोलडदुती सदुएगचऊ।
चउसट्ठी मज्झपला, हेया पुव्वाउ दिसि छट्ठी ॥७॥

ઉપર કહેલી કાળવેળામાં ચાર ભેળવીએ તો તે વર્જ્ય અર્ધપ્રહર થાય છે. અને તે વર્જ્ય અર્ધપ્રહરના મધ્યના રવિવારથી અનુક્રમે સોળ, આઠ, બત્રીશ, બે, એક, ચાર અને ચોસઠ પળો પૂર્વાદિક છઠ્ઠી છઠ્ઠી દિશાએ યાત્રાદિકમાં વર્જવા યોગ્ય છે. તે નીચેના યંત્રથી જાણવું. ૭.

| | રવિ | સોમ | મંગળ | બુધ | ગુરુ | શુક્ર | શનિ | |
|---|---|---|---|---|---|---|---|---|
| કાળવેળા | ૮ | ૩ | ૬ | ૧ | ૪ | ૭ | ૨ | |
| વર્જ્ય અર્ધપ્રહર | ૪ | ૭ | ૨ | ૫ | ૮ | ૩ | ૬ | અર્ધ |
| અર્ધપ્રહરના મધ્ય પળો | ૧૬ | ૮ | ૩૨ | ૨ | ૧ | ૪ | ૬૪ | પ્રહર. |
| યાત્રાદિકમાં વર્જવા | પૂર્વ | વાયવ્ય | દક્ષિણ | ઈશાન | પશ્ચિમ | અગ્નિ | ઉત્તર | |

॥ इति वाराः ॥

હવે તિથિદ્વાર કહે છે. તેમાં પ્રથમ તિથિઓનાં નંદાદિક નામો કહે છે.—

नंदा भद्दा य जया, रित्ता पुन्ना य तिहि सनामफला।
पडिवइ छट्ठि इगारसि, पमुहा उ कमेण नायव्वा ॥८॥

નંદા, ભદ્રા, જયા, રિક્તા અને પૂર્ણા એ નામની તિથિઓ પોતાનાં નામને સદૃશ ફળ આપનારી છે. તેમાં પડવો, છઠ્ઠ અને અગિયારશ એ નંદા કહેવાય છે. એ જ અનુક્રમે ભદ્રાદિક સંજ્ઞા પણ જાણવી. તે યંત્રથી જાણવી. ૮.

| | નંદા | ભદ્રા | જયા | રિક્તા | પૂર્ણા |
|---|---|---|---|---|---|
| તિથિ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| તિથિ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| તિથિ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ |

"પહેલા શ્રીમાન્ ચંદ્ર કુળને વિષે શ્રી જગચ્ચંદ્ર નામના ગુરુ ( આચાર્ય ) ઉત્પન્ન થયા હતા કે જેઓ તીવ્ર તપ વડે તપાચાર્યની ખ્યાતિ પામ્યા હતા તેમના વંશમાં મોટા પ્રભાવવાળા શ્રી વરદેવ સુંદર નામના ગુરુ ( આચાર્ય ) થયા અને, તેની પાટરૂપી ઉદયાચળ પર્વતના શિખર ઉપર શ્રી સોમસુંદર નામના ગુરુ નવીન સૂર્ય રૂપ થયા." કારણ કે—

"भानोर्भानुशतानि षोडश लसन्त्येकत्र मास्याश्विने,
यच्छिष्यास्तु ततोऽधिका अपि महीमुद्द्योतयन्ते सदा ।
तस्याहं चरणावुपासिषि चिरं श्रीमत्तपागच्छप-
क्षोणीविश्रुतसोमसुन्दरगुरोश्चारित्रिचूडामणेः ॥५॥"

"સૂર્યને માત્ર એક આશ્વિન માસમાં જ સોળસો કિરણો વિલાસ પામે છે, પરંતુ જેમના તેથી પણ વધારે શિષ્યો નિરંતર પૃથ્વીને ઉદ્યોત કરે છે તે સાધુઓમાં ચૂડામણિ સમાન, શ્રીતપાગચ્છના નાયક અને પૃથ્વી પર પ્રખ્યાત થયેલા શ્રીસોમસુંદર ગુરુના બે ચરણોની મેં ચિરકાળ સેવા કરી છે."

"मारियेंन निवारिताऽसुरकृता संसूत्र्य शान्तिस्तवं,
सूरिः श्रीमुनिसुन्दराभिधगुरुर्दीक्षागुरुः सैष मे ।
यस्य श्यामसरस्वतीतिविरुदं विख्यातमुर्वीतले,
गुर्वी श्रीजयचन्द्रसूरिगुरुरप्याधात्प्रसत्तिं स मे ॥६॥"

"જેમણે અસુરે ઉત્પન્ન કરેલી મરકી શાંતિસ્તવ રચીને નિવારી તેઓ આ શ્રી મુનિસુંદર સૂરિ નામના ગુરુ મારા દીક્ષાગુરુ છે. તથા જેમનું શ્યામ– કાળી સરસ્વતી નામનું બિરૂદ પૃથ્વી પર પ્રસિદ્ધ છે તે શ્રી જયચંદ્ર સૂરિ નામના ગુરુએ પણ મારા પર મોટી પ્રસન્નતા ધારણ કરી છે."

"साम्प्रतं तु जयन्ति श्री-रत्नशेखरसूरयः ।
नानाग्रन्थकृतस्तेऽपि, पूर्वाचार्यानुकारिणः ॥७॥"

"હમણાં તો પૂર્વના આચાર્યોની સદૃશ તથા વિવિધ ગ્રંથોને રચનારા તેઓ પ્રસિદ્ધ શ્રી રત્નશેખર નામના સૂરિ જયવંતા વર્તે છે."

"एतानाचार्यहर्यक्षान्, प्रत्यक्षानिव गौतमान् ।
वीतमायं स्तुवे स्फीत–श्रीतपागच्छनायकान् ॥८॥"

"જાણે પ્રત્યક્ષ ગૌતમ સ્વામી જ હોય એવા અને આચાર્યોની મધ્યે સિંહ સમાન આ વૃદ્ધિ પામેલા શ્રી તપાગચ્છના નાયકોની હું નિષ્કપટપણે સ્તુતિ કરું છું."

વળી—

"एकोऽप्यनेकशिष्याणां, यश्चित्ताब्जान्यबोधयत् ।
तं श्रीचारित्ररत्नं भो !, नमोरत्नसमं स्तुमः ॥९॥"

"જેણે એકલાએ જ અનેક શિષ્યોનાં ચિત્તરૂપી કમળો વિકસિત કર્યાં છે તે, સૂર્ય સમાન શ્રી ચારિત્રરત્નને અમે સ્તવીએ છીએ."

"चिन्मयानां मयाऽमीषा–मृषीणां सुप्रसादतः ।
हेमहंसाभिधानेन, वाचनाचार्यतायुजा ॥१०॥
श्रीमद्विक्रमवत्सरे मनुतिथौ १५१४ शुक्लद्वितीयातिथौ,
नक्षत्रे गुरुदैवते गुरुदिने मासे शुचौ सुन्दरे ।
आशापल्लिपुरे पुरः प्रतिनिधेः श्रीमद्युगादिप्रभो-
र्ग्रन्थः सैष समर्थितः प्रथयतादाद्यं पुमर्थं सताम् ॥११॥"

"જ્ઞાનવાળા આ ઋષિઓ (મુનિઓ)ની અત્યંત કૃપાથી હેમહંસ નામના મેં વાચનાચાર્યે શ્રીમદ્વિક્રમ સંવત ૧૫૧૪ ના સુંદર એવા અષાડ માસમાં શુક્લ પક્ષની બીજ ને ગુરુવારે પુષ્ય નક્ષત્રમાં આશાપલ્લિ નામના નગરમાં શ્રી યુગાદિ પ્રભુની પ્રતિમાની પાસે આ ગ્રંથ રચ્યો છે, તે સત્પુરુષોના પહેલા પુરુષાર્થ–ધર્મનો વિસ્તાર કરો."

"इति श्री तपागच्छपुरन्दरश्रीसोमसुन्दर सूरि श्री मुनिसुन्दर सूरि श्री जयचन्द्र सूरि प्रमुख श्री गुरु साम्प्रत विजयमान श्री गच्छनायक श्री रत्नशेखर-सूरि चरण कमल सेविना महोपाध्याय श्री चारित्ररत्नगणिप्रसादप्राप्तविद्यालवेन वाचनाचार्य श्री हेमहंसगणिना स्वपरोपकाराय संवत् १५१४ वर्षे अषाढ शुक्ल द्वितीयायां निर्मितमिदं सुधीशृंगाराख्यं श्री आरंभसिद्धिवार्तिकं सर्वथा सावद्यवचन-विरतैः सुविहिताचार्यवर्यैर्वाच्यमानं चिरं नन्दतात् ॥"

આ પ્રમાણે શ્રી તપાગચ્છના ઇંદ્ર શ્રી સોમસુંદર સૂરિ, શ્રી મુનિસુંદર સૂરિ, શ્રી જયચંદ્ર સૂરિ વિગેરે શ્રી ગુરુ મહારાજાઓ અને હાલમાં વિજય પામતા શ્રી ગચ્છનાયક શ્રી રત્નશેખર સૂરિના ચરણ કમળને સેવતા અને મહોપાધ્યાય શ્રી ચારિત્રરત્ન ગણિના પ્રસાદથી જેને વિદ્યાનો લેશ પ્રાપ્ત થયો છે એવા વાચનાચાર્ય શ્રી હેમહંસગણિએ સ્વ–પરના ઉપકાર માટે સંવત ૧૫૧૪ આષાઢ સુદિ બીજને દિવસે રચેલું આ સુધીશૃંગાર નામનું આરંભસિદ્ધિનું વાર્તિક સર્વથા પ્રકારે સાવદ્ય વચનથી વિરતિ પામેલા શ્રેષ્ઠ-સુવિહીતાચાર્યોએ વંચાતું ચિરકાળ આનંદ પામો.

હવે ગ્રંથકાર પોતાના અભિપ્રાયને પ્રગટ કરે છે.––

"विद्यारम्भतपःक्रियाप्रभृतिकप्रारम्भवर्जं समे-
ऽप्यारम्भा अशुभाः शुभाश्च नियतं सावद्यतादूषिताः ।
सर्वारम्भविधेश्च सिद्धिकरणादारम्भसिद्ध्याह्वयो,
ग्रन्थोऽयं तत एव चाप्रकटनायोग्यो विशूकात्मसु ॥१॥"

"વિદ્યારંભ અને તપસ્યાની ક્રિયા વિગેરે આરંભોને વર્જીને બીજા સર્વે શુભ અને અશુભ આરંભો અવશ્ય પાપ વ્યાપાર વડે દોષ પામેલા જ છે, તેથી કરીને જ સર્વે આરંભોની સિદ્ધિ કરવાથી આ આરંભસિદ્ધિ નામનો ગ્રંથ નિર્દય હૃદયવાળા મનુષ્યો પાસે પ્રગટ કરવો યોગ્ય નથી."

"येन श्रीप्रभुसोमसुन्दरगुरोः काले कलौ जङ्गम-
श्रीमत्तीर्थंकरस्य चारु सुचिरं सेवा कृता तस्य मे ।
एतज्ज्योतिषवार्तिकप्रणयनं नो युज्यते सर्वथा,
ग्रन्थोऽयं तदपीह येन विधिना जातस्तदाकर्ण्यताम् ॥२॥"

"આ કલિકાળને વિષે જંગમ તીર્થંકર રૂપ પૂજ્ય શ્રી સોમસુંદર ગુરુની જેણે સારી રીતે ચિર કાળ સુધી સેવા કરી છે એવા મારે આ જ્યોતિષ શાસ્ત્રના વાર્તિકની રચના કરવી એ સર્વથા પ્રકારે યોગ્ય નથી, તો પણ આ ગ્રંથ જે વિધિએ કરીને ઉત્પન્ન થયો છે તે સાંભળો."

"केचित्केचिदपि क्वचित्क्वचिदपि ग्रन्थे विशेषा मया,
दृष्टा ज्योतिषगोचराः किल समुच्चेतुं च ते चिन्तिताः ।
प्रक्रान्तश्च समुच्चयो रचयितुं संवर्धमानः पुनः,
सोऽर्थैरेव शनैः शनैः समभवद् ग्रन्थानुरूपाकृतिः ॥३॥"

"જ્યોતિષ સંબંધી કેટલાક વિશેષો કોઈક ગ્રંથમાં તથા કેટલાક વિશેષો બીજા કોઈક ગ્રંથમાં મેં જોયા અને તે વિશેષોને એકત્ર કરવાનો મેં વિચાર કર્યો, અને પછી સમૂહરૂપ કરવાનો આરંભ કર્યો, ત્યારે તે અર્થ વડે વૃદ્ધિ પામીને ધીમે ધીમે એક ગ્રંથને આકારે થઈ ગયો."

"प्राप्तः सोऽयमचिन्तितामपि यदा ग्रन्थस्य रीतिं तदा,
चित्तेऽचिन्ति मया धिया निपुणया सम्यग्विचार्यायतिम् ।
निःशूकैर्यतिभिस्तथा गृहिभिरप्यादास्यतेऽसौ यदा,
सावद्यप्रथितेर्वताधिकरणं संपत्स्यतेऽलं तदा ॥४॥"

"જ્યારે આ ગ્રંથ નહીં ચિંતવેલી ગ્રંથની પદ્ધતિ (આકાર) ને પામ્યો ત્યારે મેં ચિત્તમાં નિપુણ બુદ્ધિથી સારી રીતે પરિણામ (ઉત્તર કાળ)નો વિચાર કર્યો કે નિઃશૂક એવા મુનિઓ તથા ગૃહસ્થીઓ જ્યારે આ ગ્રંથ ગ્રહણ કરશે ત્યારે આ ગ્રંથ સાવદ્યના વિસ્તાર (સમૂહ)ના અધિકરણને અત્યંત પામશે એ ખેદકારક છે

"तेनैतस्य जलावमज्जनविधिर्ग्रन्थस्य निर्माप्यते,
नोत्सर्पत्यधिकाधिकाधिकरणस्फातिर्यथाऽस्मादिति ।
तत्कर्तुं तु न शक्यते स विविधग्रन्थोञ्छवृत्त्या हृता,
ग्रन्थेऽत्र स्थितिमावहन्तु कथमप्येते विशेषा इति ॥५॥"

"તેથી કરીને આ ગ્રંથને જળને વિષે મજ્જનવિધિ કરું કે જેથી કરીને આ ગ્રંથ થકી અધિકાધિક અધિકરણની વૃદ્ધિ ન થાય, પરંતુ તેમ કરવું પણ શક્ય નથી, કારણ કે આ વિષયો વિવિધ ગ્રંથોમાંથી ઉંછ વૃત્તિએ કરીને એકત્ર કરેલા છે, તેથી આ વિશેષો કોઈપણ પ્રકારે આ ગ્રન્થમાં જ સ્થિતિને કરો."

"एतस्मादभिसन्धितः परिहृताम्भोमज्जनः सज्जनाः,
सोऽयं ग्रन्थ उपागमत्करतले युष्माकमायुष्मताम् ।
सत्याप्योऽथ तथा कथञ्चन यथाऽऽरम्भप्रथाकारणं,
धर्म्याणामपि कर्मणां प्रणयने जात्वेष नो जायते ॥६॥"

"હે સજ્જનો ! આ અભિપ્રાયથી ત્યાગ કર્યું છે જળને વિષે મજ્જન જેનું એવો આ ગ્રંથ તમારા આયુષ્યવંતના હાથમાં પ્રાપ્ત થયો છે. તેથી કોઈ પણ રીતે તથા પ્રકારે આ ગ્રંથ સફળ કરવો કે જેથી કોઈ પણ વખત આ ગ્રંથ ધર્મ સંબંધી કાર્યો કરવામાં પણ આરંભના વિસ્તારનું કારણ ન થાય.

"खड्गः खण्डनहेतवे खलजनस्यादीयते धीयते,
नो सम्यग्यदि सोऽपि सौवधनिकोच्छेदाय तज्जायते ।
वेतालोऽपि विधेयतामपि गतौ यत्रापि तत्रापि चेत्,
संयोज्येत यथा तथा ननु तदा स्वं साधकं बाधते ॥७॥
एवं ज्योतिषशास्त्रमेतदखिलं सावद्यसज्जात्मनां,
चैत्यादेरपि चेन्मुहूर्त्तकथने व्यापार्यते साधुभिः ।
तत्तेषामनवद्यभाषणमयं याति व्रतं सर्वथा,
लिप्यन्तेऽपि च पातकेन महता ते शास्त्रकर्त्रा समम् ॥८॥"

"ખળ પુરુષોના નાશને માટે ખડ્ગ ગ્રહણ કરવામાં આવે છે. તેને જો સારી રીતે ધારણ ન કર્યું હોય તો તે પણ પોતાના સ્વામી (ધારણ કરનાર)ના જ નાશને માટે થાય છે. વળી વશ થયેલો પણ વેતાળ જો જ્યાં ત્યાં (જે તે કાર્યમાં) જેમ તેમ જોડવામાં આવે તો તે પોતાના સાધકને બાધ (પીડા) કરે છે. તે જ રીતે આ સમગ્ર જ્યોતિષશાસ્ત્ર જો સાવદ્ય વ્યાપારમાં સજ્જ થયેલા ગૃહસ્થીઓને ચૈત્યાદિકનાં મુહૂર્ત કહેવામાં પણ સાધુઓએ વ્યાપાર કરાય તો તેઓનું સત્ય ભાષણમય બીજું વ્રત સર્વથા પ્રકારે નાશ પામે છે અને તેઓ શાસ્ત્રકાર સહિત મોટા પાપ વડે પણ લીંપાય છે."

"नन्वेवं यदि जैनचैत्यरचनाश्रीतीर्थयात्रादिनः,
पुण्यस्यापि मुहूर्त्तमात्रमृषिभिर्नो देयमित्युच्यते ।
तत्पुण्योपचयः कथं नु भविता गार्हस्थ्यभाजां नृणां,
नानाग्रामनिवासिनामथ यतेः स्यात्पुण्यलाभः कथम् ॥९॥"

"અહી કોઈ શંકા કરે કે-જો જીનેશ્વરનું ચૈત્ય બનાવવું, તીર્થયાત્રા કરવી વિગેરે પુણ્ય કાર્યનું મુહુર્ત્ત માત્ર પણ સાધુઓએ ન દેવું એમ તમારા વડે કહેવાય છે. તો ભિન્ન ભિન્ન ગામોમાં વસનાર ગૃહસ્થાશ્રમી માણસોને પુણ્યની વૃદ્ધિ શી રીતે થશે ? અને સાધુને પણ પુણ્યનો લાભ શી રીતે થાય ?" ઉત્તર.--

"पुण्यं स्यादनुमोदनैव यतिनां चैत्यादिनिर्मापणे,
मौहूर्त्ताः पुनरर्पयन्ति गृहिणामुद्वाहनादाविव ।
चैत्याद्येऽपि मुहूर्त्तमद्भुततरं संवादमेषां पुन-
र्ज्योतिर्ज्ञा यतयो दिशन्त्यखिलमप्येवं सुयुक्तं भवेत् ॥१०॥"

"ચૈત્યાદિક કરાવવામાં યતિઓને અનુમોદના વડે જ પુણ્ય થાય છે, પરંતુ ગૃહસ્થીઓને વિવાહાદિકની જેમ ચૈત્યાદિકને વિષે પણ અત્યંત અદ્દભુત (શુભ) મુહૂર્ત તો જોશીઓ જ આપે છે. કિંતુ એ જોશીઓના સમગ્ર સંવાદને જ્યોતિષ જાણનાર યતિઓ બતાવી શકે છે. આ રીતે કરવાથી સર્વ યુક્તિયુક્ત થાય છે.

"एवं सत्यपि कर्मगौरववशाद्यः पातकामीलुकः,
शास्त्रस्यास्य बलेन वक्ष्यति जने मूढो मुहूर्त्तादिकम् ।
तस्यैवैतदघं पतिष्यति शिरस्यारम्भसंभारजं,
नैतद्ग्रन्थविधायिनस्तु मम तत्संबन्धलेशोऽपि हि ॥११॥"

"આમ છતાં પણ ભારે કર્મના વશથી પાપના ભય રહિત જે કોઈ મૂઢ (યતિ) આ શાસ્ત્રના બળે કરીને લોકમાં મુહુર્ત્તાદિકને કહેશે તો આરંભના સમુહથી ઉત્પન્ન થતું આ પાપ તેના જ મસ્તક પર પડશે, પરંતુ આ ગ્રંથના કરનાર મને તે પાપના અથવા આરંભના સંબંધનો લેશ પણ નથી.

"तस्मात्तत्त्वमिदं वदामि तदिदं शास्त्रं रहो भण्यतां,
शिष्याणामपि भाण्यतामवगतास्ते चेदघाद्भीरवः ।
पर्यायान् परिवर्धयन्तु च बुधाः सर्वेऽपि बोधस्य ते,
यस्मात्केवलमेतदेव हि फलं मेऽभीष्टमेतत्कृतेः ॥१२॥"

"તેથી હું આ રહસ્યને કહું છું કે-આ શાસ્ત્ર એકાંતમાં વાંચો-ભણો, તથા પોતાના શિષ્યોને પણ જો તેમને પાપથી ભીરુ જાણ્યા હોય તો સુખેથી ભણાવો. અને તે સર્વે પંડિતો જ્ઞાનના પર્યાયોને વૃદ્ધિ પમાડો, કારણ આ કૃતિનું માત્ર એ જ ફળ મને ઈષ્ટ છે." તેથી કરીને-

"ज्ञानांशोपचयैकपेशलफलप्रस्फुर्त्तये वार्तिकं,
कुर्वाणेन मया शुभाशयवशाद्यत्पुण्यकर्मार्जितम् ।

दिष्ट्या तेन भवे भवे भवतु मे सज्ज्ञानलाभोदयो,
यस्मादद्भुतधाम शाश्वतचिदानन्दं पदं प्राप्यते ॥१३॥"

"જ્ઞાનના પર્યાયોની વૃદ્ધિ રૂપ સુંદર ફળની સ્ફૂર્તિને માટે જ આ વાર્તિકને રચતાં મેં શુભ પરિણામના વશથી જે કાંઈ પુણ્ય કર્મ ઉપાર્જન કર્યું હોય તે પુણ્ય વડે મને ભવ ભવને વિષે સત્ જ્ઞાનના લાભનો ઉદય થજો, કે જે જ્ઞાનથી અદ્ભુત ધામવાળું શાશ્વતું ચિદાનંદ (મોક્ષ) પદ મને પ્રાપ્ત થાય."

આ પ્રમાણે ગ્રંથકારના પોતાના અભિપ્રાયને સુચવનારાં આ કાવ્યો (શ્લોકોને) વાંચીને તત્ત્વજ્ઞાનીઓએ ઉપદેશ કરેલા માર્ગના અનુષ્ઠાન માટે યત્ન કરવો. ઈતિ શમ્.

॥ इमि प्रशस्तिः ॥

॥ इति आरंभसिद्धिः सटीका समाप्ता ॥

ગુર્જર અનુવાદ સમાપ્ત

卐

卐 卐

卐 卐 卐

卐 卐 卐 卐

卐 卐 卐 卐 卐

卐 卐 卐 卐 卐 卐

શ્રી હરિભદ્રાચાર્ય કૃત

# લગ્નશુદ્ધિઃ

अवितहसव्वाएसं, नमिओ चोवीसमं जिणवरेसं ।
वुच्छामि समासेणं, लग्गं सुगुरूवएसेणं ॥१॥

જેનો સર્વ આદેશ સત્ય છે એવા શ્રી ચોવીશમા જિનેશ્વરને નમીને સદ્ગુરુના ઉપદેશથી સંક્ષેપમાં લગ્નની શુદ્ધિ કહું છું ૧.

कज्जं कुणंतयाणं, सुहावहो जोइसम्मि जो भणिओ ।
कालविसेसो लग्गं, कज्जं पुण बहुविहं जइ वि ॥२॥

तह विं हु इह लोगुत्तर–दिक्खोवठावणापइट्ठाओ ।
अहिगिच्च लग्गसुधिं, भणिज्जमाणं निसामेह ॥३॥

કાર્ય કરનારને માટે જ્યોતિષ શાસ્ત્રમાં જે કાળ વિશેષ સુખકારક કહેલો છે તે લગ્ન કહેવાય છે. જો કે કાર્ય ઘણા પ્રકારનાં છે, તો પણ અહીં દીક્ષા, ઉપસ્થાપના અને પ્રતિષ્ઠા એ ત્રણ લોકોત્તર કાર્યને આશ્રીને હું લગ્નની શુદ્ધિ કહું છું તે તમે સાંભળો ૨–૩.

सा पुण इह विन्नेया, गोअरसुद्धीइ दिवससुद्धीए ।
तस्समयउदयपत्तस्स, तह वि लग्गस्स सुद्धीए ॥४॥

અને તે લગ્ન શુદ્ધિ અહીં ગોચરની શુદ્ધિથી તથા દિવસની શુદ્ધિથી જાણવી, તથા તે સમયમાં ઉદય પામેલા લગ્નની શુદ્ધિથી પણ લગ્નશુદ્ધિ થાય છે. (અર્થાત્ ગોચરશુદ્ધિ, દિવસ શુદ્ધિ અને લગ્ન શુદ્ધિ એ ત્રણ દ્વાર છે) ૪. ઈતિ દ્વારમ્

गुरुससिरविणो बलिणो, दिक्खोवट्ठावणासु सीसस्स
जइ तो गोअरसुद्धी, गुरुणो वि हु ससिबले संते ॥५॥

જો દીક્ષા તથા ઉપસ્થાપનામાં શિષ્યને ગુરુ, ચંદ્ર અને રવિ બળવાન હોય અને આચાર્યને પણ ચંદ્ર બળવાન હોય તો ગોચર શુદ્ધિ જાણવી. ૫.

बिंबपइठाइ पुणो, कारावयसावयस्स बलिएसु ।
गुरुससिसूरेसु भवे, गोअरसुद्धि त्ति बिंति बुहा ॥६॥

અને બિંબ પ્રતિષ્ઠામાં પ્રતિષ્ઠા કરાવનાર શ્રાવકને ગુરુ, ચંદ્ર અને રવિ બળવાન હોય તો ગોચરશુદ્ધિ થાય એમ પંડિતો કહે છે. ૬.

दो २ पंच ५ सत्त ७ नवमि ९-कारसमो ११ जम्मरासिणो जीवो।
पढम १ ति ३ छ ६ सत्त ७ दसमे १०-कारसमो ११ससहरो बलवं ॥७॥

જન્મની રાશિથી ગુરુ બીજે, પાંચમે, સાતમે, નવમે અને અગિયારમે હોય તો તે બળવાન જાણવો, ચંદ્ર બન્ને પક્ષમાં પહેલે, ત્રીજે, છઠ્ઠે, સાતમે, દશમે અને અગિયારમે હોય તો તે બળવાન જાણવો. ૭.

दो २ पंच ५ नवमगो ९ विहु-सियपरक्खेसो रवी उ ति छ दसमो।
इकारसमो अ बली, सेसठाणेसु ते अबला ॥८॥

શુકલ પક્ષમાં જન્મ રાશિથી ચંદ્ર બીજે, પાંચમે અને નવમે હોય તો બળવાન છે, જન્મની રાશિથી સૂર્ય ત્રીજે, છઠ્ઠે દશમે અને અગિયારમે હોય તો બળવાન્ છે અને બાકીનાં સ્થાનોમાં હોય તો તે નિર્બળ છે. ૮.

सियपक्खे चंदबलं, असिए ताराबलं पि गहियव्वं।
तं पुण ति ३ पंच ५ सत्तम ७, ताराओ मुत्तु सेसाओ ॥९॥

શુકલ પક્ષમાં ચંદ્રનું બળ લેવું, અને કૃષ્ણ પક્ષમાં તારાનું બળ પણ ગ્રહણ કરવું. તેમાં પણ ત્રીજી, પાંચમી અને સાતમી તારાને મૂકીને બાકીની તારાઓ લેવી. ૯.

पढमा जम्मणि रिक्खे, तत्तो दसमम्मि इगुणवीसे अ।
बीआ तप्परएसुं तिसु, एवं जाव नव तारा ॥१०॥

પહેલી તારા જન્મ નક્ષત્રમાં મૂકવી, એટલે કે જન્મનું નક્ષત્ર એ પહેલી તારા ગણવી. તેની નીચે દશમી તારા મૂકવી અને તેની નીચે ઓગણીશમી તારા મૂકવી. પછી પહેલી તારાની પછી બીજી, ત્રીજી એમ અનુક્રમે નવ સુધી મૂકવી, દશમીની પછી અગિયાર, બાર એમ અઢાર સુધી મૂકવી અને ઓગણીસમીની પાસે વીશ, એકવીશ એમ સત્યાવીશ સુધી મૂકવી. એ ત્રણે લાઈનની ત્રીજી ત્રીજી, પાંચમી પાંચમી અને સાતમી સાતમી તારાઓ અશુભ હોવાથી શુભ કાર્યમાં લેવી નહીં. ૧૦

जम्मं १ संपइ २ विप्पइ ३, खेमा ४ पच्चरय ५ साहणा ६ निहणा ७।
मित्ता ८ अइमित्ता ९ वा, तारा नेआ असिअपक्खे ॥११॥

તે કૃષ્ણ પક્ષમાં તારાઓનાં નામ અનુક્રમે આ પ્રમાણે જાણવાં. -જન્મ ૧, સંપદ્ ૨, વિપદ્ ૩, ક્ષેમા ૪, પ્રત્યયરા (યમા) ૫, સાધના ૬, નિધના ૭; મિત્રા ૮ અને અતિમિત્રા ૯, એ જ પ્રમાણે દશમી તારાથી અને ઓગણીશમી તારાથી પણ અનુક્રમે આ નામો જ જાણવાં. ૧૧.

जइ नो नज्जइ जम्मण-रासी तो गणह नामरासीओ।
अवकहडाचकाओ, सा नज्जइ तं पुण पसिद्धं ॥१२॥

શુભ કાર્યમાં વર્જ્ય તિથિઓ.—

छट्ठी रित्तट्ठमी बारसी अ, अमावसा गयतिही उ।
वुड्ढतिहि कूरदड्ढा, वज्जिज्ज सुहेसु कम्मेसु ॥९॥

છટ્ઠ, રિક્તા (૪-૯-૧૪), આઠમ, બારશ, અમાવાસ્યા, ક્ષય તિથિ, વૃદ્ધિ તિથિ, ક્રૂર તિથિ અને દગ્ધ તિથિ; આટલી તિથિઓ શુભ કાર્યમાં વર્જવા યોગ્ય છે. ૯.

मेसाइ चउसु चउरो, तिही कमेणं च पुन्न सव्वेसु।
एवं परउ सकूररासि, असुहा तिही वज्जा ॥१०॥

મેષાદિક ચાર સંક્રાંતિમાં કોઈ ક્રૂર ગ્રહ હોય તો અનુક્રમે પહેલી ચાર તિથિઓ પૂર્ણા તિથિ સહિત વર્જ્ય છે. એ રીતે આગળ પણ જાણવું. એટલે કે મેષ સંક્રાંતિમાં ક્રૂર ગ્રહ હોય તો એકમ અને પાંચમ વર્જવા યોગ્ય છે, વૃષ સંક્રાંતિમાં ક્રૂર ગ્રહ હોય તો બીજ અને પાંચમ, મિથુન સંક્રાંતિમાં ક્રૂર ગ્રહ હોય તો ત્રીજ અને પાંચમ તથા કર્ક સંક્રાંતિમાં ક્રૂર ગ્રહ હોય તો ચોથ અને પાંચમ વર્જવા યોગ્ય છે એ જ રીતે સિંહ, કન્યા, તુલા અને વૃશ્ચિક સંક્રાંતિમાં ક્રૂર ગ્રહ હોય તો અનુક્રમે છઠ્ઠ, સાતમ, આઠમ અને નોમ એ તિથિઓ પૂર્ણા તિથિ દશમ સહિત વર્જ્ય છે. એ જ પ્રમાણે ધન, મકર, કુંભ અને મીન સંક્રાંતિમાં પણ ક્રૂર ગ્રહ હોય તો અનુક્રમે અગિયારશ, બારશ, તેરશ અને ચૌદશ એ તિથિઓ પૂર્ણિમા સહિત વર્જવા યોગ્ય છે. એવી રીતે ક્રૂર ગ્રહો સહિત રાશિઓની અશુભ તિથિઓ શુભ કાર્યમાં વર્જ્ય છે. ૧૦.

સૂર્યદગ્ધા તિથિઓ.-

छग चउ अट्ठमि छट्ठी, दसमट्ठमि चार दससि बीया उ।
बारसि चउत्थि बीआ, मेसाइसु सूरदड्ढदिणा ॥११॥

મેષ રાશિની સંક્રાંતિમાં છઠ્ઠ દગ્ધા તિથિ છે, વૃષ સંક્રાંતિમાં ચોથ, મિથુનમાં આઠમ, કર્કમા છઠ્ઠ, સિંહ સંક્રાંતિમાં દશમ, કન્યા સંક્રાતિમા આઠમ, તુલા સંક્રાંતિમાં બારશ, વૃશ્ચિક સંક્રાંતિમાં દશમ, ધન સંક્રાતિમાં બીજ, મકર સંક્રાંતિમાં બારશ, કુંભ સંક્રાંતિમાં ચોથ અને મીન સંક્રાંતિમાં બીજ એ સૂર્યદગ્ધા તિથિઓ કહેવાય છે. ૧૧.

॥ यंत्रम् ॥

ધન, મીન સંક્રાંતિમાં ૨, વૃષ, કુંભ સંક્રાંતિમાં ૪, મેષ, કર્ક સંક્રાંતિમાં ૬, કન્યા, મિથુન સંક્રાંતિમાં ૮, વૃશ્ચિક, સિંહ સંક્રાંતિમાં ૧૦, મકર, તુલા સંક્રાંતિમાં ૧૨.

॥ इति तिथिद्वारम् ॥

હવે કરણદ્વાર કહે છે.—

सउणि चउप्पय नागा, किंत्थुग्घा किण्ह चउद्दसि निसाओ।
थिरकरण तीस घडिआ, परओ चलकरण एयाइं ॥१२॥
बव-बालव-कोलव-तेतिलक्ख, गर-वणिअ-विट्ठिनामाणो।
पायं सव्वे वि सुहा, एगा विट्ठी महापावा ॥१३॥

શકુનિ, ચતુષ્પદ, નાગ અને કિંસ્તુઘ્ન એ ચાર કરણો સ્થિર છે. તે દરેક ત્રીશ ત્રીશ ઘડીનાં હોય છે. તેમાં પહેલું શકુનિ કૃષ્ણ ચતુર્દશીની રાત્રે હોય છે, બીજું ચતુષ્પદ અમાવાસ્યાને દિવસે હોય છે, ત્રીજું નાગ અમાવાસ્યાની રાત્રિએ હોય છે અને ચોથું કિંસ્તુઘ્ન શુકલ પક્ષના પ્રતિપદને દિવસે હોય છે, ત્યાર પછી ચર કરણોનાં નામ આ પ્રમાણે છે.–બવ, બાલવ, કૌલવ, તૈતિલ, ગર, વણિજ અને વિષ્ટિ. પ્રાયે આ સર્વે (સ્થિર અને ચર) કરણો શુભ છે, પણ એક વિષ્ટિ મહા પાપા—મહાદુષ્ટ છે. ૧૨-૧૩.

વિષ્ટિ ક્યારે હોય છે તે કહે છે.—

किण्हे पक्खे दिणे, भद्दा सत्तमी अ चउद्दसी ।
रत्ति दसमि तीआए, सुक्के एगदिणुत्तरा ॥१४॥

કૃષ્ણ પક્ષમાં સાતમ અને ચૌદશના દિવસને વિષે ભદ્રા (વિષ્ટિ) હોય છે અને દશમ તથા ત્રીજની રાત્રિએ ભદ્રા (વિષ્ટિ) હોય છે, અને શુકલ પક્ષમાં એક દિવસ પછી આવે છે, એટલે કે આઠમ અને પૂનમના દિવસે તથા અગિયારશ અને ચોથની રાત્રિએ ભદ્રા હોય છે. ૧૪.

ભદ્રા કઈ તિથિએ કયા પહોરમાં કઈ દિશાએ સન્મુખ હોય તે કહે છે.—

चउद्दसी अट्ठमि सत्तमीए, राका चउत्थी दसमीइ भद्दा ।
एगारसी तीअ कमा दिसाहिं, तस्संखजामे भिमुहाऽतिपावा ॥१५॥

યંત્ર

| તિથિ | પ્રહર | દિશા |
|---|---|---|
| ૧૪ | ૧ | પૂર્વ |
| ૮ | ૨ | અગ્નિ |
| ૭ | ૩ | દક્ષિણ |
| ૧૫ | ૪ | નૈઋર્ત્ય |
| ૪ | ૫ | પશ્ચિમ |
| ૧૦ | ૬ | વાયવ્ય |
| ૧૧ | ૭ | ઉત્તર |
| ૩ | ૮ | ઇશાન |

ચૌદશે પહેલા પહોરમાં પૂર્વ દિશાએ ભદ્રા સન્મુખ હોય છે, આઠમે અગ્નિ ખૂણામાં બીજે પહોરે સન્મુખ હોય છે, સાતમે ત્રીજા પહોરે દક્ષિણ દિશામાં, પૂર્ણિમાએ ચોથા પહોરે નૈઋર્ત્ય ખૂણામાં, ચોથે પાંચમે પહોરે પશ્ચિમ દિશામાં, દશમે છઠ્ઠે પહોરે વાયવ્ય ખૂણામાં, અગિયારશે સાતમે પહોરે ઉત્તર દિશામાં અને ત્રીજે આઠમે પહોરે ઇશાન ખૂણામાં ભદ્રા સન્મુખ હોય છે. આ સન્મુખ ભદ્રા અતિ દુષ્ટ છે. ૧૫.

ભદ્રાનાં અંગ તથા તેનું ફળ કહે છે.—

पण दुग दस पण पण तिअ, विट्ठिघडी वयण कंठ उर नाही।
कडि पुच्छगा य सिद्धी, खय निस्स कुबुद्धि कलह विजयकरा ॥१६॥

વિષ્ટિ (ભદ્રા) પહેલી પાંચ ઘડી સુધી પોતાના મુખમાં રહે છે, ત્યાર પછી બે ઘડી કંઠમાં રહે છે, ત્યાર પછી દશ ઘડી ઉરમાં રહે છે, ત્યાર પછી પાંચ ઘડી નાભિએ રહે છે, ત્યાર પછી પાંચ ઘડી કટીએ રહે છે અને છેલ્લી ત્રણ ઘડી પુચ્છમાં રહે છે. જો ભદ્રા મુખમાં રહી હોય તે વખતે યાત્રાદિક શુભ કાર્ય કરવામાં આવે તો કાર્યની સિદ્ધિ થાય છે, કંઠે રહી હોય તો ક્ષય (નાશ) કરનારી થાય છે, ઉરમાં રહેલી હોય તો નિર્ધન કરે છે, નાભિમાં રહી હોય તો ખરાબ બુદ્ધિ કરે છે, કટીમાં રહી હોય તો ક્લેશ કરાવે છે અને પુચ્છે રહી હોય તો વિજયને કરનારી થાય છે. ૧૬.

હવે કરણની અવસ્થાઓ બતાવે છે.—

किंत्थुग्घ सउणि कोलव, उड्ढकरण तिन्नि तिन्नि सुत्ताइं।
तेइल नाग चउप्पय, पण सेस निविट्ठकरणाइं ॥१७॥

કિંસ્તુઘ્ન, શકુનિ અને કૌલવ એ ત્રણ કરણો ઉભેલા હોય છે, તૈતિલ, નાગ અને ચતુષ્પદ એ ત્રણ કરણો સૂતેલાં હોય છે. તથા બાકીના પાંચ કરણો (બવ, બાલવ, ગર, વણિજ અને વિષ્ટિ) બેઠેલાં છે. ૧૭.

॥ इति करणद्वारम् ॥

હવે નક્ષત્રો કહે છે.

અશ્વિની ૧, ભરણી ૨, કૃત્તિકા ૩, રોહિણી ૪, મૃગશીર્ષ ૫, આર્દ્રા ૬, પુનર્વસુ ૭, પુષ્ય ૮, અશ્લેષા ૯, મઘા ૧૦, પૂર્વા ફાલ્ગુની ૧૧, ઉત્તરા ફાલ્ગુની ૧૨, હસ્ત ૧૩, ચિત્રા ૧૪, સ્વાતિ ૧૫, વિશાખા ૧૬, અનુરાધા ૧૭, જ્યેષ્ઠા ૧૮, મૂળ ૧૯, પૂર્વાષાઢા ૨૦, ઉત્તરાષાઢા ૨૧, અભિજિત્ ૨૨, શ્રવણ ૨૩, ધનિષ્ઠા ૨૪, શતભિષક્ ૨૫, પૂર્વાભાદ્રપદ ૨૬, ઉત્તરાભાદ્રપદ ૨૭ અને રેવતી ૨૮. આ અઠયાવીશ નક્ષત્રો છે.

હવે દરેક નક્ષત્રની કેટલી તારાઓ હોય? તે કહે છે.—

ति ति छ पण ति एग चऊ, ति छ पण दु दु पणिग एग चउ चउरो।
ति इगार चउ चउ तिगं ति, चउ सयं दु दुग वत्तीसं ॥१८॥
इअ रिक्खाणं कमसो, परिअरताराभिई मुणेयव्वा।
तारासमसंखागा, तिही वि रिक्खेसु वज्जिज्जा ॥१९॥

નીચેના યંત્ર પરથી તારાની સંખ્યાઓ જાણવી.

| નક્ષત્ર | તારા | નક્ષત્ર | તારા | નક્ષત્ર | તારા | નક્ષત્ર | તારા |
|---|---|---|---|---|---|---|---|
| અશ્વિની | ૩ | પુષ્ય | ૩ | સ્વાતિ | ૧ | અભિજિત્ | ૩ |
| ભરણી | ૩ | અશ્લેષા | ૬ | વિશાખા | ૪ | શ્રવણ | ૩ |
| કૃત્તિકા | ૬ | મઘા | ૫ | અનુરાધા | ૪ | ધનિષ્ઠા | ૪ |
| રોહિણી | ૫ | પૂર્વાફાલ્ગુની | ૨ | જ્યેષ્ઠા | ૩ | શતભિષક્ | ૧૦૦ |
| મૃગશીર્ષ | ૩ | ઉત્તરાફાલ્ગુની | ૨ | મૂળ | ૧૧ | પૂર્વાભાદ્રપદ | ૨ |
| આર્દ્રા | ૧ | હસ્ત | ૫ | પૂર્વાષાઢા | ૪ | ઉત્તરાભાદ્રપદ | ૨ |
| પુનર્વસુ | ૪ | ચિત્રા | ૧ | ઉત્તરાષાઢા | ૪ | રેવતી | ૩૨ |

આ પ્રમાણે અનુક્રમે નક્ષત્રોના પરિવારભૂત તારાઓનું પ્રમાણ જાણવું. તારાની સમાન સંખ્યાવાળી તિથિ પણ આ નક્ષત્રોમાં વર્જવા યોગ્ય છે, એટલે કે અશ્વિની નક્ષત્ર ત્રીજને દિવસે હોય તો તે વર્જ્ય છે; રોહિણી નક્ષત્ર પાંચમને દિવસે હોય તો તે વર્જ્ય છે, ઇત્યાદિ. અહીં શતભિષક્‌ની સો તારાઓ તથા રેવતીની બત્રીશ તારાઓ છે. તેથી તેને તિથિની સંખ્યા પંદરે ભાગ લેતાં બાકી દશ અને બે રહે છે. માટે શતભિષક્ નક્ષત્ર દશમને દિવસે હોય અને રેવતી નક્ષત્ર બીજને દિવસે હોય તો તે વર્જ્ય છે એમ સમજવું. ૧૮–૧૯.

અભિજિત્ નક્ષત્રની સમજ તથા તેની આવશ્યક્તા—

ऊ-खा अंतिमपायं, सवणपढम घडिआ चउ अभीइठिई ।
लत्तोवग्गहवेहे, एगग्गलपमुहकज्जेसु ॥२०॥

ઉત્તરાષાઢાનો છેલ્લો (ચોથો) પાદ અને શ્રવણની પહેલી ચાર ઘડી આટલા સમય સુધી અભિજિત્ નક્ષત્રની સ્થિતિ હોય છે, અને લત્તા, ઉપગ્રહ, વેધ તથા એકાર્ગલ એ વિગેરે કાર્યોમાં તેની જરૂર પડે છે. ૨૦.

નક્ષત્રોના અક્ષરોનો યંત્ર.—

ચુ ચે ચો લા—અશ્વિની
લિ લુ લે લો—ભરણી
અ ઇ ઉ એ—કૃત્તિકા
ઓ વ વિ વુ—રોહિણી

વે વો ક કિ—મૃગશિર
કુ ઘ ઙ છ—આર્દ્રા
કે કો હ હિ—પુનર્વસુ
હુ હે હો ડા—પુષ્ય

ડિ ડુ ડે ડો—અશ્લેષા
મ મિ મુ મે—મઘા
મો ટ ટિ ટુ—પૂર્વાફાલ્ગુની
ટે ટો પ પિ—ઉત્તરાફાલ્ગુની
પુ ષ ણ ઠ—હસ્ત
પે પો ર રિ—ચિત્રા
રૂ રે રો તા—સ્વાતિ.
તિ તુ તે તો—વિશાખા.
ન નિ નુ ને—અનુરાધા.
નો ય યિ યુ—જ્યેષ્ઠા.
યે યો ભ ભિ—મૂળ.
ભુ ધ ફ ઢ—પૂર્વાષાઢા.
ભે ભો જ જિ—ઉત્તરાષાઢા.
જુ જે જો ખ—અભિજિત્
ખિ ખુ ખે ખો—શ્રવણ.
ગ ગિ ગુ ગે—ધનિષ્ઠા.
ગો સ સિ સુ—શતભિષક્
સે સો દ દિ—પૂર્વાભાદ્રપદ
દુ શ ઝ થ—ઉત્તરાભાદ્રપદ.
દે દો ચ ચિ—રેવતી.

॥ इति नक्षत्रपादाक्षराणि ॥

હવે કઈ રાશિમાં કેટલાં નક્ષત્રો આવે ? તે કહે છે.—

**कित्ति मिग पुण असेसा, उ-फ चि विसा जिट्ठ उ-ख घणी पू-भा ।**
**रेवइ अ एग दु तिचउ, पायंता बार रासि कमा ॥२१॥**

કૃત્તિકાના પહેલા પાદમાં અંત સુધી મેષ રાશિ હોય છે, મૃગશીર્ષના બે પાદના અંત સુધી વૃષ રાશિ હોય છે. પુનર્વસુના ત્રીજા પાદના અંત સુધી મિથુન અને અશ્લેષાના ચોથા પાદના અંત સુધી કર્ક રાશિ હોય છે. એ જ પ્રમાણે ઉત્તરાફાલ્ગુનીના એક પાદ સુધી સિંહ, ચિત્રાના બે પાદ સુધી કન્યા, વિશાખાના ત્રણ પાદ સુધી તુલા, જ્યેષ્ઠાના ચાર પાદ સુધી વૃશ્ચિક, ઉત્તરાષાઢાના એક પાદ સુધી ધન, ધનિષ્ઠાના બે પાદ સુધી મકર, પૂર્વાભાદ્રપદના ત્રણ પાદ સુધી કુંભ અને રેવતીના ચાર પાદ સુધી મીન રાશિ હોય છે. ૨૧. તેનું યંત્ર.—

૧ મેષ—અશ્વિની ૪, ભરણી ૪, કૃત્તિકા ૧.
૨ વૃષ—કૃત્તિકા ૩, રોહિણી ૪, મૃગશીર્ષ ૨.
૩ મિથુન—મૃગશીર્ષ ૨, આર્દ્રા ૪, પુનર્વસુ ૩.
૪ કર્ક—પુનર્વસુ ૧, પુષ્ય ૪, અશ્લેષા ૪.
૫ સિંહ—મઘા ૪, પૂર્વાફાલ્ગુની ૪, ઉત્તરાફાલ્ગુની ૧.
૬ કન્યા—ઉત્તરાફાલ્ગુની ૩, હસ્ત ૪, ચિત્રા ૨.
૭ તુલા—ચિત્રા ૨, સ્વાતિ ૪, વિશાખા ૩.
૮ વૃશ્ચિક—વિશાખા ૧, અનુરાધા ૪, જ્યેષ્ઠા ૪
૯ ધન—મૂળ ૪, પૂર્વાષાઢા ૪, ઉત્તરાષાઢા ૧.
૧૦ મકર—ઉત્તરાષાઢા ૩, શ્રવણ ૪, ધનિષ્ઠા ૨.
૧૧ કુંભ—ધનિષ્ઠા ૨, શતભિષક્ ૪, પૂર્વાભાદ્રપદ ૩.
૧૨ મીન—પૂર્વાભાદ્રપદ ૧, ઉત્તરાભાદ્રપદ ૪, રેવતી ૪.

॥ इति नक्षत्रराशयः ॥

હવે ચંદ્રની બાર અવસ્થાઓ કહે છે.

गय हरिअ मया मोया, हासा किड्डा रई सयणमसणं ।
तावा कंपा सुत्था, ससिवत्था बार नामफला ॥ २२ ॥

દરેક રાશિમાં રહેલા ચંદ્રની બાર અવસ્થા હોય છે તે આ પ્રમાણે–ગતા ૧. હૃતા ૨ મૃતા ૩. મોદા ૪. હાસા ૫. ક્રીડા ૬. રતિ ૭. શયન ૮. અશન ૯. તાપા ૧૦. કંપા ૧૧ અને સ્વસ્થા ૧૨. આ બાર ચંદ્રની અવસ્થાઓ પોતપોતાના નામની સદૃશ ફળને આપનારી છે. ૨૨.

ચંદ્રની બાર અવસ્થા હોવાથી દરેક રાશિના બાર બાર અંશો થયા. તેને આશ્રીને શુભાશુભ ફળ કહે છે.—

पइरासि बारसंसा, असुहा उ चए जओ सुहो वि ससी ।
एयाहि हवइ असुहो, सुहाहिं असुहो वि होइ सुहो ॥२३॥

દરેક રાશિના બાર બાર અંશો છે તેમાં જે અશુભ અંશો છે તે શુભ ચંદ્ર હોય તો પણ વર્જવા, કારણ કે એ અશુભ અંશોએ કરીને સારો ચંદ્ર પણ અશુભ થાય છે. અને અશુભ ચંદ્ર પણ શુભ અંશોએ કરીને શુભ થાય છે. ૨૩.

दाहिणुच्चो समो चंदो, उत्तरुच्चो हलोवमो ।
धणु वक्को अ सुलाभो, भेसासु कमुक्कमा ॥२४॥

સૂર્ય સંક્રાંતિમાં નવીન ઉદય થયેલ ચંદ્ર અનુક્રમે કરીને તથા ઉત્ક્રમે (ઉલટા ક્રમે) કરીને દક્ષિણ દિશામાં ઊંચો હોય. સમ હોય. ઉત્તર દિશામાં ઊંચો હોય. હળ સદૃશ હોય, ધનુષ જેવો વાંકો હોય, શૂળ સદૃશ હોય તે શ્રેષ્ઠ છે, અર્થાત્ મેષ તથા મીન સંક્રાંતિમાં દક્ષિણ દિશામાં ઊંચો હોય, વૃષભ અને કુંભમાં સમ હોય, મિથુન અને મકરમાં ઉત્તર તરફ ઊંચો હોય, કર્ક અને ધનમાં હળ સમાન હોય, સિંહ અને વૃશ્ચિક સંક્રાંતિમાં ધનુષ સમાન વાંકો હોય. કન્યા અને તુલા સંક્રાંતિમાં નવીન ઉદય થયેલ ચંદ્ર શૂળ સદૃશ હોય તે શ્રેષ્ઠ જાણવો. બીજા કાળમાં અશુભ છે. ૨૪.

॥ इति चन्द्रबलम् ॥

હવે તારાબળને કહે છે.

जम्मा कम्मं च आहाणं, तारा अट्ठ अंतरे ।
सस्सनामफला सव्वा, अंतरा इअ नामिआ ॥२५॥

संपइ आवई खेमा, जामा साहण निद्धणा ।
मित्ती परममित्ती अ, दुट्ठा ति सग पंचमा ॥२६॥

जम्माहाणा विवज्जिज्जा, गमे एयाहिं वाहिओ ।
कट्ठेण जीवई किण्हे, पक्खे चंदुत्तरा इमा ॥२७॥

સત્યાવીશ તારાઓને ત્રણ લાઈનમાં મૂકવી. તેમાં પહેલી લાઈનમાં પ્રથમ જન્મ, બીજી લાઈનમાં પ્રથમ કર્મ અને ત્રીજીમાં પ્રથમ આધાન એમ આઠ આઠ તારાઓને આંતરે તારાઓની સંજ્ઞા જાણવી તે પોતપોતાના નામની સદૃશ ફળ આપે છે. હવે આંતરાની આઠ આઠ તારાઓની સંજ્ઞા આ પ્રમાણે છે (૨૫) -સંપદ્ ૧. આપદ્ ૨. ક્ષેમા ૩. યામા ૪, સાધના ૫, નિર્ધના ૬, મૈત્રી ૭ અને પરમ મૈત્રી ૮. (ઉપરની એક એકને સાથે ગણીએ ત્યારે નવ નવ થાય છે.) તેમાં ત્રીજી, સાતમી અને પાંચમી તારાઓ દુષ્ટ છે ૨૬. તેનો યંત્ર નીચે પ્રમાણે.—

| જન્મ | સંપદ્ | આપદ્ | ક્ષેમા | યામા | સાધના | નિર્ધના | મૈત્રી | પરમ મૈત્રી |
|---|---|---|---|---|---|---|---|---|
| કર્મ | ॥ | ॥ | ॥ | ॥ | ॥ | ॥ | ॥ | ॥ |
| આધાન | ॥ | ॥ | ॥ | ॥ | ॥ | ॥ | ॥ | ॥ |

આમાંથી જન્મ અને આધાન એ બે તારાઓ ગમનમાં તજવા યોગ્ય છે. ત્રીજી, પાંચમી, સાતમી, જન્મ અને આધાન આ તારામાં વ્યાધિ થઈ હોય તો તે મહાકષ્ટે જીવી શકે છે. એટલે કે પ્રાયે મરણ જ થાય. કૃષ્ણપક્ષમાં આ તારાઓનું બળ ચંદ્ર કરતાં અધિક હોય છે. ૨૭.

॥ इति ताराबलम् ॥

હવે રવિ યોગ કહે છે.

चउ छट्ठ नवम दसमं, तेरस वीसं च सूररिक्खाओ ।
ससिरिक्खं होइ तया, रविजोगो असुहसयदलणो ॥२८॥

સૂર્યના નક્ષત્રથી ચંદ્રનું નક્ષત્ર જો ચોથું, છઠ્ઠું, નવમું, દશમું, તેરમું કે વીશમું હોય તો તે રવિ યોગ કહેવાય છે. આ યોગ સેંકડો અશુભને નાશ કરનાર છે. ૨૮.

॥ इति रवियोगः ॥

કુમાર યોગ—

सोमे भोमे बुहे, सुक्के अस्सिणाइ बिइंतरा ।
पंचमी दसमी नंदा, सुहो जोगो कुमारऊ ॥२९॥

સોમ, મંગળ, બુધ કે શુક્રવારે અશ્વિની, રોહિણી વિગેરે બબ્બે આંતરવાળાં (અ. રો. પુન. મ. હ. વિ. મૂ. શ્ર. પૂ-ભા.) નક્ષત્રમાંનું કોઈ એક હોય તથા પાંચમ, દશમ

કે નંદા (એકમ, છઠ્ઠ અને અગિયારશ)માંની કોઈ પણ તિથિ હોય તો કુમાર યોગ છે. તે યોગ શુભ છે. ૨૯.

રાજયોગ.—

सूरे सुक्के बुहे भोमे, भद्दा तीया य पुन्निमा।
बितरा भरणीमुक्खा, राजजोगो सुहावहो ॥३०॥

રવિ, શુક્ર, બુધ કે મંગળવારે ભદ્રા (બીજ, સાતમ અને બારશ), ત્રીજ કે પૂર્ણિમા હોય તથા ભરણી, મૃગશિર વિગેરે બબ્બે આંતરાવાળાં (ભ. મૃ. પુષ્ય પૂ-ફા. ચિ અનુ પૂ-ષા. ધ ઉ-ભા.) નક્ષત્રોમાંથી કોઈપણ હોય તો તે રાજયોગ કહેવાય છે. તે સુખકારક છે. ૩૦.

સ્થવિર યોગ—

थविरो गुरु सणि तेरसि, रित्तट्ठमि कित्तिआ दुगंतरिआ।
रुअछेआणसणाई, अपुण (णो) करणं इहं कुज्जा ॥३१॥

ગુરુવારે કે શનિવારે તેરશ, રિક્તા (ચોથ, નોમ અને ચૌદશ) કે આઠમ હોય અને કૃત્તિકાથી આરંભીને બબ્બે આંતરાવાળાં (કૃ. આ. અશ્લે. ઉ-ફા. સ્વા. જ્યે. ઉ-ષા. શ. રે.) નક્ષત્રોમાંથી કોઈ પણ હોય તો તે સ્થવિર યોગ કહેવાય છે. આ યોગમાં વ્યાધિનો છેદ (નાશ) અને અનશન વિગેરે ફરીથી નહીં કરવાનાં કાર્યો કરવામાં આવે છે. ૩૧.

હવે યમલ તથા ત્રિપુષ્કર યોગ કહે છે.—

मंगल गुरु सणि भद्दा, मिग चित्त धणिट्ठिआ जमलजोगो।
कित्ति पुण ऊ-फ विसाहा, पू-भ ऊ-खाहिं तिपुक्करओ ॥३२॥

મંગળ, ગુરુ કે શનિવારે ભદ્રા તિથિ (૨-૭-૧૨) હોય તથા મૃગશિર, ચિત્રા અને ધનિષ્ઠા નક્ષત્ર હોય તો તે યમલ નામનો યોગ થાય છે. તથા તે જ વાર અને તે જ તિથિએ જો કૃત્તિકા, પુનર્વસુ, ઉત્તરાફાલ્ગુની, વિશાખા, પૂર્વાભાદ્રપદ કે ઉત્તરાષાઢા હોય તો ત્રિપુષ્કર યોગ થાય છે. ૩૨.

પંચક યોગ—

पंचग धणिट्ठ अद्धा, मयकिअवज्जिजज्ज जामदिसिगमणं।
एसु तिसु सुहं असुहं, विहिअं दु ति पण गुणं होइ ॥३३॥

ધનિષ્ઠાના અર્ધ ભાગથી રેવતિ પર્યંત (ધ. શ. પૂ-ભા. ઉ-ભા. રે) પંચક કહેવાય છે. આ યોગમાં મૃતક કાર્ય તથા દક્ષિણ દિશામાં ગમનને વર્જવું. આ ત્રણે યોગમાં કરેલું શુભ તથા અશુભ કાર્ય અનુક્રમે બમણું. ત્રણ ગુણું અને પાંચગુણું થાય છે. ૩૩.

વિષ્કંભાદિક ૨૭ યોગો.

| | | | |
|---|---|---|---|
| ૧ વિષ્કંભ | ૮ ધૃતિ | ૧૫ વજ્ર | ૨૨ સાધ્ય |
| ૨ પ્રીતિ | ૯ શૂલ | ૧૬ સિદ્ધિ | ૨૩ શુભ |
| ૩ આયુષ્યમાન્ | ૧૦ ગંડ | ૧૭ વ્યતિપાત | ૨૪ શુક્લ |
| ૪ સૌભાગ્ય | ૧૧ વૃદ્ધિ | ૧૮ વરીયાન | ૨૫ બ્રહ્મા |
| ૫ શોભન | ૧૨ ધ્રુવ | ૧૯ પરિઘ | ૨૬ ઐન્દ્ર |
| ૬ અતિગંડ | ૧૩ વ્યાઘાત | ૨૦ શિવ | ૨૭ વૈધૃતિ. |
| ૭ સુકર્મા | ૧૪ હર્ષણ | ૨૧ સિદ્ધ | |

વર્જવાના યોગો—

पण छस्सग नव घडिआ, विक्खंभ दुगंड सूल वाघायं ।
परिहद्धदिणं वज्जे, विहिइ विईपाय सयलदिणं ॥३४॥

વિષ્કંભની પાંચ ઘડીઓ શુભ કાર્યમાં વર્જ્ય છે, ગંડ અને અતિગંડની છ ઘડીઓ, શૂળની સાત ઘડીઓ અને વ્યાઘાતની નવ ઘડીઓ વર્જ્ય છે. પરિઘનો અર્ધ દિવસ વર્જ્ય છે તથા વૈધૃતિ અને વ્યતિપાતનો આખો દિવસ વર્જ્ય છે. ૩૪.

આનંદાદિક ૨૮ ઉપયોગની ઉત્પત્તિ તથા તેનું ફળ.—

अस्सिणि मिग अस्सेसा, हत्थ णुराहा य उत्तरासाढा ।
सयभिसकमेण एए, सूराइसु हुंति मुहरिक्खा ॥३५॥

निअवारे निअरिक्खे, मुहगणिए जत्तिमं ससीरिक्खं ।
तावंतिमोवओगो, आनंदाई सनामफलो ॥३६॥

અશ્વિની, મૃગશિર, અશ્લેષા, હસ્ત, અનુરાધા, ઉત્તરાષાઢા અને શતભિષક્ આ નક્ષત્રો અનુક્રમે રવિ આદિ વારોને વિષે મુખ નક્ષત્રો હોય છે, એટલે કે રવિવારે અશ્વિની, સોમવારે મૃગશિર, મંગળવારે અશ્લેષા, બુધવારે હસ્ત, ગુરુવારે અનુરાધા, શુક્રવારે ઉત્તરાષાઢા અને શનિવારે શતભિષક્ મુખ નક્ષત્ર કહેવાય છે. (૩૫) હવે પોતાને વારે પોતાનું નક્ષત્ર મુખ નક્ષત્રથી ગણવું. ગણતાં જેટલામું ચંદ્ર નક્ષત્ર (પોતાનું નક્ષત્ર) આવે તેટલામો આનંદાદિક ઉપયોગ જાણવો. તે ઉપયોગો પોતાના નામની સદૃશ ફળ આપનારા છે. ઉદાહરણ–રવિવારે રોહિણી નક્ષત્ર હોય તો તે અશ્વિનીથી ગણતાં ચોથું આવે છે, તેથી આનંદાદિકનો ચોથો શુભ ઉપયોગ થયો વિગેરે. ૩૬.

આનંદાદિક ૨૮ ઉપયોગનાં નામ

| | | | |
|---|---|---|---|
| ૧ આનંદ | ૮ શ્રીવત્સ | ૧૫ ધુંપક | ૨૨ મુશળ |
| ૨ કાળદંડ | ૯ વજ્ર | ૧૬ પ્રવાસ | ૨૩ ગજ |
| ૩ પ્રાજાપત્ય[1] | ૧૦ મુદ્ગર | ૧૭ મરણ | ૨૪ માતંગ |
| ૪ શુભ | ૧૧ છત્ર | ૧૮ વ્યાધિ | ૨૫ ક્ષય |
| ૫ સૌમ્ય | ૧૨ મિત્ર | ૧૯ સિદ્ધિ | ૨૬ ક્ષિપ્ર |
| ૬ ધ્વાંક્ષ | ૧૩ મનોજ્ઞ | ૨૦ શૂળ | ૨૭ સ્થિર |
| ૭ ધ્વજ | ૧૪ કંપ | ૨૧ અમૃત | ૨૮ વર્ધમાન |

હવે વારને આશ્રીને શુભ તિથિઓ કહે છે—

नवमेगट्ठमी सूरे, सोमे बीआ नवमिआ ।
भोमे जया य छट्ठी अ, बुहे भद्दा तिहि सुहा ॥३७॥
गुरु एगारसी पुन्ना, सुक्के नंदा य तेरसी ।
सणिंमि अट्ठमी रित्ता, तिही वारेसु सोहणा ॥३८॥

રવિવારે નોમ, એકમ અને આઠમ એ તિથિઓ શુભ છે. સોમવારે બીજ અને નોમ શુભ છે. મંગળવારે જયા (૩-૮-૧૩) અને છઠ્ઠ શુભ છે. બુધવારે ભદ્રા તિથિ (૨-૭-૧૨) શુભ છે. (૩૭). ગુરુવારે અગિયારશ અને પૂર્ણા (૫-૧૦-૧૫) શુભ છે. શુક્રવારે નંદા (૧-૬-૧૧) અને તેરશ શુભ છે. તથા શનિવારે આઠમ અને રિક્તા તિથિ (૪-૯-૧૪) શુભ છે. ૩૮.

હવે વારને આશ્રીને શુભ નક્ષત્રો કહે છે.—

रेवस्सिणि धणिट्ठा य, पुण पुस्स तिउत्तरा ।
सूरे सोमंमि पुस्सो अ, रोहिणी अणुराहया ॥३९॥
भोमे मिगं च मूलं च, अस्सेसा रेवइ तहा ।
बुहे मिगसिरं पुस्सा, सेसा सवण रोहिणी ॥४०॥
जीवे हत्थ स्सिणी पू-फ-विसाहादुग रेवइ ।
सुक्के उ-फा ऊ-खा हत्थं, सवणाणु पुणस्सिणी ॥४१॥
सणिंमि सवणं पू-फा-महा सयभिसा सुहा ।
पुव्वुत्ततिहिसंजोगे, विसेसेण सुहावहा ॥४२॥

૧ મુહૂર્ત્ત ચિંતામણિમાં ત્રીજો ધૂમ્ર અને ચોથો પ્રાજાપત્ય એટલો આ સાથે ફરક છે.

રવિવારે રેવતી, અશ્વિની, ધનિષ્ઠા, પુનર્વસુ, પુષ્ય કે ત્રણ ઉત્તરા (ઉત્તરા ફાલ્ગુની, ઉત્તરાષાઢા, ઉત્તરાભાદ્રપદ) હોય. સોમવારે પુષ્ય, રોહિણી કે અનુરાધા હોય. ૩૯. મંગળવારે મૃગશિર, મૂળ, અશ્લેષા કે રેવતી હોય, બુધવારે મૃગશિર, પુષ્ય, અશ્લેષા, શ્રવણ કે રોહિણી હોય. ૪૦. ગુરુવારે હસ્ત, અશ્વિની, પૂર્વા ફાલ્ગુની, વિશાખા દ્વિક (વિશાખા અને અનુરાધા) કે રેવતી હોય, શુક્રવારે ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાષાઢા, હસ્ત, શ્રવણ, અનુરાધા, પુનર્વસુ કે અશ્વિની હોય. ૪૧. તથા શનિવારે શ્રવણ, પૂર્વા ફાલ્ગુની, મઘા કે શતભિષક્ હોય તો તે શુભ છે. તેમાં પણ ઉપર કહેલી શુભ તિથિનો સંયોગ હોય તો વિશેષે કરીને શુભ છે. ૪૨.

અમૃતસિદ્ધિ યોગ—

हत्थं मिगस्सिणी चेवा–णुराहा पुस्स रेवई ।
रोहिणी वारजोगेणा–मिअसिद्धिकरा कमा ॥४३॥

રવિવારે હસ્ત નક્ષત્ર હોય, સોમવારે મૃગશિર હોય, મંગળવારે અશ્વિની, બુધવારે અનુરાધા, ગુરુવારે પુષ્ય, શુક્રવારે રેવતી અને શનિવારે રોહિણી હોય તો તે અમૃતસિદ્ધિ યોગ થાય છે. તે અત્યંત શુભ છે. ૪૩.

ઉત્પાત, મૃત્યુ, કાણ અને સિદ્ધિ યોગ વિષે—

वारेसु कमसो रिक्खा, विसाहाइ चऊ चऊ ।
उप्पायमच्चुकाणाक्ख–सिद्धिजोगावहा भवे ॥४४॥

રવિ આદિક વારોમાં અનુક્રમે વિશાખા વિગેરે ચાર ચાર નક્ષત્રો મૂકવાં. તેમ કરવાથી અનુક્રમે ઉત્પાત, મૃત્યુ, કાણ અને સિદ્ધિ યોગો થાય છે. તે નીચેના યંત્રથી જાણવું. ૪૪.

| | રવિ | સોમ | મંગળ | બુધ | ગુરુ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|---|
| ઉત્પાત | વિશાખા | પૂર્વાષાઢા | ધનિષ્ઠા | રેવતી | રોહિણી | પુષ્ય | ઉત્તરાફાલ્ગુની |
| મૃત્યુ | અનુરાધા | ઉત્તરાષાઢા | શતભિષક્ | અશ્વિની | મૃગશિર | અશ્લેષા | હસ્ત |
| કાણ | જ્યેષ્ઠા | અભિજિત્ | પૂર્વાભાદ્રપદ | ભરણી | આર્દ્રા | મઘા | ચિત્રા |
| સિદ્ધિ | મૂળ | શ્રવણ | ઉત્તરાભાદ્રપદ | કૃત્તિકા | પુનર્વસુ | પૂર્વાફાલ્ગુની | સ્વાતિ |

યમઘંટ તથા ગ્રહ જન્મનક્ષત્ર.

म वि आ मू कि रो ह– सूराइसु वज्जणिज्ज जमघंटा ।
भ–चि उ–ख ध उ–फा जे रे इअ असुहा जम्मरिक्खाय ॥४५॥

રવિવારે મઘા, સોમવારે વિશાખા, મંગળવારે આર્દ્રા, બુધવારે મૂળ, ગુરુવારે કૃત્તિકા, શુક્રવારે રોહિણી અને શનિવારે હસ્ત હોય તો યમઘંટ થાય છે. તે અશુભ છે તથા ભરણી, ચિત્રા, ઉત્તરાષાઢા, ધનિષ્ઠા, ઉત્તરાફાલ્ગુની, જ્યેષ્ઠા અને રેવતી એ સાત

રવિ આદિક વારનાં જન્મનક્ષત્ર છે તે પણ અશુભ છે, એટલે કે રવિવારે ભરણી નક્ષત્ર હોય તો તે દિવસે શુભ કાર્ય કરવું નહીં વિગેરે. ૪૫.

કર્ક યોગ—

गुरु सयभिस सणि उत्तर-साढा एया विवज्जए पायं ।
बारसि एगेगहीणा, सूराइसु कक्कजोगु चए ॥४६॥

ગુરુવારે શતભિષક્ હોય અને શનિવારે ઉત્તરાષાઢા હોય તો તે પ્રાયે વર્જ્ય છે. તથા બારશથી એક એક તિથિ હીન કરી રવિ આદિક વારને વિષે હોય તો તે કર્ક યોગ થાય છે. તે અશુભ છે, એટલે કે રવિવારે બારશ હોય, સોમવારે અગિયારશ હોય, મંગળવારે દશમ હોય એમ ગણતાં છેવટે શનિવારે છઠ્ઠ હોય તો કર્ક યોગ થાય છે. તે ત્યાગ કરવો. ૪૬.

હવે વારને આશ્રીને અશુભ તિથિઓ કહે છે.—

छट्ठिसत्तमि इगार चउद्दसी, सूरि सोमि सग बार तेरसी ।
मंगले इग इगारसी बुहे, वज्जए इगचउद्दसी जया ॥४७॥

छट्ठि चउत्थि सहभद्दया, गुरु सुक्कि बीअ सह तीइ रित्तया ।
पुन्न सत्तमि सणिमि सव्वहा, वज्जए इअ तिही विसेसओ ॥४८॥

રવિવારે છઠ્ઠ, સાતમ, અગિયારશ અને ચૌદશ અશુભ છે. સોમવારે સાતમ, બારશ ...ને તેરશ, મંગળવારે એકમ અને અગિયારશ, બુધવારે એકમ, ચૌદશ અને જયા (૩-૮-૧૩) એ તિથિઓ વર્જવા યોગ્ય છે. ૪૭. ગુરુવારે છઠ્ઠ, ચોથ અને ભદ્રા (૨-૭-૧૨), શુક્રવારે બીજ, ત્રીજ અને રિક્તા (૪-૯-૧૪) તથા શનિવારે પૂર્ણા (૫-૧૦-૧૫) અને સાતમ એ તિથિઓ વિશેષે કરીને સર્વથા વર્જ્ય છે. ૪૮.

॥ इति योगाः ॥

હવે ત્રણ પ્રકારનું ગંડાંત તથા તેનું ફળ કહે છે.—

चरमाइमतिहिलग्ग-रिक्ख मज्झेगअद्धदोघडिआ ।
तिदुसत्तंतरि मुत्तं, पुणो पुणो तिविह गंडंतं ॥४९॥

नट्ठं न लब्भए अत्थं, अहिदट्ठो न जीवई ।
जाओ वि मरई पायं, पत्थिओ न निअत्तई ॥५०॥

છેલ્લી અને પહેલી તિથિને મધ્યે (વચ્ચે), છેલ્લા અને પહેલા લગ્નને મધ્યે તથા છેલ્લા અને પહેલા નક્ષત્રને મધ્યે અનુક્રમે એક, અર્ધ અને બે ઘડીનું ગંડાંત આવે છે. ત્યારપછી તિથિમાં ત્રણ ત્રણને આંતરે, લગ્નમાં બબ્બેને આંતરે અને નક્ષત્રમાં સાત સાતને આંતરે બબ્બે તિથ્યાદિકની વચ્ચે તેટલાજ પ્રમાણવાળું ગંડાંત હોય છે, તેથી

હરેકને આશ્રીને ત્રણ ત્રણ વાર ગંડાંત આવે છે તે નીચેના યંત્રથી જાણવું. ૪૯. ગંડાંતમાં નાશ પામેલી વસ્તુ ફરી પ્રાપ્ત થતી નથી, સર્પથી ડસાયો હોય તો તે જીવતો નથી. કોઈ બાળકનો જન્મ થયો હોય તો તે પ્રાયે જીવતો નથી તથા પરદેશ ગયો હોય તે પાછો આવતો નથી. ૫૦.

ત્રણ પ્રકારના ગંડાંતનું યંત્ર—

| નામ | એની વચ્ચે | એની વચ્ચે | એની વચ્ચે | ઘડી |
|---|---|---|---|---|
| તિથિ ગંડાંત | ૧૫-૧ | ૫-૬ | ૧૦-૧૧ | એક ઘડી |
| લગ્ન ગંડાંત | મીન-મેષ | કર્ક-સિંહ | વૃશ્ચિક-ધન | અર્ધ ઘડી |
| નક્ષત્ર ગંડાંત | રેવતી-અશ્વિની | અશ્લેષા-મઘા | જયેષ્ઠા-મૂળ | બે ઘડી. |

વજ્રપાત યોગ—

**वीआणुराह तीआ, तिगुत्तरा पंचमीइ महरिक्खं ।**
**रोहिणि छट्ठी करमूल, सत्तमी वज्जपाओ यं ॥५१॥**

બીજને દિવસે અનુરાધા હોય, ત્રીજને દિવસે ત્રણ ઉત્તરા (ઉત્તરાષાઢા, ઉત્તરા-ફાલ્ગુની અને ઉત્તરાભાદ્રપદ)માંથી કોઈ એક હોય, પાંચમને દિવસે મઘા નક્ષત્ર હોય [1]છઠ્ઠને દિવસે રોહિણી હોય તથા સાતમે હસ્ત કે મૂળ હોય તો વજ્રપાત યોગ થાય છે. તે યોગ અશુભ છે. ૫૧

હવે મૃતક અવસ્થાવાળાં નક્ષત્રોને કહે છે.—

**मूलद्दसाइचित्ता, असेससयंभिसय कित्तिरेवइआ ।**
**नंदाए भद्दाए, भद्दवया फग्गुणी दो दो ॥५२॥**
**विजयाए मिग सवणा, [2]पुस्सस्सिणि भरणि जिट्ठ रित्ताए ।**
**आसाढदुग विसाहा, अणुराह पुणव्वसु महा य ॥५३॥**
**पुन्नाइकरधणिट्ठा, रोहिणि इअ मयगवत्थरिक्खाइं ।**
**नंदिपइट्ठापमुहे, सुहकज्जे वज्जए मइमं ॥५४॥**

નંદા તિથિએ, મૂળ, આર્દ્રા, સ્વાતિ, ચિત્રા, અશ્લેષા, શતભિષક્, કૃત્તિકા કે રેવતી હોય. ભદ્રા તિથિએ બે ભાદ્રપદ ( પૂર્વા તથા ઉત્તરા) અને બે ફાલ્ગુની (પૂર્વા તથા ઉત્તરા) હોય. (૫૨). વિજયા (જયા) તિથિએ મૃગશિર, શ્રવણ, પુષ્ય, અશ્વિની, ભરણી કે જયેષ્ઠા હોય, રિક્તા તિથિએ બે અષાઢા ( પૂર્વા તથા ઉત્તરા ), વિશાખા, અનુરાધા, પુનર્વસુ કે મઘા હોય. ( ૫૩ ). અને પૂર્ણા તિથિએ હસ્ત, ધનિષ્ઠા કે રોહિણી હોય તો આ સર્વ મૃતક અવસ્થાવાળાં નક્ષત્રો કહેવાય છે માટે તેમા મતિમાન્ પુરુષે દીક્ષા, નંદી, પ્રતિષ્ઠા વિગેરે શુભ કાર્ય વર્જવા યોગ્ય છે ૫૪.

---

૧ નારચંદ્રમા ચોથને રોહિણી વજ્રપાત કહેલ છે ૨ पुव्व इति प्रत्यंतरे.

નક્ષત્રોની તીક્ષ્ણ ઉગ્ર વિગેરે સંજ્ઞા તથા તેનું ફળ કહે છે.—

जिट्ठद्दाऽसेस मूलं च, तिक्खा रिक्खा विआहिआ ।
मिऊणि मिग चित्ता य, रेवई अणुराहया ॥५५॥
पुस्सो अ अस्सिणी हत्थं, अभिई लहुआ इमे ।
उग्गाणि पंच रिक्खाणि, तिपुव्वा भरणी महा ॥५६॥
चरा पुणव्वसू साई, सवणाइतिअं तहा ।
धुवाणि पुण चत्तारि, उत्तराणि अ रोहिणी ॥५७॥
विसाहा कित्तिआ चेव, दो अ मिस्सा विआहिआ ।
तिक्खे तिगिच्छं कारिज्जा, मिऊ गहणधारणे ॥५८॥
लहूचरे सुहारंभो, उग्गरिक्खे तवं चरे ।
धुवे पुरपवेसाई, मिस्से संधिकिअं करे ॥५९॥

જ્યેષ્ઠા, આર્દ્રા, અશ્લેષા અને મૂળ એટલાં નક્ષત્રો તીક્ષ્ણ કહ્યાં છે, મૃગશિર, ચિત્રા, રેવતી અને અનુરાધા એટલાં મૃદુ કહ્યાં છે. (૫૫). પુષ્ય, અશ્વિની, હસ્ત અને અભિજિત્ આ નક્ષત્રો લઘુ છે. ત્રણ પૂર્વા (પૂર્વાફાલ્ગુની, પૂર્વાષાઢા, પૂર્વાભાદ્રપદ). ભરણી અને મઘા એ પાંચ નક્ષત્રો ઉગ્ર છે. (૫૬). પુનર્વસુ, સ્વાતિ અને શ્રવણાદિ ત્રણ (શ્રવણ, ધનિષ્ઠા અને શતભિષક્) એ ચર છે. ત્રણ ઉત્તરા (ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાષાઢા અને ઉત્તરાભાદ્રપદ) અને રોહિણી એ ચાર ધ્રુવ છે. (૫૭). વિશાખા અને કૃત્તિકા એ બે મિશ્ર કહ્યાં છે; તેમાં તીક્ષ્ણ નક્ષત્રોમાં ઔષધ શરૂ કરવું સારું છે. વસ્તુનું ગ્રહણ તથા ધારણ મૃદુ નક્ષત્રમાં કરાય છે. (૫૮). લઘુ નક્ષત્રમાં શુભ કાર્યનો આરંભ કરવો. ઉગ્ર નક્ષત્રમાં તપ કરવો. ધ્રુવ નક્ષત્રમાં નગરપ્રવેશાદિક કરવા. તથા મિશ્ર નક્ષત્રમાં સંધિનું કાર્ય કરવું. ૫૯.

પ્રસ્થાન કરવા વિશે—

दसधणु उवरिं सयपंच, मज्झि पत्थाणि जाव दिण तिचऊ ।
थायव्वं लग्गतिहीखण–रिक्खससीबलं घित्तुं ॥६०॥

લગ્ન, તિથિ, ક્ષણ, નક્ષત્ર અને ચંદ્રનું બળ ગ્રહણ કરીને દશ ધનુષથી ઉપર અને પાંચસો ધનુષની અંદર પ્રસ્થાન સ્થાપવું. તે પ્રસ્થાન ત્રણ–ચાર દિવસ સુધી રહી શકે છે. ૬૦.

પ્રયાણમાં શુભ લગ્નાદિકનું ફળ કહે છે.—

पहि कुसलु लग्गि तिहि, कज्ज सिद्धि लाभं मुहूत्तओ होई ।
रिक्खेणं आरोग्गं, चंदेणं सुक्ख संपत्ती ॥६१॥

લગ્ન સારું હોય તો માર્ગમાં કુશળતા રહે છે, તિથિ સારી હોય તો કાર્યની સિદ્ધિ થાય છે, મુહૂર્ત સારું હોય તો લાભ થાય છે, નક્ષત્ર સારું હોય તો શરીરે આરોગ્યતા રહે છે અને ચંદ્ર સારો હોય તો સુખ સંપત્તિ મળે છે. ૬૧.

પ્રયાણમાં શુભ તિથિ તથા તેનું ફળ કહે છે.—

पाडिवए पडिवत्ती, नत्थि विवत्ती भणंति बीआए।
तइआइ अत्थसिद्धि, विजयंगी पंचमी भणिआ ॥६२॥
सत्तमिआ बहुलगुणा, मग्गा निक्कंटया दसमिआए।
आरुग्गिआ इगारसि, तेरसि रिउणो निविज्जिणइ ॥६३॥

પડવાને દિવસે પ્રયાણ કરવાથી માર્ગમાં પ્રતિપત્તિ થાય, બીજને દિવસે પ્રયાણ કરવાથી વિપદાઓ ન આવે, ત્રીજે પ્રયાણ કરવાથી અર્થની સિદ્ધિ થાય છે, પાંચમે વિજય થાય છે. (૬૨). પ્રયાણમાં સાતમ બહુ ગુણવાળી કહી છે, દશમે પ્રયાણ કરવાથી માર્ગ નિષ્કંટક (શત્રુ રહિત) થાય છે, અગિયારશે પ્રયાણ કરવાથી આરોગ્યતા રહે છે તથા તેરશે પ્રયાણ કરવાથી શત્રુને જીતે છે. ૬૩.

પ્રયાણમાં વર્જ્ય તિથિઓ—

चाउद्दसिं पन्नरसिं, वज्जिज्जा अट्ठमिं च नवमिं च।
छट्ठिं चउत्थिं बारसिं च, दुन्हं पि पक्खाणं ॥६४॥

બન્ને પખવાડીયાંની ચૌદશ, પૂનમ (અમાસ); આઠમ, નોમ, છઠ્ઠ, ચોથ અને બારશ એટલી તિથિઓ પ્રયાણમાં વર્જ્ય છે. ૬૪.

તિથિ અને નક્ષત્રને યોગે પ્રયાણમાં શુભ વાર કહે છે.—

दसमि पंचमि तेरसि, बीअगो भिगुसुओ गमणेऽतिसुहावहो।
गुरु पुणव्वसु पुस्स विसेसओ, सयभिसा अणुराह बुहे तहा ॥६५॥

શુક્રવારે દશમ, પાંચમ, તેરશ કે બીજ હોય તો તે દિવસ પ્રયાણમાં અતિ સુખાવહ છે. ગુરુવારે પુનર્વસુ કે પુષ્ય નક્ષત્ર હોય તો તે પ્રયાણમાં વિશેષ સુખાવહ છે, તથા બુધવારે શતભિષક્ કે અનુરાધા હોય તો તે પણ સુખાવહ છે ૬૫.

પ્રયાણમાં સામાન્ય શુભ દિવસ કહે છે.—

सव्वदिसि सव्वकालं, सिद्धिनिमित्तं विहारसमयंमि।
पुस्सास्सिणि मिग हत्था, रेवइ सवणा गहेयव्वा ॥६६॥

સર્વ દિશામાં સર્વ કાળે સિદ્ધિને નિમિત્તે વિહાર (પ્રયાણ) સમયે પુષ્ય, અશ્વિની, મૃગશિર, હસ્ત, રેવતી કે શ્રવણ એટલાં નક્ષત્ર ગ્રહણ કરવાં. ૬૬.

હવે પ્રયાણમાં અશુભ દિવસો કહે છે.—

वज्जे वारतिअं कूरं, पडिवाय चउद्दसी।
नवमट्ठमी इमाहिं तु, बुहो वि न सुहो गमे ॥६७॥

પ્રયાણમાં રવિ, મંગળ અને શનિ એ ત્રણે ક્રૂર વારને તજવા, તથા બુધવારને દિવસે જો પડવો, ચૌદશ, નોમ કે આઠમ હોય તો તે બુધવાર પણ ગમનમાં શુભકારક નથી. ૬૭.

હવે પ્રયાણમાં શુભ, મધ્યમ અને અશુભ નક્ષત્રો ગણાવે છે.—

पुस्सस्सिणिमिगसिर–रेवइअं हत्थापुणव्वसू चेव ।
अणुराह जिट्ठमूलं, नव नक्खत्ता गमणसिद्धा ॥६८॥
रोहिणी तिन्नि उ पुव्वा, सवणधणिट्ठा य सयभिसा चेव ।
चित्ता साई एए, नव नक्खत्ता गमणि मज्झा ॥६९॥
कित्तिअभरणिविसाहा, अस्सेसमहऊत्तरातिअं अद्दा ।
एए नव नक्खत्ता, गमणे अइदारुणा भणिया ॥७०॥

પુષ્ય, અશ્વિની, મૃગશિર, રેવતી, હસ્ત, પુનર્વસુ, અનુરાધા, જ્યેષ્ઠા અને મૂળ એ નવ નક્ષત્રો ગમનમાં સિદ્ધિદાયક છે (૬૮) રોહિણી, ત્રણ પૂર્વા (પૂર્વાફાલ્ગુની, પૂર્વાષાઢા, પૂર્વાભાદ્રપદ), શ્રવણ, ધનિષ્ઠા. શતભિષક્, ચિત્રા અને સ્વાતિ એ નવ નક્ષત્રો ગમનમાં મધ્યમ છે. (૬૯) કૃત્તિકા, ભરણી, વિશાખા, અશ્લેષા, મઘા, ત્રણ ઉત્તરા (ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાષાઢા, ઉત્તરાભાદ્રપદ) અને આર્દ્રા એ નવ નક્ષત્રો ગમનમાં અત્યંત દારુણ કહ્યાં છે. ૭૦.

પ્રયાણમાં નક્ષત્રને આશ્રીને અશુભ સમય—

धुवेहि मिस्सेहि पभायकाले, उग्गेहि मज्झन्हि लहू परन्हे ।
मिओ पओसे निसिमज्झि तिक्खे, चरे निसंते न सुहो विहारो ॥७१॥

ધ્રુવ અને મિશ્ર નક્ષત્રોમાં પ્રભાતકાળે, ઉગ્ર નક્ષત્રમાં મધ્યાહ્નકાળે, લઘુ નક્ષત્રમાં અપરાહ્નકાળે. મૃદુ નક્ષત્રમાં પ્રદોષકાળે, તીક્ષ્ણ નક્ષત્રમાં મધ્યરાત્રિએ અને ચરનક્ષત્રમાં રાત્રિને અંતે અને (પરોઢીએ) વિહાર (પ્રયાણ) કરવો તે શુભ નથી. ૭૧.

હવે પરિઘનું સ્વરૂપ અને તેનો ઉલ્લંઘનનો નિષેધ કહે છે —

पुव्वाइसु सग सग कित्तिआई, दिसि रिक्ख सदिसि हुंति सुहा ।
घरदिसि मज्झा वायग्गि परिहरेहा न लंघिज्जा ॥७२॥

પૂર્વાદિક ચાર દિશાઓમાં અનુક્રમે કૃત્તિકાથી આરંભીને સાત સાત નક્ષત્રો મૂકવાં. તે દિશાનાં નક્ષત્રો કહેવાય છે. હવે પ્રયાણમાં સ્વદિશિનું નક્ષત્ર શુભકારક છે. પૂર્વ દિશાનાં નક્ષત્રોમાં ઉત્તરમાં ગમન કરવું, તથા ઉત્તર દિશાના નક્ષત્રોમાં પૂર્વ દિશામાં ગમન કરવું. એ ઘરદિશિ કહેવાય છે. તેમજ દક્ષિણ દિશાનાં નક્ષત્રોમાં પશ્ચિમ તરફ ગમન કરવું અને પશ્ચિમ દિશાનાં નક્ષત્રોમાં દક્ષિણ તરફ ગમન કરવું તે પણ ઘરદિશિ કહેવાય છે. તે ઘરદિશિનાં નક્ષત્રોમાં ગમન કરવું તે મધ્યમ છે. વાયુ ખૂણાથી આરંભીને અગ્નિ ખૂણા સુધી આડી પરિઘની રેખા છે તે પરિઘ રેખાનું ઉલ્લંઘન કરવું નહીં. ૭૨

પરિઘ યંત્ર




હવે દિક્‌શૂળ અને વિદિક્‌શૂળ કહે છે.

> सूलं पुव्वि सणी सोमो, दाहिणाए दिसा गुरू।
> पच्छिमाइ रवी सुको, उत्तराए कुजो बुहो ॥७३॥
>
> ईसाणे अ बुहो मंदो, अग्गीई अ गुरू रवी।
> नेरइए ससी सुको, भूमो वाए विवज्जए ॥७४॥

શનિવારે અને સોમવારે પૂર્વ દિશામાં શૂળ હોય છે, ગુરુવારે દક્ષિણમાં શૂળ હોય છે, રવિ અને શુક્રવારે પશ્ચિમ દિશામાં, મંગળ અને બુધે ઉત્તર દિશામાં શૂળ હોય છે. ૭૩. બુધવારે અને શનિવારે ઇશાન ખૂણામાં શૂળ હોય છે, ગુરુવારે અને રવિવારે અગ્નિ ખૂણામાં શૂળ હોય છે. સોમ અને શુક્રવારે નૈઋત્ય ખૂણામાં તથા મંગળવારે વાયવ્ય ખૂણામાં શૂળ હોય છે. તે બન્ને શૂળ વર્જવા યોગ્ય છે, એટલે કે જે દિશામાં અથવા વિદિશામાં શૂળ હોય તે દિશા અથવા વિદિશામાં પ્રયાણ કરવું નહીં. ૭૪.

કારણે દિક્શૂળમાં અથવા વિદિક્શૂળમાં જવું પડે તો નીચેના પદાર્થોનું તિલક કરીને જવાથી શૂળનો દોષ નથી. તે કહે છે.—

चंदणं दहि मट्टी अ, तिल्लं पिट्ठं तहा पुणो।
तिल्लं खलं च चंदिज्जा, सूराई सूलमुत्तरो ॥७५॥

રવિવારે ચંદન, સોમવારે દહીં, મંગળવારે માટી, બુધવારે તેલ, ગુરુવારે પિષ્ટ (આટો), શુક્રવારે તેલ અને શનિવારે ખોળનું તિલક કરીને પ્રયાણ કરવું. તેમ કરવાથી શૂળ ઉત્તમ (શુભ) થાય છે. અર્થાત્ શૂળનો દોષ લાગતો નથી. ૭૫.

હવે દિશાને આશ્રીને નક્ષત્રશૂળ કહે છે.—

उदयदिसि मसूलं दो असाढा य जिट्ठा,
धणिसवण विसाहा पूव्वभद्दा जमाए।
अह वरुण दिसाए रोहिणी पुस्समूलं,
सुरगिरिदिसि हत्थो फग्गुणी दो विसाहा ॥७६॥

બે અષાઢા (પૂર્વાષાઢા અને ઉત્તરાષાઢા) તથા જ્યેષ્ઠા નક્ષત્ર હોય તો પૂર્વ દિશામાં નક્ષત્રશૂળ થાય છે. ધનિષ્ઠા, શ્રવણ, વિશાખા અને પૂર્વાભાદ્રપદ નક્ષત્ર હોય તો દક્ષિણ દિશામાં નક્ષત્રશૂળ થાય છે. રોહિણી, પુષ્ય અને મૂળ નક્ષત્ર હોય તો પશ્ચિમ દિશામાં નક્ષત્રશૂળ હોય છે, તથા હસ્ત, બે ફાલ્ગુની (પૂર્વાફાલ્ગુની, ઉત્તરાફાલ્ગુની) અને વિશાખા હોય તો ઉત્તર દિશામાં નક્ષત્રશૂળ હોય છે. આ નક્ષત્રશૂળ પણ પ્રયાણમાં શુભ નથી. ૭૬.

હવે વત્સ કહે છે.—

मीणाइतिसंकंती पच्छिमाइसु उग्गइ।
वच्छो गमे पवेसे वि, न सुहो पिट्ठि संमुहो ॥७७॥

મીન વિગેરે ત્રણ સંક્રાંતિમાં પશ્ચિમાદિક દિશામાં વત્સ ઉગે છે, એટલે કે મીન, મેષ અને વૃષ સંક્રાંતિમાં પશ્ચિમ દિશાએ ઉગે છે, મિથુન, કર્ક અને સિંહ સંક્રાંતિ હોય ત્યારે ઉત્તરમાં ઉગે છે, કન્યા, તુલા અને વૃશ્ચિક સંક્રાંતિ હોય ત્યારે પૂર્વમાં ઉગે છે, તથા ધન, મકર અને કુંભ સંક્રાંતિ હોય ત્યારે વત્સ દક્ષિણમાં ઉગે છે. તે વત્સ પ્રયાણ-સમયે તથા પ્રવેશ સમયે પણ સન્મુખ કે પછવાડે હોય તો તે સારો નથી, અર્થાત્ વામ (ડાબે) તથા દક્ષિણ (જમણે) ભાગે હોય તો તે સારો છે. ૭૭.

હવે યોગિની (જોગણી) કહે છે.—

इगनवगाइकमा तिहि, पुव्वुत्तरअग्गिनेरदाहिणए।
पच्छिमवाईसाणो, जोइणि सा वामपिट्ठि सुहा ॥७८॥

એકમ અને નોમ વિગેરે તિથિના ક્રમે કરીને પૂર્વ, ઉત્તર, અગ્નિ, નૈઋત્ય, દક્ષિણ, પશ્ચિમ, વાયવ્ય અને ઈશાનમાં યોગિની હોય છે. તે પ્રયાણસમયે વામ ભાગે અથવા પછવાડે હોય તો શુભ છે. ૭૮.

યોગિની યંત્ર

| દિશા | પૂર્વ | ઉત્તર | અગ્નિ | નૈઋત્ય | દક્ષિણ | પશ્ચિમ | વાયવ્ય | ઈશાન |
|---|---|---|---|---|---|---|---|---|
| તિથિ | ૧-૯ | ૨-૧૦ | ૩-૧૧ | ૪-૧૨ | ૫-૧૩ | ૬-૧૪ | ૭-૧૫ | ૮-૩૦(અમાસ) |

હવે તત્કાળની યોગિની કહે છે.—

दिणदिसि धुरि चउघडिया, परओ पुव्वुत्तदिसिहि कमसो।
तक्कालजोइणी सा, वज्जेयव्वा पयत्तेण ॥७९॥

જે દિશાએ જે દિવસે યોગિની હોય તે દિવસે તે દિશાએ પહેલી ચાર ઘડી તત્કાળ યોગિની રહે છે ત્યારપછી પૂર્વની ગાથામાં કહેલી દિશાના અનુક્રમે દરેક દરેક દિશાએ ચાર ચાર ઘડી ફરતી રહે છે. તે તત્કાળ યોગિની પ્રયત્ને કરીને એટલે અવશ્ય વર્જવા યોગ્ય છે. ૭૯.

રાહુવિચાર—

उदयत्थमणा चउ चउ, घडियाई राहु पुव्वदिसि तत्तो।
सिद्धीए दिसि छट्ठिं, गओ सुहो पुट्ठिदाहिणओ ॥८०॥

દરરોજ સૂર્યના ઉદયસમયે અને અસ્તસમયે રાહુ પહેલી ચાર ચાર ઘડી પૂર્વ દિશામાં હોય છે. ત્યાર પછી સિદ્ધિને માટે છઠ્ઠી છઠ્ઠી દિશાએ ચાર ચાર ઘડી રહે છે, એટલે કે સૂર્યોદયની પહેલી ચાર ઘડી સુધી પૂર્વમાં, બીજી ચાર ઘડી વાયવ્યમાં, ત્રીજી ચાર ઘડી દક્ષિણમાં, ચોથી ચાર ઘડી ઇશાનમાં, પાંચમી ચાર ઘડી પશ્ચિમમાં, છઠ્ઠી ચાર ઘડી અગ્નિ ખૂણામાં, સાતમી ચાર ઘડી ઉત્તરમાં અને આઠમી ચાર ઘડી નૈઋત્યમાં. ત્યાર પછી પાછી છઠ્ઠી દિશાએ એટલે પૂર્વમાં અસ્તસમયે આવે છે. આ રાહુ પ્રયાણસમયે પછવાડે તથા દક્ષિણ (જમણી) બાજુએ રહ્યો હોય તો તે સારો છે. ૮૦

શિવવિચાર.—

चित्तुत्तरिगडुमासा, दिसि विदिसि विसिट्ठि सिवु तओ उदया।
सिद्धठि अढाई पणि घडि, दिसि विदिसिं पुट्ठिमुट्ठि सुहो ॥८१॥

શિવ ચૈત્ર માસથી ઉત્તર દિશાને આરંભીને સંહાર વડે (ઉત્ક્રમ વડે) દિશામાં એક માસ, વિદિશામાં બે માસ એ પ્રમાણે સૂર્યોદય સમયે હોય છે, એટલે કે ચૈત્રમાં ઉત્તર દિશાએ, વૈશાખ અને જ્યેષ્ઠમાં વાયવ્ય ખૂણે, અષાઢ માસમાં પશ્ચિમ દિશાએ, શ્રાવણ અને ભાદ્રપદમાં નૈઋત્ય ખૂણાએ, અશ્વિન માસમાં દક્ષિણ દિશાએ સૂર્યોદયસમયે હોય

છે. ઇત્યાદિ. જે માસમાં જે દિશા વિદિશામાં કહેલ છે ત્યાંથી આઠે દિશામાં ક્રમે કરી દરેક દિશામાં અઢી ઘડી અને વિદિશામાં પાંચ ઘડી એ પ્રમાણે ફરે છે. તાત્પર્ય એ છે કે ચૈત્ર માસમાં સૂર્યોદયસમયે પ્રથમ અઢી ઘડી ઉત્તરમાં, પછી પાંચ ઘડી ઇશાનમાં, પછી અઢી ઘડી પૂર્વમાં ઇત્યાદિ ક્રમે ફરે છે. વૈશાખ તથા જ્યેષ્ઠ માસમાં પ્રથમ પાંચ ઘડી વાયવ્ય ખૂણે. પછી અઢી ઘડી ઉત્તરમાં એ ક્રમથી સદા ફરે છે. આ શિવ પ્રયાણસમયે પાછળ અથવા જમણો હોય તે શુભકારક છે. ૮૧.

શિવયંત્ર આ પ્રમાણે—

| | | |
|---|---|---|
| વાયવ્ય | ઉત્તર | ઇશાન |
| વૈશાખ જ્યેષ્ઠ | ચૈત્ર ઘડી ૨॥ | માઘ ફાલ્ગુન |
| ઘડી ૫ | | ઘડી ૫ |
| પશ્ચિમ | | પૂર્વ પોષ |
| અષાઢ ઘડી ૨॥ | શિવચક્ર | ઘડી ૨॥ |
| શ્રાવણ ભાદ્રપદ | આશ્વિન | અગ્નિ |
| ઘડી ૫ | ઘડી ૨॥ | કાર્તિક માર્ગશીર્ષ |
| નૈઋત્ય | દક્ષિણ | ઘડી ૫ |

રવિવિચાર.—

रवि रत्तिअंतपहराओ, पुव्वाइसु दुन्नि पहर कमा।
दाहिणपुट्ठि विहारे, वामो पुट्ठि पवेसि सुहो॥८२॥

રાત્રિના છેલ્લા પ્રહરથી બબ્બે પ્રહર સુધી રવિ પૂર્વાદિક ચાર દિશાઓમાં હોય છે, એટલે કે રાત્રિનો છેલ્લો તથા દિવસનો પહેલો એ બે પ્રહર સુધી રવિ પૂર્વમાં હોય છે. પછી બીજો તથા ત્રીજો પ્રહર દક્ષિણમાં, ચોથો તથા પાંચમો પ્રહર પશ્ચિમમાં, છઠ્ઠો તથા સાતમો પ્રહર ઉત્તરમાં, પછી આઠમો પ્રહર રાત્રિના અંતનો હોવાથી પૂર્વમાં આવે છે, આ રવિ પ્રયાણમાં દક્ષિણ (જમણો) તથા પાછળ સારો છે, અને પ્રવેશમાં ડાબો તથા પાછળ સારો છે. ૮૨.

ચંદ્રવિચાર—

उदयवसा अहवा दिसि-दारभवसओ हवे ससीउदओ।
सो अभिमुहो पहाणो, गमणे अमिआइं वरसंतो॥८३॥

ઉદયના વશથી અથવા દિશિ દ્વારના નક્ષત્રના વશથી (સવા બે દિવસે જે ચંદ્ર જુદી જુદી રાશિમાં જાય છે તે) ચંદ્રનો ઉદય કહેવાય છે. અમૃતને વરસાવતો તે ચંદ્ર પ્રયાણમાં સન્મુખ હોય તો તે પ્રધાન (સારો) છે. ૮૩.

શુક્રવિચાર—

जहिं उग्गइ जहिं दिसि, भमइ जहिं च दारभिट्ठाइ।
तिहुं परिसंमुह सुक्क पुण, उदउ जि इक्कु गणणइ ॥८४॥

શુક્ર જે દિશામાં ઉગે છે, જે દિશામાં ભમે છે અને જે દ્વારની સન્મુખ રહે છે તે ત્રણે પ્રકારે શુક્ર સન્મુખ કહેવાય છે. પરંતુ એક ઉદયને આશ્રીને જ ગણાય છે. અર્થાત્ ઉદયને આશ્રીને શુક્રની સન્મુખતા પ્રયાણસમયે વર્જવી. ૮૪

પાશ તથા કાળ વિષે.—

सियपडिवयाउ पुव्वाइसु, पासु दसदिसिहिं कालु तयभिमुहो।
कुज्जा विहारि वामो, पासो कालो उ दाहिणओ ॥८५॥

શુક્લપક્ષના પડવાથી આરંભીને અનુક્રમે પૂર્વાદિક દશ દિશામાં પાશ હોય છે, એટલે કે સુદિ પડવાએ પૂર્વમાં, બીજે અગ્નિમાં, ત્રીજે દક્ષિણમાં એ રીતે ગણતાં આઠમે ઇશાનમાં, નોમે ઊર્ધ્વ દિશામાં અને દશમે અધો દિશામાં, પછી અગિયારશે પૂર્વમાં એમ કરીને ગણતાં વદ પાંચમે અધો દિશામાં પાશ આવે. અને ત્રીજી વાર વદ છઠ્ઠે પૂર્વમાં એ રીતે ગણતાં વદ અમાવાસ્યાએ અધો દિશામાં આવે. જે દિશાએ પાશ હોય તેની સન્મુખની દિશાએ જ કાળ હોય છે. પ્રયાણ સમયે પાશને વામ(ડાબો) કરવો અને કાળને દક્ષિણ (જમણો) કરવો. ૮૫.

હંસ (નાડી) વિચાર.—

पुन्ननाडिदिसापायं, अग्गे किच्चा सया विऊ।
पवेसं गमणं कुज्जा, कुणंतो साससंगहं ॥८६॥

પૂર્ણ નાડીની દિશાના પગને આગળ કરીને એટલે નસકોરાની જે બાજુમાં શ્વાસ પરિપૂર્ણ વહેતો હોય તે બાજુના પગને આગળ કરીને વિદ્વાન પુરુષે શ્વાસને રુંધીને સદા પ્રવેશ અને ગમન કરવું. ૮૬.

॥ इति प्रस्थानम् ॥

હવે ચૈત્ય સંબંધી મુહૂર્તો કહે છે.—

चेइअसुअं धुवमिउकर-पुस्स धणिट्ठसयभिसा साई।
पुस्सतिउत्तर-रे-रो-करमिगसवणे सिलनिवेसो ॥८७॥

ચૈત્યનું ખાત ધ્રુવ, મૃદુ, હસ્ત, પુષ્ય, ધનિષ્ઠા, શતભિષક્ અને સ્વાતિ નક્ષત્રમાં કરવું. તથા પુષ્ય, ત્રણ ઉત્તરા (ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાષાઢા અને ઉત્તરાભાદ્રપદ) રેવતી, રોહિણી, હસ્ત, મૃગશિર અને શ્રવણ એટલાં નક્ષત્રોમાં શિલા સ્થાપન કરવું. ૮૭.

પ્રતિમાનો ગૃહપ્રવેશ

सतभिसपुस्सधणिट्ठा, मिगसिरधुवमिउ अएहि सुहवारे।
ससि गुरुसिए उइए, गिहे पवेसिज्ज पडिमाओ ॥८८॥

શતભિષક્, પુષ્ય, ધનિષ્ઠા, મૃગશિર, ધ્રુવ અને મૃદુ. એ નક્ષત્રોમાં શુભ વારે તથા ચંદ્ર, ગુરુ અને શુક્રનો ઉદય હોય ત્યારે પ્રતિમાને ઘરમાં પ્રવેશ કરાવવો. ૮૮.

અધોમુખ વગેરે નક્ષત્રો અને તેનું ફળ

तिपुव्वमूलभरणी विसाहा, सेसा महा किति अहोमुहाइं।
रेवस्सिणी हत्थपुणाणुचित्ता, जिट्ठामिगं साइ तिरिच्छगा य ॥८९॥
तिउत्तरद्दासवणत्तिअं च, उड्ढंमुहो रोहिणि पुस्सजुत्ता।
भूमीहराई गमणागमाई, धयावरोवाइ कमेण कुज्जा ॥९०॥

ત્રણ પૂર્વા (પૂર્વાફાલ્ગુની, પૂર્વાષાઢા, પૂર્વા ભાદ્રપદ). મૂળ, ભરણી, વિશાખા, અશ્લેષા, મઘા અને કૃત્તિકા આટલાં નક્ષત્રો અધોમુખ કહેવાય છે, અશ્વિની, હસ્ત, પુનર્વસુ અનુરાધા, ચિત્રા, જયેષ્ઠા, મૃગશિર અને સ્વાતિ, એટલાં નક્ષત્રો તિરછાં કહેવાય છે. ૮૯. ત્રણ ઉત્તરા ( ઉત્તરા ફાલ્ગુની, ઉત્તરાષાઢા, ઉત્તરાભાદ્રપદ ) આર્દ્રા, શ્રવણત્રિક ( શ્રવણ, ધનિષ્ઠા, તભિષા, ) રોહિણી અને પુષ્ય એટલાં નક્ષત્રો ઊર્ધ્વ મુખ કહેવાય છે. તેમાં ભૂમિગૃહ ંયરા) વિગેરે અધોમુખ નક્ષત્રમાં કરવા લાયક છે, ગમન-આગમન વિગેરે તિરછા નક્ષત્રમાં કરવા લાયક છે અને ધ્વજારોપણ વિગેરે કાર્યો ઊર્ધ્વમુખ નક્ષત્રોમાં કરવા લાયક છે. ૯૦.

॥ इति चैत्यनिवेशः ॥

હવે પ્રતિમાનું નામ પાડતી વખતે શું શું જોવાનું છે? તે કહે છે—

छट्ठट्ठमत्तं तह रिक्खजोणी, वग्गट्ठ नाडीगयरिक्खभावं।
विसोवगा देवगणाइ एवं, सव्वे गणिज्जा पडिमाभिहाणे ॥९१॥

ષડષ્ટક, નક્ષત્રયોનિ, વર્ગાષ્ટક, નાડીગત નક્ષત્ર ભાવ, વિંશોપક અને દેવગણાદિક એ સર્વે પ્રતિમાનાં નામ પાડવામાં જોવાનાં છે. ૯૧.

પ્રથમ ષડષ્ટક કહે છે—

विसमा अट्ठमे पीई, समाउ अट्ठमे रिओ।
सत्तुछट्ठट्ठमं नाम-रासिहिं परिवज्जए ॥९२॥
बीयबारसंमि वज्जे, नवपंचमगं तहा।
सेसेसु पीई निद्दिठा, जइ दुच्चागहमुत्तमा ॥९३॥

વિષમ રાશિ ૧-૩-૫-૭-૯-૧૧ થી આઠમી રાશિના સ્વામીઓને પ્રીતિ હોય છે. સમ રાશિ ૨-૪-૬-૮-૧૦-૧૨ થી આઠમી રાશિને શત્રુ ભાવ છે. તે શત્રુભાવ ભગવંતની રાશિથી પ્રતિમા સ્થાપકની નામ રાશિ સુધી ગણીને વર્જવો. ૯૨. બીજી અને બારમી રાશિના તથા નવમી અને પાંચમી રાશિઓના સ્વામીને પરસ્પર પ્રીતિ ન હોય તો તે પણ અવશ્ય વર્જવી. શેષ રાશિમાં પ્રીતિ કહેલી છે. ૯૩.

હવે નક્ષત્રયોનિ વેર કહે છે—

१ २ ३ ४ ५ ६ ७ ८ ९
आसगयमेससप्पा, सप्पास बिडालमेसमज्जारा।
१० ११ १२ १३ १४ १५ १६
आखुदुगगवीमहिसी, वग्घो महिसी पुणो वग्घो ॥९४॥
१७ १८ १९ २० २१ २२ २३ २४ २५
मिगमिगकुक्कर वानर-नउलदुगं वानरो हरितुरंगो।
२६ २७ २८
हरिपसुकुंजर एए, रिक्खाण कमेण जोणीओ ॥९५॥

અશ્વિની વિગેરે નક્ષત્રોની અનુક્રમે આ પ્રમાણે યોનિઓ છે.–અશ્વિનીની યોનિ અશ્વ છે. ભરણીની યોનિ હાથી છે, કૃત્તિકાની મેષ, રોહિણીની સર્પ, મૃગશિરની પણ સર્પ, આર્દ્રાની શ્વાન, પુનર્વસુની બિલાડો, પુષ્યની મેષ, અશ્લેષાની બિલાડો, મઘાની ઉંદર, પૂર્વાફાલ્ગુનીની ઉંદર, ઉત્તરાફાલ્ગુનીની ગાય, હસ્તની ભેંશ, ચિત્રાની વાઘ, સ્વાતિની ભેંશ, વિશાખાની વાઘ, અનુરાધાની મૃગ, જ્યેષ્ઠાની મૃગ. ૯૪. મૂળની કૂતરો પૂર્વાષાઢાની વાનર, ઉત્તરાષાઢાની નોળીયો. અભિજિત્‌ની નોળીયો, શ્રવણની વાનર, ધનિષ્ઠાની સિંહ, શતભિષક્‌ની અશ્વ, પૂર્વાભાદ્રપદની સિંહ, ઉત્તરાભાદ્રપદની પશુ–ગો અને રેવતીની યોનિ હાથી છે. ૯૫.

गयसींहमस्समहिसं, कपिमेसं साणहरिणऽहिनउलं।
गोवग्घ बिडालुंदर, वेरं नामेसु वज्जिज्जा ॥९६॥

હાથી અને સિંહ, અશ્વ અને પાડો, વાનર અને મેષ, શ્વાન અને હરણ, સર્પ અને નોળીયો, ગાય અને વાઘ તથા બિલાડો અને ઉંદર એઓને પરસ્પર વેર હોય છે, માટે નામ પાડવામાં આ વેર વર્જવું, એટલે કે પ્રતિમાના નામની અને પ્રતિમા ભરાવનારના નામની જે યોનિ હોય તે બન્નેને જો પરસ્પર વેર હોય તો તેવું નામ વર્જવું. ૯૬.

॥ इति नक्षत्रयोनिवैरम् ॥

હવે વર્ગાષ્ટક કહે છે.—

गरुडो बिडालसीहो, कुक्कुरसप्पो अ मूसगो हरिणो।
मेसो अडवग्गपइ, कमेण पुण पंचमे वेरं ॥९७॥

અ વર્ગ (સર્વે સ્વર)નો પતિ ગરૂડ છે. ક વર્ગનો પતિ બિલાડો છે. ચ વર્ગનો પતિ સિંહ છે. ટ વર્ગનો પતિ કૂતરો છે. ત વર્ગનો પતિ સર્પ છે. પ વર્ગનો પતિ ઉંદર છે. ય વર્ગ (ય ર લ વ)નો પતિ હરણ છે. તથા શ વર્ગ (શ ષ સ હ)નો પતિ મેષ

(ઘેટો) છે. અકારાદિ આઠ વર્ગના ગરૂડાદિ આઠ સ્વામીઓ છે તેમને ક્રમે કરીને પોતાના વર્ગપતિથી પાંચમે પાંચમે વેર છે. તે વર્ગ વેર પણ વર્જવું ૯૭.

હવે નાડીમાં રહેલ નક્ષત્રના ભાવને કહે છે.—

असिणाइतिनाडीए, इगनाडिगयं सुहं भवे रिक्खं ।
गुरुसीसाणं तारा, वज्जिज्ज तिपंचसत्तत्था ॥ ९८ ॥

અશ્વિની વિગેરે નવ નવ નક્ષત્રોની ત્રણ નાડી (લાઇન) કરવી, તેમાં ગુરુ અને શિષ્યનું નક્ષત્ર એક જ નાડીમાં આવ્યું હોય તો તે શુભ છે. વળી ગુરુ અને શિષ્યની ત્રીજી, પાંચમી અને સાતમી તારા આવતી હોય તો તે વર્જ્ય છે. ૯૮,

નાડીયંત્ર સ્થાપના.—



હવે વિંશોપક કહે છે.—

सिद्धसाहगधुरक्खर, वग्गंके कमुक्कमिण अट्ठविभत्ते ।
सेस अद्धकय लब्भविसो, अपच्छिमाउ खलु अग्गगएणं ॥ ९९ ॥

સિદ્ધ (ગુરુ) અને સાધક (શિષ્ય)ના નામના પહેલા અક્ષરનો જે વર્ગાંક હોય તે બન્ને આંકને ક્રમે તથા ઉત્ક્રમે (ઉલટા સુલટા) મૂકવા, પછી તેને આઠે ભાગ દેવો. બાકી જે શેષ રહે તેને અર્ધ કરતાં જે સંખ્યા આવે તેટલા વિંશોપક (વસા) પહેલા વર્ગાંકવાળા પાસે બીજો વર્ગાંકવાળો માગે. જેમકે ગુરુના નામનો પહેલો અક્ષર દ એટલે પાંચમો વર્ગ છે, અને શિષ્યના નામનો પહેલો અક્ષર પ એટલે છઠ્ઠો વર્ગ છે. તેને ક્રમે કરીને મૂકવાથી ૫૬ થાય, તેને આઠે ભાગ દેતાં શેષ કાંઈ પણ રહેતું નથી, માટે પહેલા વર્ગાંકવાળા ગુરુ પાસે બીજા વર્ગાંકવાળો શિષ્ય કાંઈ પણ માગતો નથી એમ સમજવું. હવે તે જ આંકને ઉત્ક્રમે મૂકવાથી ૬૫ થાય છે, તેને આઠે ભાગ દેતાં બાકી એક શેષ રહે છે, તેને અર્ધ કરતાં અર્ધો વિંશોપક આવે છે, માટે પહેલા આંકવાળા શિષ્ય પાસે બીજા આંકવાળા ગુરુ અર્ધ વિંશોપક માગે એમ સમજવું. ૯૯.

હવે દેવગણાદિક કહે છે.—

देवस्सिणिपुणपुस्सा, करसाइ मिगाणुसवणरेवइआ ।
मणुअ तिपुव्वतिउत्तर, रोहिणि भरणी अ अद्दा य ॥१००॥
कित्तिअविसाह चित्ता, धणिजिट्ठाऽसेसतिन्नि दुग रक्खा ।
सगणे पीई नरसुर, मज्झा सेसा पुणो असुहा ॥१०१॥

અશ્વિની, પુનર્વસુ, પુષ્ય, હસ્ત, સ્વાતિ, મૃગશિર, અનુરાધા, શ્રવણુ અને રેવતી, આ નવ નક્ષત્રો દેવગણુ છે. ત્રણુ પૂર્વા, ત્રણુ ઉત્તરા, રોહિણી, ભરણી અને આર્દ્રા આ નવ નક્ષત્રો મનુષ્યગણુ છે ૧૦૦. તથા કૃત્તિકા, વિશાખા, ચિત્રા, ધનિષ્ઠાદ્વિક એટલે ધનિષ્ઠા અને શતભિષા. જ્યેષ્ઠાદ્વિક એટલે જ્યેષ્ઠા અને મૂળ તથા અશ્લેષાદ્વિક એટલે અશ્લેષા અને મઘા, આ નવ નક્ષત્રો રાક્ષસવર્ગ છે, તેમાં ગુરુ શિષ્યાદિકનાં બન્ને નામોનાં નક્ષત્રો એક જ ગણુમાં હોય તો પરસ્પર ઘણી પ્રીતિ રહે, એકનો મનુષ્યવર્ગ અને બીજાનો દેવવર્ગ હોય તો મધ્યમ પ્રીતિ રહે, તે સિવાયના વર્ગ હોય તો તે અશુભ છે. ૧૦૧.

॥ इति प्रतिमाधारणागतिः शिष्यनामकरणम् च ॥

હવે વિદ્યારંભ વિષે કહે છે.—

गुरु बुहो अ सुक्को अ, सुंदरा मज्झिमो रवी ।
विज्जारंभे ससी पावो, सणी भोमाय दारुणा ॥१०२॥
मिगसिर-अद्दा-पुस्सो, तिन्नि उ पुव्वा उ मूलमस्सेसा ।
हत्थो चित्ताइ तहा दस, वुड्ढिकराइं नाणस्स ॥१०३॥

વિદ્યારંભમાં ગુરુ, બુધ અને શુક્ર સુંદર છે, રવિવાર મધ્યમ છે, સોમવાર પાપી (દુષ્ટ) છે અને શનિ તથા મંગળ અતિ ભયંકર (અતિ દુષ્ટ) છે. ૧૦૨ મૃગશિર, આર્દ્રા, પુષ્ય. ત્રણુ પૂર્વા (પૂર્વાફાલ્ગુની, પૂર્વાષાઢા. પૂર્વાભાદ્રપદ), મૂળ, અશ્લેષા, હસ્ત અને ચિત્રા, આ દશ નક્ષત્રો જ્ઞાનની વૃદ્ધિ કરનારાં છે. ૧૦૩.

લોચકર્મ વિષે.—

पुणव्वसु अ पुस्सो अ, सवणो अ धणिट्ठिया ।
एएहिं चउहिं रिक्खेहिं, लोअकम्माणि कारए ॥१०४॥
कीत्तिआहिं विसाहाहिं, महाहिं भरणीहि अ ।
एएहिं चउहिं रिक्खेहिं, लोअकम्माणि वज्जए ॥१०५॥

પુનર્વસુ, પુષ્ય, શ્રવણુ અને ધનિષ્ઠા, આ ચાર નક્ષત્રોમા લોચકર્મ કરવું શુભ છે. ૧૦૪. કૃત્તિકા, વિશાખા, મઘા અને ભરણી, આ ચાર નક્ષત્રોમાં લોચકર્મ વર્જ્ય છે, (અર્થાત્ આ આઠ સિવાયના બીજા નક્ષત્રો મધ્યમ છે.) ૧૦૫.

કર્ણુવેધ તથા રાજાના દર્શનનાં નક્ષત્રો.—

मिग-अणु-पुण पुस्सा जिट्ठ-रेवऽस्सिणीआ,
सवण-कर-सचित्ता सोहणा कन्नवेहे ।
कर-सवणऽणुराहा-रेव-पुस्सऽस्सिणीआ,
मिग-धणि-धुव-चित्ता दंसणे भूवईणं ॥१०६॥

મૃગશિર, અનુરાધા, પુનર્વસુ, પુષ્ય, જ્યેષ્ઠા, રેવતી, અશ્વિની, શ્રવણ, હસ્ત અને ચિત્રા, એટલાં નક્ષત્રો કર્ણવેધમા સારાં છે. હસ્ત, શ્રવણ, અનુરાધા, રેવતી, પુષ્ય, અશ્વિની, મૃગશિર, ધનિષ્ઠા, ધ્રુવ (રોહિણી, ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાષાઢા, ઉત્તરા ભાદ્રપદ) અને ચિત્રા, એ નક્ષત્રો રાજાના દર્શનમાં શુભ છે. ૧૦૬.

વસ્ત્રધારણ

सूरे जिन्नं ससी अद्दं, मलिणं सणी धारिअं ।
भोमे दुक्खावहं होइ, वत्थं सेसेहिं सोहणं ॥ १०७ ॥

નવું વસ્ત્ર રવિવારે ધારણ કરવાથી (પહેરવાથી) જલદી જીર્ણ થાય છે, સોમવારે પહેરવાથી આર્દ્ર (ભીનું) રહે છે, શનિવારે ધારણ કરવાથી મલિન રહે છે, મંગળવારે પહેરવાથી દુઃખકારક થાય છે, અને બીજા (બુધ, ગુરુ અને શુક્રવારે) નવું વસ્ત્ર પહેરવું સારું છે. ૧૦૭.

નવાં પાત્ર વાપરવા વિષે.—

मिग-पुस्सऽस्सिणी हत्था-ऽणुराहा चित्त-रेवई ।
सोमो गुरू अ दो वारा, पत्तवावारणे सुहा ॥१०८॥

મૃગશિર, પુષ્ય, અશ્વિની, હસ્ત, અનુરાધા, ચિત્રા અને રેવતી એ નક્ષત્રો તથા સોમ અને ગુરુ, એ બે વારો નવાં પાત્ર વાપરવામાં સારા છે ૧૦૮.

ગયેલી વસ્તુ પાછી આવવા વિષે.—

जामाइमुहा चउ चउ, असिणाई काण चिबड सज्जंऽधा ।
दुसु वत्त जाइ सज्जे, अंधे लब्भइ गयं वत्थु ॥१०९॥

દક્ષિણ દિશાને આરંભીને ચારે દિશામાં અશ્વિનીથી આરંભીને ચાર નક્ષત્રો અનુક્રમે મુકવાં. એ રીતે અઠયાવીશ નક્ષત્રો મૂકવાં. તે અનુક્રમે કાણાં, ચીબડાં, સજ્જ (દેખતાં) અને આંધળા કહેવાય છે. તેમાં કાણાં અને ચીબડાં નક્ષત્રમાં વસ્તુ ગઈ હોય તો તેની વાતો થયા કરે અર્થાત્ મળવાની આશા રહે કે ન રહે, સજ્જ નક્ષત્રમાં ગઈ હોય તો તે વસ્તુ જાય જ અર્થાત્ પાછી આવે નહી, અને આંધળા નક્ષત્રમાં ગઈ હોય તો તે પાછી આવે છે. જે દિશાનું નક્ષત્ર હોય તે દિશામાં તે વસ્તુ ગઈ છે એમ પણ જાણવું. ૧૦૯.

નક્ષત્રોનો યંત્ર.—

| કાણાં | ચીબડાં | દેખતાં | આંધળાં |
|---|---|---|---|
| અશ્વિની | ભરણી | કૃત્તિકા | રોહિણી |
| મૃગશિર | આર્દ્રા | પુનર્વસુ | પુષ્ય |
| અશ્લેષા | મઘા | પૂર્વાફાલ્ગુની | ઉત્તરાફાલ્ગુની |
| હસ્ત | ચિત્રા | સ્વાતિ | વિશાખા |
| અનુરાધા | જ્યેષ્ઠા | મૂળ | પૂર્વાષાઢા |
| ઉત્તરાષાઢા | અભિજિત્ | શ્રવણ | ધનિષ્ઠા |
| શતભિષા | પૂર્વાભાદ્રપદ | ઉત્તરાભાદ્રપદ | રેવતી |
| વસ્તુ દક્ષિણમાં ગઈ છે | વસ્તુ પશ્ચિમમાં ગઈ છે | વસ્તુ ઉત્તરમાં ગઈ છે | વસ્તુ પૂર્વમાં ગઈ છે |

ગયેલી વસ્તુ જોવાની બીજી રીત.—

रविरिक्खा छब्बाला, बारस तरुणा नव परे थेरा।
थेरे न जाइ तरुणेहिं, जाइ बाले भमइ पासे ॥११०॥

સૂર્યના નક્ષત્રથી છ નક્ષત્રો બાળક કહેવાય છે, ત્યાર પછીનાં બાર નક્ષત્રો જુવાન કહેવાય છે અને ત્યાર પછીનાં નવ વૃદ્ધ કહેવાય છે. તેમાં વૃદ્ધ નક્ષત્રમાં ગયેલી વસ્તુ જાય નહીં (પાછી આવે); જુવાન નક્ષત્રમાં ગઈ હોય તો તે ગયેલી વસ્તુ જાય (પછી આવે નહીં). અને બાળ નક્ષત્રમાં ગઈ હોય તો તે પાસે જ ભમે છે. એટલે કે છેટે જાય નહીં. ૧૧૦.

સર્પદંશ વિષે

विसाहा–कित्तिआऽसेसा, मूलऽद्दा भरणी महा।
एयाहिं अहिणा दट्ठो, कट्ठेणावि न जीवई ॥१११॥

વિશાખા, કૃત્તિકા, અશ્લેષા, મૂળ, આર્દ્રા, ભરણી અને મઘા એ નક્ષત્રોમાં જો સર્પદંશ થયો હોય તો તે કષ્ટે કરીને પણ (કોઈ પણ પ્રકારે) જીવે નહીં. ૧૧૧.

રોગની શાંતિ જોવા વિષે.—

पुण पुस्स उ–फा उ–भ,– रोहिणीहिं रोगोवसम सत्तदिणे।
मूलऽस्सिणि कित्ति नवमे, सवण-भरणि-चित्त-सयभिसे-गदसे ॥११२॥
धणि–कर–विसाहिं पक्खे, मह वीसइमे उ–खा मिगे मासे।
अणुराह–रेवइ चिरं, तिपुव्वजिट्ठऽद्द–सेस–साइ–मिइ ॥११३॥

પુનર્વસુ, પુષ્ય, ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાભાદ્રપદ અને રોહિણી. એ નક્ષત્રોમાં વ્યાધિ થયો હોય તો સાત દિવસે તેની શાંતિ થાય છે. મૂળ અશ્વિની અને કૃત્તિકામાં થયો હોય તો નવ દિવસે શાંતિ થાય છે. શ્રવણ, ભરણી, ચિત્રા અને શતભિષામાં થયો હોય તો અગિયાર દિવસે શાંતિ થાય છે, ૧૧૨. ધનિષ્ઠા હસ્ત, અને વિશાખામાં થયો હોય તો પખવાડીયે શાંતિ થાય છે, મઘામાં થયો હોય તો વીસ દિવસે શાંતિ થાય છે. ઉત્તરાષાઢા અને મૃગશિરમાં થયો હોય તો એક માસે શાંતિ થાય છે, અનુરાધા અને રેવતીમાં થયો હોય તો ચિર કાળે શાંતિ થાય છે, તથા ત્રણ પૂર્વા (પૂર્વાફાલ્ગુની, પૂર્વાષાઢા, પૂર્વાભાદ્રપદ), જ્યેષ્ઠા, આર્દ્રા અશ્લેષા અને સ્વાતિમાં વ્યાધિ થયો હોય તો તે મરણજ પામે છે. ૧૧૩

ઔષધ શરૂ કરવાનાં નક્ષત્રો.—

चरलहु मिउमूले रोगनिन्नासहेऊ, हवइ खलु पउत्तं ओसहं वाहिआणं ।

ચર, લઘુ, મૃદુ તથા મૂળ, એટલાં નક્ષત્રોમાં વ્યાધિવાળાને ઔષધ આપ્યું હોય તો તે રોગના નાશનો હેતુ થાય છે.

રોગથી મુક્ત થયેલાના સ્નાન વિષે.—

भिगु-ससि पुण-जिट्ठा-ऽसेस-साइ-महाहिं,
न य कहवि विहेयं, रोगमुत्ते सिणाणं ॥ ११४ ॥

શુક્રવારે કે સોમવારે તથા પુનર્વસુ, જ્યેષ્ઠા અશ્લેષા, સ્વાતિ અને મઘા, એટલા નક્ષત્રમાં રોગથી મુક્ત થયેલા મનુષ્યે કોઈ પણ પ્રકારે સ્નાન કરવું નહીં. (એટલે માથે પાણી રેડવું નહીં.) ૧૧૪.

મૃત્યુ જોવા વિષે.—

नामनक्खत्तमक्किंदु, एकनाडीगया जया।
तया दिणे भवे मच्चू, नन्नहा जिणभासिअं ॥ ११५ ॥

નામરાશિનું નક્ષત્ર, સૂર્ય અને ચંદ્ર એ ત્રણે જ્યારે એક નાડીમાં આવે ત્યારે તે જ દિવસે મૃત્યુ થાય છે. એમ જિનેશ્વરનું વચન છે તે કદાપિ અન્યથા ન હોય. ૧૧૫.

आई अद्दा सिगं अंते, मज्झे मूलं पइट्ठिअं ।
रविंदुजम्मनक्खत्तं, तिविद्धो न हु जीवई ॥११६॥

પ્રથમ આર્દ્રા નક્ષત્ર મૂકવું, છેલ્લું મૃગશિર મૂકવું અને મધ્યમાં મૂળ મૂકવું. પછી સૂર્ય, ચંદ્ર અને જન્મનું નક્ષત્ર એ ત્રણેનો વેધ થાય તો તે જીવે નહીં. ૧૧૬.

સ્થાપના.—



મૃતકાર્યમાં વર્જ્ય નક્ષત્રો—

धुवमिस्सुग्गनक्खत्ता, मूलऽद्दा अणुराहया ।
पंचगाई रवी भोमा, मयकज्जे विवज्जिया ॥ ११७ ॥

ધ્રુવ, મિશ્ર અને ઉગ્ર નક્ષત્રો, તથા મૂળ, આર્દ્રા અને અનુરાધા એ નક્ષત્રો, તથા પંચકાદિક (પંચક, યમલ અને ત્રિપુષ્કર) એ યોગ તથા રવિ અને મંગળ એ વારો મૃતકાર્યમાં વર્જ્ય છે. ૧૧૭.

दो पणयालमुहुत्ते, तीसमुहुत्तेगपुत्तलं काउं ।
नेरइअ दाहिणाए, महा-परिट्ठावणं कुज्जा ॥११८॥

પીસ્તાલીશ મુહૂર્ત્તનાં સંજોગીયાં નક્ષત્રમાં બે અને ત્રીશ મુહૂર્ત્તનાં સંજોગીયાં નક્ષત્રમા એક પુતળું કરીને નૈઋત્ય કે દક્ષિણ દિશામાં તે પુતળાની મહાપરિષ્ઠાપના કરવી, એટલે અગ્નિ સંસ્કાર કરવો. ૧૧૮.

तिन्नेव उत्तराइं, पुणव्वसु रोहिणी विसाहा य ।
एए छ नक्खत्ता, पणयालमुहुत्तसंजोगा ॥११९॥

सयभिस-भरणी साई, अस्सेस-जिट्ठऽद्द छच्च नक्खत्ता ।
पनरस-मुहुत्तजोगा, तीसमुहुत्ता पुणो सेसा ॥१२०॥

ત્રણ ઉત્તરા (ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાષાઢા, ઉત્તરાભાદ્રપદ), પુનર્વસુ, રોહિણી, વિશાખા, એ છ નક્ષત્રો પીસ્તાલીશ મુહૂર્ત્તનાં સંયોગીયાં કહેવાય છે. ૧૧૯. શતભિષા, ભરણી, સ્વાતિ, અશ્લેષા, જ્યેષ્ઠા અને આર્દ્રા એ છ નક્ષત્રો પંદર મુહૂર્ત્તનાં સંયોગીયાં કહેવાય છે, બાકીનાં પંદર નક્ષત્રો ત્રીશ મુહૂર્ત્તનાં સંયોગીયાં કહેવાય છે. ૧૨૦.

॥ इति मृतक्रिया ॥

હવે દીક્ષા તથા પ્રતિષ્ઠા વિષે કહે છે—

मास-दिण-रिक्खसुद्धिं, मुणिऊणं सिद्धिच्छायधुवलग्गे ।
बारंगुलम्मि सुद्धे, दिक्खपइट्ठाइअं कुज्जा ॥१२१॥

માસ, દિવસ અને નક્ષત્ર એ ત્રણેની શુદ્ધિ જાણીને સિદ્ધ છાયા અથવા ધ્રુવ લગ્ન હોય ત્યારે અથવા બાર આગળના શંકુની છાયા શુદ્ધ હોય ત્યારે દીક્ષા તથા પ્રતિષ્ઠા વિગેરે શુભ કાર્યો કરવાં. ૧૨૧.

हरिसयण अकम्मण, अहिअमास गुरिसुकि अत्थि सिसुवुड्ढे ।
ससि नट्ठे न पइट्ठा, दिक्खा सुकऽत्थि वि न दुट्ठा ॥१२२॥

હરિ શય્યામાં સુતા હોય એટલે ચતુર્માસમાં, અધિક માસમાં, ગુરુ શુક્રનો અસ્ત હોય ત્યારે, ગુરુ શુક્રની બાલ્યાવસ્થા કે વૃદ્ધાવસ્થા હોય ત્યારે તથા ચંદ્રનો નાશ (અસ્ત)

હોય ત્યારે પ્રતિષ્ઠા તથા દીક્ષા કરવી નહીં. તેમાં શુક્રના અસ્તમાં દીક્ષા દુષ્ટ નથી, એટલે કે માત્ર શુક્રનો અસ્ત હોય તો દીક્ષા દેવામાં દોષ નથી. ૧૨૨.

अवजोगकुलिअभद्दा, उक्काई, जत्थ तं दिणं वज्झे ।
संकंति साइदिणतिह, गहणे इगु आइ सग पच्छा ॥१२३॥

અવજોગ, કુલિક, ભદ્રા (વિષ્ટા) તથા ઉલ્કાપાત વિગેરે જે દિવસે હોય તે દિવસને વર્જવો. સંક્રાંતિનો દિવસ, તેની પહેલાંનો એક દિવસ અને તેની પછીનો એક દિવસ એમ ત્રણ દિવસ વર્જવા તથા (સૂર્ય ચંદ્રના) ગ્રહણમાં પહેલાંનો એક દિવસ, એક ગ્રહણનો દિવસ અને ત્યાર પછીના સાત દિવસ એમ નવ દિવસ વર્જવા. ૧૨૩.

सुद्धतिही सुहवारे, सिद्धाऽमियराजजोगपमुहाइ ।
जत्थ हवंति सुहाइं, सुहकज्जे तं दिणं गिज्झं ॥१२४॥

શુદ્ધ તિથિ અને શુભ વારને દિવસે જ્યારે સિદ્ધિ યોગ, અમૃત યોગ અને રાજ-યોગ વિગેરે શુભ યોગો હોય તે દિવસ શુભ કાર્યમાં ગ્રહણ કરવો. ૧૨૪.

हत्थऽणुराहा साई, सवणुत्तर मूलरोहिणी पुस्सा ।
रेवई पुणव्वसु इअ, दिक्खपइट्ठा सुहा रिक्खा ॥१२५॥

હસ્ત, અનુરાધા, સ્વાતિ, શ્રવણ, ત્રણ ઉત્તરા, મૂળ, રોહિણી પુષ્ય, રેવતી અને પુનર્વસુ આટલાં નક્ષત્રો દીક્ષા અને પ્રતિષ્ઠામાં શુભ છે. ૧૨૫.

अस्सिणि–सयभिस–पू-भा, एसु वि दिक्खा सुहा विणिद्दिट्ठा ।
मह–मिग–धणि–पइट्ठा, कुज्जा वज्जिज्ज सेसाइं ॥१२६॥ ,

ઉપર કહ્યા ઉપરાંત અશ્વિની, શતભિષા અને પૂર્વાભાદ્રપદ એટલાં નક્ષત્રોમાં પણ દીક્ષા આપવી સારી કહી છે. તથા મઘા, મૃગશિર અને ધનિષ્ઠા, એ નક્ષત્રોમાં પણ પ્રતિષ્ઠા કરવી, બાકીનાં નક્ષત્રો વર્જ્ય છે. ૧૨૬.

कारावगस्स जम्मे, दसमे सोलसमेऽट्ठारसे रिक्खे ।
तेवीसे पणवीसे न, पइट्ठा कह वि कायव्वा ॥१२७॥

પ્રતિષ્ઠા કરાવનારના જન્મનું, દશમું, સોળમું, અઢારમું, ત્રેવીશમું, અને પચીશમું, આટલાં નક્ષત્રો સારાં હોય તો પણ તેમાં સર્વથા પ્રતિષ્ઠા કરવી નહીં. ૧૨૭.

संझागयं रविगयं, विड्डेरं सग्गहं विलंबं च ।
राहुहयं गहभिन्नं, वज्जए सत्त नक्खत्ते ॥१२८॥

શુભ નક્ષત્ર પણ સંધ્યાગત હોય, સૂર્યગત હોય, વિડ્વર હોય, ગ્રહ સહિત હોય, વિલંબિત હોય, રાહુથી હણાયું હોય કે ગ્રહથી ભેદાયું હોય, આ સાત પ્રકારનાં નક્ષત્રો વર્જવા લાયક છે. ૧૨૮.

अत्थमणे संझागय-रविगय जत्थ ठिओ अ आइच्चो ।
विड्डेरमवद्दारिय, सग्गह कूरग्गहठिअं तु ॥१२९॥
आइच्च पिठउ ओ विलंबि, राहुहयं जहिं गहणं ।
मज्झेण गहो जस्स उ, गच्छइ तं होइ गहभिन्नं ॥१३०॥
संझागयम्मि कलहो, होइ विवाओ विलंबि नक्खत्ते ।
विड्डेरे पर विजओ, आइच्चगए अनिव्वाणं ॥१३१॥
जं सग्गहम्मि कीरइ, नक्खत्ते तत्थविग्गहो होइ ।
राहुहयम्मि मरणं, गहभिन्ने सोणि उग्गालो ॥१३२॥

સૂર્ય અસ્ત સમયે જે નક્ષત્ર પૂર્વમાં ઉગે છે તે સંધ્યાગત કહેવાય છે. જે નક્ષત્રમાં સૂર્ય રહ્યો હોય તે રવિગત (સૂર્યગત) નક્ષત્ર કહેવાય છે. જે નક્ષત્ર વક્રી ગ્રહે અધિષ્ઠિત હોય તે વિડ્વર કહેવાય છે. જે નક્ષત્ર ક્રૂર ગ્રહે અધિષ્ઠિત હોય તે સગ્રહ કહેવાય છે. ૧૨૯. જે નક્ષત્ર સૂર્યની પાછળ હોય તે વિલંબી કહેવાય છે. જે નક્ષત્રમાં ગ્રહણ થયું હોય તે રાહુહત કહેવાય છે. જે નક્ષત્રની મધ્યમાં થઈને કોઈ ગ્રહ જતો હોય તે ગ્રહ ભિન્ન કહેવાય છે. ૧૩૦. આ સંધ્યાગત વિગેરે નક્ષત્રોમાં કાર્ય કરવાથી શું ફળ થાય છે? તે કહે છે — સંધ્યાગત નક્ષત્રમાં કાર્ય કરવાથી કલહ થાય છે, વિલંબી નક્ષત્રમાં કરવાથી વિવાદ થાય છે. વિડ્વરમાં કરવાથી શત્રુનો જય થાય છે. સૂર્યગતમાં કરવાથી અનિર્વાણ (અશાંતિ) થાય છે. ૧૩૧. જે સગ્રહ નક્ષત્રમાં કાર્ય કરે છે તેનો પણ ગ્રહ થાય છે એટલે તે પકડાય છે, રાહુહતમાં કાર્ય કરવાથી મરણ થાય છે અને ગ્રહભિન્ન નક્ષત્રમાં કાર્ય કરવાથી લોહીનું વમન થાય છે. ૧૩૨.

रविरिक्खाओ हेया, उवग्गहा पंचमऽट्ठचउदसमा ।
अट्ठारस उगुणीसा, बावीसा तेवीस चउवीसा ॥१३३॥

સૂર્યના નક્ષત્રથી પાંચમું, આઠમું, ચૌદમું, અઢારમું, ઓગણીશમું, બાવીશમું, તેવીશમું, અને ચોવીસમું; એટલાં નક્ષત્રો ઉપગ્રહ કહેવાય છે. તે શુભ કાર્યમાં તજવા યોગ્ય છે. ૧૩૩.

॥ इति उपग्रहाः ॥

એકાર્ગલ યોગ વિષે—

सेगविसमजोगद्धं, सम अद्ध चउदसंख सिरिरिक्खम् ।
दाउं चउद्दससिलाए, ससिरवि इक्कग्गलं वज्जे ॥१३४॥

પ્રથમ ૩૭મી ગાથામાં વિષ્કંભ ૧, અતિગંડ ૬, શૂળ ૯, ગંડ ૧૦, વ્યાઘાત ૧૩, વજ્ર ૧૫, વ્યતીપાત ૧૭, પરિઘ ૧૯, વૈધૃતિ ૨૭, એ નવ અશુભ યોગો કહ્યા છે.

તેમાં જે વિષમ (એકી) સંખ્યાવાળો યોગ હોય તેમાં એક વધારીને તેના અર્ધ કરવા અને સમ (બેકી) સંખ્યાવાળો હોય તેના અર્ધ કરી પછી ચૌદ વધારવા. જે સંખ્યા આવે તેટલામું નક્ષત્ર એકાર્ગલ યંત્રને માથે મૂકી ત્યાર પછીનાં નક્ષત્રો અનુક્રમે મૂકવાં. તે યંત્ર તેર લીટી આડી અને એક ઊભી એમ ચૌદ લીટીનું કરવું. પછી સૂર્ય અને ચંદ્ર જે નક્ષત્રમાં હોય તે નક્ષત્ર ઉપર સૂર્ય અને ચંદ્ર મૂકવા. જો તે બન્ને સામસામા આવે તો તે એકાર્ગલ વર્જવા યોગ્ય છે. જેમકે વિષ્કંભ યોગ પહેલો છે, તે વિષમ છે, માટે એક ઉમેરવાથી બે થયા. તેને અર્ધ કરવાથી એક આવ્યો, તેથી પહેલું અશ્વિની નક્ષત્ર માથે મુકવું એ રીતે ગંડ યોગ દશમો છે. તે સમ છે તેને અર્ધ કરવાથી પાંચ આવે તેમાં ચૌદ ઉમેરવાથી ઓગણીશ થાય, તેથી ઓગણીશમું મૂળ નક્ષત્ર માથે મૂકવું. શૂલ યોગ નવમો છે તે વિષમ છે, તેથી તેમાં એક ઉમેરવાથી દશ થાય, તેનું અર્ધ પાંચ થાય તેથી પાંચમું નક્ષત્ર મૃગશિર માથે મૂકવું. ૧૩૪.

મૃગશિર

| | |
|---|---|
| રોહિણી | આર્દ્રા |
| કૃત્તિકા | પુનર્વસુ |
| ભરણી | પુષ્ય |
| અશ્વિની | અશ્લેષા |
| રેવતી | મઘા |
| ઉત્તરાભાદ્ર. | પૂર્વાફાલ્ગુની |
| પૂર્વાભાદ્ર. | ઉત્તરાફાલ્ગુની |
| શતભિષા | હસ્ત |
| ધનિષ્ઠા | ચિત્રા |
| શ્રવણ | સ્વાતિ |
| અભિજિત્ | વિશાખા |
| ઉત્તરાષાઢા | અનુરાધા |
| પૂર્વાષાઢા | જ્યેષ્ઠા |

મૂળ

હવે પાત યોગ કહે છે.—

असे म चि अणु सव रे-विसमारेहा उ सेसमभिलहिओ।
रविरेहस्सिणि गणिए, इक्के रिक्खे विसमि पाउ ॥१३५॥

અશ્લેષા ૧, મઘા ૨, ચિત્રા ૩, અનુરાધા ૪, શ્રવણ ૫, રેવતી ૬, આ નક્ષત્રોથી ઉત્ક્રમે રેખા કરી તેમાં શેષ નક્ષત્રો સ્થાપન કરી જયાં સૂર્ય નક્ષત્ર હોય ત્યાં સુધી આ છ નક્ષત્રોથી ગણવું. જે જે સંખ્યા આવે અશ્વિનીથી ઉત્ક્રમે ગણતાં તે તે સંખ્યાવાળાં નક્ષત્રમાં પાત જાણવો. તાત્પર્ય એ છે જે સૂર્ય કૃત્તિકાનો છે તો અશ્લેષાદિક છ નક્ષત્રથી સૂર્ય ૨૨—૨૧—૧૭—૧૪—૯—૪ થાય તો અશ્વિનીથી ઉત્ક્રમે બાવીશમું વગેરે પુનર્વસુ, પુષ્ય, ઉત્તરાફાલ્ગુની, સ્વાતિ, પૂર્વાષાઢા અને પૂર્વાભાદ્રપદ આદિ છ નક્ષત્રમાં પાત જાણવો. ૧૩૫.

रविमुक्खा निअरिक्खा, बार डुम तिअ तिवीसं छट्ठं च।
पणवीस अडिगवीसं, कुणंति लत्ताहयं रिक्खं ॥१३६॥

સૂર્ય જે નક્ષત્રમાં રહેલ હોય તે નક્ષત્રથી બારમા નક્ષત્રને, ચંદ્ર આઠમા નક્ષત્રને, મંગળ ત્રીજા નક્ષત્રને, બુધ તેવીશમા નક્ષત્રને, ગુરુ છટ્ઠા નક્ષત્રને, શુક્ર પચીશમા નક્ષત્રને, શનિ આઠમા નક્ષત્રને અને રાહુ એકવીશમા નક્ષત્રને લત્તા દોષથી હણેલું કરે છે. ૧૩૬.

હવે વેધને કહે છે.—

सत्त सिलाए कित्तिअ-माई रिक्खे ठवित्तु जोएह।
गहवेहमिट्ठरिक्खे, उवरि अहो वा पयत्तेण ॥१३७॥

સાત શલાકા (લીટી) આડી તથા ઊભી કરવી. પછી મથાળે કૃત્તિકાથી અનુક્રમે ૨૮ નક્ષત્રો મૂકીને ઇષ્ટ નક્ષત્રને વિષે પ્રયત્ન કરીને ગ્રહનો વેધ જોવો, એટલે કે સપ્ત શલાકા યંત્રમાં જે નક્ષત્રો મૂકયાં હોય ત્યાં જે ઠેકાણે સંભવે તે ઠેકાણે સર્વે ગ્રહો મૂકવા. તેમાં જો સૌમ્ય ગ્રહ અને પાપ ગ્રહ સામસામા આવે તો તે વેધ સમજવો. તે વેધ અશુભ છે. ૧૩૭.

સપ્ત શલાકા યંત્ર—

કૃ. રો. મૃ. આ પુન. પુષ્ય. અશ્લે
ભ. અ રે. ઉ. પૂ શ. ધ
મઘા પૂર્વા ઉત્તરા હસ્ત ચિત્રા સ્વાતિ વિશાખા
શ્ર. અભિ ઉ. પૂ. મૂ. જ્યે. અનુ

પંચ શલાકા યંત્ર વડે વેધ—

पंचसिलाए दो दो, रेहा कोणेसु रोहिणीमुक्खा ।
दिसि धुरि रिक्खा उ, कमा वए विलोइज्ज वेहमिहं ॥१३८॥

પાંચ શલાકાનો યંત્ર ઉપર પ્રમાણે કરી ખૂણામાં બબ્બે રેખાઓ કરવી. પછી દિશાને મથાળે રોહિણીથી અનુક્રમે નક્ષત્રો મૂકવાં પછી ઉપર પ્રમાણે ગ્રહ મૂકીને તેનો વેધ દીક્ષા વિષે જોવો. યંત્ર આ પ્રમાણે.—૧૩૮.

કૃ રો મૃ આ પુ પુ અ
શ્ર અભિ ઉ પૂ મૂ જ્યે અનુ

છાયા લગ્ન વિષે—

सिद्धच्छायालग्गं, रविकुजबुहजीव संकुपायकमा ।
एगारस नव अड सग, अद्धट्ठा (नव) सेसवारेसु ॥१३९॥

છાયા લગ્ન આ પ્રમાણે સિદ્ધ થાય છે.—શંકુના આંક અથવા પોતાની છાયાનાં પગલાં રવિવારે અગિયાર, મંગળવારે નવ, બુધવારે આઠ અને ગુરુવારે સાત થાય તથા બીજા વારોમાં સાડા આઠ થાય તે વખતે છાયા લગ્ન કહેવાય છે, તે સર્વ કાર્યમાં શુભ છે. ૧૩૯.

ધ્રુવ ચક્રનું ફળ—

तिरिच्छगे धुवे दिक्खा, पइट्ठाइ सुहंकरे।
उड्ढठिए धयारोव–खित्तगाई समायरे॥१४०॥

ધ્રુવ તિરછો હોય ત્યારે દીક્ષા, પ્રતિષ્ઠા વિગેરે કાર્ય શુભંકર છે, અને ધ્રુવ ઉર્ધ્વ રહ્યો હોય ત્યારે ધ્વજારોપણ તથા ક્ષેત્ર વાસ્તુ વગેરે કરવાં, અહીં એમ સમજવું કે—ધ્રુવના તારાની પાસે બે નાના તારા હોય છે તે તારા તિરછા હોય તો ધ્રુવ તિરછો કહેવાય છે. અને તે તારા ઉપર નીચે હોય તો ધ્રુવ પણ ઊર્ધ્વ કહેવાય છે. ૧૪૦.

શંકુ છાયા લગ્ન વિષે

वीसं सोलस पनरस, चउद्स तेरस य बार बारेव।
रविमाइसु बारंगुल–संकुच्छायंगुला सिद्धा॥१४१॥

બાર આંગળનો શંકુ કરવો. પછી રવિવારે તે શંકુની છાયા વીશ આંગળની થાય, સોમવારે સોળ આંગળ, મંગળવવારે પંદર આંગળ, બુધવારે ચૌદ આંગળ, ગુરુવારે તેર આંગળ, શુક્રવારે બાર આંગળ તથા શનિવારે પણ બાર આંગળની છાયા થાય ત્યારે તે સિદ્ધ છાયા કહેવાય છે. ૧૪૧.

પ્રથમ ગોચરી; નંદી વિગેરે વિષે—

तिक्खुग्गमिस्स रिक्खाणि, चिच्चा भोमसणिच्छरं।
पढमं गोअरं नंदी, पमुहं सुहमायरे॥१४२॥

તીક્ષ્ણ; ઉગ્ર અને મિશ્ર નક્ષત્રોને તથા મંગળ અને શનિ એ બે વારને તજીને પહેલી ગોચરી તથા નંદી (નાંદ) વિગેરે શુભ કાર્ય કરવાં. ૧૪૨.

इअ जोगपइवाओ, पयडत्थपएहिं विहिअ उज्जोआ।
मुणिमणभवणपयासं, दिणसुद्धिपईविआ कुणउ॥१४३॥

આ રીતે યોગરૂપી પ્રદીપ થકી પ્રગટ અર્થવાળા પદોએ કરીને જેનો ઉદ્યોત કર્યો છે એવી આ દિનશુદ્ધિરૂપી દીપિકા મુનિઓનાં મનરૂપી ભવનના પ્રકાશને કરો. ૧૪૩.

सिरिवयरसेणगुरुपट्टनाह, सिरिहेमतिलयसूरीणं ।
पायपसाया एसा, रयणसेहरसूरिणा विहिआ ॥१४४॥

શ્રી વજ્રસેન ગુરુની પાટના સ્વામી શ્રી હેમતિલક સૂરિના પાદ પ્રસાદથી આ દિનશુદ્ધિ રત્નશેખર સૂરિએ રચી છે.

( ॥ इति श्रीरत्नशेखर सूरिविरचिता दिनशुद्धिप्रदीपिका ॥ )

समाप्त



